'A gracious spirit o'er this earth presides,
"And o'er the heart of man; invisibly
"It comes, to works of unreproved delight,
"And tendency benign, directing those
"Who care not, know not, think not what they do.
"The tales that charm away the wakeful night
"In Araby, romances; legends penned
"For solace by dim light of monkish lamps;
"Fictions, for ladies of their love, devised
"By youthful squires; adventures endless, spun
"By the dismantled warrior in old age,
"Out of the bowels of those very schemes
"In which his youth did first extravagate;
"These spread like day, and something in the shape
"Of these will live till man shall be no more.
"Dumb yearnings, hidden appetites, are ours,
"And *they must* have their food"........

—*Wordsworth's Prelude, Bk. VI., 491–508.*





# સ્નેહાઞ્જલિ..

કાદમ્બરી ઉપનામથી વિજ્ઞાત જે શિશુ કાલથી,
કાદમ્બરી સમ જે રહી સંલગ્ન અહિં નિજ ચંદ્રથી;
વર્સી વર્ષ દશ મુજ સમિપ જે ઉછરી હતી બહુ લાડથી,
પામી સુશિક્ષણ માતૃ–પક્ષ સમર્થ ગોવર્ધન થકી;
શૃંગાર રૂપ બની ભવન પ્રિય ભાનુ ભ્રાતૃગણતણી,
રીઝાવિયા ગુરૂ નરહરિ લીલા સહિત નિજ ભક્તિથી;
કાન્તિ તણી કુંજે અમી વર્ષાવતી ઉમંગથી,
વિદ્યા વિનોદ પ્રમોદ સહ હસમુખ રહી જે વ્હાલથી;
ચંપક કલિ સમ ગૃહવિશે પ્રસરાવતી સુરભિ અતિ,
નિજ ભગિનીં–મંડલને સદા શુભ કર્મમાં સંયોજતી;
ઉપજ્યો જરા મદ નહિજ જેને સ્વાર્થ–ત્યાગ થકી કદી,
પામી મહા ઉત્કર્ષ જે નિજ બન્ધુની સેવા થકી;
વળી શુદ્ધ નિર્મળ પ્રેમથી વર્સી સ્નેહિયોનાં હૃદયમાં,
રહી કનક મણિસમ ઓપતી શાન્તિ થકી સૌ સાથમાં;
સુભદ્રા કૃષ્ણને જેવી, હતી તે પ્રિય બંધુને,
સુલોચના સમી શાણી, મ્હાલતી શ્વશુને ગૃહે,
મૃદુ કુસુમવત્ ખિલિ ના ખિલી ત્યાં અરે ઝડપાઇ ગઇ,
બ્હેનો તણું હિત સાધવાની આશ અંતર રહી ગઇ,
પ્રભુ-પ્રેમમાં થઇ લીન, ત્યજી મમતા, સુદૃઢ મનથી સહી
બહુ કષ્ટ, જે વ્હાલી ગઇ, વય સ્વલ્પ ભોગવીને અહીં,
સ્મરી પ્રેમ તેનો આ કથાપર, શોક-સંતાપિત મને
અર્પું કૃતિ મુજ અંજલિસમ, તેજ પુત્રી વસંતને.



પહેલી આવૃત્તિ ઇ. સ. ૧૮૮૪.

બીજી આવૃત્તિ ઇ. સ. ૧૮૮૬.

ત્રીજી આવૃત્તિ ઈ. સ. ૧૮૯૫.

ચોથી આવૃત્તિ ઇ. સ. ૧૯૦૮.

પાંચમી આવૃત્તિ ઇ. સ. ૧૯૧૬.

છઠ્ઠી આવૃત્તિ ઇ. સ. ૧૯૨૪.

---



## ચિત્રોની અનુક્રમણિકા.







# પાત્ર-વર્ગ.

———:o:———

શૂદ્રક:—દશાર્ણ દેશનો રાજા; ચંદ્રનો બીજો અવતાર.

ચંડાલ-કન્યા:—વૈશમ્પાયન રૂપ પુંડરીકની માતા લક્ષ્મીનો અવતાર.

વૈશમ્પાયન:—પુંડરીકનો પોપટ રૂપે બીજો અવતાર.

જાબાલિ મુનિ:—વૈશમ્પાયન પોપટના પૂર્વ જન્મની કથા કહેનાર ઋષિ.

હારીત:—તેમનો પુત્ર.

તારાપીડ:—અવન્તીનો રાજા, ચંદ્રાપીડનો પિતા

વિલાસવતી:—તેની પટરાણી, ચંદ્રાપીડની માતા.

શુકનાસ:—તેનો પ્રધાન

મનોરમા:—તે પ્રધાનની પત્ની.

ચંદ્રાપીડ:—તારાપીડ રાજાનો કુમાર; ચંદ્રનો પહેલો અવતાર.

વૈશમ્પાયન:—શુકનાસનો પુત્ર, ચંદ્રાપીડનો મિત્ર; પુંડરીકનો પહેલો અવતાર.

ઇંદ્રાયુધ:—સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલો દૈવી અશ્વ; કપિંજલનો અવતાર.

પત્રલેખા:—કુલૂતેશ્વરની પુત્રી; ચંદ્રની પત્ની રોહિણીનો અવતાર; ચંદ્રાપીડની [ તામ્બૂલ-વાહિની.

મહાશ્વેતા:—ગંધર્વાધિપતિ હંસ તથા ગૌરીની પુત્રી.

પુંડરીક:—શ્વેતકેતુ મુનિ તથા લક્ષ્મીનો પુત્ર.

કપિંજલ:—એક ઋષિ કુમાર; પુંડરીકનો મિત્ર.

કાદમ્બરી:—સકલ ગંધર્વાધિરાજ ચિત્રરથ તથા મદિરાની રાજકન્યા.

તરલિકા, કેયૂરક, મદલેખા, મેઘનાદ, બલાહક આદિ અનુચરો.

# પ્રસ્તાવના.

## ( છઠ્ઠી આવૃત્તિની. )





આ ભાષાન્તર પ્રથમ પ્રસિદ્ધ થયા પછી લગભગ ચાલીશ વર્ષે તેની છઠ્ઠી આવૃત્તિ પ્રકટ થવાનો સમય પ્રાપ્ત થયેલો જોઇ મને ઘણો આનંદ થાય છે.

આપણા દેશમાં પુસ્તકોનો ખપ પ્રમાણમાં બહુ ઓછો છે, અને તેમના પ્રચાર માટેનું ક્ષેત્રફળ ઘણું સંકુચિત છે. તેથી સારાં પુસ્તકોમાંથી પણ કેટલાકજ બીજી આવૃત્તિ જોવાને ભાગ્યશાળી નીવડે છે. કેટલાકની તો પ્રથમ આવૃત્તિ પૂરી ખપવામાંજ વિઘ્નો આવી નડે છે. તેવા સયોગોમાં આ ગ્રંથને આવો અવકાશ મળ્યો એ પરમ સંતોષજનક છે.

એટલું તો સ્પષ્ટ છે કે બાણભટ્ટ જેવો સમર્થ ગ્રંથકાર યુરોપ કે અમેરીકામાં આધુનિક સમયમાં આવો અપૂર્વ ગ્રંથ લખવાને જન્મ્યો હત તો તેના ગ્રંથની લાખો પ્રતિયો પ્રસિદ્ધ થઇ ચુકી હત, અને તેની આવૃત્તિયો ઉપરાઉપરી અનેક પુનરાવર્તન પામી હત, તેની સાથે (મ્હેં પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ) ચિત્રો પણ ગ્રંથકારનો મનોભાવ યથાર્થ રીતે વાચકોની સમક્ષ રજુ કરે તેવાં, પૃષ્ઠે પૃષ્ઠ શોભાવવા માટે પુષ્કળ મળી શકયાં હત, પણ આપણો ગુર્જર દેશ વર્તમાન કાળની યુરોપ કે અમેરીકાની સ્થિતિયે સાહિત્ય પ્રસિદ્ધિના વિષયમાં કોઇ કાળે પણ પહોંચવાને સમર્થ થશે કે કેમ તેની એ મ્હને તો શંકા રહે છે.

આ ભાષાન્તરની પાચમી આવૃત્તિ પ્રકટ કરવાને સમયે હું આ ગ્રંથના બાહ્ય સ્વરૂપમાં કંઇક અધિક ચિત્તાકર્ષકતા લાવી શકયો અને સારા ચિત્રકારોને વિનવીને તેમની કલમના ચિત્રો મેળવી શકયો તેને લીધે તેની લોકપ્રિયતામાં પણ વધારો થયો. આ નવી આવૃત્તિમાં કેટલાંક નવાં ચિત્રો ઉમેરવામાં આવ્યાં છે અને જુનામાંથી જે અરૂચિકર જેવા જણાયાં તે કમી કર્યાં છે તેથી વાચક વર્ગને કંઇક વિશેષ પ્રીતિ ઉત્પન્ન થશે એવી આશા રાખું છુ.

આ ભાષાન્તર ઉપરથી નડિયાદ નિવાસી પ્રખ્યાત ચિત્રકાર કવિ રા. ભાઈ કુસુમચંદ ઝવેરચંદ શાહે મહાશ્વેતા કાદમ્બરી નામે નાટક રચીને વાંકાનેરની એક

કંપની દ્વારા ભજવી બતાવવાની ગોઠવણ કેટલાંક વર્ષ ઉપર કરી તેથી કાદમ્બરીનું નામ વિશેષ ખ્યાતિમાં આવ્યું, તેમાં વળી તેની અંદરનાં રા. ભાઇ ફુલચંદનાં રચેલાં મધુર ગાયનો તો શ્રોતાઓને એટલાં પસંદ પડી ગયાં કે તેનાં રેકર્ડ ગ્રામોફોન માટેનાં તૈયાર થઇ ગયાં અને સારે સારે સ્થળે તેવા રેકર્ડમાં એ ગાયનો વારંવાર સાંભળવામાં આવવાથી આ ગ્રંથ સંબંધી માહિતી કંઇક વધતી ગયેલી છે.[૧]

રા. ભાઇ ફુલચંદ એક ઉત્તમ પંક્તિના ચિત્રકાર હોઇને તથા આ ગ્રંથ તેમની પ્રીતિનો વિષય હોઇને તેમની કસાયલી કલમથી દોરાયલું એકાદ ચિત્ર, કવિનો મનોભાવ વ્યંજક, આ ભાષાન્તર સાથે પ્રકટ કરવાની મ્હારી તીવ્ર અભિલાષા હતી તેથી મ્હેં તેમને વિનતિ કરી હતી તે તેઓએ કૃપાથી સ્વીકારી મ્હને "તામ્બૂલ દાન", નું સુંદર ચિત્ર તૈયાર કરી આપ્યું છે તે આ છઠ્ઠી આવૃત્તિ સમયે પ્રસિદ્ધ કરીને તેની શોભામાં વૃદ્ધિ કરવાને હું શક્તિમાન થયો છું, અને તેમની આ સાહાનુભૂતિ તથા મ્હારાપ્રતિ સહૃદયતા ભરેલી પ્રેમાળ મમતા માટે તેમનો આ સ્થળે હું અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

સદ્‌ગત ચિત્રકાર રા. ત્રિભુવન પટેલની કુશળતાનો લાભ અમુક ચિત્રો રૂપે મેળવવાને હું ભાગ્યશાળી થયો છું તેથી જેમ સંતોષ થાય છે તેમ તેમના અકાળ સ્વર્ગવાસને લીધે ગુર્જર પ્રજાને થયેલી હાનિ માટે ખેદ પણ થયા વિના રહેતો નથી.

આ પ્રાચીન પુસ્તક સંબંધે અર્વાચીન અધ્યાપકોનો કેવો અભિપ્રાય છે તે જાણવાની મ્હને ઇચ્છા થતાં મ્હેં જુનાગઢની બહાઉદ્દિન કૉલેજના સંસ્કૃત શિક્ષાગુરૂ રા. રા. મહાદેવ મલ્હાર જોશી એમ. એ, ને તેને માટે વિનતિ કરી હતી તે તમણે સ્વીકારી એ સંબંધે વિસ્તારથી વિવેચન લખી મોકલીને મ્હને ઉપકૃત કર્યો છે. એમના વિચારો પૂરેપૂરા પ્રસિદ્ધ કરવાથી લંબાણ બહુ થઇ જાય તેથી તેનો સારજ અહીં આપવાનું ઉચિત ધાર્યું છે.

વૈશમ્પાયન શુક પોતાના પિતાના મરણ સમયે પોતાને થયેલું દુઃખ તથા શોક જણાવે છે તેમાં કવિયે પોતાના હૃદયનો ભાવ દર્શાવી પોતાની સ્થિતિનું વર્ણન આપેલું છે. કેમકે તેમના પિતા પણ તેમની બાલ્યાવસ્થામાંજ સ્વર્ગવાસી થયા હતા.

પાત્ર વર્ગમાં પ્રોફેસર જોશી સાહેબ જાબાલિ મુનિને અગ્રસ્થાન આપે છે. ભવભૂતિના વસિષ્ઠ અને કાલિદાસના કણ્વની પંક્તિમાં તેમને તેઓ મૂકે છે, એવા

---

૧. કાદમ્બરીના આ નાટકને "સીનીમા" માં ચિત્રપટ રૂપે જોવાનો લાભ પણ હવે પ્રેક્ષકોને મળ્યો છે, એ વિશેષ આનંદજનક છે.

ત્રિકાળદર્શી, સત્ય વચની, કઠોર દેખાવા છતાં કોમળ દયાર્દ્ર અંતઃકરણની મહાત્માઓ શિક્ષાના ભયથી નહિ પણ પોતાના વિશુદ્ધ ચરિત્રથી, નિઃસ્વાર્થ વૃત્તિથી, પવિત્રતાથી, પરોપકારી સ્વભાવથી, દૈવી જ્ઞાનથી અને લૌકિક વ્યવહારના અનુભવથી રાજા-પ્રજા ઉભયને યોગ્ય ઉપદેશ આપીને તેમનું કલ્યાણ કરવાથી જનસમાજને ઘણા ઉપયોગી થઇ પડે છે, પણ આ કલિયુગમાં એવા ઉચ્ચસ્થાને બિરાજતા મહા પુરૂષોની ખોટજ છે.

अप्रियस्य च सत्यस्य वक्ता श्रोता च दुर्लभः

સ્વામીને અપ્રિય ન થઇ પડવાની કાળજી રાખનારા ઘણા અને તેનું હિત-ચિંતન કરીને ખરૂં કહેવાની હિમત ધરાવનાર થોડાજ હોય છે.

મહાશ્વેતાનું સુંદર ચિત્ર આપવામાં કવિયે ભરતખંડની પવિત્ર આર્ય વિધવા-યુવતીઓના અમૂલ્ય આત્મભોગને માન આપ્યું છે એટલુંજ નહિ પણ આ જાતિ માટેનો પોતાનો સદ્ભાવ તથા પૂજ્યબુદ્ધિ પદે પદે પ્રકટ કરેલા છે. પરલોકવાસી થયેલા પતિની પાછળ પ્રાણત્યાગ કરવાની વિરૂદ્ધ કવિયે જે ભાષણ ચંદ્રાપીડના મુખમાં મુકયું છે ( પૃષ્ટ ૧૫૨ ) તેમાના ઉચ્ચ વિચારો ખરેખર સ્તુતિપાત્ર છે, એટલા જુના જમાનામાં પણ 'સતી' થવાના ચાલની વિરૂદ્ધ મત ધરાવનાર પુરૂષો હતા અને તેઓ નીડરપણે પોતાના વિચારો આવી રીતે દર્શાવતા એ આથી સિદ્ધ થાય છે. વિધવાઓનો ધર્મ પતિ પાછળ બળી મરવામાં સમાયલો છે, એવી માન્યતા સ્વીકારવાને બદલે, જીવિત ધારણ કરી રાખીને પોતાના કુટુંબની તથા સમાજની સેવા કરવામાં અને ધાર્મિક પ્રવૃત્તિયોમાં તે ગાળવું એજ માર્ગ ગ્રહણ કરવા યોગ્ય અને શ્રેયસ્કર છે.

કાદમ્બરીને બાણે આદર્શ રૂપ લલના ચિત્રેલી છે, અને તેના સ્વરૂપ-વર્ણનમાં પોતાની કલ્પનાશકિતને ઉચ્છૃંખલ ભ્રમણ કરવા દીધું છે. કળામાં નિપુણ અને સુશિક્ષિત છતાં તે ધર્મપરાયણ રહીને લજ્જાનો કે લોકાપવાદના ભયનો ત્યાગ કરતી નથી. મહાશ્વેતાએ પતિ મરણથી વૈધવ્ય દુઃખનું અંગીકરણ કર્યું ત્યારે કાદમ્બરીએ પ્રિયસખી ઉપરના ગાઢ સ્નેહથી તે દુઃખી હોય ત્યાંસુધી પાણિ-ગ્રહણ ન કરાવવાનું વ્રત લીધું, એમાં એક પ્રકારે બંને વચ્ચે સમાન શીલત્વ છે. પાછળથી ચંદ્રાપીડનું અણધાર્યું દર્શન થતાં તેનું વ્રત ટકી શકયું નહિ એ આપણે જાણીએ છીએ, તોપણ એની ધીર, ઉદાર વૃત્તિ તથા પતિપરાયણતા અદ્ભુતજ છે એમ કહ્યા વિના ચાલતું નથી.

આખા ગ્રંથમાં માત્ર કાદમ્બરી-ભવનમાં શુકચારિકા વચ્ચેના પ્રણય-કલહના વર્ણનનો પ્રસંગ તથા દ્રવિડ ધાર્મિકના વર્ણનનો પ્રસંગ બાદ કરીએ તો, હાસ્ય રસનો કેવળ અભાવજ છે.

શ્રીમદ્બાણભટ્ટની કૃતિમાં જો કંઇ દોષ જેવું પ્રોફેસર જોશી સાહેબને લાગતું હોય તો તે એ છે કે તેમાંના તમામ પાત્રોમાં—કેયૂરક-તરલિકા આદિથી માંડીને છેક ચંદ્રાપીડ અને કાદમ્બરી સુધીમાં—કોઈ મૃત્યુ લોકના માનવી જેવું ભૂલનું ભરેલું નથી. સર્વે ઉંચી પંક્તિનાજ છે. આખી કથામાં ખલ વા દુર્જન કોઇ છેજ નહિ, એ અતિશયોક્તિ અત્રની છે. પ્રસોઝાને પણ માત્ર વૈશમ્પાયનનેજ થએલું દર્શાવ્યું છે, તે પણ પૂર્વ કાળનું સ્મરણ અજાણે પણ થઇ આવવાથી પૂર્વ જન્મમાં પોતાને વરેલી યુવતીના સંબંધમાં, એટલે એ કંઇ દુષ્ટ આચરણ કહેવાય નહિ. કોઇનામાં ઇર્ષ્યા કે દ્વેષ તો મળેજ નહિ. બીજી કોઇ નવલકથામાં આવાં પરિપૂર્ણ સદ્‌ગુણી પાત્રોનો ચિતાર જોવામાં આવતો નથી.

મને તો લાગે છે કે આનું કારણ એટલુંજ હોવું જોઇએ કે શ્રીમદ્બાણભટ્ટે જે દંતકથા ઉપરથી આ અદ્‌ભુત રચના ઘડી કાઢી છે તેમાં તેવું કોઇ પાત્ર ન હોવાથી તેમને તેની આવશ્યકતા લાગીજ નહિ હોય.

રાજકોટ,
આશ્વિન શુદ ૬,
સંવત ૧૯૭૯.

છ. હ.



सा रम्या नगरी महान्स नृपतिः सामंतचक्रं च तत्
पार्श्वे तस्य च सा विदग्धपरिषत्ताश्चंद्रबिंबाननाः ॥
उन्मत्तः स च राजपुत्रनिवहस्ते बंदिनस्ताः कथाः
सर्वं यस्य वशादगात्स्मृतिपथं कालाय तस्मै नमः ॥

# પ્રસ્તાવના.

## ( પાંચમી આવૃત્તિની. )



આ ભાષાન્તર ઉપર વાચક-વૃંદની અભિરુચિ એવી ને એટલી બધી નિરંતર રહી તેથી તેની પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો જોઈને મને ઘણો આનંદ થાય છે, અને તે વિશેષે કરીને એટલા માટે કે આ ભાષાન્તર પ્રથમ પ્રસિદ્ધ કરતી વેળા મ્હારા મનમાં જે તીવ્ર અભિલાષા ઉત્પન્ન થઈ હતી કે આવા—શાબ્દિક ચિત્રમય વર્ણનોથી ભરપૂર—ગ્રંથો જો દૃશ્ય ચિત્રો સાથે પ્રસિદ્ધ થઈ શકે તો તેમના સૌંદર્યની અધિક પ્રતીતિ થાય—તે પૂર્ણ કરવાનો આજ મને સુભાગ્યે અવકાશ મળ્યો છે. એ ખરું છે કે બીજી આવૃત્તિ બહાર પડી તે વેળા હું એક ચિત્ર આપી શક્યો હતો પરંતુ તે સમયે ચિત્રકળાનું જ્ઞાન આપણા દેશમાં જોઈએ તેટલું વૃદ્ધિ પામેલું ન હતું અને જેને "બ્લૉક" કહે છે તેજ પ્રાપ્ત થઈ શકતા હતા અને તે પણ ચિત્રકારોની ખોટને લીધે મહાશ્રમસાધ્ય તથા ચિત્રોનો અંતર્ગતભાવ જોઈએ તેવી સ્પષ્ટતાથી જણાવવાને અસમર્થ હતા. આધુનિક કાળમાં ફોટોગ્રાફી ઉપરથી જે રીતે સરલતાથી અને ત્વરાથી "બ્લૉક" તૈયાર કરવામાં આવે છે તે રીત તે કાળે પ્રકાશમાં આવી ન હતી. આજ તો એ કામ કરનારાં કારખાનાં સંખ્યાબંધ આખા દેશમાં સ્થપાયાં છે અને તેમાં મુંબઈ નગરમાં "લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ વર્ક્સ" માંથી એવાં ચિત્રો હવે સંખ્યાબંધ નીકળે છે. તેમના તરફથી પ્રકટ થતી "સુવર્ણમાળા" ના અંકોમાં પ્રતિવર્ષ આપણી પૌરાણિક કથાઓ તથા કાવ્યોને લગતાં ચિત્રો આપવામાં આવે છે અને તેમાંના બે અંકમાં તેમણે "કાદમ્બરી" ના પૂર્વાર્ધને સંબંધે પણ અમુક ચિત્રો આપેલાં છે તેનો લાભ આ ભાષાન્તર પ્રસિદ્ધ કરવામાં મને મળ્યો છે તેથી હું તેમનો ઉપકૃત છું.

આ વિષયના સંબંધમાં મ્હારા સ્નેહી સાક્ષરવર રા. રા. નનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીની સાથે પ્રસંગવશાત્ વાત થતાં તેઓએ મ્હારું ધ્યાન અલ્હાબાદમાં પ્રસિદ્ધ થતા "સરસ્વતી" નામના હિંદી માસિકમાં, આજ ગ્રંથનો વિષય લઈને પ્રકટ થયેલાં "શુક-શૂદ્રક પરિચય" અને "શુક-શૂદ્રક સંવાદ" એ નામનાં બે અતિ સુંદર તથા ચિત્તાકર્ષક રંગીન ચિત્રો તરફ ખેંચ્યું હતું. તે ચિત્રો આજ સુધી મ્હારા જોવામાં આવેલાં, સ્વદેશી ચિત્રકારોની કલમથી જન્મેલાં ઘણાંખરાં ચિત્રો કરતાં અતિ ઉત્તમ અને પાશ્ચાત્ય ચિત્રકારોની કલમને પણ ટક્કર મારે એવાં હોવાની સાથે, દેશકાળને ઉચિત શિલ્પકામ તથા વસ્ત્રાલંકાર આદિ પ્રદર્શિત કરે છે, અને નાટકની રંગભૂમિ ઉપર પાત્ર પોતાના વિભાગ અનુસાર ગોઠવાયેલાં હોય એમ ખુબીથી એકત્ર કરેલાં પાત્રોના અંતર્ગતભાવ પણ વ્યક્ત કરે છે તેથી દૃષ્ટિને તથા મનને આહ્લાદજનક થયા વિના રહે એવાં નથી એમ મને જણાયાથી મેં તે આ ગ્રંથને માટે મેળવવાનો ઘણો શ્રમ તથા વ્યયથી ગોઠવણ કરેલી છે. તેની સાથે પુના ચિત્રશાળામાં તથા

બીજી રીતે પણ કેટલાંક ચિત્ર તૈયાર કરાવેલાં છે. આવી સામગ્રીના વધારાથી આ ગ્રંથના આકર્ષકપણામાં પણ વધારો થશે અને ગુર્જર પ્રજાને તે અધિક રુચિકર થઈ પડશે એવી આશા રાખવી વ્યર્થ નહિ ગણાય.

વિદ્યાના પ્રચાર સાથે પ્રાચીન ઐતિહાસિક વિષયો ઉપર વિશેષ પ્રકાશ પડતો જાય છે તેને બળે આ ભાષાન્તરની ચતુર્થ આવૃત્તિ પ્રસિદ્ધિમાં મૂકતી વેળા કેટલીક નવીન હકીકત શ્રીમદ્ બાણભટ્ટના સમકાલીન ઇતિહાસ ઉપરથી વાચક વર્ગ સમક્ષ મૂકવાનું બની શક્યું હતું. તેજ નિયમને અનુસરીને તે પછીનાં વર્ષોમાં પણ એજ વિષય સંબંધે પૂછપરછ તથા વાચન ચાલુ રાખતાં કેટલાક સ્નેહીઓ દ્વારા તથા કેટલાક નવીન ગ્રંથો ઉપરથી આપણા ગ્રંથકર્તા સંબંધમાં હમણાં પણ કંઇક નવીન હકીકત મ્હારા જાણવામાં આવી છે તે આ સ્થળે પ્રકટ કરવામાં આવે છે, અને મ્હારા સ્નેહી વિદ્યાવિલાસી રા. રા. તનસુખરામભાઇએ મ્હારા હાથમાં મૂકેલા સાધનો રૂપેજ તેમાંની કેટલીક પ્રાપ્ત થઈ શકી છે માટે તેમનો આ સ્થળે ઉપકાર માનું છું.

સંસ્કૃત સાહિત્યમાં કેટલાક કવિયોએ પોતાના કાવ્યોમાના અમુક શ્લોકોની અંદરનું વર્ણન અતિશય હૃદયંગમ, ચમત્કૃતિમય તથા ઉચ્ચ પ્રકારનું કવિત્વદર્શક હોવાથી તેમને પંડિત વર્ગ તરફથી બીરુદ અથવા ઉપનામ અપાયેલા છે. આ પ્રમાણે મહાકવિ કાલિદાસને તેમના રઘુવંશના સર્ગ ૬ ઠાના શ્લોક ૬૭ ની અંદર ઇંદુમતી-સ્વયંવરના વર્ણન પ્રસંગે તે રાજ-કન્યાને **संचारिणी दीपशिखा** ની ઉપમા આપીને જે ચમત્કારની ખુબી દર્શાવેલી છે તે ઉપરથી તેમને " દીપ-શિખા " કાલિદાસ કહેવામાં આવે છે. તેમજ કિરાતના સર્ગ ૫ શ્લોક ૩૯ ઉપરથી કવિ ભારવિને " છત્રભારવિ " નું, કવિ માઘને તેમના કાવ્યના સર્ગ ૪ ના શ્લોક ૨૦ ઉપરથી " ઘંટામાઘ " નું, હરવિજય કાવ્યના સર્ગ ૧૯ શ્લોક ૫ ઉપરથી રત્નાકર કવિને " તાલ-રત્નાકર " નું, નલચંપુના કર્તા ત્રિવિક્રમને તે ગ્રંથમાંના ઉચ્છ્વાસ ૬ શ્લોક ૧ ઉપર-થી " યમુના-ત્રિવિક્રમ " નું, અને અનર્ઘ-રાઘવ નાટકના કર્તા મુરારિને એક પદ્ય ઉપરથી " ઇંદુ-મુરારિ " નું ઉપનામ પ્રાપ્ત થયેલું છે. શ્રી ભવભૂતિનું મૂળ નામ શ્રીકંઠ હતું પણ અમુક શ્લોક ઉપરથી તેઓ ભવભૂતિ સંજ્ઞાથી પ્રસિદ્ધ થયા એમ કહેવામાં આવે છે. તેવીજ રીતે આપણા મહાકવિ શ્રી બાણભટ્ટે પોતાના શ્રી હર્ષચરિતના ત્રીજા ઉચ્છ્વાસમાં કરેલા અશ્વ-વર્ણનની અત્યુત્કૃષ્ટતાથી તેઓ " તુરગ-બાણ " એવી સંજ્ઞાથી પંડિતોમાં સુપ્રસિદ્ધ છે. આ સંબંધમાં મત ભેદ એવો છે કે—આ ઉપનામ કાદમ્બરીમાં ( પૃ. ૭૨-૭૩ મે ) આપેલા ઇંદ્રાયુધ અશ્વના ઉત્તમ વર્ણનથી પણ કદાચિત્ પ્રાપ્ત થયું હોય, અને કેટલાકનો અભિપ્રાય એવો પણ છે કે શ્રીમદ્ બાણભટ્ટની વાણીનો પ્રવાહ ' અશ્વ-ધાટિ ' એટલે ઘોડાની ચાલની પેઠે વેગવાળો હોવાથી તેમને તે નામ પ્રાપ્ત થએલું છે. પરન્તુ શ્રી હર્ષચરિતમાં આપેલા તુરંગ-વર્ણનથીજ એ નામ વાસ્તવિક રીતે મળેલું છે એવી ઘણે ભાગે માન્યતા છે, કેમકે જે જે શ્લોકો ઉપરથી અન્ય કવિયોને એવાં બિરુદ મળેલાં છે ને તે શ્લોકોમાં તે બિરુદ વાચક શબ્દનું અસ્તિત્વ જોવામાં આવે છે ને તેવુંજ આ વર્ણનમાં પણ છે. આ શ્લોકો પ્રાતઃકાળે બંદીજન બોલે છે અને એમાં આવતું વર્ણન અતિ અદ્ભુત રીતે સ્વાભાવિક હોવાથી તે આ સ્થળે ઉતારવું ઉચિત લાગે છે.—

पश्चादङ्घ्री प्रसार्य त्रिकनतिविततं द्राघयित्वाङ्गमुच्चै-
रासज्याभुग्नकण्ठो मुखमुरसि सटा धूलिधूम्रा विधूय ।
घासग्रासाभिलाषादनवरतचलत्प्रोथतुण्ड स्तुरंगो
मन्दं शब्दायमानो विलिखति शयनादुत्थितः क्ष्मां खुरेण ॥१॥
कुर्वन्नाभुग्नपृष्ठो मुखनिकटकटिः कंधरामातिरश्चीम्
लोलेनाहन्यमानं तुहिनकणमुचा चञ्चता केसरेण ।
निद्राकण्डूकषायं कषति निबिडितश्रोत्रशुक्ति स्तुरंग
स्त्वंगत्पक्ष्माग्रलग्नप्रतनुबुसकणं कोणमक्ष्णः खुरेण ॥२॥[1]

આ શ્લોકો વાંચવાથી જણાશે કે અશ્વની નિદ્રામુક્તિનું તેમાં ઘણુંજ હૃદયગ્રાહી અને કવિની મહત્તા દૃષ્ટિ સૂચક વર્ણન સમાયેલું છે.

ઉપરની હકીકત હાલમાં પ્રસિદ્ધ થતા "सहृदया" નામના સંસ્કૃત ભાષાના માસિકના આષાઢ સં. ૧૯૬૯ ના અંકમાં महाकवयश्च विद्वांसि च એ નામના લેખ ઉપરથી મળી આવેલી છે. આ વિષયના વિદ્વાન્ લેખકે પોતાના અભિપ્રાયના સમર્થનમાં શ્રી રત્નાકર કવિનો એક શ્લોક પણ આપેલો છે. તેની અંદર શ્રીમદ્ બાણભટ્ટની વાગ્ધારાના મધુર છતાં અતિ પ્રગલ્ભ પ્રસાર માટે તેને કવિઓમાં ઉત્તમપદ આપેલું છે. તે શ્લોક નીચે પ્રમાણે છેઃ—

इत्थं सत्प्रज्ञकैर्यन्न जगति कविभिर्वस्तु तन्नास्ति किंचित्
क्षुण्णे क्षुण्णत्वचिन्तागहनविषयता तस्य दूरास्तु तावत् ।
गम्भीराभिप्रगल्भप्रसरगुरुगिरामग्रणीर्बाण एको
राजन् रत्नाकरश्च ज्वलनवदवनौ जाज्वलीति द्वितीयः ॥[2]

---

૧. પ્રભાત થતાં જાગૃતિમાં આવેલો અશ્વ, પગને પાછળ પ્રસારીને, પીઠ અને કેડના સંધને નમાવવાથી, વિસ્તારવાળાં પોતાનાં અંગને અધિક લંબાવીને, ગરદન વાંકી વાળીને, પોતાના મુખને વક્ષઃસ્થળ પાસે રાખીને, ધૂળથી ધૂમ્ર થઈ ગયેલી કેશવાળીને ધૂણાવીને, ઘાસ ખાવાની અભિલાષને લીધે, ઉપલા હોઠના અગ્રના ઉપરના ભાગને તથા કેશને નિરંતર હલાવતો હલાવતો, મંદ મંદ હણહણાટ કરતો કરતો. પૃથ્વીને પોતાના પગની ખરીથી ખોતરે છે.

કાન ઉંચા અને સ્થિર કરીને તે અશ્વ પોતાની પીઠને કંઇક નમાવી, મુખને કેડ પાસે રાખી, ડોકને કંઇક વાંકી વાળી ઝાકળનાં બિન્દુ ઝરાવતી તથા ફરફરતી ચંચળ કેશવાળી સાથે ઘસાતો આંખનો ખુણો,—જે નિદ્રામાં ચુંર આવવાથી ખંજવાળવાને લીધે જરા લાલ થઇ ગયો હતો, અને જેની કોમળ પાંપણોના અગ્રભાગમાં ફોતરાંના નાના નાના કણ વળગેલા હતા—તેને પગની ખરીવડે ઘસે છે.

૨. અર્થઃ—"હે રાજા ! સારી બુદ્ધિવાળા કવિઓએ જેનું વર્ણન કવિતામાં કર્યું ન હોય એવી કોઇ વસ્તુ જગત્‌માં છે ? નહિ. (એથી કરીને) તે વસ્તુના સંબંધમાં, આનો વિષય ચર્વિત-ચર્વણની ચિંતાથી વ્યાપ્ત છે, અર્થાત્ ચાવેલું ચાવવા જેવો—ગાયેલું ગાવા જેવો, पिष्टस्य पिषणं જેવો છે એમ ધ્યાનમાં લાવશો નહિ. (કેમકે) ગંભીર અને પ્રૌઢ શૈલીની વાણીવાળા કવિઓનો અગ્રણી એક બાણ અને બીજો રત્નાકર, અગ્નિના જેવા દેદીપ્યમાન, પૃથ્વી ઉપર પડ્યા છે."

ભોજપ્રબંધમાં શ્રીમદ્ બાણભટ્ટ સંબંધી કેટલુંક લખાણ આવે છે પણ નીચેનો શ્રી ભોજરાજ, કવિ કાળિદાસ તથા કવિ બાણભટ્ટના સહવાસ સંબંધનો શ્લોક મને અહીં પધારેલા સમર્થ વિદ્વાન્ હરિકથાકાર સતારાકર શ્રી દત્તાત્રિ મહારાજ પાસેથી મળેલો છે.

કહે છે કે એક દિવસ શ્રી ભોજરાજ ફરવા નીકળ્યા હતા ત્યારે તેમના જમણા હાથબાજુ કવિ કાળિદાસ ચાલતા હતા ને ડાબા હાથબાજુ બાણભટ્ટ હતા તેથી ડાબા હાથનું વર્ણન તેમણે કરવા માંડ્યું, પણ તેની પ્રશંસાનાં ત્રણ ચરણ પૂરાં થયાં એટલામાં ચતુર્થ પાદપૂર્તિ મહા કવિ કાળિદાસે એવી ખુબીથી કરી કે તેથી તેનાં સર્વ વખાણ ઢંકાઈ ગયાં ને જમણા હાથ કરતાં તેને પ્રભુએજ ઉતરતો ગણેલો છે એમ દર્શાવવાથી જમણા હાથની ઉત્કૃષ્ટતા સ્વતઃ સિદ્ધ થઇ:—

(બાણભટ્ટ) ग्रहणान्येष रिपोः शिरः प्रजवितं कर्षसमो वाजिनं ।
नीत्वा चर्मधनुः प्रयाति पुरतः संग्रामभूमावपि ॥
द्यूतं चौर्यकथां तथा च शपथं कुर्यान्न वामः करो ।
(કાલિદાસ) दानानुद्यमतां विलोक्य विधिना शौचाधिकारी कृतः ॥

કાલિદાસે બાણભટ્ટના કહેવાનું ખંડન એમ દર્શાવીને કર્યું કે—તમારો ડાબો હાથ ભલે શત્રુને હણવા, ઘોડાની લગામ પકડવી, ધનુષ્ ઝાલવું, ને રણસંગ્રામમાં આગળ થવું—એ આદિ મ્હોટાં મ્હોટાં કામોમાં વપરાતો હોય—ને દ્યૂત રમવામાં, ચોરી કરવામાં ને સોગન ખાવામાં ન વપરાતો હોય—પણ દાન કરવાને તે પ્રવૃત્ત થતો નથી તેથીજ પ્રભુએ એને મલિન કર્મને માટે નિયત કર્યો છે!!

કવિ જલ્હણ ( ઝાલણ ) કૃત સૂક્તિ-મુક્તાવલિ નામે ગ્રંથમાં શ્રીમદ્ બાણભટ્ટ પ્રબંધમાં નીચેની પ્રશસ્તિ જોવામાં આવે છે:—

महर्षेमारितारब्धाद्भुतकादम्बरीकथा ।
बाणस्य वाण्यनार्येव स्वच्छन्दा भ्रमति क्षितौ ॥[१]

ધનપાલકૃત ' તિલકમંજરી ' કથા સંવત્ ૧૦૭૮ ના આશરામાં લખાયલી છે તેની અંદર નીચેનો શ્લોક આપણા કવિના પુત્રના શુદ્ધ નામ ઉપર અધિક પ્રકાશ પાડે છે:—

केवलोऽपि स्फुरन् बाणः करोति विमदान् कवीन् ।
किं पुनः क्लृप्तसंधानपुलिन्ध्रकृतसंनिधिः ॥[२]

ડબ્લીનની ટ્રીનીટી કોલેજમાં સંસ્કૃત ભાષાના વિદ્વાન્ વ્યાખ્યાનકાર ઇ. પી. હોરૂવિટ્ઝ

૧. હર્ષચરિત સાથે અદ્ભુત કાદમ્બરી કથા જેણે રચેલી છે એવી બાણની સ્વચ્છંદ વાણી માનથી હોય નહિ તેમ પૃથ્વી ઉપર મન ગમે ત્યાં ભ્રમણ કરે છે.

૨. એકલો બાણ હોય તોપણ બીજા કવિયોનો મદ ઉતારી દે ( પક્ષે એકલું બાણ હોય તોપણ પક્ષિયોનો મદ ઉતારી દે ) તો પછી ( તેમના પુત્ર ) પુલિન્દની સાથે અનુસંધાન થાય ( પક્ષે ભીલના હાથમાં બાણ હોય ) ત્યારે તો વાતજ શી !

સાહેબે "ધી ઇન્ડિયન થીએટર" નામે ગ્રંથ પ્રસિદ્ધ કરેલો છે તેમાં તેઓ આપણા કવિના ઉત્કૃષ્ટ કવિત્વ વિષે તથા તેમના સમયમાં તેમની સ્થાપિત થયેલી પ્રતિષ્ઠા આદિ વિષે નીચે પ્રમાણે લખે છે:—

શ્રીમદ્ બાણભટ્ટના સમયમાં રામાયણ, મહાભારત, આદિ મહાકાવ્યો દેવાલયોની અંદર કેટલાક દેવાલયોમાં મ્હોટે સાદે વંચાતાં હતાં ને સાંભળવા ઘણા લોક ભેગા થતા અને તે એવી ઢબથી રીતે વંચાતાં કે શ્રવણ કરવાને રાજા પોતે પણ ત્યાં આવીને ઘણી વાર બેસતા.

સંસ્કૃત નાટકોનો પ્રચાર પણ પ્રથમ ઉજ્જયિની તથા કનોજમાંજ થયો, તેનું કારણ, ગ્રીકલોકોના તેના વ્યાપાર તથા વિદ્યા-વિષયને લગતા સંબંધને લઇને હશે. કોઇ તો એમ પણ કહે છે કે કાળિદાસ અને બાણ બંનેને ગ્રીસના ગ્રંથકર્તાઓ સાથે કંઇક પરિચય થયો હશે. આમાં સત્ય હો વા ન હો, પણ એટલું તો નિશ્ચિત છે કે હિંદુઓનાં સંસ્કૃત નાટકોની રચના શક્તિ અપૂર્વ છે.

સાતમા સૈકાના પૂર્વ અર્ધમાં નાટક રચવાની આ ચળવળ ફરીથી ઉત્સાહ પૂર્વક જાગૃતિમાં આવી. તે સમયનું રત્નાવલી નાટક સર્વથી શ્રેષ્ઠ ગણાય છે. પંડિતો એમ માને છે કે તે કવિ બાણે લખેલું છે. શ્રીમદ્ બાણભટ્ટની પ્રતિષ્ઠા અને ખ્યાતિ તે વેળા પ્રવીણ જામેલી હતી, અને ઇંગ્લંડના જ્યોર્જ રાજાઓના સમયમાં જેવા ડાક્તર જોનસન વિદ્વાનોમાં શિરોમણિ રૂપે ગણાતા હતા તેવાજ તેઓ, શ્રી હર્ષદેવના દરબારની અંદર, કવિયોમાં મુખ્યપદે વિરાજતા હતા.'

મરાઠી ભાષામાં હમણાં થોડાં વર્ષ ઉપર શ્રીમદ્ બાણભટ્ટના સંબંધમાં બે નિબંધ રા. રા. શાસ્ત્રીજી પાંડુરંગ ગોવિંદ પારખીએ પ્રસિદ્ધ કરેલા મ્હારા જોવામાં આવ્યા છે. તેમાંના એકનું નામ તેમણે बाणभट्ट રાખ્યું છે અને બીજાનું श्री हर्ष. આ બંને ગ્રંથો માટે વિદ્વાનોએ સારા અભિપ્રાય આપેલા છે અને તેમાં ઘણી ઉપયોગી હકીકતનો સમાવેશ કરેલો છે. વિશેષ એ છે કે મૂળ ગ્રંથકારનાં પુસ્તકો ઉપરથી આ શાસ્ત્રીજીએ તે સમયે ચાલતા રીતિ રિવાજોનો એક સંક્ષિપ્ત સાર કાઢેલો છે તે ગુજરાતી વાચકોને પણ વાંચવો ગમશે એમ ધારી તેમાંથી જેટલો ભાગ મને જરૂર જેવો જણાયો તેટલો આ નીચે આપું છું:—

"શ્રી બાણભટ્ટના ગ્રંથોમાં તે કાળના જે જે રીતિ રિવાજ વર્ણવેલા છે તે નીચે પ્રમાણે છે:—

તે વખતે ઠેકઠેકાણે વેદશાસ્ત્રાદિકનું અધ્યયન ચાલતું હતું. શ્રૌત, સ્માર્ત, સાંખ્ય, યોગ, પુરાણ, બૌદ્ધ, જૈન, પાશુપત, ચાર્વાક ઇત્યાદિ પંથ ચાલતા હતા. અગ્નિહોત્ર, રુદ્રાક્ષ ધારણ તથા મુદ્રા-બંધન થતાં હતાં. તિલતર્પણ અને પિતૃ-પિંડ યજ્ઞ થતા હતા. ગ્રહણ વખતે સ્નાન કરાતું હતું. વ્યાયામશાળાઓમાં વ્યાયામ કરીને શરીર સુદૃઢ રખાતું હતું. ચીની જાતના વસ્ત્રનાં કપડાં વપરાતાં, કેમકે તે સર્પની કાંચળી જેવાં પાતળાં હતાં. પુરોડાશ માટે સામાના ચોખાનો ઉપયોગ થતો. શિષ્યો ગુરૂને ઘેર રહીને વિદ્યાભ્યાસ કરતા. જપ અને મંત્ર, તંત્ર, જારણ, મારણ, વશીકરણ વગેરે હતાં. રાજાઓની સેવામાં વેશ્યાઓ રહેતી. રાજાઓ ગોરોચનનું તિલક કરતા અને અંગને પણ લગાડતા. વસ્ત્રની બન્ને બાજુએ ગોરોચનના વેલા, પક્ષીઓ વિગેરેની કોરો કાઢતા. શરીરે તેલ અને સુકા આમળાની ભૂકી લગાડતા. તાંબૂલ ખાવાનો અને આપવાનો શિષ્ટાચાર હતો. છાણથી જમીન લીંપતા હતા. મંત્રેલા દોરા અગર સોનાનાં માદળિયાં વિગેરે પહેરવાનો નાસ્તિક પ્રકાર ચાલતો હતો. પગમાં પાવડીઓ વાપરવાનો રિવાજ હતો. પ્રસાદ અને ભેટ આપવામાં શ્રીફળ વાપરતા. ભૂત, પ્રેત, વેતાળ તથા

પૂજાનો પણ ઉલ્લેખ છે. ચતુર્મુખ શિવનું વર્ણન જણાઈ આવે છે. ગુરૂ, દેવ અને સાધુઓની ભક્તિ કરવાથી ફલ પ્રાપ્તિ થાય છે એવી ભાવના હતી. ભાગીરથી તીર્થ-યાત્રા કરવાનો રિવાજ હતો પુત્ર વગર રાજ્યાદિ ભોગ નિષ્ફળ છે એવી માન્યતા હતી. વ્રત અને ઉપવાસ કરવામાં આવતાં. સંતતિ પ્રાપ્ત થવા સારૂ અનેક માંત્રિક ઉપચાર થતા હતા અને પીપળો વિગેરે વૃક્ષોની પૂજા કરીને તેમને પ્રદક્ષિણા કરવાનો ચાલ હતો, તે હજી સુધી ચાલતો આવ્યો છે. વખત જાણવા સારૂ રેતી અગર પાણી ગળવાનાં યંત્રો હતાં. છાયા માપીને પણ વખત જાણતા. દેવતાઓને બલિદાન અપાતાં અને ચકલે બલી મૂકાતા.[1] સ્વપ્નફલ પૂછવામાં આવતાં. સુવાવડીના ઓરડાના બારણાની બન્ને બાજુએ કલશ મૂકવાનો, તે ઠેકાણે દીવલીઓ અને પત્ર ટાંગવાનો, હળ અને સાંબેલું મુકવાનો, શુભ્ર પુષ્પ મિશ્રિત ધ્રોની માળા ટાંગવાનો, વ્યાઘ્રચર્મ અને ઘંટા ટાંગવાનો, હળદરથી પીળું કરેલ વસ્ત્ર પહેરાવીને ષષ્ઠી દેવીની પ્રતિમા મુકવાનો, અને પછી જાગરણ કરવાનો રિવાજ હતો. હાથમાં શક્તિ ધારણ કરેલી કાર્તિક સ્વામીની મૂર્તિ અને રાતા રંગમાં સૂર્ય ચંદ્ર આલેખવામાં આવતાં, તેમજ ત્યાં સુવાસિની સ્ત્રીઓ રહેતી તથા મંગલ ગીતો ગાતી. સુવાવડીના બારણા આગળ ચંદન લગાડેલ અને પુષ્પમાળા પહેરાવેલ ઘેટું બાંધવામાં આવતું. ધૂપ-મિશ્રિત સર્પની કાંચળી અને ઘેટાના શીંગડાના ભુકાનો ધૂપ કરવાનો, દેવતામાં લીમડાની ડાળખીઓ બાળવાનો, બ્રાહ્મણોએ શાંતિ-પાઠ ભણીને શાંત્યુદક છાંટવાનો, ભીંત ઉપર ચીતરેલ માતૃ-દેવતાનું પૂજન કરવાનો અને બલિદાન દેવાનો, વિષ્ણુ-સહસ્ર-નામનો પાઠ અવિચ્છિન્ન ચાલુ રાખવાનો, વિગેરે રિવાજ હતા. તેવીજ રીતે પગ ધોઈને અને અગ્નિ સ્પર્શ કરીને સુતિકા-ગૃહમાં પ્રવેશ કરવામાં આવતો. મંગલ-કાર્યોમાં આમ્ર અને અશોક પલ્લવનાં તોરણો ટાંગવામાં આવતાં. પુત્ર-જન્માદિ આનંદોત્સવમાં બક્ષીસ દેવાતી તથા પરાણે લેવાતી. કંકોળ, જાયફળ, કપૂર તથા લવિંગની માળાઓ કરીને ટાંગવામાં આવતી. રાજપુત્રોને માટે જુદાં વિદ્યાલયો બાંધીને ખાસ ગુરૂની નીમનોક કરીને રાજપુત્ર અને ગુરૂપુત્રના અભ્યાસની વ્યવસ્થા કરેલી જોવામાં આવે છે. તૈલંગણ, દ્રાવિડ અને સિંહલદ્વિપમાંના લોકો સેવા કરવા માટે અહીંયાં રહેતા. નેતરની ખુરસીઓ જેવાં આસનો હોવાનું જણાઈ આવે છે. વિવિધ રંગના ગાલીચાઓ પણ હતા. ન્યાયાધીશ અને કારકુનો ઘણા હતા. "वलभद्रमिव कादम्बरीरसविशेषवर्णनाकुलम्" આ ઉપરથી તે વખતે આ કાદમ્બરી પ્રમાણે બીજી કાદમ્બરીઓ અથવા કથાઓ હતી એમ જણાય છે. તડકા વિગેરેમાં મહેનત કર્યા પછી કમલ-તંતુ ચુસવાનું વર્ણન દેખાય છે. તાડના પંખા હતા, ગણપતિનો પણ ઉલ્લેખ, બાણનાં બન્ને ગ્રંથોમાં અને દંડીના ગ્રંથમાં પણ છે. મહાશ્વેતા પદ્માસન કરીને અને અક્ષમાલા ધારણ કરીને જાપ જપતી હોવાનું વર્ણન છે. અતિથિનું પાદ-પ્રક્ષાલન અને આદર સત્કાર કરવામાં આવતો. ચિત્રો કરવા સારૂ પીંછી વાપરતા. ફુવારા તથા ધારાગૃહ (Shower bath) હોવાનું વર્ણન છે. વસ્ત્રાલંકાર અને તામ્બૂલ આપીને સત્કાર કરવામાં આવતો. વસ્ત્રો ભઠ્ઠીમાં ધોતા. સ્ત્રીઓ હાથમાં મંગલ વલય (બંગડીઓ) પહેરતી. દેવ, ઋષિ, અને પિતૃનું ઋણ હોવાની માન્યતા હતી. પતિ આવે ત્યારે સ્ત્રીઓએ ઉઠીને ઉભા રહેવાનો રિવાજ હતો. મૃત્તિકા, કાષ્ઠ તથા પાષાણની મૂર્તિઓ પૂજાતી. હોળીકાળમાં વૃદ્ધ અસ્પૃશ્યને ખાટલા ઉપર

---

૧ જુઓ પૃષ્ઠ ૨૫ થી ૨૭.

या बाणेन तु तस्य सूक्तिनिकरैरुट्टंकिताः कीर्तय- ।
स्ताः कल्पप्रलयेऽपि यान्ति न मनाङ् मन्ये परिम्लानताम् ॥[1]

(२) श्रीहर्षो विततार गणकवये बाणाय वाणीफलम् ।

(३) श्रीहर्षादेर्बाणादीनामिव धनं (કાવ્યપ્રકાશ).

ઉપર જણાવ્યુ છે તેમ શ્રી હર્ષદેવના દરબારમા શ્રીમદ્ બાણભટ્ટ તથા મયૂરાદિ કવિયોના વાગ્યુદ્ધ જોવાની તે નૃપતિને ઘણી હોસ હતી તેથી પ્રસગે પ્રસગે તેઓની પાસે એકજ વિષય ઉપર કવિતાઓ રચાવી, કોણ ચઢે છે તે જોવામા તેઓ આનંદ માનતા. આવા કાવ્યો અનેક રચાવ્યા હશે પણ તેમાના એકજ પ્રસગને લગતી હકીકત શ્રસીજ પાડુંગે તેમના બાણભટ્ટ ઉપરના નિબધમા આપી છે ને વાચકોને રસિક જણાશે એમ ધારી આ નીચે આપુ છુ તેથી કોના કવિત્વ શક્તિ વિશેષ હતી એ શકયુક્ત થઇ પડે છે. ' મહી " નુ વર્ણન કરવા બને કવિયોને એક વેળા આ મહીપતિએ આજ્ઞા કર્યાથી શ્રીમદ્ બાણભટ્ટે નીચેનો શ્લોક બનાવ્યો —

आसीन्नाथ पितामही तव मही माता ततोऽनंतरम्
संप्रत्येव हि साम्बुराशिरसना जाया जयोद्भूतये ।
पूर्णे वर्षशते भविष्यति पुनः भवानवद्या स्नुषा
युक्तं नाम समस्तशास्त्रविदुषां लोकेश्वराणामिदम् ॥

તે પછી મયૂર કવિયે નીચેનુ કાવ્ય રચ્યુ —

भूपालाः शशिभास्करान्वयभुवः के नाम नासादिताः
भर्तारं पुनरेकमेव हि भुवस्त्वां देव मन्यामहे ।
येनाङ्ग परिमृश्य कुन्तलमथाकृष्य व्युदस्यायतं
चोलं प्राप्य च मध्यदेशमधुना काञ्च्यां करः पातितः ॥[2]

---

૧ શ્રી હર્ષદેવે બાણકવિને સેંકડો સુવર્ણભાર ( એક ભાર સુમારે આઠ હજાર તોલાનો ગણાતો એમ કહે છે ) અને અપરિમિત ગજેન્દ્રની સપત્તિ આપી તે આજ કઇ રહી છે? પરંતુ બાણકવિયે તેની સ્તુતિ કરી છે તે પ્રલયકાળે પણ નષ્ટ થાય એવી નથી

૨ શ્રીમદ્ બાણભટ્ટ કહે છે કે —મહારાજ ! આ ની આ ભૂમિ એક વાર આપની પિતામહી હતી, પછી ને આપની માતા બની, હવે તે સમુદ્રરૂપી કદોરાથી વીંટળાયલી આપની સ્ત્રી બની છે, ને તેમાથી જયની પ્રસૂતિ છે વળી આપ સોવર્ષનુ આયુષ્ પૂર્ણ કરશો ત્યાર પછી એ ની એજ પછી દોષ રહિત ગણાઇને આપના પુત્રની વહુ થશે ! ! વાહ, મહારાજ ! આપ જેવા સમસ્ત શાસ્ત્ર વેત્તા લોકેશ્વરો જે કરો તે તો યોગ્યજ ગણાય નોઇને !

શ્રી મયૂર કવિયે વળી એજ ભૂમીથી વર્ણન કર્યું છે ને તે શ્લેષયુક્ત હોવાથી અધિક રસિક લાગે છે. તે કહે છે કે —

સૂર્ય ચન્દ્રવંશી રાજાઓ તો ઘણા એ થઇ ગયા પરંતુ ભૂમિના ખરા ભર્તા તો આપ એકજ થયા

વલ્લભદેવની 'સુભાષિતાવલીમાં આવાં બીજાં પણ ચમત્કારિક શ્લોકો હોવાનું આ શાસ્ત્રીજી જણાવે છે પણ તે પુસ્તક મ્હારા જોવામાં હજી આવ્યું નથી. જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ એ કથનમાં શું આશ્ચર્ય છે ! આ શ્લોકોની ખુબી સમજનારને પ્રત્યેક કવિનું બુદ્ધિનૈપુણ્ય અને સામર્થ્ય યથાર્થ સમજાયા વિના રહેશેજ નહિ.

આ ભાષાન્તર આજથી બત્રીશ વર્ષ ઉપર પ્રથમ પ્રસિદ્ધિમાં મૂકતી વેળા તેના ઉપરથી સારૂં નાટક રચવાની મ્હેં જે અભિલાષા રાખી હતી તે સફળ થયેલી જોઇને મને ઘણો આનંદ થાય છે. શ્રી વાંકાનેર નૃસિંહ નાટ્યોત્તમ નાટક કંપનીએ આ ગ્રંથ ઉપરથી " મહાશ્વેતા-કાદમ્બરી " નામનું નાટક, નડિઆદના ચિત્રકાર રા. ફુલચંદ ઝવેરચંદ પાસે રચાવી, અનેક સ્થળોએ તેના પ્રયોગો ભજવી બતાવીને પ્રજાનું મન રંજન કર્યું છે તેથી ગુર્જર પ્રજાના મોટા સમુદાયને આ કથાના ચમત્કારિક વસ્તુ વિષે બોધ થયો છે, અને કાદમ્બરીનું નામ ઘેર ઘેર ' ગ્રામોફોન ' માં પણ ગવાતું થયું છે એ કંઈ જેવા તેવા પ્રમોદની વાત નથી.

શ્રીમદ્ બાણભટ્ટની આ અપ્રતિમ કૃતિ ઉપર સમસ્ત ગુર્જર પ્રજાનો પ્રેમ પ્રતિ દિવસ વૃદ્ધિ પામો એજ પ્રભુ પાસે પ્રાર્થના છે.

જુનાગઢ,

આશ્વિન શુદ ૬, સંવત્ ૧૯૭૨. છ. હ.



છો એમ, હે મહારાજ! અમે માનીએ છીએ, કેમકે આપે તેના અંગને હાથમાં લઇને ( અંગ દેશ હતી લઇને ) પછી તેના કુંતલ ( કેશ ) ખેંચ્યા ( પક્ષે કુંતલ દેશ પણ લીધો ); પછી તેનો વિશાળ ચોલ છીનવી લીધો ( ચોળી કાઢી; પક્ષે ચોલ દેશ જીત્યો ) અને મધ્ય દેશ સુધી ( પક્ષે કમર સુધી ) પહોંચીને હવે આપે કાંચી પ્રદેશમાં ( મેખલા ઉપર; પક્ષે તે નામની નગરી લેવા માટે ) હાથ પસાર્યો છે ! !

# પ્રસ્તાવના.

## ( ચોથી આવૃત્તિની. )

આ ભાષાન્તરની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થયાને આજ ચૌદમુ વર્ષ ચાલે છે. તે અંતરાલમાં મૂળ ગ્રંથકાર તથા તેમના સમયના સબધમાં અધિક પ્રકાશ પાડે એવી કેટલીક હકીકત અન્ય ગ્રંથો દ્વારા મળી આવી છે તે આ નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થવાને સમયે વાચક વર્ગના લક્ષમાં લાવતાં મને ઘણો આનંદ થાય છે.

ઇંગ્રેજી સામ્રાજ્યની ભરતખંડમાં થયેલી સ્થાપના સંસ્કૃત ભાષાને " સજીવન-ઓષધી-રસ " રૂપ નીવડી છે એ નિર્વિવાદ છે. આપણી માતૃ-ભાષા છતાં—વિવિધ જ્ઞાનમય કોષને ભંડાર છતાં—આપણામાંના કોઇક જ તેનો અભ્યાસ પૂર્વે કાળે કરતા હતા. પરંતુ ઇંગ્રેજી શાળાઓમાં સંસ્કૃતનું શિક્ષણ ચાલુ કર્યા પછી તેનો અભ્યાસ કેટલો વધ્યો છે. અને હાલના વિદ્વાન્ ગણે આપણી માતૃ-ભાષા રૂપી રત્નાકરમાંથી કેટલાં રત્નોનો ઉદ્ધાર કરી તેને સતેજ કર્યા છે, એ સર્વ કોઇના જાણવામાં છે. આપણી પ્રજાને આ લાભ આપણા યુવકો દ્વારા મળ્યા છે એટલુંજ નહિ પણ પાશ્ચાત્ય દેશોના મહા સમર્થ વિદ્વાનોએ પણ આ દેવ-ભાષામાં રચાએલા વિવિધ ગ્રંથોના અભ્યાસ, મનન અને નિદિધ્યાસનથી તથા તેમનાં ઇંગ્રેજીમાં ભાષાન્તર પ્રસિદ્ધ કરવાથી પોતાના જ્ઞાનનો લાભ આપણને આપ્યો છે આપણા પ્રાચીન ઇતિહાસની સંકલના જેમ બને તેમ ઓછી ત્રુટિત રહે તે માટેનાં સાધનો મહા મહા શ્રમે ભેગાં કર્યા છે, અને હજી પણ કરતા જાય છે. પ્રાચીન સ્થળો—પ્રાચીન લેખો—પ્રાચીન સિક્કાઓ—પ્રાચીન ગ્રંથો—એ સર્વ જોઇ જોઇને આપણે કોણ હતા તથા કેવા હતા એ આપણી દૃષ્ટિગોચરમાં આણ્યું છે એક વિખ્યાત વિદુષી બાઇએ તો પોતાના તન મન અને ધનનું તો શું પણ આખા જીવિતનું સમર્પણ કરીને આપણા હિંદુ ધર્મનો—સનાતન ધર્મનો—ઉદ્ધાર આપણા કાશી ક્ષેત્રમાંજ એક મ્હોટી પાઠશાળા રચીને તથા દેશેદેશમાં પ્રવાસ કરીને પોતાના સ્નિગ્ધ, લાવણ્યમય, હૃદયભેદી, ઉત્સાહક, ઉપદેશજનક ભાષણોથી કરેલો છે. એ સર્વ ઇંગ્રેજી રાજ્ય દ્વારા—ઇંગ્રેજી ભાષાના જ્ઞાન દ્વારા—આપણી સંસ્કૃત ભાષાના ઉપર પુનઃ સ્થાપિત થયેલા આપણા પ્રેમને લીધેજ આપણે અનુભવીએ છીએ.

ઇંગ્રેજ વિદ્વાનોએ આવી રીતે આપણી દેશ-સેવા કરીને જે અનેક ગ્રંથો બ્હાર પાડેલા છે, તેમાંના કેટલાક આ પ્રસ્તુત વિષય સંબંધી હોઇને તે આપણને ઘણા ઉપયોગી થઇ પડ્યા છે.

સંસ્કૃત **કાદમ્બરી**નું ઇંગ્રેજી ભાષાન્તર કોઇ સ્વદેશી પણ રચીને પ્રસિદ્ધ કરશે એવું હું ધારતો ન હતો તો પછી કોઇ ઇંગ્રેજની કલમથી તે રચાશે એવો તો વિચાર પણ ક્યાંથી આવે ? પરંતુ તે વાત એક આશ્ચર્યકારક રીતે બની આવી છે. ઇંગ્રેજી ભાષાન્તર કરનાર સ્વદેશી નહિ પણ ઇંગ્રેજ છે, અને તે વળી પુરૂષ નહિ પણ **સ્ત્રી** છે, એ જાણી સર્વને વિસ્મય

થયા વિના રહેશે નહિ. આ ગ્રંથકર્તાનું નામ **મિસ રીડીંગ** છે, અને તેમણે સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ ઇંગ્લંડમાંજ કરીને મળ ગ્રંથ ઉપરની પ્રીતિ, આ ભાષાન્તર પોતાના જેવા ઇંગ્રેજ વાચકો પાસે મૂકવાથી દર્શાવી છે. આ ગ્રંથ રૉયલ એશિયાટીક સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરેલો છે, અને તેની પ્રસ્તાવનામાં આ પંડિતા શ્રીમદ્ બાણભટ્ટના આ ગ્રંથ સંબંધમાં તથા તેના ઉપયોગીપણા વિષે પોતાના વિચાર જણાવે છે તે મનન કરવા યોગ્ય છે.

આ કથાના સંબંધમાં તે કહે છે કે:—

“ **કાદમ્બરી**ની કથા અનેક કારણોને લઇને રસોત્પાદક બની છે. પ્રાચીન કાળમાં શુદ્ધ ગદ્ય કેવું લખાતું હતું તેનું એ પ્રમાણ રૂપ દૃષ્ટાન્ત છે. અદ્ભુત વાર્તા રૂપે દીર્ઘ કાળથી એ સર્વને પ્રિય થઈ પડેલી છે, અને જે થોડાં સંસ્કૃત પુસ્તકો લખાયાનો કાળ નિર્ણીત થઈ શકે એમ છે તેમાંની તે એક છે, તેથી હિંદુસ્તાનની પ્રજાના સાહિત્ય તથા વિચારોના ઇતિહાસમાં એ એક શીમાસ્તંભ રૂપે ઉપયોગમાં આવે એવી છે. ”

આ કથાના વસ્તુ સંબંધમાં તે નીચે પ્રમાણે લખે છે:—

“ વસ્તુ ગુંથાઇ ગયેલું છે. યુરોપીઅનોને અરેબીઅન નાઇટ્સમાં ઘણા વખતથી પરિચિત થયેલું છે તેમ તેમાં એકની અંદર બીજી, ને બીજીમાં ત્રીજી, એવી વાર્તાઓ સમાવેલી છે. પરંતુ ગ્રંથકારનું રચના-ચાતુર્ય એટલાથીજ જણાઈ આવે છે કે પ્રત્યેક પેટાની વાર્તા પણ મૂળ વસ્તુના વિકાસ માટે અગત્યની થઇ પડેલી છે, અને શુક પોતે–આ કથાનો શ્રવણ કરનારજ—વાસ્તવિક રીતે તેનો નાયક છે, અને કાદમ્બરી કે જેના તેના પ્રેમનું પુનરુદ્દીપન કરવા માટે આ કથા એણે શ્રવણ કરવાની જરૂર છે; તેમજ એથી કરીને જન્મ દ્વયમાં તું મ્હારી પેઠે પ્રિયા-વિરહનું દુઃખ ભોગવીને મરણ પામશે એવો તેને જે શાપ મળ્યો હતો તે અક્ષરશઃ ફળે છે, તથા બીજા અવતારમાં તે પોતાની પ્રિયાનો પુનરપિ સમાગમ મેળવવાની આશામાં ને આશામાંજ પ્રાણ રહિત થઈ જાય છે-એ સર્વ આપણને ઠેઠ કથા પૂરી થવા આવે છે ત્યારેજ સમજાય છે. ”

વળી તે જણાવે છે કે:—

“ આ ગ્રંથ અસ્તિત્વમાં આવ્યો તે વેળા જન-સમુદાયના વિચારોની તથા લાગણીઓની જે પ્રણાલિકા પ્રચલિત હતી અથવા માન્ય હતી અને જે હજી સુધી હિંદુસ્તાનના વાચક વર્ગને રુચિકર થઈ પડેલી છે તે દર્શાવનાર તરીકે **કાદમ્બરી** સર્વદા એક મહા મૂલ્યવાન્ ગ્રંથ ગણાશે. * * * * * *

હિંદુસ્તાનમાં ચાલતા રીતિ રિવાજોમાં ફેરફાર ઘણો ધીમે ધીમે થાય છે તેથી ત્યાંના રાજદરબારનું અને નગરવાસીઓના જીવિત વ્યવહારનું વર્ણન—જેમાં રાજકર્તાઓના સુખ-દુઃખમાં સમગ્ર પ્રજા તરફથી બાહ્ય ચિહ્નો વડે ગ્રીક ગાયકગણની પેઠે સમભાવ દર્શાવવામાં આવે છે તે—યથાર્થ અને પરિસ્ફુટ છે. જ્યાં સાયંકાળે પલિયો જેવા રવિ-કિરણો પર્વતોની ટોચો ઉપર તથા તપોવન-વૃક્ષનાં શિખર ઉપર કાલ-ક્ષેપ કરે છે તથા જ્યાં રાત્રિ પડતાં મુનિજનોનાં હૃદય વિના અન્ય સર્વ અંધકારમય થઇ જાય છે-એવા વનમાં વસતા, આખો દિવસ ભજન-યજનમાં અને પ્રશાન્ત શ્રમકારી વ્યાપારોમાં ગાળતા ઋષિ જનોના, શાન્ત છતાં પણ ઉદ્યોગી જીવનનું વર્ણન ઘણું મનોવેધક છે ”

આ કથા લખાયે આટલાં બધાં વર્ષ થયાં તે છતાં તેના ઉપરની પ્રીતિ દેશ દેશમાં હજી એવી ને એવી છે એ સિદ્ધ કરવા માટે મિસ રીડીંગ લખે છે કેઃ—

"બાબુ ચતરજીએ ઈ. સ. ૧૮૭૧ માં **દુર્ગેશનંદિની** નામે ઐતિહાસિક નૉવેલ કથા લખી છે તેમાં તેઓ અકબરના સમયનું વર્ણન આપે છે તેની અંદર કથાની નાયિકા પોતાના અંતર્ગૃહમાં **કાદમ્બરી**ની અદ્ભુત કથા વાંચતી હતી એમ જણાવેલું છે."

બાણભટ્ટના સંબંધમાં તે લખે છે કેઃ—

"**હર્ષચરિત**માં લખ્યા પ્રમાણે બાલ્યાવસ્થામાંજ કવિની માતાનો સ્વર્ગવાસ થયો હતો અને એના પિતાએ એને અંતરના ઉમળકાથી ઉછેરી મ્હોટો કર્યો હતો. નિઃસંશય આ વાતના સ્મરણથી જ કવિયે **કાદમ્બરી**માં વૈશમ્પાયન (શુક)ના પિતાના નિઃસ્વાર્થ પ્રેમનું નિરૂપણ કર્યું છે."

મિસ રીડીંગે પોતાના ભાષાન્તરમાં કોઈ કોઈ સ્થળે બીજા કવિયોના વિચાર આપણા ગ્રંથકારના વિચારનેજ મળતા આવેલા જણાવેલા છે તે ધ્યાન આપવા યોગ્ય જણાય છે.

વૈશમ્પાયન (શુક) પિતૃ મરણ પછી જે તમાલ વૃક્ષનાં મૂળમાં પ્રવેશ કર્યાનું જણાવે છે (પૃ. ૩૦) તેની શાખાઓની વચ્ચે વચ્ચે દિવસે પણ અંધકાર વ્યાપી રહેતો હતો એમ કવિયે વર્ણવેલું છે. આવોજ વિચાર ઈમર્સનના ' અનુભવ " ઉપરના નિબંધમાં નીચેના શબ્દોમાં જણાવેલો છેઃ—

" Sleep lingers all our life-time about our eyes, *as night hovers all day in the boughs of the fir-tree.*"

તારાપીડ રાજાને ચિત્રરથે ચંદ્રાપીડ તથા કાદમ્બરીનો લગ્નમહોત્સવ કરવા પોતાને મંદિર આવવા આમંત્રણ કર્યું (પૃ. ૨૯૬) ત્યારે તેમણે ઉત્તર દીધો છે કે જ્યાં નિરતિશય સંપત્સુખ મળે તે જ વન છતાં પણ ભવન સમજવું. આ જ વિચાર નીચેની સુંદર કવિતામાં આર્નોલ્ડ કવિયે પણ દર્શાવેલો છેઃ—

"Oh, where the spirit its highest life hath led,
All spots, match'd with that shot, are less divine."

કથાની વસ્તુ-સંકલના સંબંધે, મુખ્ય પાત્રો સંબંધે, બાણભટ્ટની શૈલી સંબંધે, અને એ આદિ અન્ય વિષયો સંબંધે જે કાંઈ આ ગ્રંથ કરનારે જાણવા યોગ્ય લખેલું છે તેનો ઉતારો આ સ્થળે આપતાં લંબાણ વધારે થઈ જાય તેથી તે પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં યોગ્ય સ્થળે ટીકા રૂપે ઉમેરવામાં આવ્યું છે.

---

૧. મૂળ ગ્રંથમાં બે આર્યા આવે છે (પૃ. ૧૦ તથા પૃ. ૧૩૪) તેનું ઉમેદું ભાષાન્તર પદ્યમાંજ મિસ રીડીંગે કેવી રીતે કર્યું છે તે જાણવાની વાંચનારને સહજ ઉત્સુકતા થાય એવું છે તેથી તે નીચે ઉતારૂં છું —

" The bosoms of your foemen's queens now mourn,
Keeping a fast of widowed solitude,

ઐતિહાસિક ગ્રંથો આપણી પ્રાચીન ભાષામાં ઘણાજ થોડા લખાયલા છે, અને તેવા થોડા લખનારાઓમાં એ શ્રીમદ્ બાણભટ્ટનું નામ મોખરે રહે છે, તેથી હાલના ઇંગ્રેજ વિદ્વાનો પણ તેને બહુ માન આપે છે. મિ વિન્સેન્ટ એ સ્મિથ નામના ગ્રંથકારે હમણાંજ "*The Early History of India from 600 B C to the Muhammadan Conquest.*" એ નામનું કીમતી પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, તેમાં આપણા ગ્રંથકર્તા સબંધે નીચે પ્રમાણે લખ્યું છે —

"શ્રી હર્ષદેવના દરબારમાં વિદ્વાન મંડળને શોભાવનાર બાણ નામે બ્રાહ્મણ હતો તેણે પોતાના આશ્રયદાતાના પરાક્રમોની પ્રશંસાની એક અદ્‌ભુત કથા લખેલી છે; તે ઘણીજ ચમત્કૃતિ ભરેલી કૃતિ છે અને તેની અંદરનાં વર્ણન ઘણાંજ અલંકારથી ભરેલાં તથા આબેહુબ છે"[1]

આજ **હર્ષચરિતની** ઐતિહાસિક ઉપયોગિતા વિષે બીજે સ્થળે મિ સ્મિથ લખે છે કે —

' આ વર્ગનું સર્વથી વધારે પ્રખ્યાત થયેલું પુસ્તક "**શ્રી હર્ષચરિત**" નામે છે તે બાણ કવિએ ઈ. સ ૬૨૦ ના અરસામાં પોતાના સ્વામી અને આશ્રયદાતા, થાણેશ્વર[2] તથા કનોજ ના હર્ષદેવની પ્રશંસાને અર્થે રચેલું છે તેની અંદર પ્રાચીનકાળના રીતિ રિવાજો તથા સમકાલીન ઐતિહાસિક વૃત્તાન્તોનું સારૂ વર્ણન આપેલું હોવાથી તે ગ્રંથ આજ ઘણોજ કીમતી થઈ પડ્યો છે "[3]

આ સબંધમાં બીજે સ્થળે પણ તેઓએ જણાવ્યું છે કે —

"આ સૈકાના પાછલા અર્ધ ભાગનો ઇતિહાસ લખવામાં સાધનના અભાવથી જે મુશ્કેલીની મુંઝવણ નડે છે તે, સાતમા સૈકાના પ્રારંભના સમયમાં નડતી નથી. આ વખતના સબંધમાં સામાન્ય રીતે મળી આવતા લેખ તથા સિક્કાઓ ઉપરાંત, સમકાલીન બે ગ્રંથોની મદદ સુભાગ્યે સુલભ છે. તે દ્વારા, ભરતખંડ આખાની તે કાળની રાજકીય સ્થિતિ ઉપર ઘણો પ્રકાશ પડે છે એટલુંજ નહિ પણ ચાળીશથી વધારે વર્ષ સુધી ઉત્તરમાં સાર્વભૌમ શાસન ચલાવનાર મહારાજા શ્રી હર્ષદેવના રાજ્ય સમયે ઘણી વિશ્વાસ યોગ્ય હકીકત મળી આવે છે

---

Bathed in salt tears, of pearl wreaths all forlorn,
Scorched by their sad hearts' too close neighbourhood"
"A *hamsa* on the Manasa lake,
Lured by a creeper's treacherous slime,
My heart is led a weary chase,
Lured by that pearly wreath of thine"

૧ મિ સ્મિથના ઉપર જણાવેલા ગ્રંથનું પૃષ્ઠ ૨૮૬

૨ 'From remote ages the country surrounding the city of Thanesar (*Sthanvisvara*?) has been holy ground, known as the Land of Kuru (કુરુક્ષેત્ર) and famous as the battle-field of legendary heroes' —Page 282

૩. મિ સ્મિથના ઉપર જણાવેલા ગ્રંથનું પૃષ્ઠ ૧૫

ભાગનો પહેલો, ચીનાઈ યાત્રાળુ હ્યુએનસંગના પ્રવાસના વર્ણનનો અમૂલ્ય ગ્રંથ છે. એઓ ઈ. સ. ૬૩૦ અને ૬૪૫ ની વચ્ચે હિંદુસ્તાનના લગભગ બધા ભાગમાં ફરી વળ્યા હતા અને પ્રત્યેક રાજ્ય તથા પ્રાન્ત સંબંધે એમણે ઓછીવધતી સૂક્ષ્મ દૃષ્ટિથી પોતાનાં અવલોકનની નોંધ લખેલી છે. આ ઉપરાંત એ યાત્રાળુના જીવન ચરિતનું વૃત્તાન્ત એમના મિત્ર હ્વની-લીએ લખેલું છે તેમાંથી પણ કેટલીક વિશેષ વિગત મળી આવે છે. બીજો ગ્રંથ શ્રીમદ્ બાણ-ભટ્ટનું રચેલું શ્રી હર્ષચરિત છે. એઓ જાતે બ્રાહ્મણ હતા અને શ્રી હર્ષદેવના દરબારમાંજ રહેતા હતા તથા એમના આશ્રયનો પ્રસાદ પામ્યા હતા. આ ઉપરાંત ચીનાઈ ઐતિહાસિક ગ્રંથોમાંથી પણ કેટલીક અગત્યની તથા કુતૂહલ ઉત્પન્ન કરે એવી વધારે હકીકત મળી આવે છે, અને આ બધાં સાધનોનો ઉપયોગ કરવાથી, શ્રી હર્ષદેવના રાજ્યના બનાવોનું આપણને જે જ્ઞાન મળે છે તે, ચંદ્રગુપ્ત, મૌર્ય અને અશોકને બાદ કરતાં, બીજા સર્વ પ્રાચીન હિંદુ રાજા-ઓના સંબંધની માહિતી કરતાં ઘણે દરજ્જે યથાર્થ અને સૂક્ષ્મતામાં ચઢીઆતું છે."

આ ઉપરથી સિદ્ધ થાય છે કે બાણભટ્ટનો **શ્રી હર્ષચરિત** નામનો ગ્રંથ ઇતિહાસ-રૂપે પણ સુપ્રસિદ્ધ છે.

મિ. સ્મિથ સાહેબે બાણભટ્ટના સમયનો ઇતિહાસ લખ્યો છે તેમાં શ્રી હર્ષ રાજાના રાજ્યનો વિસ્તાર, તેનો અક્ષય ભંડાર, તેના સૈન્યનું અપરિમિત બળ, તેના રાજ્ય કારભારનું બંધારણ, તેની ધર્મપરાયણતા, મહાનુભાવતા, ઉદારતા, મહાવીરતા, અને પ્રજા પાલન કરવા-માં તેની દક્ષતા, આદિ અનેક વિષયો ઉપર સંપૂર્ણ વિવેચન કરેલું છે. તે જોતાં એમ લાગે છે કે આપણા પ્રસ્તુત ગ્રંથમાં અમુક સ્થળે આપણને જ્યાં અતિશયોક્તિનો દોષ આજ સુધી ભાસતો હતો ત્યાં આપણોજ દોષ હતો પણ ગ્રંથકારનો નથી. દૃષ્ટાન્ત રૂપે, શ્રીહર્ષ મહારાજા દિગ્વિજય કરવા નીકળ્યા ને સમયના તેમના સૈન્ય-બળ સંબંધે મિ. સ્મિથ સાહેબ લખે છે તે વાંચિયેઃ—

"શ્રીહર્ષદેવનાં બહેને અસાધારણ વિદ્વત્તા સંપાદન કરેલી હતી અને બૌદ્ધ ધર્મ સંબંધે ઘણું જ્ઞાન મેળવ્યું હતું. તેમને પાછાં પોતાને ત્યાં લઈ આવ્યા પછી તેઓએ આખા ભરત-ખંડને એક છત્ર નીચે લાવવાના, પુખ્ત વિચારથી નક્કી કરેલા ઉદ્દેશથી દિગ્વિજયને માટે બરાબર વ્યવસ્થિત યોજના કરવામાં પોતાની શક્તિ અને ઉત્સાહનો ઉપયોગ કર્યો. આ પ્રસંગે તેમની પાસે ૫૦૦૦ હાથી, ૨૦,૦૦૦ ઘોડેસ્વાર, અને ૫૦,૦૦૦ પ્યાદલનું સૈન્ય હતું.

* * * * *

આવું મ્હોટું જંગમ અને ભયાનક સૈન્ય લઇને તેઓએ ઉત્તર હિંદુસ્તાનના તમામ પ્રદેશ જીતી લીધા; અને એમના સમકાલીન ચીનાઈ પ્રવાસીના ચિત્રમય શબ્દોમાં કહીએ તો તેઓ સર્વ વિપક્ષીઓને વશ કરતા કરતા પૂર્વથી પશ્ચિમ સુધી ફર્યા; હાથીઓને કોઈ દહાડો પ્રસાધન ઉતારી નાંખેલા રહેવાનો તથા યોદ્ધાઓને શસ્ત્ર, કવચ આદિ દૂર કરીને બેસવાનો વારો આવતોજ નહિ. સાડાપાંચ વર્ષ થયાં એટલામાં તો એમણે તમામ વાયવ્ય પ્રાંતોને તથા બંગાળાના પણ કેટલાક વિભાગને પૂરેપૂરા જીતી લીધા અને તે સમયે એમનું સૈન્ય-બળ એટલું વૃદ્ધિ પામ્યું હતું કે તેઓ ૬૦,૦૦૦ હાથી અને ૧,૦૦,૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર રણ-સંગ્રામમાં લાવી શકતા."

**૬૦,૦૦૦ હાથી અને ૧,૦૦,૦૦૦ ઘોડેસ્વાર!!** આ મ્હોટી સંખ્યાનો વિચાર કરતાંજ આપણને લાગે છે કે બાણભટ્ટે ચંદ્રાપીડના દિગ્વિજય પ્રસંગે સૈન્યના પ્રમાણનું વર્ણન કર્યું છે (પૃષ્ઠ ૧૦૪ થી ૧૦૮) તે અતિશયોક્તિ નહિ.પણ સ્વભાવોક્તિજ છે. એટલું જબરૂં બળ ચાલતું હશે ત્યાં શો ખળભળાટ થતો હશે, શી હડગાહડગી મચી રહેતી હશે, કેટલી બધી ધૂળના ગોટેગોટ ઉડતા હશે-એ આપણે સમજી શકીએ એમ છે; અને બાણભટ્ટે વર્ણવ્યું છે તે કલ્પિત નહિ પણ પોતાની દૃષ્ટિયે જોયેલુંજ વર્ણવ્યું છે એ હવે સિદ્ધ થાય છે

શ્રી હર્ષદેવનો રાજ્ય-વિસ્તાર કેટલો મ્હોટો હતો અને કેટલા બધા નાના રાજાઓ તેમને નમતા હતા એનો વિચાર આપણને નીચેનાં મિ. સ્મિથનાં વાક્યોથી આવે એમ છેઃ-

" એમના રાજ્યનાં છેવટના વર્ષોમાં શ્રી હર્ષદેવનો અમલ નેપાળ સહિત ગંગા નદીના આખા જલ-પ્રદેશ ઉપર, હિમાલયથી તે નર્મદા સુધી-અપ્રતિહત ચાલતો હતો. પ્રત્યેક સ્થળનું રાજ્ય તો સ્થાનિક રાજાઓજ ચલાવતા, પરન્તુ પૂર્વમાં દૂર આવેલા આસામ (કામરૂપ) દેશનો નૃપતિ પણ આ સાર્વભૌમ મહારાજાના શાસનને અનુવર્તતો અને છેક પશ્ચિમમાં વેલભીપુરનો રાજા પણ એમના અનુયાયી રૂપે રહેતો "

તારાપીડના રાજ-ભવનની શોભા વર્ણવવામાં તથા ચન્દ્રાપીડની સાથે રહેનારા રાજપુત્રો વગેરેનું ચિત્ર આપવામાં બાણભટ્ટે મહારાજા શ્રી હર્ષનાજ રાજ-ભવનનું અને તેના યુવરાજ સાથે રહેતા સામન્ત વર્ગનું વર્ણન આપ્યું છે એ સમજવું હવે કઠિન નથી.

એટલા મ્હોટા વિસ્તારવાળા રાજ્યનો કાર્યભાર હાલના ઇંગ્રેજી રાજ્યમાં આપણે અનુભવીએ છીએ તેવાં સંવ્યવહારનાં તથા સુખનાં સાધન વિના પણ કેવી સારી રીતે ચલાવવામાં આવતો હતો અને પ્રજા ઉપર કર-ભાર કેટલો થોડો હતો એ આપણને નીચેના મિ. સ્મિથ સાહેબના 'શબ્દો' ઉપરથી જણાઈ આવે છેઃ—

"આ વિસ્તીર્ણ રાજ્યને વશ રાખવા માટે શ્રી હર્ષદેવ અવિશ્રાન્ત ઉત્સાહ યુક્ત પોતાની જાતની દેખરેખ ઉપરજ આધાર રાખતા. તે કામ માટે તેમણે કાંઇ કેળવાયેલું અધિકારી-મંડળ રાખ્યું ન હતું. માત્ર વર્ષાઋતુમાંજ સૈન્ય માટે મ્હોટી છાવણી રાખીને ફરવાનું બની શકે એમ ન હતું. તે સિવાય વર્ષના તમામ ભાગમાં તેઓ નિરન્તર ફર્યાજ કરતા, દુષ્ટોનો દંડ કરતા અને સદ્ગુણીઓની સેવાનો બદલો આપતા. મોગલ બાદશાહો વાપરતા અને આજ ઉંચા ઇંગ્રેજી અમલદારો વાપરે છે તેવા, સુખનાં સાધનથી ભરેલા તંબુઓ તો તે વેળા બનતા ન હતા, તેથી શ્રી હર્ષદેવને પ્રત્યેક મુકામે વૃક્ષની ડાળીઓ તથા બરૂઓથી રચેલા, પ્રવાસ માટેના મહેલથીજ સંતોષ પામવો પડતો હતો. મુકામ ત્યાગ વખતે તે બંધાતો ને ઉપડે કે ત્યારે ત્યાં બાળી મૂકવામાં આવતો હતો."

" શ્રી હર્ષદેવના રાજ્ય બંધારણ સંબંધે હુએનસંગનો સારો અભિપ્રાય બંધાયો હતો. દયાદૃષ્ટિથી પ્રજાનું હિત સચવાય એવાં ધોરણો ઉપરજ તેનો આધાર હતો. રાજ્યની ઉપજનો મુખ્ય આધાર ખાલસા જમીનના વેરા ઉપર હતો, અને તે કુલ ઉપજનો $\frac{1}{6}$ ગણાતો હતો. અધિકારીઓને તેમની સેવાનો બદલો જમીનની બક્ષીસથી અપાતો. સાર્વજનિક કામ માટે લેવામાં આવતી મજુરીના પણ પૈસા અપાતા. કરનો બોજો ઘણો થોડો હતો. પ્રજા

પાસેથી વેઠ પણ જુજ લેવાતી અને ભિન્ન ભિન્ન ધર્મનાં ખાતાંના નિભાવ માટે ઉદારતાથી મ્હોટી રકમો ખેરાતમાં અપાતી. * * * * ભારે ગુન્હા થોડાજ થતા. હલકા ગુન્હાની સજા દંડથી થતી. જળ, અગ્નિ, તુલા અથવા વિષ એ સઘ શોધવાના યોગ્ય ઉપાય તરીકે ઘણું માન પામતાં, અને આપણાં ચીનાઈ પ્રવાસીએ પણ તેને સંમતિ આપેલી છે."

ઉપર જણાવેલાં દિવ્ય ( ordeals ) વિષે બાણભટ્ટે પણ આ ગ્રંથમાં ઘણે સ્થળે ઇશારો કરેલો છે.

તે સમયે વિદ્યાનો પ્રચાર કેવો અને કેટલો હતો, ઐતિહાસિક વૃત્તાન્તોની કેવી નોંધ રખાતી હતી, શ્રી હર્ષદેવ પોતે કેવા વિચક્ષણ ગુણગ્રાહી પંડિત અને કવિ હતા,—ધર્મ-સંસ્થાઓ, ધર્મશાળાઓ, પાઠશાળાઓ, ઔષધાલયો, વિશ્રામગૃહો વિગેરેની કેવી ગોઠવણ સમસ્ત પ્રજાના સુખને માટે તેમણે કરી હતી—એ સર્વનું વર્ણન કરતાં મિ. સ્મિથ લખે છે કેઃ-

" જાહેર બનાવો નોંધ દરેક જિલ્લામાં સરકારી દફતરમાં ખાસ અધિકારીઓને હાથે રખાતો. સારા અને ખોટા બનાવો તથા આફતો અને સુભાગ્યના પ્રસંગોની નોંધ કરવો એજ એમનો ધર્મ હતો. મ્હોટા ઐતિહાસિક ગ્રંથ લખનાર એ હતો. આધાર નિઃશંક લેતા હશે, પણ આજે કાંઈ તેનો નમુનો હાથ આવે એમ નથી.

"કેળવણીનો પ્રચાર ઘણા વિસ્તારમાં હતો, તેમાં એ વિશેષ કરીને બ્રાહ્મણોમાં અને બૌદ્ધસાધુના મધ્યે પાંગરેલો માલુમ છે; અને રાજા તરફથી પણ વિદ્વાને માન મળતું હતું. શ્રી હર્ષદેવ પોતે વિદ્વાનોની કદર ઉદારતાથી કરનાર હતા એટલુંજ નહિ, પણ, જાતે લેખનકળામાં પ્રવીણ હોઈને તેની અાગે એક નામાંકિત ગ્રંથકાર હતા. વ્યાકરણ શાસ્ત્રના એક ગ્રંથ ઉપરાંત, આજ અદ્યાપિ મેળવાતાં ત્રણ નાટક એ તેની કૃતિથી રચાયલાં કહેવાય છે, અને તે આખાં નહિ તો તેમાંનો ઘણો ભાગ પણ એમણે લખ્યો હશે એમ માનવાને અચકાવાનું નહિ કારણ નથી, કેમકે તે કાળમાં રાજ્ય વખતે એવા રાજાઓની કાંઈ ખોટ ન હતી. આ નાટકોમાંનું નાગાનંદ નામે એક છે. તેનું વસ્તુ એક બૌદ્ધ બોધક કથા ઉપરથી લીધેલું છે અને તે આજ ભરતખંડના નાટ્યશાસ્ત્ર અનુસાર લખાયલો એક ઉત્તમ ગ્રંથ ગણાય છે, બાકીનાં બે રત્નાવલી અને પ્રિયદર્શિકા, બીજા કવિએના નાટક ઉપરથી લીધેલાં જણાય છે તો પણ વિચારો તથા શબ્દોની સરળતા માટે ઘણી પ્રશંસાને પાત્ર છે.

"પ્રવાસીઓ, દરિદ્ર તથા રોગી મનુષ્યોના સુખને માટે અશોક રાજાના વખતથી સ્થપાયેલા વિશેષે ધર્મશાળાઓ, આશ્રમો તથા દવાશાળાઓ આખા રાજ્યમાં બંધાવવામાં આવેલાં હતાં, તેમાં પણ ધર્મશાળાઓ તો મ્હોટા નગરોમાં તેમજ ગામડાંમાં પણ હતી અને તેની અંદર અન્ન-જળ અપાતું તે ઉપરાંત, જેને જરૂર પડે તેને વગર કચકચે યોગ્ય દવા આપવા માટે વૈદ્યોને પણ રાખવામાં આવતા હતા. અશોક મહારાજાનું અનુકરણ કરીને શ્રી હર્ષદેવે અનેક ધર્માદા સંસ્થાઓ પણ સ્થાપી હતી, તેમાંની કેટલીકમાં હિંદુઓના દેવતાઓની પ્રતિષ્ઠા થઈ હતી અને કેટલીકમાં બૌદ્ધ ધર્મ પ્રમાણે ક્રિયા થતી હતી. આ રાજાના રાજ્યનાં છેવટનાં વર્ષોમાં બૌદ્ધ ધર્મનાં મંદિરોને ભેટ અને નજર વિશેષ મળ્યા. અનેક મઠ સ્થપાવામાં આવ્યા અને હજારો સ્તૂપો રચાયાં—તેમાંનાં અનેક સો સો ફીટ ઉંચું હતું અને તે

અનેક પ્રકારની સ્વતંત્રતા હતી તે સિદ્ધ કરવા માટે એકજ દૃષ્ટાન્ત પૂરતું થશે અને તે એ છે કે—આ મહારાજાનાં વિધવા બહેન તેમની પાસે બેસીને આવી ચર્ચાઓ તથા વિદ્વાન ધર્માધ્યક્ષોનાં ભાષણો સાંભળતાં, અને પોતાને તેથી કેટલો આનંદ થતો તે સ્પષ્ટ જણાવતાં. ”

પ્રખ્યાત ચાઈનીઝ પ્રવાસી હ્યુએનસંગ શ્રી હર્ષદેવના માનીતા ધર્મોપદેશક હતા. તેમની વિદ્વત્તાએ શ્રી હર્ષદેવના ઉપર એટલી બધી અસર કરી હતી કે તેમના ઉપર બીજા ધર્મના મતાન્ધ ઉપદેશકો હુમલો કરવાના છે એવું પોતાના સાંભળવામાં આવ્યાથી તેમણે ઢંઢેરો પીટાવ્યો હતો કે જે કોઈ આ ધર્માધ્યાયને આંગળી પણ અડકાડશે અથવા ઈજા કરશે તેનો સત્વર શિરચ્છેદ કરવામાં આવશે; જે કોઈ તેમની વિરુદ્ધ બોલશે તેની જીભ કાપી લેવામાં આવશે, પણ જેઓને એમના ઉપદેશનો લાભ લેવાની ઈચ્છા હોય તેઓએ અમારા ઉપર વિશ્વાસ રાખી જરા પણ ડરવાનું નથી.

આ જ મહાન્ ધર્માપદેશકનાં ભાષણો તથા તેમના સંવાદો સાંભળવાનો સર્વ કોઈને લાભ આપવા માટે શ્રી હર્ષદેવે પોતાની કનોજની રાજધાનીમાં એક ગંજાવર સભા ભરી હતી. તેનું વર્ણન મિ. સ્મિથ સાહેબ નીચે પ્રમાણે આપે છેઃ—

વીશેં મ્હોટા મેળાવડો કરવામાં આવે છે અને અમારો જે ભંડાર ભેગો થયેલો હોય છે તે દરિદ્રીમાં તથા રાજ્યની સર્વ ધર્માદા સંસ્થાઓમાં વહેંચી દેવામાં આવે છે ને હાલનો પ્રસંગ છઠ્ઠો છે.

"આ મેળાવડામાં સર્વ સામન્ત નૃપતિયો અને પાંચેક લાખ જેટલા ભિક્ષુક આદિ ભેગા થયા હતા. તે ઉપરાન્ત ખાસ આમન્ત્રણ કરવામાં આવેલા બ્રાહ્મણો તથા ઉત્તર હિંદુસ્થાનમાંના પ્રત્યેક પંથના સાધુઓ તો જુદા. આ કામ પંચોતેર દિવસ સુધી ચાલ્યું, તેનો પ્રારંભ સર્વ સામન્તોએ પોતાના અસંખ્ય હાથી, ઘોડા વિગેરે સહિત મ્હોટા ઠાઠમાઠથી એક સ્વારી કાઢીને કર્યો. ધર્મક્રિયાઓ ને ક્રમે ચાલતા વિચિત્ર વિવિધ મત મતાન્તરોને અનુકૂળ થઈ હતી. પહેલે દિવસે બુદ્ધની પ્રતિમાની સ્થાપના એક મંડપમાં કરવામાં આવી અને સંખ્યાબંધ કિંમતી વસ્ત્રો તથા આભૂષણોનું દાન કરવામાં આવ્યું બીજે દિવસે સૂર્યની અને ત્રીજે દિવસે શિવની એજ પ્રમાણે સ્થાપના થઈ પણ તે પ્રસંગે વહેંચવામાં આવેલી બક્ષીસો પ્રથમ દિવસના કરતાં માત્ર અર્ધીજ હતી ચોથે દિવસે બૌદ્ધમતના, પસંદ કરવામાં આવેલા દશહજાર સાધુઓને દાન કરવામાં આવ્યું તેમાં પ્રત્યેકને સો સોનામહોર, એક મોતી અને એક સુતરેલ વસ્ત્ર, તથા તેની સાથે મનગમતું ખાનપાન, પુષ્પો તથા સુગંધી દ્રવ્યો આપવામાં આવ્યાં. પછીના વીશ દિવસોમાં બ્રાહ્મણોના મ્હોટા સમુદાયને નરપતિયે દાન કર્યું ત્યાર પછી નાસ્તિક મતના એટલે જૈન વિગેરેને નામે ઓળખાયેલા જુદા જુદા પંથના અનુયાયીઓને દશ દિવસ સુધી દાન થયું. પછી તેટલાજ દિવસો દૂર દેશમાંથી આવેલા ભિક્ષુકોને દ્રવ્યાદિક અપાયું. અને એક માસ દરિદ્રી, નમાયાં, નબાપાં અને લુલાં લંગડાંને વિવિધ પ્રકારનું દાન કરવામાં આવ્યું."

"આટલું કરવામાં પાંચ વર્ષનો ભેગો કરેલો ભંડાર ખુટી ગયો અશ્વ, ગજ અને લશ્કરી સરંજામ દેશની વ્યવસ્થા જાળવવા માટે અને રાજનગર આદિના સંરક્ષણ અર્થે રાખવો જરૂરનો હતો તે સિવાય બીજું કંઈ રહ્યું નહિ. આ ઉપરાંત આ ભૂપતિએ પોતાનાં પહેરવનાં રત્નાભૂષણો, વસ્ત્રો, માળાઓ, કડાં, કાનની કડીઓ, હાથના બાજુબંધ, ગળામાં પહેરવાના અને મુકુટમાં રાખવાના ઝગઝગતા હીરા તથા અન્ય પદાર્થો પણ છુટે હાથે આપી દીધા. આ સર્વ દાન કરી દીધા પછી તેણે પોતાની બહેન રાજ્યશ્રીની પાસેથી એક સાધારણ વપરાયેલું વસ્ત્ર માગી લીધું અને તે પહેરીને દશે દિશાના બુદ્ધ દેવોની તેણે પૂજા કરી અને પોતાના ભંડારનો આ પ્રમાણે ધર્માર્થ ઉપયોગ થયો જોઈ તેનું મન પ્રફુલ્લ થયું."

તારાપીડની રાજ્યશ્રી, દાનશક્તિ, મહાનુભાવતા, યુદ્ધપરાક્રમ, ધર્મપરાયણતા, આત્મત્યાગ આદિ વર્ણવવામાં કવિયે શ્રી હર્ષદેવનું દાખલે જ્યારુંજ સત્ય વર્ણવ્યું છે એમાં હવે આપણને સંદેહ રહે એમ નથી.

મિ. સ્મિથ સાહેબ લખે છે કે ચીન દેશના રાજ્ય સાથે શ્રી હર્ષદેવને સારો સંબંધ હતોઃ—

"શ્રી હર્ષદેવનો સ્વર્ગવાસ ઈ. સ. ૬૪૭ ની આખરે અથવા ૬૪૮ ના આરંભમાં થયો. પોતે રાજ્ય કરતા હતા ત્યાં સુધી તેમણે ચીનના સામ્રાજ્ય સાથે ઘણો સારો સંબંધ રાખ્યો હતો. તેમણે એક બ્રાહ્મણ દૂતને ચીનના સમ્રાટ્ પાસે મોકલ્યો હતો તે ૬૪૩ માં પાછો

समाप्ता चेयं कादम्बरी नाम कथा कृतिर्भट्टबाणस्य तत्सूनोः पुलिंद-रस चोते। समाप्ता कादम्बर्या उत्तरकथा ॥ श्रीरस्तु ॥ श्री ॥ छ ॥ कल्याणमस्तु ॥

આ પુસ્તક આશરે સો વર્ષ ઉપર લખાયલું છે એમ તેઓ માનતા હતા. તેથી તેમના ગામાં આ નામ સાચું લાગ્યું. અને તેની વિશેષ સાબીતી લાહોર ઓરીએન્ટલ કોલેજના પ્રીન્સીપાલ ડા. એમ. એ. સ્ટીન સાહેબે પ્રસિદ્ધ કરેલી શ્રી કાશમીર મહારાજાના પુસ્તકાલયની ગ્રંથનામાવલીમાં[1] મળી આવી છે. આ નામાવલીમાં પ્રત્યેક ગ્રંથ સંબંધે સારું વિવેચન આપેલું છે. કાદમ્બરી સંબંધે તેમાં પૃષ્ઠ ૮૦ એ નીચે પ્રમાણે લખ્યું છે:—

| ग्रन्थांकः | ग्रन्थनाम | कर्तृनाम | पत्राणि | शाके |
|---|---|---|---|---|
| १ भूर्जे | कादम्बरी | बाणभट्टः | २१९ | १५६९ |
| | | तत्पुत्रः | | सप्तर्षि |
| | | भट्टपुलिनश्च. | | २३ |

संवेदनम्
भूर्जपत्रेषु शारदालिपिः
१०९ ११४ पत्रे विहाय
संपूर्णा

તે પછી ઉપોદ્‌ઘાતમાં આ જ ગ્રંથ સંબંધે તેઓ નીચે પ્રમાણે લખે છેઃ—

“XII *Fables and Novels.* The birch bark codex No. 1529 contains the carefully written Śâradâ text of Bâṇa's *Kâdambari* with its continuation, the *Uttarabhâga*, by the author's son. From the detailed account given in the extracts, it will be seen that this manuscript deserves collation for a future edition of the work. Though the Kâshmir recension appears to agree on the whole with the arrangement of the text as found in other manuscripts *it possesses special value as acquainting us with the name of **Bâna's son.*** He is there called Bhatta Pulina, whereas the Mss. generally do not give the name of the author of the *Uttarabhâga.*”

વળી પૃ. ૨૯૯ મે તેઓ લખે છે કે:—

“In the colophon at the end, the completion of the work is

1. “Catalogue of Sanskrit Manuscripts (at Jammu) in the Raghunâtha Temple Library of H. H. the Mahârâja of Jammu and Kashmir, Prepared for the Kashmir State by Dr. M. A. Steine, Ph. D., Principal, Oriental College, Lahore.”

" જે શાસનોથી ડહાપણ, સદ્‌ગુણ તથા સુખ વધે તેના જેવું બીજું કોઇ પવિત્ર ગણાવું ન જોઇએ, અને જેઓ તે શાસનોનો અમલ બીજા ઉપર કરતા હોય તેમણે પોતે પણ તેમને આધીન રહેવું જોઇએ. "

" મન વા શરીરના કોઇ વ્યાયામથી બીજાઓના ઉપર જેણે વિજય મેળવ્યો હોય તેવા નરને શોધીશ નહિ પણ જેણે પોતાના ઉપરજ વિજય મેળવ્યો હોય તેને શોધજે. "

"ઉત્તમમાં ઉત્તમ નરપતિયો પણ જે દોષો દૂર કરવાને ધારતા હતા તેજ, ઘણી વાર ખુશામતિયાઓના મીઠા બોલથી ઠગાઇને પોતે કરનારા થઇ પડયા છે."

"રાજવૈભવનો બહારનો ભભકો માત્ર મૂર્ખ જન તથા મિથ્યાભિમાનિયોનેજ મોહકર્તા છે. સદ્‌ગુણના આદેશથી તથા પ્રભુની આજ્ઞાથી જે જે આચરણ વિરૂદ્ધ હોય તેને દુષ્ટાચાર ગણજે. "

"રાજલક્ષ્મી સુખશાન્તિને નહિ પણ અનેક શ્રમકારી અંતરાયો તથા ભયને ઉત્પન્ન કરનારી છે એમ, હે પુત્ર, તું નક્કી માનજે, અને ત્હારામાં જેટલી હિંમત હોય તેટલી સામે લાવીને દુર્વિકારથી દૂર રહેજે, વિષય-વાસનાને નિયન્ત્રિત કરજે અને મિથ્યા પ્રિયવાદીઓને નિરાશ કરજે. "

" શુદ્ધ સાત્વિક ગુણથી જેઓ અજાણ્યા હોય છે, અને મનુષ્યોની બુદ્ધિની તથા તેમના ચારિત્ર્યની પરીક્ષા કરવાનું જેમનામાં ડાહાપણ નથી તેઓ અન્ધકારમાં પૂરાયલાઓની પેઠે પોતાનો માર્ગ શોધવા હમેશ ફાંફાંજ મારે છે. તેઓ જો ઠગાય નહિ તો તેમનું સદ્‌ભાગ્ય સમજવું કેમકે પોતાને શું જોઇએ છીએ તેજ તેઓ સ્પષ્ટ અને પૂરેપૂરૂં સમજતા નથી, તેમ તે મેળવવા કઇ દિશામાં પ્રવૃત્તિ કરવી તે પણ જાણતા નથી; માત્ર ટૂંકાની દૃષ્ટિથી સર્વને જોવા એટલુંજ તેઓને જ્ઞાન હોય છે, અને તેમાં પણ જે કપટી જનો મિથ્યા વખાણ કરીને તેમને કુમાર્ગે લલચાવીને લઇ જાય છે તેમના ઉપર નહિ પણ, સત્ય કથનથી તેમની વિરૂદ્ધ વર્તન કરે તેવા પ્રમાણિક જનના ઉપર તેઓ વધારે વહેમાય છે "

" તેઓ તો એવીજ આશા રાખે છે કે અમારે ગમતું સર્વ થવુંજ જોઇએ અને સૃષ્ટિના નિયમ પણ અમારી ઇચ્છાને આધીન રહેવા જોઇએ. "

" જે ડાહ્યા અને ભલા માણસોએ, જનસ્વભાવનો અભ્યાસ કરવામાંજ પોતાનું આખું વય ગાળ્યું હોય છે તેવાઓની સાથેજ મનુષ્યોની અપૂર્ણતાઓ તથા શ્રેષ્ઠતાઓ સંબંધે વાતચીત કરજે. આથીજ તને, અજાણતાં પણ, ચારિત્ર્યની પરીક્ષા સૂક્ષ્મ બુદ્ધિથી કરવાનું આવડશે, અને ત્હારી પાસે આવતા જતા પ્રત્યેક જન પાસેથી ત્હારે કેવા કામની આશા રાખવી તે સમજાશે. "

" રાજ્યાભિષેક પછી તું સર્વ સત્તાવાન થાઉં ત્યારે પાછો કૃતઘ્ન પ્રવર્તાવવાનોજ અભિપ્રાય રાખજે, સર્વનું કહેવું સાંભળજે પણ વિશ્વાસ થોડાનોજ કરજે, ત્હારા પોતાના સદ્‌ગુણો કે ડાહાપણ ઉપર પણ અંધ શ્રદ્ધા રાખીશ નહિ; તું પોતે ઠગાઉં નહિ તેને માટે ડરતો રહેજે, પણ તું ઠગાયો છું એવું લોકો જાણશે તો શું થશે એવો ભય રાખીશ નહિ; પ્રજા ઉપર પ્રેમ રાખજે, અને ત્હારા ઉપર તેમનો પ્રેમ થાય એવો એક પણ ઉપાય લેવાનું

ભૂલીશ નહિ; દેવતાઓનો ડર, ઓ ટેલીમેકસ, ત્હારા હૃદયમાં હંમેશ રાખજે; ત્હારો વહાલામાં વહાલો ભંડાર ગણીને સદા તેને ત્હારા અંતરમાં પવિત્ર સ્થાન આપજે, કેમકે એ હશે તો તું ડહાપણ અને ન્યાય, શાન્તિ અને આનંદ, અમિશ્રિત સુખ, વિશુદ્ધ સ્વતંત્રતા, ઉપદ્રવ રહિત વૈભવ અને નિષ્કલંક કીર્તિ સંપાદન કરી શકીશ. "

શુકનાશના ઉપદેશથી જેવી ચંદ્રાપીડને અસર થાય છે તેવીજ આ પુસ્તકમાં ટેલીમેકસને પણ થયેલી દર્શાવી છેઃ—

" ટેલીમેકસ આ ઉપદેશ શ્રવણ કરતો ગયો તેમ તેમ તે તેના અંતઃકરણમાં ઉંડો ઉતરતો ગયો; જેમ કોઇ શિલ્પકાર પોતાને કોઇ લેખ હવે પછીની પ્રજાને માટે રાખી જવો હોય તે પિતળમાં કોતરી રાખે છે તેમ આ બોધના શબ્દો એના અંતઃકરણની સજીવ તખ્તી ઉપર કોતરાઇ ગયા સત્યના તથા શાણપણના પ્રરોહ રૂપે તે ઉપદેશ એક સૂક્ષ્મ જ્યોતિની પેઠે તેના અંતરાત્માના ગુહ્યમાં ગુહ્ય પ્રદેશોમાં વ્યાપી ગયો, તેનાથી તેનું હૃદય આર્દ્ર બન્યું, અને તેને ઉષ્ણતા પ્રાપ્ત થઇ, અને કોઇ અવર્ણ્ય દૈવી ઉત્સાહથી પોતાનું અંતઃકરણ જાણે પીગળી જતું હોય એમ એને લાગ્યું "

જાબાલિ મુનિના આશ્રમમાં જેવી રીતે પરસ્પર વિરોધી સત્વો શાશ્વતિક વૈર તજી દઇને સંપથી રહેતાં હતાં એમ જણાવ્યું છે (પૃ ૪૧) તેવી રીતે આ પુસ્તકમાં એક સ્થળે પૂર્વ કાળની સ્થિતિનું વર્ણન કરતાં નીચે પ્રમાણે લખ્યું છે :—

" પ્રત્યેક વસ્તુ જાણે હસતી અને સુખી ભાસતી; વરૂઓ ઘેટાંની સાથે ચરિયાણમાં રમતાં, અને સિંહ તથા વાઘ તેમનો શાશ્વતિક વૈરભાવ ભૂલી જઇને ઘેંટાંની સાથે શાન્તિથી વિચરતા, એક ગોપાળ બાળ તે બધાને એકજ ટોળામાં, પોતાની લાકડીને વશ રાખીને ચરાવતો, અને કૃતયુગના આનંદનો અનુભવ કલ્પનામાં થતો. "

સંગીતની અસર પશુ પક્ષીઓને પણ થાય છે એ આપણા કવિએ સ્પષ્ટ રીતે જણાવ્યું છે. તેવોજ વિચાર આ પુસ્તકમાં પૃ. ૨૮ મે દર્શાવ્યો છેઃ—

" જ્યારે તે પોતાનો લાંબો ઝભ્ભો ઓઢતો અને હાથીદાંતની વીણા વગાડતો ત્યારે જંગલનાં રીંછ, સિંહ અને વાઘ તેની પાસે આવીને ગેલ કરતાં ને તેના પગ ચાટતાં; વનદેવીઓ પોતાના ગુહ્ય આવાસમાંથી આવીને તેની આસપાસ નૃત્ય કરતી; અને એમ પણ માની શકાતું કે વૃક્ષો તથા શિલાઓ ઉપર પણ તેના સંગીતની જાદુભરી અસર થતી હતી."

ચંદ્રાપીડના ઇંદ્રાયુધ અશ્વના જેવાજ એક દૈવી અશ્વનું વર્ણન આ ગ્રંથમાં પણ આવે છે અને તે ઘણી રીતે ઇંદ્રાયુધના વર્ણનને મળતું છે એમ વાંચનારને જણાશેઃ—

" નેપ્ચ્યુને પોતાનું ત્રિશૂળ ભૂમિ ઉપર પછાડ્યું તેનો શબ્દ થતાંજ તરત તેમાંથી એક અશ્વ નીકળી આવ્યો; તેની આંખો જ્વલંત અગ્નિ વર્ષાવતી હતી, અને તેના મ્હોંમાંથી નીકળતું ફીણ સૂર્ય-પ્રકાશની પેઠે ઝગઝગતું હતું; તેની વાળ પવનમાં ફરફરતી હતી, અને તેના ચપળ તથા સબળ પગ ભૂમિ ઉપર નિરંતર અવિચ્છિન્ન આઘાત જોરથી કર્યા કરતા હતા. તેની ગતિ રોકી શકાય એવી ન હતી, અને તે ચાલતો એવા વેગથી કે જાણે હવામાં ઉડતો હોય એમ લાગતું ને તેના પગ ક્યાં પડે છે તે જણાતુંજ નહિ. "

પ્રભાત વર્ણનમાં પણ એક બે સ્થળે કાદમ્બરીમાંના વર્ણનનો આભાસ આવે છે:—

"અરુણની ગુલાબી આંગળીઓએ પૂર્વનાં સુવર્ણમય દ્વારને ઉઘાડી નાંખ્યાં સૂર્યના તેજસ્વી અશ્વો જલનિધિમાંથી કુદતા કુદતા ઉંચે આવવા લાગ્યા, તેના ઝગઝગતા કિરણો ચારે દિશાએ પ્રસરવા લાગ્યા તેની સાથે અંધકાર તથા તારક-ગણ અદ્રશ્ય થતા ગયા."

"અરુણે દર્શન આપીને સર્વ જગત્માં ઘોષ સહિત પ્રસિદ્ધ કર્યું કે ભગવાન સૂર્ય-દેવતાની સ્વારી હવે નીકળી ચુકી છે; તેથી તારાઓ બીચારા ગભરાઈને બ્હીકના માર્યા તેમજ ઇર્ષ્યાથી પીડાતા, તેમના કિરણ જોતાંજ ઝાંખા પડી જઈને પોતાનું મ્હોં છુપાવવા મંડી ગયા, અને કેટલાક તો અગાધ સમુદ્ર-જલમાં ડુબી જઈને અદ્રશ્ય થઈ ગયા."

આ પ્રમાણે આ ગ્રંથમાંથી પણ સાહિત્યના અભ્યાસીઓને બાણભટ્ટના વિચારો માટે વિચિત્ર રીતે પ્રમાણો મળી આવે છે.

આ ભાષાન્તર ઉપરથી આજ વિષયના સારરૂપ અન્ય પુસ્તકો અને આ જ વસ્તુ-સંકલનાને અનુસરીને તેના ઉપરથી નાટક તથા "હરિકથા" પણ રચવામાં આવ્યાં છે એ મૂળ ગ્રંથની વૃદ્ધિ પામતી લોક-પ્રિયતાનાં ચિહ્ન જોઈને મને સ્વાભાવિક રીતે હર્ષ થાય છે.

નામદાર મુંબઈ સરકારના કેળવણી ખાતાએ આ ભાષાન્તરને શાલોપયોગી પુસ્તક રૂપે સ્વીકારવાથી તથા મુંબઈ યુનિવર્સીટી સ્કૂલ ફાઇનલ પરીક્ષામાં અભ્યાસ માટે તે મુકાયાથી તેને અધિક માન મળ્યું છે.

આ ગ્રંથ ઉપરની વાચક વર્ગની અભિરુચિ વૃદ્ધિ પામો અને બારમો વર્ષ ઉપરાંત ચર્ચારસિક વાચનારાઓનાં હૃદયમાં રમી રહેલું શ્રીમદ્ બાણભટ્ટનું નામ અક્ષય કીર્તિમાન થઈ અવિચલ તથા અમર રહો એવી પ્રાર્થના સાથે પ્રસ્તાવના હું સમાપ્ત કરું છું.

જુનાગઢ, પોષ શુદ ૧૦, સંવત્ ૧૯૬૪. } છ. હ.



# પ્રસ્તાવના.

## ( પ્રથમ આવૃત્તિની. )

"The first and the simplest emotion, which we discover in the human mind, is curiosity. By curiosity I mean whatever desire we have for, or whatever pleasure we take in, novelty. • • • Some degree of novelty must be one of the materials in every instrument which works upon the mind; and curiosity blends itself more or less with all our passions."

EDMUND BURKE, *On the Sublime and Beautiful.*

"Providential or self-chosen monotony of existence has, of course, its novelties in proportion. A great many lives seem to us to present no opportunities for anything new in the daily course of them, even in the humblest form of novelty; but those who live them do find variety enough to distinguish one day from another. Something unexpected, not to be calculated on beforehand, relieves monotony, stirs the blood, creates those little stimulants without which we could not live, or life would be a living death."

*Essays on Social Subjects, Vol. 11.*

સૃષ્ટિના નિર્માણ સમયે પ્રથમ ઉત્પન્ન થયેલા મનુષ્યના મન ઉપર, જગતની વિવિધ રચનાઓ જોઈ કેવી વિચિત્ર, અનિર્વચ્ય અસર થઈ હશે ! સતત નિયમિત ભ્રમણ કરનાર તેજોમય સૂર્ય, ચંદ્ર, તારા અને તેમની ગહન ગતિયો; અગાધ ગાંભીર્યવાળા, નાના પ્રકારના જલચરોથી ભરેલા, વિશાલ સમુદ્ર; પત્ર પુષ્પ અને ફલના ભારથી લચી જતાં તથા અહર્નિશ (?) તેના પવનથી કંપતાં અનંત વૃક્ષોથી છવાઈ ગયેલા—'દૂરથી મેઘમાલા જેવા દીસતા'—ઊંચા ઊંચા પર્વતો, અને તેમના ખડકોમાંથી ખળખળ વહેતા વાંકા ચુંકા ઝરણો; શ્રોત્ર-હારી મધુર શબ્દ સહિત, આકાશમાં નિરાધાર અવસ્થાન કરતાં, નાનાં મ્હોટાં, સુશોભિત પક્ષિયો;—એ આદિના પ્રથમ દર્શનથી તેને કેવું અનુપમ સાનંદાશ્ચર્ય થયું હશે ! એ ના એજ સૂર્ય ચંદ્ર આદિ નિર્માણ-ભેદ મનુષ્ય-વર્ગના કેટલા સ્વલ્પ ભાગનેજ તેવોજ વા તેનાથી જરા ન્યૂન પણ આનંદ કે આશ્ચર્ય હાલ ઉપજાવતા હશે ![1] જનતાના મ્હોટા સમુદાયને એ નિર્માંણિયોમાં

---

૧. જણાવતાં આનંદ થાય છે કે ઉપરનો વિચાર પ્રખ્યાત અડિસનના 'સ્પેક્ટેટરમાં એક સ્થાને દર્શાવેલા વિચારની પ્રતિકૃતિ છે એમ મને હમણાં માલમ પડ્યું છે. જેમને આ વિષય (Love of Novelty) ઉપર અધિક સ્ફુટ વ્યાખ્યાન જોવાની ઇચ્છા હોય;

હવે કંઇ ગૌરવ વા મહત્વ લાગતું નથી અથવા થોડુંજ લાગે છે તે શું એ પદાર્થોનો દોષ છે? શું એમના પ્રભાવમાં કંઇ ન્યૂનતા થઇ છે જે આવી અવગણનાને પાત્ર છે? નહિજ. એ તો મનુષ્યના મનની લઘુતા છે જે મહાન્ વિષયોમાં પણ, સહવાસને લીધે, દિવસે દિવસે ઓછી મહત્તા જુવે છે, અને, આજીવિકાનાં સાધન પ્રાપ્ત કરવામાંજ અહર્નિશ વ્યાપૃત રહીને, તેમના ઉપર કઠિન લક્ષ આપી વિચાર નહિ કરી શકવાથી તેમને ઉચિત આદર આપી શકતી નથી.

પ્રખ્યાત ડૉ. જોનસનના રાસેલાસના જેવી વૃત્તિ વિનાનાં મનુષ્ય જગતમાં વિરલજ છે। સ્વશક્તિ વા સ્વધન વડે અતિ આકાંક્ષાથી સંપાદિત કરેલા એક પ્રકારના સુખના વિષય–થી આજ તૃપ્તિ થાય તો કાલેજ, તેની મોહક-શક્તિમાં ન્યૂનતા થવાથી, મનુષ્ય વર્ગના મ્હોટા સમૂહને તેથી અતૃપ્તિ થવા માંડે છે. માનવીઓના—તેમાં વિશેષ કરીને યુવાનોના—મનની ઘટનાજ ઇશ્વરે એવી કરેલી છે કે એકજ વસ્તુ, પ્રથમ તે ગમે તેવી પ્રિય અને હૃદયાહ્લાદક હોય તોપણ કાલક્રમે તેનો પરિચય વધવાથી ધીમે ધીમે કંઇક સૌંદર્ય વિહીન, અરુચિકર અને અપ્રિય જેવી લાગવા માંડે છે. જ્યાંસુધી તેની નવીનતા ત્યાં સુધીજ તેનો મોહ અને તે ઉપર ભાવ રહે છે. આ નિયમને અનુસરીને ધનાઢ્યો પ્રતિદિવસ નવીન પ્રકારના વૈભોગ તથા સુખ પ્રાપ્ત કરવાને પ્રયત્ન પરંપરા કર્યાં કરે છે; પરંતુ જે અપ્રાપ્તિક સુખનો તેઓ અભિલાષ રાખે છે તે જ્યાંસુધી દૂર અને અનુપયુક્ત હોય ત્યાં સુધીજ મોહજનક રહે છે; ઉપયુક્ત થયું કે તત્કાલ અસંતોષ ઉત્પન્ન કરે છે.[1] આ પ્રકારે સર્વ સામાન્ય સુખનો ભંડાર ખુટી જતાં તેઓ

---

તેમને (બની શકે તો) એ પુસ્તકના ૪૧૨, ૪૧૩, અને ૬૨૬ એ ત્રણ પત્ર વાંચવાની હું ભલામણ કરું છું અને એ પત્રોનો સાર પણ અત્રે આપવાનો અવકાશ ન હોવાથી માત્ર અલ્પ ભાગજ નીચે ઉતારું છું:—

"A further advantage of our inclination for Novelty, as at present circumstantiated, is, that it annihilates all the boasted distinctions among mankind Look not up with envy to those above thee. Sounding titles, stately buildings, fine gardens, gilded chariots, rich equipages, what are they? They dazzle every one but the possessor; to him that is accustomed to them they are cheap and regardless things: they supply him not with brighter images, or more sublime satisfaction than the plain man may have, whose small estate will just enable him to support the charge of a simple unencumbered life. He enters heedless into his rooms of state, as you or I do under our own poor sheds. The noble paintings and costly furniture are lost on him; he sees them not, *as how can it be otherwise, when by custom, a fabric infinitely more grand and finished, that of the Universe, stands unobserved by the inhabitants, and the everlasting Lamps of Heaven are lighted up in vain, for any notice that mortals take of them*. Thanks to indulgent Nature, which not only placed her children originally upon a level, but still, by the strength of this principle, in a great measure preserves it, in spite of all the care of a man to introduce artificial distinctions." (ઈ. સ. ૧૭૧૬.) *The Spectator*.

૧. આ જ વિષય "રેસીલેસ" માં દર્શાવેલ છે:—

"Thus do mankind by the perverse depravity of their nature

કંઈક અસામાન્ય—અસાધારણ—અનિર્વચ—સુખોપભોગની પ્રાપ્તિને અર્થે ઉત્કંઠતા દર્શાવે છે.

પણ ઉપરનો નિયમ અપવાદ રહિત છે એમ નથી. અભિલષિત વસ્તુ જો—

ક્ષણે क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ।

એ વ્યાખ્યા અનુસાર ક્ષણે ક્ષણે નવતા પામે એવી યથાર્થ રીતે રમણીય હોય, અને ઉપભોક્તા, ખરેખરો રસિક, ગુણગ્રાહી તથા સંતુષ્ટ હોય તો પ્રીતિમાં ન્યૂનતાને બદલે કાળે કરીને અધિકતા થઈને પરિણામે તે 'સ્નેહ-સાર' બને છે.

સાંસારિક સુખમાં મનુષ્ય જાતિના મ્હોટા વર્ગની અને કાવ્ય, કથા, ઇતિહાસ, આદિ સાહિત્યના ગ્રંથોમાં વાચક વર્ગની વૃત્તિ સમાન રહે છે "જન્મ, જરા વિપત્તિ, મરણ" આદિમાંનું પ્રત્યેક ચમત્કારિક તથા બોધકારક છતાં પ્રતિદિવસ દૃષ્ટિગોચર રહેવાથી સાધારણ જેવું ભાસે છે, અને જે ગ્રંથોમાં એવા—આપણી સામાન્ય સ્થિતિ દર્શાવતા—વિષયો જ વર્ણવેલા હોય છે તેમના કરતાં જેમનું વસ્તુ (Plot) કાંઇક ચિત્તાકર્ષક, અશ્રુતપૂર્વ, અદ્ભુત, અલૌકિક વૃત્તાન્તોથી ભરેલું હોય છે એવા ગ્રંથો ઉપર આપણને અધિક રુચિ તથા પ્રીતિ થાય છે. ઇંગ્રેજી મહાકવિ વર્ડ્સ્વર્થ પણ કહે છે કે "આપણા સર્વના મનમાં કેટલીક અવાચ્ય ઉત્કંઠાઓ—ગુપ્ત વાસનાઓ—રહેલી છે જે લૌકિક વૃત્તાન્તોથી સંતુષ્ટ ન થતાં અલૌકિકની વાંછના રાખે છે અને તેજ આહારની જેને આવશ્યકતા છે; આના સંપાદનને અર્થે એક કૃપાળુ દેવ આ પૃથ્વીનો તથા મનુષ્યોના અંતઃકરણનો અધિષ્ઠાતા થઈ રહેલો છે. તે અદૃષ્ટ રહીને, આવો અનિન્દ્ય આનંદ આપતાં, સુખદ અસર કરતાં પુસ્તક રચવાની, જેઓને ચિન્તા નથી, જેઓ જાણતા કે વિચારતા નથી કે આપણે શું કરિયે છિયે, તેઓને પ્રેરણા કરે છે. આ અદ્ભુત કથાદિકનાં પુસ્તકો દિવસવત્ પ્રકાશ પામી જ્યાંસુધી જગત્માં મનુષ્યનું અસ્તિત્વ છે ત્યાં સુધી તેની પ્રચ્છન્ન—અંતર્હિત—તૃષ્ણાઓ શમાવવા સારૂ કોઇ પણ રૂપે અવશ્ય રહેવાનાંજ એ નિઃશંક છે."

આ મહા કવિના સકારણ મત ઉપરથી તથા આપણા સ્વાનુભવથી સહજ સમજાશે કે સાહિત્યની આ અદ્ભુત કથા (Romance) રૂપી શાખાના અભ્યાસની થોડી ઘણી આવશ્યકતા છે ખરી. આ પ્રકારના સાધારણ ગ્રંથમાંથી પણ—ઉપર કહેલી સ્વાભાવિક હૃદય-તૃષ્ણાની શાન્તિ રૂપી લાભ કોરે મૂકતાં છતાં—કંઇક સાર (moral), જ્ઞાન અને બોધ મળી શકે છે તો પછી બાણભટ્ટ જેવા પ્રથમ વર્ગીય પ્રામાણિક કવિએ રચેલા આ, સ્વજાતિમાં સર્વોત્તમ પુસ્તકમાંથી તે પ્રાપ્ત થાય એમાં શું આશ્ચર્ય? ગ્રંથની બોધક તથા રંજક શક્તિ વિશેષે કરીને વસ્તુ સંકલના ઉપર, અને રસ-પ્રકાશક, પ્રૌઢ પણ સરલ, અલંકાર યુક્ત શબ્દ-રચના (style) ઉપર આધાર રાખે છે. આ ગ્રંથની વસ્તુ-સંકલના કેવી ચમત્કારિક છે,

---

that which they have most desired as of no value the moment it is possessed, and torment themselves, with fruitless wishes, for that which is beyond their reach." (P. 431). (ઈ. સ. ૧૯૦૮.)

"Alas! What we have not is more to us than all we possess."

(ઈ. સ. ૧૯૧૬.) *The King's Mirror.*

અને તેનું રચના-પ્રદર્શન ( denouement ) પ્રથમથી અથવા ધીમે ધીમે ન થતાં અંતે થવાથી અથથી ઇતિ સુધી વાંચનારનું, આગળનો વૃત્તાન્ત જાણવાનું કુતૂહલ કેવું જાગૃત રહે છે એ વર્ણવવા કરતાં આ સાથે આપેલો કથાનો માત્ર સાર જાણવાથી પણ વધારે સમજાશે. એ સાર વાંચતા પહેલાં એક અગત્યની સૂચના વાંચનારને એ કરવાની છે કે એમાં મૂળ કથાના માત્ર કુંચા કુંચાજ કાઢીને મૂકેલા છે. હવે એ કુંચાજ જો નિરસ ન લાગતાં કાંઇક સરસ છે એમ તેની ધારણામાં આવે તો પછી મૂળ કથા—જેમાં આમાના ઘણું કરીને પ્રત્યેક વાકયને પુષ્ટિ કરવાને એક એક પૃષ્ઠ તો શું પણ કોઇ કોઇ સ્થલે સાત સાત આઠ આઠ પૃષ્ઠ નવા નવા વિચારોથી ભરેલાં જોવામાં આવશે—તેનો રસ કેટલો હશે એ કલ્પવું કઠિન લાગશે નહિ [1]

એ લઘુ સારની અંદર આખી કથાનો સમાવેશ કરવા જતાં કોઈ કોઇ સ્થલે વધારે લંબાણ થઇ ગયું છે તથા કોઇ કોઇ સ્થલે છેકજ ટુંકાવવું પડયું છે, અને પ્રમાણની એ ન્યૂનાધિકતાથી એમાં કથાનું યથાર્થ સ્વરૂપ સ્પષ્ટ દેખાતુ નથી તોપણ એ ઉપરથી, વાંચનારને કવિના અસાધારણ સંવિધાનચાતુર્ય વિશે થોડા ઘણો વિચાર સહજ આવશે. હોમર જેવા કવિના ' ઇલિયડ ' ને માટે હોરેસે કરેલી ટીકા જો બાણભટ્ટને આ ગ્રંથના સંબંધમાં લાગુ પાડિયે તો એમ કહી શકાય કે એ પણ પ્રથમથીજ " વસ્તુના મધ્યભાગમાં ઝંપલાવે છે ( rushes *in medias res.* ") અર્થાત્ ગ્રંથને આરંભે કથાનો આરંભ કરતો નથી પણ તેના મધ્યભાગમાંથીજ શરૂ કરે છે અને જેમ જેમ આગળ જાય છે તેમ તેમ તેની અગાઉના વૃત્તાન્તથી વાંચનારને મોહિત કરે છે. આ યુક્તિથી કરીને એ લક્ષ્ય-કાર્યનું ઐક્ય (Unity of Action)[2] જાળવી શકયો છે; અર્થાત્ આખી વાર્તા સંબંધ રહિત જુદા જુદા વિભાગોની બનેલી છે એમ નહિ જણાવા દેતાં સંબદ્ધ વિભાગોની બનેલી એક અખંડ કથા છે એમ દર્શાવી રસમાં વૃદ્ધિ કરી શકયો છે. કોઇ એમ માને છે કે ગ્રંથ-સાગરના તીર આગળ પ્રવેશ કરી, થોડી વાર દૃષ્ટિગોચરમાં તરતાં રહ્યા પછી, વિસ્મરણ થઇ જાય એટલા દીર્ઘ કાલ સુધી પ્રથમ પાત્ર (શૂદ્રક) અન્તરાલે નિમગ્ન રહે છે, અને તેના વિશેનું કુતૂહલ ધીમે ધીમે નિઃશેષ શમી ગયા પછી ( તે પાત્ર ) પાછું સામે તીરે એકાએક બ્હાર આવે છે એ, કથા રચનાનો

---

૧. કાદમ્બરી-કથા-સાર માટે જુવો પ્રસ્તાવનાને અંતે.

૨. લક્ષ્ય કાર્ય—જે કાર્ય સાધવાનું હોય (મુખ્ય નાયકની) જે કથા વર્ણવવાની હોય, તે એરિસ્ટોટલના મત પ્રમાણે મિલ્ટનના 'પેરેડાઇઝ લૉસ્ટ' ઉપર ટીકા કરતાં એડિસન લખે છે કે:—

"The first thing to be considered in an epic poem is the Fable, which is perfect or imperfect, according as the action which it relates is more or less so. This action should have three qualifications in it. First, *it should be but one action*. Secondly, it should be an entire action; and thirdly, it should be a great action." *The Spectator, Letter No. 267.*

આ ઉપરથી જણાશે કે ઉપર કહેલા કાર્યનો પ્રથમ ગુણ એ છે કે તે એક હોવું જોઇએ અર્થાત્ કાવ્યમાં કે કથામાં જુદાં જુદાં કાર્યો વા જુદા જુદા વૃત્તાન્તો મરડી મચરડીને જેમ તેમ ગોઠવવાને બદલે સુગ્રથિત કરીને જો એવી રીતે મૂકવામાં આવે કે અથથી ઇતિ સુધી તેઓ નાયક અને નાયિકાના વૃત્તાન્તનેજ પુષ્ટિ આપી વાંચનારનું લક્ષ તેમના ઐક્ય ઉપર દોડાવે તો તેની અસર ચમત્કારિક થયા વિના રહે નહિ.

નિરસતા ઉત્પન્ન કરતો એક દોષ છે,' પણ આ મત પ્રતિપાદન કરનારાઓ એ એટલું તો સ્વીકારે છે કે એ યુક્તિથીજ, ઉપર કહેલા "કાર્યના ઐક્ય"નું સંરક્ષણ થાય છે.

વળી આ અદ્ભુત વૃત્તાન્ત એવો તો સુઘટિત છે કે જો કોઇ પ્રવિણ નાટકકર્તા મૂળ વસ્તુને આધારે, મૂળનાંજ ભાષણ રાખીને નાટક રચવાનું ધારે તો, મને પરિપૂર્ણ વિશ્વાસ છે કે, તે નવીન, ચમત્કારિક, અને ચિત્તાકર્ષક બની, વાંચનાર અને જોનારનાં મન અને ચક્ષુને આહ્લાદિત કરી શ્રમ સફળ કર્યા વિના રહેશે નહિ[1] પણ આ અનુપમ વસ્તુ સંકલનાનું માન બાણભટ્ટની કલ્પનાનેજ આપતાં આપણે ડૉ. પીટર્સનની કાદમ્બરીની આવૃત્તિ ની પ્રસ્તાવના વાંચીજરા સંકોચાઇએ છિયે. એ પ્રસ્તાવનામાં એમ દર્શાવેલું છે કેઃ—સોમદેવ નામના કવિયે સંસ્કૃત પદ્યમાં રચેલા કથાસરિત્સાગર નામના ગ્રંથમાં નરવાહન દત્ત નામે રાજાને તેના મંત્રીએ કહેલી એક વાર્તા છે તેનું અને કાદમ્બરીનું વસ્તુ એકજ છે પણ બાણભટ્ટ (આગળ જણાશે તેમ) ઇ સ ના સાતમા સૈકામાં થઇ ગયો અને આ સોમદેવ બારમા સૈકામાં થઇ ગયો એટલે એ કથા ઉપરથી બાણે કાદમ્બરી રચી હોય એ તો અસંભવિતજ છે પણ સોમદેવ પોતાના ગ્રંથમાં કહે છે કે તે ગુણાઢ્ય કવિયે પૈશાચી ભાષામાં રચેલી બૃહત્કથાનો સારનું સંસ્કૃત ભાષાન્તર છે[2] હવે આ બૃહત્કથા બૂલર સાહેબના મત પ્રમાણે પહેલા કે બીજા સૈકામાં રચાયેલી છે. વેબર સાહેબના મત પ્રમાણે આશરે છઠ્ઠા સૈકામાં લખાયલી છે; અને પીટર્સન સાહેબ એમ કલ્પે છે કે બાણ અને ગુણાઢ્ય 'રત્ન' કરીતે સમકાલિન કવિ હતા. ગમે તેમ હોય તોપણ એટલું તો સિદ્ધ છે કે બાણને બૃહત્કથા વિશે ખબર હતી.[3] એટલે તે બાણની પૂર્વે વા બાણના સમયમાં લખાયલી હોવી જોઇએ. આ બૃહત્કથા પણ (ડૉ. પીટર્સનના કહેવા પ્રમાણે) ગુણાઢ્યની કલ્પનાથી રચેલી નથી. એણે તો પાછળના સેંકડો વર્ષોમાં ચાલતી આવેલી વાર્તાઓને ભેગી કરીને માત્ર ગોઠવેલીજ છે. માટે જો કથાસરિત્સાગરમાં આપેલી વાર્તા જોઇને પણ આપણે એમ ન માનિયે કે બાણભટ્ટે એ બૃહત્કથા ઉપરથી આ ગ્રંથ લખ્યો છે તો એમ ધારી શકાય કે જે વાર્તાઓ ગુણાઢ્યે ગોઠવીને પ્રકટ કરી તેજ વાર્તાઓ બાણભટ્ટને પણ વિદિત હશે અને તેમાંથી એક ચમત્કારિક વાર્તા લઇ, યથારુચિ તેને ફેરવી, તે ઉપરથી આ બધી ઇમારત ચણી હશે.

---

૧. કાદમ્બરી-વૃત્તાન્તનુંજ "સંગીત સાપત્ન્ય-સંભ્રમ" નામે નાટકમાં મરાઠી ભાષામાં રૂપાન્તર થયેલું હમણાં મ્હારા જોવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે આ વિચાર મૂળ ગ્રંથના બીજા રસિક વાંચકોના મનમાં પણ ઉત્પન્ન થયેલો છે. આ નાટક રચવાને શ્રીમંત શિવાજી મહારાજ હોલકર સરકારે રૂ. ૮૦૦નું ઇનામ કાઢેલું હતું અને તેને માટે જેટલા ગ્રંથો આ રૂપમાં લખાઇ આવ્યા હતા તેમાંથી રા. ગોવિંદ બલ્લાળ દેવળનું રચેલું નાટક પરીક્ષક મંડળીને સર્વોત્તમ લાગવાથી ઉપરનું ઇનામ તેના કર્તાને આપવામાં આવ્યું હતુ ગુર્જર ભાષામાં હવે આવો પ્રયત્ન થવો કઠિન નથી એટલે મને આશા છે કે મ્હારી ઇચ્છા સ્વત્વર સફળ થશે. (ઇ. સ. ૧૮૯૪)

૨. ગુણાઢ્યની બૃહત્કથા તો હાલ ક્હીં પ્રસિદ્ધ થઇ નથી એટલે તેમાંથી સોમદેવે ઉતારો કર્યો છે એ માત્ર તેના લખવા ઉપરથીજ માનવાનું છે.

૩. જુઓ પૃ ૧૫ ટી. ૬; પૃ. ૪૮ લી. ૨, ટી. ૧. નરવાહનદત્ત રાજાનું નામ પણ

ઉપર કહેલી વાર્તાનો કથાસરિત્સાગરમાંથી ઉતારો પીટર્સન સાહેબે આપેલો છે[1] તેમાં અને આપણા ગ્રંથમાં પાનોનાં તથા સ્થાનનાં નામ કેવલ જુદાં છે. વિદિશાને બદલે કાંચનપુરી; શૂદ્રકને બદલે સુમનસ્; ચંડાલ કન્યાને બદલે મુક્તાલતા નામની ભિલ્લ કન્યા; વૈશમ્પાયન (શુક) ને બદલે શાસ્ત્રગંજ; (એ પણ સુમનસની પાસે તેના પ્રતાપ વિશે એક શ્લોક બોલે છે.) વિન્ધ્યાટવિના શાલ્મલી વૃક્ષને બદલે હિમાલય પાસેનું એક રોહિણી તરુ; હારીતને બદલે મરીચિ મુનિ, અને જાબાલિને બદલે પૌલસ્ત્ય; ઉજ્જયિનીને બદલે રત્નાકરપુર; તારાપીડ અને વિલાસવતીને બદલે જ્યોતિષ્પ્રભ અને હર્ષવતી; ચંદ્રાપીડને બદલે સોમપ્રભ (સોમ ચંદ્ર; શુકનાસ અને વૈશમ્પાયનને બદલે પ્રભાકર અને પ્રિયંકર; ઇંદ્રાયુધ અશ્વને બદલે આશુશ્રવસ્ (પણ એ કોઇ શાપ પામેલા મુનિકુમારનો અવતાર નથી); હેમકૂટ ઉપરનાં હંસ, ગૌરી અને તેમની પુત્રી મહાશ્વેતાને બદલે હિમાચલ પાસેના કાંચનાભ નગરનાં પદ્મકૂટ, હેમપ્રભા અને મનોરથ-પ્રભા, શ્વેતકેતુને બદલે દીધિતિમાન્ અને (લક્ષ્મીથી ઉત્પન્ન થયેલો) તેનો પુત્ર રશ્મિમાન્ પુંડરીકને બદલે, કપિંજલ જેવો તેનો એક મિત્ર છે પણ તેનું નામ આપ્યું નથી; રશ્મિમાન્ મરણ પામે છે ત્યારે એના પણ શરીરને કોઇ પુરુષ આકાશમાં લઇ જાય છે પણ તે ( બાણભટ્ટે આપ્યું છે તેવા ) કોઇ કારણ વિનાજ; કપિંજલ જેવો મિત્ર છે તે પણ ઉડી જાય છે; ચિત્રરથને બદલે સિંહવિક્રમ—વિદ્યાધરોનો રાજા—મદિરા જેવું કોઇ છે નહિ; કાદમ્બરીને બદલે મકરન્દિકા; આમાં સોમપ્રભ વિદ્યાધર-દેશ જોવા જવાની ઇચ્છા દર્શાવે છે (આપણામાં ઉલટુંજ છે); સોમપ્રભ અને મકરન્દિકાને પ્રીતિ થાય છે; સોમપ્રભ પરણવાની હા કહી, પાછો આવું છું એવું વચન આપી, સૈન્યને પોતાની ખબર કરવા જાય છે પણ ત્યાં પિતાનો પત્ર મળવાથી દેશ તરફ જાય છે; કેયૂરકને બદલે દેવજય; પત્રલેખા જેવું પાત્ર છેજ નહિ; એટલે સુધી બંને કથાના વૃત્તાન્ત ઘણા ખરા સમાન છે પણ અહીંથી કેવલ ભિન્ન ભિન્ન છે; અને ઉપરના ભાગમાં પણ જ્યાં જ્યાં બાણભટ્ટે સુધારો-વધારો કર્યો છે તેમાં તથા હવે પછીના ભાગને બદલીને હાલ છે તેવો મનોરંજક કર્યો છે તેમાં કેટલી ઉંડી બુદ્ધિ, કેટલું જન-સ્વભાવનું અવલોકન ને જ્ઞાન, અને કેટલું રચના-ચાતુર્ય દર્શાવ્યું છે એ લખી બતાવવા કરતાં વાંચનાર પોતાની મેળેજ સહજ સમજી શકશે—મકરન્દિકા,—સોમપ્રભના ગયા પછી વિરહાતુર થાય છે અને પિતા માતાને દુઃખ દે છે ત્યારે તેઓ એને શાપ દે છે કે તું ભિલ્લ જાતિમાં અવતરજે. (!!) પછી સિંહવિક્રમ (એનો પિતા) શોકથી મરણ પામે છે તે પૂર્વ જન્મનાં પાપને લીધે શુક થઇ અવતરે છે (સુજ્ઞ વાંચનાર! જરા વિચારી જુઓ કે બાણની ઘટના કેવી સબલ પાયા ઉપર, કેવી સફાઇભરી અને કેટલી ચમત્કારિક છે;) એ શા અગજ શુક નિષાદના હાથમાં પડે છે તે પણ કારણ વિનાજ; સોમપ્રભ નગરમાં જઇને પ્રિયા-પ્રાપ્તિને અર્થે શિવની આરાધના કરે છે તે એને સ્વપ્નમાં કહે છે કે સુમનસ્ પાસે જ્

માં આવે છે જુઓ પૃ ૭૩ લી ૨૫, પૃ ૮૪ લી ૯. વળી જુઓ શ્રીહર્ષચરિતના આરંભનો શ્લોક.—

समुद्दीपितकन्दर्पा कृतगौरीप्रसाधना ।
हरलीलेव नो कस्य विस्मयाय बृहत्कथा ॥

૧. જુઓ મુંબઇની આવૃત્તિની પ્રસ્તાવના પૃ ૮૪–૮૫.

કિશોરકન્યા આવી છે તે ત્હારી મકરંદિકા છે અને તને જોઇને એનો શાપ અસ્ત થશે માટે ત્યાં જા, વળી શિવજી મનોરથપ્રભાને પણ સ્વપ્ન આપે છે કે ત્હારો રશ્મિમાન્ સુમનસ્ થઇને અવતર્યો છે માટે ત્યાં જઇશ તો તને ઓળખશે પછી ચારે જણ મળે છે સુમનસ્ મનોરથપ્રભાને જુએ છે એટલામાં આકાશમાંથી એનુ પૂર્વ શરીર પડે છે તેમાં એ પ્રવેશ કરે છે! શુકને પણ પક્ષી શરીરમાંથી તત્કાલ મોક્ષ પ્રાપ્ત થાય છે (!!)

આવા અસંબદ્ધ જેવા વૃત્તાન્તને નવીન રીતે ગોઠવી, પૂર્વાપર સંબંધયુક્ત કરી અતિ રસિક બનાવ્યો એ શું જેવી તેવી કલ્પના અને જેવી તેવી વિચારણાનું કામ કહેવાય? બાણભટ્ટના બુદ્ધિ પ્રભાવે તો આ વૃત્તાન્ત રૂપી નિર્માંસ અસ્થિ પંજરમાંથી ઉપર તરી આવતાં જર્જરિત જેવાં નિ:સાર અસ્થિ દૂર કરી, પરીક્ષકની કસોટીએ ઉતરે એવાં તેમને બદલે બીજા સ્વચ્છ તથા બલવર્ધક નવા મૂકી "માંસ રુધિરાદિ આપી, ત્વચાથી ઢાંકી નાખી" પ્રાણ મૂકી, તેને પ્રફુલ્લ અને તેજસ્વી કોઇક અપૂર્વ શરીરના રૂપમાં આપણી દૃષ્ટિ આગળ ઉપસ્થિત કર્યું છે, માટે મૃત શરીરને પુનરુજ્જીવિત કરનારના જેવુંજ માન આપણા કવિને એક રીતે ઘટે છે એમ કહિયે તો ચાલે.[1]

આ કથાના પાત્ર વર્ગની વ્યવસ્થા જોઇશું તો તેમાં પણ કવિની અદ્ભુત શક્તિનાં ચિહ્ન જણાયા વિના રહેશે નહિ. એ તો સત્ય છે કે શુકના મુખમાં આખી કથા મૂકવાથી તથા પ્રસંગોપાત્ત આવતા ગગન-ગમન, આકાશ વાણી મૃત સંજીવન આદિ, દિવ્ય વર્ગને ઉચિત, કલિયુગમાં અસંભવિત બનાવોથી કથાની અકૃત્રિમતા (reality) નું જ્ઞાન ઓછું થવાથી તેનો ચમત્કાર જરા ઘટે છે[2] પણ જેમ જેમ વાચનાર આગળ જાય છે તેમ તેમ નવીન વૃત્તાન્તોથી પૂર્વ-સ્મરણનું આચ્છાદન થઇને તે ક્ષીણ થતું જાય છે, અને પોતાના જેવાંજ પાત્રો સમક્ષ આવવાથી તેમનાં સુખદુઃખમાં ગરક થઇ જઇને તેમની અનુકમ્પામાં એ શુકના અસ્તિત્વને કેવલ વિસરી જાય છે

---

૧. આ જ વિચાર કાદમ્બરીનું ઇંગ્રેજી ભાષાન્તર કરનાર મિસ રીડીંગે પણ જણાવ્યો છે:—

"The story as told in *Katha-Sarit Sagara* of Somadeva differs in some respects from this* * The main difference between the stories is in the persons affected by the curse, *and here the artistic superiority of Bana is shown in his not attaching the degrading forms of birth to Kadambari* or her parents * * * It appears possible that both this story and *Kadambari* are taken from a common original now lost, which may be the *Brihat-Katha* of Gunadhya *In that case the greater refinement of Bana's tale would be the result of genius giving grace to a story already familiar in a humbler guise*" (ઈ સ. ૧૯૦૮)

૨ આમ કહેતા છતાં જણાવવું જોઇએ કે એવી રચના આ જાતિની કથામાં ઘણી અવશ્યની છે

"To the higher form of romantic narrative * * * critics indeed have declared that supernatural machinery is indispensable * * "

"Prose Romance has immemorially asserted, no less than the Epic or the Drama, its heritage in the Realm of the Marvellous" (ઈ સ. ૧૮૬૬)

*E. B. Lytton's Preface to the Strange Story.*

આ ગ્રંથનું નામ **કાદમ્બરી** રાખ્યું છે તે નાયિકા ઉપરથીજ છે એમ કહેવાની અગત્ય નથી નાયક ચંદ્રાપીડ છે ઉપનાયક વૈશમ્પાયન અને ઉપનાયિકા મહાશ્વેતા છે બીજાં મુખ્ય પાત્રો માં તારાપીડ, શુકનાસ, વિલાસવતી, મનોરમા, પત્રલેખા આદિ છે. વાચનારને પ્રથમ કૌતુક તો એજ લાગશે કે લગભગ ૧૫૪ પૃષ્ઠ સુધી તો નાયિકાનું નામ પણ નથી આવતું તો એનો વૃત્તાન્ત જાણવાની વાતજ શી! આનું પીટર્સન સાહેબ દોષપક્ષે નિરૂપણ કરે છે પરંતુ મને તો લાગે છે કે વસ્તુસંકલના અત્રુટિત રહે એ ઉપરાંત કવિનો વિચાર આવી વ્યવસ્થા કરવામાં એવો હશે કે પ્રથમ થી નાયિકાનો પ્રવેશ કરાવીને એને થોડી વખત તટસ્થ વા શૂન્ય જેવી દર્શાવવી તે કરતાં યોગ્ય અવસરે પ્રવેશ કરાવી સમાપ્તિ પર્યંત પ્રત્યક્ષ રાખવી એ ઠીક

રંગભૂમિ ઉપર એનો પ્રવેશ થતા પહેલાં પણ ગ્રંથકર્તાએ એવી સરસ રચના કરી છે કે એનું પ્રથમ ભાષણજ (જુઓ પૃ ૧૫૪ તથા ૧૫૬) એની મહાનુભાવતા, અનુકમ્પા, સુશીલતા, સખી ઉપરની અતિશય પ્રીતિ અને વાત્સલ્યતા વિશે સદ્‌વિચાર ઉત્પન્ન કરાવી એનો પક્ષપાત કરવાને આપણને તત્પર કરી મૂકે છે "ચંદ્રાપીડને જોઈ એ વિહ્વલ થાય છે ત્યારથીજ પ્રેમ અને કુમારીભાવની લજ્જા, આશા અને નિરાશા, જન્મથી સંવર્ધિત પિતૃભક્તિ અને અભિનવ પ્રણય વાસના, જનાપવાદની ભીતિ અને સ્વેચ્છાની તૃપ્તિ વિગેરે પરસ્પર વિરુદ્ધ ચિત્તવૃત્તિયોથી ભેદાઈ જતા એના મુગ્ધ અંતઃકરણની સુન્દર છબી વાંચનારના હૃદયમાં યથાર્થ પડીને એટલું તો તેને મોહિત કરી નાંખે છે કે 'કાદમ્બરીના રસમાં' મત્ત થઈને તે બીજું સર્વ ભૂલી જાય છે." પ્રાણનાથના મરણ પછીનું એનું અસાધારણ ધૈર્ય તથા ડહાપણ અને પતીવ્રતપણું (સામાન્ય) સ્ત્રી સ્વભાવના કરતા શ્રેષ્ઠ છે.

રુચિર આકૃતિના, સકલ કલામાં કુશળ ચંદ્રાપીડને વિનીત, વીર, ધીર, ચતુર તથા અનુરક્ત નાયક દર્શાવ્યો છે પોતાના મિત્ર વૈશમ્પાયનને સૈન્યમાં ન જોતા એને જે અગાધ પીડા થઈ, અને તેનું મૃત્યુ સાંભળતાજ એનું હૃદય ફાટી ગયું એટલા ઉપરથીજ આપણે એના કોમલ પ્રીતિના પાશે બંધાઈ રહેલા અંતઃકરણનું અનુમાન કરી શકિયે છીએ[1].

ઉપનાયક પૂર્વ જન્મે મુનિ પુત્ર હતો તે જાતિમાંથી પોતાના અવિનયને લીધે મર્ત્યલોકમાં મનુષ્ય જાતિમાં પડ્યો અને ત્યાંથી પણ તેજ કારણને લીધે શુકજાતિમાં અધોગતિ પામ્યો એમ દર્શાવાને કવિયે 'અવિનયનો-દુરાચારનો-પરાજય' એ રૂપી તાત્પર્યાર્થ (moral)

---

૧ નાયક નાયિકા સંબંધમાં મિસ રીડીંગ પોતાના વિચાર દર્શાવે છે તે ખાસ જાણવા યોગ્ય છે —

"The hero belongs to the division described as the high-spirited, but temperate and firm, i e, one who is not given to boasting; placable, very profound, with great self-command, resolute, whose self esteem is concealed, and faithful to his engagements and who has the eight manly qualities of brilliancy, vivacity, sweetness of temper, depth of character, steadfastness, keen sense of honour gallantry and magnanimity Kadambari is the type of the youthful heroine who feels love for the first time, is shy, and gentle even in indignation The companions of each are those declared in the books of rhetoric to be appropriate' (પ્. સ ૧૮૦૮)

સિદ્ધ કરી આપ્યો છે. અને યુવાવસ્થા પ્રાપ્ત થતાંજ અસહ્ય દુ:ખમાં પડેલી, તીવ્ર તપશ્ચર્યા-વડે સુકુમાર શરીરને ક્ષીણ કરતી, પતિના પુનઃસમાગમની આશાએજ જેમ તેમ જીવિત ધારણ કરી રહેલી, પતિવ્રતા, પરોપકારી, સુશીલ સ્વભાવની, અતિ ગૌર વર્ણની મહાશ્વેતાની દીન પણ મનોહર પ્રતિકૃતિ તો એણે એવી પ્રવીણતાથી તથા રસજ્ઞતાથી ચિત્રી છે કે તેનું પ્રતિબિમ્બ ચિત્તમાંથી જરા પણ ખસતું નથી. એનો અપૂર્વ-સુમનો ત્યાગ, બાંધવ-ત્યાગ, અબલા જનની સહજ-ભીતિનો પરિત્યાગ, બ્રહ્મચર્ય ગ્રહણ, વનવાસનાં દુઃખનું અંગીકરણ, મહાકષ્ટોનું સહન, દીર્ઘ કાલ સુધી 'આશા-તંતુ'ના બંધારણથી એવી અવસ્થામાં પણ સ્થિરતા—એ સર્વ જોઇને, અંતે એના ચિરકાલથી આકાંક્ષિત પતિ સમાગમની પ્રાપ્તિ થકી અનુમોદન સહિત કોઇ પણ હર્ષ પામ્યા વિના રહેશેજ નહિ.

બીજા પાત્રોમાં પુત્ર-વત્સલ, પત્નીવત્સલ, પર પીડા જાણનાર, પ્રજા રંજન કરનાર, રાજા તારાપીડ,—રાજા-પ્રજાનું હિત ઇચ્છનાર, યોગ્ય અવસરે ઘટિત બોધ દેનાર, ડાહ્યો પ્રધાન શુકનાસ,—વ્હાલ ઘેલી, પુત્રને માટે તલપતી, તેના અમંગલની શંકાથી બ્હીતી, માયાળુ વિલાસવતી,—પૂર્વ જન્મના સ્નેહથી ચંદ્રાપીડનેજ અનુગમ રહેતી, તથા તેના હિતાર્થે સર્વદા પ્રયત્ન કરતી પત્રલેખા—એ આદિ સર્વેને પણ સજીવ જેવાંજ અસરકારક ચિત્રેલાં છે.

વસ્તુ-સંકલના અને પાત્ર-ભેદ પછી ભાષા ઉપર જોતાં, તે વિષયમાં તો બાણની તુલના કરી શકે એવો કોઇ સંસ્કૃત કવિ 'न भूतो न भविष्यति.' સંસ્કૃત જેવી વિલક્ષણ માધુર્ય યુક્ત ગૌરવ વર્ણવાળી, શબ્દના અખુટ ભંડારવાળી, વિચિત્ર વાક્ય-રચનાવાળી, ચમત્કારિક પ્રકારના તથા દીર્ઘત્વ સંબંધી નિર્બંધ વિનાના સમાસથી ભરેલી ભાષા, "છંદવિના પદ્યનો સર્વ ઠાઠ ગદ્યમાં દર્શાવવાને પરિપૂર્ણ રીતે અનુકૂલ છે." અને એવાં ગદ્યાત્મક કાવ્ય રચવાની શક્તિ બાણભટ્ટ, સુબંધુ, તથા દંડી એ ત્રણનીજ પ્રસિદ્ધ થયેલી છે[2] તેમાં વિશેષે કરીને

---

૧. "In Sanskrit the unending compounds *suggest* the impetuous rush of a torrent, and the similes and puns are like the play of light and shade on its waters."—*C. M. Ridding's Introduction to Kadambari,* page XVIII. (ઈ. સ. ૧૯૦૮).

૨. ભરતખંડમાં પ્રાચીન ગ્રંથકારોનું વલણ ગદ્ય કરતાં પદ્ય લખવા તરફ વધારે હતું અને મનની બીજી શક્તિઓનું પોષણ ન થતાં તેમનામાં કલ્પનાશક્તિ અતિશે પ્રબલ થતી તેનું કારણ બકલ જેવો વિદ્વાન આપણા દેશનાં સૃષ્ટિ-દર્શન (aspects of Nature) ઉપરથી એમ સિદ્ધ કરી આપે છે, અને કહે છે કે:—

"If, then, we look at the ancient literature of India, even during its best period, we shall find the most remarkable evidence of the uncontrolled ascendency of the imagination. In the first place, we have the striking fact that scarcely any attention has been paid to prose composition; all the best writers having devoted themselves to poetry, as being most congenial to the national habits of thought. * * * The consequence is, that while prose writing is utterly despised the art of poetry has been cultivated so assiduously, that the Sanskrit can boast of meters more numerous and more complicated than have ever been pos-

બાણભટ્ટની-એવો બીજા રસિક કવિયોનો પણ સિદ્ધાન્ત છે ધર્મદાસ નામનો કવિ વિદગ્ધ મુખમંડન નામના પોતાના ગ્રંથમા કહે છે કેઃ—

रुचिरस्वरवर्णपदा रसभाववती जगन्मनो हरति
तर्कि तरुणी नहि नहि वाणी बाणस्य मधुरशीलस्य ॥

(આમાં પ્રશ્ન અને ઉત્તર છે.)—આહાહા ! શુ એના સ્વરનું, વર્ણનું અને પદનું સૌન્દર્ય ? રસ અને ભાવ તો એનામાં વ્યાપીજ ગયેલા છે![1]—એવી સકલ લોકના મન હરનારી કોણ છે ? તરુણી ? નહિ, નહિ, એ તો પ્રકૃતિથીજ મધુર બાણ કવિની વાણી !

જયદેવ કવિ તો વળી બાણને કવિતા રૂપી કામિનીના હૃદયમાં વસનાર પંચબાણ—મદન—નું નામ આપે છે!!

यस्याश्चोरश्चिकुरनिकरः कर्णपूरो मयूरः ।
भासो हासः कविकुलगुरुः कालिदासो विलासः ।
हर्षो हर्षो हृदयवसतिः पञ्चबाणस्तु बाणः ।
केषां नैषा कथय कविताकामिनी कौतुकाय ॥

અને ગોવર્ધન કવિ એને વાણિનો, સરસ્વતીનો, સાક્ષાત્ અવતારજ ગણે છેઃ—

जाता शिखंडिनी प्राक् यथा शिखंडी तथाऽवगच्छामि ।
प्रागल्भ्यमधिकमाप्तुं वाणी बाणो बभूवेति[2] ॥

સર્વથા, સર્વ પ્રકારે પ્રશંસનીય, "સહૃદય, ચતુર કલ્પક" બાણે પ્રકૃતિયેજ અનેક ગુણથી મનોહર ગીર્વાણ ભાષાને આત્મવશ કરી કેટલી અધિક ચિત્તવેધક બનાવી છે તે વિશે આપણે જે કહિયે તે થોડુંજ છે. એની અગાધ કલ્પનાએ એટલું તો ગ્રહણ કરી લીધું છે કેઃ—

बाणोच्छिष्टं जगत् सर्वम्

જગત્ સર્વ હવે ઉચ્છિષ્ટ જેવુંજ ભાસે છે? વાચકવર્ગને પદે પદે વિસ્મિત કરી વાગ્વિસ્તારથી થકવી દેતા, વિવિધ શબ્દાલંકાર તથા અર્થાલંકારથી ભરેલાં, ઇંગિત-જ્ઞાનનું સ્ફુટ પ્રદર્શન કરવામાં તથા નાના પ્રકારના ચિત્તવિકારની ઉત્પત્તિ વૃદ્ધિ આદિકનું મનોરંજક

---

sessed by any of the European languages." *Buckle's History of Civilization in England. Vol. I. P. 132–3.*

૧. સ્વર-અવાજ (તરુણીનો); અ, ઇ, ઉ આદિ (વાણીમાં). વર્ણ-રંગ; અક્ષર. પદ-પગ; શબ્દ. રસ-પ્રીતિ; શૃંગાર આદિ. ભાવ-મનોવિકાર, લીલા; અભિપ્રાય, વિચાર.

૨. પૂર્વે જેમ શિખંડિની (નામે સ્ત્રી) બીજા અવતારમાં (વેર લેવા માટે) શિખંડી (પુરુષ) રૂપે અવતરી હતી, તેમજ, અધિક પ્રાગલ્ભ્ય પામવાને વાણી (સરસ્વતી) વાણ-('બ' તથા 'વ' નો અભેદ હોવાથી) બાણરૂપે અવતરી એમ હું ધારૂં છું ! ભીષ્મ પિતાનો વધ કરનાર શિખંડી પેહેલા અવતારમાં સ્ત્રી હતો એ કથા ભારતમાં છે.

આલેખન કરવામાં કુશલ, સમાન છતાં પણ ભિન્ન ભિન્ન ચિત્રવત્ આહ્લાદન કરતાં, ઠામ ઠામ દૃષ્ટિયે પડતાં એનાં વર્ણનનું સૌંદર્ય, યથાર્થ સમજનારનાં અંતઃકરણને ખરેખર ભેદીજ નાખે છે બીજા અલંકારોમાં વળી શ્લેષ-રચનાની શક્તિ તો બાણની વિચિત્રજ છે. રાઘવ-પાંડવીય નામના શ્લિષ્ટ ગ્રંથનો કર્તા કહે છે કેઃ—

> सुबंधुर्बाणभट्टश्च कविराज इति त्रयः ।
> वक्रोक्तिमार्गनिपुणाश्चतुर्थो विद्यते न वा ॥

સુબંધુ, બાણભટ્ટ અને કવિરાજ ( લખનાર પોતે ) એ ત્રણજ વક્રોક્તિ રચવામાં નિપુણ છે. ચોથો કોઇ તેવો હોય એમ લાગતું નથી ! સુબંધુએ વાસવદત્તામાં શ્લિષ્ટ ભાષણો મૂકેલાં છે અને બાણે કાદમ્બરીમાં તેવાં મૂકેલાં છે, પરંતુ તેમાં ભેદ એટલો છે કે બાણભટ્ટ કેવલ શ્લેષનેજ અધીન થઇ અર્થાદિકની હાનિ નહિ કરતાં ક્વચિત્ ક્વચિત્ સ્વાદ ચખાડવાનેજ તેમને વાપરે છે અને તે વળી નિયમાનુસારજ—વર્ણનોના છેલ્લા ભાગમાંજ. એના શ્લેષ ટુંકા, પ્રસ્તુત વિષય સાથે સંબદ્ધ, અને પ્રાસાદ-ગુણયુક્ત હોય છે એટલે વાચનારને તે છોડનાં ઝાઝો શ્રમ ન થતાં ચમત્કારિક દ્વિ-અર્થની પ્રતીતિથી કંઇક વિનોદ મળે છે. પણ " પ્રત્યક્ષર-શ્લેષમય પ્રબંધ-રચનામાં કુશલ," સુબંધુના શ્લેષમાં ક્લિષ્ટતા, અસભ્યતા આદિ દોષ એટલા છે કે અવધિ ! એની વાસવદત્તાના ટીકાકાર શિવરામ ત્રિપાઠીએ કોઇ કોઇ સ્થલે એક એક શ્લેષને વિચિત્ર રીતે તોડવાથી તથા એકાક્ષરી કોશના સહાયથી પંદર પંદર–સોળ સોળ-અર્થ કરી બતાવ્યા છે ! પણ બાણનામાં તો એવો એક પણ શ્લેષ નથી એ જોઇને જરા સંતોષ થાય છે. એટલું તો છે કે બાણ અને સુબંધુના ઉપર કહેલા બે ગ્રંથોમાં સરસ શ્લેષ અને વિચાર કેટલાક સાધારણ છે ( જે આ ભાષાન્તરમાં દર્શાવેલા છે); પણ કોણે કોનામાંથી તે લીધેલા એ કહેવું સહેલું નથી હૉલ સાહેબના મત પ્રમાણે સુબંધુ બાણની પહેલાં થઇ ગયો એમ ગણીએ તથા બાણે શ્રી હર્ષચરિતના આરંભમાં મૂકેલો એક શ્લોક[1] આ જ વાસવદત્તા વિશે છે એમ માનીએ—જો કે પ્રો. ભાણ્ડારકરનો અને પ્રો. પીટર્સનનો અભિપ્રાય તેથી વિરુદ્ધ છે[2]—તો એમ કહેવાય કે બાણે સુબંધુના ગ્રંથમાંથી એટલાં સુપુષ્પ વીણી લઇ પોતાની માલામાં નાંખેલાં છે.[3]

---

१. कवीनामगलद्दर्पो नूनं वासवदत्तया ।
शक्त्येव पाण्डुपुत्राणां गतया कर्णगोचरम् ॥

૨. જુવો કાદમ્બરીની મુંબઇની આવૃત્તિની પ્રસ્તાવના પૃ. ૭૨ અને તે તળે આપેલી ટીપ.

૩. બાણભટ્ટની શૈલી વિશે મિસ રીડીંગ લખે છે કેઃ—

"Bana, (according to Professor Weber, passes for the special representative of the Panchali style which Bhoja * * * defines as a sweet and soft style characterised by force (ओजस्) and elegance (कान्ति) containing compounds of five or six words,"

"The ornament of श्लेष or paronomasia, which seems to arise from the untrained philological instinct of mankind seeking the fundamen-

"આ પ્રમાણે આ પણે જોયુ કે પ્રસ્તુત ગ્રંથ અનેક ગુણોથી કરીને રમણીય બનેલો છે. જે કોઇને હિંદુ લોકની કલ્પનાશક્તિ, સસ્કૃત ભાષાનો શબ્દાર્થ રૂપ અક્ષય ભંડાર, શ્લેષાદિ વિચિત્ર ચમત્કાર ઉ પજા કરવાની તેની અપ્રતિમ શક્તિ, તેના કવિત્વનુ અસ ત ઉજ્જવલ સ્વરૂપ, એ સર્વે એકત્ર જોવાનું મન હોય તેની ઇચ્છા આ સાપ્રત ગ્રંથ પૂર્ણ કરશે વળી પ્રાચીન કાળના રીતિ રિવાજ વિગેરે પણ આમાં લક્ષે ડે છે, અને મુસલમાન અ[illegible] પરદેશીઓએ દુર્દશામાં આણ્યા પહેલા આ સુવર્ણ—ભૂમિનો જે અપાર વિભવ દૂર દેશાવરમાં ગાજી રહ્યો હતો તેની કંઇક કલ્પના આ ગ્રંથ ઉપરથી જેટલી મનમાં આવશે તેટલી કદાચિત્ બીજા કોઇ પણ ગ્રથ ઉપરથી આવનાર નથી "[1]

કાદમ્બરીમાં પ્રધ ન રસ શૃ ગાર છે જેને ઉચિત્ માર્દવ તથા લાલિત્ય યુક્ત પ્રરચના કરવામા કવિયે કશી મણા રાખી નથી. બીજા રસ—કરુણ હાસ્ય, અદ્ભુત વિગેરે પણ ક્વચત ક્વચિત્ પ્રસગો પાત્ત જોવામાં આવે છે [ અર્થા લ કારમાં વિશેષે કરીને સ્વભાવોક્તિ, સહોક્તિ ઉપમા, ઉત્પ્રેક્ષા, પ્રતિવસ્તૂપમા, અપહ્નુતિ, વિરોધ અને શ્લેષ આદિના ચમત્કારિક દૃષ્ટાન્ત સ્થળે સ્થળે અ કાણ કરે છે પણ ગ્ર થ રચનાની એક અપૂર્વ વિચિત્રતા તો એ છે કે આખી કથા એક કવિનું કૃત્ય ન હોતાં બેનું છે, તથાપિ તેમા સાધારણ વાંચનારને કંઇ ભેદ જણાય એમ નથી! અર્ધ ભાગ લખી રસ સ ગ્રામમા પ્રવેશ કરનાજ બાણભટ્ટ દૈવયોગે મૃત્યુની પાશમા સપડાઇ ગયાથી શેષ તેના પુત્રે સ પૂર્ણ કીનો છે.[2] આથી શોક અને હર્ષ મને વૃત્તિમાં મન વિભક્ત થાય છે શોક એટલા માટેજ કે " જેણે આ અપ્રતિમ કૃતિનો નકશો પૂર્વથી મનમા આણ્યો તેનાજ હ થથી તે કૃતિ ઠેઠ સુધી ઉતરી નહિ [illegible] જો એમ થયુ હત તો ગ્રથનું પ્રમાણ કેટલુ બની ગયુ હત તથા તેના ઉત્તર ભાગમા રસ કેવો ઉદ્દોમ થઇને પ્રસર્યો હત એ આપણાથી આજ કહી શકાતું નથી કવિના અકાળ મૃત્યુથી સાહિત્યને જે હાનિ થઇ છે તેનો બદલો તો બીજા કશાથી વળે એમ નથી હર્ષ એટલા માટે

tal identity of like sounds with apparently unlike meaning, and which lends dramatic intensity when, as sometimes in Shakespeare, a flash of passionate feeling reveals to the speaker an original sameness of meaning in words seemingly far apart, is by Bana used purely as an adornment. He speaks of pleasant stories interwoven with puns as Jasmine garlands with Champaka buds, and they abound in his descriptions "—*Introduction to Kadambari*, P. XIX (ઈ સ ૧૯૦૮)

૧. મસ્કૃત કવિ'—(બાણ) પૃ ૧૨.

૨. " ફેરી ક્વીન " નામના પોતાના ગ્રન્થથી પ્રખ્યાત થએલા કવિ સ્પેન્સર જોડે બાણ ભટ્ટને સરખાવતાં મિમ રીડીમ લખે છે કે —

" Both, too, by a strange coincidence died with their work unfinished. * * * The love of what is beautiful and pure both in character and the world around, tenderness of heart, a gentle spirit troubled by the disquiet of life, grace and sweetness of style, and idyllic simplicity, are common to both." (ઈ સ. ૧૯૦૮.)

ક ઞધે સુધી ચણાયલી એક સુંદર ઇમારત તેવી ને તેવીજ અપૂર્ણ ન રહેતાં, તેના પૂર્વ શીલ્પકારના પુત્રનેજ હાથે પરિપૂર્ણ થઈ એ પુત્રના ગુણ અવગુણનું વિવેચન કરતાં પહેલાં એટલું ધ્યાનમાં લેવાની આવશ્યકતા છે કે મ્હોટા મ્હોટા કવિયો પણ પોતાની એક કૃતિની સમાનજ બીજી કૃતિ ઉતારી શકતા નથી—મિલ્ટન જેવો કવિ પણ પોતાના પેરેડાઇસ લૉસ્ટ જેવું પેરેડાઇસ રીગેન્ડ લખી શક્યો નથી તો પછી એક કવિયે લખેલ ગ્રંથનું બીજાએ 'સંધિભેદ જરા પણ જણાય નહિ એવી રીતે' બાકીનું લખી તેનો મૂળ રસ તથા તેની મૂળ અસર જાળવી રાખી, તેને સમાપ્ત કરવો એ કંઇ જેવું તેવું કામ નથી પ્રખ્યાત રોમન શૂરવીર સીઝરે ઇતિહાસ સંબંધી એક ટિપ્પણ લખ્યું છે તેને ઇતિહાસના યોગ્ય રૂપમાં મૂકનાર હજી કોઇ પુરુષ નીકળ્યો નથી ! આ જોતાં તો આપણને નિઃસીમ આનંદ થાય છે કે **કાદમ્બરી** પણ તેવી અપૂર્ણતાની દુર્દશાને પ્રાપ્ત થઇ નહિ બીજા કોઇ કવિ કરતાં બાણભટ્ટનો પુત્રજ આ ગ્રંથ સંપૂર્ણ કરવાને સર્વ પ્રકારે અધિક યોગ્ય હતો એ તો નિઃસંશયજ છે; કેમકે બાલપણથીજ તે પિતાની પાસે ઉછરેલો તેના હાથ નીચે કેળવાયેલો તેના ગ્રંથનો સતત મનનપૂર્વક અભ્યાસ કરનારો, અને વળી, તેના જેવી તો નહિ પણ તે જાતિની થોડીક કલ્પનાશક્તિ ઇશ્વર કૃપાથી પામેલો એટલે તે જેટલુ સ્વબુદ્ધિથી વા સહવાસ-પરિચયથી પિતાનું અનુકરણ કરી શકે તેટલુ બીજા કોઇથી થવુ અશક્યજ. અને એ કેવો વિનીત, નમ્ર તથા કવિત્વ વિષયે નિરભિમાની છે એ એના મધુર પ્રસ્તાવિક શ્લોક ઉપરથી કે માત્ર આટલા ઉપરથીજ સિદ્ધ થઇ શકશે કે શેષ-પૂર્ણ કરતાં એણે પોતાનું નામ પણ તે સાથે જોડવું ઉચિત ધાર્યું નથી ! પિતાના નામથીજ ગ્રંથ પ્રસિદ્ધ રહેશે અને હું બાણભટ્ટનો તનય કહેવાઇશ એ કંઇ ઓછું માન નથી એમ એની ધારણા હોય એવું ભાસે છે. ખરે ! એવા પુત્ર—તેમાં વિશેષે કરીને પિતાને સમાન કવિત્વ તથા બુદ્ધિ-ગુણવાળા—મળવા એ કેવલ દુર્લભ ઇશ્વર-પ્રસાદ છે, અને અખિલ જગતમાં વિરલ કવિયોનેજ એ સુખામૃતની પ્રાપ્તિ થઇ હશે. પૂર્વ ભાગ વાંચી, ઉત્તરભાગમાં પ્રવેશ કરનારને ક્વચિત્ ક્વચિત્ પૂર્વે આવેલાજ વિચાર, પૂર્વનીજ ઉક્તિયો, પૂર્વનાજ શ્લેષ આદિ દૃષ્ટિયે પડશે ખરા, પણ તેટલા ઉપરથી એવોજ મત બાંધવો ઘટતો નથી કે ભૂષણ બાણમાં[1] પિતાની માત્ર અનુકૃતિ કરવાનીજ કલા છે ઉત્તર ભાગમાં કહિંક કહિંક એવાં પણ સૃષ્ટિ સૌંદર્યનાં વર્ણન—એવાં પણ હૃદય-ગત ભાવનાં વિવેચન—દૃષ્ટિયે પડે છે કે જે ઉપરથી એની સ્વાભાવિક ઉત્તમ કવિત્વ-શક્તિ, સહૃદયતા, તથા ભાષ-જ્ઞાન સ્પષ્ટ જણાઇ આવે છે.

આ ભાષાન્તરનો મુખ્ય હેતુ ગ્રંથકર્તાની કલમનું યથાર્થ ચિત્ર આપવાનો તથા અભ્યાસીઓને સરલતા કરી આપવાનો હોવાથી તે પ્રાયશ: શબ્દશ: કરેલુ છે. તેની અંદર ઘણું કરીને કલકત્તાની આવૃત્તિના પાઠ ગ્રહણ કરેલા છે, પણ ક્વચિત્ ક્વચિત્ તે અશુદ્ધ લાગવાથી મુંબઇની આવૃત્તિના, અને ક્વચિત્ તે આવૃત્તિના ટિપ્પણમાં આપેલા બીજા પાઠનો પણ ઉપયોગ કર્યો છે મૂળ ગ્રંથના સ્થાન સ્થાન ઉપર મનના સુધી ભાષાન્તરમાં આ ગ્રન્થનો પ્રસંગ

---

૧. બાણભટ્ટના પુત્રનું આ નામ શોધી કાઢવાનું માન ડૉ. બૂલરને છે જુઓ મુંબઇની આવૃત્તિની પ્રસ્તાવના પૃ ૪૦.

સૂચના:—સાચુ નામ ભૂષણ બાણ નહિ પણ પુલિન્દ હતું એવું ચોથી આવૃત્તિની પ્રસ્તાવના પૃ. ૨૩ વાંચવાથી જાણવામાં આવશે. (ઇ. સ. ૧૯૦૮)

કર્યો છે, જો કે તેમ કરતાં કોઇક કોઇક સ્થલે ગુજરાતી ભાષાનું માધુર્ય જરા ઘટીને કઠિનતા આવી ગઇ હશે ખરી. આ ગ્રંથની એક અસાધારણ નવીનતા એના શ્લેષમાં છે જેનું ભાષાન્તર થવુ અશક્યજ છે. સંસ્કૃત ભાષામાં એક શબ્દ રચના સમાસતા સંધિના, તથા કોશના બલથી વિવિધ પ્રકારે લેવાથી તેના બે અથવા અધિક અર્થ જેમ નિકળી શકે છે તેમ બીજી કોઈ પણ ભાષામાં થતુ નથી પણ જો જરાએ તેમ થવાનો કોઇ ભ પામાં સંભવ છે તો તે ગુજરાતી મરાઠી આદિ જે તેની શાખાઓ છે અને જેમાં નવા નાના સમાસ વાપરવાની ધીમે ધીમે રીતિ પડેલી છે તેમાંજ છે—જો કે તેમાં પણ મૂળનું તેવુજ ભાષાન્તર કરવુ તો અશક્યજ છે, પણ એટલુજ કે મૂળ શબ્દ રચના જરા ફેરવીને રાખવાથી વાચનારને તે છેક નવાઇનું લાગતું નથી. આ લાભ લઇને મ્હેં બનતા સુધી તેના તેજ શ્લિષ્ટ શબ્દો જરા ફેર ફાર કરીને રાખેલા છે અને તે વર્તાવા સારૂ બીજા કરતા મ્હોટા અક્ષરમાં છાપેલા છે શ્લેષને માટે પ્રત્યેક સ્થલે ટીકા આપેલી છે. જે વિના સાધારણ વાચનારને તેના અર્થ સમજવા સુગમ પડે એમ નથી વળી અર્થની સુગમતા અધિક કરવાને ક્વચિત્ ક્વચિત્ કેટલાંક ચિહ્ન વાપરેલાં છે, જેવાં કે —

[ ] આ કૌંસમાં જે અક્ષર વા અક્ષર વિભાગ આવે તે ટિપ્પણમાં દર્શાવ્યા પ્રમાણે વિકલ્પે લેવાના છે—એક અર્થ કરતાં લેવાના, બીજો કરતાં મૂકી દેવાના છે.

( ) આ કૌંસમાં ઘણુ કરીને મૂળમાં નહિ આપેલા પણ અર્થ વિશદ કરવાને નવા ઉમેરેલા શબ્દો આપેલા છે.

— ......—આવા બે ચિહ્ન ( ડેશ ) ઇંગ્રેજી " ઇન્વર્ટેડ કોમાઝ " ને બદલે અથવા બોલનારના શબ્દસૂચક તરીકે વાપરેલાં છે. ઇંગ્રેજી રીત ન વાપરવાનું કારણ એટલુંજ છે કે આ ગ્રંથમાં એકજ પાત્રના બોલેલા શબ્દ ન આવતાં પેટા ઘણાં થઇ જાય છે, જેમ કે—પોપટ શૂદ્રકને કહે છે કે જાબાલિ મુનિ બોલ્યા કે તારાપીડ નામે રાજા હતો તેણે વિલાસવતીને કહ્યુ કે વિ૰. આ સઘળુ બતાવવાને ' કોમા ' ની અંદર ' કોમા ' અને તેની અંદર ' કોમા ' આખા ગ્રંથમાં જોઇએ, જેથી વાંચનારને ગુંચવણ થયા વિના રહેજ નહિ માટે ઉપર કહેલી નવી રીતિ વાપરેલી છે, જો કે કોઇ કોઇ સ્થલે એ રીતિથી પણ અર્થ સ્પષ્ટ નહિ જણાય એમ લાગવાથી ' કોમા ' રાખવા પડયા છે, પણ તે ક્વચિતજ.

આ ભાષાન્તર વાંચનારને એક સૂચના કરવાની આવશ્યકતા છે કે તેમાં પગલે પગલે ઉપમા કે ઉત્પ્રેક્ષા આવ્યા કરે છે, અને તે અલંકાર સ્વેચ્છાએ અનિયમિત રીતે લખવાની રુચિ નથી પણ જે પ્રસ્તુત વિષયને અધિક વર્ણવવા સારૂ ઉપમિત વા ઉત્પ્રેક્ષિત કર્યો હોય તેને, અને જેની સાથે તેને ઉપમિત વા ઉત્પ્રેક્ષિત કર્યો હોય તેની કઇ-પ્રસ્તુત અપ્રસ્તુત સંબંધ—સમાન ધર્મ—હોવોજ જોઇએ, અને તે શોધી કાઢવા ઉપર લક્ષ આપીને, અલંકારો મનનસહિત તુલના કરીને વાચવાથી શ્રમ અફલ ન જતાં અર્થ અધિક સમજાશે એટલુંજ નહિ પણ કવિની અનુપમ કલ્પના શક્તિનુ ખરેખર પ્રતિબિંબ મન ઉપર પડી " પદે પદે " નવા નવા ચમત્કાર ઓળખાઇ આવવાથી હર્ષ અને વિસ્મય થયા વિના રહેશે નહિ માટે વાચકવર્ગને વિનતિ એ છે કે કથાનો બીજા સામાન્ય ગ્રંથોની પેઠે આને ઉપરક ઉપરક ન વાંચી જતાં ઠામ ઠામ ટીકાની મદદથી સમજીને વાચવા, અને મને આશા છે કે એમ કરવાથી

—જ્યાં જ્યાં શંકા પડશે ત્યાં ત્યાં ટીકાથી અથવા પાઠાન્તર આપેલા હોવાથી[1] તેનું સ્પષ્ટીકરણ થયા વિના રહેશે નહિ.

આ પ્રસંગે ખેદકારક એટલુંજ છે કે સૃષ્ટિ સૌંદર્યનાં વા રુચિર આકૃતિયોનાં જેવાં ચિત્તવેધક, ચિત્રસમ વર્ણન વાંચનારના અંતર્ગત ચક્ષુ આગળ ઉપરા ઉપરી ઉભાં થાય છે તેવાંજ ચિત્ર—તેમાંનું એક પણ—તેના ચર્મ-ચક્ષુ આગળ ઉપસ્થિત કરવાને સમર્થ કોઈ ચિત્રકાર મળી શકયો નથી જે અલ્પ મૂલ્યથી એ લાભની પ્રાપ્તિ કરાવી શકે. જો ઈંગ્લંડ જેવા દેશમાં આવો ગ્રંથ પ્રસિદ્ધ થયો હોય તો તેને એ વિષયમાં કેવી સહાયતા મળે એ થોડાનેજ જાણવાનું હશે.[2]

કાદમ્બરી રૂપી રત્ન રાશિમાંથી કોઈક કોઈક રત્ન બ્હાર કાઢી તેટલાનીજ શોભાથી જન-મન મોહિત કરવાને કેટલાક આધુનિક કવિયોએ પૂર્વે પણ પ્રયત્ન કરેલા છે એમ દેખાય છે. તેઓમાં અભિનવ કાદમ્બરી નામે એક પદ્યાત્મ લઘુ ગ્રંથ સંસ્કૃત ભાષામાંજ કોઈ કુપ્પિરાજ નામના કવિયે બનાવેલો છે જેમાં મૂળ વસ્તુનું માત્ર શરીરજ આપેલુ છે, વર્ણન આદિ શૃંગાર કંઈજ છે નહિ મરાઠી ભાષામાં પણ આ ગ્રંથના કેટલાક ભાગનું ભાષાન્તર થયું છે એમ સંભળાય છે પણ ઉપરના બંને કરતાં વિશેષ ચમત્કારિક કૃતિ તો ભાલણ કવિની છે જેણે આ સમસ્ત ગ્રંથનું ગુર્જર ભાષામાં પદ્યમય એક રસિક ભાષાન્તર રચ્યુ છે. એ કંઈ શબ્દશઃ ભાષાન્તર નથી પણ મૂળનું સરલ ભાષામાં માત્ર વ્યાખ્યાનજ છે. ભાલણની વાણી કેટલીક રીતે પ્રેમાનંદના જેવી છે, અને એની રચના દેશી રાગમાં હોવાથી વાંચનારને ઘણી સુગમ પડે એવી છે, પણ મૂળ ગદ્યની જે ખુબી છે તે તો પદ્યમાં યથાસ્થિત શી રીતે આણી શકાય? તો પણ એણે પોતાનું કાવ્ય સરસ કરવાને બનતો પ્રયાસ કર્યો છે અને એને ભાષાન્તર તરીકે ન ગણતાં એક જૂના ગુજરાતી કાવ્ય તરીકે ગણીને વાંચનારને કેટલોક વિનોદ અવસ્ય થશેજ. પ્રેમાનંદના દશમસ્કંધની પ્રસ્તાવનામાં કવિ નર્મદાશંકર કહે છે કે:— "સંવત્ સૈકા સત્તરમાં સિદ્ધપુર પાટણના ભાલણે અને અઢારમા સૈકામાં ડભોઇના રત્નેશ્વરે તથા વડોદરાના પ્રેમાનંદે દશમસ્કંધનાં ગુજરાતી ભાષાન્તર રચ્યાં." આ ઉપરથી કલ્પના એટલી થઇ શકે છે કે જેણે દશમ જેવા ગ્રંથનું ભાષાન્તર કરવાનું માથે લીધુ હશે તેણેજ બાણનો ગ્રંથ પણ હાથમાં લીધો હશે માટે એ ભાલણ અને આ ઉપર કહેલો એ બંને એકજ હોવા જોઇએ. આમ હોય તો એ ભાષાન્તરના કાલનો પણ નિર્ણય થયો એમ કહેવાય.

---

૧. સંસ્કૃત ભાષાનું જ્ઞાન અને પ્રચાર આ ચાલીશ વર્ષમાં વધેલાં હોવાથી હવે આ કોશ વિના ચાલી શકશે એમ ધારીને છઠ્ઠી આવૃત્તિ સમયે તે કમી કરેલો છે.

(ઈ. સ. ૧૯૨૧).

૨. આ ભાષાન્તરની પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાને-સમયે આ અપૂર્ણતા હું દૂર કરી શકયો છું તે માટે 'વીસમી સદી' ના ઉત્સાહી અધિપતિ રા. રા. હાજી મહમદ અલારખિયા શિવજી તથા ઉત્તમ પંક્તિના આપણા ઉછરતા, લોકપ્રિય ચિત્રકાર રા. રવિશંકર મહાશંકર રાવળનો, તેમજ લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસના તથા પુના ચિત્રશાળાના તથા અમદાવાદવાળા ઈન્ડિયન પ્રેસના રા. રા. મેનેજરોનો ઉપકાર આ સ્થળે માનવો ઉચિત ધારૂં છું.

(ઈ. સ. ૧૯૧૬.)

આ ગ્રંથ હજી પ્રસિદ્ધ થયો નથી પણ તેની એકજ હસ્ત-લિખિત પ્રત ગુ. વ. સોસાઇટીએ ભેગી કરેલા સંગ્રહમાં છે તે ઉપરથી મ્હારે માટે ઉતરાવેલી એક નકલ મ્હારા મિત્ર રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ. ના સાહાય્યથી હું મેળવી શક્યો છું, અને તેને માટે હું આ પ્રસંગે તેમનો આભાર માનું છું. એમ સંભળાય છે કે ગુ. વ સો. થોડા દિવસમાં એ ગ્રંથ પ્રસિદ્ધ કરી ઉત્તમ ગુર્જર કાવ્યોમા વૃદ્ધિ કરનાર છે જેથી વાચકવર્ગને નિઃસંશય મહા લાભ પ્રાપ્ત થશે.[1]

આ પ્રસ્તાવના સમાપ્ત કરતા પ્હેલાં મ્હારે મ્હારા મિત્રોનો, તેમા વિશેષે કરીને રા. રા નૃસિંહરાવ ભોળાનાથ બી. એ., સિ. એસ., એઓનો, તથા શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર, શાસ્ત્રી ભાનુશંકર હરિશંકર, અને શાસ્ત્રી જીવણરામ મહીધરનો ઉપકાર માનવો ઘટિત છે—જેમણે પ્રસંગોપાત્ત આપેલી અમૂલ્ય સહાયતા વિના આ ભાષાન્તરને તેની વર્તમાન સ્થિતિયે આવવુ કઠિન થઈ પડયુ હત



૧ મને જણાવતાં આનંદ થાય છે કે મ્હારા મિત્ર રા. રા. કેશવલાલ હર્ષદરાયને હાથે આ ગ્રંથ હવે પ્રસિદ્ધિમાં મુકાઇ ચુક્યો છે અને તેમની વિદ્વત્તા ભરેલી ટિપ્પણીથી તે વિભૂષિત થયો છે. (ઇ સ. ૧૮૧૬)



# બાણભટ્ટનું ચરિત્ર.



પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોના તથા પ્રાચીન મહાપુરૂષોના જીવનચરિત્રના અભાવથી, કોઈ વિખ્યાત પુરુષ ક્યારે થઇ ગયો, તેનો જન્મ કેવી અવસ્થામાં હતો, તેણે જ્ઞાન કે નામ શી રીતે મેળવ્યું, અને તેનો ઉદય કે અસ્ત શી રીતે થયો એ આ સમયમાં નિશ્ચયથી લખવું અશક્ય જેવું છે. તથાપિ આપણા ગ્રંથકાર વિશે લખતાં હર્ષિત થવાનું કારણ એ છે કે એમણે પોતાનો વૃત્તાન્ત શ્રીહર્ષચરિત નામના પોતાના ગ્રંથના પ્રથમ ઉચ્છ્વાસમાં આપેલો છે. કાદમ્બરીના આરંભમાં પણ 'વાત્સ્યાયન-વંશ-વર્ણન 'એ નામ નીચે એમણે પોતાના કુલનું પદ્યમય વર્ણન ટુંકામાં કરેલુ છે પણ એમાં તો માત્ર નામજ છે. શ્રીહર્ષચરિતમાં એથી વધારે સારી રીતે આપેલું જોવામાં આવે છે. તેમા કહે છે કેઃ—સરસ્વતીને એક પ્રસંગે દુર્વાસા મુનિનો શાપ થવાથી તે મર્ત્યલોકમાં શોણ નદીને[1] તીરે આવીને રહી હતી અને ચ્યવન મુનિના પુત્ર દધીચને પરણી હતી. તેનો શાપ પુત્ર-મુખ-દર્શનથી અસ્ત થવાનો હતો તેથી તે પુત્ર પામતાંજ તેને મૂકી સ્વર્ગે જતી રહી.. દધીચે પોતાના પુત્રને પોતાની ભાભી અક્ષમાલિકાને સ્વાધીન કર્યો. એ અક્ષમાલિકાને પણ દધીચના પુત્ર જેવડોજ એક પુત્ર હતો, પહેલાનું નામ સારસ્વત, બીજાનું નામ વત્સ હતું, સ્વમાતા સરસ્વતીના પ્રસાદથી સારસ્વતને સમસ્ત વિદ્યા જિહ્વાગ્રે હતી અને તે તેણે પોતાના મિત્ર વત્સને નિઃશેષ શીખવી. સાર સ્વતે તેને શોણ પાસેના પ્રીતિકૂટ નામે ગામમા સ્થાપી[2] પોતે પિતા સાથે તપશ્ચર્યા કરવા ગયો આ વત્સ એક મ્હોટા વંશનો પ્રવર્તાવનાર થયો. તેમાથી વાત્સ્યાયન નામના ગૃહ-મુનિયો ઉત્પન્ન થયા, અને કેટલાક યુગ પછી તેઓની અંદર એક કુબેર નામે દ્વિજ ઉત્પન્ન થયો. તેને અચ્યુત, ઇશાન, હર અને પાશુપત એવા ચાર પુત્ર થયા. પાશુપતને અર્થપતિ નામે તનય થયો, અર્થપતિને ભૃગુ, હંસ, શુચિ, કવિ, મહાદત્ત, ધર્મ, જાતવેદસ્, ચિત્રભાનુ, ત્ર્યક્ષ

૧. "એ નદી નર્મદાના મૂળની પૂર્વ દિશાએ બે ત્રણ કોશ ઉપર, નાગપુરના ગોંડવન પ્રમણ્ડામાં અમરકંટક નામની અધિત્યકા (table-land) ઉપર નીકળે છે. અને પ્રથમ ઉત્તર દિશામા તથા પછી પૂર્વ દિશામાં અઢીસે કોસ સુધી વહીને પાટલીપુત્ર અથવા પટણાની ગંગાને મળે છે."—મોનિયર વુલ્યમ્સ.

૨. સારસ્વતનો પિતા દધીચ માતૃપક્ષ તરફથી રાજા થયો હતો કેમકે ચ્યવન શર્યાતિ રાજાની પુત્રીને પરણેલો હતો.

મહિદત્ત અને વિશ્વરૂપ એ નામે અગિયાર પુત્ર થયા, અને તેમાંથી ચિત્રભાનુને રાજદેવી નામે બ્રાહ્મણ-પત્નીથી બાણ પ્રાપ્ત થયો. બાલપણમાંથીજ બાણને માત નો સ્વર્ગવાસ થવાથી વિયોગ થયો, અને એ ચૌદ વર્ષનો થયો એટલામાં તો એના પિતા મરણ પામ્યા: દેશાન્તર જોવાના કુતૂહલથી બાણ પ્રવાસ કરવા નીકળ્યો અને તેમાંથી કેટલેક કાળે પાછો આવી "ઉષ્ણ ઋતુમાં એ એક દિવસ ભોજન કરી પાછલે પહોરે ઘરમાં બેઠો હતો" તેવામાં એની પાસે શ્રીહર્ષવર્ધન રાજાના ભાઈ કૃષ્ણ પાસેથી પત્ર લઈને મેખલક નામે એક દૂત આવ્યો. તેણે એને શ્રીહર્ષ રાજા પાસે આવવાના આમંત્રણ રૂપી પોતાનો સંદેશો કહ્યો. કેટલોક વિચાર કરી અંતે એણે તે આમંત્રણ સ્વીકાર્યું અને બીજે દિવસ પ્રીતિકુટમાંથી તેની સાથે નીકળ્યો. પહેલે દિવસે એ ચંડિકાવન[1] ઓળંગીને મલ્લકૂટ નામના ગામમાં આવી પહોંચ્યો. ત્યાં જગત્પતિ નામના પોતાના ભાઈ અને મિત્રને ઘેર વિસામો કરી બીજે દિવસ ગંગા નદી ઓળંગીને યષ્ટિગૃહ નામે ગામમાં એણે રાત ગાળી. અને ત્રીજે દિવસે મણિતારની પાસે આવેલી અજિરવતી નદીને કાંઠે હર્ષ રાજાની છાવણીમાં એ આવી પહોંચ્યો......પછી એને હર્ષનો મેલાપ થાય છે અને ત્યાં એ રહે છે. શરદમાં પાછો ઘેર આવે છે અને પ્રસંગ નીકળવાથી હર્ષ રાજાનું ચરિત્ર પોતાના મિત્રોને કહેવા માંડે છે.—આ પછીનો ભાગ એ રાજાના ઇતિહાસ વિશે છે, અને એવી ઘણા વિદ્વાનોની કલ્પના છે કે શ્રીહર્ષચરિત હજી અપૂર્ણ અવસ્થામાંજ પ્રાપ્ત થયેલું છે (કેમકે બાણભટ્ટનો ઉત્તર વૃત્તાન્ત હાલના શ્રીહર્ષચરિતને અંતે નથી.)

આ પ્રમાણે આપણને ઉપર કહેલા ગ્રંથમાંથી બાણની ઉત્પત્તિ વિગેરે વિશે કંઈક કંઈક સૂચના મળે છે. અને એ કયા કાળમાં થઈ ગયો તેનો પણ એક વિચિત્ર સાધનથી નિર્ણય થઈ શકે છેઃ—ઇ. સ. ૬૨૯ માં હુએનસંગ (Hiuen-Thsang) નામે એક ચીનવાસી, બૌદ્ધમતનો પ્રવાસી સ્વદેશ છોડી, સ્વધર્મના પવિત્ર સ્થાને યાત્રાને અર્થે ભરતખંડ ભણી આવવા નીકળ્યો હતો. તે કાશ્મીરને માર્ગે થઈને ભરતખંડમાં પેઠો અને તેમાં પ્રવાસ કરી. થોડાં વર્ષ સ્થિતિ કરી, ફરી પોતાને દેશ ઇ. સ. ૬૪૫ માં પહોંચ્યો. ચીની ભાષામાં એ પુરુષના પ્રવાસના વર્ણનના બે ગ્રંથ છે જેમનું ભાષાન્તર ફ્રેંન્ચ ભાષામાં થયેલું છે. તેમાં લખે છે કે હુએનસંગે પ્રવાસ કર્યો તે કાળની અંદર (૬૨૯–૬૪૫) ઉત્તર હિંદુસ્થાનમાં હર્ષવર્ધન નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજાના કુટુમ્બ આદિક સંબંધી જે વૃત્તાન્ત ઉપરના ચીનાઈ ગ્રંથમાં આપેલો છે તેજ બાણના શ્રીહર્ષચરિતમાં પણ છે. આ ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે હુએનસંગનો અને બાણનો હર્ષવર્ધન એકજ હોવો જોઈએ માટે બાણ કવિ પણ ઉપર કહેલા વર્ષોમાં અથવા ઇ. સ. સાતમા સૈકાના પ્રથમ અર્ધ ભાગમાં હયાત હોવો જોઈએ. આ વિષય ઉપર પ્રથમ લક્ષ દોરનાર ડૉ. ફિટ્ઝ એડવર્ડ હૉલ હતો જેણે પોતાની વાસવદત્તાની આવૃત્તિની પ્રસ્તાવનામાં આ વિશે લંબાણથી લખેલું છે.[2]

---

૧. કાદમ્બરીમાં પૃ ૧૯૪ થી જેનું વર્ણન શરૂ થાય છે તે? ૨. આ હુએન-સંગના સંબંધમાં મિ. સ્મિથ સાહેબનું લખાણ ઉપરની હકીકતને સિદ્ધ કરી આપે છેઃ—

"But the prince of pilgrims, the illustrious Hiuen Tsang, whose fame as Master of the Law still resounds through all Buddhist lands, deserves more particular notice. His travels, described in a work entitled

એકલી કાદમ્બરીથીજ બાણુ પોતાને માટે અક્ષય કીર્તિ સંચિત કરી ગયો છે, પણ એ તથા ઉપર કહેલા હર્ષચરિત વિના બીજા પણ કેટલાક ગ્રંથો એણે રચેલા છે. એમ કહેવાય છે. તેમાં ચંડિકાશતક નામે એક લઘુ કાવ્યનો કર્તા તો એ નિર્વિવાદ ઠરી ચુક્યો છે. એ ૧૦૨ શાર્દૂલવિક્રીડિત છંદનું બનેલું છે. એની રચના વિશે એક એવી કથા ચાલે છે કેઃ— મયૂર નામે કવિ ભોજ રાજાના (?) વખતમાં ઘણો માનીતો હતો અને તેનો જમાઇ બાણુ પણ ત્યાં પંકાયલો હતો. એક વેળા એવું બન્યું કે બાણ અને તેની સ્ત્રીને કંઇ પ્રણય-કોપથી કલહ થતો હતો, અને સ્વપત્નીનું માન મુકાવતાં મુકાવતાં બાણની ઘણી ખરી રાત વીતી ગઇ, એટલામાં મયૂર ત્યાં થઇને ફરવા જતો હશે તે બારીમાંથી કંઇ ગડબડાટ સાંભળી નીચે ઉભો રહ્યો. તે વેળા બાણુ સ્ત્રીને પગે પડતો હતો અને કહેતો હતો કે-પ્રિયે! આટલી વાર ક્ષમા કર હવે કદી તને કોપાયમાન નહિ કરૂં. આ સાંભળી એણે તો ઉલટો ચરણુ-પ્રહાર કર્યો. તે સમયનો નૂપુરનો ખણુખણાટ સાંભળીને પુત્રી વિશે મયૂરને ઘણો ખેદ થયો, પણ બાણુ એક નવો છંદ બોલ્યોઃ—

इतः क्षीणा रात्रिः कृशतनु शशी शीर्यत इतः ।
प्रदीपोऽयं निद्रावशमुपगतो घूर्णत इव ॥
प्रणामान्ते मानं त्यजसि न यथा त्वं क्रुधमहो ।
कुचप्रत्यासत्त्या हृदयमपि ते सुभ्रु कठिनम् ॥

આ સાંભળી મયૂરે કહ્યું કેઃ—એને 'સુભ્રુ' શું કહે છે? 'ચંડિ' કહે!—આ અપમાનકારક શબ્દ કર્ણે પડતાંજ બાણુની આએ રોષથી પિતાને શાપ દીધો કે—આ મ્હારા તામ્બૂલરસના સ્પર્શથી તને કોઢ નીકળજો. અને તેજ ક્ષણે તેમ થયું .....પછી તેમાંથી મુક્ત થવાને મયૂરે સૂર્યશતક નામે સ્તુતિ રચી;[1] જેનો છઠ્ઠો શ્લોક બોલતાંજ એને સૂર્યે કોઢમાંથી મુક્ત કર્યો. આથી એનું માન રાજકુળમાં વધ્યું તેથી બાણુને ઇર્ષા આવી અને સ્વશક્તિ દર્શાવવા એણે પોતાના હાથ પગ કપાવી નાંખ્યા અને દૃઢ નિશ્ચય તથા ભક્તિથી ચંડિકાનું સ્તવન કર્યું

*Records of the Western World*, which has been translated into French, English and German, extended from 629 A. D. to 645 or 646, and covered an enormous area, including almost every part of India, extreme south. His book is a treasure-house of accurate information, indispensable to every student of Indian antiquity, and has done more than any archæological discovery to render possible the remarkable resuscitation of los Indian history which has recently been effected. Although the chief historical value of Hiuen Tsang's work consists in its contemporary description of political and social institutions, the pilgrim has increased the debt of gratitude due to his memory by recording a considerable mass of ancient tradition, which would have been lost but for his care to preserve it."
P. 12) (ઈ. સ ૧૯૦૮.)

૧. મયૂરના 'સૂર્યશતક' વિશે કાવ્યપ્રકાશકાર મમ્મટે પણ લખ્યું છે.

જેના પ્રથમ શ્લોકનો છઠ્ઠો અક્ષર બોલતાંજ ચંડિકાએ પ્રત્યક્ષ દર્શન દઈને એનાં અવયવ પૂર્વ સ્થિતિમાં આણ્યાં ![1]

આમાંથી કેટલું માનવું એ વાંચનારના વિચાર ઉપર આધાર રાખે છે. **પાર્વતીપરિણય** અને **મુકુટતાડિતક** નામે નાટક પણ બાણે રચેલાં કહેવાય છે,[2] અને **રત્નાવલી** નામનું પ્રખ્યાત નાટક જે આજ સુધી શ્રીહર્ષ નામે રાજાએ લખેલુ કહેવાય છે તે પણ ( એ શ્રીહર્ષ અને બાણનો શ્રીહર્ષ એકજ હશે તથા તેની કીર્તિ અમર કરવાને તેને નામે બાણે પ્રસિદ્ધ કર્યું હશે એમ ધારી) ખરૂ જોતાં બાણે લખેલુ એમ કેટલાક વિદ્વાનો માને છે.

બાણના આ વૃત્તાન્ત વિશે નીચેનાં પુસ્તકોમાથી મને સાહાય્ય મળેલું છે:—૧. **શ્રીહર્ષચરિત**. ૨. ડૉ. ફિ. એ. હૉલની પ્રસિદ્ધ કરેલી **વાસવદત્તા**ની પ્રસ્તાવના. ૩. ડૉ. પીટર્સને પ્રસિદ્ધ કરેલી **કાદમ્બરી**ની પ્રસ્તાવના. ૪. સંસ્કૃત કવિ નામે એક પૂર્વે છપાતા મરાઠી માસિક પત્રનો (જુલાઈ ૧૮૭૭ નો) બાણભટ્ટ વિશેનો અંક.

નીચેના કેટલાએક પૃથક્ પૃથક્ શ્લોક બાણની માધુરીએ સહૃદય કવિયોનાં હૃદય ભેદી બ્હાર કાઢેલા છે તે અત્રે આપીને મ્હારી પ્રસ્તાવના હવે હુ બંધ કરૂં છું:—

निश्वासोऽपि न निर्याति बाणे हृदयवर्तिनि ।
किं पुनर्विकटाटोपपदबंधा सरस्वती ॥ १ ॥
मग्नः काव्यैकमेरुः कविविपणिमहारत्नराशिर्विशीर्णः ।
शुष्कः शब्दौघसिंधुः प्रलयमुपगतो वाक्यमाणिक्यकोशः ॥
दिव्योक्तीनां निधानं निधनमुपगतं हा हता दिव्यवाणी ।
बाणे दूरप्रयाणे प्रणयिनि विधिना शायिते दीर्घनिद्राम् ॥ २ ॥
गद्यानि निरवद्यानि हृद्यानि कस्य नो मुदे ॥
कविताकामिनीपंचबाणबाणकवीशितुः ॥ ३ ॥*

---

૧. જુઓ સન ૧૮૭૨ ના અપ્રિલ માસનું "ઇન્ડિયન ઍન્ટિક્વેરી," ડા. બુલરનો વિષય. એમાં ઉપરના શ્લોકનું પ્રથમ ચરણ આવુ આપેલું છે:—

गतप्राया रात्रिः कृशतनु शशीयत इव (?)

૨. જુઓ મુંબઈની **કાદમ્બરી**ની આવૃત્તિની પ્રસ્તાવના પૃ. ૫૮.

*(૧.) હૃદયમા બાણનો (બીજે અર્થ 'તીરનો') વાસ હોવાથી નિઃશ્વાસ પણ બ્હાર નીકળી શકતો નથી તો પછી વિકટ આટોપવાળા=મ્હોટા (bombastic)-પદબંધથી ભરેલી સરસ્વતીની-વાણીની-વાતજ શી ?

(૨.) વિધિયે પ્રણયી બાણને દૂર પ્રયાણને અર્થ દીર્ઘ નિદ્રામાં નાંખ્યાથી (-મૃત્યુને વશ કર્યાથી) કાવ્યનો એકજ જે મેરુ હતો તે ભગ્ન થયો છે ! કવિ રૂપી વ્યાપારીઓનો મહા-રત્ન-રાશિ તુટી ગયો છે ! શબ્દનો સિંધુ સુકાઈ ગયો છે ! વાક્ય-રૂપી માણિક્યના કોશનો પ્રલય થઈ ગયો છે ! દિવ્ય ઉક્તિયોનો ભંડાર નાશ પામ્યો છે ! દિવ્ય વાણી વિનષ્ટ થઈ છે !

(૩) કવિતા રૂપી કામિનીના પંચબાણ-મદન-રૂપ બાણ કવીશ્વરનાં દોષ-રહિત, મનોહર ગદ્ય કોને મુદિત નહિ કરે ?

हृदि लग्नेन बाणेन यन्मन्दोऽपि पदक्रमः ॥
भवेत् कविकुरंगाणां चापलं तत्र कारणम् ॥ ४ ॥
श्लेषे के चन शब्दगुम्फविषये केचिद्रसे चापरे ।
ऽलंकारे कतिचित् सदर्थविषये चान्ये कथावर्णके ॥
आसर्वत्र गभीरधीरकविताविन्ध्याटवीचातुरी-
संचारे कविकुम्भिकुम्भभिदुरो बाणस्तु पंचाननः ॥ ५ ॥
युक्तं कादम्बरीं श्रुत्वा कवयो मौनमाश्रिताः ।
बाणध्वनावनध्यायो भवतीति स्मृतिर्यतः ॥ ६ ॥*

ભાવનગર, જાન્યુઆરી ૧૮૮૪ — ઝ. ઉ.

——;o:——



*(૪.) બાણ (બીજે અર્થ ઉપર પ્રમાણે) હૃદયમાં લાગ્યા પછી કવિ રૂપી મૃગોનો જો મંદ પણ પદક્રમ થાય (શબ્દોચ્ચાર થાય; પગલાં ભરાય) તો તેનું કારણ ચાપલજ છે એમ સમજવું.

(૫.) કેટલાક (કવિયો) શબ્દની ગુંથણી કરી શ્લેષ રચવામાં મગ્ન રહે છે; કેટલાક રસમાં મગ્ન રહે છે; કેટલાક અલંકારમાં; કેટલાક સારો અર્થ લાવવામાં; અને કેટલાક કથા-વર્ણનમાં; પણ સર્વે પાસથી ગંભીર અને ધીર કવિતા રૂપી વિંધ્યાટવી વિશે ચાતુરીથી સંચરવામાં, કવિ રૂપી હસ્તિયોનાં કુંભસ્થલ ભેદનાર બાણ તો પંચાનન છે–સિંહ છે (બીજો અર્થ,–પાંચ મુખવાળો છે–એટલે ઉપરના પાંચે વિષયમાં પ્રવીણ છે.)

(૬) કાદમ્બરી (ની કથા) સાંભળીને કવિયો મૌન ગ્રહણ કરી રહ્યા છે તે યુક્તજ છે. કેમકે બાણ (કવિના શબ્દોનો) ધ્વનિ (બીજો અર્થ વંશી નામના એક વાદિત્રનો ધ્વનિ થતાં, અનધ્યાય પાળવો–અભ્યાસ બંધ રાખવો-એમ સ્મૃતિમાં કહેલું છે.



# કાદમ્બરી-કથા-સાર.



શૂદ્રક નામે એક મહા પ્રતાપી રાજા સભામાં બેઠો હતો. તેની પાસે એક વેળા પ્રાતઃકાળે લક્ષ્મી જેવી સ્વરૂપવતી એક ચંડાલ કન્યા સોનાના પાંજરામાં પોપટ લઈ આવે છે, અને રાજાને તેનું અર્પણ કરે છે. પોપટ પ્રણામ કરી, એક આર્યા બોલી રાજાની સ્તુતિ કરે છે. આથી વિસ્મિત થઈ રાજા તેના વૃત્તાન્ત વિશે પ્રશ્ન પૂછે છે. પોપટ કહે છે કે વિંધ્યાટવીમાં પમ્પા નામે એક સરોવર છે. તેની પાસે એક શાલ્મલી વૃક્ષમાં હું જન્મ્યો હતો. મ્હારો પ્રસવ-સમયે માતા મરણ પામી તેથી પિતા મને ઉછેરતા હતા. એક દિવસે શિકારને અર્થે આવેલા એક ક્રૂર ભીલે અમારા જ વૃક્ષ ઉપર ચઢીને બીજા પોપટ સાથે મ્હારા પિતાને પણ મારી નાંખી નીચે નાંખ્યા. તે વેળા હું એમના ખોળામાં લપાઈ ગયો હતો એટલે એમની સાથે જ ગડબડ્યો અને સુકાં પાંદડાંના એક ઢગલામાં પડ્યો. ત્યાંથી હું પાસેના એક તમાલ વૃક્ષના મૂળમાં ભરાઈ ગયો. થોડી વારે તે ભીલ પેલાં મારી નાંખેલાં પક્ષી લઈને ગયો, પછી મને તરસ લાગી. પાણીની શોધમાં હું બ્હાર નીકળી આગળ જવા લાગ્યો, પણ બપોરનો વખત અને પાંખો પૂરી આવેલી નહિ એટલે રસ્તામાં લથડતો હતો, અને હાંફતો હતો તેવામાં સારે ભાગ્યે જાબાલિ મુનિનો પુત્ર હારીત કેટલાક સોબતીઓ સહિત તે રસ્તેથી ન્હાવા જતો હતો તેણે મને દીઠો અને દયા આવવાથી ઉપાડીને તળાવના કાંઠા ઉપર આણ્યો. ત્યાં જઈ, પાણીથી મને શુદ્ધિમાં આણી, સ્નાન કરી પાછા વળતાં એ મને પોતાને આશ્રમે લઈ ગયો. મને જોઈ ત્રિકાલદર્શી જાબાલિ મુનિ બોલ્યા કે—આ તો એના અવિનયનું ફલ ભોગવતો દેખાય છે. આ સાંભળી કુતૂહલથી આસપાસના મુનિજન મ્હારો વૃત્તાન્ત પૂછવા લાગ્યા ત્યારે એમણે કહ્યું કે—સંધ્યાકાળે આપણે આની વાર્તા કહીશું. હું કહેતો જઈશ તેમ તેમ આ બચ્ચાને પણ પોતાનો પૂર્વ વૃત્તાન્ત સાંભરતો જશે,—પછી જ્યારે સત્કર્મ સમાપ્ત કરીને સાયંકાળે સર્વ મુનિયો ત્યાં ભરાયા ત્યારે એ ઋષિયે કહ્યું કે:—

વિલાસવતીના મુખમાં પૂર્ણ ચંદ્રને પ્રવેશ કરતો જોયો. શુકનાસે પણ તેજ રાત્રે સ્વપ્નમાં પોતાની સ્ત્રી મનોરમાના ખોળામાં એક મ્હાબળ્યુ જેવી આકૃતિવાળા પુરૂષને પુંડરીક (શ્વેત કમલ) મુકતાં જોયો. કેટલેક દિવસે રાણીને ગર્ભ રહ્યાની વાર્તા રાજાને વિદિત થઈ. અને પ્રસવકાલ પૂર્ણ થયેથી તેણે એક પુત્ર પ્રસવ્યો. તે વેળા મનોરમાને પણ એક પુત્ર આવ્યો. રાજકુલમાં અને ઘેર ઘેર ઉત્સવ થઇ રહ્યો. રાજાએ પુત્રનું નામ સ્વપ્નને અનુસરીને ચંદ્રાપીડ રાખ્યું અને પ્રધાને વૈશમ્પાયન રાખ્યું. બંને પુત્ર મ્હોટા થયા ત્યારે, છઠ્ઠા વર્ષમાં, રાજાએ કુમારને માટે નગરીની બ્હાર એક વિદ્યામંદિર બંધાવ્યું અને ત્યાં એ બે બાલકને સર્વ શાસ્ત્રમાં પ્રવીણ ગુરૂઓને સ્વાધીન કર્યા. દશ વર્ષ સુધી ત્યાં અભ્યાસ કર્યા પછી ગુરૂઓની અનુમતિથી રાજાએ તેમને ઘેર તેડી લાવવા એક અશ્વસૈન્ય મોકલ્યું તથા કુમારને માટે સમુદ્રમાંથી જન્મેલો એક ઇંદ્રાયુધ નામે ઉત્તમ અશ્વ મોકલ્યો. તે ઉપર અસ્વાર થઇ કુમાર રાજગૃહમાં આવી પહોંચ્યો તથા પિતા માતા અને શુકનાસને મળ્યો. ત્રીજે દિવસ સવારમાંજ એની માતાએ કૈલાસ નામના એક કંચુકી સાથે પત્રલેખા નામની એક સુન્દર રાજકન્યાને તામ્બૂલ-વાહિની તરીકે એની પાસે મોકલી. તે દિવસથી બંનેને અન્યોન્ય પ્રીતિ ઉત્પન્ન થઇ જે અહર્નિશ વધતી ગઈ.

થોડા દિવસ પછી યુવરાજનો રાજ્યાભિષેક દિવસ પાસે આવતો જોઈ શુકનાસે એક વખત તેને યૌવનના તથા લક્ષ્મીના મદ વિષે ઘણોજ અસરકારક ઉપદેશ આપ્યો, અને અભિષેક થયા પછી કુમાર દિગ્વિજયને અર્થે પત્રલેખા, વૈશમ્પાયન, અને એક મ્હોટા સૈન્ય સહિત બ્હાર નીકળ્યો. ત્રણ વર્ષ સુધી આખી પૃથ્વી ઉપર ફરીને સર્વત્ર જય મેળવતો મેળવતો તે એક દિવસ ઉત્તરમાં કૈલાસના પાસેના સુવર્ણપુર નામે ગામમાં આવી પહોંચ્યો, જે તેણે જીતી લીધું અને થોડા દિવસ સૈન્યનો પડાવ ત્યાંજ રાખ્યો. ત્યાંથી એક વાર મૃગયા સારૂ નીકળ્યો હતો તેવામાં એણે એક કિન્નર લોકનું જોડું દૂરથી જોયું તેને પકડવાની ઇચ્છાથી એ પાછળ પડ્યો પણ તે લોક તો ત્રાસ પામી પર્વત ઉપર ચઢી ગયા અને કુમાર એકલોજ પોતાના મુકામથી ઘણોજ દૂર નીકળી ગયો. આ જોઇ એ પશ્ચાત્તાપ સહિત પાછો ફર્યો અને તરસ લાગવાથી કોઇ તળાવની શોધમાં ફરતો હતો એટલામાં એક બીજો માર્ગ એની દૃષ્ટિયે પડ્યો અને તેને અનુસરતાં એક વિશાળ સરોવર આવ્યું. તેથી આનંદ પામી ઘોડાને જલ પાઇ પોતે પીને સંતુષ્ટ થઇ ઘોડાને બાંધી, એક વૃક્ષ તળે જરા સૂતો એટલામાં દૂરથી આવતો એક સંગીત ધ્વનિ એને કર્ણે પડ્યો. એવા નિર્માનુષ અરણ્યમાં તે આશ્ચર્ય જેવું લાગવાથી તેની શોધ કરવા અશ્વ ઉપર બેસીને જે દિશાએથી તે આવતો હતો તે દિશા તરફ એ ચાલ્યો. ચાલતાં ચાલતાં, વૃક્ષોથી વીંટાયલું એક શિવાલય આવ્યું, ત્યાં અશ્વથી ઉતરી અંદર ગયો ત્યાં મૂર્તિની સામે દિવ્ય સ્વરૂપવાળી, બ્રહ્મચર્ય પાળતી, એક કન્યાને વીણાથી શિવ-સ્તુતિ કરતી જોઇ. આ કન્યાની બ્રહ્મચર્યાવસ્થા જોઇ એને અધિક કુતૂહલ થયું તેથી ત્યાંજ એ બેઠો. થોડી વારે એ બ્હાર આવી ત્યારે ચંદ્રાપીડને જોઇ એણે આવકાર દીધો અને અતિથિ-સત્કારને અર્થે એને પોતાની ગુફામાં તેડી ગઇ. ત્યાં જઇ કુમારના એણે વૃત્તાન્ત પુછ્યો તે એણે કહ્યો ફલાહાર કરી રહ્યા પછી કુમારે તેનો વૃત્તાન્ત જાણવાની આતુરતા દર્શાવી ત્યારે એ ધાર આંસુ સહિત તે બોલી કે મ્હારા જેવી પાપિણીનો વૃત્તાન્ત સાંભળી શું ફલ થવાનું છે? પણ ઇચ્છા હોય તો સાંભળો:—

ચંદ્રકિરણમાંથી નીકળેલા અપ્સરાઓના એક કુળમાં હું જન્મેલી છું. મ્હારી માતાનું નામ ગૌરી છે. પિતાનું નામ હંસ છે. મ્હારું નામ મહાશ્વેતા છે હેમકૂટ પર્વત ઉપર મ્હારા કુટંબનો વાસ છે એક વાર વસંત ઋતુમાં હું આ અચ્છોદ સરોવર ઉપર મ્હારી મા તથા સખીઓ સાથે સ્નાન કરવા આવી હતી અને સખીઓ સાથે વૃક્ષોની શોભા નિહાળતી નિહાળતી ફરતી હતી એવામાં મને કંઇક અપૂર્વ સુગંધ આવી, અને આગળ ચાલી તો મ્હેં બે મુનિકુમાર જોયા તેમાંના એક અતિ રૂપવાનના કર્ણમાં એક કુસુમ-મંજરી હતી. તે જોતાંજ મને લાગ્યું કે આ સુગંધ તેનીજ હશે. એ મુનિકુમારનું રૂપ જોતાંજ મદને મને પાશમાં નાખી દીધી અને એની પણ અવસ્થા મને જોઇને મ્હારા જેવીજ થઇ થોડી વારે મ્હેં એના સોબતીને પૂછ્યું કે આ કોણ છે? અને આ કુસુમમંજરી શાની છે? તેણે કહ્યું ભગવાન શ્વેતકેતુ નામે મુનિનો લક્ષ્મીથી ઉત્પન્ન થયેલો આ પુંડરીક નામે પુત્ર છે, અને નંદન-વન દેવતાએ એને અર્પણ કરેલી આ પારિજાત વૃક્ષની મંજરી છે આમ અમે વાત કરતાં હતાં તેવામાં પુંડરીક મ્હારી પાસે આવી કહેવા લાગ્યો કે તને જો આ ગમતી હોય તો તુંજ પેહેર એમ કહી તે એણે મ્હારા કર્ણમાં પેહેરાવી. પણ એટલામાં એના હાથમાંથી ગભરાટને લીધે માળા પડી ગઇ તે એણે જોઇ નહિં પરંતુ મ્હેં લઇ લીધી અને મ્હારા કંઠમાં નાખી પછી મ્હારી માતા જાય છે એમ સાંભળી હું પ્રણામ કરી પાછી ફરતી હતી તેવામાં બીજા મુનિપુત્રે આ માળા ગયાં વિશે એને ઠપકો દીધો ત્યારે એણે મને ખોટો કોપ ધારણ કરી કહ્યું કે મ્હારી માળા આપ્યા વિના ત્હારે જવું નહિ. આ ઉપરથી મ્હેં મ્હારો એકાવલી હાર કાઢીને એના હાથમાં નાંખ્યો પણ તે એણે વર્ત્યો નહિ અને ત્યાંથી હું સ્નાન કરી ઘેર આવી. પણ જ્વર મ્હારો ત્યાંજ મ્હોટયો હતો થોડી વારે મ્હારી એક દાસી જે પાછળ રહી હતી તે મ્હારી પાસે આવી અને એક પત્રિકા આપી કહેવા લાગી કે જેણે તમને કુસુમમંજરી પેહેરાવી હતી તેણેજ આ મોકલી છે, હરખાઇને મ્હેં એ વાંચી તો મને બમણો વિકાર થઇ આવ્યો અને દાસી સાથે હું એ વિશે વાત કરતી હતી એટલામાં એક મુનિકુમાર બારણે આવ્યો છે એવી દ્વારપાળે મને ખબર કરી, મ્હેં તરતજ તેને અંદર લાવવા કહ્યું અને જોયું તો એ પુંડરીકનો મિત્ર કપિંજલ હતો. એણે આવીને ઘણી વાર સુધી શરમાયા પછી એના મિત્રની અતિ દુઃખી અવસ્થાનું મને યથાર્થ નિવેદન કર્યું. ઉપદેશ સઘળો વ્યર્થ ગયાથી એણે ધાર્યું હતું કે અમારા સમાગમ વિના બીજા કોઇ ઉપાયથી એ બચે એમ નથી. તેથી એ મને પ્રાર્થના કરવા આવ્યો હતો અને હું ઉત્તર આપું એટલામાં તો મ્હારી માતા મ્હારી પાસે આવે છે એ ખબર સાંભળવાથી એ ગભરાયો અને મન ફરીથી વિનંતિ કરીને ચાલતો થયો. માતા ગયા પછી મને ગભરાટ થવા લાગી કે શું કરવું. આખરે ત્યાં જવાનો નિશ્ચય કરી, રાત પડી એટલે મ્હારી દાસી તરલિકા સાથે છાનીમાની હું બ્હાર નીકળી તે તરફ ચાલી, પણ દુર્ભાગ્યને લીધે, તે સ્થળ પાસે આવતાંજ મને રુદન કરતા કપિંજલનો સ્વર સંભળાયો અને ધબકતે હૈયે આગળ ચાલી તો મ્હેં મ્હારા પ્રાણનાથને કામની પીડાથી તત્કાળ મરણ પામેલા જોયા, આ જોઇ એકાએક ભૂમિ ઉપર પડી, વિલાપ કરતાં કરતાં હું સાથે જ બળી મરવાનો નિશ્ચય કરતી હતી તેવામાંજ આકાશમાંથી એક દિવ્ય પુરુષ ઉતરી આવ્યો. તેણે મને આશ્વાસન દઇને કહ્યું કે પુત્રિ પ્રાણત્યાગ કરીશ નહિ, પુનરપિ તમારો સમાગમ થશે. એમ કહી એ શબને ઉપાડી

તે આકાશમાં જતો રહ્યો, કપિંજલ આ જોઇ ગભરાટમાં પડ્યો અને હું એને એ અદ્ભુત વૃત્તાન્ત વિશે પૂછવા લાગી તેનો ઉત્તર ન આપતાં કેડ બાંધી એ પણ રોષમાંજ પોતાના મિત્રની પાછળ આકાશમાં દોડી ગયો. આ પ્રમાણે એકલી પડવાથી હું તો બમણી શોકાતુર થઇ. પણ પુનઃસમાગમની આશાએ તે દિવસથી બ્રહ્મચર્ય ગ્રહણ કરીને આ ઠેકાણે મ્હારી દાસી તરલિકા સાથે રહુ છુ. એમ કહી ચોધાર આંસુ પાડી એ રુદન કરવા લાગી.

ચંદ્રાપીડને આથી ઘણો શોક થયો તથા દયા ઉપજી અને બહુ પ્રકારે એણે એને આશ્વાસન કીધું પછી બહુ વારે આહાર કરી, રાત પડી એટલે ચંદ્રાપીડ એક શિલાતલ ઉપર સુવાની તૈયારીમાં હતો તેવામાં એણે, તરલિકા વિશે વિચાર આવવાથી પૂછ્યું કે આપની દાસી તરલિકા કેમ દેખાતી નથી? ત્યારે મહાશ્વેતાએ કહ્યું કે ગંધર્વોમાં ચિત્રરથ નામે રાજા છે તેને કાદમ્બરી નામે પુત્રી છે. અમે એ સાથે ઉછરી છિયે એટલે અમારે બાલપણથીજ સહીપણાં છે. મ્હારો આવો વૃત્તાન્ત સાંભળ્યો ત્યારથી એણે નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી મહાશ્વેતા દુઃખી છે ત્યાં સુધી હુ પાણિ-ગ્રહણ કરાવનાર નથી. એને લગ્ન યોગ્ય અવસ્થામાં આવેલી જોઇ, એનું આ વચન સાંભળવાથી એનાં માતા પિતાને બહુ ખેદ થયો અને બીજો કોઇ ઉપાય ન ચાલવાથી આજ સવારેજ એક કંચુકીને મ્હારી પાસે એમણે મોકલ્યો હતો અને મને કહાવ્યું હતું કે તું જેમ તેમ કરીને ત્હારી સખીને સમજાવે તો ઠીક તે ઉપરથી તરલિકાને મ્હારા સંદેશા સહિત કાદમ્બરી પાસે મોકલી છે —આ સાંભળી, ચંદ્રાપીડ એ ... [illegible] વિશે ચિંતન કરતો કરતો સુઇ ગયો. પ્રાતઃકાળમાંજ કેયૂરક નામે ગંધર્વ-કુમાર સાથે તરલિકા ત્યાં આવી પહોંચી. તેના કહેવાથી જણાયું કે કાદમ્બરી શીખામણ માનતી નથી. તેથી મહાશ્વેતાએ પોતેજ ત્યાં જવાનો નિશ્ચય કર્યો અને ચંદ્રાપીડને હેમકૂટ જોવા આવવાની વિનંતિ કરી, તે ઉપરથી એ બધાં ત્યાં ગયાં......કાદમ્બરીનો તથા ચંદ્રાપીડનો મેળાપ થતાંજ તેઓને પરસ્પર પ્રીતિ થઇ......
એક દિવસ ત્યાં રહીને કુમાર પાછો કેટલાક ગંધર્વ-કુમાર સાથે ત્યાંથી પોતાના સૈન્ય પાસે આવ્યો. બીજે દિવસે તેની પાસે આવી કેયૂરકે વિનતિ કરી કે આપના દર્શન વિના દેવી કાદમ્બરી તથા મહાશ્વેતા દુઃખી છે માટે ફરીથી આપનું મુખ જોવા ઇચ્છે છે. ચંદ્રાપીડ આ સાંભળી, પત્રલેખાને લઇ, તેની સાથે ફરીથી હેમકૂટ ઉપર ગયો. ત્યાં એણે કાદમ્બરીને કામ-પીડાથી હિમગૃહમાં સૂતેલી જોઇ. કેટલીક શ્લિષ્ટ વાંતચિત થયા પછી ત્યાંથી એ ઉઠી પાછો પોતાને મુકામે આવ્યો પણ કાદમ્બરીની ઇચ્છાથી પત્રલેખાને ત્યાં રહેવા દીધી. સૈન્ય પાસે આવતાં પિતાના તરફથી પત્ર લઇને આવેલા એક દૂતને તેણે જોયો. પત્રમાં લખ્યું હતું કે તમને જોયે બહુ દિવસ થઇ ગયા માટે આ પત્ર વાંચી રહો કે તરતજ તમારે આ તરફ આવવું. આ ઉપરથી એણે મેઘનાદ નામના એક સેવકને બોલાવીને કહ્યું કે પત્રલેખા થોડા દિવસમાં કેયૂરક સાથે અહીં આવશે તેને તેડીને તુ આવજે પછી સૈન્ય ઉપર વૈશમ્પાયનને નીમી, તેમને ધીમે ધીમે આવવા કહી, પોતે એકલોજ કેટલાક સ્વાર સાથે ઉજ્જયિની તરફ ચાલ્યો. માર્ગમાં ચંડિકાનું મંદિર આવ્યું ત્યાં એક દ્રવિડધર્મિક રહેતો હતો તેનો વિચિત્ર આકાર વિગેરે જોઇ એને ઘણો વિનોદ થયો. ઘેર આવ્યા પછી કાદમ્બરી વિના પોતે તલપતો હતો એટલામાં, થોડાક દિવસ પછી, મેઘનાદ પત્રલેખાને લઇને આવ્યો પત્રલેખાએ કાદમ્બરીની દુઃખી અવસ્થાનો એને બધો વૃત્તાન્ત સંભળાવ્યો અને કહ્યું કે દેવીના મારુ

મ્પાયનને આપે અહિંઆં ત્યાં જતું જોયું. ચંદ્રાપીડ આ જાણી ચિન્તામાં પડ્યો કે શું કારણે જતાંની ભ્હાર નીકળ્યું! આમ ગભરાટમાં પડ્યો હતો ત્યાં એક દિવસ સિપ્રાને તટે ફરવા ગયો હતો તેવામાં એણે દૂરથી કેયૂરકને કેટલાક સવારો સહિત આવતો જોયો. તેને ઘેર તેડી લાવી, સન્માન આપી, કાદમ્બરીનો સર્વ વૃત્તાન્ત પૂછ્યો તો તેણે પણ એની હૃદયવેધક વેદનાનું યથાર્થ વર્ણન આપ્યું અને કહ્યું કે હવે વિલંબ થશે તો દેવીના પ્રાણ ટકશે એવી આશા નથી. આ સાંભળી ચંદ્રાપીડ વિચાર કરવા લાગ્યો કે વૈશમ્પાયન હોત તો કંઇ સલાહ પણ બતાવત, પણ હવે કરવું શું? શું બ્હાનું કાઢી બ્હાર જવું? આમ ચિન્તા કરતો હતો એટલામાં સૈન્ય નગરીથી થોડેક દૂર આવ્યાના સમાચાર આવી મળ્યા તે ઉપરથી વૈશમ્પાયનને તેડવા જવા સારૂ પિતાની આજ્ઞા લઇ એ સૈન્ય તરફ ચાલ્યો, પણ ત્યાં ગયો તો વૈશમ્પાયન મળે નહિ! આ જોતાંજ એને મૂર્છા આવી અને રાજપુત્રોએ જેમ તેમ કરી એને શુદ્ધિમાં આણ્યો. પછી ઘણી વારે મહા કષ્ટે એણે હિમ્મત ધરીને વૈશમ્પાયનનો વૃત્તાન્ત પૂછ્યો તો તેઓએ કહ્યું કે આપના ગયા પછી અમને વૈશમ્પાયન અચ્છોદમાં સ્નાન કરવા તેડી ગયા પણ એમને તો એ ભૂમિમાં પગ મુકતાંજ કંઇક વિકાર થઇ આવ્યો તેથી બાવરા બની જઇને આમ તેમ કંઇ શોધતા હોય તેમ ફરવા લાગ્યા. અમે પાછા ફરવાને એમને બહુ બહુ સમજાવ્યા પણ માન્યુંજ નહિ. આખરે ત્રીજે દિવસે થાકીને અમે કેટલાક માણસ એમની પાસે રાખી ચાલી આવ્યા છિયે. આ સાંભળી ચંદ્રાપીડ શોક તથા વિસ્મયમાં પડ્યો પણ વિચારવા લાગ્યો કે એક પાસથી આ મને અનુકૂલ પડશે. વૈશમ્પાયનને તેડવા જવા સારૂ પિતા માતા મને ના કહેશે નહિ, ત્યાંથી પછી હું કાદમ્બરી પાસે જઇશ. આમ વિચારી સૈન્ય સાથે પોતે ઉજ્જયિની પાછો આવ્યો.........પછી મેઘનાદને, કેયૂરકને તથા પત્રલેખાને આગળથી મોકલી, માતા પિતા પાસેથી જેમ તેમ કરી આજ્ઞા લઇ વૈશમ્પાયનને તેડવા જવા નિકળ્યો; પણ માર્ગમાં મેઘ-સમય નડવાથી ઘણે દિવસે એ અચ્છોદ પાસે પહોંચી શક્યો. ત્યાં આવીને ચોતરફ ફેરા મારી શોધ કરી પણ વૈશમ્પાયન જડ્યો નહિ! તેથી એ વધારે ગભરાઇ ગયો પણ મહાશ્વેતાને કદાચ એની વાત જાણવામાં હશે એમ ધારી તેને પૂછવા તેના આશ્રમ ભણી ચાલ્યો. ત્યાં આવ્યો તો રુદન કરતી મહાશ્વેતાને તરલિકાએ ઝાલી રાખેલી દીઠી. આ જોઇ, રખેને કાદમ્બરીને કંઇ થયું હોય એમ શંકા આવવાથી એ "શું થયું" એમ પૂછવા લાગ્યો ત્યારે મહાશ્વેતાએ એવીજ અવસ્થામાં ઉત્તર દીધો:—આપના ગયાના ખબર સાંભળી, શોકાતુર થઇ હું હેમકૂટથી અહીં આવી ત્યારે મ્હેં આપના જેવડાજ એક કુમારને અહીં ફરતો જોયો. મને જોઇ એની નજર બગડી તથા વાર્યા છતાં એ મ્હારી પાછળ ભમવા લાગ્યો, અને એક વાર રાત્રે હું શિલાતલ ઉપર સૂતી હતી તેવામાં એ મ્હારી સમીપ આવી કુવચન બોલ્યો તેથી મને ઝટ ઝાળ ચઢવાથી મ્હેં એને શાપ દીધો કે પોપટની પેઠે તું સમજ્યા વિના આમ તેમ બોલે છે માટે મ્હારા સત્ય વચનથી તેવોજ થઇને તે જાતિમાં પડ. આવું કહ્યું કે તત્કાળ એ કાષ્ટવત્ થઇ ભુમિ ઉપર પડ્યો. પણ એના મરણ પછી મ્હેં સાંભળ્યું કે એ તો આપના મિત્ર હતા. આ સાંભળતાંજ ચંદ્રાપીડનું તો હૈયુંજ ફાટી ગયું અને એને ભુમિ ઉપર પડતો જોઇ તરલિકાએ દોડી આવી ઝાલી લીધો. એનું મૃત્યુ થયું જોઇ મહાશ્વેતા વધારે ગભરાઇ ગઇ. પરિજન વિગેરે સૌ દોડી આવ્યાં અને મહાશ્વેતાને ગાળો દઇ શોક કરવા

લાગ્યા, એટલામાં ચંદ્રાપીડના આવવાની ખબર પત્રલેખાએ કહ્યાથી કાદમ્બરી તેને મળવા સારૂ પત્રલેખા તથા બીજી સખીઓ સાથે ત્યાં આવી પહોંચી પણ ચંદ્રાપીડને મરણ પામેલો જોઇ મૂર્છિત થઇ. પત્રલેખાને પણ મૂર્છા આવી. મૂર્છામાંથી જાગી એટલે કાદમ્બરી સહગમન કરવાનો નિશ્ચય કરી ચંદ્રાપીડનું મસ્તક ખોળામાં લઈને બેઠી તેવામાંજ એના સ્પર્શને લીધે ચંદ્રાપીડના શરીરમાંથી એક જ્યોતિ બ્હાર નીકળ્યું અને તે અંતરીક્ષમાં રહીને મહાશ્વેતાને આશ્વાસન દઇ કાદમ્બરીને કહેવા લાગ્યું કે પ્રાણત્યાગ મા કર. ફરી ત્હારો ચંદ્રાપીડ સાથે સમાગમ થશે. આ શરીરને અગ્નિ સંસ્કાર આદિ ન કરતાં આમને આમજ રાખવું. એવું કહી તે અંતર્હિત થઇ ગયું પણ પત્રલેખા તો એ જ્યોતિના શીતલ સ્પર્શથી મૂર્છામાંથી ઉઠી, દોડીને ઇંદ્રાયુધ સહિત સરોવરમાં પડી! ગભરાટમાં સર્વે ચકિત દૃષ્ટિયે સામું જોઇ રહ્યાં હતાં તેવામાં જલમાંથી એક મુનિ-કુમાર નીકળ્યો તે મહાશ્વેતા પાસે આવી પૂછવા લાગ્યો કે મને ઓળખો છો? તેણે તરતજ, શું હું પાપિણી કપિંજલને પણ ન ઓળખું?—એમ કહી પ્રણામ કરી સર્વ વૃત્તાન્ત પૂછ્યો. તેણે કહ્યું:—તમને એકલાં મુકી હું આકાશમાં એ દિવ્ય પુરુષ પાછળ ગયો ત્યારે એ મને ચંદ્રલોકમાં લઇ જઇને કહેવા લાગ્યો કે હુ ચંદ્ર છું. મને ત્હારા મિત્રે મરણ સમયે શાપ દીધો કે—મને તું આવી પીડા આપી મરણ પમાડે છે માટે તું પણ મ્હારા જેવીજ પીડા જન્મે જન્મે ભોગવી મરણ પામજે. આ શાપથી ક્રોધ પામી મ્હેં પણ તેવો શાપ એને સામો દીધો. પછી મને જણાયું કે એ તો મ્હારો જામાતા થાય. પણ 'જન્મે જન્મે' કહ્યાથી અવશ્ય એણે મ્હારી સાથે બે વાર તો મનુષ્ય લોકમાં જન્મવું પડશે. એનું શરીર અવિનષ્ટ રહે એટલા માટે હું અહીં લાવ્યો છું અને પુત્રીને મ્હેં આશ્વાસન દીધું છે. આ વૃત્તાન્ત તું શ્વેતકેતુને કહી આવ.—તે ઉપરેથી હું દોડતો દોડતો કહેવા જતો હતો એટલામાં એક ક્રોધી; વિમાનમાં બેઠેલા દેવને મ્હારી અડફટ વાગી તેથી તેણે મને શાપ દીધો કે—અશ્વની સમાન વગર વિચાર્યે તું આમ ચાલે છે માટે અશ્વજ થઇને પૃથ્વી ઉપર પડ—આથી નિરાશ થઇ મ્હેં ઘણી આજીજી કરી ત્યારે એણે એટલું કહ્યું કે મર્ત્યલોકમાં ચંદ્રમા તારાપીડને ત્યાં તથા ત્હારો મિત્ર શુકનાસને ત્યાં અવતરશે માટે અશ્વરૂપે પણ તું ત્હારા મિત્ર સાથે રહી શકીશ અને તે રાજપુત્રના મરણ પછી શાપ મુક્ત થઇશ. આ સાંભળતાંજ હું નીચે સમુદ્રમાં પડ્યો અને ત્યાંથી અશ્વ થઇ નીકળ્યો..........હવે તમે સમજ્યાં હશો કે તમે જેને અજાણતાં શાપ દીધો તે મ્હારા મિત્ર પુંડરીકનોજ અવતાર હતો! મહાશ્વેતા તો આ સાંભળી ઘણીજ શોકમાં પડી; તેને આશ્વાસન દઇ બાકીનો વૃત્તાન્ત જાણવા કપિંજલ પાછો ગગનમાર્ગે જતો રહ્યો. તેના ગયા પછી કાદમ્બરી ચંદ્રાપીડના શરીરને ખોળામાં રાખી નિત્ય પૂજા કરતી ત્યાં રહેતી હતી. તેવામાં ઉજ્જયિનીથી કેટલાક દૂત આવી પહોંચ્યા, જેઓ સર્વે તે અશુભ સમાચાર લઇને પાછા ગયા. તે ઉજ્જયિની પહોંચતા હતા તેવામાંજ પુત્રને અર્થે દેવીની આરાધના કરવા નગરીની બ્હાર આવેલી વિલાસવતીએ તેમને દીઠા. સમાચાર પુછતાં તેઓ કંઇ ઉત્તર આપી શક્યા નહિ એટલા ઉપરથીજ કંઇ અનિષ્ટ થયું એમ ધારી એ અત્યંત વિલાપ કરવા લાગી. તારાપીડને ખબર થયાથી એ પણ મંત્રી સહિત દોડતો આવ્યો. વિલાસવતીને છાની રાખી તેણે સર્વ વૃત્તાન્ત પૂછી જોયો.........અને ચંદ્રાપીડનું શરીર એવું ને એવું છે એમ સાંભળી ધૈર્ય રાખી, રાણી, શુકનાસ વિગેરે સહિત ત્યાં જવા નીકળ્યો. ત્યાં આવી દર્શનથી જરા સુખ પામી, વિરક્ત થઇ, વનવાસનો અંગીકાર કરીને રહ્યો.

આટલું કહી જાબાલિ મુનિ બોલ્યા કે હવે તમે સમજ્યા હશો કે આ પોપટ કોણ છે અને એણે શું કર્યું છે......પછી (વૈશમ્પાયન પોપટ કથા આગળ ચલાવે છે) થોડી વારે કપિંજલ એ આશ્રમમાં આવી પહોંચ્યો તેને જોઈ મને ઘણો હર્ષ થયો. તેણે મને પોતાનો વૃત્તાન્ત કહી પિતાનો સંદેશો કહ્યો કે શાપના અંત સુધી ત્હારે જાબાલિ મુનિ પાસેજ રહેવું. એમ કહી એ ઊડી ગયો. મને થોડા દિવસમાં પાંખો આવી અને મુનિના કહેવા પ્રમાણે સ્મરણ તો થયું હતુંજ એટલે મહાશ્વેતાને મળવાની ઉત્કંઠાથી હું એક દિવસ આહારને બ્હાને આશ્રમમાંથી તે દિશા તરફ ઉડ્યો, પણ થાક લાગવાથી એક વૃક્ષ પર બેસી ઊંઘી ગયો, જાગ્યો ત્યારે તો પાશમાં પકડાયો હતો એમ જણાયું ! સામે એક ચંડાલ ઉભો હતો તેને મ્હેં છોડવાની વિનંતિ કરી પણ એ તો ઉપાડીને મને એના સ્વામીની પુત્રી પાસે લઈ ગયો. તેણે મને એક દુર્ગંધી પાંજરામાં પૂર્યો, મને આમ ચંડાળને હાથ જવાથી પશ્ચાત્તાપ અતિશય થયો તથી હું બોલ્યો ચાલ્યો નહિ અને એ કન્યાએ બહુ કહ્યું ત્યારે બીજે દિવસ મ્હેં ફલાહાર કર્યો, એમ કેટલાક દિવસ ગયા પછી એક સવારે મ્હેં જોયું તો એકાએકજ ચંડાલવાડો મહેલરૂપ થયેલો ને મ્હારૂં પાંજરૂં સોનાનું થઈ ગયેલું જણાયું. આથી વિસ્મય પામી હું પૂછવાનું કરતો હતો તેવામાં એ કન્યા ઉપાડીને મને અહીં લાવી. બાકી કંઈ હું જાણતો નથી.

શૂદ્રકે આ સાંભળી મહા આશ્ચર્ય પામી એ કન્યાને બોલાવી, તેણે આવીને કહ્યું—મહારાજ આપ ચંદ્રનો અવતાર છો ! અને આ આપનો પૂર્વ જન્મનો મિત્ર વૈશમ્પાયન છે, માટે હું, એની માતા લક્ષ્મી, એને આપની પાસે લાવી છું. હવે આપના અને એના શાપનો અંત આવ્યો છે,—એટલું કહી એ ઉડી ગઈ કે તરતજ શૂદ્રકને પૂર્વ જન્મ સાંભરી આવ્યાથી કાદમ્બરીના વિરહની ભાર પીડા થવા લાગી, જે દિવસે દિવસે એટલી વધતી ગઈ કે આખરે તેની કાયા કાષ્ટ જેવી થઈ ગઈ. વૈશમ્પાયનને પણ મહાશ્વેતાને લીધે તેમજ થયું.

એવામાં એક વાર વસંત ઋતુમાં મદનોત્સવને દિવસે સાયંકાળે કાદમ્બરીએ ચંદ્રાપીડના શરીરની પૂજા કરી અસહ્ય ઉત્કંઠાથી તેને છાનેમાને આલિંગન દીધું, તો અચાનક તેનામાં જીવ આવ્યો ! તેઓ હર્ષિત થઇ, બંને જણ સુખ પામતાં હતાં અને ચંદ્રાપીડે પુંડરીકના સજીવન થવાની ખબર કહ્યાથી કાદમ્બરી મહાશ્વેતાને વધામણી ખાવા જતી હતી એવામાં આકાશમાંથી કપિંજલ સહિત પુંડરીક ઉતરી આવ્યો. આ સમાચાર કાદમ્બરીની સખીએ દોડી તારાપીડ વિગેરેને કહ્યા તથા કેયૂરકે જઈને કાદમ્બરી તથા મહાશ્વેતાનાં માતપિતાને કહ્યા. તેઓ સર્વે ત્યાં હર્ષ ભર્યા આવ્યાં અને ઘણા કાળથી વાંછિત મનોરથ પૂર્ણ થવા જોઈ કૃતાર્થ થયાં. કપિંજલે શ્વેતકેતુના વચનથી પુંડરીકને શુકનાસને સ્વાધીન કર્યો. પછી હેમકૂટ ઉપર જઈને ગંધર્વરાજે તથા હંસે ચારે જણનાં લગ્ન બહુ ઉત્સાહથી કર્યાં. પત્રલેખા એ ચંદ્રની પત્ની રોહિણીનો અવતાર હતી એમ કાદમ્બરીના પુછવાથી ચંદ્રાપીડે જણાવ્યાથી તે સાંભળીને કાદમ્બરીને ઘણો આનંદ થયો. અને પુંડરીકને સર્વ રાજ્યભારનું અર્પણ કરીને ચંદ્રાપીડે કાદમ્બરી સાથે યથેચ્છિત સુખ ભોગવ્યું, મહાશ્વેતા પણ ચિર દિવસ પુંડરીક સાથે વસીને મહા સુખ પામી.

# મંગલાચરણ.

(મનહર.)

સૃજે રહી રજોમય, પાળે રહી સત્વમય,
સંહારે જે તમોમય રહીને આ વિશ્વને ;
હેતુ એવા સૃષ્ટિ સ્થિતિ-લય તણા ત્રયીમય,
વંદુ ત્રિગુણાત્મ એ સ્વયંભૂ મહા ઇશને.[૧]
બાણને મુકુટ ચઢી પામી ઝાઝાં લાડને જે,
ચુમ્બિત દશાસ્ય કેરા ‘ચૂડામણિચક્રથી;
સૂતી દેવ દૈત્ય તણા પતિના શિખાન્તમાં જે,
વિજયી તે ભવચ્છેદી પાંશુ શિવ-પાદની.[૨]
જય નરસિંહ! જય! ભેદવાની ઇચ્છાએ તેં,
ક્રોધ-રક્ત કીધી દૃષ્ટિ ક્ષણ એક દૂરથી;
ભેદવામાં તો રિપુ ઉગ્ર શોણિતથી બન્યું રક્ત
ફાટયું ભયભીત થઇ દિસે જાણે આ ર! [૩]
સામન્ત-મુકુટ તણી વેદિકાના શિખરનો
સ્પર્શ થયે અંગુલિ બનેલી જ્યાં અરુણ છે;--
અર્ચે જેને (ભુમિપાલ) મૌખરી શેખર-ધારી,
વંદુ ભરુ તણા એવા ચરણ-કમલને.[૪]

---

૧. રજોમય-રજોગુણથી ભરેલા. સૃષ્ટિ-ઉત્પત્તિ (વિશ્વની) સ્થિતિ—પાલન, લય-પ્રલય, વિનાશ. ત્રયી-ઋક્, સામ અને યજુઃ એ ત્રણ વેદનો સમૂહ-અથવા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ મળીને એક. ત્રિગુણાત્મ-ઉપર કહેલા ત્રણે ગુણવાળા. સ્વયંભૂ—પોતાની મેળે જન્મેલા.

૨. બાણ—બાણાસુર. દશાસ્ય-દશ મુખવાળો-રાવણ. ચૂડામણિ-ચક્ર=મુકુટ-માંના મણિનો સમૂહ શિખાન્ત—શિખાનો અંત. ભવચ્છેદી—સંસારનું બંધન છેદી શકે—ટાળી શકે-એવી. પાંશુ-રજ.

૩. નરસિંહ રૂપમાં વિષ્ણુએ હિરણ્યકશિપુને માર્યો હતો તે સંબંધી આ સ્તુતિ છે.

૪. સામન્ત=અવર નૃપતિયો તેમના મુકુટ રૂપી વેદિકાનું શિખર, પ્રણામ કરતી વેળા (ભરુના) ચરણ-કમલને સ્પર્શ કરે તેથી-તેમાંથી પડતા કિરણથી તેની અંગુલિયો રાતી દેખાય. મૌખરી-જુઓ શ્રી હર્ષચરિત ઉચ્છ્વાસ ચોથો, પૃ. ૧૦૮:—धरण्या भूभृन्मूर्ध्नि स्थितः........सकलभुवननमस्कृतो मौखरी वंशः। આ ઉપ-થી એમ અર્થ લઇ શકાય કે ‘તે વંશના રાજાઓ.’ શેખર-માથે પહેરવાનો હાર. ‘ભરુ’ શબ્દનો અર્થ આ ઠેકાણે શો હશે

## દુર્જન-નિંદા, સજ્જન સ્તુતિ.

વિષે ભર્યું મુખ જેમ મહાસર્પ કેરૂં સદા,
દુઃસહ કુવચનો ભરેલાં જેને મુખ છે;
અકારણ વેર બાંધી દમે જે દારૂણ થઇ,
એવા અસજ્જન થકી નહિ ભીતિ કોને છે ?

કટુ કટુ શબ્દ કરે મલદાયી દુષ્ટ જન,
પીડે અતિશય જેમ બંધનની સાંકળો;
મધુર મધુર ધ્વનિ થકી સંત પદે પદે,
મન હરે નિત્ય જેમ મણિકેરાં નૂપુરો.[૫]

ઉતરે ન સુભાષિત હોય જો મધુર તોએ,
ગળે અસજ્જન તણે, સુધા જેમ રાહુને;

---

એ શંકિત છે. સિદ્ધાંત-કૌમુદીના ઉત્તરાર્ધમાં કહે છે કે—भरति विभर्ति वा मरुः स्वामी हरश्च ॥ મૂળમાં मर्वोः એવું પષ્ઠીનું દ્વિવચન છે તે ઉપરથી એવો અર્થ થાય કે 'શિવ અને પાર્વતીના' અથવા 'ઉમામહેશ્વરના.' પણ આ અર્થ લેતાં 'સામન્ત' તથા 'મૌખરી' શબ્દો તે સાથે બેસતા નથી કેમકે સાક્ષાત્ દેવને મનુષ્યો નમે એ આ કલિયુગમાં અસંભવિત જેવું લાગે છે. પરંતુ જો 'ઉમા-મહેશ્વરની મૂર્તિ'' એવો અધ્યાહાર્ય અર્થ લઇએ તો આમ બેસે ખરૂં. બીજી શંકા આ અર્થ વિષે એવી છે કે પ્રથમ છંદથી ત્રિગુણાત્મનું, બીજાથી શિવનું, અને ત્રીજાથી વિષ્ણુનું વંદન કરી, ફરી પાછું (ચોથા છંદથી) શિવપાર્વતીનું વંદન કરે એ ઠીક લાગતું નથી. માટે કદાચિત્ કવિનો હેતુ (કૌમુદીમાં આપેલા मरु શબ્દના બીજા અર્થ પ્રમાણે) બ્હારથી ઉમામહેશ્વરને વંદન કરે છે એમ દર્શાવી અંદરથી સ્વામીને—પોતાને આશ્રય આપનાર રાજા-રાણીને વંદન કરવાનો હશે એવું લાગે છે, અને તે પ્રમાણે લેતાં 'સામન્ત' તથા 'મૌખરી' શબ્દ યથાર્થ બેસી શકે છે. રાજા સાથે રાણીને પણ વંદન કરે છે એમ કહેવાનું કારણ એ છે કે તે વિના मर्वोः એ દ્વિવચનનું પ્રયોજન રહેતું નથી તેમજ—

राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च।
पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥

આ પ્રમાણે જોતાં રાણી પણ પૂજ્ય છે એટલે વંદનાર્હ છે.

૫ કટુ-કડવો. શબ્દ કરે-(દુષ્ટ જન) બોલે; (સાંકળો) ખખડે. મલદાયી- (એક) બુદ્ધિમાં, મનમાં, અને (બીજું) ચરણ ઉપર મલ-મેલ-મલિનતા-આણે. પદે પદે-શબ્દે શબ્દે; પગલે પગલે.

મરે તેજ સુભાષિત સજ્જન હૃદય વિશે,
નિર્મલ મહા મણિને ધર્યો જેમ હરિયે.[૬]

## કથા-પ્રશંસા.



કાલા કાલા બોલ તણા વિલાસે રીઝવી મન,
આવતી શય્યા વિશે જે આપથી રચે ભરી,
કથા એવી અભિનવ વધૂ જેવી લાગે પ્રિય,
હૃદયને લોકના, અધિક કૌતુકે કરી.
ઉજ્જવલ-દીપકોપમ નવીન પદાર્થ થકી,
નિરંતર શ્લેષ-ઘન રચેલી કથાઓ જે,
ચંપક-મુકુલથી ગ્રથિત મહામાલા જેવી,
હરે નહિ ચિત્ત કોનું, સુજાતિયે યુક્ત તે?[૮]

---

૬. મહામણિ–કૌસ્તુભ. 'મધુર' અને 'નિર્મલ' એ શબ્દ ઉપમાન અને ઉપમેય બંને સાથે લેવાના છે.

૭. બોલ–કથામાં આવતા શબ્દ; વધૂના મુખમાંથી નીકળતા શબ્દ. શય્યા–વાક્યરચના ("या पदानां पदान्योन्यं मैत्री शय्येति कथ्यते") શયન. રસ–શૃંગાર આદિક; પ્રીતિ. 'અભિનવ' શબ્દ બંનેને સમાન છે. કથાની આવીજ ઉપમા સારૂ જુઓ શ્રીહર્ષચરિતનો પ્રસ્તાવિક શ્લોક ૧૨ (કલકત્તાની આવૃત્તિ):—

दर्शयन्ती मुखे खेदं प्रस्खलन्ती पदे पदे ।
कथंचिन्नीयते शय्यां कथा नववधूरिव ॥

૮. પ્રથમ શ્લિષ્ટ વિશેષણ 'પદાર્થ' અને 'ચમ્પક–મુકુલ' સાથે લેવાનું છે. પદાર્થ–પદ-શબ્દ-ના અર્થ. મુકુલ–થોડીક ખીલેલી કળિ. ઉજ્જવલ–દીપકોપમ | ઉજળા દીપક તથા ઉપમા એ અલંકારથી યુક્ત (પદાર્થ); ઉજળા દીપક-દીવા-જેવા (મુકુલ.) નવીન–સ્વબુદ્ધિથીજ રચેલા; તાજા. બીજું અને ત્રીજું શ્લિષ્ટ વિશેષણ 'કથા' અને 'માલા' સાથે લેવું. નિરંતર વિ૦—નિરંતર આવતા શ્લેષ અલંકારથી ઘન–ભરેલી; અંતર રહે નહિ એવી રીતે ગુંથેલી. સુજાતિ–સારો 'જાતિ' નામનો અલંકાર અથવા છંદ; જાતિ નામના છોડ (નાં ફૂલ).

## વાત્સ્યાયન-વંશ-વર્ણન.



ખ્યાતિ જેના ગુણતણી હતી જગમાં ગવાઈ,
વૈશ્ય જન પૂજતા'તા પ્રેમે જેના પાદને;
સંતનો અગ્રણી, દ્વિજ, અંશ જાણે બ્રહ્મ તણો,
હતો એવો વાત્સ્યાયન વંશમાં કુબેર તે.

શ્રુતિ થકી શાન્ત થયાં સકલ કલુષ જેનાં,
પવિત્ર અધર જેના પુરોડાશ-સ્પર્શથી;
સ્મૃતિ-શાસ્ત્રમાં પ્રવીણ, સોમ-રસે સુવાસિત,
વસી એવે તેને મુખ સર્વદા સરસ્વતી.[૯]

અભ્યાસી સાહિત્ય કેરાં, શુક અને સારિકાઓ,
બેઠેલાં પંજરમાંહે રખે દોષ કાઢશે !
શંકા આણી એવી મન, પદે પદે શિશુજન,
ગાતા યજુઃસામ તણાં ગાનને તેને ગૃહે ![૧૦]

સ્વયંભૂ બ્રહ્માંડ થકી, શશિ ક્ષીર-સાગરેથી,
ઉપજ્યો ગરુડ જેમ વિનતાને પેટથી;
દ્વિજ સર્વ તણો પતિ અર્થપતિ નામે તેમ,
જનમ્યો તે વંશમાંહે વિખ્યાત કુબેરથી.

દિને દિને શિષ્યગણ નવા નવા તેની પાસ,
ઉપદેશ લેવા કાજ આવતા પ્રભાતમાં;
શ્રવણે લાગેલા તેઓ શોભતા અધિક જેમ,
શ્રવણે લાગેલાં શોભે પલ્લવ ચંદનનાં.[૧૧]

વિધાનથી સંપાદિત દાન વડે સુશોભિત,
દીપ્તિમાન મહાવીર થકી અધિષ્ઠિત જે,

---

૯. પેહેલી ત્રણ લીટીમાંનાં વિશેષણ 'મુખ' નાં છે. શ્રુતિ–વેદ–વેદાભ્યાસ. કલુષ=પાપ. પુરોડાશ–એક જાતનું બલિદાન. સોમ-રસ=સોમ નામની લતાનો રસ.

૧૦. તેના ઘરમાં પાળેલાં મેના અને પોપટ પણ નિત્ય સાહિત્ય શ્રવણ કીધાથી એટલાં પ્રવીણ થયેલાં હતાં કે વિદ્યાર્થીઓને પોતાનો પાઠ ગોખતાં તેઓ ચૂક કાઢશે એવી બ્હીક રહેતી હતી ! યજુઃસામ–યજુર્વેદ અને સામવેદ.

૧૧. શ્રવણે લાગેલા–શ્રવણ કરવા–સાંભળવા–માં વ્યગ્ર થયેલા ( શિષ્યો ). શ્રવણે લાગેલાં–કાને પહેરેલાં.

અગણિત એવા એવા, યૂપ કર, કરિ જેવા,
મહાયજ્ઞ થકી પામ્યો સુખે સુરલોક તે.[૧૨]
શ્રુતિ અને શાસ્ત્રતણી વાત સર્વ જાણનાર,
પુત્ર થયા મહાત્મા ને ઉત્તમ તેને બહુ;
સ્ફટિક-વિમલ હતો તેમાં ચિત્રભાનુ એક,
શોભતો કૈલાસ જેમ ભૂધર વિશે સહુ.[૧૩]
કલંકરહિત શશિ કલા સમ કાન્તિમાન,
નિર્મલ નૃસિંહ કેરા નખાંકુર જેવા જે;
ગુણ તે મહાત્મા તણા, પ્રસરી સુંદર, પેઠા,
રિપુઓના મનમાંહે કરી કરી માર્ગ તે,
દિશાને લલાટે વક્ર અલક સમાન શોભે,
ત્રયી-વધૂ-કર્ણ કેરા તમાલ-પલ્લવ જે;
એવો તેના યજ્ઞતણો ધૂમનો સમૂહ તેણે,
મલિન છતાંએ કીધા શ્વેત નિજ યશને.[૧૪]
હોમશ્રમે થઇ તેને સ્વેદ-જલ-કણિકા જે,
સરસ્વતી તણે કર-કમલે લ્હોવાઇ તો !
એવા તાત, ધોળ્યાં જેણે યશે સમ ભુવનને,
પામ્યો જન્મ તેના થકી પુત્ર બાણ નામે જે.
કુંઠિતપણું ન જેમાં કંઠ વિશે અસ્ત પામ્યું,
મહા મોહે મનના બની મલિન, અંધ, જે;
વૈદગ્ધ્ય-વિલાસ વણ મધ્યે રહી મુગ્ધ, એવી,
બુદ્ધિથી રચી આ તેણે કથા અદ્વિતીય જે.[૧૫]



---

૧૨. વિધાન-વિધિયુક્ત માર્ગ-પ્રમાણે દીધેલા દાન-દક્ષિણા-થી શોભતા યજ્ઞો; વિધાન=હાથીને માટે કરેલો લાડુ-આપવાથી નીકળતું દાન-મદ-જલ-તે વડે શોભતા-હાથી. દીપ્તિમાન્ મહાવીર-પ્રકાશતા અગ્નિ; શૂરા યોદ્ધાઓ. યૂપકર-યૂપ-યજ્ઞના પશુને બાંધવાનો સ્તંભ-તે રૂપી કર-હાથ-વાળા; યૂપ-યજ્ઞસ્તંભ-જેવા કર સુંઢવાળા. સુરલોક-સ્વર્ગ.

૧૩. સ્ફટિક વિમલ-સ્ફટિક મણિ જેવો વિમલ-શુદ્ધ (ચિત્રભાનુ); સ્ફટિક મણિને લીધે વિમલ (કૈલાસ). અથવા પેહેલો અર્થ બંનેને સમાન રીતે પણ લાગી શકશે.

૧૪. અલક-વાળની લટ. ત્રયી-વધૂ કર્ણ-ત્રયી રૂપી વહુનો કર્ણ-કાન. અલંકાર વિરોધ છે.

૧૫. કુંઠિતપણું-મંદપણું. વૈદગ્ધ્ય-વિલાસ=પાંડિત્યનો, અથવા તે રૂપી, વિલાસ.

અગણિત એવા એવા, યૂપ કર, કરિ જેવા,
મહાયજ્ઞ થકી પામ્યો સુખે સુરલોક તે.[૧૨]
શ્રુતિ અને શાસ્ત્રતણી વાત સર્વ જાણનાર,
પુત્ર થયા મહાત્મા ને ઉત્તમ તેને બહુ;
સ્ફટિક-વિમલ હતો તેમાં ચિત્રભાનુ એક,
શોભતો કૈલાસ જેમ ભૂધર વિશે સહુ.[૧૩]
કલંકરહિત શશિ કલા સમ કાન્તિમાન,
નિર્મલ નૃસિંહ કેરા નખાઙ્કુર જેવા જે;
ગુણ તે મહાત્મા તણા, પ્રસરી સુદૂર, પેઠા,
રિપુઓના મનમાંહિ કરી કરી માર્ગ તે,
દિશાને લ... અલક સમાન શોભે,
ત્રયી-વધ... ...માલ-પલ્લવ જે;
...સમૂહ તેણે,
...ને.[૧૪]



શુ...
૧...
મણિને લીધે વિમ...
શાકરી.
૧૪. અલક-વાળની
અલંકાર વિશેષ છે.
૧૫. કુંઠિતપણું-મંદપણું. વૈદગ્ધ્ય-ચ...
વિશ્વાસ.

[illegible] ઉદય પામતો હતો. મેરુ પર્વતની પેઠે તેની પાદચ્છા[illegible] પૃથ્વીના લોક આશ્રય લેતા હતા.[8] સર્વદા દાન કરવાથી દિગ્-ગજની પેઠે તેને[illegible] રહેતો હતો.[9] તે મહા આશ્ચર્યકારક કાર્ય સાધતો હતો. મ્હોટા મ્હોટા યજ્ઞ કરતે[illegible] શાસ્ત્રોનું તે દર્પણ હતો. સર્વ કલાઓનો તે ઉત્પન્ન-કર્તા હતો. સર્વ ગુણનું કુલ-ગૃહ હતો.

---

૧. મેખલા=સ્ત્રિયોની કેડ ઉપરનો કંદોરો. આવોજ વિચાર વાસવદત્તામાં છે—પૃ. ૧૨૫—**चतुरुदधिमेखलाया भुवो नायके शासति** વિ૦. ૨. ખંડિયા રાજાઓનું મંડલ. ૩. વિષ્ણુના હાથમાં ખરેખરાં શંખ—ચક્ર, અને આ રાજાના હાથમાં તેમનાં ચિહ્ન હતાં. ૪. શક્તિ=મહાદેવના પુત્ર કાર્તિકસ્વામીનું શસ્ત્ર; (બીજો અર્થ) સામર્થ્ય. 'શક્તિ' એ શબ્દ બંનેને સામાન્ય છે માટે તેમનો ઉપમાનોપમેય સંબંધ કહ્યો છે. આવા દ્વિઅર્થી (શ્લિષ્ટ) શબ્દ જ્યાં જ્યાં આવે ત્યાં ત્યાં એક અર્થ ઉપમાન સાથે અને બીજો ઉપમેય સાથે લેવો. ૫. બ્રહ્માએ રાજહંસોને—તે પક્ષિયોને, વિમાનમાં—રથમાં—જોડેલા; આ રાજાએ રાજહંસ—રાજાઓમાં હંસ જેવા (શ્રેષ્ઠ)—નું વિમાન—અપમાન—કર્યું હતું—અર્થાત્ તેમને તાબે કર્યા હતા. ૬. સમુદ્ર મથન કરતાં લક્ષ્મી નીકળેલી માટે તે તેનું પ્રસવસ્થાન. ૭. ગંગા ભગીરથે દર્શાવેલે માર્ગે સ્વર્ગમાંથી પૃથ્વીપર આવી હતી એ વાત પ્રસિદ્ધ છે; આ રાજા ભગીરથને અનુસરતો હતો—તેના જેવો રાજ્યનીતિ જાણનાર હતો. ૮ પાદ=પર્વતની નાની ટેકરીઓ; (રાજાના) ચરણ. ૯. દાન= હાથીના લમણામાંથી ઝરતો પ્રવાહી પદાર્થ—મદ; દ્રવ્ય વિ૦ આપવું તે. દિગ્ગજ= દિશાઓના પાલક આઠ હાથી ગણાય છે, તેમનાં નામ—ઐરાવત, પુણ્ડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક. કર=શુંઢ; હાથ.

કાવ્યામૃત-રસનું ઉત્પત્તિ સ્થાન હતો. **મિત્ર-મંડલનો** તે ઉદય-શૈલ હતો.[1] શત્રુઓનો નાશકારક કેતુ હતો.[2] સભાઓનું પ્રવર્તન કરનાર હતો. રસિક જનોનો આશ્રય હતો. ધનુષ્મન્તનો ગર્વ ઉતારનાર હતો. પરાક્રમી પુરુષોમાં મુખ્ય હતો. ચતુરનો શિરોમણિ હતો. ગરૂડની પેઠે **વિનત**[1] ને આનન્દ આપનાર હતો.[3] અને પૃથુરાજની પેઠે ધનુષની કોટિવડે એણે સર્વ **શત્રુ-કુલાચલને** દૂર ખસેડી મુક્યા હતા.[4]

પોતાના નામથીજ શત્રુઓના હૃદય તેણે ભેદી નાખ્યા હતા તથા એક **વિક્રમથીજ** પોતે સકલ ભુવનમાં વ્યાપ્ત હતો તેથી, નૃસિંહ રૂપનો આડંબર ધારણ કરનાર, તથા ત્રણ **વિક્રમથી** ત્રણ ભુવનોને ભયમાં નાખનાર વામનદેવને તે જાણે હસતો હતો.[5] ક્રુદ્ધ થયેલા હજારો ક્ષત્રપતિયોના સ્પર્શ રૂપી, દીર્ઘ કાળથી લાગતા કલંકને તેની ખડ્ગ ધારા રૂપી નિર્મલ જલમાં ધોતી ધોતી, રાજ લક્ષ્મી ઘણા વખત સુધી વસી હતી. તેના મનમાં ધર્મનો વાસ હતો, કોપમાં યમનો, અનુગ્રહમાં કુબેરનો, પ્રતાપમાં અગ્નિનો, હાથમાં પૃથ્વીનો, ચક્ષુમાં લક્ષ્મીનો, જીભમાં સરસ્વતીનો, મુખમાં ચન્દ્રનો, બળમાં પવનનો, બુદ્ધિમાં બૃહસ્પતિનો, રૂપમાં કામનો, અને તેજમાં સૂર્યનો વાસ હતો. તેથી તે વિશ્વરૂપ આકૃતિ પ્રકટ કરનાર સર્વદેવમય ભગવાન્ નારાયણ જેવો દેખાતો હતો. તે જ્યારે મદમત્ત હાથીઓના કુંભસ્થલ ભેદી નાખતો ત્યારે મ્હોટા મ્હોટા મોતીના દાણા જે ખડ્ગપર લાગતા હતા,[6] અને તેને લીધે, જાણે મુષ્ટિના દૃઢ આઘાતથી છુટેલા જલ બિન્દુઓથી છવાયેલું હોય એવું જે દેખાતું હતું તે ખડ્ગથી ખેંચાયલી, યોદ્ધાઓની ધાર જેવી છાતિયો[7] ઉપર આવેલા હજારો કવચના અંધકારમાં રહેનારી રાજ-લક્ષ્મી, હાથિયોનાં ગંડસ્થલમાંથી ગળતા મદ જલ રૂપી વર્ષાદના ઘોર અંધકારવાળી યુદ્ધ

---

૧ મિત્ર મંડલ—સૂર્ય-મંડલ દોસ્તદારો. ઉદય શૈલ—જેની પાછળ સૂર્ય ઉગે છે એવું મનાયલું છે તે પર્વત, ઉદય કરવાના સ્વભાવવાળો. ૨ કેતુ=પુચ્છલિયો તારો એ અશુભ સૂચક ગણાય છે. અસલના ગ્રીક લોક પણ તેમજ માનતા હતા —

> ' As the red comet, from Saturnius sent,
> ' To fright the nations with a dire portent
> ' A fatal sign &c '—Pope's Iliad B IV l 101—104

૩ ગરુડ, વિનતા—પોતાની માતા—ને આનંદ આપનો. આ રાજા વિનત—નમ્ર વિનયવાનને આનંદ આપતો. જુઓ વાસવદત્તા, પૃ. ૩૪—**તાર્ક્ષ્ય ઇવ વિનતાનન્દકર.** ૪ શત્રુ વિરુદ્ધકુળરૂપી પર્વત, તેમને રાજાએ દૂર કરેલા. શત્રુ અને કુલાચલ—કુલ પર્વત, તેમને પૃથુએ. મહેન્દ્ર, મલય સહ્ય, શક્તિમાન, ઋક્ષ, વિન્ધ્ય અને પારિયાત્ર એ સાત કુલ પર્વત કહેવાય છે, અને વેણના પુત્ર પૃથુએ પૃથ્વીને પર્વતોથી ભરેલી જોઇ તેમને ધનુષ્કોટિવડે ખસેડી મુકી ભૂમિને સરખી કરી હતી. એ કથા પુરાણમાં છે. ૫ વાસુદેવે નૃસિંહ અવતારમાં દીર્ઘ નખ વિગેરે વિકરાળ સ્વરૂપ ધારણ કરી શત્રુને ડરાવ્યા હતા. પણ રાજાકે તો માત્ર નામથીજ તેમના હૃદય ભેદ્યા હતા. માટે તે વાસુદેવને જાણે હસતો હતો. વળી વિષ્ણુએ વામન રૂપ ધર્યું હતું ત્યારે ત્રણ વિક્રમ (=પગલા) થી ત્રણ ભુવન ભરી દીધા હતા, પણ રાજાકે એક વિક્રમથીજ (અદ્વિતીય શૌર્યથીજ) આખી પૃથ્વી વ્યાપ્ત કીધી હતી. માટે તે વિષ્ણુથી જાણે ચઢતો હતો. ૬ આ કલ્પના સંસ્કૃત કવિયોમાં ઘણીજ સાધારણ છે. જુઓ વાસવદત્તા પૃષ્ઠ ૪૨—**નિશિતનારાચ-જર્જરિતમત્તમાતંગકુંભસ્થલવિગલિતમુક્તાફલનિકરદન્તુરિત** ૭ જુઓ [illegible]

રાત્રિયોમાં, અભિસારિકાની પેઠે વારંવાર તેની પાસે આવતી હતી.[1] તેના પ્રતાપનો અગ્નિ રિપુ-સ્ત્રિયોનાં હૃદયમાં પણ રહેલા તેમના પતિયોને બાળવાની જાણે ઇચ્છા રાખતો હોય તેમ, તે વિયોગિનીઓનાં પણ અંતઃકરણ બાળતો, રાત દિવસ પ્રકટજ હતો. સર્વ જગતનો જીતનાર રાજા શૂદ્રકે જ્યારે પૃથ્વીનું પાલન કરતો હતો ત્યારે પ્રજામાં, માત્ર ચિત્ર-કામમાંજ વર્ણ-સંકર થતા હતા;[2] કામ-ક્રીડામાંજ કેશ ખેંચાતા હતા;[3] કાવ્યોમાંજ દૃઢ બન્ધ હતા;[4] (લોકો) શાસ્ત્રમાંજ ચિન્તા રાખતા હતા;[5] સ્વપ્નમાંજ વિયોગ થતા હતા; છત્રમાંજ કનક દંડ હતા;[6] માત્ર ધ્વજાજ કંપતા હતા; ગીતમાંજ રાગ-વિલાસ દેખાતો હતો;[7] હાથિયોમાંજ મદ-વિકાર હતો;[8] ધનુષોમાંજ ગુણચ્છેદ થતા હતા;[9] બારિયોમાંજ જાલ-માર્ગ હતા;[10] કલંક, માત્ર ચંદ્રમાં, ખડ્ગમાં તથા કવચમાંજ હતુ;[11] પ્રેમ-કલહમાંજ દૂતનું કાર્ય પડતું હતું;[12] અને દ્યૂતમાંજ ગૃહો શૂન્ય થતાં હતાં.[13] વળી એ રાજાના સમયમાં ભય પરલોક તરફનુંજ હતું. ભંગ અંત-પુરની સ્ત્રિયોના વાળમાંજ હતો.[14] મુખરતા નૂપુરોમાંજ હતી.[15] કર-ગ્રહણ વિવાહ સમયેજ થતું હતું.[16] અશ્રુપાત, અહર્નિશ ચાલતા હોમાગ્નિના ધૂમને લીધેજ થતો હતો. ચાબુકો ઘોડાનેજ મારવામાં આવતી હતી.[17] અને ધનુષ્‌નો ટંકાર માત્ર કામદેવનોજ હતો.[18]

કલિ-કાળના ભયને લીધે એકત્ર આવીને વસેલા કૃત-યુગ જેવી, અને જાણે ત્રણે ભુવનની પ્રસવ-ભૂમિ હોય એવી વિસ્તીર્ણ વિદિશા[19] નામની નગરી એ રાજાની રાજધાની

---

શ્લોક ૩૪.—कपाटवक्षाः परिणद्धकन्धरः ।

૧. અભિસારિકા=પ્રીતમ પાસે રાતે છાની જનાર સ્ત્રી—અત્રે લક્ષ્મી જે યુદ્ધ-રૂપી રાત્રિમાં શૂદ્રકની પાસે સંચરતી હતી. ૨. વર્ણ-સંકર=વર્ણ—વિવિધ રંગ, તેમનો સંકર-સેળભેળ. અને વર્ણ=જાતિ, બ્રાહ્મણ વિ૦ તેમનો સેળભેળ. અર્થાત્ ત્યાં એક જાતિનો પુરૂષ બીજી જાતિની સ્ત્રીને પરણતો નહિ; માત્ર ચિત્રમાંજ બે વર્ણ ભેગા થતા હતા. ૩. અર્થાત્ દ્વંદ્વ વિગેરે યુદ્ધમાં નહિ ૪. બંધ=કાવ્યનું ગ્રથન; અને બંધીખાને પૂરવું. લોકોને બંધીવાન કરવાની ત્યાં જરૂર ન હતી. ૫. લોકો શાસ્ત્રનું ચિન્તન કરતા; બીજી સર્વ વસ્તુઓથી તૃપ્ત થયેલા માટે તેમની ચિન્તા કરતા નહિ. ૬. દંડ=છત્ર વિગેરેનો દાંડો; અને અપરાધી પાસેથી પૈસા લેવામાં આવે છે તે. લોકો સુજ્ઞ હોવાથી ત્યાં દંડ કરવાની જરૂર ન હતી. ૭. ગીતમાં રાગ ગવાતા હતા; પણ ક્રોધાદિ રાગ દ્વેષ જેવું કંઇ ન હતું. ૮. મદ-વિકાર=દાન: જુવો પૃષ્ઠ ૧ લું—ટી૦ ૯; (બીજે અર્થે) ગર્વ. ૯. ગુણ=દોરી; અને દયા, પરોપકાર વિ૦. છેદ=તૂટવું; અભાવ. જુઓ—" બલિહારી નૃપ-કૂપકુ બિન ગુણ બુંદ ન દેત. ૧૦. જાલમાર્ગ=જાળિયાં; જાલ—ગચ્છ પકડવાની—જે ત્યાં ન હતી. ૧૧. યુદ્ધ નહિ થવાથી ખડ્ગ ને કવચ કટાયાં હતાં—પરંતુ કુળમાં કે પુરૂષોના મનમાં કંઇ કલંક—પાપ વિ૦ ન હતું. ૧૨. યુદ્ધ-કાર્યમાં નહિ પણ સ્ત્રી પુરૂષના પ્રેમકલહમાંજ દૂત વા દૂતીઓ મોકલાતી હતી. ૧૩. ગૃહ=બાજી રમવામાં સોગઠાંનાં ઘર આવે છે તે; અને મનુષ્યના આવાસ; અર્થાત્ ત્યાં પુત્ર-પૌત્રાદિકનું સુખ હોવાને લીધે કોઇ ઘર શૂન્ય ન હતું. 'ગૃહ' સારુ જુઓ ભર્તૃહરિનું વૈ૦ શ૦ શ્લો૦ ૩૯—यत्रानेकाः क्वचिदपि गृहे तत्र तिष्ठत्य-थैकः વિ૦. ૧૪. ભંગ=વક્રતા; પલાયન—યુદ્ધાદિકમાંથી. ૧૫. મુખરતા=નૂપુરનો ખણખણાટ; મૂર્ખોનો લવારો. ૧૬. કર=હાથ; વેરો. ૧૭. અર્થાત્ ચોરાદિકને નહિ. ૧૮. સર્વ શત્રુઓના વિનાશને લીધે કોઇ ધનુષ લઇ સામો થાય તેમ ન હતું પણ માત્ર કામદેવજ ટંકાર કરતો હતો. ઉપરના પ્રત્યેક વાક્યમાં શ્રી દંડીએ કહેલો 'સનિયમ શ્લેષ' અલંકાર છે.—અર્થાત્ ટીકામાં બતાવ્યા પ્રમાણે શ્લિષ્ટ શબ્દો એક અર્થમાં, આપેલા શબ્દ જોડે લેવાના છે ને બીજા અર્થમાં, સંબંધવાળા કોઇ બીજા નહિ આપેલા શબ્દ જોડે લેવાના છે. ૧૯. મરુદિન પ્રાંતમાં હાલનું નામે ભિલ્સા દેશની રાજધાની.

હતી તેની ચારે પાસ વેત્રવતી નદી આવી રહેલી હતી જેની તરગમાળા સ્નાન કરતી માલવાની વિલાસિનીઓના સ્તન તટ ઉપર અથડાવાથી જર્જરિત થઇ ગઈ હતી સ્નાન કરવાને ઉતારેલા જય કુજરોના કુભ સ્થલ ઉપરના સિંદૂરવડે તે નદીનુ પાણી સધ્યા સમય જેવુ દેખાતુ હતુ અને તેના કિનારા મદ મત્ત કલહસ પક્ષિયોના કોલાહલને લીધે ગાજી રહ્યા હતા[1]

સમસ્ત ભુવન મડલને તે નરપતિયે વશ કર્યું હતુ તેથી રાજ્ય ચિન્તાના ભારમાથી તે મુક્ત થયેલો હતો દેશ દેશથી આવેલા અનેક રાજા પોતાના મુકુટવડે તેના ચરણની આરાધના કરતા હતા આખા ભુવનના ભારને પોતાના ભુજ ઉપર એક કકણની પેઠે તે રહેલાઇથી ધારી રહ્યો હતો બૃહસ્પતિને પણ બુદ્ધિ પ્રભાવમા હરાવે તેવા, વશપરપરથી ચાલતા આવતા વારવાર નીતિ-શાસ્ત્રનુ અધ્યયન કરવાથી નિર્મલ થયેલા મનવાળા નિર્લોભી, તેજસ્વી અને વાહ્લા પ્રધાનો તેની સેવામા હાજર હતા પોતાના જેટલીજ વય વિદ્યા અને અલકારવાળા અનેક ક્ષત્રિય રાજ કુલમા ઉત્પન્ન થયેલા, સર્વ કલાઓના અભ્યાસથી તીક્ષ્ણ થયેલી બુદ્ધિ વાળા, અતિ સુભગ કાળને જાણનારા, પ્રતાપવડે અનુરક્ત હૃદયવાળા, સભ્ય પરિહાસમા કુશળ મનના ભાવ અને (બાહ્ય) આકાર સમજનારા, કાવ્ય-નાટક કથા લેખન-વ્યાખ્યાનાદિ ક્રિયાઓમા નિપુણ અને અતિ કઠિન તથા જાડા ખભા સાથળ તથા હાથવાળા રાજપુત્રો, જેઓએ સિંહના બચ્ચાંની પેઠે વારંવાર રિપુઓના મદ મત્ત હાથીઓના કુભસ્થલ ભેદી નાખ્યા હતા, જેઓ શૌર્ય પ્રકાશ કરવામાજ આનદ માનતા છતા વિનયથી વર્તતા હતા અને જેઓ પોતાના જાણે પ્રતિબિમ્બ હતા, તેવા (રાજપુત્રો) ની સાથે રમતા ગમતા, તે નૃપતિયે પોતાની યુવાવસ્થા દીર્ઘ કાળસુધી સુખમા ગુજારી પણ જય મેળવવાની મ્હોટી ઇચ્છાને લીધે તથા પોતાના અતિશય સત્વને લીધે તે, સ્ત્રીજાતિને તૃણ જેવી હલકી ગણતો હતો અને જો કે તે યુવાવસ્થામા હતો, રૂપવાન્ હતો અને સતાનની પ્રધાનો તેની પાસેથી આશા રાખતા હતા તોપણ કામક્રીડા ઉપર તેને મ્હોટુ દ્વેષ જેવુ હતુ રૂપ અને વિલાસમા રતિના પણ હાવભાવને હાંકી નાખે એવી લાવણ્યવાળી વિનયવાળી, કુલીન, અને મનોહર કામિનીઓ તેના અત પુરમા હતી તે છતા પણ એ રાજા કદાચિત્ સગીત-વિદ્યા શીખવામા[2] જ્યા વારવાર તેના હસ્તનુ રત્નમય કકણ હિંદોળા ખાતુ હતુ ધુધરિયો અથડાવાથી થતા કપને લીધે તેના મણિમય કર્ણ ભૂષણનો ઝણઝણાટ થતો હતો, અને તે પોતેજ મૃદગ વગાડતો હતો, કદાચિત્ અસખ્ય

---

૧ આ વિદિશા તથા વેત્રવતીનુ વર્ણન મહાકવિ કાલિદાસના મેઘદૂતમા પણ આવે છે જુઓ શ્લોક ૨૪-૨૫, રા. કીલાભાઇકૃત ગુજરાતી ભાષાન્તર

*        *        *        *

‘ હસો રે તા કઇ દિવસ ત્યા શોભી રહેશે દશાર્ણો  
તેની વિશ્વે વિદિત વિદિશા છે રૂડી રાજધાની  
ત્યા કામીને રૂચતી રસની માણશો મોજ મોંઘી  
તીરે ગર્જી મૃદુ વિલસતી ભ્રૂસમી ઉર્મિવાળું  
પીજો મીઠું અધર રસશું વારિ વેત્રાવતીનું ’

૨ આ વિગેરે સામી વિભક્તિરોનો સબધ, વાક્યને છેડે આવેલા— "દિવસ ગાળતો હતો સન્તો તાપ સેવાનો ૭

બાણોના વર્ષાદથી વનને શૂન્ય કરી મુકતો મૃગયા વ્યાપારમાં; કોઇક વાર વિદ્વાન્ પુરુષોની સભા કરીને, કાવ્ય-પ્રબંધ રચવામાં; કોઇ વાર શાસ્ત્ર-કથામાં; કોઈ વાર આખ્યાનક, આખ્યાયિકા,[1] ઇતિહાસ અને પુરાણના શ્રવણમાં; કોઇ વાર ચિત્ર-વિનોદમાં; કોઇ વાર વીણા વગાડવામાં; કોઇ વાર દર્શને આવેલા મુનિજનના ચરણની સેવા કરવામાં, અને કોઈ વાર અક્ષરચ્યુતક, માત્રાચ્યુતક, બિન્દુમતિ, ગૂઢ-ચતુર્થ-પાદ અને પ્રહેલિકાઓ[2] કરવા કરાવવામાં, સ્ત્રી-સંભોગથી થતા સુખમાં મન નહિ ઘાલતાં, આખો દિવસ મિત્રોની સાથે ગાળતો હતો. જેવી રીતે દિવસ, તેવીજ રીતે રાત પણ, વિવિધ ક્રીડા તથા પરિહાસ કરવામાં ચતુર, પોતાના મિત્રો સાથે તે વીતાડતો હતો.

એક દિવસ, નવાં કમલ-પત્રના સંપુટને ભેદનાર, ભગવાન્ સૂર્ય દેવતા ઉગ્યા પછી થોડી વારે જ્યારે રતાશ જરા જરા ઓછી થવા માંડી હતી ત્યારે, સ્ત્રીજનને અયોગ્ય ખડ્ગ ડાબી બાજુએ ધારણ કરવાથી, જાણે નાગ-યુક્ત ચંદન-લતા હોય તેવી બ્હીઆમણી તેમજ રમણીય આકૃતિવાળી[3],—જાડા ચંદન-લેપ વડે સ્તન-તટ ધોળાં થવાથી, ઉપર તરી આવતાં ઐરાવત હાથીનાં કુંભ-સ્થલ સહિત સ્વર્ગ-ગંગા હોય તેવી દેખાતી,—રાજાઓના મુકુટ-મણિમાં પડેલાં પોતાનાં પ્રતિબિમ્બના આકારમાં, જાણે માથે ચઢાવેલી શૂદ્રક રાજાની આજ્ઞા હોય તેવી શોભતી[4]—શરદ્‌ની સમાન કલહંસ જેવા ધોળા **અંબરવાળી**[5],—પરશુરામના પરશુની ધારની પેઠે સકલ રાજ-મંડલને વશ કરનારી,[6]—વિન્ધ્યાચલની વન-ભૂમિ જેવી **વેત્રલતા** સમેત,[7]—અને શરીર ધારણ કરીને આવેલી રાજ-કુલ દેવતા જેવી—પ્રતિહારી, સભા-મંડપમાં બેઠેલા નૃપતિની પાસે આવી, પોતાનાં ઢીંચણ તથા હાથ ભૂમિ ઉપર મુકી વિનય સાથે બોલી કે:— રાજાજી! કોપાયમાન થયેલા ઇન્દ્રના હુંકારથી નીચે પડેલી, સ્વર્ગમાં જતા ત્રિશંકુ રાજાની રાજ્યલક્ષ્મી જેવી,[8] દક્ષિણ દિશામાંથી આવી દરવાજે ઉભેલી એક ચંડાલ-કન્યા; કોઈ પોપટને પાંજરામાં ઘાલીને લાવી છે અને દેવને અરજ કરે છે કે:—સમુદ્રના જેવા, ભુવન-તલ ઉપરનાં સર્વ રત્નોના આપ એક ભંડાર છો, અને મ્હારો આશ્ચર્યકારક પોપટ અખિલ ભુવનનું એક રત્ન છે એમ જાણી, આપના દર્શન-સુખના અભિલાષથી, દેવ-ચરણ પાસે તે પક્ષીને લઇને હું

---

૧. વર્તમાન વિષયની કથા તે આખ્યાન; પ્રાચીન કથા તે આખ્યાયિકા—**आख्यायिका पुरावृत्तमाख्यानं सांप्रतं च तत्।** ૨. આ બધા, સંસ્કૃત કાવ્યોમાં વપરાતા શબ્દાલંકારના ભેદ છે. ૩. અહિંથી શરૂ થતાં વિશેષણો, આગળ આવતી ‘પ્રતિહારી’ સાથે જોડવાં. ૪. અહિં અપહ્નુતિ અને ઉત્પ્રેક્ષા એ બે અલંકારોનો સંકર છે. કોઇ વસ્તુનું ખરૂં રૂપ છુપાવીને તેને બીજુંજ રૂપ આપવું તે અપહ્નુતિ. અંત્ર પ્રતિહારીનાં પ્રતિબિમ્બને ‘પ્રતિબિમ્બ’ નહિ પણ ‘શૂદ્રકની આજ્ઞા કહી માટે તેના ખરા રૂપનો અપહ્નવ થયો. જાણે ‘માથે ચિ૦’ એ ઉત્પ્રેક્ષા છે. ૫. અંબર=વસ્ત્ર અને આકાશ. ૬. પરશુરામે સર્વ ક્ષત્રિય કુલનો નાશ કરી દીધો હતો. ૭. વેત્રલતા=નેતરના છોડ; અને પ્રતિહારી વિગેરેના હાથમાં હોય છે તે છડી. ૮. એવી કથા છે કે, અયોધ્યાના રાજા ત્રિશંકુને જ્યારે વિશ્વામિત્ર ઋષિયે વસિષ્ઠ ઋષિની ઇચ્છા ઉપરાંત પોતાના પ્રભાવથી સ્વર્ગમાં મોકલ્યો ત્યારે ત્યાંથી ઇન્દ્રાદિક દેવોએ તેને ત્યાં ન આવવા દેવો એવો નિશ્ચય કરી ભૂમિ ઉપર પાછો નાંખી દીધો. પરન્તુ નીચેથી ઋષિનું વચન સ્વર્ગમાં મોકલવાનું, ને દેવોનું નહિ લેવાનું, એમ બે વિરુદ્ધ મતને લીધે તે અંતરીક્ષમાં લટકી રહ્યો. તેથીજ હાલ કહેવત જેવું ચાલે છે કે ‘ त्रिशंकुरिवान्तराले तिष्ठ. ’

આવીછું—હવે દેવની શી ઇચ્છા છે?—પ્રતિહારી બોલી રહ્યા પછી રાજાને પણ જિજ્ઞાસા ઉત્પન્ન થઈ તેથી, પાસે બેઠેલા સર્વે નૃપોનાં મુખ તરફ દૃષ્ટિ ફેરવીને તેણે આજ્ઞા કીધી કે—શો દોષ છે? એને અંદર આવવા દો.

રાજાનું વચન સાંભળી, પ્રતિહારીએ ઉઠીને તે ચંડાલ-કન્યાને ત્યાં દાખલ કરી. પ્રવેશ કરતાંજ તેણે, હજારો નૃપતિની મધ્યે વિરાજમાન હોવાને લીધે, વજ્રના ભયથી[1] ભેગા મળેલા કુલ-પર્વતોની વચમાં જાણે મેરુ બેઠો હોય,—અને અનેક રત્નાભૂષણની કિરણ-જાલમાં તેનાં અવયવ ઢંકાઈ જવાથી, હજારો ઇન્દ્ર-ધનુષથી છવાઈ ગયેલી આઠે દિશાઓવાળો જાણે વર્ષા-ઋતુનો દિવસ હોય એવો શૂદ્રક રાજા જોયો. મ્હોટા મ્હોટાં મોતીના છડા જેને લટકાવેલા હતા, જેના ચાર મણિ-સ્તંભ સોનાની સાંકળોથી બાંધેલા હતા, અને જે સ્વર્ગ-ગંગાના ફીણ જેવો ધોળો હતો, તે વસ્ત્રના નાના મંડપની નીચે બિછાવેલા ચંદ્ર-મણિના નાના પલંગપર તે બેઠેલો હતો. કનક-દંડવાળાં ચામરો તેને ઉરાડાતાં હતાં. ડુંગે સુધી પ્રસરતા કિરણવાળા તેના મુખની કાન્તિથી પરાભવ પામીને પગે પડેલો જાણે ચંદ્ર હોય તેવા, સ્ફટિક-મણિના બાજઠ ઉપર પોતાનો ડાબો પગ તેણે મુક્યો હતો. ઇન્દ્ર-મણિમય ભૂમિના તેજઃસ્પર્શને લીધે જરા શ્યામ પડવાથી, વશ થયેલા શત્રુઓના નિશ્વાસવડે જાણે મલિન થયા હોય એવા, તેના ચરણ-નખ-માંથી પ્રસરતા કિરણોથી તે શોભતો હતો. આસનમાં જળકી રહેલા પદ્મરાગ મણિના કિરણથી તેની બે જાંઘો રાતી થઇ ગઈ હતી તેથી તે, થોડા કાળ પહેલાં ચગદી નાંખેલા મધુ-કૈટભના[2] રુધિરથી લાલ થયેલી જાંઘોવાળા હરિના જેવો વિરાજતો હતો. તેણે પેહેરેલાં, અમૃતના ફીણ જેવાં ધોળાં, બે વસ્ત્રની કોરો ઉપર ગોરા ચંદનથી હંસપક્ષીનાં જોડાં ચિત્રેલાં હતાં, અને તેમના છેડા ચામરના પવનથી ઉડતા હતા. બહુ સુગંધી ચંદન-રસના લેપથી તેની છાતી ગોરી થયેલી હતી, અને તેના ઉપર તેણે કેશરની અર્ચા કીધેલી હતી તેથી, પ્રાતઃકાળના સૂર્યનો તડકો જેના ઉપર વચ્ચે વચ્ચે પડેલો છે એવા કૈલાસ પર્વત જેવો તે શોભતો હતો. તેના મુખને બીજો ચંદ્ર ધારીને જાણે (આકાશમાંથી) નક્ષત્ર-માલા આવી હોય એવી તેની મોતીની માળાએ તેના મુખની આજુબાજુ ગોળ પ્રકાશ પાડેલો હતો.[3] અતિ ચપલ રાજ્ય-લક્ષ્મીને બાંધવાની સાંકળોની કડીઓની શંકા કરાવતા, અને ચંદન રસની સુગંધથી લોભાઇને આવેલા બે સર્પ હોય તેવા દેખાતા બે બાજુબંધ તેણે હાથે બાંધ્યા હતા. તેનું કર્ણ-કમલ જરા લટકતું હતું. તેની નાસિકા ઉંચી હતી. ખીલેલાં શ્વેત કમલ જેવાં તેનાં લોચન હતાં. નિર્મલ સુવર્ણના પટ્ટ જેવું વિશાલ, અષ્ટમીના નાના ચંદ્રના આકારનું, તથા સકલ ભુવનના રાજ્યા-ભિષેક-જલથી પવિત્ર થયેલુ તેનું કપાળ હતું, તેમાં બે ભમરોની વચ્ચે રુવાંટી ઉગેલી હતી.[4] સુગંધી માલતી કુસુમનો તેણે શેખર[5] પેહેર્યો હતો, તેથી શિખર ઉપર સવારમાં પથરાયેલા

---

૧. ઇન્દ્રે જ્યારે વજ્રથી પર્વતોની પાંખો કાપવા માંડી હતી ત્યારે. ૨. મધુ ને કૈટભ એ બે રાક્ષસો હતા તેમને વિષ્ણુએ હણ્યા હતા. ૩. આને મળતો વિચાર નીચેના શ્લોકમાં છે.—

राजचंद्रं समालोक्य त्वां तु भूतलमागतम् ।
रत्नश्रेणिमिषान्मन्ये नक्षत्राण्यभ्युपागमन् ॥ सु. र. भां.

૪. આ એક મહાપુરૂષ લક્ષણ છે. ૫. માથે પહેરવાનો હાર.

તારાઓ સહિત પશ્ચિમાચલ હોય તેવો તે શોભતો હતો. આભૂષણના પ્રકાશથી તેનાં સર્વ અંગ પીળાં થયાં હતાં તેથી તે મહાદેવના (લોચનમાંથી નીકળેલા) અગ્નિથી બળતા કામદેવ જેવો દેખાતો હતો. તેની આજુબાજુ, સેવાને અર્થે આવેલી દિશાઓરૂપી સ્ત્રિયો જેવી, ગણિકાઓ ઉભેલી હતી. સ્વચ્છ મણિમય ભૂમિમાં તેનું પ્રતિબિમ્બ પડેલું હતું તેથી પૃથ્વીએ જાણે પોતાના પતિને પ્રેમથી હૃદયમાં લીધો હોય તેમ ભાસતું હતું. સર્વ જનોએ ભોગવેલી, તથાપિ **અસાધારણ** રાજલક્ષ્મીએ તેને આલિંગન દીધું હતું.[1] પરિવાર અસંખ્ય છતાં પણ તે **અદ્વિતીય** હતો.[2] અગણિત હાથી અને ઘોડાઓનું સાધન છતાં પણ માત્ર ખડ્ગ તેના સાહાય્યમાં હતું.[3] તે એકજ સ્થળમાં બેઠેલો છતાં આખી પૃથ્વી તેનાથી વ્યાપ્ત હતી.[4] આસન ઉપર છતાં તે ધનુષ્યમાં સ્થિતિ કરતો હતો.[5] સર્વ શત્રુઓ રૂપી ઈંધનને બાળી નાંખ્યા છતાં પણ તેના પ્રતાપનો અગ્નિ બળ્યાં કરતો હતો.[6] તેને **લોચન** દીર્ઘ છતાં પણ તે **સૂક્ષ્મ** જોઈ શકતો હતો.[7] મ્હોટા **દોષ** છતાં પણ તે સર્વ ગુણનો ભંડાર હતો.[8] તે **કુ-પતિ** હતો તોપણ તેની સર્વ સ્ત્રિયોને પ્રિય હતો.[9] અહર્નિશ **દાન** કરવા છતાં પણ તેનામાં **મદ-વિકાર** ન હતો.[10] તેનો સ્વભાવ અતિ શુદ્ધ હતો તોપણ તે કૃષ્ણ-ચરિત કરતો હતો[11] અને કર વિના પણ તેના હાથમાં સર્વ પૃથ્વી આવી રહી હતી.

દૂરથીજ રાજાને તે ચંડાલ કન્યાએ જોયો કે તરતજ તેણે, હાલતાં રત્ન-કંકણવાળા અને રક્ત કમલપત્ર જેવા કોમલ પોતાના હાથથી, અગ્ર-ભાગ જેનો જર્જરિત થઈ ગયો હતો તેવી વાંસની લાકડી લઈને, રાજાનું ધ્યાન પોતાના તરફ ખેંચવા સારૂ, જમીન ઉપર એક વાર પછાડી; અને તરતજ તાલ શબ્દથી જેમ વન-ગજો ચમકે, તેમ આ વાંસની લાકડીના અવાજથી સર્વ નૃપતિ-મંડલે, એકદમ, પૃથ્વી-પતિના તરફથી અકસ્માત્ દૃષ્ટિ ફેરવી, મ્હોં વાંકુ વાળીને તેની તરફ જોયું.

પ્રતિહારીએ દૂરથી તેને—જો—એટલું કહી રાજાને બતાવી ત્યારે રાજાએ તે નવ-યૌવનમાં આવેલી, અતિશય સુન્દર આકૃતિવાળી કન્યાને, એક પળ પણ આંખ મીંચ્યા શિવાય નિહાળીને જોઇ. તેની આગળ આર્ય વેષ અને ધોળાં વસ્ત્રવાળો એક પુરૂષ ઉભેલો હતો, તેના માથાના વાળ વૃદ્ધાવસ્થાને લીધે ધોળા થઈ ગયેલા હતા; રક્ત કમલ જેવા તેના ચક્ષુના ખુણા હતા; વારંવાર કસરત કરવાથી તેના શરીરના બંધ યુવાવસ્થા જતી રહેલી છતાં પણ શિથિલ

---

૧. અહિયાં અને નીચે વિરોધાલંકાર છે. જ્યાં ખરો વિરોધ ન હોય તે છતાં પણ વિરોધનો આભાસ થાય તે વિરોધાલંકાર. જે વસ્તુ સર્વોપયોગી હોય તે અસાધારણ ન કહેવાય, પણ તેને તેવી કહી એ વિરોધ થયો. તેનો પરિહાર કરતાં અસાધારણનો અર્થ—અદ્ભુત, મ્હોટી, લેવો. આમ નીચે પણ સમજવું. ૨. એકલો હતો; અર્થાત્ તેના સમાન બીજો કોઈ ન હતો. ૩. સાધન=લશ્કર; બહુ લશ્કર છતાં સાહાય્યમાં માત્ર ખડ્ગ જ, એ વિરોધ શમાવતાં એવો અર્થ લેવો કે એકલા ખડ્ગથીજ તે વિજય મેળવતો હતો. ૪. અર્થાત્ તેના પ્રભાવથી તે સર્વવ્યાપી હતો. ૫. એટલે કે ધનુષ્યમાં તે આસક્ત હતો. ૬. અત્ર ‘વિભાવના’ અલંકાર છે. કારણ વિના પણ જ્યાં કાર્યની ઉત્પત્તિ થાય ત્યાં ‘વિભાવના’ અહીં બળતણ રૂપ કારણ શિવાય પણ અગ્નિનું બળવા રૂપી કાર્ય થતું હતું માટે ‘વિભાવના.’—મમ્મટ. ૭. લોચન=આંખો; જ્ઞાન. સૂક્ષ્મ=થોડું; ઝીણું. ૮. દોષ=અવગુણ; હાથ. ૯. કુપતિ=કુ—નિન્દિત—ખરાબ અને કુ—પૃથ્વી—તેનો પતિ. ૧૦. દાન અને મદના અર્થ સાર જુઓ પૃષ્ઠ ૧લું ટી. ૯ મી. ૧૧. કૃષ્ણ—ચરિત—કા

પડી ગયા ન હતા; ને ચંડાલ જાતિનો છતાં પણ તેની આકૃતિ અતિ ક્રૂર ન હતી. તે કન્યાની પછવાડે એક ચંડાલ જાતિનો છોકરો, જેના કાક-પક્ષ[1] વારવાર હાલ્યાં કરતા હતા તે સોનાની સળીઓનું બનાવેલું, તથાપિ અંદર બેઠેલા પોપટની પ્રભાથી જાણે મરકત મણિનું બનાવેલું હોય તેમ કાળાશ મારતું પાંજરૂં લેઈને ઉભો હતો. તે કન્યાના સ્યામ રંગને લીધે, દૈત્યોએ લઈ લીધેલા અમૃતનું હરણ કરવાને માયાથી મોહિની-રૂપ ધારણ કરનાર વિષ્ણુના જેવી તે દેખાતી હતી; તથા ગમન-શક્તિવાળી જાણે ઇન્દ્ર-મણિની પૂતળી હોય એમ લાગતી હતી. પગની ઘુંટી સુધી પહોચના ભુરા બદનથી તેનું શરીર ઢંકાયેલું હતું. અને ઉપર તેણે રાતા વસ્ત્રનું આચ્છાદન નાંખ્યું હતું; તેથી સંધ્યાકાળના સૂર્ય-કિરણ જેના ઉપર પડેલા હોય એવી નીલ-કમલની જાણે તે એક ભૂમિ હતી. એક કાને પહેરેલા દન્ત-પત્રની[2] પ્રભાથી તેના ગાલ ગોરા દેખાતા હતા; માટે ઉગતા ચન્દ્રબિમ્બના કિરણથી વ્યાપેલા મુખવાળી જાણે તે રાત્રિ હતી. આછા પીળા રંગના ગોરાચદનથી, તિલક રૂપી એણે ત્રીજું નેત્ર બનાવેલું હતું તેથી, મહાદેવે રચેલા વેશ પ્રમાણેજ ભીલડીનો વેશ ધારણ કરનાર. તે જાણે પાર્વતી હતી. વિષ્ણુની છાતીમાં વસવાથી આવેલી તેમની દેહ-પ્રભાને લીધે કાળી પડેલી જાણે તે સાક્ષાત્ લક્ષ્મીજ હતી. કોપાયમાન થયેલા મહાદેવના અગ્નિથી બળતા કામદેવના ધૂમથી મલિન થયેલી જાણે તે રતિ હતી. કામાવેશમાં આવેલા બળરામજીના હળથી ઘસડાઈ જવાના ભયને લીધે નાઠેલી જાણે તે યમુના હતી.[3] ઘણા જાડા અને પિંડ જેવા અલકતક રસના[4] રંગ રૂપી તેના ચરણ-કમળને આવેલા પલ્લવને લીધે તે, તરત મારેલા મહિષાસુરના રુધિરથી રાતા થયેલા પગવાળી જાણે દુર્ગા દેવી હતી. રાતી અંગુલિ-પ્રભાથી તેના નખના (કિરણ) પણ રાતા થયેલા હતા. અતિ કઠિન મણિમય ભૂમિનો સ્પર્શ અસહ્ય હોવાથી ભૂમિ ઉપર જાણે તે પલ્લવના કકડા મુકીને ચાલતી હતી.[5] તેના નૂપુર-મણિમાંથી પ્રસરતા આછા પીળા રંગના પ્રકાશથી તેનું શરીર રંગાયેલું હતું તેથી ભગવાન્ અગ્નિ દેવતાએ, માત્ર તેની કાન્તિનો.જ પક્ષપાત કરી પ્રજાપતિની આજ્ઞા લોપી, તે (નીચ) જાતિને પવિત્ર કરવાને જાણે તેના શરીરને આલિંગન દીધું હતું! તેની કેડે, કામદેવ રૂપી હાથીના મસ્તક ઉપરની નક્ષત્ર-માલા જેવી[6] તથા રોમ-રાજિ[7] રૂપી લતાની આસપાસના ક્યારા જેવી, મેખલાની સેર આવી રહી હતી. તેના ગળામાં, તેને યમુના નદી જાણીને જાણે ગંગાજી મળવા આવ્યાં હોય તેવી, મ્હોટાં મ્હોટાં મોતીની, સ્વચ્છ માળા તેણે પેહેરેલી હતી. શરદની સમાન તેનાં કમલ-નયન પ્રફુલ્લ હતાં.[8] વર્ષાઋતુની પેઠે તેના કેશ ઘન હતા.[9] મલયાચલની મેખલા હોય તેમ તેણે ચંદન-પલ્લવનાં આભરણ પેહેરેલાં હતાં.[10]

---

કર્મે અને કૃષ્ણના જેવાં કૃત્ય.

૧. કાક-પક્ષ-કાનઝુરિયાં. ૨. દન્તપત્ર=દાંતાવાળું કર્ણભૂષણ. ૩. બળરામે મદ્યપાન કર્યા પછી ક્રીડાની ઇચ્છાથી યમુનાની યાચના કરી ત્યારે તેણે એમનો અનાદર કર્યો તેથી બળદેવજીએ એને પોતાના હળથી ખેંચી હતી એ કથા ભાગવતના દશમ સ્કંધમાં છે. આ બધી ઉત્પ્રેક્ષાઓ ચંડાલ-કન્યાની શ્યામતા ઉપરથી કાઢેલી છે. ૪. અળતો. ૫. એના નખમાંથી પ્રસરતા રાતા કિરણ પલ્લવના કકડાનો આકાર કરતા. ૬. નક્ષત્રમાલા=હાથીના માથા ઉપરની ૨૭ મોતીની માલા. ૭. રૂવાંટી. ૮. અહિંથી શ્લેષ ને ઉપમા અલંકારનો સંકર શરૂ થાય છે. કમલનયન=કમલ રૂપી નયન—શરદનાં; કમળ જેવાં—કન્યાનાં. ૯. ઘન=વાદળ, નિરંતર ભરેલા.—૧૦. મેખલા=પર્વતનો મધ્ય ભાગ—તેને પલ્લવરૂપી આભરણ; અને આ કન્યાને પલ્લવનું બનાવેલું આભૂષણ.

નક્ષત્ર-માલાની પેઠે તે [વિ] **ચિત્ર શ્રવણાભરણથી** શણગારેલી હતી;[૧] લક્ષ્મીની પેઠે તેના હાથમાં કમલની શોભા હતી.[૨] મૂર્છાના જેવી તે મનને હરી લેતી હતી. વનભૂમિના જેવી તે રૂપ-સંપન્ન હતી.[૩] દેવાઙ્ગનાના જેવી તે **અકુલીન** હતી.[૪] નિદ્રાની પેઠે તે નેત્રનું આકર્ષણ કરતી હતી. વન-કમલિનીનાં જેવી તે **માતંગ-કુલથી** દૂષિત થયેલી હતી.[૫] તેને કોઇ સ્પર્શ કરી શકે નહિ માટે તે જાણે નિરાકાર હતી. તેનું માત્ર દર્શનજ થઈ શકતું માટે તે જાણે ચિત્રેલી હતી. ચૈત્ર માસની પુષ્પ-સમૃદ્ધિની પેઠે તે **વિજાતિ** હતી.[૬] કામદેવના પુષ્પ-ધનુષની દોરીની પેઠે તેનો **મધ્ય** મુઠીમાં આવે તેવો હતો. અને કુબેર રાજાની લક્ષ્મીના જેવી તે **અલક [।] શોભિત** હતી.[૭]

તેને જોઇને મહીપતિને વિસ્મય ઉત્પન્ન થયો અને તેના મનમાં વિચાર આવ્યો કે:—અહો! જગતકર્તાનો રૂપ અર્પણ કરવાનો (આ) પ્રયત્ન કેવો અયોગ્ય સ્થાને છે! જ્યારે એને સર્વે રૂપવાળી વસ્તુઓને હસી કાઢે એવી કાન્તિ આપીને ઉત્પન્ન કરી, ત્યારે જે કુળમાં સ્પર્શ અથવા સંભોગનું સુખ ન મળે તેવા કુળમાં શું કરવા જન્મ આપ્યો! હું તો એમ ધારું છું કે ચંડાલ જાતિને સ્પર્શ કરવાથી થતા દોષના ભયથી બ્રહ્માએ એને અડક્યા સિવાય ઘડી છે. નહિ તો આટલું બધું લાવણ્ય ક્યાંથી હોય! હાથના સ્પર્શથી દબાણ ચપાયેલા અવયવોની આવી કાન્તિ કદી પણ ન હોય. સર્વથા ધિક્કાર છે પ્રજાપતિને કે એણે આવો અઘટિત સંયોગ કર્યો:—આવી મનોહર મૂર્તિને પણ દુષ્ટ કુળમાં જન્મ આપ્યો! એથી કરીને આ, સ્વર્ગલક્ષ્મીની પેઠે અનિરમણીય છતાં પણ **મુરત [।] નિન્દાને** લીધે સર્વદા ખેદ પમાડે છે.[૮]

આવી રીતે રાજા વિચારમાં પડ્યો હતો એવામાંજ તે કન્યાએ, નવા લતાના પાનાં જેવાં પલ્લવ રૂપી આભૂષણ સહિત, એક પ્રૌઢ સ્ત્રીની પેઠે તેને પ્રણામ કર્યો. પ્રણામ કરીને તે નીચે મણિભૂમિ ઉપર બેઠી કે તરતજ, પેલા (વૃદ્ધ) પુરુષે પાંજરા સાથેજ પોપટને લઇને, જરા આગળ આવી, રાજાની પાસે તેને મુકીને કહ્યું કે—દેવ! આ પોપટ સર્વ શાસ્ત્રાર્થ કરી શકે છે; રાજનીતિના પ્રયોગમાં કુશલ છે; પુરાણ, ઇતિહાસ આદિ કથા કહેવામાં નિપુણ છે; ગાયનની શ્રુતિઓ[૯] સમજે છે; કાવ્ય, નાટક, આખ્યાયિકા, આખ્યાનક વિગેરે અનેક સુભાષિત શીખેલો છે, અને પોતે પણ બનાવે છે; પરિહાસમાં પાકો છે; વીણા, વેણુ, મૃદંગ વિગેરે વાદિત્રોનો અદ્વિતીય શ્રોતા છે; નૃત્ય-પ્રયોગ જોવામાં નિપુણ છે; ચિત્રકર્મમાં ચતુર છે; દ્યૂત રમવાના

દિનવ્યાપનને અન્તે આગતાને પોતાની તામ્બૂલવાહિનીને આજ્ઞા કરી, કેટલાક અતિપ્રિય રાજપુત્રો સાથે, નરપતિએ મન્દિરમાં પ્રવેશ કર્યો ત્યાં સર્વ આભરણ ઉતારી, કિરણોથી વિમુક્ત સૂર્ય જેવો, તથા ચન્દ્ર અને તારાગણ વિનાના આકાશ જેવો તે, કસરતને યોગ્ય સાધનથી ભરેલી કસરતશાળામાં ગયો ત્યાં સમાન વયના રાજપુત્રો સાથે તેણે થોડી થોડી કસરત કરી તેના શ્રમને લીધે ઉત્પન્ન થતા સ્વેદજલબિન્દુ—જે ગાલ ઉપર, થોડે થોડે પડતી ધોળા સિન્દુવાર પુષ્પની મંજરી જેવા શોભતા હતા છાતી ઉપર, નિર્દય કસરતના શ્રમથી તુટેલા હારમાંથી પડતા મોતીના રંગ જેવા દેખાતા હતા ને કપાળમાં, અષ્ટમીના ચન્દ્ર ઉપર પ્રકાશતા અમૃતબિન્દુઓને હરાવે એવા લાગતા હતા —તે બિન્દુઓથી તેનું શરીર અલંકૃત થયું પછી—સ્નાનની સામગ્રી કરવાની જગામાં આમ તેમ આગળ દોડતા સેવકજનોને લીધે, તે વખતે રાજગૃહમાં નિરન્તર ગુમાસ્તા જેવા પ[1] (આઠ આનાના માણસોને) દૂર કરનારું પોતાનું કામ જેઓ બરાબર જાણતા હતા તે બીજાઓએ બનાવેલે માર્ગે રાજા સ્નાનભૂમિમાં ગયો ત્યાં એક ધોળા વસ્ત્રનો ચન્દરવો બાંધી દીધો હતો અસંખ્ય ચારણો ટોળાં બાંધી બાંધીને બેઠા હતા એ ઓરડાની વચમાં ગન્ધોદક ભરીને એક કનકમય કુંડી મુકેલી હતી સ્નાન કરવા સારૂ સ્ફટિકમણિનો ત્યાં એક બાજોઠ રાખેલો હતો અને તેના એક ભાગમાં મુકેલા, અતિશય સુગન્ધિ જલથી પૂર્ણ, અને સુવાસને લીધે આવેલા ભ્રમરોના ટોળાથી મુખ કાળાં થવાથી, જાણે (પાણી) ઉષ્ણ થઈ જવાની બીકને લીધે ત્યાં કાળાં વસ્ત્ર બાંધ્યાં હોય એવા દેખાતા સ્નાનકલશોથી તે ભૂમિ શોભાયમાન થઈ હતી —ગણિકાઓએ હાથથી સુગન્ધિ આમળાં ચોળીને રાજાને માથે લેપ કર્યો પછી જ્યારે તે જેલી મ્હોટી કુંડીમાં ઉતરવા ત્યારે તેની આસપાસ, સ્નાન કરાવવાને આવેલી અભિષેકદેવતાઓ જેવી કેટલીક વારાંગનાઓ ઉભી રહી —તેઓએ પોતાના સ્તનને વસ્ત્રવડે દૃઢ બાંધી દીધા હતા, હાથ ઉપરના કંકણ ખસેડી ઉંચા ચઢાવી દીધા હતા, પગનાં આભૂષણ કાઢી મુક્યાં હતાં, કપાળ ઉપર આવતી વાળની લટોને કાન તરફ વાળી દીધી હતી, અને (હાથમાં) પાણીના કલશ લીધા હતા ઉંચા કુચકુંભવાળી આ સ્ત્રિયોની વચ્ચે પાણીમાં પેઠેલો રાજા, તે જાણે હાથણિયોની વચમાં વનગજ હોય એવો શોભતો હતો તે જળમાંથી ઉઠીને વરુણદેવ જેમ નિર્મળ સ્ફટિકમણિ જેવા ધોળા રાજહંસ ઉપર ચઢે તેમ રાજા, સ્વચ્છ સ્ફટિકમણિના, શ્વેત, સ્નાન કરવાના બાજઠ ઉપર બેઠો ત્યાં મરકતમય કલશની પ્રભાને લીધે કાળી પડવાથી જાણે પત્રપુટ સહિત પ્રત્યક્ષ નલિનીઓ[2] હોય એવી દેખાતી કેટલીક વારાંગનાઓએ તેના ઉપર પાણીની ધારા કરી કેટલીક રૂપાના કલશ હાથમાં લઈને, પૂર્ણ ચન્દ્રમંડળમાંથી નીકળતા પ્રવાહ-વડે જેમ રાત્રિયો સ્નાન કરાવે તેમ તેને ન્હવરાવ્યો કલશ ઉંચા કરવાથી થયેલા શ્રમ સ્વેદવડે પલળેલા શરીરવાળી, કેટલીક જલદેવતા જેવી વારાંગનાઓએ સ્ફટિકમણિના કલશથી તીર્થજલવડે તેને સ્નાન કરાવ્યું મલયાચલની નદિયોના જેવી કેટલીક ગણિકાઓએ તેને ચન્દનરસ નાખેલા પાણીથી ન્હવરાવ્યો ચિતરેલા કલશની એક બાજુએ મુકેલા જેમના હસ્તપલ્લવમાંથી નખકિરણો પ્રસરતા હતા, માટે જાણે, પ્રત્યેક અંગુલિછિદ્રમાંથી નીકળતી

---

૧. દાસવર્ગોના શેઠ ઉપર. ૨. નલિની=નલિન-કમલ-તેનો સમૂહ.

જલ-ધારાવાળી જલયંત્ર-દેવતાઓ જેવી દેખાતી હતી તેઓએ, અને શીતલતા હરણ કરવાને સારૂ જાણે બાલ સૂર્યની પ્રભા છાંટતી દિવસ-શ્રિયો જેવી કેટલીક, કનક-કલશ હાથમાં લઇને કેસર-જલ છાંટતી વારાઙ્ગનાઓએ, તેના ઉપર અનુક્રમે અભિષેક કર્યો. તેજ વેળાએ જોરથી વગાડેલી હજારો નોબત, ઝાલર, મૃદંગ, વેણુ, અને વીણાના ગીત-સ્વર સાથે આવતો, બંદીજનોનાં ટોળાંના કોલાહલમાં ભળેલો, અને પૃથ્વીની ગુફાઓમાં વ્યાપતો, ઘણા સ્નાન શંખનો ગર્જના કરતો ધ્વનિ, કાનને જાણે ફોડી નાંખતો હોય તેમ બધે ગાજી રહ્યો.

એવી રીતે સ્નાનનો અનુક્રમ થઇ રહ્યા પછી તેનું શરીર પાણીથી ધોવાઇને શરદ ઋતુના આકાશનાં એક ભાગ જેવું નિર્મલ થયું. સાપની કાંચળી જેવાં ઝીણાં અને સ્વચ્છ, બે ધોળાં વસ્ત્ર તેણે પેહેર્યાં; અને હિમાલય જેમ સ્વર્ગગંગાના પ્રવાહને તેમ તેણે અતિ શ્વેત મેઘના કડકા જેવા સ્વચ્છ રેશમી વસ્ત્રના ફેટાને માથે બાંધ્યો. પછી પિતૃતર્પણ કરી, મંત્રવડે પવિત્ર જલની અંજલિથી સૂર્યદેવતાને નમસ્કાર કરી, પોતે દેવાલયમાં ગયો. ત્યાં મહાદેવનું પૂજન કરી દેહેરામાંથી નીસરી, હોમ વિગેરે કરીને તે લેપ કરવાના ઓરડામાં ગયો; અને ત્યાં જેના પરિમલથી ભ્રમરોનાં ટોળાં ચોતરફ ગુંજાર કરી રહ્યાં હતાં એવા, કસ્તૂરી કર્પૂર તથા કેસરની વાસથી સુગન્ધિ થયેલા ચંદનવડે સર્વ ગાત્રને લેપ કરી, સુગંધમય માલતી પુષ્પનો શેખર પહેરી, વસ્ત્ર બદલી, આભૂષણમાં માત્ર રત્ન-કર્ણપૂરજ રાખી બીજા રાજાઓને યોગ્ય ભોજન આપી, તેમની સાથે પોતે પણ મનગમતા રસના સ્વાદથી આનંદ પામીને ભોજન કર્યું.

જમ્યા પછી મ્હોં ધોઇ, બીડી પીને પાન લઇ, ચળકતી મણિભૂમિ ઉપરથી ઉઠીને રાજા, જરા દૂર ઉભેલી પણ ત્વરાથી દોડી આવતી પ્રતિહારીએ લાંબા કરેલા હાથને ટેકો દઇ, અહર્નિશ છડી ઝાલવાથી જેમની હાથેલીઓ અતિ કઠિન પલ્લવ જેવી થઇ ગયેલી હતી, અને જેઓ અભ્યન્તર પ્રવેશ કરવાને યોગ્ય હતા તે, પાછળ આવતા પરિજન સહિત, સભા-મંડપ તરફ ચાલ્યો. તે મંડપની ચારે બાજુએ શ્વેત વસ્ત્રના પડદા બાંધેલા હતા તેથી તેને જાણે સ્ફટિકમણિની ભીંતો હોય તેમ લાગતું. તેની મણિમય ભૂમિ ઉપર અતિ સુગન્ધિ કસ્તૂરીયુક્ત ચંદન-જલ છાંટવાથી તે શીતલ થયેલી હતી. નિર્મલ મણિ-ભૂમિરૂપી ગગનતલ ઉપરના તારાગણ જેવાં, પાસે પાસે પાથરેલાં પુષ્પના ઢગલાથી તે મંડપ નિરંતર છવાઇ ગયો હતો.[1] સુગન્ધિ જલથી ધોયેલા, અને અંદર કોતરેલી પૂતળીઓ રૂપે જાણે ત્યાં ગૃહ-દેવતાઓ બેઠી હોય એમ દેખાડતા, સુવર્ણમય સ્તંભથી, તે શોભી રહ્યો હતો, અગુરુના[2] ધૂપનો પરિમલ ત્યાં ઘણોજ વ્યાપી ગયો હતો. અને ત્યાં વેદિ ઉપર, બધું જળ નીકળી જવાથી શ્વેત થયેલા મેઘના કડકા જેવો, તથા હિમાલયના શિલાતલ જેવો એક પલંગ પાથરેલો હતો—જેની પછેડી ફુલની વાસથી સુગન્ધિ થયેલી હતી; ઝીણા વસ્ત્રનું એક ઉશીકું[3] માથા તરફ મુકેલું હતું. પગ તરફ મણિમય પાવડિયો મુકેલી હતી; ને એક બાજુએ રત્નનો બાજઠ હતો. ત્યાં જઇ તે શયનતલ

---

૧. જુઓઃ—ताराच्छलेन कुसुमानि समुत्क्षिपन्ती संध्येयमागतवती प्रमदेव काचित् ॥ ૨. અગરનું વૃક્ષ—જેમાંથી અગરબત્તી બનાવે છે તે. મળિયાગરૂ પણ આ વૃક્ષની એક જાત છે. ૩. ઉચ્છીર્ષકમ્ (શીર્ષ-માથા-ને ઉત્-ઉંચું-રાખનારૂં) એ શબ્દનો આ અપભ્રંશ છે.

ઉપર પોતે બેઠો; અને ખોળામાં ખડ્ગ લઇને જમીનપર બેઠેલી તેની ખડ્ગવાહિની, નવાં કમલપત્ર જેવા કોમલ પોતાના હાથથી ધીરે ધીરે તેના પગ ચાંપવા લાગી. એ સમયે જેમનું દર્શન યોગ્ય હતું તેવા નરપતિયો, પ્રધાનો અને મિત્રોની સાથે વિવિધ વાર્તા કરતો કરતો તે જરાક વાર ત્યાં રહ્યો. પછી વૈશમ્પાયનને તેનો વૃત્તાન્ત પૂછવાની જિજ્ઞાસાથી તેણે, જરા દૂર ઉભેલી પ્રતિહારીને હુકમ કર્યો કે—જા, અન્તઃપુરમાંથી વૈશમ્પાયનને લઇ આવ.—એટલે તેણે ભૂમિ ઉપર પોતાનાં ઢીંચણ સાથે હાથેલિયો મુકીને ' જેવી દેવની આજ્ઞા ' એમ કહી, તે હુકમને માથે ચડાવી, આજ્ઞા પ્રમાણે કર્યું.

થોડા વખતમાંજ, પ્રતિહારીએ ઝાલેલા પાંજરામાં વૈશમ્પાયન, રાજાની પાસે આવી પહોંચ્યો; અને એક કચુકી જેણે સોનાની છડી ઝાલી હતી, જેની કાયાનો પૂર્વભાગ જરા વાંકો વળેલો હતો, જેનું શરીર થોડા અન્નથી ટકાયલું હતું, વૃદ્ધાવસ્થાને લીધે જેને માથે પળિયાં આવેલાં હતાં, સ્વર ગદ્ગદ થયો હતો. ગતિ ધીમી થઇ હતી, તથા જાણે વૃદ્ધ કલહંસ પક્ષિ-જાતની પ્રીતિને લીધે ત્યાં આવ્યો હોય એમ જે પોપટની પછવાડેજ ચાલતો હતો તેણે જમીન-પર પોતાના હાથ મુકી રાજાને અરજ કરી કે–રાણિઓએ કહાવ્યું છે કે આપની આજ્ઞા પ્રમાણે વૈશમ્પાયનને નવરાવી, જમાડીને પ્રતિહારી સાથે આપની પાસે મોકલ્યો છે.—એટલું કહી તે ચાલતો થયો. પછી રાજાએ જ્યારે પોપટને પૂછ્યું કે–કેમ અન્તઃપુરમાં મન-ગમતાં કંઇ વિવિધ ભોજન જમ્યા ?–ત્યારે તેણે ઉત્તર દીધો કે રાજાજી ! મ્હેં શું નથી ચાખ્યું ? મત્ત કોકિલનાં લોચન જેવો, તુરો અને લાલ, તુરો અને મધુર, જાંબુનો રસ મ્હેં ખુબ પીધો; સિંહના પંજાથી ભેદાયલા; મત્ત હાથીના કુંભ-સ્થલમાંથી નીકળતાં, લોહીથી ભીનાં મોતી જેવાં ચળકતાં. દાડિમનાં બીજ મ્હેં ( ચાંચથી ) ભાંગ્યાં; કમલ-પત્ર જેવાં લીલાં, ને દ્રાક્ષ જેવાં મીઠાં જુની આમળીનાં આમળાં મ્હેં ઇચ્છા પ્રમાણે ખાધાં; અથવા વધારે કહેવાનું શું ફલ છે? રાણિઓએ જે જે પોતાને હાથે મ્હારી પાસે આપ્યું તે અમૃત જેવું થઇ ગયું હતું !—પોપટના આ વચન ઉપર ધ્યાન નહિ આપતાં રાજાએ કહ્યું કેઃ–એ વાત તો સઘળી જવા દો. પણ અમારી જિજ્ઞાસા પૂરી કરવાને આપ પ્રથમથીજ આરંભીને સવિસ્તર અમને કહો કે—આપનો જન્મ કયા દેશમાં અને કેમ થયો છે; કોણે આપનું નામ પાડ્યું છે; આપની માતા કોણ; આપનો પિતા કોણ; વેદાભ્યાસ આપે શી રીતે કર્યો; શાસ્ત્રમાં પ્રવીણ શી રીતે થયા; સર્વ કળાઓ ક્યાંથી મેળવી; આપને કંઇ પૂર્વ-જન્મનું સ્મરણ રહેલું છે અથવા કોઇનું વરદાન છે, કે આપ પક્ષીના વેશમાં કોઇ ગુપ્ત પુરુષ છો; આપનો પ્રથમ ક્યાં વાસ હતો; આપનું વય કેટલું થયું છે; પાંજરામાં ક્યાંથી પકડાયા છો; ચંડાલના હાથમાં શી રીતે ગયા છો; અને અહીં શા પ્રયોજનથી આપનું આવવું થયું છે. રાજાએ વૃત્તાન્ત જાણવાની ઇચ્છાથી, પોતેજ જ્યારે આમ માનસહિત પૂછ્યું ત્યારે જરા વાર વિચાર કરીને વૈશમ્પાયન આદર સહિત બોલ્યો કેઃ—દેવ ! એ વાત ઘણીજ લાંબી છે, તોપણ જો આપની ઇચ્છા હોય તો સાંભળો.

વિંધ્યા નામે એક, પૂર્વ અને પશ્ચિમ સમુદ્રના કિનારાને અડકતી, અરણ્ય-ભૂમિ છે. મધ્યદેશનું[1] તે એક આભૂષણ છે. પૃથ્વીની જાણે તે મેખલા છે. વન-ગજોનાં ટોળાંનું મદ-જલ

૧. ખડ્ગ રાખનારી સ્ત્રી. ૨. ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિંધ્ય, પશ્ચિમમાં વિનશન અને

**ચમર મૃગના બાલ વ્યજનથી** શોભિત છે; અને મદમત્ત ગજ-ઘટા તેનું રક્ષણ કરે છે.[1] પાર્વતીની પેઠે તે **સ્થાણુ** સહિત છે, અને મૃગપતિ તેને સેવે છે.[2] સીતાની પેઠે તેણે **કુશલવને** જન્મ આપ્યો છે, અને **નિશાચરે** તેનું ગ્રહણ કર્યું છે.[3] કામિનીના જેવી તે ચંદન અને કસ્તૂરીની સુગંધ આપે છે, તથા સુંદર **અગુરુતિલકથી** અલંકૃત છે.[4] કામવશ સ્ત્રીના જેવી તે વિવિધ પલ્લવના પવનથી ઠંડી પડેલી, તથા **મદનયુક્ત** છે.[5] બાળકની કોટ જેવી તે **વાઘનખની** પંક્તિથી શોભિત, તથા **ગેંડકથી** અલંકૃત છે.[6] પાનભૂમિની પેઠે ત્યાં સેંકડો **મધુકોશ** જોવામાં આવે છે, તથા વિવિધ પુષ્પ પથરાયલાં છે.[7] કોઈ સ્થાને **મહાવરાહના** દાંતથી ખોદાયલી ભૂમિને લીધે તે પ્રલય-વેળા જેવી દેખાય છે.[8] કોઈક સ્થળે રાવણની નગરીની પેઠે તે કૂદતાં વાનરોનાં ટોળાંએ તોડી નાંખેલાં શિખર યુક્ત **શાલ** [ા]થી ભરપૂર છે.[9] જાણે વિવાહકાર્ય થોડાજ સમય થયાં સમાપ્ત થયું હોય તેમ, કોઈક ઠેકાણે તે લીલા દર્ભ, સમિધ, પુષ્પ, શમી અને પલાશથી સુશોભિત છે. ઉન્મત્ત સિંહના નાદથી જાણે બ્હીની હોય તેમ કહીંક **કંટકિત** થઈ છે.[10] જાણે મદમત્ત સ્ત્રી હોય તેમ કોઈક સ્થળે તે કોકિલ પક્ષિયોનાં ટોળાંનો પ્રલાપ કરે છે.[11] કહીંક ઉન્મત્ત વનિતાની પેઠે તે **વાયુના** વેગથી **તાલશબ્દ** કરે છે.[12] વિધવા સ્ત્રીના જેવી તે કહીંક **તાલપત્ર** વિનાની છે.[13] રણભૂમિ જેવી તે કોઈ ભાગમાં સેંકડો **શરથી** નિરંતર ભરાયેલી છે.[14] જાણે ઈન્દ્રની કાયા હોય તેમ કોઈ સ્થળે તેને હજાર **નેત્ર** છે.[15] નારાયણની મૂર્ત્તિ જેવી તે કોઈ જગાએ **તમાલ-શ્યામ** છે.[16] અર્જુનની રથ-ધ્વજા હોય તેમ ત્યાં કોઈ ભાગમાં **વાનરનો** વાસ છે.[17] નૃપતિની દ્વારભૂમિ હોય તેમ ત્યાં કહીંક સેંકડો **વેત્રલતાને** લીધે પ્રવેશ કરવો દુર્લભ છે.[18] કોઈક

---

૧. ચમર મૃગના બાલ વ્યજન=વનભૂમિમાં ચમર=તે જાતનાં પ્રાણી, મૃગના બાલ=નાના મૃગ, અને વ્યજન=તાડનાં પત્ર જેના વીંજણા થાય છે તે હોય છે. રાજ્યસ્થિતિમાં ચમર નામના મૃગના બાળ-વાળરૂપી વીંજણા. ૨. સ્થાણુ=શાખાવિનાનાં થડ; અને શિવ. મૃગપતિ=સિંહ, જે પાર્વતીનું વાહન છે. ૩. કુશલવ=કુશ-દર્ભના-લવ-કટકા; અને કુશ તથા લવ-સીતાના પુત્ર. નિશાચર=ઘુડ વિ૦; અને રાક્ષસ, રાવણ. ૪. અગુરુ તથા તિલક નામનાં વૃક્ષ; સ્ત્રીને અગુરુ=મળિયાગુરુનું તિલક હોય છે. ૫. મદન=એ નામનું વૃક્ષ; કામદેવ. ૬. બાળકની રક્ષાને અર્થે તેની કોટમાં વાઘ-નખનું આભૂષણ પેહેરાવવાનો ચાલ પ્રસિદ્ધ છે. ગંડક=ગેંડો; એ નામનું એક ભૂષણ. ૭. પાનભૂમિ=પીઠું. મધુકોશ=પુષ્પનું મધ, અને સંપુટ; મદિરાનું વાસણ ૮. મહાવરાહ=મ્હોટાં ડુક્કર; અને વરાહાવતાર. ૯. શાલ=એ નામનાં વૃક્ષ; શાલા=ગૃહ. ૧૦. કંટકિત=કાંટાવાળી; ઉભાં થયેલાં રૂવાં સહિત. ૧૧. વનભૂમિમાં કોકિલો શબ્દ કરે છે; અને મદમત્ત સ્ત્રી કોકિલ જેવો શબ્દ કરે છે. ૧૨. વાયુ=પવન, અને વાત, કફ ને પિત્તમાંનો પેહેલો. તાલ શબ્દ=તાડના અથડાવાથી થતો શબ્દ; અને તાલ-તાળિયોનો અવાજ, અથવા તાલ-તાર-ઉંચો-શબ્દ-જે ગાંડાં માણસો કરે છે. ૧૩. તાલપત્ર=તાડનાં પાંદડાં; અને તે નામનું કર્ણાભરણ-જે વિધવાઓ પહેરતી નથી. ૧૪. શર=બરૂ; અને બાણ. ૧૫. નેત્ર=તે નામનાં વૃક્ષ અથવા વૃક્ષનાં મૂળ; અને આંખો. ઈંદ્રનું બીજું નામ સહસ્રાક્ષ પણ છે. ૧૬. તમાલ-શ્યામ=તમાલ વૃક્ષથી શ્યામ થયેલી; અને તમાલ જેવી શ્યામ. જુઓ ગીત ગોવિંદ:—**मेघैर्मेदुरम्बरं वनभुवः श्यामा स्तमालद्रुमैः ॥** ૧૭. વાનર=વાંદરાં, અને હનુમાન. ભીમને હનુમાને વનપર્વમાં કહેલું છે કે હું અર્જુનના રથની ધ્વજ ઉપર રહી એવા ભયંકર નાદ કરીશ કે તમારા શત્રુઓ તે સાંભળતાંજ પ્રાણ ત્યજી દેશે. આ ઉપરથી અર્જુનનું નામ કપિ-ધ્વજ પડ્યું છે. ૧૮. વેત્રલતા=બરના છોડ; અને છડીઓ—દ્વારપાળ રાખે છે તે.

સ્થળમાં, વિરાટનગરીની પેઠે સેંકડો કીચક જોવામાં આવે છે.[1] આકાશ-લક્ષ્મીની પેઠે સાં ક્હીંક તરલ-તારક-મૃગની પછવાડે વ્યાધ ફરે છે.[2] કોઈસ્થાને દર્ભ [નાં] ચીર, જટા અને વલ્કલ ધારણ કરવાથી, તે વ્રત કરનારી સ્ત્રી જેવી દેખાય છે.[3] અસંખ્ય કાળાં પત્રથી ભરેલી છતાં પણ તે ભૂમિ સપ્તપત્રથી શોભે છે,[4] તેના ક્રૂર સત્વ છતાં પણ મુનિજનો સાં વાસ કરે છે,[5] અને પુષ્પવતી છતાં પણ તે પવિત્ર ગણાય છે.[6]

તે વન-ભૂમિમાં દંડકા અરણ્યની અંદર, સર્વ પૃથ્વીમાં વિખ્યાત અને ભગવાન્ ધર્મ રાજાનું ઉત્પત્તિ-સ્થાન હોય તેવું એક આશ્રમ-સ્થાન હતું. જે અગસ્ત્ય મુનિ, ઇન્દ્રની પ્રાર્થનાથી આખા સમુદ્રનું પાણી પી ગયા હતા; જેમની આજ્ઞાનું, વિન્ધ્ય જેવો અચલ—જેણે મેરુ પર્વતની અદેખાઇથી પોતાનાં હજારો વિકટ શિખર ગગનતલસુધી પ્રસારી દીધાં હતાં, સૂર્ય-રથના માર્ગને રૂંધવાને જે તત્પર થયો હતો, અને જેણે સર્વ દેવતાઓની અરજને ગણી ન હતી[7] તે પણ—ઉલ્લંઘન કરી શક્યો ન હતો; જેમના જઠરાગ્નિયે વાતાપિ નામના અસુરની ભસ્મ કરી નાંખી હતી;[8] જેમની ચરણ-રજનું, દેવ-દાનવોના મુકુટમાંનાં મરકત મણિમય પત્રભંગના[9] શિખર ચુંબન કરતા હતા; દક્ષિણ દિશાના મુખ ઉપરનું જે તિલક હતા; અને જેમણે એકજ હુંકારથી નહુષને સ્વર્ગમાંથી પૃથ્વીપર પાડીને પોતાનો પ્રભાવ પ્રકટ કર્યો હતો[10]—તે મહા મુનિની પત્નિ લોપામુદ્રાએ પોતાની મેળેજ જે વૃક્ષોની આસપાસ ક્યારા કરેલા હતા; પોતાને

---

૧. કીચક=પોલા વાંસ; વિરાટ રાજાના, એ નામના સો સાળા.–જુઓ એવોજ શ્લેષ વાસ-પદત્તામાં પૃષ્ઠ ૧૦૬-विराटलक्ष्म्येवानन्दितकीचकशतया. ૨. તરલ-તારક-મૃગ=ચંચળ આંખ-વાળાં હરણ–જેમની પછવાડે વનમાં વ્યાધ–પારધીઓ ફરે છે; આકાશમાં તરલ–ગતિમાન્–ફરતા; તારક–તારા; મૃગ=મૃગશીર્ષ; વ્યાધ=નક્ષત્ર રૂપે મૃગશીર્ષની પાસે રહેતો એક શીકારી–રાક્ષસ. એક વ્યાધ તથા મૃગ શિવરાત્રીના ઉપવાસથી પવિત્ર થઇ નક્ષત્ર થઈ ગયા એવી શિવરાત્રી માહાત્મ્યમાં કથા છે. ૩. વનમાં દર્ભ, ચીર–છાલનો કકડો, જટા–વૃક્ષોની, અને વલ્કલ–ઝાડની છાલ હોય છે. વ્રત કરનાર સ્ત્રી દર્ભનાં વસ્ત્ર, જટા, અને ઝાડની છાલ ધારણ કરે છે. ૪. અત્ર તથા આગળ વિરોધાલંકાર થાય છે–કેમકે બહુ પત્ર છતાં પણ સાત પત્ર હતાં એ વિરોધ, સપ્તપત્ર=એક જાતનું વૃક્ષ–એમ અર્થ લેવાથી શમી જાય છે. ૫. ક્રૂરસત્વ=ક્રૂર સ્વભાવ અને ક્રૂર પ્રાણિયો. ૬. પુષ્પવતી=રજસ્વલા; ફુલથી ભરપુર. ૭. મેરુનીજ આસપાસ સૂર્યને ફરતો જોઇ વિંધ્યાચલને અદેખાઇ થઇ આવી તેથી તેણે ચંદ્રસૂર્યનો માર્ગ રોકી વિકરાળ રૂપ પ્રકટ કર્યું હતું, અને રસ્તો આપવાને કોઇની પણ આજ્ઞાને તે માનતો ન હતો. પરંતુ જ્યારે દેવોની પ્રાર્થનાથી અગસ્ત્ય મુનિયે તેને દક્ષિણ દિશામાં માર્ગ આપવાનું કહ્યું ત્યારે તે આજ્ઞા તેણે માની હતી–'વનપર્વ'. ૮. વાતાપિ નામના રાક્ષસનું આ મહર્ષિએ ભક્ષણ કર્યું હતું એ વાત પણ ભારતના વનપર્વમાંજ છે. ૯. પત્રને આકારે રચેલાં આભૂષણ. કોઇ વાર એનો અર્થ સ્ત્રિયોને શરીરે કાઢવામાં આવે છે તે, 'ભાત' એવો થાય છે. 'પત્રલતા'નો પણ આજ અર્થ છે. ૧૦. જુઓ રઘુવંશ સ. ૧૩ શ્લોક ૩૬. भ्रूभेदमात्रेण पदान्मघोनः प्रभ्रंशयां यो नहुषं चकार ॥ નહુષ એ નામનો એક ચન્દ્રવંશી રાજા હતો. તેણે ઇન્દ્રનું રાજ્ય હરી લીધું હતું, અને તે ઇન્દ્રાણી ઉપર કુદૃષ્ટિ નાંખી વિહ્વલ થયો હતો. ઇન્દ્રાણીએ આખરે કપટ રચી એને કહ્યું કે તું અપૂર્વ રથમાં બેસીને આવે તો હું તને વરૂં. તેથી ઋષિયોને રથે જોડી પોતે ઇન્દ્રાણી પાસે આવવા નીકળ્યો. અને 'સર્પ સર્પ'—'ચાલો ચાલો' કહેવા લાગ્યો. તે ઉપરથી અગસ્ત્ય મુનિયે તેને શાપ દીધો કે "સ્વર્ગમાંથી સર્પ થઇને તુંજ પૃથ્વી ઉપર પડ." એ વાત શાન્તિપર્વમાં કહેલી છે.

હાથેજ પાણી પાઇને જેમને ઉછેર્યાં હતાં; અને જેમને તે પુત્ર-સમાન ગણતી હતી—તે વૃક્ષોથી એ આશ્રમ-પદ શોભી રહ્યું હતું. એ મહર્ષિનો દઢદસ્યુ નામનો પુત્ર—જેણે વ્રત ગ્રહણ કર્યું હતું, ખાખરાનો દંડ ધારણ કર્યો હતો, પવિત્ર ભસ્મથી જેણે ત્રિપુંડ્રનું[1] આભરણ રચ્યું હતું, દર્ભનું બનાવેલું જેણે વસ્ત્ર પહેર્યું હતું, મુંજની[2] મેખલા જેણે કેડે બાંધી હતી, અને લીલાં પાંદડાંનો પડિયો લઇને ભિક્ષા માગવાને સારૂ જે ઝુંપડીએ ઝુંપડીએ ફરતો હતો—તે પુત્રથી એ સ્થાન પવિત્ર થયેલું હતું. વળી તેની ચારે બાજુઓ, સર્વ દિશામાં ફેલાતાં, પોપટના જેવા લીલા રંગનાં, કેળનાં વનથી જરા કાળી પડી ગઈ હતી; અને અગસ્ત્ય મુનિયે આચમન કરેલા સમુદ્રની પછવાડે પછવાડે જાણે જતી હોય તેમ ગોદાવરી નદી, વેણી બાંધીને[3] તેની આસપાસ ફરી વળેલી હતી.

ત્યાં દશરથ રાજાનું વચન પાળી, રાજ્યનો ત્યાગ કરી, રાવણના લક્ષ્મી-વિલાસનો અંત લાવનાર શ્રી રામચંદ્ર, મહામુનિ અગસ્ત્યની શોધમાં સીતા સાથે, પંચવટીમાં લક્ષ્મણે રચેલી પર્ણકુટીમાં થોડા વખત સુધી સુખે રહ્યા હતા. ઘણા કાળથી ઉજ્જડ થઇ ગયેલા તે પ્રદેશમાં આજ પણ, વૃક્ષની શાખાઓમાં ચુપચુપ ભરાઈ પેઠેલાં ધોળાં ખબુતરની હારોથી, તપસ્વીઓના અગ્નિહોત્રના[4] ધુમાડાની જાણે ઘટાઓ બાઝી હોય એવું દેખાય છે.[5] બલિદાન સારૂ પુષ્પ ચુંટતી સીતાના હાથમાંથી જાણે આવ્યો હોય તેમ, રાતો રંગ, ત્યાંની લતાઓની કોમળ ડાળિયો ઉપર ચળકે છે. પીને પાછું કાઢેલું જાણે સમુદ્રનુંજ જળ અગસ્ત્ય ઋષિયે ત્યાં આશ્રમની સીમાપર આવેલાં મ્હોટાં તળાવોમાં વ્હેંચી નાખ્યું છે. રામનાં તીક્ષ્ણ બાણના પ્રહારથી હણાયેલાં રાક્ષસોનાં ટોળાંના જાડા રુધિરવડે (લતાઓનાં) મૂળ પલળી જવાથી, જાણે હજી પણ તેનો રાતો રંગ લઇને પાંદડાં ફુટતાં હોય એવું ત્યાં નવાં પલ્લવનું વન દેખાય છે। સીતાએ ઉછેરેલાં ત્યાંના વૃદ્ધ હરિણો, જેમનાં શીંગડાંનાં શિખર વૃદ્ધાવસ્થાને લીધે જર્જરિત થઈ ગયેલાં છે તેઓ, જ્યારે વર્ષા ઋતુમાં નવા મેઘની ગંભીર ગર્જના સાંભળે છે ત્યારે ભગવાન્ રામચંદ્રના ત્રિભુવન-વ્યાપી ધનુષ્-ટંકારને આજ પણ સંભારીને, તથા અહર્નિશ ચાલતી અશ્રુધારાથી છવાઈ ગયેલાં દીન લોચનવડે દશે દિશાઓ શૂન્ય[6] દેખીને ઘાસનો કોળિયો પણ ભરતાં નથી.[7] ત્યાં રામરાજાએ વારંવાર મૃગયા રમીરમીને વનહરિણોનો નિઃશેષ નાશ કરેલો તેથી જાણે ઉશ્કેરાયો હોય તેમ સોનાનો મૃગ સીતાને

---

૧. કપાળમાં કરેલું ત્રણ પાંખિયાંનું તિલક. ૨. મુંજ=એક જાતનો ઘાસ. ૩. વેણી=વિધવાઓ તથા વિયોગિની સ્ત્રિયોનો, એકજ લટમાં ગુંથેલો ચોટલો. અત્રે સમુદ્ર રૂપી ભર્તા મરી જવાથી ગોદાવરી રૂપી વિધવાએ જાણે વેણી બાંધી હતી. ખરૂં જોતાં ગોદાવરી વેણીબંધ વહેતી હતી–અર્થાત્ તેના પ્રવાહનો વેગ અતિશય હતો. ૪. હોમ કરવાનો અગ્નિ. ૫. અહીં ખબુતર ધુમાડાની ઘટા જેવાં દેખાયાં. વિક્રમોર્વશીના ત્રીજા અંકમાં 'ધુમાડાથી ખબુતરની શંકા થાય છે' એવો વિચાર છે– **धूपैर्जालविनिःसृतैर्वडभयः संदिग्धपारावताः ॥** ૬. શૂન્ય=રામ વિનાની. ૭. આ ઉપરથી એવુંજ સમજવું પડે છે કે હરિણો રામરાજાના વખતમાં સીતાએ ઉછેરેલાં તે શૂદ્રક રાજાના વખત સુધી જીવતાં હતાં. 'સીતાએ ઉછેરેલાં હરિણ' વિષે જુઓ ઉત્તરરામચરિત, ત્રીજો અંક પૃ. ૧૦૨:—

**एतत्तदेव कदलीवनमध्यवर्ति कान्तासखस्य शयनीयशिलातलं ते ॥**
**अत्र स्थिता तृणमदाद्बहुशो यदेभ्यः सीता ततो हरिणकैर्न विमुच्यते स्म ॥**

છેતરી, રામને અતિ દૂર લઈ ગયો હતો. વળી ત્યાં સીતાના વિયોગથી પીડાતા, રાવણનો વિનાશ સૂચવતા, તથા ચંદ્રસૂર્યની પેઠે **કબંધથી**[1] ઘેરાયલા, રામ અને લક્ષ્મણ બંનેયે ત્રણે ભુવનને ભયભીત કરી દીધાં હતાં. દશરથ-પુત્રના બાણથી ત્યાં કપાઈ પડેલો યોજનબાહુનો[2] અતિ દીર્ઘ બાહુ, અગસ્ત્ય મુનિને રીઝવવા સારૂ આવેલા નહુષ અજગરના[3] શરીરની ઋષિજનને શંકા કરાવતો. અને ત્યાં રામચંદ્રે વિયોગ સમયે વિનોદને અર્થે પર્ણકુટીની અંદર ચિત્રેલી જનકકન્યાને, રામનો નિવાસ જોવાની ઉત્કંઠાને લીધે જાણે ફરીથી પૃથ્વીમાંથી નીકળતી હોય એમ વનચર લોકો અદ્યાપિ જુવે છે.[4]

આવો અગસ્ત્યનો આશ્રમ જ્યાં હાલ પણ પૂર્વે બનેલો વૃત્તાન્ત શુદ્ધ દેખાય છે ત્યાંથી થોડેક દૂર પમ્પા[5] નામનું એક અગાધ, અનન્ત, અદ્વિતીય, અને જલથી ભરેલું પદ્મ-સરોવર છે. સમુદ્રનું પાન કરવાથી કોપેલા વરણ દેવે ઉત્કેરેલા બ્રહ્માએ, અગસ્ત્ય મુનિના મત્સરને લીધે તેમના આશ્રમની પાસેજ જાણે એ બીજો મ્હોટો સમુદ્ર ઉત્પન્ન કરેલો છે. પ્રલયકાળે આઠે દિશાઓના સન્ધિબંધ તુટી જવાથી નીચે પડેલું જાણે એ ગગનતલ છે. મહાવરાહે ઉંચકેલા મહીમંડલનું સ્થાન જાણે જલથી પૂરેલું હોય એવું તે દેખાય છે. તેનું જલ, વારંવાર સ્નાન કરતી મદમત્ત ભીલડિયોના કુચકલશથી ક્ષુભિત થયેલું છે. તેની અંદર કુમુદ, કુવલય, અને કલ્હારનાં ફુલ ખીલેલાં છે. ઉઘડેલાં કમલમાંથી ટપકતાં મધુબિન્દુવડે તે (ના જલ)માં ચંદ્રાકાર થઈ રહ્યા છે. ભ્રમરોનાં ટોળાં બેસવાથી તેમાંનાં શ્વેત કમલ ઉપર અંધકાર વ્યાપી ગયો છે. મદોન્મત્ત સારસ પક્ષિયો ત્યાં મધુર ગાન કરે છે. કમલનું મધુ પીવાથી મત્ત થયેલી કલહંસીઓ ત્યાં કોલાહલ કરી રહી છે. અસંખ્ય જલચર પક્ષિયોના વારંવાર ફરવાથી હાલેલી તરંગમાલાનો ત્યાં શબ્દ થાય છે. પવનથી નાચતા જલ-તરંગની ઠંડી ફરફર ઉડવાથી ત્યાં દુર્દિન થઈ રહે છે.[6] (પાણીમાં) નિઃશંક ઉતરેલી અને જલક્રીડામાં મગ્ન થયેલી વનદેવતાઓના સ્નાન સમયે પડેલાં, કેશમાંનાં ફુલથી તે સુગન્ધિ થયેલું છે. એક બાજુએ ઉતરેલા ઋષિઓના, કમંડલ ભરવાથી થતા મધુર ધ્વનિથી તે મનોહર લાગે છે. ખીલતાં કમલવન મધ્યે ચાલતાં, અને સમાન રંગને લીધે માત્ર સ્વરથીજ ઓળખાતાં કલહંસ પક્ષિયોનાં ટોળાંથી તે ભરપૂર છે. સ્નાન કરવાને ઉતરેલી ભિલ્લ રાજાની સુંદરીઓનાં સ્તન ઉપરથી પડેલી ચંદનધૂલીવડે તેના તરગ શ્વેત થયેલા છે. કોર ઉપર ઉગેલા કેવડાની રજના ઢગથી ત્યાં રેતીના કિનારા બંધાયેલા છે. પાસેના આશ્રમમાંથી આવેલા તપસ્વીઓએ ધોયેલાં ભીનાં વલ્કલથી તેના કાંઠા ઉપરનું જલ ગેરૂ જેવું લાલ થયેલું છે. આરાની પાસે

૧. એ નામનો રાક્ષસ; અને માથા વિનાનું રાહુનું ધડ, જે ગ્રહણ સમયે સૂર્યચંદ્રને પીડે છે એમ કેટલાકનો મત છે. ૨. યોજન જેટલા લાંબા હાથવાળો એક રાક્ષસ "કબંધ" નું બીજું નામ. ૩. નહુષને સારૂ જુઓ પૃષ્ઠ ૧૭ મુ ટી. ૧૦. ૪. સીતા જનક રાજાને યજ્ઞ-ભૂમિમાંથી જડી હતી એવી કથા ચાલે છે; તેથી જન્મ સમયે તો પૃથ્વીમાંથી નીકળીજ હતી અને આ બીજી વાર, માટે "ફરીથી."
૫. પમ્પા સરોવરનું વર્ણન ઉત્તરરામચરિતમાં પણ છે જુઓ અંક ૧–तदेतत्पम्पाभिधानं सरः

एतस्मिन्मदकलमल्लिकाक्षपक्षव्याधूतस्फुरदुरुदण्डपुण्डरीकाः ॥
वाष्पाम्भःपरिपतनोद्गमान्तराले संदृष्टाः कुवलयिनो भूवो विभागाः ॥

૬ દુર્દિન=મેઘથી છવાઈ ગયેલો દિવસ; મેઘ આવ્યાના વાદળનું વ્યાપવું.

છેતરી, રામને અતિ દૂર લઈ ગયો હતો. વળી ત્યાં સીતાના વિયોગથી પીડાતા, રાવણનો વિનાશ સૂચવતા, તથા ચંદ્રસૂર્યની પેઠે કબંધથી[1] ઘેરાયલા, રામ અને લક્ષ્મણ બંનેયે ત્રણે ભુવનને ભયભીત કરી દીધાં હતાં. દશરથ-પુત્રના બાણથી ત્યાં કપાઈ પડેલો યોજનબાહુનો[2] અતિ દીર્ઘ બાહુ, અગસ્ત્ય મુનિને રીઝવવા સારૂ આવેલા નહુષ અજગરના[3] શરીરની ઋષિજનને શંકા કરાવતો. અને ત્યાં રામચંદ્રે વિયોગ સમયે વિનોદને અર્થે પર્ણકુટીની અંદર ચિત્રેલી જનકકન્યાને, રામનો નિવાસ જોવાની ઉત્કંઠાને લીધે જાણે ફરીથી પૃથ્વીમાંથી નીકળતી હોય એમ વનચર લોકો અદ્યાપિ જુવે છે.[4]

આવો અગસ્ત્યનો આશ્રમ જ્યાં હાલ પણ પૂર્વે બનેલો વૃત્તાન્ત શુદ્ધ દેખાય છે ત્યાંથી થોડેક દૂર પમ્પા[5] નામનું એક અગાધ, અનન્ત, અદ્વિતીય, અને જલથી ભરેલું પદ્મ-સરોવર છે. સમુદ્રનું પાન કરવાથી કોપેલા વરુણ દેવે ઉસ્કેરેલા બ્રહ્માએ, અગસ્ત્ય મુનિના મત્સરને લીધે તેમના આશ્રમની પાસેજ જાણે એ બીજો મ્હોટો સમુદ્ર ઉત્પન્ન કરેલો છે. પ્રલયકાળે આઠે દિશાઓના સંધિબંધ તુટી જવાથી નીચે પડેલું જાણે એ ગગનતલ છે. મહાવરાહે ઉચકેલા મહીમંડલનું સ્થાન જાણે જલથી પૂરેલું હોય એવું તે દેખાય છે. તેનું જલ, વારંવાર સ્નાન કરતી મદમત્ત ભીલડિયોના કુચકલશથી ક્ષુભિત થયેલું છે. તેની અંદર કુમુદ, કુવલય, અને કલ્હારનાં ફૂલ ખીલેલાં છે. ઉઘડેલાં કમલમાંથી ટપકતાં મધુબિન્દુવડે તે (ના જલ)માં ચક્રાકાર થઈ રહ્યા છે. ભ્રમરોનાં ટોળાં બેસવાથી તેમાંનાં શ્વેત કમલ ઉપર અંધકાર વ્યાપી ગયો છે. મદોન્મત્ત સારસ પક્ષિયો ત્યાં મધુર ગાન કરે છે. કમલનું મધુ પીવાથી મત્ત થયેલી કલહંસીઓ ત્યાં કોલાહલ કરી રહી છે. અસંખ્ય જલચર પક્ષિયોના વારંવાર ફરવાથી હાલેલી તરંગમાલાનો ત્યાં શબ્દ થાય છે. પવનથી નાચતા જલ-તરંગની ઠંડી ફરફર ઉડવાથી ત્યાં દુર્દિન[6] થઈ રહે છે. (પાણીમાં) નિઃશંક ઉતરેલી અને જલક્રીડામાં મગ્ન થયેલી વનદેવતાઓના સ્નાન સમયે પડેલાં, કેશમાંનાં ફૂલથી તે સુગન્ધિ થયેલું છે. એક બાજુએ ઉતરેલા ઋષિઓના, કમડલ ભરવાથી થતા મધુર ધ્વનિથી તે મનોહર લાગે છે. ખીલતાં કમલવન મધ્યે ચાલતાં, અને સમાન રંગને લીધે માત્ર સ્વરથીજ ઓળખાતાં કલહંસ પક્ષિયોનાં ટોળાંથી તે ભરપૂર છે. સ્નાન કરવાને ઉતરેલી ભિલ્લ રાજાની સુંદરીઓનાં સ્તન ઉપરથી પડેલી ચંદનધૂલીવડે તેના તરંગ શ્વેત થયેલા છે. કોર ઉપર ઉગેલા કેવડાની રજના ઢગથી ત્યાં રેતીના કિનારા બંધાયેલા છે. પાસેના આશ્રમમાંથી આવેલા તપસ્વીઓએ ધોયેલાં ભીનાં વલ્કલથી તેના કાંઠા ઉપરનું જલ ગેરૂ જેવું લાલ થયેલું છે. આરાની પાસે

---

૧. એ નામનો રાક્ષસ; અને માથા વિનાનું રાહુનું ધડ, જે ગ્રહણ સમયે સૂર્યચંદ્રને પીડે છે એમ કેટલાકનો મત છે. ૨ યોજન જેટલા લાંબા હાથવાળો એક રાક્ષસ "કબંધ" નું બીજું નામ. ૩. નહુષને સારૂ જુઓ પૃષ્ઠ ૧૭ મું ટી ૧૦. ૪. સીતા જનક રાજાને યજ્ઞ-ભૂમિમાંથી જડી હતી એવી કથા ચાલે છે; તેથી જન્મ સમયે તો પૃથ્વીમાંથી નીકળી જ હતી અને આ બીજી વાર, માટે "ફરીથી."

૫ પમ્પા સરોવરનું વર્ણન ઉત્તરરામચરિતમાં પણ છે જુઓ અંક ૧–तदेतत्पम्पाभिधानं सरः ।

एतस्मिन्मदकलमल्लिकाक्षपक्षव्याधूतस्फुरदुरुदण्डपुण्डरीकाः ॥

बाष्पाम्भःपरिपतनोद्गमान्तराले संदृष्टाः कुवलयिनो भुवो विभागाः ॥

૬. દુર્દિન=મેઘથી ઢંકાઇ ગયેલો દિવસ; મેઘ જળના વર્ષાદનું ઝાપટું.

ઉગેલાં ઝાડના પલ્લવમાંથી આવતા પવનને લીધે તે (નું જળ) અસ્થિર રહે છે. તેને તીરે નિરંતર ઉગેલી વૃક્ષ-કુંજોમાં તમાલ વૃક્ષોની ગાઢી ઘટાઓથી અંધકાર વ્યાપી રહ્યો છે, વાલિએ કાઢી મૂકયાથી ફરતા, ઋષ્યમૂકવાસી સુગ્રીવે પ્રતિદિન તોડેલા ફળથી તેમની લતાઓ ઘણી હલકી થઈ ગઈ છે,[1] જનવાસી તપસ્વિઓ તેમના પુષ્પને દેવપૂજનમાં વાપરે છે, ઉડતા જલચર પક્ષિઓની પાંખોમાંથી ગળતા જલબિન્દુ પડવાથી તેમની નાની ડાળિયો કુણી થયેલી છે, લતામંડપને તળિયે બેઠેલા મયૂરોના ટોળા લાસ્ય નૃત્ય કરી રહ્યા છે, અને અસંખ્ય પુષ્પની સુગન્ધ નીકળવાથી, જાણે તેઓ વનદેવતાઓના શ્વાસથી સુવાસિત થઈ હોય એમ લાગે છે તે સરોવરને બીજો સમુદ્ર જાણીને, પાણી લેવા આવેલા મેઘ જેવા, જાડા કાદવથી મલિન થયેલા વનગજો તેનું પાણી અહર્નિશ પિયે છે, અને ત્યાં પ્રફુલ્લ કુવલયની પ્રભાથી શ્યામ પડતી પાંખોવાળા, મધ્યે ફરતા ચક્રવાક પક્ષિઓના ટોળાં પણ જાણે સાક્ષાત્ રામ-શાપથી ગ્રસ્ત હોય એમ દેખાય છે[2]

એ પ્રકારના તે પદ્મ સરોવરને પશ્ચિમ તીરે, રામના શર પ્રહારથી જર્જરિત થયેલા જૂના તાલવૃક્ષોની ઘટા પાસે, એક મોટું, જીર્ણ શાલ્મલી વૃક્ષ છે[3] તેના મૂળની આસપાસ, દિગ્ગજની સૂંઢ રૂપી દૃઢ જેવો વૃદ્ધ અજગર સર્પના વીંટળાવાથી જાણે એક મોટો ક્યારો બાંધ્યો હોય એમ દેખાય છે તેના ઉંચા થઈને લટકતી અને પવનથી હાલતી, સર્પની કાંચળીયોનું તેણે જાણે વસ્ત્ર પહેરેલું છે દિશાઓના મંડળનું જાણે માપ કાઢતા, અન્તરીક્ષમાં ફેલાયેલા, તેની શાખાઓના સમૂહથી, પ્રલયકાળે તાંડવ નૃત્યમાં પ્રસારેલા સહસ્ર ભુજવાળા ચંદ્રશેખરની[4] જાણે તે બરોબરી કરે છે વૃદ્ધાવસ્થાને લીધે જાણે પડી જવાના ભયથી તેણે ગગનમંડળને ટેકો દીધો છે તેના આખા શરીર ઉપર લાંબી લાગી, અને જીર્ણતાને લીધે જાણે તેની નાડિયો હોય એવી વેલો વ્યાપી રહેલી છે વૃદ્ધાવસ્થાના તિલકબિન્દુ[5] જેવા કંટકથી તેનું શરીર ભરેલું છે સમુદ્રનું પાણી પીને આકાશમાંથી આવી, પક્ષિઓની પેઠે તેની ડાળિયોમાં ભરાઈ ગયેલા, પાણીના ભારથી જરા મંદમંદ ચાલતા, તથા પલ્લવને ભીના કરી દેતા મેઘથી પણ એ વૃક્ષોનો શિખરભાગ જોઈ શકાતો નથી તેની ઉંચાઈને લીધે તે જાણે નંદનવનની[6] શોભા જોવાને યત્ન કરે છે તેની સમીપ, ઉપર ફરતા અને ગગનતલમાં ચાલવાથી થાકી ગયેલા, સૂર્યરથના ઘોડાના મુખના ખૂણામાંથી ગળેલા ફીણની શંકા કરાવતા રૂના ઢગથી, તેની ટોચ ઉપરની ડાળિયો ધોળી થયેલી છે કલ્પ સુધી ચાલે એવા તેના મૂળ, વનગજના ગંડસ્થલ ઘસાવાથી લ્હોટેલા મદને લીધે ભરાયેલી મત્ત ભ્રમરમાળા રૂપી

---

૧ વાલી નામના વાનરરાજે સુગ્રીવની સ્ત્રી તથા રાજ્યનું હરણ કરીને તેને કાઢી મૂક્યો હતો ઋષ્યમૂક નામનો દક્ષિણમાં આવેલો પર્વત છે જ્યાં રામ અને સુગ્રીવ થોડો કાળ બેસી રહ્યા હતા

૨ સરોવરમાં કુવલયવનની મધ્યે ફરવાથી તેની શ્યામ પ્રભા ચક્રવાક ઉપર પડે, તે જાણે સાક્ષાત્ રામશાપ—સીતાના વિયોગ સમયે ચક્રવાકના કુળને રામે દીધેલો શાપ—હોય એમ કલ્પ્યું—કારણ કે શાપનો રંગ કવિઓ શ્યામ કહે છે ૩ શીમળાનું ઝાડ ૪ જેને ચંદ્રરૂપી શેખર છે તે, મહાદેવ આ વૃક્ષ પણ અતિ ઉંચ્ચ હોવાથી માથે ચંદ્ર ધારણ કરતું હતું ૫ અતિ વૃદ્ધ માણસોમાં શરીરે દેખાતા કૃષ્ણબિન્દુ ૬ ઇન્દ્રની વાડી

લોઢાની સાંકળના બંધથી જાણે નિશ્ચલ થયેલાં છે. તેના કોટરની અંદર પેઠેલા, ચળકતા ભમરોનાં ટોળાંથી તે જાણે સઉવન છે. દુર્યોધનની પેઠે તેમાં **શકુનિનો પક્ષપાત** દેખાયછે.[1] વિષ્ણુની પેઠે તે **વનમાલાયુક્ત** છે.[2] નવા મેઘસમૂહની પેઠે તે **નભસ્‌માં** ઉંચું થાય છે.[3] વનદેવતાઓને અખિલ ભુવનતલ જોવાનો તે જાણે મહેલ છે. દંડકા અરણ્યનો તે જાણે અધિપતિ છે. સર્વ વનસ્પતિયોનો જાણે નાયક છે. વિન્ધ્ય પર્વતનો જાણે મિત્ર છે. અને પોતાની શાખા રૂપી બાહુઓથી આખી વિન્ધ્યાટવીને જાણે તેણે પકડી રાખી છે.

તે વૃક્ષની ડાળિયોની ટોચો ઉપર, કોટરના પોલાણમાં, પલ્લવોની વચ્ચે વચ્ચે, થડની સંધિયોમાં, અને જૂની છાલનાં છિદ્રમાં, અવકાશ મ્હોટો હોવાને લીધે નિશ્ચાસથી હજારો માળા બાંધીને, દેશ દેશમાંથી આવેલાં પોપટ વિગેરે પક્ષિયોનાં ટોળાં રહેતાં હતાં, તેમને વિનાશનો ભય, તે વૃક્ષ ઉપર ચડવું અતિ કઠિન હોવાથી, જતો રહ્યો હતો. તે પક્ષિયો રાત-દિવસ તેમાં વસતાં હતાં તેથી, તે વનસ્પતિની[4] જીર્ણાવસ્થાને લીધે થોડાં પાંદડાં રહ્યાં છતાં પણ, અસંખ્ય પત્રસમૂહથી જાણે તે શ્યામ પડ્યો હોય એમ દેખાતો. તે શુકાદિ પક્ષિયો એ વૃક્ષમાં પોતપોતાના માળામાં રાત ગાળીને પ્રતિદિવસ ઉડી ઉડી, આહાર ખોળવાને આકાશમાં હારબંધ ફરતાં તેથી, ઉન્મત્ત બળરામના હળના અગ્રભાગવડે ખેંચાયાથી ઘણા પ્રવાહમાં ફેલાઈ ગયેલી યમુનાને[5] જાણે તેઓ આકાશમાં દેખાડતાં; દેવગજે ઉખેડી નાંખ્યાથી પડતી, આકાશગંગાની જાણે કમલિનીઓ હોય એવી તેઓ શંકા કરાવતાં; ગગનતલને જાણે સૂર્યરથના અશ્વોની પ્રભાથી રંગ્યું હોય એવું બનાવતાં;[6] ચાલતી જાણે મરકત મણિની ભૂમિ હોય એવાં તે શોભતાં; શેવલના[7] પલ્લવની હારને જાણે આકાશ રૂપી સરોવરમાં પાથરતાં; ગગનમાં પોહોળી કરેલી, કેળનાં પાંદડાં જેવી, પોતાની પાંખોથી તેઓ, સૂર્યના ઉષ્ણ કિરણવડે ખેદ પામેલાં દિશાઓનાં મુખને વા નાંખતાં; આકાશમાં જાણે એક ફરતી શષ્પની પંક્તિને રચતાં; અને અન્તરીક્ષમાં જાણે ઇન્દ્રધનુષ પડ્યાં હોય એમ દેખાડતાં. આહાર કરી, પાછાં આવી, પોતપોતાના માળામાં બેઠેલાં બચ્ચાંને તેઓ, હણેલા હરિણના રુધિરથી રક્ત થયેલા વાઘનખના અગ્રભાગ જેવી રાતી ચાંચોથી, જાતજાતનાં ફળના રસ તથા ડાંગેરની વિવિધ મંજરીઓ વારંવાર ખવરાવી, સર્વ સ્નેહમાં શ્રેષ્ઠ, અસાધારણ અને મ્હોટો જે અપત્યસ્નેહ,[8] તેથી પોતાનાં બચ્ચાંને છાતી સરસાં સંતાડી, એજ વૃક્ષમાં રાત્રિયો ગાળતાં.

મ્હારા વૃદ્ધ પિતા જે મ્હારી માતા સાથે ત્યાં એક જીર્ણ કોટરમાં રહેતા હતા તેમનો, દૈવયોગે હુંજ એકલો પુત્ર હતો. મ્હારાજ જન્મ સમયે પ્રસવવેદના ઘણી થવાને લીધે મ્હારી માતાનો સ્વર્ગવાસ થયો. પોતાની વ્હાલી સ્ત્રીના મરણથી થતા શોકવડે મ્હારા

---

૧. શકુનિ=પક્ષી; અને સુબળ રાજાનો પુત્ર–દુર્યોધન વિગેરેનો મામો. પક્ષપાત=પાંખોનું ફરફરવું, અને એકજ બાજુ તરફ વલણ રાખવું, વગ કરવી તે. ૨. વનમાળા=વન–વૃક્ષોની ઘટા–તેની હાર; કૃષ્ણની ફૂલની માળા જે ઉપરથી એ 'વનમાળી' કહેવાય છે. એ શ્લેષ સારૂ જુઓ વાસવ૦ પૃ૦ ૮૬— **जनार्दन इव विचित्रवनमालः** ૩. નભસ્=આકાશ, શ્રાવણ માસ. ૪. વનનો પતિ. ૫. જુઓ પૃષ્ઠ ૮ મું ટી. ૩ જી. ૬. સૂર્યના અશ્વ કાળા કહેલા છે માટે આ ઉત્પ્રેક્ષા. ૭. શેવાલ; લીલ. ૮. અપત્ય=છોકરાં છૈયાં–તેમના ઉપરનો સ્નેહ–માબાપનો.

મધુકણનો વર્ષાદ વર્ષાવતો, પુષ્પની સુગંધથી ભ્રમરોનાં ટોળાંને તૃપ્ત કરતો, અને રાત્રિને અંતે શીતલ થયેલો, પ્રભાત-પવન જ્યારે મંદ મંદ વાતો હતો; ગજ-ગંડસ્થલ જેમની નોબત છે એવા, કમલવનના પ્રબોધ સમયે મંગલ પાઠ કરનારા ભ્રમરો, કુમુદની પાંખડિયો બંધ થતાં પાંખો અંદર દબાઇ જવાથી જ્યારે ગણગણાટ કરી રહ્યા હતા; જે ચક્ષુઓના ઉપર પ્રભાતનો ઠંડો પવન લાગેલો હતો—હજી થોડાં નિદ્રાલુ હોવાથી જેમની કીકીઓ જરા વાંકી નમી ગયેલી હતી, અને જાણે તપાવેલી લાખના રસથી જેમની પાંપણો મ્હોટી ગઈ હોય એમ લાગતું હતું—તેમને જ્યારે, ખારી ભૂમી ઉપર સુવાથી ધુસર થયેલી છાતીની રુવાંટીવાળાં વનહરિણો ધીમે ધીમે ઉઘાડતાં હતાં; જે સમયે વનચરો આમ તેમ ફરતાં હતાં; કર્ણને આનંદ આપતો, પમ્પા સરોવરના કલહંસનો કોલાહલ જ્યારે વધ્યાં જતો હતો; મયૂરમંડલને નચાવતો, વનગજોના કર્ણનો મનોહર તાલશબ્દ જ્યારે ગાજી રહ્યો હતો;[1] વળી, આકાશમાં ગમન કરતા સૂર્યરૂપી હાથીના નીચે લટકતા ચામર જેવા, મજીઠ જેવા રાતા રંગના કિરણ જ્યારે થોડે થોડે દેખાવા માંડ્યા હતા; ભગવાન્ સૂર્ય દેવતાનો જ્યારે ધીરે ધીરે ઉદય થતો હતો; પમ્પા સરોવરની પાળ ઉપરનાં વૃક્ષશિખરોમાં ફરતો, ગિરિ-શિખર ઉપર વસતો, રવિથી ઉત્પન્ન થયેલો, અને તારાનું હરણ કરનાર, બાલ સૂર્ય, ફરીથી જાણે સુગ્રીવ આવતો હોય તેમ, વનમાં જ્યારે પ્રવેશ કરતો હતો;[2] પ્રભાત જ્યારે સ્પષ્ટ થયું હતું; થોડીજ વારમાં સૂર્ય જ્યારે પ્રહર એક દિવસ ચઢવાથી સ્પષ્ટ દેખાવા લાગ્યો હતો; પોપટનાં ટોળાં જ્યારે પોતપોતાની ગમતી દિશાઓમાં ઉડી ગયાં હતાં; માળાઓમાં નિશ્ચિંત ભરાઈ પેઠેલાં બચ્ચાં છતાં પણ, સૌ શાન્ત હોવાથી તે વૃક્ષ જ્યારે શૂન્ય જેવું દેખાતું હતું; મ્હારા પિતા જ્યારે પોતાના માળામાં બેઠેલાજ હતા; ને મ્હારી બાલ્યાવસ્થાને લીધે બળ નહિ છતાં પણ હું જ્યારે, થોડી થોડી ફૂટેલી પાંખોથી તાતની પાસેના કોટરમાં ગયેલો હતો, ત્યારે એ મહાવનમાં સહસાજ શિકારિયોના કોલાહલનો શબ્દ થઈ રહ્યો, જેથી સર્વ વનચરો ત્રાસ પામી ગયાં. ગભરાટમાં ઉડતાં પક્ષિયોની પાંખોનો ફડફડાટ તે શબ્દની સાથે મિશ્ર થઇ ગયો હતો. બ્હીનેલાં હાથીનાં બચ્ચાંની ચીસોથી તે પુષ્ટ થયેલો હતો. મત્ત ભ્રમરોનાં ઉડતાં ટોળાંના ગણગણાટથી તે જાડો થયો હતો. ઉંચાં નાક કરીને ભમતાં વનવરાહના સ્વરથી તે કઠોર થયો હતો. પર્વતની ગુફાઓમાં નિદ્રામાંથી જાગેલા સિંહના નાદથી તે વૃદ્ધિ પામ્યો હતો. વૃક્ષોને તે જાણે ડોલાવતો હતો. ભગીરથે ઉતારેલા ગંગાપ્રવાહના કલકલ જેવો તે ઘુઘવાટ કરતો હતો. અને વનદેવતાઓ (પણ) ભયભીત થઇને તેને સાંભળતી હતી. એવા અશ્રુતપૂર્વ ધ્વનિને સાંભળતાંજ હું કંપવા લાગ્યો, તથા બાળક હોવાને લીધે મ્હારા કર્ણ જર્જરિત થઈ ગયા. અને ભયથી વિહ્વલ બની જઇને આશ્રય લેવાની આશાએ હું પાસે બેઠેલા મ્હારા પિતાની, વૃદ્ધપણથી શિથિલ થયેલી પાંખોમાં ભરાઇ ગયો.

---

૧. હાથીના કાન અફળાવાથી થતા ગંભીર શબ્દને મયૂરો મેઘગર્જના સમજીને નાચતા હતા.
૨. બાલ સૂર્ય અને સુગ્રીવ એમનાં ઉપર કહેલાં ચારે સાધારણ વિશેષણ છે. નાનો સૂર્ય વૃક્ષની ટોચોમાં ફરતો; તેમજ સુગ્રીવ-વાનર પણ. સૂર્ય ઉદયગિરિ ઉપર વસે, અને સુગ્રીવ ઋષ્યમૂકાદિ ગિરિ ઉપર. નાનો સૂર્ય પાછલા દિવસના મ્હોટા સૂર્યમાંથી ઉત્પન્ન થયો હતો; સુગ્રીવ સૂર્યપુત્ર હતો. પહેલાએ આકાશમાંથી તારા હરી લીધા હતા; બીજાએ તે નામની સ્ત્રીનું હરણ કીધું હતું.

બચ્ચાંને શોધતી, અને ગદ્‌ગદ કંઠે અતિ કરુણ ચીસો પાડતી ગેંડીઓના વિલાપથી; વૃક્ષનાં શિખર ઉપર ઉડી ગયેલાં, તથા આકુલ વ્યાકુલ ભમતાં પક્ષિઓના કલકલાટથી; મૃગની પછવાડે દોડતા પારધીઓના ચરણ જે પૃથ્વી ઉપર સાથેજ વેગથી પડીને તેને જાણે કંપાવી દેતા હતા તેમના શબ્દથી; કર્ણપર્યંત ખેંચેલી દોરીવાળાં, બાણનો વર્ષાદ વર્ષાવતાં ધનુષોના, મદમત્ત કુરરીના કંઠસ્વર જેવા નાદથી; પવન વાયાથી ખડખડતી ધારવાળી, તથા મહિષોના કઠિન સ્કંધ ઉપર પડતી, તરવારોના રણુકારથી; અને જોરથી કઠોર સ્વરે ભસતા કુતરાઓના, અખિલ વનમાં વ્યાપી રહેતા ભસવાથી, તે અરણ્ય જાણે બધું થરથરી ગયું. જરા વાર પછી, જ્યારે તે શિકારિયોનો કોલાહલ શાન્ત પડી ગયો, અને જલવૃષ્ટિ પછી શાન્ત પડેલા મેઘ-વૃંદના જેવું તે વન જ્યારે મથનને અન્તે શમી ગયેલા જલવાળા સમુદ્રના જેવું સ્તબ્ધ થયું ત્યારે મ્હારો ભય જરા ઓછો થયો; અને કુતૂહલ ઉત્પન્ન થવાથી હું બાળક એટલે 'આ તે શું હશે!' એમ વિસ્મય પામી, જોવાને આતુર બની ગયો. તેથી, મ્હેં પિતાના ખોળામાં જરા બ્હાર આવી, કોટરમાં ને કોટરમાંજ રહી મ્હારી ડોક લાંબી કરી, ત્રાસથી ચંચલ કીકીસહિત, તેજ દિશા તરફ નજર કરી.

ત્યારે મ્હેં બીજા વનમાંથી સામુ આવતું, અર્જુનના સહસ્ર હાથથી પથરાઇ ગયેલા નર્મદા-પ્રવાહ જેવું,[1] પવનના બળથી ચાલતા તમાલવન જેવું, કાલ-રાત્રિઓના[2] પ્રહરના એકત્ર મળેલા સમૂહ જેવું, પૃથ્વીકંપથી હાલેલા શ્યામ શિલાના સ્તંભના સંચય જેવું, રવિકિરણથી આકુલવ્યાકુલ થયેલા અંધકારના પૂર જેવું, મૃત્યુના ભટકતા પરિવાર જેવું, પાતાળ ફાડીને બ્હાર નીકળેલા દાનવ લોક જેવું, એક સ્થલે ભેગા થયેલા અશુભ કર્મના સમૂહ જેવું, આખા દંડકારણ્યમાં વસતા ઋષિયોના શાપના જાણે ચાલતા સંઘ જેવું, વારંવાર બાણનો વર્ષાદ વર્ષાવીને રામે મારેલા ખર ને દૂષણનું[3] સૈન્ય જાણે તે (રામ)ના અનિષ્ટ ચિંતનથી પિશાચની અવસ્થામાં આવ્યું હોય તેવું, કલિયુગના એકત્ર મળેલા બંધુવર્ગ જેવું, સ્નાન કરવાને નીકળેલા વનમહિષના ટોળા જેવું, પર્વતના શિખર ઉપર ઉભેલા સિંહના પંજામાં ભરાયાથી ફટીને ભાગી ગયેલા કાલમેઘના વૃન્દ જેવું, સકલ રૂપનો[4] વિનાશ કરવાને આવેલા ધૂમકેતુઓના ગણ જેવું, અને પ્રલયકાળના વૈતાલ-વૃન્દ[5] જેવું,—આખા વનમાં અંધકાર તથા અતિભય ઉત્પન્ન કરતું, અનેક સહસ્ર શબર લોકોનું એક સૈન્ય જોયું.

તે અતિ મહત્ સૈન્યની મધ્યે મ્હેં માતંગક નામના અતુલ આકૃતિના જુવાન શબર-સેનાપતિને દીઠો, જેનું નામ તો મ્હેં પછીથી સાંભળ્યું. તેની અતિ કઠિનતાને લીધે તે જાણે લોહમયજ બનાવેલો હતો. બીજો જન્મ લેઇને આવેલો જાણે એકલવ્ય[6] હોય એવો તે

---

૧. સહસ્રાર્જુને નર્મદા સાથે જલક્રીડા કરી હતી એ વાત રામાયણના ઉત્તર કાંડમાં કહેલી છે. અહિંથી શરૂ થતાં વિશેષણો "સૈન્ય" નાં છે. ૨. મલયકાળની રાત્રિ અથવા કૃષ્ણપક્ષની રાત્રિ. ભીલલોક કાળા માટે તેમને શ્યામ વસ્તુઓ સાથે સરખાવ્યા છે. ૩. એ બે રાક્ષસોને રામે હણ્યા હતા. ૪. રૂપ=રંગ; કાન્તિ. ૫. વેતાલ=રાક્ષસની એક જાતિ. ૬. નિશાદના રાજા હિરણ્યધનુષનો પુત્ર, અને દ્રોણાચાર્યનો શિષ્ય. એની કથા ભારતના આદિપર્વમાં છે.

દેખાતો હતો. તેને દાઢીમુછ ફુટવા માંડી હતી તેથી તે, પ્રથમ મદલેખાથી શોભતા ગંડસ્થલવાળા ગજપતિ–કુમાર જેવો લાગતો હતો. કાળા કમલ જેવા શ્યામ, તેની દેહપ્રભાના પ્રવાહને લીધે તે જાણે યમુનાનું જલ આખા અરણ્યમાં ભરી દેતો હતો. છેડેથી ગુંછળાં વળેલા, અને સ્કંધ ઉપર પડતા કેશથી તે, ગજમદવડે મલિન થયેલી યાળવાળા સિંહ જેવો દીસતો હતો. તેનું કપાળ મ્હોટું હતું. નાસિકા ઘણી ઉંચી અને ચિબુકાભણી હતી. એક કર્ણમાં પેહેરેલા નાગ–મણિના રતાશ મારતા કિરણોથી લાલ થયેલી માટે, પત્રમાં શયન કરવાના અભ્યાસથી જાણે પલ્લવનો રંગ લાગ્યો હોય એવી, તેની ડાબી બાજુથી તે શોભતો હતો. જરા વાર ઉપર મારેલા હાથીના ગંડસ્થલમાંથી લીધેલા, સમપત્રનો પરિમલ આપતા, કૃષ્ણાગરુના રસ જેવા સુગંધી મદનો તેણે લેપ કર્યો હતો: તેના પરિમલથી અંધ થઈને ભમતાં, મયૂરપિચ્છના છત્ર જેવાં ભ્રમરનાં ટોળાંએ તે સેનાપતિ ઉપર જાણે તમાલ-પલ્લવની છાયા કરી દીધી હતી. હાલતા કર્ણ-પલ્લવના આકારમાં, ભુજ–બલથી જીતેલી અને ભયથી સેવા કરવા આવેલી જાણે વિંધ્યાટવીનો હસ્ત, તેના ગંડસ્થલ ઉપરની સ્વેદ–રેખા લુસી નાંખતો હતો. હરિણોના ક્ષયરૂપી રાત્રિની સંધ્યા જેવી, અને જાણે લોહીથી બીની થયેલી, તેની લાલાશ મારતી દૃષ્ટિથી તે દિશાઓના સર્વ વિભાગને જાણે રંગતો હતો. ઢીંચણ સુધી પહોચતી, ગજ-શુંડનું જાણે પ્રમાણ લઈને બનાવેલી, અને ચંડિકાને રુધિરબલિદાન આપવા સારૂ વારંવાર (ઝાલેલાં) ધારવાળાં શસ્ત્ર ઉઝરડાયાથી વિષમ થયેલા ખભાવાળી, તેના હાથની જોડ તેને શોભાવતી હતી. સ્વેદ-કણિકાથી ભરપૂર, અને વચ્ચે વચ્ચે, જાડાં હરિણ-રુધિરનાં બિંદુ ચ્હોટેલાં હોવાથી જાણે ગુંજાફલ સહિત, ગજ-કુંભસ્થલનાં મોતીનું આભૂષણ પેહેરેલું હોય એવી તેની છાતી વિંધ્ય–શિલાતલ જેવી વિશાલ દીસતી હતી. અહર્નિશ ચાલતા શ્રમના અભ્યાસથી તેનું ઉદર ઘણું કૃશ થયેલું હતું.[1] તેની જાંઘોવડે તે ગજ-મદથી મલિન થયેલા બે બંધન-સ્તંભને જાણે હસતો હતો. લાખ જેવું રાતું રેશમી વસ્ત્ર તેણે પેહેરેલું હતું. તેની ક્રૂર જાતિને લીધે તેનું લલાટ કારણ વિના પણ ત્રિવલિયુક્ત[2] રેહેતું, અને ઉંચી ભ્રુકુટિથી વિકરાલ દેખાતું હતું તેથી તે, દૃઢ ભક્તિથી પ્રસન્ન થયેલી દુર્ગા દેવીએ 'આ મ્હારો ભક્ત છે' એવું જાણી ત્રિશૂલથી જાણે આંકેલું હતું! તેની પછવાડે અનેક વર્ણના પરિચિત શ્વાન ચાલતા હતા તેઓ, શ્રમ થકી ઘણી બ્હાર નીકળેલી, અને જન્મથીજ રાતી હોવાને લીધે, તે વખતે સુકાઈ ગયેલી છતાં પણ હરિણ–રુધિરનાં જાણે ટપકાં પાડતી હોય એવી જિહ્વાઓથી પોતાનો ખેદ દર્શાવતા હતા. તેમનાં ઉઘાડાં મુખના ખૂણામાંથી દંષ્ટ્ર-કિરણો સ્પષ્ટ દેખાતા હતા તેથી દાંતની વચ્ચે વચ્ચે જાણે સિંહની યાળ ભરાઇ હોય એમ ભાસતું હતું. મ્હોટી મ્હોટી કોડિયોની માળાઓ તેમના કંઠમાં બાંધેલી હતી. મ્હોટાં વરાહના દંષ્ટ્ર-પ્રહારથી તેઓ જર્જરિત થઈ ગયેલા હતા. શરીર તો તેમનું નાનું હતું પણ સામર્થ્ય ઘણું હોવાથી, યાળવિનાનાં સિંહનાં બચ્ચાં જેવા તેઓ દેખાતા હતા; અને હરિણીઓને વૈધવ્ય-દીક્ષા આપવામાં તેઓ કુશલ હતા. તેમની સાથે વળી કેટલીક મ્હોટાં શરીરવાળી, અને કેસરીઓને સારૂ અભયદાનની યાચના કરવા આવેલી

---

૧. જુઓ શકુંતલા:—मेदश्छेदकृशोदरं लघु भवत्युत्थानयोग्यं वपुः ॥ ૨. ત્રિવલિ=ત્રણ કરચલી.

જાણે સિંહીઓ હોય એવી, કુતરીઓ પણ આવતી હતી.–તે સેનાપતિની આસપાસ અનેક પ્રકારનાં ભીલ લોકોનાં ટોળાં ચાલતાં હતાં; તેમાં કેટલાક પુરુષોએ ચમરના વાળ અને હાથી-દાંતના ભારા લીધા હતા; કોઇક છિદ્રરહિત પત્રમાં મધુપુટ બાંધી લીધા હતા; કેસરીઓના જેવા કેટલાકે પોતાના હાથમાં, હાથીનાં કુંભસ્થલમાંથી નીકળેલાં મોતી રાખેલાં હતાં; રાક્ષસોની પેઠે કેટલાકે માંસનો ભાર લીધો હતો; પ્રમથોની[1] પેઠે કેટલાકે સિંહ-ચર્મ ઝાલ્યાં હતાં; બૌદ્ધ-ભિક્ષુકોની પ્રમાણે કોઇકે મયૂર-પિચ્છ લીધાં હતાં; બાળકોની પેઠે કોઇકે **કાકપક્ષ** રાખ્યાં હતાં.[2] કેટલાકે તો, કૃષ્ણ-ચરિત જાણે દેખાડતા હોય તેમ, **ગજને** મારીને તેના દન્તનુ ગ્રહણ કર્યું હતું.[3] અને કોઈ કોઈનાં **અમ્બર** વર્ષા ઋતુના દિવસોની પેઠે **મેઘ-મલિન** હતાં.[4] અરણ્યની સમાન તે સૈન્યાધિપતિની પાસે **ખડ્ગ-ધેનુકા** હતી.[5] નવા મેઘની પેઠે તેણે મયૂર-પિચ્છના [જેવા] ચિત્ર-**ધનુષ્ને** ધારણ કર્યું હતું.[6] બક રાક્ષસની પેઠે તેણે **એકચક્ર** લીધું હતું.[7] ગરુડની પેઠે તેણે અનેક મહા **નાગના** દંત પાડી નાંખ્યા હતા.[8] ભીષ્મપિતાના જેવો તે **શિખંડીનો** શત્રુ હતો.[9] ગ્રીષ્મ દિવસની પેઠે તે સર્વદા **મૃગતૃષ્ણા** દેખાડતો હતો.[10] વિદ્યાધરોના જેવો તેને **માનસવેગ** હતો.[11] પરાશરની પેઠે તે **યોજન-ગંધાને** અનુસરતો હતો.[12] ઘટોત્કચની સમાન તેણે **ભીમ-રૂપ** ધારણ કર્યું હતું.[13] પાર્વતીના કેશ જેવો તે **નીલકંઠના ચંદ્રકથી** અલંકૃત હતો.[14] હિરણ્યકશિપુની પેઠે, **મહાવરાહના** દંષ્ટ્રથી તેની છાતી ભેદાયલી હતી.[15] વિષયાસક્ત પુરુષની પ્રમાણે તેણે બહુ **બન્દીઓનો** પરિગ્રહ કીધો હતો.[16] રાક્ષસના જેવો તે **રક્ત-લુબ્ધક** હતો.[17] સંગીતકલાના વિલાસની પેઠે તેની સાથે **નિષાદ** આવતા હતા.[18] અંબિકાના ત્રિશૂલના જેવી તેની કાયા **મહિષ-રુધિરથી** ભીની થયેલી હતી.[19] નવ યૌવનમાં છતાં પણ તેણે બહુ **વયનો** ક્ષય કર્યો હતો.[20]

---

૧. તે નામના, મહાદેવના અનુચર. ૨. કાકપક્ષ=કાગડાનાં પીછાં; અને કાનસેરિયાં. ૩. ગજ=સાધારણ હાથી; અને કુવલયાપીડ નામે હાથી જે કંસને ત્યાં હતો અને જેને શ્રીકૃષ્ણે માર્યો હતો. એ હાથી મૂળ રાક્ષસ હતો પણ એવે રૂપે છાનોમાનો રહેલો હતો. ૪. મેઘ–મલિન=મેઘના જેવાં મલિન; અને મેઘથી મલિન. અમ્બર=વસ્ત્ર; આકાશ. ૫. ખડ્ગ–ધેનુકા=નાનું ખડ્ગ–છરી; અને ગેંડી. ૬. અહીં એક વખત કૌંસમાંના શબ્દો લેવા અને બીજી વખત શ્લેષમાં ના લેવા. આ સેનાપતિનું ધનુષ્, મયૂર-પિચ્છના ચિત્રવાળું હતું—અર્થાત્ ત્યાં મોરનાં પીછાં બાંધ્યાં હતાં. નવા મેઘનું ધનુષ્—ઇન્દ્રધનુષ્—મોરનાં પિચ્છ જેવું વિચિત્ર હોય છે. ૭. એક ચક્ર–તે નામનું ગોળ શસ્ત્ર; અને "એકચક્ર" નામનું બકનું નગર. ૮. નાગ=હાથી; સાપ. ૯. શિખંડી=મયૂર; અને દ્રુપદ રાજાનો પુત્ર. ૧૦. મૃગતૃષ્ણા=હરણ મારવાની ઇચ્છા; અને જે ઝાકળ સવારમાં જળનો દેખાવ આપી મૃગોને લોભમાં નાંખે છે તે (Mirage). ૧૧. માનસવેગ=માન–અહંકાર–ને લીધે સવેગ–તીવ્ર ગતિવાળો (સેનાપતિ); માનસ નામના સરોવર તરફ વેગ–ગતિ (વિદ્યાધરોની). ૧૨. પરાશર=વ્યાસના પિતા. યોજનગંધા=કસ્તુરી; અને વ્યાસની માતા સત્યવતી. ૧૩. ઘટોત્કચ–'ગટોરગચ'–હેડંબાથી ઉત્પન્ન થયેલો ભીમનો પુત્ર. ભીમરૂપ=ભયંકર રૂપ; અને ભીમના જેવું રૂપ. ૧૪. નીલકંઠ=મયૂર; મહાદેવ. ચંદ્રક=મયૂરપિચ્છના ચાંલ્લા; અને નાનો ચંદ્ર. ૧૫. મહાવરાહ=મોટું ડુક્કર; વરાહાવતાર. ૧૬. બંદી=સ્તુતિપાઠકો; અને હઠથી પકડી આણેલી સ્ત્રિયો. ૧૭. રક્તલુબ્ધક=(સેનાપતિને) રક્ત–અનુરક્ત લુબ્ધ–પારધી હતા; રાક્ષસ રક્ત–લોહી–નો લુબ્ધ–લોભી હોય છે. ૧૮. નિષાદ=ભીલ વિ૦ હલકી જાતિના લોક; તે નામનો સંગીત–સ્વર. ૧૯. મહિષ=પાડા; તે નામનો અસુર. ૨૦. અહીંથી વિરોધાલંકાર શરૂ થાય છે. વય=ઉમ્મર, પક્ષિઓ.

**સારમેયનો** સંગ્રહ કર્યા છતાં પણ પોતે ફલ મૂલનુંજ ભક્ષણ કરતો હતો.[1] તે કૃષ્ણ હતો તથાપિ **સુદર્શન** વિનાનો હતો.[2] બ્રહ્મચારી છતાં પણ તે દુર્ગા [!] નોજ શરણ હતો.[3] **ક્ષિતિધરના પાદને** તે અનુસરતો હતો તથાપિ ગજસેનાવી કંદરા અજાણ્યો હતો.[4] વિંધ્યાચલનો તે જાણે પુત્ર હતો. મૃત્યુનો અંશ લઇને જાણે તે અવતર્યો હતો. પાપનો જાણે સહોદર હતો. કલિયુગનો જાણે તે સાગ્રથી હતો, અને ભયંકર છતાં પણ તેના અતિશય બળને લીધે તે ગંભીર જેવો દેખાતો હતો

( આ બધું જોઇ ) મ્હારા મનમાં વિચાર આવ્યો કે—અહો ! આ લોકનું ચરિત મોહપ્રાય છે, અને એમનાં કર્મ સાધુ જનોથી નિન્દિત છે કારણ ' પુષ્પ માંસનું બલિદાન આપવામાં એ લોક ધર્મ માને છે. સુજ્ઞ પુરુષોએ નિન્દેલા મધુમાંસાદિનો આહાર કરે છે. મૃગયા એજ એમનો શ્રમ છે. શિયાળનું રડવું એજ એઓનું શાસ્ત્ર છે.[5] એમને સારા ખોટાનો ઉપદેશ કરનારા ઘૂડ ને પક્ષિઓ ( ની ચેષ્ટા ) નું જ્ઞાન મેળવવામાં એઓ ડહાપણ માને છે શ્વાન સાથે પરિચય રાખે છે. શૂન્ય અરણ્યોમાં એઓનું રાજ્ય છે. મદ્યપાન-ગોષ્ઠી એજ એમનો ઉત્સવ છે. ક્રૂર કર્મ કરનારા ધનુષ્ય એમના મિત્ર છે. મુખમાં વિષ ભરેલા સર્પ જેવા બાણ એમના સહાય છે. એમનું ગાયન મુગ્ધ મૃગોને નાશકારક છે. હાથી પકડી આણેલી સ્ત્રિયોને એ પરણેલા છે. ક્રૂર વ્યાઘ્રો સાથે એમનો વાસ છે. પશુ રુધિરથી એ દેવપૂજા કરે છે. માંસનું બલિદાન આપે છે. ચૌર્યથી ઉદરનિર્વાહ કરે છે સર્પ મણિના આભૂષણ પેહેરે છે. વનગજના મદનો અંગલેપ કરે છે અને જે વનમાં વસે છે, તેનેજ પૂરેપૂરૂં નિર્મૂલ કરી નાખે છે.—એમ હું વિચાર કરતો હતો એટલામાંજ તે શબરસેનાપતિ, વનમાં ભ્રમણ કરવાથી ઉપજેલા શ્રમને દૂર કરવાની ઇચ્છાથી તેજ શીમળાના ઝાડ તળેની છાયામાં આવીને, પોતાનું ધનુષ નીચે મુકી, પરિજનોએ ત્વરાથી આણેલા પલ્લવાસન ઉપર બેઠો, અને એક જુવાન ભીલ તે સરોવરમાં ઝટપટ ઉતરી પોતાની પોશવડે પાણી લાવી, તેમાંથી વૈડૂર્ય મણિના રસ જેવું, પ્રલયકાળના સૂર્યકિરણના તાપથી ગળી પડેલા આકાશના કકડા જેવું, ચન્દ્રમંડળમાંથી જાણે ટપકેલું સ્ફટિક રસ જેવું ઠંડું અને કમલ રજિયોની રજથી સુગંધી થયેલું જલ કમલપત્રપુટમાં ભરીને, તરત ચુંટેલી તથા કાદવ ધોઇ નાખ્યાથી નિર્મલ થયેલી મૃણાલિકાઓ[7] સાથે લઈ આવ્યો. જલપાન કીધા પછી તે સેનાપતિએ, રાહુ જેમ ચન્દ્રકળાનું ભક્ષણ કરે તેમ પેલી મૃણાલિકા ધીમે ધીમે ખાધી. પછી વિશ્રાન્ત થયો એટલે તે ઉઠ્યો અને આખું સૈન્ય પણ જલપાન કરી, તેની પછવાડે ધીરે ધીરે બીજી મનગમતી દિશામાં ગયું

૧. સારમેય=સાર-ધન, અને મેય=માપાય તેવું, અત્ર વિ૦ વિરોધ શમાવતાં સારમેય=કુત્તરા ૨ કૃષ્ણ=શ્રીકૃષ્ણ, કાળો સુદર્શન=એ નામનું કૃષ્ણનું ચક્ર સારૂં રૂપ ૩ દુર્ગા=કોઇ વિરોધ શમાવતાં ' દુર્ગા ' શબ્દ લેવાનો છે તેનો અર્થ ચંડિકાદેવી ૪ ક્ષિતિધર=પૃથ્વીનો ધારણ કરનાર-રાજા—ના પાદ=પગ અને પર્વતની તળેટીઓ ૫ ચોર લોક ચોરી કરવા નીકળે છે ત્યારે, એમ મનાય છે કે શકુન જુવે છે તેમાં જે શિયાળ જમણી બાજુએ રડતું હોય તો ખોટું અને ડાબી બાજુએ રડે તો સારૂં એમ માને છે ૬ અર્થાત્ પમ્પા નામનું-ઉપર કહેલું સરોવર ૭ કમળના ખવાય એવા કુણા કુણા મૂળ

Destruction of parrots




શુક-સંહાર

Lakshmi Art, Bombay, 8

The parrot revived



શુક-પ્રાણ-રક્ષણ.

પણ તે ટોળામાંથી એક વૃદ્ધ ભીલ, જેને હરિણ-માંસ મળ્યું ન હતું, અને જે રાક્ષસ જેવો અતિ ભયંકર દેખાતો હતો તે, માંસ લેવાને અર્થે એજ વૃક્ષની નીચે થોડી વાર ઉભો રહ્યો. પછી જ્યારે સેનાપતિ દૃષ્ટિ-ગોચરની બ્હાર ગયો ત્યારે, પક્ષિયોનું માંસ ભક્ષણ કરવાને લાલચુ બાજ જેવા તે વૃદ્ધ ભીલે તેની, રુધિર-બિન્દુ જેવી રક્ત, અને કપિલ ભ્રૂલતાના પરિવેષથી[1] ભયંકર લાગતી દૃષ્ટિવડે, અમારાં આયુષને જાણે પીતો હોય અને શુક-કુળોના માળા જાણે ગણતો હોય તેમ, ઉપર ચઢવાની ઇચ્છાથી, ઘણા વખત સુધી તે વૃક્ષ ઉપર ઠેઠ મૂળથી જોયાં કર્યું. તેની દૃષ્ટિથી ભયભીત થયેલાં પોપટનાં ટોળાંના તો પ્રાણ તેજ ક્ષણે જાણે ઉડી ગયા ! અકરણને કંઈ અસાધ્ય નથીઃ કેમકે તે વૃક્ષ અનેક તાડ જેટલુ ઉચુ હતું, અને આકાશને અડકતી શાખાઓ તેના શિખર ઉપર હતી, તોપણ જાણે પગથિયાં ઉપર ચઢતો હોય એમ તે સ્હેલાઇથી એના ઉપર ચઢી ગયો; અને ઉડવાની શક્તિ વિનાનાં કેટલાંક થોડાજ દિવસ થયાં જન્મેલાં, ગર્ભ જેવાં રાતાં, તથા શીમળાના ફુલની શંકા કરાવતાં[2]—કેટલાંકને પાંખો ફુટેલી તેથી કમળનાં કુંળાં પાંદડાં જેવાં દેખાતાં—કેટલાંક આકડાનાં ફળ જેવાં—કેટલાકની ચંચુ-કોટી લાલ થવા માંડેલી તેથી, જરા ઉઘડેલી પાંખડિયોને લીધે રાતાં થયેલાં મુખવાળી કમલકળિયોની[3] શોભા ધારણ કરતાં—ને કેટલાંક, પોતાને વારંવાર થતા શિરઃ-કંપના રૂપમાં, જાણે ઉપાય કરવાને અસમર્થ હોવાથી ના, ના, કહેતાં હોય એવાં—પોપટનાં બચ્ચાંને, એક એક જાણે તે વૃક્ષનાં ફલ ગ્રહણ કરતો હોય તેમ, શાખાઓના સંધિમાંથી અને કોટરોની અંદરથી લઇ, પ્રાણથી વિમુક્ત કરી, તેણે ભૂમિ ઉપર નાંખ્યાં.

મ્હારા પિતાને, આવો મ્હોટો, અણચિન્તવ્યોજ પ્રાણ હરણ કરતો અને પ્રતીકાર વિનાનો ઉપદ્રવ આવી પડેલો જોઇ, બમણો કંપ થઈ આવ્યો. મરણ-ભયથી ઉંચી અને ચંચલ થયેલી કીકીવાળી, શોકથી નિસ્તેજ ( દૃષ્ટિવાળી ) અને અશ્રુ-જલથી ભરાઈ ગયેલી પોતાની આંખને એમણે આમ તેમ જુદી જુદી દિશાઓમાં ફેરવવા માંડી. તાલુ એમનું સુકાઈ ગયું હતું; પોતાનું રક્ષણ કરવાને એ અસમર્થ હતા; અને શુ કરવુ તેની એમને સુઝ પડતી ન હતી તોપણ સ્નેહને લીધે મ્હારી રક્ષા કરવાને આકુળ હોવાથી, ત્રાસમાં સંધિઓ નરમ પડ્યાથી શિથિલ થયેલી પોતાની પાંખોવડે મને ઢાંકી દઈ, તે કાળે એજ ઉપાય ઉચિત હતો એમ માની, પોતાના ખોળામાં મને લપેટીને એ બેસી રહ્યા. એટલામાં તે પાપી અને અતિ ક્રૂર ભીલે, શાખાઓની વચમાં વચમાં ચાલી, (અમારા) કોટર-દ્વાર પાસે આવી, જીર્ણ કૃષ્ણ સર્પની ફેણ જેવો ભયંકર, વિવિધ વન-વરાહની ચરબી તથા માંસની ગંધ મારતી હાથેલી-વાળો, ધનુષ્યની દોરી ખેંચવાથી અંકિત થયેલા કાંડાવાળો અને મૃત્યુ-દંડ જેવો તેનો ડાબો હાથ લાંબો કરી, વારંવાર ચંચુ-પ્રહાર કરતા અને મ્હોટી ચીસો પાડતા મ્હારા પિતાને બહાર

૧. ભ્રૂલતા—ભમર, પરિવેષ=આસપાસ પડતો ગોળ પ્રકાશ (Halo). ૨. સંદેહાલંકાર. આ વિશેષણો "પોપટનાં બચ્ચાં" ની સાથે યોજવાનાં છે. ૩. અહીં મંમટનો કહેલો બીજા પ્રકારનો નિદર્શના અલંકાર છે.—બે વસ્તુઓ વચ્ચે સબંધનો અસંભવ છતાં પણ ઉપમાવડે તે દેખાડયો હોય ત્યારે 'નિદર્શના.' અહીં બચ્ચાં તથા કળિયો' વચ્ચે સબંધ નહિ છતાં પણ 'શોભા ધારણ વિ૦' કહીને તે બતાવ્યો છે.

ખેંચી કાઢી, એમના પ્રાણ લીધા. પણ મ્હારૂં શરીર ઘણું નાનું હતું, અંગ બીકના ભયથી સંકોચાઈ ગયાં હતાં, અને આયુષ બાકી રહેલું તેથી, મને તો તેણે પાંખોમાં ભરાયેલો સુદ્ધાં જોયો નહિ. મુએલા મ્હારા તાતને વધતી ડોકે અને ઉંધે મ્હોંએ તેણે નીચે ભૂમિ ઉપર નાખ્યા, અને એમના પગ વચ્ચે મ્હારી ડોક ચાંપી હતી, તથા પીંછાંમાંનો એમના ખોળામાં હું ભરાઈ રહ્યો હતો તેથી હું પણ એમની સાથેજ નીચે પડ્યા છતાં સ્હેલાઈથી સુકાં પાંદડાંના ઢગલા ઉપર, પવનવડે ઘસડાઈને આવેલાં પાંદડાંના મ્હોટા ઢગલા ઉપર પડ્યો હતો એમ મને માલમ પડ્યું, અને તેથીજ મ્હારાં ગાત્રો ભાંગી ન ગયાં. વળી પવનના જોરેજ મ્હારો રંગ હતો તેથી મારૂં શરીર સ્પષ્ટ દેખાતું ન હતું, અને એ ભીલ વૃક્ષના શિખર ઉપરથી નીચે આવ્યો ન હતો એટલામાં તો હું, દુષ્ટ જેવો, મ્હારા મરી ગયેલા પિતાને આવા પ્રાણત્યાગયોગ્ય કાળે પણ છોડી દઈ, કાલાન્તરે ઉત્પન્ન થનાર સ્નેહરસથી નહીં ભરાયલો ઉત્સંગને વીરે કંઈક અજાણ્યો હોવાથી, તથા જન્મથી સાથે આવેલા ભયવડેજ અતિશય પીડાયાથી, જરા જરા આવેલી મ્હારી પાંખો ઉપર ટેકો દેતો દેતો, અને આમ તેમ લોટતો લોટતો, મૃત્યુના મુખ વિવરમાંથી જાણે નીકળ્યો હોઉં એમ માની, જરા દૂર ઉગેલા એક અતિ મહાન્ તમાલ વૃક્ષના, સૂર્ય-કિરણ પણ પેસી શકે નહિ એવા અતિગહન મૂળમાં, જાણે બીજા પિતાનો ઉત્સંગ હોય એમ પેસી ગયો. તે ઝાડના પલ્લવના શબર સુંદરીઓ કર્ણપૂર પહેરતી હતી. બલરામના વસ્ત્ર જેવી તેની નીલ છાયાથી તે જાણે શ્રીકૃષ્ણના શરીરની કાન્તિને હસી કાઢતું હતું. યમુનાજલના કટકાનાજ જાણે તેનાં પાંદડાં બનાવેલાં હતાં.[1] તેના પલ્લવ ઉપર જાણે વનરાજનું મદજલ છાંટેલું હતું. વિંધ્યાટવીના કેશપાશની શોભાને તેણે ધારણ કરેલી હતી,[2] અને દિવસે પણ તેની શાખાઓની વચ્ચે વચ્ચે અંધકાર વ્યાપી રહેતો હતો.

પછી તે ભીલ, વૃક્ષ ઉપરથી ઉતરીને તરતજ, ભૂમિઉપર છૂટા છૂટા પડેલા શુકશિશુઓને ભેગા કરી, એક લતારૂપી પાશમાં વીંટી, પત્રપુટમાં બાંધી, સેનાપતિ ગયો હતો તેજ માર્ગે અને તેજ દિશામાં ઉતાવળો જતો રહ્યો. મને હવે જીવવાની આશા થઈ. પરંતુ તરત થએલા પિતૃમરણના શોકથી મ્હારૂં હૃદય બળી ગયું હતું, અને ઉંચેથી પડેલો હોવાથી મારે શરીરમાં કળતર થતું હતું, અને ત્રાસથી કંપ છૂટતો હતો તેનાથી સર્વ અંગમાં તાપ ઉત્પન્ન કરતી, મને ઘણીજ તૃષા લાગી. તેથી, હવે તો એ ચંડાલ ઘણોજ દૂર ગયો હશે એમ વિચારી, ડોક જરા ઉંચી કરી ભયચકિત દૃષ્ટિથી સર્વ દિશાઓ મ્હેં નિહાળી, અને તૃણ સરખું પણ ખડખડે તોએ, રખેને એ પાછો ફર્યો હોય! એમ પગને પગલે તેજ ધાતકી પુરુષને જોતાં જોતાં, એ તમાલ વૃક્ષના મૂળમાંથી નીસરી, જલાશય પાસે જવાનો મ્હેં યત્ન કર્યો.

મને પાંખો (પૂરી) આવી ન હતી તેથી મ્હારાં ચરણ અતિ સ્થિર પડતાં ન હતાં. ઘડી ઘડી હું મ્હોંએ લથડી પડતો. ઘણીવાર જ્યારે હું વાંકો થઈ જઈ પડવાની તૈયારીમાં આવતો ત્યારે એક પાંખના છેડાથી મ્હારૂં રક્ષણ કરતો. ભૂમિ ઉપર ચાલવાથી હું શ્રાન્ત થઈ જતો હતો. અભ્યાસ નહિ તેથી એક એક ડગલું ભર્યાં પછી પણ વારે વારે ઉંચું જોતો

1 યમુનાનું જલ સાથે બંધાતું [illegible]. 2 [illegible] નિદર્શના [illegible].

જેવો તે દેખાતો હતો.[1] તપોવનની દેવતાના નૂપુર જેવું, ધર્મોપદેશના કટક જેવું, શોભાયમાન સ્ફાટિક અક્ષ-વલય[2] તેના જમણા કર્ણમાં લટકતું હતું. સર્વ સાંસારિક વિષયોપભોગમાંથી નિવૃત્તિ મેળવવા સારૂ લલાટમાં કરેલા ત્રિસત્ય[3] જેવા ભસ્મ-ત્રિપુંડ્રથી તે અલંકૃત હતો. આકાશમાં ઉડવા સારૂ ઉંચુ જોઈ રહેલા બગલા જેવું, જાણે સ્વર્ગ-માર્ગ દેખાડતું હોય એમ અહર્નિશ ઉંચી ડોક રાખતું, સ્ફટિક મણિનું કમંડલ તેણે ડાબા હાથમાં પકડેલું હતું. તપસ્તૃષ્ણાને લીધે પીધા પછી અંતરમાંથી બહાર નીકળી આવતા ધુમાડાના ગોટા જેવું[4] ફીકા કાળા રંગનું, તેના સ્કંધ ઉપર લટકતું કૃષ્ણ-મૃગ-ચર્મ તેના શરીરની આજુબાજુ વીટ-લાયલું હતું. અભિનવ મૃણાલ-સૂત્રનું જાણે બનેલુ હોય તેવું, ઝીણું હોવાને લીધે પવનથી હાલતું, ને નિર્માંસ તથા વિરલ પાર્શ્વના અસ્થિ-પંજરને જાણે ગણતું હોય એવુ વામ-સ્કંધ ઉપર આવી રહેલું યજ્ઞોપવીત તેને શોભાવતુ હતું. એક ખાખરાના દંડની ટોચ ઉપર તેણે દેવ પૂજા સારૂ લીધેલાં વનલતા-કુસુમથી ભરેલો પડિયો બાંધીને તેને જમણા હાથમાં પકડ્યો હતો. શૃંગાગ્રથી ખોદેલી સ્નાન-મૃત્તિકા ઉચકતું, પરિચિત થઈ ગયલું, નીવાર-મુષ્ટિથી[5] ઉછેરેલું, તથા દર્ભ, પુષ્પ, અને લતાઓમાં પોતાની લોલ[6] દૃષ્ટિ ફેરવતું, તપોવનનું એક હરિણ તેની પાછળ ચાલતું હતું. વૃક્ષની પેઠે તે મુનિકુમારની કાયા કોમળ **વલ્કલથી** ઢંકાયેલી હતી. ગિરિના જેવો તે **મેખલાયુક્ત** હતો.[7] રાહુની સમાન તે વારંવાર **સોમનો** સ્વાદ લેતો હતો.[8] કમલ-સમૂહની પેઠે તે સૂર્યકિરણને પીતો હતો.[9] નદીના તટ-વૃક્ષની પેઠે તેની **જટા** સર્વદા જલમાં ધોવાયાથી નિર્મલ થયેલી હતી.[10] હાથીના બચ્ચાની સમાન તેના દાંત વિકસિત કુમુદ-પત્રના કડકા જેવા શ્વેત હતા. અશ્વત્થામાની પેઠે તે **કૃપાનુગત** હતો.[11] નક્ષત્ર- રાશિના જેવો તે **ચિત્રમૃગ** [ની] **કૃત્તિકા** [ના] **શ્લેષથી** શોભતો હતો.[12] ગ્રીષ્મ દિવસની પેઠે તેનામાં **દોષ**[ા]નો ક્ષય હતો.[13] મેઘ સમયની પેઠે તેનામાં **રજઃપ્રસર** થતો ન હતો.[14] વરુણની સમાન તે જલમાં વાસ કરતો હતો.[15] વિષ્ણુની પેઠે તેણે **નરકભયનું** નિવારણ કર્યું હતું.[16] રજનીના આરંભની પેઠે તેના **તારા સંધ્યા** [જેવા] **પિંગલ** હતા.[17] પ્રભાત-

---

૧. જટા છૂટી હતી પણ તેમાંનો કેટલોક વચલો ભાગ શિખા તરીકે બાંધ્યો હતો. અર્જુન જ્યારે ખાંડવ વન બાળવા ગયો ત્યારે અગ્નિ પોતે વિપ્રનો વેશ લઇને છાનોમાનો તેની પછવાડે સાહાય્ય કરવાને ગયો હતો એ વાત ભારતના આદિપર્વમાં છે. ૨. ધર્મોપદેશ વિ૦=કેટલી વાર ધર્મબોધ કર્યો તે (મણકાની સંખ્યા ઉપરથી) સૂચવનાર કટક=કડું. અક્ષવલય=અક્ષ-રુદ્રાક્ષ-નું વલય-બેરખો. ૩. કાયિક, વાચિક અને માનસિક સત્ય. ૪. મુનિલોક અગ્નિ સમીપ તપશ્ચર્યા કરે માટે ધૂમ શરીરમાં જાય. ૫. નીવાર=ખેતી વિના ઉગેલી ડાંગર. ૬. અર્થાત્ દર્ભ વિગેરે ખાવાની ઇચ્છાથી. ૭. મેખલા=કેડનો કંદોરો; પર્વતનો મધ્ય ભાગ. ૮. સોમ—તે નામની લતાનો રસ; ચંદ્ર. ૯. ઊર્ધ્વ મુખે તપ કરવાથી કુમાર એ કિરણોનું પાન કરતો હતો, અને કમલનો સમૂહ સૂર્યકિરણથીજ ખીલે છે. ૧૦. જટા=મસ્તક ઉપરના વાળ; અને વૃક્ષનાં મૂળ. ૧૧. કૃપાનુગત=કૃપા—દયા—ને અનુગત=કૃપાળુ; અને કૃપ નામનો અશ્વત્થામાનો આચાર્ય તેને વિ૦. ૧૨. ચિત્રમૃગની કૃત્તિકા-ચર્મ, તેના શ્લેષ-સંબંધથી,—તે બાંધ્યાથી મુનિકુમાર શોભતો હતો; અને ચિત્ર=ચિત્રા, મૃગ (શિરા), કૃત્તિકા અને આશ્લેષા એ નામનાં નક્ષત્રો આકાશમાં છે. ૧૩. દોષ=અવગુણ; દોષા=રાત્રિ. ૧૪. રજ=રજોગુણ, અને ધૂળ. ૧૫. અર્થાત્ તપશ્ચર્યા માટે. ૧૬. નરક=નરક લોક; અને નરકાસુર જેને વિષ્ણુએ માર્યો હતો. ૧૭. આ મહાપુરુષનું લક્ષણ છે. તારા=ડોળા; અને આકાશના તારા, જે સંધ્યાકાળને લીધે પિંગલ-પિળચટા-હોય.

કાળના સમાન તે **બાલાતપ** [જેવો] **કપિલ** હતો.[1] સૂર્યરથની પેઠે તેનું **અક્ષચક્ર નિયમમાં** હતું.[2] બુદ્ધિમાન રાજાની પ્રમાણે તેણે ગૂઢ **મંત્ર-સાધનથી વિગ્રહનો** ક્ષય કર્યો હતો.[3] સમુદ્રની પેઠે તેને વિકરાલ **શંખમંડલ** [અને] **આવર્ત ગર્ત** [માં] હતો.[4] ભગીરથની પેઠે તેણે **ગંગાવતારનું** દર્શન કર્યું હતું.[5] ભ્રમરની સમાન તે વારંવાર **પુષ્કરવનમાં** વાસ કરતો હતો.[6] વનચર છતાં પણ તેણે **મહાલયમાં** પ્રવેશ કીધો હતો.[7] **અસંયત** છતાં પણ તે **મોક્ષની** ઇચ્છા રાખતો હતો.[8] **સામનો** પ્રયોગ કરવા છતાં પણ તે સર્વદા **દંડ** ગ્રહણ કરતો હતો.[9] નિદ્રાવશ હોય ત્યારે પણ તે **પ્રબુદ્ધ** રહેતો.[10] અને તેનાં બંને નેત્ર છતાં તેણે **વામ લોચનનો** પરિત્યાગ કીધેલો હતો.[11]

સત્ય જ છે કે સત્પુરુષોનાં અંતઃકરણ ઘણું કરીને સર્વદા અકારણ મિત્ર થઈ પડે છે અને અતિકરુણાર્દ્ર હોય છે; કેમકે જ્યારે એ મુનિ-કુમારે મને એવી અવસ્થામાં જોયો ત્યારે એને દયા આવી, અને પોતાની પાસે ઉભેલા એક ઋષિ-કુમારને એણે કહ્યું કેઃ—આ પોપટના બચ્ચાને પાંખો તો હજી આવી નથી એટલામાં એ કોણ જાણે કેમે આ વૃક્ષની ટોચ ઉપરથી પડી ગયું છે; અથવા તો બાજના મુખમાંથી નીચે પડી ગયું હશે. કેમ જે અતિ ઉચ્ચ સ્થલેથી પડવાથી એનામાં હવે થોડોજ જીવ રહેલો છે. નેત્ર મીચીને એ વારંવાર અતિસ્ફુટ હાંફે છે. ઘડી ઘડી મ્હોં ઉપર લથડે છે. વારે વારે પોતાની ચાંચને ઉઘાડે છે, અને એની ડોકને આધાર આપવાની (પણ) એનામાં શક્તિ નથી. માટે ચાલ, એનામાં હજી પ્રાણ છે એટલામાં એને ઉચકી લઇને પાણીની પાસે મુક. એમ કહીને તે મુનિ-કુમાર પાસે મને સરોવરની તીરે લેવરાવ્યો. પછી જલ પાસે જઈ, એક કોરે પોતાનો દંડ તથા કમંડલ મુકી, પોતે મને ઉચકી લાવ્યો, અને મ્હેં (અન્ન પાનાદિ શરીર-ક્રિયા સંબંધી) સર્વ પ્રયત્ન છોડી દીધો હતો તોપણ મ્હારૂં મ્હોં ઉંચું કરી, પોતાની આંગળીથી એણે મને કેટલાંક પાણીનાં ટીપાં પાયાં; પાણીની છોળથી મને ન્હવરાવ્યો, અને જ્યારે મ્હારામાં નવો પ્રાણ આવ્યો ત્યારે, તીર પાસે ઉગેલા કમલ-પત્રની, જલથી શીતલ થયેલી છાયામાં મને મુકી, એણે યથાયોગ્ય સ્નાન-વિધિ કરી. સ્નાનને અંતે, અનેક પ્રાણાયામ કરીને પવિત્ર થઈ, અઘ-મર્ષણનો[12] જપ કરી, ઉંચું મુખ કરી,

---

૧. બાલાતપ=બાલસૂર્ય અને બાલસૂર્ય-પ્રકાશ. તેવરે કપિલ=પિંગલ રંગ-અમલારંગ. ૨. અક્ષ-ચક્ર=ઇન્દ્રિયોનો સમૂહ; અક્ષ-રથની ધરી, અને ચક્ર=પૈડું. ૩. મંત્રસાધન=દેવની ઉપાસનામાં મંત્ર સાધવા; અને મંત્ર-રાજકાર્યની ગોઠવણ, સાધન-સૈન્ય. વિગ્રહ=શરીર; યુદ્ધ. ૪. કુમારને શંખમંડલ-લલાટ અને શ્રવણ વચ્ચેના ભાગ-માં, આવર્ત-જલભ્રમર-જેવો, ગર્ત=ખાડો—જેવો ભાગ હતો. એ તપસ્વિ-લક્ષણ ગણાય છે. સમુદ્રના ગર્ત—અગાધ પ્રદેશ-માં શંખમંડલ અને આવર્ત-જલભ્રમર હોય. ૫. ગંગાવતાર=તે નામનું તીર્થ અને ગંગા નદીનું ઉતરવું. ૬. પુષ્કરવન=પુષ્કર નામે તીર્થ અને વન-અરણ્ય; (ભ્રમર સાથે લેતાં) કમલસમૂહ. ૭. વિરોધાલંકાર. મહાલય=મહેલ; અને બ્રહ્મમાં લય. ૮. અસંયત=બંધનરહિત; અને અ-વિષ્ણુ-તેમાં લીન થયેલો. મોક્ષ=બંધનમાંથી છુટવું; અને મુક્તિ. ૯. સામ=મૈત્રી; (સામ, દાન, દંડ અને ભેદ એમાંનો પહેલો ગુણ;) દંડ-ત્રીજો ગુણ. વિરોધ શમાવતાં સામ=સામવેદનાં ગાન; અને દંડ=લાકડી. ૧૦. પ્રબુદ્ધ=જાગતો; અને આત્મસ્વરૂપ જાણતો. ૧૧. વામ લોચન-ડાબી આંખ; અને કુદૃષ્ટિ. ૧૨. અઘ-પાપ-ને નાશ કરનાર મન્ત્ર. સંધ્યાવંદન કરનાર સર્વ બ્રાહ્મણોને એ आपोहिष्ठा વિ૦) ઋગ્વેદના ૧૦ મંડલમાં કહેલા મંત્ર યાદ હશેજ.

નલિની-પત્રપુટવડે, તુરત ચુંટેલાં રક્ત કમલના, સૂર્ય દેવતાને અર્ઘ આપીને એ ઉભો થયો. પછી પીયેલું શ્વેત વલ્કલ પેહેરવાથી, ગંદ્રિકાયુક્ત મંધ્યાતપ જેવો શોભતો એ કુમાર પોતાની હાથેલી વડે જટાને ખંખેરીને સ્વચ્છ કરી, કમંડલમાં કમલના રેસાથી સુગન્ધિ તથા પવિત્ર સરોજલ ભરી, મને લઈને તપોવન તરફ ધીરે ધીરે (પાછો) ગયો; અને તરત સ્નાન કર્યાથી ભીની રહેલી જટાઓવાળા ઋષિ-કુમારનું આખું ટોળું (પણ) તેની પછવાડેજ ચાલ્યું.

એ સરોવરથી અમે બહુ દૂર ગયા ન હતા એટલામાં તો મ્હેં એક અતિ રમણીય, અને બીજો જાણે બ્રહ્મ-લોક હોય એવો આશ્રમ જોયો. પ્રત્યેક દિશામાં ખીચોખીચ ઉગેલાં વૃક્ષનાં વનથી તે ઢંકાઈ ગયેલો હતો. એ અરણ્યોમાં સર્વદા કુસુમ તથા ફળ પડેલાંજ રહેતાં હતાં; તાલ, તિલક, તમાલ, હિંતાલ અને બકુલ વૃક્ષો તો ત્યાં પુષ્કળ હતાં; નાળિયેરિયોના જથામાં એલાયચીના છોડ વીંટળાયલા હતા; લોધ્ર, લવલી, અને લવગનાં પલ્લવ ત્યાં હાલ્યાં કરતાં હતાં; આમ્ર-વૃક્ષની (માંજરો)ની ધૂળ ઉંચે ઉડતી હતી; ભ્રમર-કુળના ગણગણાટથી સુગંધી આંબાઓ ઝણકી રહ્યા હતા; મદમત્ત કોકિલ-કુલના કલાપનો ત્યાં કોલાહલ થઈ રહ્યો હતો; પ્રફુલ્લ કેવડાની રજના ઢગથી તે અરણ્યો પીળાં દેખાતાં હતાં; સોપારીની લતા રૂપી હિંડોળા ઉપર વનદેવતાઓ હીંચતી હતી; અને ત્યાં ખરતા તારાગણ જેવો અધર્મ-વિનાશ-સૂચક, પવનથી હાલેલો, તથા અતિ ધવલ કુસુમ-સમૂહ વારંવાર પડતો હતો.[1] ચકિત થયા વિના દોડતા સેંકડો કૃષ્ણમૃગોથી વિચિત્ર દેખાતી, પ્રફુલ્લ કમલિનીઓથી રાતી, મારીચ નામના માયા-મૃગે[2] કરડેલાં મ્હોટી લતાઓનાં પત્રવાળી, અને રામની ધનુષ્કોટિના પ્રહારથી ઉખડી ગયેલાં મૂળને લીધે પડેલાં વિવરવડે વિષમ થયેલાં તળવાળી, દંડકા અરણ્યની ભૂમિયો તે આશ્રમના પ્રાન્ત ભાગને શોભાવતી હતી. સમિધ, દર્ભ, પુષ્પ અને મૃત્તિકા લઈ સર્વ દિશાઓમાંથી આવતા, તથા મ્હોટે સ્વરે પાઠ શીખતા શિષ્યોની આગળ ચાલતા મુનિયો તેની પડોશમાં દેખાતા હતા. જલ-કલશ ભરતાં થતા ધ્વનિને ત્યાંનાં મયૂર-મંડલ ઉંચી ડોકે સાંભળતાં હતાં. અહર્નિશ અપાતી ઘીની આહુતિથી સંતુષ્ટ થયેલા અગ્નિ-દેવોએ, સર્વ મુનિ-જનોને શરીર સહિતજ સ્વર્ગલોકમાં લઈ જવાની ઇચ્છાથી, ઉંચે જતી ધૂમ-લેખાના આકારમાં, જાણે સ્વર્ગ-માર્ગે જવા સારૂ ત્યાં નીસરણિયોનો પૂલ બાંધ્યો હોય એમ દેખાતું હતું!! તેની સમીપ ચોતરફ આવી રહેલાં સરોવરની મલિનતા જાણે તપસ્વીઓના

---

૧. અહિં પુષ્પ-સમૂહ પડતો તેને તારાગણના ખરવા સાથે સરખાવવાનું પ્રયોજન એવું છે કે તે બંને ધોળા હોય છે, અધર્મ-વિનાશ-સૂચક હોય છે તથા પવનથી ચલિત થઇને પડે છે. છાંદોગ્ય શ્રુતિમાં એમ કહેલું છે કે જ્યાંસુધી પ્રાણિયોના પુણ્યનો ક્ષય થાય ત્યાંસુધી તેઓ ચંદ્રલોકમાં રહે છે અને પછી વાયુથી ચલિત થઇને મર્ત્યલોકમાં પડે છે. (क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति) તારાઓને સત્પુરુષો તરીકે માનવામાં આવે છે, અને તેઓ જ્યારે ખરે છે ત્યારે કોઇ મ્હોટો પુરુષ પડ્યો એમ ઘણીવાર લોકો કહે છે. માટે તારાઓનું ખરવું અધર્મ—ધર્મ જેમનો ક્ષીણ થઇ ગયો છે એવા પુરુષોનો વિનાશ—મર્ત્યલોકમાં પડવું—સૂચવે છે. એવી રીતે ઉપરનાં ત્રણે વિશેષણ ઉપમાન સાથે લેવાં. ઉપમેય સાથે લેતાં અધર્મ-વિનાશ=પાપનો ક્ષય, એ અર્થ લેવો, કેમકે પુષ્પવૃષ્ટિ સર્વદા તેજ સૂચવે છે. ૨. મારીચ=તાડકાનો પુત્ર, જેણે માયાથી મૃગનું રૂપ ધારણ કર્યું હતું.

સમ્પર્કથી જતી રહી હતી; તેમના તરંગની પરંપરામાં સૂર્ય-પ્રતિબિમ્બની પંક્તિ પડેલી હતી તેથી, મુનિના દર્શન સારૂ આવેલું જાણે સપ્તર્ષિ-મંડલ સ્નાન કરતું હોય એમ લાગતું હતું;[1] અને તેમાંનાં અતિ પ્રફુલ્લ કુમુદવન નિશા સમયે, જાણે ઋષિ-જનોની સેવા કરવાને નીચે ઉતરેલા ગ્રહ-ગણ હોય એમ દેખાતાં હતાં. વનલતાઓ તેને, પવનથી નમતી પોતાની શિખાઓવડે જાણે પ્રણામ કરતી હતી! અહર્નિશ પુષ્પ-પાતવડે સર્વ વૃક્ષો તેની જાણે પૂજા કરતાં હતાં! પલ્લવ-રૂપી અજલી રચીને શાખાઓ તેની જાણે સેવા કરતી હતી! ત્યાં મુનિ-ગૃહોનાં આંગણાંમાં શ્યામાક ધાન્ય સુકાવાને સારૂ પાથરેલું હતું. આમળી, લવલી, બોગડી, કેળ, નાનાં મ્હોટાં પનસ, આંબા, અને તાલ—એ વૃક્ષોનાં ફળ ત્યાં ભેગાં કરી રાખેલાં હતાં. બાળકો મ્હોટે સાદે પાઠ ભણતા હતા. શુક-કુળો, વારંવાર સાંભળ્યામાં આવેલો 'વષટ્કાર' શબ્દ બોલ બોલ કરતાં હતાં.[2] અસંખ્ય સારિકાઓ વેદનો ઘોષ કરી રહી હતી. અરણ્યના કુકડા વૈશ્વદેવમાં આપેલું બલિદાન ખાતા હતા. પાસેની વાવમાં રહેતાં કલહંસનાં બચ્ચાં નીવારના બલિદાનનો આહાર કરતાં હતાં. મુનિ-બાલકોને હરિણીઓ જિહ્વા-પલ્લવથી સ્પર્શ કરતી હતી. હવનમાં અર્ધા બળેલાં કુશ, શમિધ અને પુષ્પ ચડચડતાં હતાં. પથ્થરથી ભાંગેલાં નાળીએરના પાણીથી ત્યાંનાં શિલાતલ ભીનાં થયેલાં હતાં. થોડાજ વખત ઉપર વટાયલાં વલ્કલના રસથી ભૂતલ લાલ થયું હતું. રક્તચંદનથી ચિત્રેલા સૂર્યમંડલ ઉપર ત્યાં કણ્હેર પુષ્પ ચઢાવેલાં હતાં. અહીં તહીં પાથરેલી ભસ્મલેખાવડે મુનિયોની ભોજનશાળાઓને આડ બાંધેલી હતી. હળી ગયેલા વાનરો, ત્યાંના વૃદ્ધ અને અંધ તપસ્વીઓની લાકડીઓ પોતાને હાથે ઝાલીને, તેમને બ્હાર લઈ જતા તથા અંદર પ્રવેશ કરાવતા હતા!! હાથીનાં બચ્ચાંએ અર્ધ ચાવ્યા પછી પડી ગયેલા, સરસ્વતીની ભુજ-લતામાંથી નીકળી ગયેલા શંખ-વલય જેવા, મૃણાલના કડકાઓથી તે આશ્રમ ચિત્ર વિચિત્ર લાગતો હતો. ઋષિ જનોને સારૂ હરિણો પોતાના શૃંગાગ્રથી વિવિધ કંદમૂળ ખોદતાં હતાં! વૃક્ષોના ક્યારાને વનગજો, જલથી ભરેલા પોતાના શુંડાગ્રથી પૂરતા હતા! ઋષિ-કુમાર વન-વરાહના દંતની વચમાં વચમાં ભરાઈ રહેલાં કમલ-કંદને ખેંચી કાઢતા હતા! પરિચિત મયૂરો પોતાની પાંખોવડે પવન નાંખીને મુનિયોના હોમાગ્નિને સળગાવતા હતા! અમૃત-ચરુની[3] મનોહર સુગંધ ત્યાં વ્યાપેલી હતી. અર્ધ પક્વ પુરોડાશના[4] પવિત્ર પરિમલથી તે આશ્રમ સુગન્ધિત થયો હતો. અગ્નિમાં અવિચ્છિન્ન ધૃત-ધારાની આહુતિ અપાતી હતી તેના સણુસણાટનો શબ્દ (ચારે પાસ) નીકળી રહ્યો હતો. અતિથિ-વર્ગની ત્યાં સેવા કરાતી હતી. પિતૃ-દેવતા-

૧. કુમારસંભવ, સર્ગ ૬, શ્લો. ૪૯ માં કાલિદાસે પણ સપ્તર્ષિ-મંડલને રવિ પ્રતિબિમ્બ સાથે સરખાવ્યું છેઃ—

गगनादवतीर्णा सा यथावृद्धपुरःसरा ।
तोयान्तर्भास्करालीव रेजे मुनिपरम्परा ॥

૨. વષટ્કાર=દેવને બલિદાન અથવા હોમ આપતી વખતે 'સ્વાહા' વિગેરે શબ્દ કહે છે તે. જુઓ સુ. ૨. ભા. પૃ. ૧૮૧—

नित्याकर्णनया शुकेन च पदं साम्नामिदं गीयते ।

૩. બલિદાન સારૂ ક્ષીરમાં રાંધેલા ચોખા વિ૦ ૪. હોમ કરવાનું બલિદાન.

ઓની પૂજા થતી હતી. હરિ હર અને પિતામહનું અર્ચન થતું હતું. શ્રાદ્ધ-કર્મનો ઉપદેશ થતો હતો. યજ્ઞ-વિદ્યાનું વ્યાખ્યાન ચાલતું હતું. ધર્મ-શાસ્ત્રનું આલોચન થતું હતું. વિવિધ પુસ્તકોનો પાઠ ચાલતો હતો. સર્વ શાસ્ત્રાર્થનો વિચાર થતો હતો. પર્ણકુટિયો (બાંધવા) નો આરંભ થતો હતો. આંગણાં લીંપાતાં હતાં, ને મુનિ-ગૃહો અંદરથી સ્વચ્છ કરવામાં આવતાં હતાં. વળી ત્યાં ધ્યાન થતું હતું, મંત્ર સધાતા હતા, યોગનો અભ્યાસ ચાલતો હતો, વન-દેવતાઓને બલિદાનનું અર્પણ થતું હતું, મુંજ-મેખલા બંધાતી હતી, વલ્કલો ધોવાતાં હતાં, સમિધનો સંગ્રહ થતો હતો, કૃષ્ણ-મૃગ-ચર્મ સ્વચ્છ કરવામાં આવતાં હતાં, ગવેધુકા[1] લેવાતી હતી, કમલ-બીજ સુકવાતાં હતાં, અક્ષ-માલા ગુંથાતી હતી, વેત્ર-દંડ[2] મુકાતા હતા, પરિવ્રાજકોને સત્કાર અપાતો હતો, અને કમંડલમાં જલ ભરાતુ હતું. વળી કળિ-કાળે તેને કદી જોયો ન હતો, અસત્યને તેનો પરિચય ન હતો, અને કામદેવે તેને પૂર્વે સાંભળ્યો (પણ) ન હતો. બ્રહ્માની પેઠે તેનું ત્રણે ભુવન વન્દન કરતાં હતાં. વિષ્ણુની સમાન તેણે **વરાહ** અને **નરસિંહ રૂપ** પ્રકટ કર્યા હતાં.[3] સાંખ્યની પેઠે તેમાં **કપિલ** [l] નું અધિષ્ઠાન હતું.[4] મથુરાના ઉપવનની પેઠે ત્યાં **બળે** કરીને મદમત્ત **ધેનુક** [l] નો નાશ થયો હતો.[5] ઉદયનની પેઠે તે **વત્સકુલને** આનંદ આપતો હતો.[6] કિંપુરુષ-રાજ્યની સમાન ત્યાં મુનિજનો જલકલશ લઈને **દ્રુમ** ઉપર રેડતા હતા.[7] ગ્રીષ્મ ઋતુના અંતની પેઠે ત્યાં **જલ-પ્રપાત** પાસેજ હતો.[8] વર્ષાકાળની પેઠે ત્યાં **વન-ગહન** મધ્યે **હરિ** સુખે સૂતેલા હતા.[9] હનુમાનની સમાન તેણે શિલાઓના કટકાના પ્રહાર કરીકરીને **અક્ષના અસ્થિ-સંચયનો** ચૂરો કરી નાંખ્યો હતો.[10] ખાંડવ વન બાળવાને તત્પર થયેલા અર્જુનની પ્રમાણે ત્યાં **અગ્નિકાર્ય**-[1] નો આરંભ થયો હતો.[11] **સુરભિ વિલેપન** છતાં ત્યાં સર્વદા ધૂમની ગંધ નીસરતી હતી.[12] **માતંગ-કુલનો** વાસ છતાં તે આશ્રમ પવિત્ર હતો.[13] સેંકડો **ધૂમકેતુ** ત્યાં દેખાતા હતા તથાપિ ઉપદ્રવ કંઈજ ન હતો.[14] અને **દ્વિજપતિનું** આખું મંડલ ત્યાં છતાં પાસેના વૃક્ષોની ઝાડીમાં સર્વદા અંધકારજ રહેતો.[15]

---

૧. એક જાતનું ધાન્ય. ૨. વેત્ર=નેતર. ૩. વરાહ, નર, સિંહ, અને રૂપ-મૃગ-એ સર્વ આ આશ્રમમાં હતાં; અને વિષ્ણુએ વરાહ રૂપ તથા નરસિંહ રૂપ ધારણ કર્યાં હતાં. ૪. વેદાન્ત, ન્યાય, અને સાંખ્ય એવાં ત્રણ આપણાં શાસ્ત્ર છે, તેમાં સાંખ્યનો અધિષ્ઠાતા-સ્થાપનાર-કપિલ કહેવાય છે. અહિં કપિલા=ભૂરી ગાય, તેનો વાસ. ૫. ઉપવન=બાગ. બળ=તપોબળ; અને બળરામ. ધેનુકા=ગૌ; ધેનુક=બળરામે મારેલા એક રાક્ષસનું નામ. ૬. ઉદયન, વત્સ નામની એક ક્ષત્રિય જાતિનો રાજા હતો માટે તે તેમને આનંદ આપતો; આ આશ્રમ વત્સ-કુલ-વાછરડાં-ને ગમતો. ૭. કિંપુરુષ=સ્વર્ગલોકની એક જાતિ; ત્યાંના નૃપતિનું નામ દ્રુમ હતું; આશ્રમમાં દ્રુમ=વૃક્ષ. ૮. જલ-પ્રપાત=જલ અને પ્રપાત-ખાડ-આશ્રમમાં હતાં; જલ-પ્રપાત=જળનું આકાશમાંથી પડવું. ૯. વન-ગહન=ગાઢ અરણ્ય; અગાધ જળ. હરિ=સિંહ, વિષ્ણુ. ૧૦. તેણે=ને આશ્રમે-અર્થાત્ આશ્રમવાસીઓએ. અક્ષ-તે નામનાં રુદ્રાક્ષ-ના બીજ-ગોટલા; અને અક્ષ-રાવણનો પુત્ર-તેનાં હાડકાં. ૧૧. અગ્નિ-કાર્ય=હોમાદિ; અગ્નિથી થતું કાર્ય-બાળવું તે. ૧૨. વિરોધાલંકાર સુરભિ વિ૦=સુવાસિત; (વિરોધ શમાવતાં) સુરભિ-ગાયના છાણથી લિપેલો. ૧૩. માતંગ=ચાંડાલ જાતિ; હાથી. ૧૪. ધૂમકેતુ=પૂંછડિયો તારો જે અશુભ સૂચક ગણાય છે; કેતુ-ધ્વજ-જેવો ધૂમ. ૧૫. દ્વિજપતિ=ચંદ્ર; શ્રેષ્ઠ બ્રાહ્મણ, મંડલ=બિંબ, સમૂહ.

વળી ત્યાં **મલિનતા,** માત્ર યજ્ઞ-ધૂમમાંજ હતી, (મનુષ્યનાં) ચરિતમાં ન હતી.[1] **મુખ-રાગ** પોપટોમાંજ હતો; કોપમાં નહિ.[2] **તીક્ષ્ણતા** દર્ભાગ્રમાંજ હતી, સ્વભાવમાં નહિ. **ચંચલતા** કદલીપત્રમાંજ હતી, મનમાં નહિ. **ચક્ષુ-રાગ** કોકિલોમાંજ હતો, પર-સ્ત્રીમાં નહિ.[3] **કંઠ-ગ્રહ** કમંડલમાંજ હતો, રતિ-વિલાસમાં નહિ.[4] **મેખલા-બંધ** વ્રતમાંજ હતો, ઇર્ષ્યા-કલહમાં નહિ.[5] હોમની ગાયોનાંજ સ્તનને સ્પર્શ થતો હતો, સ્ત્રિયોનાં નહિ. **પક્ષપાત** કુકડાઓનોજ થતો હતો, વિદ્યા-વિવાદમાં નહિ.[6] **ભ્રાન્તિ** અગ્નિ-પ્રદક્ષિણા કરવામાંજ હતી, શાસ્ત્રાર્થમાં નહિ.[7] **વસુ-સંકીર્તન** દિવ્ય કથાઓમાંજ થતું હતું, ધન-તૃષ્ણામાં નહિ.[8] **ગણના** રુદ્રાક્ષની માળાનીજ થતી હતી, શરીરની નહિ.[9] **મુનિબાલનો** નાશ યજ્ઞ-દિક્ષાથીજ થતો હતો, મૃત્યુથી નહિ.[10] **રામાનુરાગ** રામાયણવડેજ થતો હતો, યૌવનવડે નહિ.[11] અને મુખ ઉપર **ભંગ-વિકાર** વૃદ્ધાવસ્થામાંજ થતા હતા, ધનાભિમાનથી નહિ.[12] તેમજ **શકુનિ-વધ** તો મહાભારતમાંજ હતો.[13] **વાયુ-પ્રલાપ** (વાયુ-) પુરાણમાંજ હતો.[14] **દ્વિજ-પતન** વૃદ્ધાવસ્થામાંજ થતું હતું.[15] **જાડ્ય** ઉપવનનાં ચંદન વૃક્ષોમાંજ હતું.[16] **ભૂતિ** અગ્નિદેવોમાંજ હતી.[17] ગીત-શ્રવણનું વ્યસન મૃગોમાંજ હતું. નૃત્ય-**પક્ષપાત** મયૂરોનોજ હતો.[18] **ભોગ** સર્પનેજ હતો.[19] **શ્રીફલનો** પ્રેમ વાનરોનેજ હતો.[20] અને **અધોગતિ** માત્ર વૃક્ષનાં મૂળોનીજ હતી.[21]

એ પ્રકારના આ આશ્રમના મધ્યભાગને શોભાવતું એક રક્ત અશોક વૃક્ષ હતું. તેને અલકતક જેવાં રાતાં પલ્લવ હતાં. મુનિજનોએ તેની શાખાઓ ઉપર કૃષ્ણચર્મ અને જલપાત્ર લટકાવ્યાં હતાં. ઋષિ-કુમારિકાઓએ હરિદ્રાના ચૂર્ણથી તેના મૂલ ભાગ ઉપર અનેક મ્હોંચા પાડ્યા હતા. હરિણનાં બચ્ચાં તેની આસપાસ ક્યારાનું જલ પીતાં હતાં. મુનિકુમારોએ તેને દર્ભ, વસ્ત્ર અને હાર બાંધ્યા હતા. ગાયના લીલા છાણથી તેની આંજુ-

---

૧. મલિનતા=કાળાશ; પાપાદિ દોષ. (અલંકાર નિયમ—શ્લેષ વા પરિસંખ્યા). ૨. મુખ-રાગ=મુખમાં રાગ—રતાશ: મુખ ઉપર લાલાશ. ૩. ચક્ષુરાગ=નેત્રમાં રતાશ; નેત્રાકર્ષક પ્રેમ. ૪. કંઠગ્રહ=કમંડલને નાળચેથી પકડવું તે; આલિંગન. ૫. મેખલા બંધ=બ્રહ્મચર્યમાં મૌંજીબંધન થાય છે તે; અને રતિકલહસમયે સ્ત્રીઓ પતિને (કવિઓના કહેવા પ્રમાણે) કેડના કંદોરાથી બાંધે છે તે. એવોજ વિચાર, પણ હલકી રીતે વાસવદત્તામાં પૃષ્ઠ ૧૨૮ મે છે:—**रसनाबंधो रतिकलहेषु**
૬. પક્ષપાત=પાંખોથી પડવું—ઉડવું; વાદી પ્રતિવાદીમાંથી એક તરફજ વલણ રાખવું તે. ૭. ભ્રાન્તિ=ફરવું, ભમવું; અને ભ્રમણા (હોય કંઇ ને સમજવું કંઇ તે.) ૮. વસુ=દેવગણનો ભેદ; દ્રવ્ય. સંકીર્તન=કીર્તન—વખાણ કરવાં; ગણત્રી કરવી. ૯. ગણના=જપ સમયે માળાની ગણત્રી કરવી તે; દરકાર. ૧૦. મુનિબાલ=મુનિયોના વાળનો નાશ, હોમની દીક્ષા આપતી વખતેજ થતો હતો; પણ મુનિના બાળ-બાળકો—નો નાશ મૃત્યુથી થતો નહિ. ૧૧. રામાનુરાગ=રામ ઉપર પ્રીતિ, અને રામા—સ્ત્રી—ઉપર પ્રેમ. ૧૨. ભંગવિકાર=કરોચલી; મુખની અપમાનકારક ચેષ્ટા. ૧૩. શકુનિ=પાંડવોનો મામો; પક્ષિયો. અર્થાત્ ત્યાં પક્ષિયોનો વધ ન હતો. એમ આગળ પણ સમજવું. ૧૪. વાયુ-પ્રલાપ=વાયુ દેવનો પ્રલાપ; વાયુ-વડે થતો પ્રલાપ—અનર્થક વચન. ૧૫. દ્વિજ=દાંત; બ્રાહ્મણ. ૧૬. જાડ્ય=શીતલતા; મૂર્ખતા. ૧૭. ભૂતિ=રાખ, ભસ્મ; સંપત્તિ—જે આ આશ્રમમાં ન હતી. ૧૮. નૃત્ય વિ૦=નૃત્યકાળે પક્ષ-પીછાં-નું પડવું-પથરાવું; નૃત્યમાં પક્ષપાત—આસક્તિ. ૧૯. ભોગ=ફેણ; સ્ત્રી—સુખાદિ. ૨૦. શ્રીફલ=બીલું; લક્ષ્મીનું ફળ ૨૧. અધોગતિ=પૃથ્વીની અંદર જવું; નરકમાં પડવું—આથી કોઇ નરકમાં જતું નહિ

બાજુનું ભૂતળ લીંપેલું હતું. તેજ ક્ષણે ત્યાં ફૂલનું બલિદાન આપેલું હતું તેથી તે રમણીય લાગતું હતું. અને તેનું કદ ઘણું મ્હોટું નહિ છતાં મંડલાકારને લીધે તેનો અવકાશ વિસ્તીર્ણ લાગતો હતો. એ અશોક વૃક્ષની નીચે છાયામાં મ્હેં ભગવાન્ જાબાલિ મુનિને બેઠેલા જોયા. ભુવન જેમ સમુદ્રોથી, હેમાચલ જેમ કુલ-પર્વતોથી,[1] ક્રતુ યજ્ઞ-વન્હિયોથી, પ્રલયનદિવસ જેમ સૂર્યદેવતાઓથી,[2] અને કાલ કલ્પોથી,[3] તેમ એ મુનિ અતિ તપસ્વી મહર્ષિયોથી પરિવૃત હતા. ભયાનક શાપથી જાણે બ્હીતી હોય તેમ દેહ કંપાવતી, પ્રેમમાં લપટાઇ ગઇ હોય તેમ કેશનું ગ્રહણ કરતી, ક્રોધાયમાન થઈ હોય તેમ ભ્રૂભંગ કરતી, મદ્યપાન કીધું હોય તેમ ગમનમાં સ્ખલન કરતી, જાણે અલંકાર પેહેર્યા હોય તેમ **તિલકને**[4] પ્રકટ કરતી, અને વ્રત ગ્રહણ કીધું હોય તેમ **ભસ્મ-ધવલ**[5] દેખાતી વૃદ્ધાવસ્થાયે એમનું શરીર ધોળું કરી નાંખ્યું હતું. લાંબી તથા પળિયાંને લીધે શ્વેત થયેલી જે જટાઓ એમને શોભાવતી હતી તેઓ, તપવડે સર્વ મુનિજનને છતીને પ્રાપ્ત કરેલી જાણે ધર્મ–પતાકાઓ હોય, સ્વર્ગલોકમાં જવા સારૂ મેળવેલી જાણે પુણ્ય-રજ્જુઓ હોય, અને અતિ દૂર ફેલાયલા તપ રૂપી વૃક્ષને ઉગેલી જાણે કુસુમ-મંજરીઓ હોય એવી દેખાતી હતી. એમના લલાટમાં ભસ્મનું ત્રિપુંડ્ર રચેલું હતું તેથી એ જાણે ગંગાના વાંકા વહેતા ત્રણ પ્રવાહવાળું હિમાચલનું શિલાતલ હોય એવું લાગતું હતું. ઉંધી રાખેલી ચન્દ્રકલા જેવી તથા કરોયલી પડવાથી શિથિલ થયેલી બે ભમરોવડે એમની દૃષ્ટિ રૂંધાયલી હતી. નિરંતર ચાલતા મંત્રાભ્યાસને લીધે ઉઘાડા રહેતા અધર-પુટમાંથી નીકળતા અતિશ્વેત, સત્યના પ્રરોહ જેવા, સ્વચ્છ ઇન્દ્રિય-વૃત્તિયો જેવા તથા કરુણારસના પ્રવાહ જેવા દંત-કિરણોથી પોતાના પુરોભાગને એ ધવલ રૂપ આપતા હતા; અને તેથીજ, નિર્મલ ગંગા-પ્રવાહનું વમન કરતા જહ્નુ મુનિ જેવા એ દેખાતા હતા.[6] નિરંતર સોમ-પાન કરવાથી સુગંધી થયેલા નિશ્વાસવડે આકર્ષાયલા, મૂર્તિમાન્ શાપાક્ષર જેવા, સર્વદા મુખની પાસેજ ભમતા ભ્રમરો એમનાથી જરા પણ વિખુટા પડતા ન હતા. અતિશય કૃશતાને લીધે એમના ગાલમાં ઉંડા ઉંડા ખાડા પડી ગયા હતા; એમનાં જડબાં તથા નાક અતિ ઉંચાં તરી આવ્યાં હતાં; ડોળા જરા વિકરાલ લાગતા હતા; નયનની પાંપણોમાં વાળ થોડાજ રહેલા હતા; શ્રવણ-વિવર દીર્ઘ રોમથી ઢંકાઈ ગયાં હતાં; અને દાઢી નાભિ સુધી વધેલી હતી. અતિ ચપલ ઇંદ્રિયોરૂપી અશ્વોનું અન્તરમાં સંયમન કરવાની રજ્જુઓ હોય તેવી લાંબી લાંબી કંઠનાડિયોથી એમની ગ્રીવા નિરંતર ભરાઇ ગઈ હતી. એમનું અંગ, જેમાં અસ્થિ-પંજર ઉંચું તરી આવેલું તથા વિરલ વિરલ હતું, અને સ્કંધ ઉપરથી શ્વેત યજ્ઞોપવીત લટકતું હતું તે, પવનથી ઉત્પન્ન થયેલા નાના નાના તરંગવાળા તથા

---

૧. જુઓ પૃષ્ઠ ૨ ટી. ૪. ૨. પ્રલયને દિવસે બાર સૂર્ય દેખાશે એવી આપણામાં કથા છે. ૩. કલ્પ=બ્રહ્માનો એક દિવસ. આપણાં ૪,૩૨,૦૦૦,૦૦૦ વર્ષ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય અને પૃથ્વીનો નાશ થાય. ૪. તિલક=ટીલું; બીજા અર્થ સારૂ જુઓ પૃ. ૨૦. ટી. ૫. ૫. ભસ્મધવલ=ભસ્મ જેવા અને ભસ્મથી ધોળા. ૬. ભગીરથ જ્યારે ગંગાને આકાશમાંથી લાવ્યા ત્યારે ત્યાંથી ઉતરતાં ઉતરતાં એના જલથી જહ્નુ મુનિની યજ્ઞભૂમિ ડૂબી ગઇ, તે ઉપરથી કોપાયમાન થઇને મુનિ ગંગાનું પાન કરી ગયા, અને ભગીરથે જ્યારે અતિશય આજીજી અને પ્રાર્થના કરી ત્યારે એમણે પોતાના કર્ણમાંથી પાછી ગંગા કાઢી એવી કથા છે.—આ ઉપરથી ગંગા 'જાહ્નવી' પણ કહેવાય છે.

તરતા મૃણાલવાળા સ્વર્ગગાના પ્રવાહ જેવું નિર્મળ દીસતું હતું.[1] સ્વચ્છ સ્ફટિક મણિના કકડાના બનાવેલા, તથા ઉજ્જવલ અને મ્હોટા મોતીનો ગુંથેલો સરસ્વતીનો હાર હોય એવા દેખાતા રુદ્રાક્ષ-વલયને પોતાની હાથની આંગળિયોની વચમાં એ ફેરવતા હતા. તેથી, અહર્નિશ ભમણ કરતા તારામંડલવાળા જાણે બીજો ઉત્તર ધ્રુવ હોય એવા એ પ્રકાશતા હતા. બ્હાર ઉપરી આવતી નાડીઓના જાળાથી કરીને એ, ક્ષામ થયેલી લતાઓના સમૂહવડે નિરંતર વિંટળાયલા, જૂના કલ્પવૃક્ષ જેવા લાગતા હતા. ચંદ્રકિરણોનું અથવા અમૃતના ફીણનું ના ગુણસન્તાનના[2] તંતુઓનું જાણે બના યુ હોય એવું નિર્મલ, માનસ સરોવરમાં ધોયાથી શ્વેત થયેલું અને બીજું જાણે વૃદ્ધાવસ્થાનું જાડું હોય એવું રેશમી વસ્ત્ર જેવું વલ્કલ એમણે ઓઢ્યું હતું. એમની પાસે દેવગંગાના જલથી ભરેલું એક સ્ફટિકમય કમંડલ, ત્રિદંડ[3] ઉપર મુકેલું હતું તેને લીધે, રાજહંસ યુક્ત વિકસિત કમલ સમૂહ જેવા એ શોભતા હતા. સ્થિરતામાં પર્વતોનો, ગામ્ભીર્યમાં સાગરોનો, તેજમાં સૂર્યનો, શાન્તિમાં ચન્દ્રનો, અને નિર્મલતામાં આકાશનો જાણે એ સંવિભાગ કરતા હતા. ગરૂડની પેઠે પોતાના પ્રભાવથી એમણે સમસ્ત **દ્વિજોમાં** આધિપત્ય મેળવ્યું હતું.[4] બ્રહ્માની સમાન એ **આશ્રમના** ગુરુ હતા.[5] જૂના ચન્દનવૃક્ષની પેઠે એમની **જટા સર્પકંચુક** [જેવી] **ધવલ** હતી.[6] પ્રશસ્ત ગજના જેવા એમને **કર્ણવાલ** લટકતા હતા.[7] બૃહસ્પતિની સમાન એમણે જન્મથીજ **કચનું** સવર્ધન કીધું હતું.[8] દિવસની પ્રમાણે એમનું મુખ ઉગતા સૂર્યથી પ્રકાશતું હતું.[9] શરત્કાલની પેઠે એમનામાં **વર્ષનો** ક્ષય થતો હતો.[10] ભીષ્મપિતાની સમાન એમને **સત્યવ્રત** ઉપર પ્રીતિ હતી.[11] અમ્બિકાના કરની પેઠે, **રુદ્રાક્ષનું** ગ્રહણ કરવામાં એ નિપુણ હતા.[12] શિશિર સમયના સૂર્યની પેઠે એમણે **ઉત્તરાસંગ** લીધો હતો.[13] વડવાગ્નિ સમાન પોતે સર્વદા **પયઃપાન** કરતા હતા.[14] શૂન્ય નગરની પેઠે એ દીન, અનાથ, તથા વિપન્નનું શરણ હતા.[15] અને મહાદેવની પેઠે એમનું શરીર **ભસ્મ-પાણ્ડુરોમ (!)** વડે આશ્લિષ્ટ હતું.[16]

એમને જોતાંજ મને વિચાર થયો કે અહો! તપનો પ્રભાવ કેવો આશ્ચર્યકારક છે! આ મુનિની શાન્ત મૂર્તિ પણ તપ્ત સુવર્ણ જેવી સ્વચ્છ અને વિદ્યુતની સમાન ઝળકતી, ચક્ષુના તેજને હણી નાખે છે, અને સર્વદા મધ્યસ્થ છતાં પણ પોતાના મહાપ્રભાવ થકી એ, પ્રથમ દર્શન કરનારમાં જાણે કંઈક ભય જેવું ઉત્પન્ન કરે છે! શુષ્ક ઘાસ અને કાન કુસુમ-

---

૧ અહીં જાગ, પ્રવાહ સાથે, અસ્થિપંજર, મોજાં સાથે, અને યજ્ઞોપવીત, મૃણાલ સાથે સરખાવ્યાં છે. ૨ ગુણસન્તાન=ગુણનું સંતાન વૃક્ષ, પાંચ દેવ વૃક્ષો (મન્દાર, પારિજાતક, સંતાન, કલ્પવૃક્ષ અને હરિચંદન) માંનું એ એક છે. ૩ ત્રિદંડ=ત્રણ પાયાની બેઠક (Tripod). ૪ દ્વિજ=બ્રાહ્મણ, પક્ષી. ૫ આશ્રમ=મઠ, બ્રહ્મચર્યાદિ ચાર. ૬ જટા=કેશ, મૂળ (બીજે અર્થે) કાચળીથી ધોળા થયેલા મૂળ. ૭ કર્ણવાલ=કાન ઉપરના વાળ, કર્ણ અને વાલ-પુચ્છના. ૮ કચ=કેશ, બૃહસ્પતિનો તે નામનો પુત્ર. ૯ મુખ-મ્હોં, પ્રથમ ભાગ. ૧૦ વર્ષ=ઉમ્મર વર્ષાદ. ૧૧ સત્યવ્રત=સાચું આચરણ, ભીષ્મનું નામ. ૧૨ રુદ્રાક્ષ=તે નામના મણકા રુદ્ર—મહાદેવ—ની અક્ષ-આંખો. અમ્બિકાનો હાથ રતિસમયે મહાદેવની આંખ ઢાંકવામાં નિપુણ, અને મુનિ રુદ્રાક્ષ જપવામાં. ૧૩ ઉત્તરાસંગ=ઉત્તરીય-ઉપરનું વસ્ત્ર-તેનો સંગ, ઉત્તરાયણનો સંગ. ૧૪ વડવાગ્નિ=સમુદ્રતળે રહેલો અગ્નિ (ત્યાં પ્રમાણે) પય=દૂધ, પાણી. ૧૫ શરણ=ત્રાતા, આશ્રય. ૧૬ ભસ્મ જેવા પાણ્ડુ-ધોળા રોમ ઉવાંટાં—જાણે ભસ્મથી પાણ્ડુર—શ્વેત શોભી, ઉમા કે-પાર્વતીએ—આલિંગન—આલિંગિત

માં પરેલા અગ્નિ જેવી ચંચલ વૃત્તિનું, સૂક્ષ્મ તપવાળા મુનિયોનું પણ તેજ પ્રકૃતિથી નિત્ય ક્ષમારહિત હોય છે તોપછી આવા પાપક્ષયકારી ભગવતો, જેમના ચરણનું સકલ જગત્ વંદન કરે છે, જેઓનો મલ તપોજલથી નિરંતર ધોવાયલો છે, અને જેઓ પોતાનાં દિવ્ય ચક્ષુવડે સકલ સંસારને હાથેલીમાં રહેલા આમળાની પેઠે જોઇ શકે છે[1] તેઓના તેજની તો વાતજ શી !! મહામુનિયોનું માત્ર નામ-ગ્રહણે પુણ્યજનક છે તો સાક્ષાત્ દર્શનનું ફલ તે કેવું મ્હોટું !! આ આશ્રમને ધન્ય છે, કે એને આવા અધિપતિ મળ્યા છે, અથવા આખા ભુવનતલનેજ ધન્ય છે, કેમકે પૃથ્વી ઉપરના આ બ્રહ્માથી એ અધિષ્ઠિત થયેલું છે. ખરેખર આ મુનિયો પુણ્યશાલી છે, કેમકે તેઓ અહર્નિશ અન્ય સર્વ વ્યાપાર્ તજી દઈ, બીજા બ્રહ્મા જેવા આ મહાપુરૂષના મુખ-કમલને નિશ્ચલ દષ્ટિથી નિરખી નિરખી, પુણ્ય-કથાઓનું શ્રવણ કરી એમની સેવા કરે છે. સરસ્વતીને પણ ધન્ય છે કે તે રાજહંસીની પેઠે; આવા, સર્વદા અતિ પ્રસન્ન, કરુણા-જલ વર્ષાવતા, અગાધ ગામ્ભીર્યવાળા, અને સુન્દર દ્વિજકુલને પરિચિત, માનસમાં, મુખ-કમલ-સ્પર્શનો અનુભવ લેતી વસે છે.[2] બ્રહ્માના ચાર મુખ-કમલમાં વસનાર વેદોને ઘણા કાળ પછી આ બીજું ઉચિત સ્થાન મળ્યું છે. જગતમાં કલિ-કાળ રુપી મેઘ-સમયે મલિન થયેલી નદિયો જેવી સર્વ વિદ્યાઓ, શરત્કાળ જેવા આ મહાપુરૂષના સંસર્ગથી ફરી પાછી સ્વચ્છ થઈ છે. ખરેખર, કળિયુગના વિલાસનું અવમાન કરીને સર્વાત્માથી અહિં વસતા ભગવાન્ ધર્મને કૃતયુગ સાંભરતો નહિ હોય. ધરણિતલને આ મહામુનિથી અધિષ્ઠિત થયેલું જોઇને નક્કી આકાશને હવે સપ્તર્ષિમંડલના વાસનું અભિમાન ધરાવવાનું રહ્યું નથી. અહો ! વૃદ્ધાવસ્થાનું પણ જોર જબરૂં દેખાય છે. કે, પ્રલયકાળના સૂર્ય-કિરણ જેવા દુર્દૃષ્ય તથા ચંદ્ર-કિરણ જેવા શ્વેત આમના જટાભારમાં, મહાદેવની જટામાં જેમ ફીણના ઢગથી શ્વેત થયેલી ગંગા, તથા અગ્નિની જ્વાલાના સમૂહ-માં જેમ દૂધની આહુતિ પડે તેમ પડતી એ (જરા પણ) બ્હીની નથી ! આ મહર્ષિયે હોમેલા પુષ્કળ ઘીમાંથી નીકળતા ધૂમના ગોટાવડે આખું આશ્રમપદ મલિન કરી દીધું છે માટે, તેમના પ્રભાવથી જાણે બ્હી બ્હીને સૂર્યકિરણો પણ તપોવનને દૂરથી તજે છે. અહિં વળી પવનથી ફરફરતી તથા ભેગી થઈ જતી જ્વાલાઓવાળા અગ્નિ દેવો, મંત્રવડે પવિત્ર કરેલા બલિદાનને જાણે અંજલિ રચીને એમના સ્નેહથી ગ્રહણ કરે છે. વલ્કલને ફડફડાવતો, આશ્રમ-લતાનાં કુસુમની સુગંધ લાવતો, તથા મંદમંદ ગમન કરતો આ પવન જાણે

---

૧. જુઓ વાસવદત્તા પૃષ્ઠ ૨ જું—

करबदरसदृशमखिलं भुवनतलं यत्प्रसादतः कवयः...વિગેરે.

૨. પ્રસન્ન=ઈર્ષ્યાદિ રહિત. મેલરહિત. ગામ્ભીર્ય=મનની ઉદારતા; જલની અગાધતા. દ્વિજ=બ્રાહ્મણ; પક્ષી. માનસ=મન; માન સરોવર. હંસી જેમ માનસ સરોવરમાં તેમ સરસ્વતી આ મુનિના મનમાં વસે છે. સરસ્વતીને હંસીની ઉપમા શ્રી દંડીએ પણ કાવ્યાદર્શના પ્રથમ શ્લોકમાં આપેલી છે:—

चतुर्मुखमुखाम्भोजवनहंसवधूर्मम ।
मानसे रमतां नित्यं सर्वशुक्ला सरस्वती ॥

બ્હીતો બ્હીતો એમની પાસે જાય છે. તેજનો પરાજ્ય ઘણું કરીને મહાભૂત[1] પણ કરી શકતાં નથી; અને આ મહાપુરુષ સર્વ તેજસ્વીઓના અગ્રણી છે; જગતમાં, એ મહાત્માના અધિષ્ઠાનને લીધે જાણે બે સૂર્ય હોય એમ ભાસે છે, તથા પૃથ્વી એમના આધારથી જાણે નિષ્કંપ રહી છે. આ મુનિ કરુણારસના પ્રવાહ છે; સંસાર-સમુદ્રને તરવાના સેતુ છે; ક્ષમા-જલના આધાર છે; તૃષ્ણા રુપી ઝાડીના પરશુ છે; સતોષામૃતના સાગર છે; સિદ્ધિમાર્ગના ઉપદેશક છે; દુષ્ટ ગ્રહોના અસ્તાચલ છે; શાન્તિ રૂપી વૃક્ષનું મૂળ છે; બુદ્ધિ-ચક્રની નાભિ છે;[2] ધર્મ-ધ્વજને રહેવાનો વંશ છે; સર્વ વિદ્યાઓના અવતરણનુ તીર્થ છે; લોભ-સમુદ્રના વડવાગ્નિ છે; શાસ્ત્ર-રત્નની કસોટી છે; પ્રેમ-પલ્લવના દાવાનલ છે; ક્રોધ-સર્પના મહામંત્ર છે;[3] મોહાન્ધકારના સૂર્ય છે; નરકદ્વારના અર્ગલ છે; સર્વ આચારનુ કુલ-ભવન છે; મંગલ વસ્તુઓનું ગૃહ છે; મદ-વિકારોનું અસ્થાન છે; સન્માર્ગના દર્શક છે; સાધુતાની ઉત્પત્તિ છે; ઉત્સાહ-ચક્રની ધાર છે; સત્વના આશ્રય છે; કલિયુગના પ્રતિપક્ષ છે; તપના ભંડાર છે; સત્યના મિત્ર છે; નિષ્કપટપણાનું ક્ષેત્ર છે; અને પુણ્ય-સંચયનું ઉત્પત્તિસ્થાન છે. મત્સરને તો એમણે અવકાશજ દીધો નથી; વિપત્તિના એ મિત્ર નથી; પરિભવનું સ્થાન નથી; અભિમાનને અનુકૂલ નથી; દૈન્યને પ્રિય નથી; રોષને અધિન નથી, વિષયોને વશ નથી; સુખને અભિમુખ નથી. અહો! મહાત્માઓનો પ્રભાવ કેવો મ્હોટો છે! આ મહામુનિના પ્રભાવથીજ આખા તપોવનમાંથી વૈર શાન્ત થઈ ગયું છે અને મત્સર નાશ પામ્યો છે. અહિં પશુપક્ષિયો પણ પોતાના શાશ્વતિક વિરોધને સહ્જે દઇ, શાન્ત આત્મા થકી તપોવન-વાસનું સુખ અનુભવતાં દેખાય છે![4] કેમકે વિકસિત કમલ-વનની રચના જેવા, ઉંચા થતા સેંકડો ચારુ ચંદ્રવાળા, અને હરિણ-લોચનની કાન્તિ જેવા, વિચિત્ર મયૂર-કલાપમાં તડકાથી શેકાયલો આ સર્પ, જાણે નવા ઉગેલા લીલા ઘાસમાં જતો હોય તેમ નિઃશંક ભરાય છે!! વળી આ મૃગના બચ્ચાંને, યાળવિનાના નાના નાના સિંહ સાથે રહેવાનો પરિચય થયેલો છે તેથી એ પોતાની માતાને સહ્જે, સિંહી સ્તનમાંથી નીકળતી દૂધધારાનું પાન કરે છે!! આ મૃગપતિની ચન્દ્ર-કિરણ જેવી ધોળી યાળને હાથીનાં બચ્ચાં મૃણાલ-કલાપ ધારી ખેંચે છે ત્યારે એ પોતાની આંખો અર્ધી મીચીને એમને આનંદથી ગેલ કરવા દેછે!!

---

૧. પૃથ્વી આદિ. (Elements.) ૨. નાભિ=પૈડાની નાયડી ૩. સબળ મંત્રના જોર આગળ સર્પનું કંઇ ચાલે નહિ તેમ આ ઋષિની પાસે ક્રોધનું કંઇ ફાવે નહિ. ૪. જુઓ કુમારસભવ સર્ગ ૫ શ્લોક ૧૭. विरोधिसत्त्वोज्झितपूर्वमत्सरम् । तपोवनं तच्च बभूव पावनम् ॥

"પેરેડાઇસ લૉસ્ટ" નામના પ્રખ્યાત કાવ્યમાં કવિ મિલ્ટને આદમ અને ઇવના રમ્ય આવાસનું વર્ણન કરવામાં પણ આવોજ વિચાર પુ. ૪ થામાં દર્શાવ્યો છે—

> "* * About them frisking play'd
> All beasts of the earth, since wild, and of all chase
> In wood or wilderness, forest or den;
> Sporting the lion romp'd, and in his paw
> Dandled the kid; bears, tigers, ounces, pards,
> Gamboll'd before them;" &c. &c

વળી અહિં આ વાનરોનું ટોળું સ્વજાતિય ચાપલ લઇને, ન્હાએલા મુનિકુમાર સારૂ ફળ લાવી દે છે !! અને આ હાથીઓ મદાન્ધ છતાં પણ, ગંડસ્થલ ઉપર બેઠેલાં તથા મદજલનું પાન કરવામાં નિશ્ચલ થયેલાં ભ્રમરનાં ટોળાંને, દયાભાવને લીધે કર્ણ હલાવી હલાવીને ઉરાડી મુકતા નથી ! ટુંકામાં, ઉંચે જતી તાપસાગ્નિહોત્રની ધૂમલેખાના સંગથી, અહર્નિશ જાણે કૃષ્ણ-ચર્મનું આચ્છાદન વસ્ત્ર પહેર્યું હોય એવાં શોભતાં, ફળ મૂળ અને વલ્કલ ધારણ કરતાં, આ મુનિની આસપાસ ઉગેલાં નિશ્ચેતન વૃક્ષો પણ વ્રત આચરનાં હોય એમ દેખાય છે તો પછી સચેતન પ્રાણિયોની વાતજ શી !!

આવી રીતે હું વિચાર કરતો હતો એટલામાંજ મને તેજ રક્ત અશોક વૃક્ષની છાયામાં એક જગાએ મુકીને હારીત પોતાના પિતાને ચરણ-સ્પર્શ કરી, પગે લાગી, તેમનાથી જરા દૂર પડેલા કુશાસન ઉપર બેઠો; અને તે સર્વ મુનિઓ મને જોઇને એને પૂછવા લાગ્યા કે આ પોપટનું બચ્ચુ ક્યાંથી આણ્યું ? તેણે કહ્યું—સ્નાન કરવા જતો હતો ત્યારે પદ્મ-સરોવરની તીરે ઉગેલાં વૃક્ષમાંના કોઈ માળામાંથી પડેલુ આ બચ્ચું મ્હેં દીઠું. તાપને લીધે એ હાંફતું હતું; ઉની ઉની ફફળતી રેતીમાં એ પડેલું હતું; ઉંચેથી પડવાથી એનાં ગાત્ર શિથિલ થઇ ગયાં હતાં અને થોડોજ જીવ રહેલો હતો. એને જોઇને મને દયા તો આવી પણ તે મ્હોટા ઝાડ ઉપર તપસ્વિયોને ચટવું ઘણું કઠિન એટલે એને એના માળામાં મુકી શકાય તેમ ન હતું, માટે હું ઘેર લઇ આવ્યો છું. હવે જ્યાંસુધી એને પાંખો નથી આવી અને અન્તરીક્ષમાં એ ઉડી શકે તેમ નથી ત્યાંસુધી આ જ આશ્રમના કોઈ તરુકોટરમાં ભલે એ બિચારૂં રહે, અને અમે બધા મુનિ-કુમારો નીવાર કણનો સમૂહ તથા વિવિધ ફલ-રસ લાવીશું તેથી પોતાનો નિર્વાહ કરીને જીવે. આપણા જેવાનો તો ધર્મ છે કે અનાથનું પરિપાલન કરવું. વળી જ્યારે એને પાંખો ફૂટશે અને ગગનતલમાં જવાને એ સમર્થ થશે ત્યારે એને ગમશે ત્યાં જશે અથવા તો પરિચય પડી ગયાથી અહીંજ રહેશે.—એ વિગેરે મ્હારા સંબંધી વાત સાંભળીને ઉપજેલા કુતૂહલથી ભગવાન્ જાબાલિ પોતાની ડોક જરા વાંકી વાળી, પુણ્ય-જલથી મને પ્રક્ષાલન કરતા હોય તેમ અતિ પ્રશાન્ત દૃષ્ટિથી મ્હારી સામું ઘણા વખત સુધી જોઇ, જાણે મને ઓળખી કાઢતા હોય તેમ ફરીફરી નિહાળીને બોલ્યા કેઃ—આ તો પોતાનાજ અવિનયનું ફળ પામેલો છે.—એ ત્રિકાલદર્શી મહાત્મા[1] તપના પ્રભાવથી, દિવ્ય ચક્ષુવડે આખા જગતને પોતાની હાથેલીમાં જાણે રમી રહ્યું હોય એમ જુવે છે; પૂર્વ જન્મોને જાણે છે; થનાર વસ્તુને પણ કહી આપે છે: અને દૃષ્ટિ-ગોચરમાં આવેલાં પ્રાણિયોના આયુષ્નું પ્રમાણ વરતી કાઢે છે !! ત્યાંની આખી તાપસ-સભા તો એમનો પ્રભાવ જાણતી હતી તેથી, આ વાક્ય સાંભળતાંજ—આણે શો અવિનય કર્યો હશે ? શા સારૂ કર્યો હશે ? ક્યાં કર્યો હશે ? અને બીજા જન્મમાં એ કોણ હશે ?—એ જાણવાને આતુર થઇ અને વારે વારે તે મહામુનિને પ્રાર્થના કરવા લાગી કે ભગવન્ !. કૃપા કરીને કહો કે કેવા અવિનયનું ફળ એ ભોગવે છે, જન્માન્તરે એ કોણ હતો, પક્ષિ

1. "That sacred sire, whose comprehensive view
"The past, the present, and the future knew." *Iliad.*

જાતિમાં એ કેમ ઉત્પન્ન થયો અને એનું નામ શું. અમારૂં કુતૂહલ આપ શમાવો. કેમકે સર્વ આશ્ચર્યોનું આપજ ઉત્પત્તિસ્થાન છો.

તપસ્વી-મંડલની આવી યાચના સાંભળી એ મહામુનિયે પ્રત્યુત્તર આપ્યો કેઃ—આ આશ્ચર્યકારક કથા ઘણી લાંબી છે; દિવસ થોડોજ રહેલો છે, અને મ્હારે સ્નાનસમય થવા આવ્યો છે; વળી આપને પણ દેવાર્ચન વેળા વહી જાય છે માટે ઉઠો અને સર્વે યથોચિત વિધિ કરી લ્યો. સાંઝે જ્યારે આપ સર્વે ફરીથી ફલમૂલાહાર કરીને નિરાંતે બેસશો ત્યારે હું અથથી ઇતિસુધી સર્વ કથા કહીશ કે આ કોણ છે, અન્ય જન્મમાં એણે શું કર્યું છે અને આ લોકમાં એ કેવા રીતે ઉત્પન્ન થયો છે. હમણાં તો એને આહાર આપીને વિશ્રાન્ત કરો. હું જેમ જેમ કહેતો જઇશ તેમ તેમ નક્કી એને પણ પોતાના જન્માન્તરનો વૃત્તાન્ત જાણે સ્વપ્નમાં થઇ ગયો હોય એમ અવિરુદ્ધ સાંભરતો જશે—એમ કહેતાં કહેતાંજ સર્વ મુનિયો સાથે એ ઉઠ્યા અને પછી પોતે સ્નાનાદિક વિધિ કરી.

આ સમયે દિવસ આથમ્યો. સ્નાન કરી ઉઠ્યા પછી મુનિજનોયે અર્ઘ્ય આપતાં જે રક્ત ચન્દન ભૂમિ ઉપર નાંખેલું તેનોજ જાણે સાક્ષાત્ આકાશમાં રહેલા સૂર્યે અંગલેપ કર્યો !! ઉંચે મ્હોંયે સૂર્યબિમ્બ સામી દૃષ્ટિ રાખી ઉષ્મપાન કરનાર ઋષિયો જાણે તેજ પી ગયા હોય તેમ, ક્ષીણ તાપવાળો દિવસ કૃશતા પામ્યો. ઉગતા સપ્તર્ષિ-મંડલનો સ્પર્શ ત્યાગ કરવાને જાણે ઇચ્છતો હોય તેમ પાદ[1] સંકોચીને પારાવતના ચરણ જેવો રક્ત રવિ ગગનતલમાંથી નીચે લટકતા લાગ્યો. પશ્ચિમ સમુદ્રમાં પ્રતિબિમ્બિત થયેલું, રેતાશ મારતા કિરણજાલવાળું સૂર્યમંડલ, જલશય્યામાં પોઢેલા વિષ્ણુનું જાણે નાભિ-કમલ હોય અને તેમાંથી જાણે મધુધારા છૂટતી હોય એવું દેખાયું ! પૃથ્વીતલ છોડીને તથા કમલવન મુકીને, પક્ષિયો જેવા રવિકિરણોએ સંધ્યાકાળે તપોવન-વૃક્ષનાં શિખરોમાં અને પર્વતોની ટોચો ઉપર વાસ કર્યો. આશ્રમન્તરઓ ઉપર કહિંક કહિંક રાતો તડકો પડતો હતો તેથી જાણે મુનિયોએ ત્યાં રક્ત વલ્કલ લટકાવ્યાં હોય એમ તેઓ ક્ષણવાર શોભવા લાગ્યાં. ભગવાન્ સૂર્યદેવતા અસ્ત પામ્યા પછી પશ્ચિમ સમુદ્રના તટમાંથી નીકળતી પ્રવાલ-લતા જેવી રક્ત સંધ્યાં દેખાવા લાગી. તે સમયે આશ્રમમાં ધ્યાન થવા લાગ્યું. એક પાસ હોમધેનુ દોહવાતી હતી ત્યાંથી દુગ્ધ-ધારાનો મનોહર ધ્વનિ આવવા લાગ્યો. અગ્નિહોત્રની વેદિયો ઉપર લીલા કુશ પથરાવા લાગ્યા, અને ઋષિકુમારિકાઓ આમ તેમ દિગ્દેવતાઓને ભાતનાં બલિદાન આપવા લાગી. કહિંક (આખો દિવસ.) વિહાર કરીને સૂર્ય આથમતાં પાછી આવતી, **રક્ત તારક**[2] વાળી તપોવન-ધેનુ જેવી કપિલ સન્ધ્યા મુનિજનોને દેખાઈ. થોડોજ સમય થયાં સૂર્યનો વિયોગ થયાથી શોકગ્રસ્ત કમલિની, કમલ-કલિ રૂપી કમંડલ ધારણ કરી, હંસ રૂપી શ્વેત વસ્ત્ર પેહેરી, મૃણાલ રૂપી શ્વેત યજ્ઞોપવીત રાખી,[3] મધુકર-મંડલ રૂપી રુદ્રાક્ષ-માળા ગ્રહણ કરી, દિનપતિના સમાગમને અર્થે જાણે વ્રત આચરવા લાગી !! પશ્ચિમ

---

૧. પગ; કિરણ. ૨. આંખની કીકી; તારા. ૩. મૃણાલ અને ધવલ યજ્ઞોપવીત વચ્ચે જે તાદ્રૂપ્ય અહીં દેખાડ્યું છે તેવુંજ સાદૃશ્ય ગેહેરાં પણ કવિયે દેખાડેલું છે. જુઓ પૃષ્ઠ ૬૨ શ્લોક ૧.

સમુદ્ર-જલમાં ગર્ય પડ્યો[1] એટલે તેના પડવાના વેગથી ઉછળેલા જલકણના સમૂહ જેવો તારાગણ[2] આકાશમાં આવી રહ્યો !! પછી તરતજ ગગનતલ તારાથી છવાઈ ગયું તેથી સિદ્ધ-કન્યાઓએ સન્ધ્યા-પૂજન કરતાં ફેંકેલાં ફૂલથી જાણે તે વિચિત્ર થયું હોય એવું શોભવા લાગ્યું !! અને એક ક્ષણમાં તો ઉન્મુખ મુનિજનોએ પ્રણામ સમયે ઉંચે રેડેલા અંજલિના જલથી જાણે ધોવાઈ ગયો હોય એમ બધો સન્ધ્યા-રાગ ગળી ગયો.

સન્ધ્યાનો ક્ષય થયા પછી, તેના વિનાશને લીધે દુઃખ પામતી રાત્રિયે કૃષ્ણ-મૃગ-ચર્મ જેવો અભિનવ અન્ધકાર ધારણ કર્યો ! મુનિજનોનાં હૃદય શિવાય, અન્ધકારથી બીજું સઘળું કાળું મેશ થઇ ગયું. સઘન તિમિરરૂપી તમાલ-વનલેખા જેના પર્યન્ત ભાગમાં આવેલી છે, સપ્તર્ષિ મંડલનો જેમાં વાસ છે, અરુન્ધતીના ચરણ-સ્પર્શવડે જે પવિત્ર છે, આષાઢ[3] જેમાં ઉપસ્થિત છે, મૂલ[4] જેમાંથી દૃષ્ટિયે પડે છે, અને જેની એકાન્તે ચારુતારક [વાળા] મૃગ[5] આવી રહ્યા છે એવા અમર-લોકના આશ્રમ જેવા ગગનતલમાં ચન્દ્રે રવિનો અસ્ત થયો એ વાત સાંભળી વૈરાગ્ય[6] ગ્રહણ કરી, ધોયેલા વલ્કલ જેવું શ્વેત અંબર[7] ધરી, ધોળીવારે તારાન્તઃપુર[8] સહિત પ્રવેશ કર્યો. ચન્દ્રથી આભૂષિત અને તારારૂપી કપાલના[9] કડકાઓથી અલંકૃત શિવ-મસ્તક જેવા આકાશ-તલમાંથી, સાગર ભરી નાંખતી ગંગા જેવી, હંસ-ધવલ ચન્દ્રિકા ધરણી ઉપર પડી.[10] વિકસિત કમલ-ધવલ ચંદ્ર-સરોવરમાં[11] ચંદ્રિકા-જલ પીવાના લોભથી ઉતરેલો નિશ્ચલ હરિણ જાણે અમૃત-પંકમાં ચ્હોંટી ગયો હોય એવો દેખાયો !! અંધકાર રૂપી જલધર-સમય વીતી ગયા પછી, સમુદ્રમાંથી આવેલા, અભિનવ શ્વેત સિંધુવાર પુષ્પ જેવા ધોળા ચંદ્ર-કિરણો કુમુદ-સરોવરમાં હંસની સમાન

---

૧. " Now deep in ocean sank the lamp of light." *Iliad.*

૨. જુઓ ગોપાલલીલાકાવ્ય. સર્ગ ૯, શ્લોક ૨૧—

नीलाभ्रगर्भनिपतत्करकास्ततोऽतिश्रान्तापतद्विसमुच्छलिताब्धिबिन्दून्।
संध्यातिरागदहनाकलिताष्टमूर्तिविस्फोटकानुडुगणान् जनता शशंक॥

૩. ગગનતલને આશ્રમ સાથે સરખાવ્યું છે એટલે વિશેષણો શ્લિષ્ટ છે. આષાઢ=નક્ષત્રનું નામ; અને ખાખરાનો દંડ-જે આશ્રમમાં હોવો જોઇયે. ૪. મૂલ=નક્ષત્ર; વૃક્ષનાં મૂળ. ૫. ચારુ(વિ૦=ચારુ-સુન્દર, તારકમૃગ=મૃગશીર્ષ નક્ષત્ર (ગગનમાં); બીજા અર્થ સારૂ જુઓ. પૃષ્ઠ ૧૭ ટી. ૨ જી. ૬. વૈરાગ્ય=સંસાર ત્યાગ; વિશેષ રક્તતા ૭. અંબર=આકાશ; વસ્ત્ર. ૮. તારાન્તઃપુર=તારા-ચંદ્ર-પત્નિયો—નું અન્તઃપુર. ૯. કપાલ=ખોપરી—જેનો, એમ કહેવાય છે કે રુદ્ર પોતાના કંઠમાં હાર પેહેરે છે. ૧૦. ગંગા આકાશમાંથી શિવમસ્તક ઉપર પડી ને ત્યાંથી ધરણી ઉપર. જુઓ ભર્તૃહરિનું નીતિશતક શ્લોક ૧૦—शिरः शार्वं स्वर्गात् पतति शिरसस्तत् क्षितिधरम्।
महीध्रादुत्तुंगादवनिमवनेश्चापि जलधिम्॥ अधो गंगा सेयं * *

વળી જુઓ રામાયણ—गगनात्शंकरशिरस्ततो धरणिमागता॥

અહીં આકાશ શિવમસ્તક સાથે સરખાવ્યું, કારણ કે શિવને માથે ચંદ્ર તેમ આકાશમાં પણ; અને શિવને કપાલમાલા તેવી આકાશમાં તારારૂપી કપાલના કડકાની માલા. ચંદ્રિકા ગંગા જોડે સરખાવી; કારણ કે તે આકાશમાંથી ગંગાની પેઠે નીચે આવીને સાગરને ભરી નાંખે છે—ભરતી આણે છે. એ હંસ (જેવી) ધવલ હોય અને ગંગા હંસ (વડે) ધવલ.

૧૧. વિ૦ કમલ જેવા શ્વેત ચંદ્રા કમલવડે શ્વેત સરોવર.

તરવા લાગ્યા. ચંદ્ર-બિમ્બમાંથી બધો ઉદય-રાગ જતો રહ્યો હતો તેથી તે, આકાશ-ગંગામાં ન્હાવાથી ધોવાઇ ગયેલા સિન્દૂરવાળું જાણે ઐરાવત હાથીનું કુંભસ્થલ હોય એવું તે ક્ષણે દેખાયું! ધીરે ધીરે જ્યારે ચંદ્રનો પ્રફુલ્લ ઉદય થયો; અમૃત-ધૂલિ જેવા ચંદ્ર-પ્રકાશથી જ્યારે જગત્ બધું ધોળાયું; હિમનાં જલ-બિન્દુ પડવાથી શીતલ થયેલા, મંદ ગતિવાળા, ઉઘડતા કુમુદ-વનનો સુગન્ધિ પરિમલ લાવતા, નિશાના પ્રથમ પ્રહરના પવન જ્યારે વાવા લાગ્યા, અને સુખે બેઠે બેઠે ધીરે ધીરે મ્હોં હલાવીને વાગોળતા આશ્રમમૃગ—જેમની આંખો ઉંઘ ભરાઈ આવવાથી ભારે થયેલી હતી તથા પાંપણો મીચાઈ ગઇ હતી તેઓ—જ્યારે એ પવનને અભિનન્દન કરવા લાગ્યા; તથા માત્ર અર્ધ-પ્રહરજ રાત્રિ જ્યારે વીતી—ત્યારે, હું ખાઈ રહ્યો હતો તેથી હારીત મને લઇને તે બધા મુનિયો સાથે એના પિતા પાસે ગયો. ચંદ્રિકામાં ઝગઝગતા વેત્રાસન ઉપર તપોવનના એક ભાગમાં એ બેઠા હતા, અને જરા દૂર ઉભેલો જાલપાદ નામનો એક શિષ્ય દર્ભનો પવિત્ર પંખો હાથમાં લઇને એમને પવન નાંખતો હતો. (ત્યાં જઇ) હારીત બોલ્યો કેઃ—પિતાજી! આશ્ચર્ય સાંભળવાના કુતૂહલથી આકુલ થયેલાં હૃદયવાળી સઘળી આ તાપસસભા ટોળામાં ને ટોળામાં આપ પાસે આવીને ઉભી છે. વળી આ પક્ષીના બચ્ચાને હવે શ્રમ ઉતરી ગયો છે, માટે આપ કહો કે બીજા જન્મમાં આણે શું કર્યું છે, એ કોણ હતો અને હવે કોણ થશે. આવી રીતે જ્યારે તે મહામુનિને એણે કહ્યું ત્યારે તે મને આગળ ઉભેલો જોઇ, તથા એ સર્વ મુનિયોને એકાગ્ર ચિત્તે શ્રવણ-તત્પર થયેલા જાણી, ધીમે રહીને બોલ્યા કે જો જિજ્ઞાસા હોય તો સાંભળો.[1]







વન્તીમાં ઉજ્જયિની નામે નગરી છે, તેની શોભા અમર-લોકથી પણ ચડતી છે. સકલ ત્રિભુવનનું તે એક આભૂષણ છે. કૃતયુગની તે જન્મ-ભૂમિ જેવી છે. ત્રણે ભુવનની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર શ્રીમહાકાલેશ્વર[2] મહાદેવે પોતાને વસવા યોગ્ય ઉત્પન્ન કરેલી જાણે તે

૧. જાબાલિ મુનિયે જે અહિંથી કથા કહેવા માંડી છે તેનો અંત બાણભટ્ટે રચેલો કથાભાગ પૂર્ણ થઇ ગયા પછી તેના પુત્રે લખેલા ભાગમાં આવે છે. ત્યાંસુધી તો આ કથા જાબાલિ મુનિ ઋષિયોને સંભળાવે છે અને વૈશમ્પાયન પોપટ શૂદ્રક રાજાને કહે છે એમ સમજવું.

૨. બાર જ્યોતિર્લિંગમાંનું એક મહાકાલ નામનું ઉજ્જયિનીમાં છે અને તેનું વર્ણન નીચે પ્રમાણે :

ચતુર છે, સર્વ લિપિને જાણનાર છે, મહાભારત, પુરાણ તથા રામાયણ ઉપર ભાવ રાખે છે, બૃહત્કથામાં[1] કુશળ છે, દ્યુતાદિ કળાઓમાં પારગત છે, વેદશાસ્ત્ર ઉપર તેને પ્રેમ છે; સુભાષિતનું વ્યસન છે, (સ્વભાવે) તે શાંત છે, ચૈત્ર માસના પવન જેવો તે સર્વદા દક્ષિણ છે,[2] હિમાલયના વન જેવો તે **અંતઃસરલ** છે,[3] લક્ષ્મણની પેઠે તે **રામ** [(?)]નું આરાધન કરવામાં નિપુણ છે,[4] શત્રુઘ્નની સમાન **ભરતનો** પરિચય કરાવે છે,[5] દિવસની પેઠે **મિત્રને** અનુસરે છે,[6] બૌદ્ધની પેઠે **સર્વદા નાસ્તિ વાદમાં** ફરે છે,[7] સાંખ્ય શાસ્ત્રની પેઠે તેનામાં **પ્રધાન પુરુષ** છે,[8] અને જિન ધર્મની સમાન તે જીવ ઉપર દયાભાવ રાખે છે. વળી તે નગરીમાં પર્વતો જેવડા જેવડા મહેલ છે, ગુફાઓ જેવા તો મ્હોટા મ્હોટા ઘર છે, ને કલ્પ વૃક્ષો જેવા સત્પુરુષો છે. તેની ચિત્રેલી ભીંતોથી તે જાણે વિશ્વરૂપ પ્રકટ કરે છે. ઇન્દ્ર મૂર્તિ જેવી તે સડકો યજ્ઞાગ્નિના ધુમાડાથી પવિત્ર થયેલી છે.[9] મહાદેવની નૃત્ય ક્રીડાની સમાન ત્યાં **સુધા-ધવલ અટ્ટહાસ** છે.[10] વૃદ્ધ સ્ત્રીની પેઠે તેનામાં **સુવર્ણનો ક્ષય** થયેલો છે.[11] ગરુડ મૂર્તિના જેવી તે **અચ્યુત-સ્થિતિવડે** રમણીય લાગે છે.[12] સંધ્યાના જેવી તે **પદ્મરાગવડે** રાતું છે.[13] પ્રભાત વેળાની પેઠે ત્યાં સર્વ લોક **પ્રબુદ્ધ** છે.[14] શબર લોકની પાનભૂમિ હોય તેમ ત્યાં લટકાવેલા ચામર [યુક્ત] **નાગદંતથી** ગૃહો ધવલ થયેલાં છે.[15] શેષનાગની મૂર્તિની પેઠે તે પોતાની સમીપ સદા **વસુધા ધરે** [રાખે] છે.[16] સમુદ્ર-મથન વેળાની સમાન ત્યાં મ્હોટા **ઘોષથી** ગિરિવરો પૂર્ણ થયા છે.[17] પ્રસ્તુત સમયે અભિષેક કરવાની ભૂમિની પેઠે ત્યાં હજારો સુવર્ણ કળશ પડેલા રહે છે. પાર્વતીની પેઠે તે મહા-

---

૧ બૃહત્કથા=ગુણાઢ્ય નામના કવિએ રચેલી કથા—જુઓ એફ. ઇ. હૉલની વાસવદત્તાની પ્રસ્તાવના ૨ દક્ષિણ=ચતુર, દક્ષિણ દિશામાંથી આવતો (પવન) ૩ અન્તઃ-સરલ=અન્તઃકરણમાં શુદ્ધ, વનની અન્દર 'સરલ' જાતના વૃક્ષ હોય છે ૪ રામા—સ્ત્રીઓ—નું આરાધન, રામનું આરાધન—પૂજન ૫ ભરત=ભરત મુનિ—તેનું રચેલું નાટ્યશાસ્ત્ર વાંચવાથી લોકને તેનો પરિચય અને કૈકેયીના પુત્ર—શત્રુઘ્નનો ભાઈ ૬ મિત્ર=દોસ્તદાર, સૂર્ય ૭ સર્વદાનાસ્તિવાદ="સર્વ દાન માત્ર છે,' એવો વાદ કરતો તે, અને સર્વદા નાસ્તિવાદ=હમેશાં, 'નાસ્તિક' વાદ કરવો તે. (બૌદ્ધ સાથે લેતા) ૮ પ્રધાન પુરુષ=ઉત્કૃષ્ટ પુરુષો (લોકમાં છે,) અને સાંખ્યશાસ્ત્રમાં 'પ્રધાન' અને 'પુરુષ' એ શબ્દ મુખ્યત્વે કરીને જોવામાં આવે છે. પ્રધાન=પ્રકૃતિ—સર્વ પદાર્થનું ઉત્પત્તિસ્થાન બીજ. (Matter) અને પુરુષ એટલે જીવ— આત્મા—જે ઉત્પન્ન કરતો પણ નથી ને થતો પણ નથી (Spirit) ૯ સો યજ્ઞ કીધાથી ઇન્દ્રની પદ્વી મળે છે ને તેથીજ ઇન્દ્ર "શતક્રતુ" કહેવાય છે ૧૦ સુધા=ચૂનો—તેથી ધોળેલી અટ્ટ—અટારિઓ—રૂપી હાસ (નગરીમાં) અને સુધા જેવું ધોળું અટ્ટહાસ—મહાદેવનું હાસ્ય ૧૧ સુવર્ણ=સોનું, સારો રંગ—રૂપ. ક્ષય=નિવાસ, વિનાશ ૧૨ અચ્યુત-સ્થિતિ=ખરે નહિ એવી સ્થિતિ, અચ્યુત—વિષ્ણુ—ની સ્થિતિ—સ્થાન—બેસવું જુઓ વાસ૰ साधुमिवाच्युतस्थितिरमणीयं. પૃ૦ ૨૦૭ ૧૩ પદ્મરાગ=તે નામનો મણિ પદ્મ—કમળ—નો રાગ—રંગ ૧૪ પ્રબુદ્ધ—જ્ઞાની, જાગૃત જુઓ પૃષ્ઠ ૩૩ લીટી ૭ મી ૧૫ નગરીમાં ગૃહોની અંદર ચામરવાળી નાગદન્ત—ખીંટિઓ હતી—અર્થાત્ ખીંટિએ ચામર બંધેલા હતા, ભીલ લોકોને ઘેર ચામ—ચમરીના વાળ, તથા નાગદન્ત—હાથીદાંત લટકાવેલા હોય ૧૬ શેષનાગ વસુધા—પૃથ્વી ધરે છે—ઉંચકે છે, નગરી પોતાની પાસે વસુધાધર—પર્વત પણ—રાખે છે ૧૭ ઘોષ=ગાના નાના ગામડાં, અવાજ

યાથી ખંડિત થયેલાં લવંગ-પલ્લવો જ્યાં શોભી રહ્યાં છે, અને ઐરાવત હાથીની શુંઢ વડે જ્યાં સલ્લકી-વૃક્ષનાં પલ્લવ તથા પત્ર કપાઈ ગયાં છે—એવા ઉદયશૈલ સુધીના;[1] જ્યાં વાનરોનાં ટોળાંએ ઘણાં લવલી ફલ તોડી નાંખ્યાથી ધોળાંજ રહેલાં છે.[2] સમુદ્રમાંથી નીકળેલી જલ-દેવતાઓ જ્યાં રામચંદ્રજીનાં પગલાંનું વંદન કરે છે, પર્વતોના પડવાને લીધે ભાગી ગયેલા શંખના કકડાથી જ્યાં શિલાતલો ઉપર જાણે તારા તારા થઇ ગયા છે, અને નલને હાથે જોડાયલા હજારો પર્વતોથી જે બનેલો છે તે સેતુબંધ સુધીના;[3] સ્વચ્છ ઝરાનાં જલવડે જ્યાં તારક-ગણ ધોવાય છે.[4] અમૃત મથન કરતાં નારાયણના બાજુબંધના તથા મકર જેવાં આભૂષણના છેડા સાથે ઘસાવાથી જેના પથ્થર સુંવાળા થયેલા છે, દેવદાનવોએ સ્હેલથી વલયાકારે વાળેલા વાસુકિ નાગને ખેંચવાને આરંભ કર્યો ત્યારથી તેમના હાલતા ચરણના ભારવડે જેનો મધ્યભાગ છુદાઈ ગયો છે તથા અમૃતની ફરફરથી જેનાં શિખર સિંચાયલાં છે—એવા મંદર પર્વત સુધીના; અને નર-નારાયણની ચરણ-મુદ્રાથી અંકાયલા બદરિકાશ્રમવડે જે રમણીય લાગે છે,[5] કુબેર-નગરીની સુંદરીઓના ભૂષણ-રવથી જેનાં શિખર ગાજી રહ્યાં છે, સપ્તર્ષિઓએ કરેલી સંધ્યોપાસનાથી જેનાં ઝરણાંનાં પાણી પવિત્ર થયેલાં છે, અને ભીમસેને ( ક્રીડામાં ) છુંદી નાંખેલાં સૌગંધિક પુષ્પવન સમૂહવડે જેની મેખલા સુગન્ધિ થયેલી છે—એવા ગંધમાદન ( પર્વત ) સુધીના, ભુજ-બલથી જીતાયલા રાજાઓ, પોતાના ચરણ-નખ-કિરણથી (તેની) મુકુટ-પત્રલતા સાથે ગ્રંથીઓ બાંધતા બાંધતા, ભયથી ચકિત અને ચંચલ કીકીસહિત, સેવાંજલિરૂપી કમલ-કલિ મસ્તકે ધરીને તેને પ્રણામ કરતા. અનેક રત્નકિરણ રૂપી પલ્લવવાળા, અને લટકતાં મોતીવાળા, કલ્પ-તરુ જેવા સિંહાસન ઉપર દિગ્ગજ જેવો તે રાજા જ્યારે વિરાજ્યો ત્યારે લતાઓની સમાન **શિલીમુખથી**[6] કંપેલી સર્વ વિસ્તીર્ણ દિશાઓ ભારથી નમી ગઈ. તેની અસાધારણ શક્તિને લીધે, હું ધારૂં છું કે ઇંદ્રિ પણ તેની સ્પૃહા રાખતો હતો. ક્રૌંચ પર્વતમાંથી જેમ હંસનું ટોળું નીકળે[7] તેમ તેનામાંથી, સર્વ ભુવનતલને ધવલ કરતો, સકલ લોકનાં હૃદયને આનંદકારી ગુણગણ પ્રસર્યો હતો. અમૃત જેવા સુગંધી પરિમલવાળી, મંદરાચલથી ઉછળેલા પુષ્કળ દૂધવાળા સમુદ્રની જાણે ફેન-લેખા હોય એવી, સુરાસુર લોકને ધવલ કરી મુકનારી તેની કીર્તિ આખા ભુવનને ગજવતી, દશે દિશાઓમાં[8] ભ્રમણ કરતી હતી. તેના પ્રતાપના અતિદુઃસહ સંતાપથી જાણે ખેદ પામતી હોય તેમ રાજલક્ષ્મી તેની છત્ર-છાયાથી ક્ષણ પણ દૂર જતી ન હતી.[9] અને વળી તેના ચરિતનું સર્વ જનો ઉત્સવવૃદ્ધિની સમાન શ્રવણ કરતા; ઉપદેશની પેઠે ગ્રહણ કરતા; મંગળ કાર્ય હોય એમ તેને વખાણતા; મંત્ર જેવો તેનો જાપ જપતા; અને શાસ્ત્ર-

---

૧. આ વિગેરે, સમાન વિભક્તિનાં વાક્યોનો સંબંધ—'રાજાઓ'...તેને પ્રણામ કરતા—તેની સાથે છે. ૨. એ વિગેરે વાક્યો "સેતુબંધ" સાથે યોજવાં. ૩. નલ=વિશ્વકર્માનો પુત્ર. સેતુબન્ધ=ભરતખંડ અને સિંહલદ્વીપ વચ્ચેનો પૂલ ૪. આ વિ૦ વાક્યો "મંદર પર્વત" સાથે યોજવાં. ૫. આ સર્વ 'ગંધમાદન' નાં વિશેષણ છે. ૬. શિલીમુખ=બાણ; ભ્રમર. ૭. માનસરોવરે જતાં, હંસ ક્રૌંચ પર્વત-માં થઇને જાય છે. જુઓ મેઘદૂત શ્લોક ૫૯. हंसद्वारं भृगुपतियशोवर्त्म यत्क्रौंचरन्ध्रम् ॥

૮. ચાર દિશા, ચાર ખૂણા, ભૂતલ અને આકાશ ગણીને દશ. ૯. પ્રતાપનો જાણે તાપ લાગતો હોય તેથી છાયામાંજ રહેતી હતી.

વચન હોય તેમ અહર્નિશ તેને સંભારતા. તે રાજાના રાજ્યમાં પૃથ્વી ઉપર **વિપક્ષતા** પર્વતોનેજ હતી.[1] **પરત્વ** પ્રત્યયોનેજ હતું.[2] સામાં દર્પણોજ રહેતાં હતાં.[3] **દુર્ગાશ્લેષ** શિવ-મૂર્તિઓજ કરતી હતી.[4] **ચાપ** જલધરોજ ધારણ કરતા હતા.[5] **જલદિવ્ય** કમલનેજ હતું.[6] ખડ્ગ પ્રતિહારોજ રાખતા હતા. **તીક્ષ્ણતા** ખડ્ગધારામાંજ હતી.[7] **ઉન્નતિ** ધ્વજો-માંજ અને **અવનતિ** ધનુષોમાંજ હતી.[8] **શિલીમુખથી** વાંસનોજ ક્ષય થતો હતો.[9] **યાત્રા** દેવતાઓનીજ થતી હતી.[10] **બંધન-સ્થિતિ** કુસુમોનેજ હતી.[11] **નિગ્રહ** ઇન્દ્રિયોનોજ હતો.[12] **વારિ-પ્રવેશ** વન-ગજોનોજ હતો.[13] **તુલા** ઉપર ગ્રહોનેજ ચઢવું પડતું હતું.[14] **વિષ-શુદ્ધિ** સૂર્યોદયેજ થતી હતી.[15] **વૃદ્ધિ-છેદ** કેશ તથા નખનોજ થતો હતો.[16] **મલિન અંબર** વર્ષાઋતુના દિવસોનેજ હતું.[17] **ભેદ** રત્ન અને પથ્થરનોજ હતો.[18] **યોગ-સાધના** મુનિઓજ કરતા હતા.[19] **તારકનો ઉદ્ધાર** કાર્તિકસ્વામીની સ્તુતિમાંજ થતો હતો.[20] **ગ્રહણની** શંકા સૂર્યનેજ હતી.[21] જ્યેષ્ઠનું ઉલ્લંઘન ચંદ્રજ કરતો હતો.[22] **દુઃશાસનના** અપરાધ મહા-ભારતમાંજ સંભળાતા હતા.[23] **દંડ-ગ્રહણ** વૃદ્ધાવસ્થામાંજ થતું હતું.[24] **કોપ-ગુપ્તિ** ખડ્ગ-ધારાનેજ હતી.[25] **વક્રતા** કામિનીના સ્તન ઉપર (ચિત્રેલા) પત્રભંગનેજ હતી.[26] **દાનનો** નાશ હાથીઓમાંજ થતો હતો.[27] અને શૂન્ય ગૃહો પાસા રમવામાંજ દેખાતાં હતાં.[28]

---

૧. વિપક્ષતા=પાંખો વિના રહેવું (જુઓ પૃષ્ઠ ૪૭ ટી. ૩); દુશ્મનાઇ—જે ત્યાં ન હતી. ૨. પરત્વ=શબ્દની પાછળ આવવું તે; શત્રુત્વ. ૩. અર્થાત્ શત્રુઓ સામા આવતા નહિ. ૪. દુર્ગા-શ્લેષ=દુર્ગ+આશ્લેષ. દુર્ગ=કિલ્લો; દુર્ગા=પાર્વતી. ૫. ચાપ=ઇન્દ્રધનુષ્; યુદ્ધ સારુ ધનુષ્ ગ્રહણ કરવાની જરૂર ન હતી. ૬. જલદિવ્ય=શાસ્ત્રમાં અપરાધીની પરીક્ષા કરવા સારુ દશ શિક્ષાઓ (Ordeals) કહેલી છે. તે પ્રત્યેકનું નામ 'દિવ્ય;' જેવી કે તુલા-પરીક્ષા, અગ્નિ-પરીક્ષા, વિષ-પરીક્ષા, તંદુલ-પરીક્ષા વિ૦, તેમાં જલદિવ્ય—અપરાધીને પાણીમાં ડુબાડી મરાવવો—એ પણ એક છે. આ શિક્ષા અહીં લોકોને ન થતી એવું કવિ સૂચવે છે, કારણ કે જલમાં માત્ર કમલજ ડુબતાં અને તરતાં.

૭. તીક્ષ્ણતા—સ્વભાવની કઠોરતા ત્યાં ન હતી. ૮. ઉન્નતિ=ઉંચે સ્થળે બેસવું, ચઢવું; અને મ્હોટાઇ-ગર્વ. અવનતિ=નમવું, વળવું; શત્રુ પાસે નમી જવું. ૯. શિલીમુખ=ભ્રમર બાણ. ૧૦. અર્થાત્ યુદ્ધસારુ સેનાની યાત્રા થતી નહિ. ૧૧. બંધન=પુષ્પનું ડીંટું; બંદીખાનું. ૧૨. એટલે લોકોનું દમન રાજા કરતો નહિ. ૧૩. વારિ=ગજ બંધન-સ્થાન, (ત્યાં હાથીઓનો પ્રવેશ થતો, પણ) વારિ-પ્રવેશ=જલદિવ્ય, અપરાધિઓનું થતું નહિ. ૧૪. તુલા—એ નામની રાશિ, ગ્રહતમાં એને કાંટો—ત્રાજવાની પરીક્ષા ઉપર ગણાતી તે સારુ. ૧૫. વિષ-શુદ્ધિ=વિષ—જલ—ની શુદ્ધિ; અને ઉપર જણાવેલી શિક્ષાની રીત—જે ત્યાં ન હતી. ૧૬. એટલે કોઇ પુરુષનો નહિ. ૧૭. અંબર=આકાશ; વસ્ત્ર. ૧૮. ભેદ=પૃથક્ ભિન્નભાવ; લોકમાં તુટફાટ (જે ત્યાં ન હતી.) ૧૯. યોગ=ચિત્તનિરોધ; અને કપટનો ઉપયોગ—જે ત્યાં ન થતો. ૨૦. તારક=એ નામનો અસુર જેને કાર્તિકસ્વામીએ હણ્યો હતો—તેના ઉદ્ધારની કથા તેની સ્તુતિ સમયે આવતી; પણ તારક=તારા. તે [illegible] ન [illegible] ૨૧. ગ્રહણ=રાહુથી ઘેરાવું તે; અને પકડાવું. ૨૨. જ્યેષ્ઠ=૮ મું નક્ષત્ર [illegible]. ૨૩. દુઃશાસન—ધૃતરાષ્ટ્રનો એક પુત્ર; અહીં દુઃશાસન—દુષ્ટ શાસન—થી લોકોને પીડા થતી નહિ. [illegible] પૃ. ૨૧—दुःशासनदर्शनं भारते ૨૪. [illegible] ૨૫. [illegible] જુઓ પૃષ્ઠ ૫૭ ટી. ૯. ૨૬. પત્રભંગ—જુઓ પૃ. ૧૭ ટી. ૯. [illegible] ૨૭. જુઓ પૃષ્ઠ ૧ લું ટી. ૯ [illegible] પૃ. ૧૧૬—दानच्छेदः [illegible]
૨૮. જુઓ પૃષ્ઠ ૩ ટી. ૧૦.

કંઠમાં હાલતી કુસુમ-માલા પેહેરીને તે પાન કરતો.[1] મદ-રક્ત ગાલ ઉપર હિંડોળા ખાતાં કર્ણ-પલ્લવસાથે તે મદમત્ત રાજા, ગંધગજની સમાન, વિકસિત વન-કુસુમોને સુગંધિ પરિમલ આપતા અરણ્યમાં કદાચિત્ ફરતો. કોઇ કોઈ વાર ઝણઝણાટ કરતાં મણિનૂપુરના રવથી મનમાં આનંદ પામી, હંસની પેઠે તે કમલવનમાં ક્રીડા કરતો. કોઇ વાર, મૃગપતિની સમાન સ્કંધ ઉપર કેસરમાલ લટકાવી ક્રીડા-પર્વતો ઉપર તે ફરતો.[2] વળી કોઇ વાર ભ્રમરની પેઠે તે ખીલતાં કુસુમની કળિયોથી ભરેલા લતા-મંડપોમાં સંચરતો. કોઈ વાર, નીલ વસ્ત્રથી મુખનું આચ્છાદન કરી, જે સુંદરીઓ સાથે કૃષ્ણ રાત્રિના પ્રદોષ-સમયનો સંકેત કરી મૂકેલો તેમને મળવા જતો. અને મહેલના જે વિભાગમાં કનકદ્વાર ઉઘાડીને બારિયો પ્રકટ કરવામાં આવતી હતી, તથા જ્યાં અહર્નિશ બળતા કૃષ્ણાગુરુના ધૂમથી જાણે રક્ત થયેલાં પારાવત બેહેલાં હોય એમ લાગતું ત્યાં કેટલાક પ્રિય મિત્રો સહિત, વીણા વેણુ અને મૃદંગથી મનોહર લાગતું, અંતઃપુરનું નૃત્યાદિક કદી કદી પોતે જોતો ટુંકામાં, જે જે અતિ રમણીય વસ્તુ પોતાને પ્રિય હતી અને તે સમયને તથા ભવિષ્યકાળને અવિરુદ્ધ હતી તેનું, બીજા સર્વ પૃથ્વી-વ્યાપાર પરિસમાપ્ત કરેલા હતા માટે એ રાજાએ સુખ ભોગવ્યું, પરંતુ તેમાં સ્વ-ચિત્તને તેણે લીન કરી દીધું ન હતું તથા તેનું વ્યસન (પણ) પાડ્યું ન હતું—સકલ મહીમંડલ સંબંધી કાર્ય સમાપ્ત કરીને પ્રજાનું રંજન કરનાર આવા મહીપતિની વિષયોપભોગ-લીલા તેનું ભૂષણ છે, પણ બીજા (નૃપ) ની (લીલા) તો (તેમની માત્ર) વિડંબના છે!—પ્રજાની પ્રીતિ મેળવવાની ઇચ્છાથી વચ્ચે વચ્ચે પોતે દર્શન દેતો અને પ્રયોજન હોય ત્યારે સિંહાસન ઉપર વિરાજતો.

શુકનાસ પણ અતિ મહાન્ આ રાજ્યભારને પોતાના બુદ્ધિ-બલવડે, જરા પણ શ્રાન્ત થયા વિના, ઉપાડતો. જેવી રીતે નૃપતિ સર્વ કાર્ય કરતો તેવી રીતે એ પણ પ્રજાનો અનુરાગ દ્વિગુણ વધારીને વર્તતો. એને પણ રાજાઓ, વાંકા થઇ ગયેલા ચૂડામણિની કિરણ-મંજરિયોથી ભરેલા મુકુટ વડે પ્રણામ કરતા તે વખતે તેમના ખસી જતા કુસુમ-શેખરમાંથી ટપકતા મધુ-કણવડે સભા બધી ભીંજાતી, તથા અતિશય નીચે નમવાથી લસી જતાં મણિકુંડલની કોરો સાથે તેમના બાજુબંધ ઘસાતા, અને એના પ્રયાણ-સમયે પણ દશ દિશાઓમાં અન્તરીક્ષ ચપલ અશ્વબલની ખખડતી ખરિયોના શબ્દથી બધિર થઈ જતું હતું. સૈન્યના ભારથી ચગેલા પૃથ્વી-તલ ઉપર પર્વતો ડગમગી જતા હતા; ગળતા મદને લીધે અંધ થયેલા ગંધગજની દાન-ધારાથી અંધકાર પ્રસરી જતો હતો; (ઉંચે) ઉડતા ધૂળના મ્હોટા ઢગથી સમુદ્રોનો રંગ ધૂસર થતો હતો; ચાલતા પાયદળના કલકલથી કર્ણ-વિવર ભેદાઈ જતાં હતાં; અતિત્વરાથી જય શબ્દનો નિરંતર પોકાર થઇ રહેતો હતો; ઢોળાતાં હજારો શ્વેત ચામરોથી દિશાઓ ઢંકાઈ જતી હતી; અને ભેગા મળેલા નૃપતિ-વૃન્દનાં, કનકદંડવાળાં છત્રના સમૂહથી દિવસ ઢંકાઈ જતો હતો.

---

૧. બલરામ ચંદન જેવો ગોરો હતો; તારાપીડ, ચંદન લેપથી ગોરો થયેલો; અને બંને મદિરાપાન-માં સમાન. ૨. કેસરમાલ-કેસરની માલા; યાળ.

આ પ્રમાણે પ્રધાનને રાજ્યભાર સોંપીને તે રાજા યૌવન-સુખનો અનુભવ લેવામાં કાલ નિર્ગમન કરતો. બહુ વર્ષ થયાં ત્યારે તે બીજાં પણ ઘણાં ખરાં સાંસારિક સુખનો પૂર્ણ ઉપભોગ કરી રહ્યો, પરંતુ પુત્ર-મુખ-દર્શન રૂપી એક સુખ તેને મળ્યું નહિ. આવા આવા ભોગમાં પણ અંતઃપુર તેને **નિષ્ફલ પુષ્પ-દર્શન** યુક્ત શરવણ[1] જેવું લાગવા માંડ્યું, અને જેમ જેમ યૌવન જવા લાગ્યું તેમ તેમ મનોરથ નિષ્ફલ થવાથી, વંધ્યતાનો મ્હોટો સંતાપ તેનામાં વધતો ગયો. વિષયોપભોગથી પ્રાપ્ત થતા સુખની ઇચ્છાઓ ઉપરથી તેનું મન ઉઠી જવા લાગ્યું; અને હજારો નરપતિથી પરિવૃત છતાં પણ જાણે પોતે સહાય વિનાનો હોય, છતી આંખે અંધ હોય, અને આખા ભુવનનો આધાર છતાં જાણે નિરાધાર હોય એમ પોતાને સંતાન વિનાનો તે માનવા લાગ્યો.

શંભુના જટા-કલાપને જેવી ચંદ્ર-કલા, વિષ્ણુના વક્ષઃસ્થલને જેવી કૌસ્તુભ-પ્રભા, બલદેવને જેવી વનમાલા,[2] સાગરને જેવી ભરતી, દિગ્ગજને જેવી મદલેખા, વૃક્ષને જેવી લતા, ચૈત્ર માસને કુસુમોદ્ગતિ,[3] ચંદ્રને જેવી ચંદ્રિકા, સરોવરને જેવી કમલિની, આકાશને જેવી તારાઓની પંક્તિ, માનસ સરોવરને જેવી હંસ-માલા, મલયાચલને જેવી ચંદનવનની ઘટા, અને શેષનાગને જેવી ફણામણિની જ્યોતિ, તેવી તે રાજાને—ત્રિભુવનને વિસ્મય પમાડનારી, સ્ત્રી-વિલાસની જનની જેવી, સકલ અંતઃપુરમાં પ્રધાન-પદ પામેલી,—વિલાસવતી નામે રાની, આભૂષણ હતી.

એક દિવસ રાજા જ્યારે રાણીને મહેલ જઈ ચડ્યો ત્યારે તેણે એને એક નાની સુઘટિત શય્યા ઉપર બેઠે બેઠે રુદન કરતી જોઇ. એની આસપાસ ભરાયેલા દાસી-મંડલની દૃષ્ટિ ચિંતાથી જડ બની ગઈ હતી તથા શોકથી સર્વે ચૂપ થઈ બેઠાં હતાં; ધ્યાનમાં એકાગ્ર દૃષ્ટિ કરીને પાસે ઉભેલા કંચુકિયો એની સેવા કરતા હતા; જરા દૂર રહેલી અંતઃપુરની વૃદ્ધ સ્ત્રિયો એને આશ્વાસન કરતી હતી; ચોધાર આંસુ પડવાથી એનું વસ્ત્ર પલળી ગયું હતું; સર્વ અલંકાર એણે ઉતારી નાંખ્યા હતા; વામ કર-તલ ઉપર પોતાનું મુખ-કમલ રાખેલું હતું; અને એના વાળની લટો છૂટી હોવાથી આમ તેમ ફરફરતી હતી. (રાજાને જોઈ,) ઉઠીને એણે સત્કાર કર્યો કે તરતજ નૃપતિએ એને તેજ શય્યા ઉપર બેસાડી, અને પોતે પણ ત્યાંજ બેઠો. પરંતુ અશ્રુપાતનું કંઇ કારણ નહિ જાણવાથી તે જરા ગભરાટમાં પડ્યો, અને પોતાને હાથેજ એના બંને ગાલ ઉપરથી આંસુ લ્હોઈ નાંખતે નાંખતે કહેવા લાગ્યો કે:—દેવિ! અંતઃકરણના પ્રબલ શોક-ભારથી મંદ અને નિઃશબ્દ રુદન તું શા સારૂ કરે છે? જો આ ત્હારી પક્ષ્મ-પંક્તિયો મોતી જેવાં અશ્રુ-બિન્દુઓનું ગ્રથન કરે છે! કૃશોદરિ[4]! તેં આજ ભૂષણ કેમ કંઇ સજ્યાં નથી? રક્ત કમલની કળિયો જેવા બે ચરણ ઉપર પ્રભાતના સૂર્ય-પ્રકાશ જેવો અલક્તક-રસ કેમ છાંટ્યો નથી? મદન-સરોવરના કલહંસ—ત્હારા મણિ-નૂપુરને આજ ચરણ-કમલ-સ્પર્શનો કેમ અનુગ્રહ કીધો નથી? પ્રિયે! મધ્યભાગને આજ શા કારણથી મેખલા કાઢી નાંખીને મૂક રાખ્યો છે? મૃગ-લાંછનમાં[5] મૃગ જેવો, કૃષ્ણ-

---

૧. શરવણ=શર-બરૂનું વન. 'પુષ્પ' ના બે અર્થ સારૂ જુઓ. પૃ. ૨૭ ટી. ૯. ૨. પગ સુધી લટકતી પત્રપુષ્પની માલા. ૩. ફુલ આવવાં તે. ૪. કૃશ-નાનું, ઉદર-પેટ-છે જેનું. ૫. ચંદ્રમાં.

ગુરુનો પત્રભંગ[1] કેમ આજ પયોધર ઉપર ચિતર્યો નથી? સુંદરિ! શંભુના મુકટમાંની ચંદ્રકલા જેવી હ્હારી કોટને શાને સારૂ ગંગા-પ્રવાહ જેવા હારથી શણગારી નથી? વિલાસિની! કેમ તેં આજ અશ્રુ-બિન્દુ પાડી પાડીને, ગાલ ઉપરથી કુંકુમ-પત્રલતા નિરર્થક ધોઈ નાંખી છે? વળી આ કોમલ અંગુલિ રૂપી પત્રવાળા રકત-કમલ જેવા કરતલનું કેમ તેં કર્ણપૂર બનાવી દીધું છે?[2] ગોરા ચંદનના તિલક વિનાના લલાટ ઉપરની લટો કેમ તેં આજ હોળા નથી! દેવિ! ચંદ્રલેખા રહિત, કૃષ્ણ પક્ષના પ્રદોષ જેવો,[3] આ ત્હારો કાળો કાળો, પુષ્પ-વિનાનો ચોટલો મ્હારી દષ્ટિને ખેદ પમાડે છે, માટે કૃપા કરીને દુઃખનુ કારણ વિદિત કર. આ સ્તનઉપરના વસ્ત્રને કંપાવતા, દીર્ઘ દીર્ઘ શ્વાસ-પવન થકી પલવ જેવું સરાગ[4] મ્હારૂં અંતઃકરણ ધ્રુજે છે, માટે કહે કઈ મ્હારો અપરાધ થયો છે? અથવા કોઈ મ્હારા પરિજનનો વાંક પડ્યો છે? ઉંડા વિચાર કરતાં મને તો ખરે, ત્હારા સબંધમાં અલ્પ પણ મ્હારો દોષ થયો હોય એમ લાગતું નથી; મ્હારૂં જીવિત અને રાજ્ય ત્હારે સ્વાધીન છે; માટે સુંદરિ! શોકનું કારણ મને (ઝટ) કહી દે.—આવું કહેતાં પણ જ્યારે વિલાસવતીએ કંઈ પ્રતિવચન ન દીધું ત્યારે, વધારે વધારે આંસુ પડવાનું કારણ રાજા તેની દાસીઓને પૂછવા લાગ્યો.

એટલે મકરિકા નામની તેની તામ્બૂલ-વાહિનીએ રાજાને પ્રત્યુત્તર આપ્યો કેઃ—મહારાજ! આપના તે જરાએ અપરાધ ક્યાંથી હોય? અને આપ છો ત્યાંસુધી બીજું કોણ—પરિજન વા અન્ય કોઇ—અપરાધ કરી શકે એમ છે? પરંતુ—કોઈ મહાગ્રહથી પીડાતી હોઉં એમ નરેન્દ્રનો સમાગમ મ્હારે નિષ્ફલ થાય છે—એ રીતની ચિંતા દેવીને થયાં કરે છે; અને ઘણા કાળથી એ સંતાપ ભોગવે છે. અસુર-શ્રીના જેવાં સર્વદા **સુરત [।] ની નિન્દા**[5] કરતાં રાણીજી પ્રથમ પણ શયન, સ્નાન, ભોજન, ભૂષણ-પરિગ્રહ આદિ ઉચિત દિવસ-વ્યાપારમાં પરિજનના અતિશય પ્રયત્નથી બળાત્કારે ચિત્ત ઘાલતાં અને શોકાતુર જેવાં રહેતાં; પરંતુ આપના હૃદયને પીડા થતી અટકાવવાને જરાએ વિકાર દર્શાવતાં નહિ. પણ આજ ચતુર્દશી છે તેથી ભગવાન્ મહાકાલેશ્વરનું પૂજન કરવા સારૂ એ ગયાં હતાં ત્યાં મહાભારત કહેવાતું હતું, અને તેમાં એમણે સાંભળ્યું કેઃ—અપુત્ર જનને સ્વર્ગ લોકની પ્રાપ્તિ નથી; પુ નામે નરકમાંથી તારે તે પુત્ર કહેવાય.—એટલું સાંભળીને ઘેર આવ્યા પછી, દાસિયો નમી નમીને પ્રાર્થના કરે છે તોપણ, નથી એ ભોજન કરતાં, નથી શણગાર સજતાં ને નથી ઉત્તર આપતાં; કેવળ, અવિરલ અશ્રુ-બિન્દુરૂપી દુર્દિનથી મુખ ઉપર અંધકાર કરીને રોયાં કરે છે; હવે જેવી દેવની આજ્ઞા.—એટલું બોલીને તે બંધ રહી.

ભૂપતિયે તેના બોલી રહ્યા પછી જરા વાર શાન્ત રહી, દીર્ઘ અને ઉષ્ણ નિશ્વાસ નાખીને કહ્યું કેઃ—દેવિ!. આમાં આપણાથી શું થાય એમ છે? જે વસ્તુ દૈવને અધીન છે. તેને સારૂ અતિ રુદન કર્યેથી શું વળવાનું? આપણા ઉપર દેવતાઓ અનુગ્રહ નહિ કરવાના હોય; પુત્રાલિંગનરૂપી અમૃત-સ્વાદનું સુખ આપણાં હૃદયને ખરેજ નહિ મળવાનું હોય;

૧. જુઓ પૃષ્ઠ ૧૭ ટી. ૯ મી. ૨. હાથ માથાતળે, એટલે કાન આગળ મૂકેલો માટે તેની દાબેલી જાણે કર્ણપૂર જેવી બનેલી! ૩. કૃષ્ણ પક્ષમાં પણ પાછલી રાતે તો ચંદ્ર દેખાય માટે તે ન આવવાને તેના પ્રદોષ-નિશામુખ-સાથે ચોટલાને સરખાવ્યો છે. ચંદ્રલેખા=એક આભૂષણ; ચંદ્ર. ૪. રાગ=પ્રેમ; લાલ રંગ. જુઓ પૃષ્ઠ ૯ ટી. ૮.

ને જન્માન્તરે આપણે પુણ્ય કર્મ નહિ કર્યાં હોય, કેમ કે પૂર્વ જન્મમાં પુરુષે જે જે કાર્ય કર્યાં હોય તેનું ફલ તેને આ જન્મમાં મળે. ગમે તેટલા યત્ન કરતાં પણ દૈવ-નિયોગ ફેરવી શકાય તેમ નથી; તોપણ જેટલું મનુષ્યજાતિથી થઈ શકે એમ છે તેટલું બધું કરો.—ગુરુજન ઉપર, દેવિ! અધિક ભક્તિ રાખો; દેવતાઓની પૂજા દ્વિગુણિત કરો; ઋષિજનની સેવામાં આદર દર્શાવો, કેમકે ઋષિયોનું દૈવત ઘણું સમર્થ છે, અને યત્નથી તેમની આરાધના કરી હોય તો તેઓ યથેચ્છિત ફલ અને અતિ દુર્લભ વર (દાન) પણ આપે છે. એવું કહેવાય છે કે પૂર્વે ચંડકૌશિકના પ્રસાદથી મગધના બૃહદ્રથ રાજાને, વિષ્ણુને જીતનાર, અતુલ બલ-પરાક્રમવાળો જરાસંધ નામે પુત્ર પ્રાપ્ત થયો હતો.[1] અને દશરથ રાજા વૃદ્ધ થયા હતા તોપણ વિભાણ્ડક મહામુનિના પુત્ર ઋષ્યશૃંગના પ્રસાદથી તેમને, નારાયણના ભુજ જેવા અપરાજિત અને સમુદ્ર જેવા ક્ષોભરહિત ચાર પુત્રો મળ્યા હતા. વળી એવી રીતે બીજા રાજર્ષિયો પણ તપસ્વિજનોની આરાધના કરીને પુત્ર-દર્શનરૂપી અમૃત-સ્વાદનું સુખ ભોગવી ગયા છે; કેમકે મહામુનિયોની સેવા કરેલી વ્યર્થ જતી નથી. (પણ) અરે! દેવીને પ્રફુલ્લ ગર્ભના ભારથી મંદ થયેલી, ફીકા મુખવાળી, અને પૂર્ણ-ચંદ્રોદય-સમયની પૌર્ણમાસી-નિશા જેવી ખરેખર હુંએ ક્યારે જોઇશ? પુત્રજન્મ-મહોત્સવના આનંદમાં મગ્ન થયેલા મ્હારા પરિજન વધામણી ખાઇને ક્યારે મ્હારી પાસેથી શિરપાવ લઇ જશે? પીળું વસ્ત્ર પેહેરી, સુતને ઉત્સંગમાં લઇને (બેઠેલી), ઉદય પામેલા રવિ-મણ્ડલના પિંગલ પ્રકાશ સહિત ગગનાંગના[2] જેવી દેવી ક્યારે મને આનંદ આપશે? સર્વ ઔષધિથી જેનાં કેશ રંગાઇને જટિલ થયા હોય, જેના તાલુ ઉપર રક્ષા સારૂ ઘૃત બિન્દુઓ મૂકીને તે ઉપર ધોળા સર્ષપમાં[3] મેળવેલી થોડી વિભૂતિ નાંખેલી હોય, ગોરા ચંદનથી જેના કંઠ-સૂત્રની ગાંઠ રગાયેલી હોય, ચતો સૂતેલો હોય અને દંત-રહિત મુખમાં મંદ મંદ હાસ્ય કરતો હોય, એવો પુત્ર ક્યારે મ્હારા હૃદયનું આહ્લાદન કરશે? ગોરોચના જેવી પિંગલ કાન્તિવાળો, અંતઃપુરની સ્ત્રિયોના હાથમાં વારા ફરતી જતો, અને સર્વ જનથી વન્દિત, મંગલ-પ્રદીપ જેવો તે ક્યારે મ્હારાં ચક્ષુઓના શોકાન્ધકારનું ઉન્મૂલન કરશે?[4] ભૂમિ ઉપરની ધૂળ ચોંટવાથી ધૂસર થઇને, મ્હારા હૃદયની તથા દૃષ્ટિની સાથેજ ભ્રમણ કરતો તે ક્યારે ભવનનાં આંગણાંને શોભાવશે? ઘુંટણે ચાલતાં આવડ્યા પછી, સિંહ-શિશુની સમાન ક્યારે તે સ્ફટિક-મણિમય ભિત્તિમાં દેખાતાં[5] મૃગનાં પાળેલાં બચ્ચાંને પકડવાની ઇચ્છાથી આમ તેમ દોડશે? ક્યારે એ અંતઃપુરની સ્ત્રિયોના નૂપુર-નાદને અનુસરતા ગૃહ-કલહંસોની પછવાડે પડી, ઓરડાની અંદર દોડી જઇ, કનક-મેખલાની ઘુઘરિયોના શબ્દને અનુસરતી એની ધાત્રીને પજવશે? કૃષ્ણાગુરુના પંકથી કાઢેલી મદલેખાવડે શોભતા ગંડસ્થલવાળો, કોમલ મુખ-શબ્દરૂપી ડિંડિમ-ધ્વનિથી વ્હાલો લાગતો, કર ઉંચો કરી ઉછાળેલી ચંદન-ચૂર્ણની ધૂળથી ધૂસર થયેલો, અને

૧. જુઓ પૃ. ૫૪ ટી. ૧. ૨. ગગન રૂપી અંગના=સ્ત્રી. રાણીના ખોળામાં પુત્ર. અને ગગનાંગનાના ખોળામાં બાલ-સૂર્ય, રાણીનું પીળું વસ્ત્ર અને આનો પ્રકાશ પીળો—એ સમાન ધર્મ. ૩. સર્ષપ=સરસવ. ૪. જુઓ રઘુવંશ, સર્ગ ૧૦ મો શ્લોક ૨ જો.

न चोपलेभे पूर्वेषामृणनिर्मोक्षसाधनम् ॥ सुताभिधानं स ज्योतिः सद्यः
शोकतमोपहम् ॥

૫. ઉંચેલાં મણિમય ભીંતની પછવાડે પણ અંદર દેખાવાથી આમ એમ ધારે કે પ્રાણીજ છે.

વાંકા વાળેલા અંગુલિ-શિખર રૂપી અંકુશવડે ખેંચાયાથી શિર કંપાવતો, કયારે એ મદમત્ત ગજરાજની ક્રીડા કરશે?[1] માતાનાં ચરણ રંગતાં શેષ રહેલો અલક્તક રસ લઇને કયારે એ વૃદ્ધ કંચુકિયોને મુખે ચોપડશે? કયારે એ કુતુહલથી ચંચલ થયેલાં ચક્ષુવડે મણિભૂમિ ઉપર નીચી દૃષ્ટિ નાંખીને, ઠોકર ખાતો ખાતો પોતાના પ્રતિબિમ્બને અનુસરણ કરશે? હું સભામાં બેઠો હોઉં, હજારો નૃપતિયો હસ્ત પ્રસારી પ્રસારીને એને અભિનંદન કરતા હોય, અને તેમના ભૂષણ-મણિના કિરણથી એની દૃષ્ટિ અંજાઈ જઇને આમ તેમ ફરતી હોય તે સમયે મ્હારી પાસે થઇને કયારે એ સભામાં ભ્રમણ કરશે?[2] આવા આવા સેંકડો મનોરથનું, હૃદયમાં ખેદ પામી પામીને ચિંતન કરવામાં મ્હારી રાત્રિયો વીતે છે; અગ્નિ જેવો આ વંધ્યતાનો શોક મને પણ અહર્નિશ બાળી મૂકે છે; જગત્ બધું મને શૂન્ય જેવું ભાસે છે; અને આ રાજ્ય સઘળુ નિષ્ફલ જેવું લાગે છે. પણ જ્યાં વિધાતાની આગળ કંઈ ઉપાય ચાલે તેમ નથી ત્યાં હું શું કરૂં? માટે દેવિ! આ સર્વ શોક મૂકી દ્યો, અને ધૈર્યમાં તથા ધર્મમાં બુદ્ધિનું પ્રવર્તન કરો; કેમકે કલ્યાણની સંપત્તિ સર્વદા ધર્મિષ્ઠ મનુષ્યોની સમીપ રહે છે.— એટલું કહીને જલ આણી, અભિનવ પલ્લવ જેવા હસ્તવડે, વિકસિત કમલ જેવું રાણીનું અશ્રુધારા-યુક્ત વદન એણે પોતે ધોયું; અને શોક દૂર કરે એવાં સેંકડો પ્રિય અને મધુર, ધર્મોપદેશ કરતાં વચનથી પુનઃ પુનઃ આશ્વાસન કરી, ઘણી વાર પછી ભૂમિપાલ ત્યાંથી પાછો ફર્યો.

રાજાના ગયા પછી વિલાસવતીએ, શોક મંદ પડવાથી, રીતિ પ્રમાણે આભૂષણ પરિગ્રહ વિગેરે યોગ્ય દિવસ-વ્યાપાર કર્યો. ત્યારથી દેવતાઓની આરાધનામાં, બ્રાહ્મણની પૂજામાં, અને ગુરુજનની સેવામાં વધારે વધારે તેણે આદર દર્શાવવા માંડ્યો. જે જે કંઈ વ્રત કહી ઘડીએ સાંભળવામાં આવે તે તે, સન્તાનની ઇચ્છાથી તે કરવા લાગી, અને અતિશય શ્રમ પડે તેને પણ ન ગણતી. અહર્નિશ બળતા ગુગળના શ્યામ ધૂપથી જ્યાં અંધકાર થઈ રહેલો એવાં ચંડિકાનાં મંદિરમાં, શ્વેત વસ્ત્ર પેહેરી, શરીરે શુદ્ધ થઈ, ઉપવાસ કરી, ભૂતલ-શયન ઉપર લીલા કુશ પાથરીને તે સુતી. પવિત્ર જલ તથા સર્વ રત્નથી ભરેલા કનકકુંભમાં વિવિધ કુસુમ, ફલ, અને કોમલ વૃક્ષ-પલ્લવ નાંખીને તેવડે, ગાયોના વાડામાં, વૃદ્ધ ગોપીઓએ કરેલાં મંગલ ચિહ્નવાળી સુલક્ષણ ગાયોની નીચે (બેસીને) તે સ્નાન કરતી. પ્રતિદિવસ ઉઠીને સર્વ રત્ન સમેત સુવર્ણ-તિલપાત્રનું બ્રાહ્મણોને દાન કરતી. કૃષ્ણ ચતુર્દશીઓની રાત્રે રાત્રે ચતુષ્પથ[3] ઉપર તે, કોઈ મ્હોટા ગારુડીએ દોરેલા મંડલમધ્યે રહીને વિવિધ બલિદાનથી દિક્પાલોને આનંદ ઉપજાવે એવાં મંગલ સ્નાન આચરતી. દેવતાઓને સારૂ જ્યાં વિચિત્ર બલિદાન તૈયાર કરેલાં એવાં સિદ્ધ-ગૃહમાં તે રહેતી. (દેવનો) પરચો જ્યાં માલમ પડતો એવાં, પાસેનાં દેવાલયમાં જતી. નાગકુલને વસવાનાં પ્રસિદ્ધ સરોવરોમાં સ્નાન કરતી. પિપ્પલ વિગેરે મહાવનસ્પતિયોનું પૂજન કરી, પ્રદક્ષિણા ફરી, તેમને વંદન કરતી. સ્નાન કરી, હાલતાં મણિમય કંકણવાળા હાથથી, રૂપાના પાત્રમાં મૂકેલું, દહી અને

---

૧. ઉપરનાં વિશેષણો સ્હેજ ફેરફારથી "ગજરાજ" જોડે લેવાય એવાં છે. ૨. કયા સહૃદય પુરુષનું—તેમાં વિશેષે કરીને જેણે બાળલીલા જોઇ છે તેવાનું—ચિત્ત—આ ચિત્રસમ વાર્ત્તા વાંચીને નહિ દ્રવે? ૩. જ્યાં ચાર રસ્તા મળે તે-ચકલું.

થયા વિના રહેતાંજ નથી,[1] માટે સર્વથા માન્યાતા જેવો સર્વ રાજર્ષિયોનો અગ્રણી અને લોકને આનંદકારક પુત્ર થોડાજ કાળમાં દેવીને પ્રસવશે. શરદૃઋતુની કમલિની જેમ અભિનવ કમલના જન્મથી ગંધગજને તેમ દેવી આપને આહ્લાદન કરશે; જેથી દિગ્ગજની મદ-લેખા જેવી અવિચ્છિન્ન સંતાનવાળી તથા પૃથ્વીનો ભાર ધારણ કરવાને યોગ્ય કુલ-સંતતિ દેવીને ઉત્પન્ન થશે.—એમ તે કહેતો હતો તેવામાંજ રાજા તેનો હાથ ઝાલી (રાણીના મહેલની) અંદર ગયો, અને એ બંને સ્વપ્નો કહીને વિલાસવતીને તેણે આનન્દ ઉપજાવ્યો.

થોડાક દિવસ ગયા પછી, સરસીમાં[2] જેમ ચંદ્ર-પ્રતિબિમ્બ પ્રવેશ કરે તેમ વિલાસવતીમાં, દેવતાઓની કૃપાથી, ગર્ભે પ્રવેશ કીધો. પારિજાતથી જેમ નન્દન વનની ઘટા,[3] તથા કૌસ્તુભ મણિથી જેમ વિષ્ણુની છાતી, તેમ તે ગર્ભને લીધે રાણી વધારે વધારે શોભવા લાગી. દર્પણ-શ્રીની સમાન તેણે, ગર્ભના આકારમાં પડેલું, ભૂપતિનું પ્રતિબિમ્બ ધારણ કર્યું. દિવસે દિવસે જેમ ગર્ભ ધીમે ધીમે વધવા લાગ્યો તેમ, પુષ્કળ સમુદ્ર-જલ પીવાથી મંદ થયેલી મેઘ-માલાની પેઠે તે ધીરે ધીરે ચંક્રમણ કરવા લાગી; ને વારંવાર બગાસાં સાથે, આંખો જરા જરા મીચીને મંદ મંદ નિશ્વાસ નાંખવા લાગી. આવી તેની અવસ્થા, પાન-ભોજન ઉપર અરુચિ અને વર્ષાઋતુના જેવાં શ્યામ થતાં તેનાં પયોધર-મુખ[4] દેખીને તથા કેતકી જેવી તેને **ગર્ભ-પાણ્ડુર** જોઇને, ઇંગિત-જ્ઞાનમાં કુશલ તેની દાસીઓ તરત ચેતી ગઇ.[5]

તેના સર્વ પરિજનમાં પ્રધાન-પદ પામેલી, સદા રાજકુલમાં વસવાથી ચતુર થયેલી, રાજાની પાસે સર્વદા રહેવાથી પ્રગલ્ભ બનેલી, અને સર્વ મંગલ કાર્યમાં કુશલ, કુલવર્ધના નામે એક વિખ્યાત વૃદ્ધ સ્ત્રી હતી. તેણે ત્યારપછી એક શુભ દિવસે પ્રદોષ-સમયે જ્યારે ભૂપતિ અંદરના સભામંડપમાં બેઠેલો હતો, તેની આસપાસ સુગન્ધિ તેલના હજારો દીપ બળતા હતા તેથી ગ્રહ-ગણ મધ્યે વિરાજતા પૂર્ણિમાના ચંદ્ર જેવો—સર્પરાજની સહસ્ર ફેણના મણિની વચ્ચે બેઠેલા નારાયણ જેવો—જ્યારે તે દેખાતો હતો, આજુબાજુ ક્ષત્રિય-કુલના કેટલાક મુખ્ય નરપતિયો જ્યારે ભરાયા હતા, પરિજનો જ્યારે તેનાથી જરા દૂર ઉભા હતા, અને ધોયેલાં શ્વેત વસ્ત્ર પેહેરી સદૈવ પાસેના ઉંચા વેત્રાસન ઉપર બેઠેલા—સમુદ્ર જેવા અગાધ ગામ્ભીર્યવાળા—શુકનાસની સાથે જ્યારે તે પરિપૂર્ણ વિશ્વાસથી નિશ્ચિંત થઇને વિવિધ વાર્તામાં પડેલો હતો ત્યારે તેની પાસે જઇને કાનમાં ધીમેથી વિલાસવતીના ગર્ભનો વૃત્તાન્ત કહ્યો.

તેનું આ અશ્રુત-પૂર્વ અને અસંભાવ્ય વચન સાંભળતાંજ જાણે અમૃત રસથી રાજાનાં સર્વ અંગ પલળી ગયાં. તત્કાળ ઉભા થયેલા રોમાંચ-કુરથી તેના શરીર ઉપર કંટક વ્યાપી

---

૧. 'સ્વપ્નાધ્યાય' માં એવું કહેલું છે કે રાત્રિને અંતે દેખાતાં સ્વપ્ન સત્વર ફલ આપે છેઃ—

**तृतीये (प्रहरे) तु त्रिमासं स्यादरुणे दशभिर्दिनैः ॥** અથવા

**अरुणोदयवेलायां दशाहेन फलं भवेत् ॥**

૨. નાની તળાવડી. ૩. નંદન-વન=ઇંદ્રની વાડી. ૪. પયોધર=સ્તન (દૂધ ધારણ કરનાર); અને મેઘ (જલ ધારણ કરનાર) તેમનું મુખ=અગ્રભાગ. ૫. ગર્ભ-પાણ્ડુર=રાણી ગર્ભથી કરીને પાણ્ડુર-શ્વેત; કેતકી ગર્ભમાં-મધ્યભાગમાં-શ્વેત. ઇંગિત=હૃદયનો ભાવ, વિચાર, જણાવનારી ચેષ્ટા. દાસીઓ સમજી ગઇ કે રાણીને ગર્ભ છે.

તે શયનની આજુબાજુ આડ કરેલી હતી. તેના શિરોભાગ તરફ શ્વેત નિદ્રા-મંગલ-કલશ[1] મૂકેલા હતા. વિવિધ ઓષધિનાં ગળ. તથા મંત્ર બાંધીને તેને પવિત્ર કીધું હતું. રક્ષાને અર્થે શક્તિયોનું ગોળ આકારમાં સ્થાપન કર્યું હતું. કહીં કહીં ધોળા સર્ષપ વેરેલા હતા. ઝીણી દોરિયોમાં, હાલતાં પિપ્પલ-પત્ર ગુંથીને લટકાવેલાં હતાં. લીલાં લિંબડાનાં પલ્લવ ચોદેલાં હતાં. પગ મૂકવા સારૂ એક ઉંચો બાજઠ ત્યાં રાખી મૂક્યો હતો. અને શશિ-કિરણ જેવું શ્વેત પ્રચ્છદ-પટ પાથરેલું હતું. સોનાની થાળિયોમાં મૂકેલાં પૂર્ણ પાત્ર, જેમાં અવિચ્છિન્ન દધિ-લવ[2] છૂટા છૂટા દેખાતા હતા. જલ-તરંગ જેવા તરલ તથા શ્વેત ભાતના દાણા નાખેલા હતા, અને ગુંથ્યા વિનાનાં પુષ્પ અંજલિ ભરીને વેરેલાં હતાં તે વડે; નાના માંસ-પિંડસાથે મિશ્ર કરેલા, આખાં મુખવાળા પાક મત્સ્યવડે; સમૂહમાં પ્રકટેલા કર્પૂર-પ્રદીપ, જેમની પછવાડે પછવાડે જલ-ધારા કરવામાં આવતી હતી તેવડે; ગોરોચનામાં મેળવેલા ધોળા સર્ષપ વડે; તથા જલની અંજલિયો વડે. આચારમાં કુશલ. અંતઃપુરની વૃદ્ધ સ્ત્રિયો તે રાણીને અવતરણ[3] રૂપી મંગલ ક્રિયા કરતી હતી. શ્વેત વસ્ત્રનો સ્વચ્છ વેષ પેહેરીને મંગલ આલાપ કરતા પરિજન આનંદથી તેની સેવા કરતા હતા; અને ગર્ભ પ્રફુલ્લ થયો હતો તેથી તે, અંતર્ગત કુલ-પર્વતવાળી જાણે પૃથ્વી હોય, જલમાં ડુબેલા ઐરાવત હાથીવાળી જાણે દેવ-ગંગા હોય, ગુહામાં પેઠેલા સિંહવાળી જાણે ગિરિ-રાજની મેખલા હોય, મેઘથી દબાઇ ગયેલા સૂર્યવાળી જાણે દિવસ-શ્રી હોય, ઉદયાચલથી ઢંકાઇ ગયેલા શશિ-મંડલવાળી જાણે રાત્રિ હોય, બ્રહ્મ-કમલના[4] ઉત્પત્તિ-સમયની જાણે વિષ્ણુની નાભિ હોય, અગસ્ત્યના[5] ઉદય સમયની દક્ષિણ દિશા હોય, તથા ફીણથી ઢંકાયેલા અમૃત-કલશવાળી ક્ષીરસાગરની ભરતી હોય એવી શોભતી હતી!! દાસીઓએ ત્વરાથી પ્રસારેલા હાથને ટેકો દઇ, ગભા ટીંચણ ઉપર હસ્ત-પલ્લવ મૂકી, હાલતા ભૂષણ-મણિના ઝણકાર સહિત જેવી વિલાસવતી (નરપતિને આદર આપવાને) ઉભી થતી હતી તેવુંજ—બહુ થયું, બહુ થયું, અતિઆદર જવા દ્યો: દેવિ! મા ઉઠો—એમ કહી રાજા તેની સાથે તેજ શયન ઉપર બેઠો; અને સ્વચ્છ સુવર્ણના સુંદર પાયાવાળા તથા ધવલ પ્રચ્છદવાળા, પાસે પડેલા બીજા શયન ઉપર શુકનાસ પણ બેઠો.

રાણીને પ્રફુલ્લ ગર્ભસહિત જોઇને હર્ષના ભારવડે મંદ થયેલા મનવડે પરિહાસ કરતો કરતો રાજા બોલ્યોઃ—દેવિ! શુકનાસ પૂછેછે કે કુલવર્ધના કહી ગઈ તે શું તેમજ છે? એટલે વિલાસવતીના ગાલ ઉપર, અધર ઉપર, અને લોચન ઉપર મંદ મંદ હાસ્ય પ્રકટ થયું, અને લજ્જા આવવાથી દંત-કિરણના આકારમાં જાણે વસ્ત્રવડે[6] મુખ ઢાંકીને તેણે તરતજ નીચે જોયું. પણ જ્યારે રાજાએ પુનઃ પુનઃ પૂછ્યાં કર્યું ત્યારે—મને શું કરવા વધારે વધારે શરમાવો છો? હું તો કંઇએ નથી જાણતી—એમ કહી, આંખની કીકી જરા વાંકી ફેરવી, મુખ નીચું રાખી, તેણે રાજાની તરફ જાણે ક્રોધ યુક્ત દૃષ્ટિ નાંખી. (પરંતુ) અસ્ફુટ હાસ્ય રૂપી ચંદ્રિકા વડે સ્વચ્છ થયેલા મુખ-ચંદ્રવડે ભૂપતિ ફરીથી બોલ્યો કેઃ—સુતનુ! જો

---

૧. નિદ્રાસમયે શયનના ઉશીકા તરફ, જલ ભરીને કલશ મૂકવાનો કેટલાક દેશમાં ચાલ છે. ૨. દહીંના નાના નાના કટકા. ૩. અવતરણ=ઉતારણ–માથે ઉતારવાનો પ્રસિદ્ધ દેશાચાર. ૪. વિષ્ણુના નાભિમાંથી જે કમલ નીકળ્યું તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા એમ કહેવાય છે. તે કમલનું નામ 'બ્રહ્મ-કમલ'. ૫. અગસ્ત્ય=એ નામનો તારો. ૬. અપહ્નુત્યુત્પ્રેક્ષા અલંકાર.

સહિત, બાળ તથા વૃદ્ધ સહિત—છેવટ ગોવાળ લોક સુધીની બધી પ્રજા હર્ષમાં નિમગ્ન થઈને ઉન્મત્ત હોય તેમ નૃત્ય કરવા લાગી; અને ચંદ્રોદય થકી જેમ જલનિધિ વધે તેમ રાજપુત્રના આ જન્મ-મહોત્સવનો કલકલ ક્ષણે ક્ષણે વધવા લાગ્યો.[1]

નૃપતિનું હૃદય પુત્ર-મુખ-દર્શન રૂપી ઉત્સવને માટે તલપી રહ્યું હતું તોપણ યોગ્ય દિવસ આવ્યો ત્યારેજ સૂતિકા-ગૃહમાં[2] સર્વ પરિજનને દૂર કરી, શુકનાસની સાથે તે, જ્યોતિષિયોએ બતાવેલે શુભ મુહૂર્તે જઈ શક્યો. તે ગૃહના અતિ સુંદર દ્વાર-દેશપ્રદેશે બે મણિમય મંગલ કલશ રાખેલા હતા તથા શોભની ઘણીક પૂતળિયો પાસે પાસે કાઢેલી હતી. વિવિધ વન-પલ્લવના ઢગ ત્યાં નિરન્તર મારેલા હતા. તેની પાસે કનકનાં બે હળ મુશળ રાખ્યાં હતાં. દૂર્વાંકુરની સાથે વિરલ વિરલ ગુંથેલાં શ્વેત પુષ્પની માળાઓ ત્યાં શોભતી હતી. આખાં આખાં વ્યાઘ્ર-ચર્મ લટકાવેલાં હતાં. અને તે સર્વની વચમાં વચમાં ઘટાઓ બાંધેલી હતી. બન્ને દ્વાર પાસે બેઠેલી, મર્યાદામાં નિપુણ, વૃદ્ધ સૌભાગ્યવતી સ્ત્રિયો, ત્યાં મૂકેલી કોડિયોથી વિષમ થયેલી,—વચ્ચે વચ્ચે ચોઢેલાં, વિવિધ રંગનાં સુંદર, કપાસનાં ફૂલના કટકાથી ઢંકાયેલી,—અને થોડાં થોડાં કસુંબાનાં કેશર જોડે મૂકવાથી રક્ત થયેલી ગોમય-લેખાઓવડે વિવિધ સાથિયા કેરતી હતી; (કોઇ કોઇ) હળધરનો રસ છાંટીને પીળાં કરેલાં વસ્ત્ર પેહેરાવી, પષ્ઠીદેવીને ચિતરતી હતી; ખુલ્લી પાંખોને લીધે વિશાળ થયેલી મયૂરની પીઠ ઉપર બેઠેલા, ફરફરતા રક્ત વસ્ત્રની ધ્વજાવાળા અને ઉચકેલા શક્તિ-દંડવડે[3] પ્રચંડ દીસતા કાર્તિકેયની મૂર્તિ ઘડતી હતી; અલક્તકવડે મધ્યભાગ રક્ત કરીને (કોઈક) સૂર્ય-ચંદ્ર (ના આકાર) બાંધતી હતી; કુંકુમ-જલ ચોપડી પીળી કરેલી, વચ્ચે વચ્ચે ઉભા સુવર્ણના જવ પરોવ્યાથી કંટકિત થયેલી અને પાસે પાસે ગેરુ સાંપ લગાડવાથી સુવર્ણરસવડે જાણે ભરી હોય એવી દેખાતી, મૃત્તિકાના મણકાની (કોઇ કોઈ) માળા રચતી હતી; અને (કોઈક) ચંદનજલથી ધોળેલા ભીતોના ઉપલા ભાગ ઉપર પચરંગી વિચિત્ર વસ્ત્રવાળા—હરિદ્રાના રસથી રંગેલા—સાથિયાની હારો તથા એવાં બીજાં પ્રસવ-ગૃહને સુશોભિત કરે એવાં મંગલ-ચિહ્ન કાઢતી હતી. દ્વારની પાસે જાત જાતનાં સુગંધિ કુસુમની માળાઓ પેહેરાવીને એક વૃદ્ધ બકરાને ગ.ધેલો હતો. શયનના શિરોભાગની આસપાસ ડાંગેર પાથરેલી હતી, અને તે ઉપર એક વૃદ્ધ સ્ત્રી બેઠેલી હતી. ઘૃત સાથે મિશ્ર કરેલો, સર્પની કાંચળી અને મેષનાં શૃંગનો ભૂકો ત્યાં અહર્નિશ બળતો હતો. અગ્નિમાં બળતાં લિમડાનાં પલ્લવમાંથી રક્ષા-ધૂમની ગંધ ફેલતી હતી. પાઠ કરતા બ્રાહ્મણો શાન્તિને અર્થે થોડું થોડું જલ છાંટતા હતા. વસ્ત્ર ઉપર તરતજ ચિતરેલી બાલરક્ષક દેવીઓનું પૂજન કરવામાં ધાત્રીઓ વ્યગ્ર થઈ હતી. અનેક વૃદ્ધ સ્ત્રિયોએ પ્રસવ-સમયને યોગ્ય મંગલ

---

૧. ચંદ્રોદય વિ૦—આ વિચાર બાણભટ્ટે તથા એની પૂર્વેના કવિયોએ ઘણું વાર દર્શાવ્યો છે ને ઉપરથી એમ સિદ્ધ થઇ શકે છે કે તે સમયમાં સમુદ્રની ભરતીનું ખરૂં કારણ જણાયલું હતું. જુઓ રઘુવંશ. સર્ગ ૩, શ્લોક ૧૭. (પૃ. ૬૭. ટી. ૪;) કુમારસંભવ, સર્ગ ૩, શ્લોક ૬૭.

हरस्तु किञ्चित् परिलुप्तधैर्यश्चन्द्रोदयारम्भ इवाम्बुराशिः ॥ વિ૦

અને વાસવ૦ પૃ. ૭૭-૮. येन च चन्द्रेणेव .....विलोकिता -जलचय- इव ..नुदर- विवर्धितजीवनाः सन्तः परां वृद्धिमापुः ॥ ૨. સુવાવડીના ઓરડામાં. ૩. શક્તિ=કાર્તિકેયનું ને નામનું શસ્ત્ર જુઓ પૃ. ૧ ટી. ૬.

ગીત ગાવા માંડ્યાં હતાં તેથી તે ગૃહ મનોહર લાગતું હતું. સ્વસ્તિ-વાચન ત્યાં ચાલતું હતું. બાળની રક્ષાને સારૂ બલિદાન આપવામાં આવતું હતું. શ્વેત કુસુમના સેંકડો હાર બંધાતા હતા. વિષ્ણુ-સહસ્ર નામનો અવિચ્છિન્ન પાઠ થતો હતો. સુવર્ણની સ્વચ્છ દીવિયો ઉપર મૂકેલા, અને નિશ્ચલ જ્યોતવડે જાણે અંતરમાં સેંકડો કલ્યાણનું ધ્યાન કરતા મંગલ-પ્રદીપોનો ત્યાં પ્રકાશ પડી રહ્યો હતો. અને ઉઘાડી તરવાર હાથમાં લઈને રક્ષા-પુરુષો ( તે ગૃહની ) ચારે પાસ ફરી વળેલા હતા. ત્યાં જલ અને અગ્નિનો સ્પર્શ કરીને રાજાએ પ્રવેશ કર્યો.

પ્રવેશ કર્યો કે તરતજ રાજાએ, પ્રસવથી દુબળી તથા ફીકી પડી ગયેલી વિલાસવતીના ઉત્સંગમાં પોઢેલા પ્રીતિજનક પુત્રને જોયો. તેની કાન્તિના સમુદયને લીધે ગર્ભ-ગૃહના પ્રદીપોની પ્રભા ઝાંખી પડી ગઈ હતી.[1] શેષ-રહેલા ગર્ભ-રાગવડે, ઉદય ( સમયના ) રક્ત રવિ-મંડલ જેવો, સંધ્યાકાળના રાતા ચંદ્રબિમ્બ જેવો, કલ્પવૃક્ષના કોમલ પલ્લવ જેવો, પ્રફુલ્લ રક્ત કમલના સમૂહ જેવો, અને પૃથ્વી જોવા સારૂ નીચે ઉતરેલા મંગલ[2] જેવો તે શોભતો હતો ! ! પ્રવાલ-પલ્લવના જાણે પત્રવડે, પ્રભાતના સૂર્ય-પ્રકાશના જાણે છેદવડે, અને પદ્મરાગ મણિના જાણે કિરણવડે તેનાં અવયવ રચેલાં હતાં ! ! ઢંકાઈ ગયેલાં પંચ મુખવાળા કાર્તિકેય જેવો,[3] અને સુરસ્ત્રિયોના હાથમાંથી પડી ગયેલા ઇન્દ્રના કુમાર જેવો તે લાગતો હતો. તપાવેલા સ્વચ્છ કનક જેવો પ્રકાશ મારતી દેહ-પ્રભાથી તે (આખા) શયન-ગૃહને જાણે પૂરી નાંખતો હતો. દીપ્તિમાન્ સહજ ભૂષણ જેવાં, મહાપુરુષનાં લક્ષણ તેનામાં દેખાતાં હતાં, અને—ભવિષ્યમાં મ્હારૂં આ પાલન કરશે—એમ જાણી હર્ષ પામેલી લક્ષ્મીએ તેને આલિંગન દીધું હતું.—પછી, નિમેષ રહિત, નિશ્ચલ પાંપણોવાળાં, અતિશય પ્રફુલ્લ અને પ્રીતિમય ચક્ષુ, જેમની કીકી વારંવાર લોહી નાંખતાં વારજ ભરાઈ આવતાં આનંદાશ્રુમાં ડુબી ગયેલી હતી, તેવડે જાણે પાન કરતો હોય,[4] આલાપ કરતો હોય, અને સ્પર્શ કરતો હોય એમ, હજારો મનોરથે જેનું દર્શન પ્રાપ્ત થયું હતું તે તનય મુખને સ્પૃહાથી નિહાળી નિહાળીને રાજા આનંદ પામ્યો, અને પોતાને કૃત-કૃત્ય માનવા લાગ્યો. સર્વ મનોરથ ફલિત થવાથી શુકનાસ, પ્રીતિથી વિસ્તાર પામતાં લોચનવડે એ પુત્રનાં અંગે અંગ જોતો જોતો રાજાને ધીમે ધીમે કહેવા લાગ્યો કે:—જુઓ ! મહારાજ ! ગર્ભ-પીડનથી હજી કુમારના અવયવની શોભા બરાબર સ્પષ્ટ તો થઈ નથી તથાપિ, આ સર્વ ચક્રવર્તિ-ચિહ્ન એનું માહાત્મ્ય દર્શાવી આપે છે. જુઓ ! સંધ્યા-કિરણથી રક્ત બાલ-ચંદ્ર જેવા એના લલાટ-પટ્ટમાં ભાગેલા કમલ-દંડના તંતુ જેવી સૂક્ષ્મ આ રવાંટી ખીલી રહી છે.[5] પ્રફુલ્લ પુંડરીક જેવાં શ્વેત અને

---

૧. જુઓ રઘુવંશ સર્ગ ૧૦ શ્લોક ૬૮—

रघुवंशप्रदीपेन तेनाप्रतिमतेजसा । रक्षागृहगता दीपाः प्रत्यादिष्टा इवाभवन् ॥

૨. આ કુમારનો રંગ રક્ત હતો અને મંગલનું નામ પણ 'લોહિતાંગ' રક્ત વર્ણનો—એટલે તે માટે બંનેને સરખાવ્યા. ૩. કાર્તિકેયને 'ષડાનન' કહે છે, અર્થાત્ તેને છ મુખ કહેલાં છે, અને કુમારને એક હતું માટે સાદૃશ્ય બેસવા સારૂ એમ કહ્યું કે પંચ મુખ ઢંકાઈ ગયાં હોય અથવા ન આવ્યાં હોય તે વખતના કાર્તિકેય જેવો તે હતો. ૪. જુઓ રઘુવંશ સર્ગ ૩, શ્લો૦ ૧૭.

निवातपद्मस्तिमितेन चक्षुषा । नृपस्य कान्तं पिबतः सुताननं
महोदधेः पूर इवेन्दुदर्शनात् । गुरुः प्रहर्षः प्रबभूव नात्मनि ॥

૫. આ એક મહાપુરુષ-લક્ષણ છે

સાથે, આચાર્યોને સ્વાધીન કર્યા. પછી રાજા, પ્રતિદિવસ ઉઠીઉઠીને વિલાસવતી રાણીને લઈ, વિરલ પરિજન સાથે સાંજ જઈને તેનું દર્શન કરી આવતો.

રાજાની આવી નિયન્ત્રણામાં રહેલા ચંદ્રાપીડનુ હૃદય અન્ય વિષયમાં ગ્રસ્ત ન હતું તેથી તેણે, પોતપોતાની કુશલતા દર્શાવનારા, તથા સુપાત્ર શિષ્ય મળ્યાથી ઉત્સાહથી ઉપદેશ કરતા આચાર્યો પાસેથી થોડાજ કાળમાં સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરી લીધો. મણિ-દર્પણ જેવા અતિ નિર્મલ એ રાજપુત્ર (ના મન) માં સકલ કલા-કલાપે પ્રવેશ કીધો; અને વ્યાકરણમાં, મીમાંસામાં,[1] પ્રમાણમાં,[2] ધર્મશાસ્ત્રમાં, રાજનીતિમાં, મલ્લયુદ્ધાદિક વિદ્યામાં,—ધનુષ્, ચક્ર, ઢાલ, ખડ્ગ, શક્તિ, ભાલા, પરશુ, ગદા વિગેરે સર્વ વિવિધ આયુધોમાં, રથ ચલાવવામાં, ગજારોહણમાં, અશ્વ-વિદ્યામાં—વીણા, વેણુ, મૃદંગ, કાંસ્ય, તાલ, દર્દુરપુટ વિગેરે વાદ્યોમાં, ભરતાદિનાં રચેલા નૃત્ય-શાસ્ત્રમાં, નારદ વિગેરેનાં સંગીત-શાસ્ત્રમાં, હસ્તિ-શિક્ષામાં, અશ્વ-વય જાણવામાં, પુરુષ લક્ષણ (ઓળખવા) માં, ચિત્ર-કર્મમાં, પત્ર વિંધવામાં, પુસ્તક-વ્યાપારમાં, લેખન-ક્રિયામાં, સર્વ દ્યૂત-કલાઓમાં, ગંધ-શાસ્ત્રમાં, પક્ષીનું ઉચ્ચારણ સમજવામાં, જ્યોતિઃશાસ્ત્રમાં, રત્ન-પરીક્ષાઓમાં, કાષ્ઠ-કર્મમાં, હાથીદાંતનાં કામમાં, વાસ્તુ-વિદ્યામાં,[3] વૈદ્યક-શાસ્ત્રમાં, યંત્ર-પ્રયોગમાં, વિષ ઉતારવામાં, સુરંગ ફોડવામાં, તરવામાં, ઓળંગવામાં, કૂદવામાં, ચઢવામાં, રતિ-તન્ત્રમાં, જાદુમાં, કથાઓમાં, નાટકોમાં, આખ્યાયિકાઓમાં, કાવ્યોમાં, મહાભારતમાં, પુરાણમાં, ઇતિહાસમાં, રામાયણમાં, સર્વ લિપિઓમાં, સર્વ દેશની ભાષાઓમાં, સર્વ સંજ્ઞાઓમાં, શિલ્પ-કાર્યમાં, છંદોમાં, અને એવી બીજી કેટલીક કલાઓમાં તેણે મ્હોટી કુશલતા મેળવી.

પ્રતિદિવસ અભ્યાસ કરતાં કરતાં તેનામાં ભીમસેનના જેવી, બાળપણમાંજ સર્વ લોકને વિસ્મય પમાડતી મહાવીરતા દેખાઈ આવી. રમતમાં સ્હેજજ જ્યારે તે હાથીઓનાં બચ્ચાંનાં કર્ણ-પલ્લવ હાથવડે પકડીને તેમને નમાવી દેતો હતો ત્યારે જાણે સિંહ-શિશુના ઝપાટામાં આવી ગયાં હોય તેમ તેઓ જરા હાલી પણ શકતાં નહિ. ખડ્ગના એક એક પ્રહારથી તે બાળપણમાંજ તાલ વૃક્ષોને મૃણાલ દંડની સમાન કાપી નાંખતો. સકલ ક્ષત્રિય વંશ રૂપી વનને ભસ્મ કરનાર પરશુરામની પેઠે તેનાં બાણ પર્વતોના શિલાતલને છેદી નાંખતાં; અને દશ પુરુષ ઉપાડી શકે એવા (ભારે) લોહદંડવડે તે શ્રમ કરતો. તેના અતિશય બળ સિવાય બીજા સર્વ ગુણોમાં વૈશમ્પાયન તેના સરખોજ થયો. સર્વ કળાઓમાં તેની પ્રવીણતાના બહુ માનથી, શુકનાસ ઉપર પોતાના આદરભાવથી, ધૂળમાં સાથે રમવાથી અને સાથે સાથે ઉછર્યાથી વૈશમ્પાયન, ચંદ્રાપીડનું સર્વ વિશ્વાસ-સ્થાન જાણે બીજું હૃદય હોય એવો પરમ મિત્ર થઈ ગયો. એક નિમિષ માત્ર પણ તેના વિના તે એકલો રહી શકતો નહિ, અને દિવસ જેમ સૂર્યને તેમ પ્રધાન-પુત્ર પણ તેને અનુસરતો તથા એક ક્ષણ તેનાથી વિયુક્ત રહેતો નહિ.

એ પ્રકારે જ્યારે ચંદ્રાપીડ સર્વ વિદ્યાઓના અભ્યાસમાં પડ્યો હતો ત્યારે તેનામાં, સાગરમાંથી મળેલા અમૃત જેવો ત્રિભુવનને લોભમાં નાંખનાર, સંધ્યા-સમયના

૧. મીમાંસા—એક હિંદુશાસ્ત્ર, જેના પૂર્વ ભાગમાં કર્મકાણ્ડ વિષે, ને ઉત્તર ભાગમાં વેદાન્ત વિષે લખેલું છે. ૨. પ્રમાણ=જ્ઞાન પ્રાપ્ત કરવાના માર્ગ, જેવા કે પ્રત્યક્ષ-પ્રમાણ, અનુમાન, ઉપમાન, વિ. જે ન્યાયાદિક શાસ્ત્રોમાં કહેલા છે. ૩. વાસ્તુ-વિદ્યા=ઘર બાંધવાની વિદ્યા.

ચંદ્રોદય જેવો સકલ લોકનાં હૃદય-નયનને આનંદ ઉપજાવનાર, મેઘકાળના ઇન્દ્રધનુષ જેવો વિવિધ **રાગ** વિકારને લીધે **ભંગુર,**[1] કલ્પ વૃક્ષના કુસુમ-પ્રસવ જેવો કામદેવનું આયુધ બનેલો, કમલ-વન ઉપરના સૂર્યોદય જેવો નવા નવા **રાગથી** રમણીય લાગતો અને મયૂર-પુચ્છ જેવો વિવિધ નૃત્ય-ક્રીડાને યોગ્ય યૌવનારંભ દેખાઈ આવ્યો તેથી કરીને એ (સહજ) રમણીય કુમારની પણ રમણીયતા બમણી વધી ગઈ. કામદેવને (હવે) અવસર મળ્યો એટલે તે નવા સેવકની સમાન (ધીમે ધીમે) તેની પાસે આવવા લાગ્યો. લક્ષ્મીની સાથે તેની છાતી વિસ્તાર પામવા લાગી.[2] બધુજનોના મનોરથની સાથે તેની જાંઘો ભરાવા લાગી. શત્રુઓની સાથે તેનો મધ્યભાગ ઓછો થવા માંડ્યો. દાનની સાથેજ તેનો નિતંબ-ભાગ[3] વધવા લાગ્યો. પ્રતાપની સાથે રોમ રાજિ ઉગવા લાગી. રિપુ-સ્ત્રિયોના કેશની લટો સાથે તેના હાથ નીચે લટકવા લાગ્યા.[4] ચરિતની સાથે તેનાં નયન ધવલ થવા લાગ્યાં. આજ્ઞાની સાથે તેના ભુજનો ઉપલો ભાગ ભારે થતો ગયો. અને સ્વરની સાથે હૃદયમાં (પણ) ગંભીરતા પ્રકટ થઈ.

ચંદ્રાપીડ આવી રીતે યૌવનાવસ્થામાં આવી પહોંચ્યો છે, સકલ કલાનું તેણે જ્ઞાન મેળવ્યું છે, અને અશેષ વિદ્યાનું તેણે અધ્યયન કર્યું છે એવું જ્યારે રાજાએ જાણ્યું ત્યારે આચાર્યોની અનુમતિથી તેને તેડાવવા સારૂ બલાહક નામના સેનાપતિને બોલાવી, ભારે અશ્વ-દલ અને પાયદળ સાથે તેને એક શુભ દિવસે ત્યાં મોકલ્યો. વિદ્યાગૃહ પાસે તે આવી પહોંચ્યો કે (તરત) દ્વારપાલો સાથે ખબર કહાવી તેણે અંદર પ્રવેશ કર્યો. અને ચૂડા-મણિ ભૂતલ સુધી નમાવી, મસ્તકવડે પ્રણામ કરી, રાજ-સમીપ જેમ બેસતો હોય તેમ વિનય સહિત પોતાની પદ્વીને યોગ્ય આસન ઉપર રાજપુત્રની અનુમતિથી તે બેઠો. પછી જરાવાર રહીને તેણે ચંદ્રાપીડ પાસે જઇ વિનયથી કહ્યું કેઃ—કુમાર! મહારાજની એવી આજ્ઞા છે કે અમારા મનોરથ સર્વ પરિપૂર્ણ થયા છે; તમે શાસ્ત્રોનું અધ્યયન કર્યું છે, સર્વ કલાઓ શીખ્યા છો, ને સકલ આયુધ-વિદ્યાઓમાં તમે મોટી પ્રવિણતા મેળવી છે. માટે સર્વ આચાર્યો-એ વિદ્યા-ગૃહમાંથી તમને નીસરવાને રજા આપી છે. શિક્ષા ગ્રહણ કરીને બંધન-સ્થાનમાંથી બહાર નીકળેલા ગંધગજ-કુમાર જેવા, સકલ-**કલા**-પરિપૂર્ણ[5] પૂર્ણિમાના તરત ઉગેલા ચંદ્ર જેવા તમને ભલે સર્વ લોક જુવે, અને ઘણા કાળથી દર્શનને સારૂ ઉત્કંઠિત થયેલાં પોતાનાં લોચનને સફલ કરે. તમને જોવાને સર્વ અંતઃપુર ઘણાંજ ઉત્સુક છે. વિદ્યા-ગૃહમાં વસતાં તમને આજ દશમું વર્ષ ચાલે છે, અને છઠ્ઠે વર્ષે તમે તેમાં પ્રવેશ કર્યો હતો.—એ બને મેળવતાં તમે હવે સોળમા વર્ષમાં આવી પહોંચ્યા છો. માટે આજથી બહાર આવી, દર્શનોત્સુક

---

૧. રાગ=પ્રેમ—અનુરાગ રંગ. ભંગુર=ક્ષણિક; આકારમાં વક્ર. ૨. અત્રેથી સહોક્તિ નામનો અલંકાર શરૂ થાય છે. (તેમાં એક કાર્ય બીજાની સાથે થતું દર્શાવ્યું હોય છે.) અર્થ એનો કે જેમ એની છાતીનો પટ વધતો ગયો તેમ લક્ષ્મી પણ એની વધતી ગઈ. ૩. કટિની તળે ને જઘનની પછવાડેનો ભાગ. ૪. ચંદ્રાપીડ ઉમ્મરે વધતો ગયો તેમ એના હાથ લાંબા થતા ગયા, અને સાથે વળી શત્રુઓનો નાશ થતો ગયો એટલે તેમની સ્ત્રિયોના વાળ પણ વેણિના આકારમાં નીચે લટકવા લાગ્યા. સ્વામીના વિયોગ વા મરણ પછી સ્ત્રિયો કેશને વેણીરૂપે (જુઓ પ. ૧૮ ટી. ૩) લટકતા રાખતી. ૫. કલા=હુન્નર; અને ચંદ્રનો સોળમો ભાગ (Digit)

સર્વ માતાઓને દર્શન આપી, ગુરુઓને અભિવંદન કરી, સ્વતંત્ર થઈ, રાજ્યસુખ તથા નવયૌવનના વિલાસ રુચિ પ્રમાણે અનુભવો. રાજાને સન્માન આપો. બ્રાહ્મણોનું પૂજન કરો. પ્રજાનું પાલન કરો, અને બંધુવર્ગને આનંદ આપો. મહારાજે આપને મોકલેલો આ અખિલ ત્રિભુવનનો એક મણિ—વેગમાં પવન ગરુડ જેવો, ઇન્દ્રાયુધ નામનો અશ્વ દ્વાર પાસે ઉભેલો છે. ત્રણે ભુવનનું એ એક આભરણ છે એમ જાણી પારસીઓના અધિપતિયે—સમુદ્ર-જલમાંથી ઉત્પન્ન થયેલું આ અયોનિજન્મ[1] અશ્વ-રત્ન જે મને મળેલું છે તે મહારાજ-ને બેસવા યોગ્ય છે—એવો સંદેશો કહાવી એને દેવ પાસે મોકલ્યો હતો. એને જોઈને લક્ષણ જાણનારાઓએ કહ્યું છે કે —જે લક્ષણ ઇન્દ્રના અશ્વમાં હતા એમ સંભળાય છે તેજ આમાં છે. આના જેવો અશ્વ કદી થયો નથી અને થવાનો પણ નથી—માટે આરોહણ કરીને એનો અનુગ્રહ કરો. ક્ષત્રિય રાજકુળમાં ઉત્પન્ન થયેલા, વિનયી, શૂર, રૂપવાન્, ચતુર અને કુલક્રમાગત આ [illegible] રાજપુત્રો જેમને તમારી સાથે રહેવા મોકલ્યા છે તેઓ અશ્વ ઉપર બેસી, તમને પ્રણામ કરવાની આશાથી બ્હાર તમારી વાટ જુએ છે.

એટલું કહીને બલાહક શાન્ત રહ્યો કે (તરત) ચન્દ્રાપીડે, પિતાની આજ્ઞા માથે ચઢાવી, બ્હાર નીકળવાની ઈચ્છાથી નવા મેઘની ગર્જના જેવા ગંભીર સ્વરે આજ્ઞા કરી કે ઇન્દ્રાયુધને અહીં લાવો.

આજ્ઞા થતાંજ તે મહાન્ અશ્વને તેણે અહીં આણેલો જોયો. બન્ને તરફથી ચોકડાના કનકનાં કડાં પકડીને પગલે પગલે હાથના ગાભાનો પ્રયત્ન કરતા બે પુરુષો તેને દોરી લાવતા હતા. પ્રમાણમાં તે ઘણો મ્હોટો હતો. તેથી હાથ ઉંચા કરેથીજ પુરુષો તેના પૃષ્ઠ-ભાગને સ્પર્શ કરી શકતા હતા. [illegible] આકાશનું તે જાણે પાન કરતો હતો. ઉદરને કંપાવતો તથા [illegible] ખુરાઓને (પશુ) પૂરી નાંખતો, અતિ કઠોર શબ્દ વારંવાર કરવાથી, ખોટા વેગનું મિથ્યા અભિમાન રાખનાર ગરુડનો જાણે તે તિરસ્કાર કરતો હતો. ક્ષણે ક્ષણે તેનું મસ્તક ઉંચું નીચું થતું હતું, અને વેગ રૂંધવાથી થતા અતિશય રોષવડે તેમાંની ઘોર નાસિકા ઘુરઘુર શબ્દ કરી મુકતી હતી તેથી, એ જાણે પોતાના વેગના ગર્વને લીધે આખા ત્રિભુવનનું ઉલ્લંઘન કરવાનું ચિન્તન કરતો હોય એમ લાગતું હતું! ઇન્દ્રધનુષના જેવી કાળી, પીળી, લીલી અને લાલ લેખાઓથી તેનું આખું શરીર ચિતરેલું હતું તેથી તે, વિવિધ વર્ણની ઝૂલથી ઢંકાયેલો નાનો હાથી હોય—કૈલાસ તટના આઘાતથી મ્હોટેલી ધાતુ ચિતરે રક્ત થયેલો ભદ્રજાતિનો વૃષભ હોય—કે દેવમન્દિરની લેખાઓથી લાલ થયેલી પાંખવાળો પાર્વતીનો સિંહ હોય એવો શોભતો હતો. વેગનો જાણે તે મૂર્તિમાન્ સમૂહ હતો. વારંવાર ફુલી ફુલીને ખુંખારા કરતા નસકોરામાંથી તે જાણે મહાવેગથી પીધેલા પવનને બ્હાર કાઢી નાખતો હતો. મુખની અંદર અથડાતી ખાખરના ચોકડાના તીક્ષ્ણ અગ્રભાગના ક્ષોભથી ઉત્પન્ન થયેલા, લાળના ફીણ, સમુદ્ર નિવાસ સમયે પીધેલા અમૃતના છાંટાની પેઠે તેના મુખમાંથી નીકળતા હતા. તેનું મ્હોં ઘણું લાંબુ અને નિર્માંસ

1. ઘોડાની ઉત્પત્તિસ્થાન-ભૂમિ નહિ જન્મનો કારણ કે એ સમુદ્રમાંથી નીકળેલો હતો એમ કહ્યું
. [illegible] આરબસ્તાનના [illegible] આવતો

એવા અદૃષ્ટપૂર્વ, અખિલ ત્રિભુવન-રાજ્યને યોગ્ય, તથા અશેષ-લક્ષણ-સંપન્ન મહાન્ અશ્વનો દેવલોકનેજ ઉચિત આકાર જોઇને, ચંદ્રાપીડ અનિધીર પ્રકૃતિનો છતાં એના હૃદયમાં વિસ્મય ઉત્પન્ન થયો, અને મનમાં વિચાર આવ્યો કેઃ—વેગસહિત ફરીને વિંટળાતા વાસુકિ નાગથી ચલિત થયેલા મંદર પર્વતવડે જ્યારે પૂર્વે સમુદ્ર-જલનું દેવ-દાનવોએ મથન કર્યું ત્યારે આ અશ્વ-રત્નને ન કાઢતાં એમણે શું રત્ન કાઢ્યું? મેરુ-શિલાતલ જેવા વિશાલ, આના પૃષ્ઠ ઉપર જ્યારે ઇંદ્ર નથી બેઠો ત્યારે એને ત્રૈલોક્ય-રાજ્યનું ફળ પણ શું મળ્યું? ખરેખર ઉચ્ચૈઃશ્રવસ્થીજ[1] મોહિત કરી દઇને જલનિધિયે ઇન્દ્રને ઠગ્યો છે! હું તો એમ ધારૂં છું કે અત્યાર સુધી ભગવાન્ નારાયણે (પણ) એને જોયો નથી, કારણ કે હજી એ ગરુડને વાહન કરવાની ટેવ છોડતા નથી. અરે! ત્યારે મ્હારા પિતાની રાજ્ય-લક્ષ્મી તો ઇન્દ્રની સમૃદ્ધિ કરતાં પણ ચઢે એવી થઈ, કેમકે આવાં આવાં, સકલ ત્રિભુવનને દુર્લભ રત્નો એ એમની સેવામાં આવે છે! આ અશ્વની અતિ તેજસ્વિતાને લીધે તથા મ્હોટા બળને લીધે એની આકૃતિ જાણે દેવતાઈ હોય એવી લાગે છે; અને તેથીજ મને ખરેખર એના ઉપર આરોહણ કરવામાં જરા શંકા જેવું થાય છે. સામાન્ય અશ્વોની કંઈ આવી, સુર લોકને યોગ્ય, સકલ ત્રિભુવનને વિસ્મયજનક આકૃતિ ન હોય. દેવતાઇ આકૃતિઓ પણ મુનિ-શાપને લીધે પોતાનાં પૂર્વ શરીરનો ત્યાગ કરીને, શાપ-વચનના બળથી ઉત્પન્ન થયેલાં આવાં બીજાં શરીર ધારણ કરી શકે છે; કેમકે એવું સંભળાય છે કે પૂર્વે સ્થલશિર નામના મહાતપસ્વિ મુનિયે અખિલ ભુવનના અલંકાર રૂપ રંભા નામની અપ્સરાને શાપ દીધો હતો. તેથી તે દેવલોક ત્યજીને અશ્વ-હૃદયમાં પ્રવેશ કરી, અશ્વ-હૃદયા નામની અશ્વા થઇ, મર્ત્યલોકમાં મૃત્તિકાવતી નગરીમાં શતધન્વા નામે રાજાની સેવામાં ઘણા કાળ સુધી વસી હતી.[2] વળી બીજા પણ મહાત્માઓ પોતાનો પ્રભાવ મુનિજનના શાપવડે ક્ષીણ થઇ જવાથી, વિવિધ આકારમાં આ લોકમાં ભ્રમણ કરી ગયા છે તેમ આએ કોઇ નિઃસંશય શાપ ભોગવતો મહાત્મા હશે, કેમકે મ્હારૂં અંતઃકરણજ એના દેવતાઇપણા વિષે મને જાણે કંઈ સૂચના જેવું કરે છે.[3]

એમ ચિન્તન કરતો કરતોજ આરોહણ કરવાની ઇચ્છાથી એ આસન ઉપરથી ઉભો થયો. પછી અશ્વની પાસે જઇને પોતાના મનમાં કહેવા લાગ્યોઃ—મહાત્મન્ અશ્વ! તું ગમે તે હોય પણ તને હું નમસ્કાર કરૂં છું! સર્વથા આ મ્હારો આરોહણ રૂપી અતિક્રમ ક્ષમા કરજે. કેમકે દેવતાઓ પણ જ્યારે ઓળખાતા નથી ત્યારે અનુચિત પરિભવનું પાત્ર

---

૧. ઇંદ્રને આપેલા અશ્વનું નામ. ૨. સ્થૂલશિર નામના મુનિ દર્ભ લેવા એક વેળા જતા હતા ત્યારે તેમણે, "ત્રાહિ! ત્રાહિ!" એવો મ્હોટો શબ્દ સાંભળ્યો. શબ્દની દિશામાં જઇને જોયું તો કેટલાક ક્ષીણ શરીરવાળા પુરુષોને લટકતા જોયા. મુનિયે પૂછ્યું કે "તમે કોણ છો!" તેઓએ કહ્યું:—"ત્હારા વડવા. ત્હેં પુત્રોત્પત્તિ નથી કરી તેથી ત્હારા મરણ પછી અમે પુ નામના નરકમાં પડીશું." આ સાંભળી મહર્ષિયે રંભાને કહ્યું કે "મ્હારી સાથે સંસાર માંડ." તેણે કબુલ કર્યું પણ કહ્યું કે દેવ-કાર્ય કરવા જાઉં છું તે કરીને આવીશ. ગયા પછી સંકેત ભંગ થયો તેથી ઋષિયે ક્રોધમાં શાપ દીધો માટે તે અશ્વા થઇ. ૩. ચંદ્રાપીડના મનમાં આવો વિચાર ઉત્પન્ન થયો દર્શાવીને કવિ પોતાની ચાતુરીથી, અશ્વનો પૂર્વ જન્મ કોઇ ઉચ્ચ યોનિમાં છે તથા શાપથી તેણે આ રૂપ ધારણ કર્યું છે એ વાત ખરેખરીજ સૂચવે છે. એનું અનુસંધાન ઉત્તર ભાગમાં છે.

થઇ પડે છે.—( તે વખતે ) ઇન્દ્રાયુધે જાણે તેનો અભિપ્રાય સમજી ગયો હોય તેમ, મસ્તક ઉપરની ચંચળ વાળ વાગવાથી જરા મીચાઇ ગયેલી અને વાંકી દેખાતી ચક્ષુની કીકી ફેરવીને તેની સામું જોયું; અને ત્યાર પછી જમણી ખરી ભૂમિતલ ઉપર વારંવાર ઠોકી ઠોકીને, ખોદાયેલી ધૂળવડે પોતાની છાતી ઉપરની રૂવાંટી ભૂખરી કરીને, ચંદ્રાપીડને જાણે આરોહણ કરવાને બોલાવતો હોય તેમ ફફડતાં નસકોરાંના ઘર્ઘર ધ્વનિથી મિશ્ર, મધુર, અને નરમ હુંકાર સહિત અતિ મનોહર ખોંખારો કર્યો, એટલે જાણે આ મધુર સ્વરથી આજ્ઞા મળી હોય તેમ ચંદ્રાપીડ ઇન્દ્રાયુધ ઉપર અશ્વાર થયો. આરોહણ કરીને આખું ત્રૈલોક્ય જાણે ચપટીમાં આવી ગયું હોય એમ ગણતો ગણતો રાજપુત્ર બ્હાર આવ્યો કે ત્યાં તેણે મેઘમાંથી પડતા કરાના વર્ષાદ જેવા કઠિન અને રસાતલને જર્જરિત કરતા હોય એવા અતિ નિષ્ઠુર ખરિયોના ખડખડાટથી, તથા ખરીમાંથી ઉડતી રજવડે રુંધાયેલી નાસિકાના ઘોર ઘોષ સહિત નીકળતા શબ્દથી પૃથ્વીની સર્વ ગુફાઓને (પણ) બધિર કરતું એક અશ્વ-સૈન્ય જોયું, જેનો પર્યન્ત-ભાગ તો દૃષ્ટિયે પડતો પણ ન હતો. સૂર્ય-કિરણના સ્પર્શથી ઝબકારા મારતી વિમલ ધારવાળા, ઉંચા કરેલા ભાલાઓ રૂપી લતાના વનવડે તે, ઉંચા દંડવાળાં નીલ કમલની કળિયોના સમૂહથી ભરાઇ ગયેલા સરોવરની સમાન ગગનતલને શોભાવતું હતું. ઉંચા દંડવાળાં, મયૂર-પિચ્છનાં બનાવેલાં તેમનાં હજારો છત્રથી આઠે દિશાઓનાં મુખ ઘેરાઈ ગયાં હતાં તેથી તે સૈન્ય, ઝબકતાં ઇંદ્રધનુષને લીધે વિચિત્ર દેખાતા મેઘવૃન્દ જેવું લાગતું હતું. અને ફીણના ઢગ બ્હાર નીકળવાથી ( ઘોડાનાં ) મુખ ધવલ થયેલાં હતાં, તથા પળે પળે તેઓ ઠેકડા મારતા હતા તેથી તે પ્રલયકાલના સમુદ્ર-જલનો તરંગ-સમૂહ હોય એવું ભાસતું હતું! ચંદ્રોદય જેવા ચંદ્રાપીડને જોતાંજ, સાગર-જલ જેવું તે આખું અશ્વ-સૈન્ય ખળભળી ગયું.[1] પછી, પ્રણામ કરવાની હોંસાતુશીમાં છત્ર એકદમ ખસી જવાથી જેમનાં શિર ઉઘાડાં થઇ ગયાં હતાં, તથા પરસ્પર દબાવાથી કોપેલા અશ્વોને વારવાને જેઓ યત્ન કરતા હતા તે રાજપુત્રો એની આસપાસ ભરાઈ ગયા. અને બલાહક જેમ એકએકનું નામ દઇને ઓળખાવતો ગયો તેમ તેઓ, ખસી ગયેલા મુકુટોમાંથી પ્રસરતા પદ્મરાગ-મણિના કિરણોના આકારમાં[2] અનુરાગને જાણે બ્હાર દર્શાવતાં હોય એવાં, તથા સેવાંજલિ રચવાથી, યૌવરાજ્યાભિષેકના કલશમાંથી જલ સાથે પડતાં કમલ જાણે તેમને મ્હોટ્યાં હોય એવાં, પોતાનાં મસ્તક દૂર નમાવીને તેને પ્રણામ કરતા ગયા.

તે સર્વને માન આપ્યા પછી ચંદ્રાપીડ, પોતાની પછવાડે યોગ્ય અશ્વ ઉપર બેઠેલા વૈશમ્પાયન સહિત નગર તરફ સિધાવ્યો. એના ઉપર, રાજ્ય-લક્ષ્મીને રહેવાના શ્વેત કમલ જેવું,[3] સર્વ ક્ષત્રિયકુલરૂપી કુમુદ-સમૂહના ચંદ્ર-મંડલ જેવું, અશ્વ-સેનારૂપી નદીના શ્વેત તટ જેવું, ક્ષીર-સમુદ્રના ફીણથી ધવલ થયેલી વાસુકિ નાગની સુંદર ફેણ જેવું, મ્હોટાં મ્હોટાં મોતીના છડાથી ઢંકાઈ ગયેલું, ઉપર ચિહ્નરૂપે બેસારેલા સિંહને ધારણ કરતું, કનકદંડવાળું મ્હોટું છત્ર ધરેલું હતું તેવડે એને છાયા થઈ હતી. બંને બાજુએ ઢોળાતાં ચામરના પવનથી એનાં કર્ણ-પલ્લવ ફરફરતાં હતાં; અને પરિજન-મંડલમાં આગળ દોડતા અનેક સહસ્ર તરુણ

૧. જુઓ પૃષ્ઠ ૬૬ ટી. ૧. ૨. અપહ્નવાલંકાર. ૩. લક્ષ્મી શ્વેત કમલમાં વસે છે એવું કહેવાય છે ને તેથી તેનું નામ પણ "પદ્માસના" પડેલું છે.

વાળી જાણે પ્રદીપ-શ્રિયો હોય એવી દીસતી હતી![1] કોઈક કોઇકના નૂપુર-મણિમાંથી ઇન્દ્ર-ધનુષ્ નીકળતાં હતાં તેથી, હળી ગયેલી ગૃહ-મયૂરિયોને જાણે પછવાડે લાવી હોય એવી તેઓ શોભતી હતી! અને કોઈક તો (મદિરાના) મણિમય પ્યાલા પીતાં પીતાં મૂકી દીધા હતા તેથી તેઓ લાલચોળ અધર-પલ્લવમાંથી જાણે મધુ-રસનાં ટીપાં પાડતી હોય એવી દેખાતી હતી! બીજી કેટલીક સ્ત્રિયો મરકત મણિની બારિયોમાંથી મુખ-મંડલ બ્હાર કાડી કાડીને, આકાશમાં ફરતી, પ્રફુલ્લ કમલ-કલિસહિત કમલિનીને જાણે દેખાડતી હોય તેમ તેના સામુ જોવા લાગી.

તેજ સમયે, વેગમાં ચાલવાથી ઉત્પન્ન થયેલો, મધુર મધુર વાગતી વીણાના ઘોષ જેવો, મેખલાના શબ્દથી આકર્ષાયલા ગૃહ-સારસના સ્વર સાથે મળેલો, નીસરણીનાં પગથિયાં ઉપર ચરણ સ્ખલિત થવાથી ઉત્પન્ન થતા ગંભીર ધ્વનિવડે હરખાયલા અંતઃપુર-મયૂરોના શબ્દોની આગળ સંભળાતો, નવા મેઘની ગર્જનાથી બ્હીને ચમકી ઉડતા કલહંસના કોલાહલ જેવો કોમલ, કામદેવના વિજ્ય-ઘોષને અનુરૂપ,[2] શ્રોત્રહારી, તથા પ્રતિશબ્દ વડે ગંભીર થયેલો, પરસ્પર અથડાવાથી અતિ તીક્ષ્ણ રણરણાટ કરતા હાર-મણિવાળી રમણિયોનો ભૂષણ-રવ હવેલિયોની અંદર સહસા ગાજી રહ્યો.

પછી એક ક્ષણમાંજ, સ્ત્રિયોની ભીડને લીધે મહેલ જાણે નારીમયજ હોય એમ દેખાવા લાગ્યા; અલક્તક ચોપડેલાં ચરણ-કમલ મૂકવાથી ભૂતલ બધું પલ્લવમયજ જાણે થઇ ગયું; અંગનાઓની અંગ-પ્રભાના પ્રવાહથી આખું નગર જાણે લાવણ્યમય હોય એમ દેખાયું; મુખ-મંડલના સમૂહથી ગગનતલ જાણે ચંદ્ર-બિમ્બમય થઇ ગયું; તાપ નિવારણ કરવા સારૂ ઉંચા કરી આડે ધરેલા ઘણા હાથને લીધે દિશાઓ સઘળી જાણે કમલ-વનમય હોય એમ દીસવા લાગી; આભૂષણના કિરણ-કલાપથી, સૂર્યપ્રકાશ જાણે ઇન્દ્રધનુષમય થઇ ગયો; અને નેત્રમાંથી પ્રસરતી કિરણ-લેખાઓવડે દિવસ જાણે નીલ-કમલ-પત્રમય હોય એવો ભાસવા લાગ્યો!! કૌતકથી ચક્ષુ પ્રસારીને નિશ્ચલ દૃષ્ટિયે તે સર્વ યુવતીઓ જોતી હતી તેવામાં, તેમનાં હૃદય જાણે દર્પણમય હોય, સલિલમય હોય, અથવા સ્ફટિકમય હોય તેમ તેઓમાં ચંદ્રાપીડની આકૃતિયે પ્રવેશ કર્યો.

પછી તો મદન-રસ પ્રકટ થવાથી તે ક્ષણે તેઓ અન્યોન્ય પરિહાસયુક્ત, વિશ્વાસયુક્ત, ભયયુક્ત, ઇર્ષ્યાયુક્ત, હાસ્યયુક્ત, અસૂયાયુક્ત,[3] વિલાસયુક્ત, કામયુક્ત, અને સ્પૃહાયુક્ત આલાપ ચલાવવા લાગી. જેમ કેઃ—ઓલે દોડનારી! મ્હારો સઘાત કરતી જા. અરે જોવા સારૂ ઘેલી થયેલી! લે આ ત્હારૂં ઉત્તરીય વસ્ત્ર. અરે ચપલા! આ ત્હારા મ્હોં ઉપર આવતી લટોને ઉંચી કર. એ મૂઢ જેવી! આ ત્હારી ચંદ્રલેખા તો લેની જા! આજ

---

૧. સ્ત્રિયોનાં બે સ્તન તે જાણે ચક્રવાક પક્ષિઓનું દ્વંદ્વ! વચ્ચે આવેલો શ્વેત હાર તે જાણે સાંકડો પાણીનો પ્રવાહ! અને ચક્રવાક છુટાં પડેલાં બતાવ્યાં છે માટે સ્ત્રિયોને સંધ્યાકાળની લક્ષ્મી સાથે સરખાવી છે. કારણ કે તે પક્ષિયોનો વિયોગ સાંજેજ થાય છે. સ્તનને ચક્રવાક સાથે પેહેલાં પણ સરખાવ્યાં છે. જુઓ પૃ. ૬૫ ટી. ૬. ૨. સકલ જગતમાં વિજય પ્રસિદ્ધ કરનાર ઘોષને અનુરૂપ-સમાન. ૩. 'અસૂયા' ને 'ઇર્ષ્યા' માં ફેર એટલો કે પહેલામાં પરગુણને દોષ ગણવા અથવા ઠરાવવા; ને બીજામાં પરગુણ દેખીને માત્ર બળવું.

કામાન્ધ ! જોજે પૂજાર્થે આણેલાં પુષ્પ ઉપર ઠોકર ખાઇને તું કદી પડી જશે ! અરે-મદમાતી ! ત્હારા ચોટલાનો અંબોડો તો વાળ ! અયિ ચંદ્રાપીડનું દર્શન કરવાને તલપી રહેલી ! ત્હારી મેખલા તો ઉંચી ચઢાવ ! પાપિણિ ! આઘાં ખસેડ ત્હારા ગાલ ઉપર લાલનાં કર્ણ-પલ્લવ. ઓ અયિ ભાનવિનાની ! લે આ ત્હારૂં પડી ગયેલું દન્તપત્ર.[1] પવનથી છકી ગયેલી ! ઢાંકી દે ત્હારાં પયોધર; જો લોક ત્હારા સામુ જુવે છે. લાજ વિનાની ! છૂટી ગયેલા ત્હારા વસ્ત્રને તો ઠીક પેહેર ! અયિ ખોટી મુગ્ધના ધારણ કરતી ? ચાલને ઉતાવળી ! ઓ જોવાની રસિયણ ! મને તો જોવા દે ! અરે અદેખોણી ! તું તે ક્યાં સુધી જો જો કરશે ? અતિ તરલ હૃદયની ! જરા ત્હારા પરિજનની તો અપેક્ષા રાખ ! ઓ પિશાચિણી ! ત્હારૂં ઉત્તરીય ખસી ગયું છે તેથી જો આ લોક તને હસે છે !" અયિ પ્રેમાન્ધ ! આ ત્હારી સખિયોને પણ તું નથી ગણતી કે ? અયિ કૌટિલ્ય-વિકારની ભરેલી ! મિથ્યા તું ત્હારા હૃદયને પરિતાપ આપીને જીવે છે. ઓ વિનયનો ઢોંગ કરનારી ! શું કરવા તું છાનાં છાના કટાક્ષ નાંખે છે ? જોની નિરાતે ! અયિ યુવતિ ! શા માટે તું ત્હારા સ્તન-ભારથી મને દબાવે છે ? અયિ ક્રોધિષ્ઠ લે તું આગળ જા. ઓ મત્સરિણિ ![2] તું એકલીજ બધી બારી રોકી બેસશે કે ? અરે મદન-વશ થયેલી ! આ તો તું મ્હારૂં ઉત્તરીય વસ્ત્ર તાણી જાય છે, ત્હારૂં ન હોય. અયિ પ્રેમ-મદ-મત્ત ! જરા ડાહી તો થા ! અયિ અધીરી ! ગુરુજન સમક્ષ દોડે છે શું ! ઓ ઉતાવળી ! કેમ આટલી આકુલ વ્યાકુલ બની ગઇ છે ? અરે મુગ્ધા ! સંતાડ આ ત્હારા મદન-જ્વરથી થયેલા રોમાંચને. ઓ દુરાચરણી ! કેમ આમ ગાભરી બની ગઇ છે ? બહુ વિકારી ! વિવિધ રીતે અંગ વાળીને વૃથા તું ત્હારા મધ્યભાગને પીડા આપી ખેદ પામે છે. અયિ વિચાર વિનાની ! તને ત્હારા ઘરમાંથી નીકળ્યાનીએ ખબર નથી કે ? અયિ ઉત્કંઠિતા ! તું તો શ્વાસ લેવાનુંએ ભૂલી ગઈ છે તો ! અરે સંકલ્પિત સુરત-સમાગમના સુખથી નયન મીચનારી ! ઉઘાડ ત્હારાં લોચન, જો એ તો હવે જાય છે ! અયિ કામબાણના પ્રહારથી મૂર્છિત થયેલી ! સૂર્ય કિરણનું નિવારણ કરવાને નાંખ ત્હારા માથા ઉપર આ ત્હારા વસ્ત્રનો પાલવ. અરે સતીવ્રત રૂપી ગ્રહથી પીડાની ! દ્રષ્ટવ્ય ન જોવાથી તું ત્હારાં ચક્ષુને ઠગે છે. અયિ ભાગ્યહીણી ! પરપુરુષનું મુખ ન જોવાનું વ્રત ગ્રહણ કરીને ત્હેં આ સુખ ખોયું છે. સખિ ! કૃપા કરીને ઉઠ, અને જો આ રતિ-વિરહિત, મકરધ્વજ[3] વિનાના—સાક્ષાત્ મકર-ધ્વજ જેવા કુમારને !" જો આ એના, ભ્રમર-કુલથી શ્યામ દેખાતા મસ્તક ઉપર, શ્વેત છત્રની નીચે તિમિર જાણીને પડેલા ચંદ્ર-કિરણના કલાપ જેવો, માલતી કુસુમનો શેખર દેખાય છે ! આ એના ગાલ ઉપર કર્ણાભૂષણના મરકતમણિની જરા શ્યામ પ્રભા પડે છે તેથી, વિકસિત શિરીષ પુષ્પનું જાણે એણે કર્ણપૂર પેહેર્યું હોય એમ લાગે છે ! એના હારની અંદર જડેલા રક્તમણિના

---

૧. દન્તપત્ર=હાંતાવાળું કર્ણભૂષણ. ૨. જુઓ વિક્રમચરિત્ર પૃ. ૧૦૬. શ્લો. ૨૩.

मयासि हारत्रुटिमप्युपेक्ष्य भ्रष्टोत्तरीयाऽपि न तिष्ठसि त्वम् ॥
ध्रुवं प्रधावस्यवधारणेन परिच्युतस्याम्बरवाससोऽपि ॥

૩. મચ્છરાયલી. ૪. પેહેલા 'મકરધ્વજ' નો અર્થ મકરના ચિહ્નવાળો ધ્વજ—તે ચંદ્રાપીડ પાસે નહિ માટે.કામદેવ સાથે સરખાવતાં 'તે વિનાના' કહ્યું. બીજા 'મકરધ્વજ' નો અર્થ 'કામદેવ'—મકરના ધ્વજવાળો.

કિરણના આકારમાં જાણે નવ-યૌવન-રાગ હૃદયમાં પેસવાની ઇચ્છાથી બ્હાર ફરતો હોય એમ જણાય છે ![1] જો જો ! આ એણે ચામર-કલાપની વચ્ચે થઇને આપણી સામુંજ જોયું ! અલિ જો તો ખરી, વૈશમ્પાયન સાથે કંઇ વાતચીત કરતો કરતો દંત-કિરણની લેખાઓથી દિશાઓને શ્વેત કરી દઇને એ હસે છે ! વળી પેલો બલાહક, અશ્વની ખરિયોમાંથી ઉડી ઉડીને એના અગ્ર-કેશમાં ચ્હોટેલી ધૂળને, પોપટની પાંખ જેવા લીલા પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડાથી લોહી નાંખે છે. આ એણે પોતાનો, લક્ષ્મીના કર-કમલ જેવા કોમલ તલવાળો ચરણ ઉંચો કરી, અશ્વના સ્કંધ ઉપર આડો નાંખ્યો. શૈવલનો ગ્રાસ લેવા ઇચ્છતા ગજની સમાન આ એણે પોતાનો દીર્ઘ અંગુલિવાળો, લાલાશ મારતા પુષ્કર-કોશ [જેવો] શોભી [તો] ચતો કર, તામ્બૂલ લેવા સારૂ લીલાસહિત પ્રસાર્યો ![2] ધન્ય છે તે વસુંધરાની સપત્નીને જે લક્ષ્મીની સમાન, કમલથી પણ અધિક કોમલ એના કરનું ગ્રહણ કરશે ![3] વળી ધન્ય છે વિલાસવતી દેવીને કે સકલ મહી-મંડલના ભારને ધારણ કરી શકે એવા, દિગ્ગજ જેવા આ કુમારને દિશાની પેઠે એણે પોતાના ગર્ભમાં રાખ્યો !!

આવાં અને એવાંજ બીજાં વચન બોલતી તે યુવતીઓ ચંદ્રાપીડ રાજગૃહની સમીપ આવી પહોંચ્યો ત્યાંસુધી લોચનવડે જાણે એનું પાન કરવા લાગી; ભૂષણ-રવથી જાણે એને બોલાવવા લાગી; હૃદયવડે જાણે એને અનુગમન કરવા લાગી; આભૂષણ-રત્નના કિરણરૂપી રજ્જુઓથી જાણે એને બાંધવા લાગી; નવયૌવન રૂપી બલિદાનથી જાણે એનું પૂજન કરવા લાગી; અને વિવાહાગ્નિને જેમ કુસુમ-મિશ્ર લાજાંજલિથી[4] તેમ શિથિલ ભુજ-લતામાંથી પડી ગયેલા શ્વેત વલય-સમૂહવડે પગલે પગલે એને વધાવવા લાગી ! પછી ધીરે ધીરે રાજપુત્ર રાજદ્વાર પાસે આવી પહોંચ્યો. ત્યાં અહર્નિશ ગંડસ્થલમાંથી ગળતા મદવડે શ્યામ પંક કરતી, શ્યામ-ગિરિની શિલા જેવી મલિન, યામ-ગજ-ઘટાઓને લીધે[5] દિશાઓનાં મુખ ઉપર અંધકાર વ્યાપી રહ્યા હતો તેથી વર્ષાઋતુના દિવસ જેવો દેખાવ લાગતો હતો. ઉંચાં ધરેલાં હજારો શ્વેત છત્રથી તે ભરાઈ ગયું હતું. અને દેશ દેશથી આવેલા સેંકડો દૂત ત્યાં ઉભેલા હતા. ત્યાં આવીને અશ્વ ઉપરથી પોતે ઉતરી પડ્યો.

ઉતરીને વૈશમ્પાયનનો હાથ ઝાલી, સવિનય આગળ ચાલતા બલાહકે બતાવેલે માર્ગે, ભેગા કરેલા ત્રિભુવન જેવા (વિશાલ) રાજ-ગૃહમાં તેણે પ્રવેશ કર્યો. તેની દ્વાર-ભૂમિ પાસે, સેનાની છટી તરફ, શ્વેત કવચવાળા, શ્વેત અંગલેપવાળા, શ્વેત કુસુમ-શેખરવાળા, શ્વેત ફેંટાવાળા,–(ટુંકામાં) શ્વેત વેષને લીધે, શ્વેત-દ્વીપમાંજ[6] જાણે ઉત્પન્ન થયેલા (હોય

૧. અપહ્નુત્યુત્પ્રેક્ષા. છાતી ઉપર લાલ લાલ કિરણો પડેલાં માટે જાણે નવ-યૌવનનો રાગ રંગ (અને પ્રેમ) તેનામાં પ્રવેશ કરવાની ઇચ્છાથી બ્હાર ફરતો હોય એવી ઉત્પ્રેક્ષા કરી. ૨. શૈવલ=શેવાળ, લીલ ચંદ્રાપીડનો કર–હાથ પુષ્કર કોશ જેવો–કમલ કલિ જેવો શોભીતો; હાથીનો કર–શુંડ, પુષ્કર–કોશથી–શુંડાગ્રથી શોભીતો. ૩. વસુંધરા–પૃથ્વી–રાજપુત્રની વહુ ગણી અને બીજી જે ખરેખરી વહુ આવનારી તે એની સપત્ની–શોક. ૪. લાજાંજલિ=લાજ–જવ કે ડાંગરની ધાણી તેની અંજલિ. ૫. યામ વિગ=યામ–પ્રહર સૂચક મ દરે પ્હરે બદ લી, ગજ ઘટા. ૬. પૂર્વે જણાવેલી પૃથ્વીના અઢાર નાના નાના દ્વીપમાંનો એક, જેને ચંદ્રદ્વીપ પણ કહે છે. કોઇનો મત એવો છે કે વૈકુંઠનું નામ છે.

વળી તે રાજગૃહની અશ્વશાળાઓમાં કેટલાક રાજપ્રિય સુશોભિત અશ્વ હતા તેઓની પીઠ ઉજ્જવલ કંબલથી ઢાંકેલી હતી, તેમના કંઠમાં બાંધેલી ઘંટિકાઓ વાગી વાગીને મધુર નાદ કરી મૂકતી હતી, તેમના સ્કંધ ઉપરની વાળના વાળ મજીઠથી રંગેલા હતા તેથી વન ગજના રુધિરથી રક્ત થયેલી વાળવાળા જાણે સિંહ હોય એવા તેઓ લાગતા હતા, તેમની પાસે નાખેલી ઘાસની ગંઠડીઓ ઉપર અશ્વશાળાના રક્ષકો બેઠા હતા પાસેથી આવતા મગન ગીતના ધ્વનિને તેઓ કર્ણ દઈ સાંભળતા હતા, અને પનાગેની નાગરના હાથવડ ચોળેલા, મધુર તથા સરસ મોગિયા તેમના મુખમાં ભરેલા હતા. વ્યાખ્યાનસભામાં આર્ય વેષ ધરીને મુનિ ઉપદેશ દેતા હતા, અને જાણે ધર્મમયજ હોય એવા ધર્માધિકારી મહાપુરુષો તે રાજભવનમાં દેખાતા હતા. સર્વ ગામ અને નગરના નામ પાઠે હોવાથી, આખા જગતને જાણે એકજ ગૃહ હોય એમ જોતા અને સર્વ ભુવનના વ્યાપાર લખવાથી જાણે ધર્મ રાજના નગરનો દેખાવ આપતા અધિકરણ લેખકો[1] ત્યાં હજારો શાસન લખ્યા કરતા હતા વળી ત્યાં સભામાં ગયેલા નરપતિને બહાર આવવાની રાહ જોતા, મુખ્યત્વે કરીને તિલંગ, દ્રાવિડ અને સિંહલદ્વીપના મેરમજનો સ્થાને સ્થાને ટોળામાં ઉભા હતા તેઓ, સોનાના અર્ધ ચંદ્ર અને મોટા તારાઓથી વિચિત્ર દેખાતી ચર્મની ઢાલોવડે જાણે નિશા સમય દેખાડતા હતા ઝળકતી ધારવાળી તરવારોમાંથી પ્રસરતા કિરણવડે તડકાને (પણ) વિરાગ રૂપ આપતા હતા એક પગમાં તેઓએ શ્વેત હતપત્ર પેહેર્યાં હતા, માથાના વાળ ઉંચા બાંધી દીધા હતા ખભા ઉપર રક્ત ચંદન લેપ લગાવ્યો હતો, અને ધનુષ બાંધ્યા હતા તેમજ ત્યાં સભાના પગથિયાં ઉપર અનેક સહસ્ર ક્ષત્રિય સામન્ત બેઠેલા હતા તેમણે પોતાના મસ્તક પર મુકુટ ઉપર વેત્ર બાંધ્યા હતા તેથી, ઝગારા શિખર ઉપર પડેલા ભાનના પ્રભાવ પ્રમાણ [illegible] કુલપર્વતો જેવા તેઓ શોભતા હતા. તેમાંના કોઈ ઘૂત ક્રીડામાં મચેલા હતા કોઈ અષ્ટાપદની[3] રમત રમતા હતા, કોઈ વીણા વગાડતા હતા, કોઈ ચિત્ર ફલક ઉપર ભૂમિપાનું ચિત્ર આલેખતા હતા કોઈ કાવ્યાલાપ ચલાવતા હતા કોઈ પરિહાસ કથા કરતા હતા, કોઈ બિન્દુમતી રચતા હતા, કોઈ પ્રહેલિકાનું ચિન્તન કરતા હતા, કોઈ નૃપતિએ કરેલા સુભાષિત વિચારતા હતા, કોઈ દ્વિપદી[4] બોલતા હતા, કોઈ વિદુષક સહાયુ કરતા હતા, કોઈ પત્રભંગ રચતા હતા, કોઈ વિલાસિની સ્ત્રિયો સાથે વાતો કરતા હતા અને કોઈ વૈતાલિકોના ગીત સાંભળતા હતા તે રાજભવનના સભામંડપના પર્યન્તમાં, રાજ સભામાંથી ભૂમિપાલો ઉઠવાથી અલંકારના મણીઓ અને રત્નાભરણના રંગ પડેલા હતા, તે વિવિધ રંગના ઇન્દ્રધનુષ્યના સમૂહ જેવા શોભતા હતા નિર્મલ મણિભૂમિમાં પડતા મુખ પ્રતિબિંબ વડે, વિકસિત કમલ સમૂહને જાણે ઉત્પન્ન કરતી,—આવતા જાતા રમણીના નૂપુર, કંકણ તથા રસનાનો શબ્દ કરતી,—અને સ્કંધ ઉપર મનોહર ડોલતા ચામર મૂકીને

---

૧ અધિકરણલેખકો—ન્યાયસભામાં લખનારા અધિકારી. ૨ [illegible] રઘુવંશ સર્ગ ૬ ના ૬૦ મા શ્લોકમાં દર્શાવેલો છે —

पाण्ड्योऽयमंसार्पितलम्बहार । क्लृप्ताङ्गरागो हरिचंदनेन ॥
आभाति बालातपरक्तसानु । सनिर्झरोद्गार इवाद्रिराज ॥

૩ અષ્ટાપદ=શેતરંજ અથવા તેના જેવી એક રમત ૪ જુઓ પૃ ૫ ટી ૨ ૫ [illegible]

વારંવાર જતી આવતી વારાઙ્ગનાઓથી તે રાજગૃહ ભરાઈ ગયું હતું. તેના એક ભાગમાં વળી સુવર્ણની શૃંખલાથી બાંધેલા શ્વાન બેઠા હતા. હળી ગયેલા હજારો કસ્તૂરી-મૃગ આમ તેમ ત્યાં ફરતા હતા, તેમના પરિમલવડે સર્વ દિશાઓ સુગન્ધમય થઈ હતી. વળી ત્યાં અનેક કુબ્જ, કિરાત, નપુંસક, બધિર, વામન અને મૂક જન જોવામાં આવતા હતા. કિન્નરવૃંદ[1] તથા વન-માનુષ આણી રાખેલાં હતાં. મેઢા, કુક્કુટ, કુરર, કપિંજલ, લાવક અને વર્તિકાનાં યુદ્ધ ચાલતાંજ હતાં.[2] ચકોર, કલહંસ, હારીત, અને કોકિલ પક્ષિયો ગાન કરી રહ્યાં હતાં. શુક-સારિકાઓનો આલાપ ચાલતો હતો. ગજ-મદના પરિમલથી ક્રોધ પામી, જાગ્રત થઈ મ્હોટી મ્હોટી ગર્જના કરતા,—ગિરિ-ગુહાઓમાં વસતા, પર્વતોના જીવ હોય એવા—પકડીને પાંજરામાં પુરેલા સિંહોવડે તે સુશોભિત હતું. કાંચન-ભવનની પ્રભાને દાવાનલ ધારી, ત્રાસમાં ને ત્રાસમાં ચંચલ દૃષ્ટિ સહિત આમ તેમ ભમતાં ભવન-હરિણનાં ટોળાંની લોચન-પ્રભાવડે ત્યાં સર્વ દિશાઓ વિચિત્ર ભાસતી હતી. એ રાજગૃહની મરકતમય ભૂમિ ઉપર મયૂર-મંડલ ઉભાં હતાં તે માત્ર તેમના ઉંચા શબ્દથીજ વર્તાતાં હતાં.[3] અને ત્યાંના અતિશીતલ ચંદન-વૃક્ષની છાયામાં બેઠેલાં ગૃહ-સારસો નિદ્રાવશ થઈ જતાં હતાં.

એ રાજગૃહના અભ્યન્તરમાં અંતઃપુર હતું ત્યાં બાલિકાઓ દડા અને પનળિયો લઈને રમતી હતી, અહર્નિશ ઝુલતા હિંડોળાના શિખર ઉપર વાગતી ઘંટાઓનો રણકાર દિશાઓમાં વ્યાપી જતો હતો. હારને સર્પ-કંચુક ધારી મયૂર ખેંચી જતા હતા. પ્રાસાદ-શિખર ઉપરથી નીચે ઉતરીને ચાલતા પારાવતોથી, તે જાણે સ્થલ-કમલિનીનું વન હોય એવું શોભતું હતું. ત્યાંની સ્ત્રિયો ભૂપતિનાં ચરિત્રની અનુકરણ-ક્રીડામાં આસક્ત થઈ હતી. અશ્વશાલામાંથી નાસી આવી, ગૃહની દાડમડીઓનાં ફલ જેમણે ચુંટી ખાધાં હતાં, આંગણામાંના આંબાનાં પલ્લવ તોડી નાંખ્યાં હતાં, અને કુબ્જ, વામન તથા કિરાત લોકને પજવીને તેમના હાથમાંથી ભૂષણ ઝુંટાવી લઈ જે વેરી નાંખતાં હતાં તે વાનરોનાં ટોળાં ત્યાં ઠામ ઠામ દેખાતાં હતાં.[4] ત્યાંના મેના પોપટને રતિ-ક્રીડાની રહસ્ય વાત પ્રકાશ કરતાં સાંભળી અન્તઃપુરની સ્ત્રિયો લજ્જા પામતી હતી. મહેલની નીસરણિયો ઉપર ચઢતાં પગલે પગલે વાગતાં, અબલાઓને પગે પેહેરેલાં મણિમય નપુર તથા કંકણવડે જેમનો સ્વર દ્વિગુણ થયેલો એવા ગૃહ-કલહંસની પંક્તિયોને લીધે તેનું આંગણું ધોળું ધોળું લાગતું હતું: અને ધોએલાં શ્વેત વસ્ત્ર તથા ઉત્તરીય પેહેરી, પાઘ બાંધી, સુવર્ણ-દંડ હાથમાં લઈ, પલિતથી પાણ્ડુર થયેલા શિરવાળા,—જાણે આચારમય, મર્યાદામય અને મંગલમય હોય એવા,—ગંભીર આકૃતિવાળા. સ્વભાવે ધીરા, અને વય ગાળી છતાં પણ વૃદ્ધ સિંહની સમાન **સત્વનો** આધાર રાખી રહેલા કંચુકીઓ ત્યાં ફરતા હતા.[5]

---

૧. કિન્નર=સ્વર્ગ લોકનો ભેદ. ૨. કુરર=ટિટોડો. કપિંજલ=ચાતક, અથવા ચકલી. લાવક અને વર્તિકા એ લાવરીના ભેદ છે. ૩. મરકતમણિનો અને મયૂરનો રંગ સરખો માટે વખતે ઓળખાય નહિ; પણ મોર બોલે તેથી વર્તી શકાય. ૪. દૃષ્ટિ દોષ ન નડે એટલા માટે અશ્વશાળામાં વાનર રાખવાનો પ્રાચીન રાજાઓમાં ચાલ હતો. ૫. કંચુકીઓએ સત્વ-સત્વગુણ-નો આધાર રાખેલો; સિંહ, સત્વ-પશુ આદિ-નો આધાર-આહાર, વૃદ્ધપણે પણ ત્યજ્યો નથી.

કૃષ્ણાગુરુના ધુમાડાને લીધે, તે રાજગૃહમાં જાણે મેઘ દેખાતા હોય;[1] યામ-ગજ-ઘટાની શુંડમાંથી નીકળતા જલ-કણને લીધે, જાણે ત્યાં ધૂમસ વર્ષી રહ્યો હોય; તમાલ વૃક્ષની હારોના અંધકારને લીધે, જાણે ત્યાં રાત્રિજ વર્તતી હોય; રક્ત અશોક વૃક્ષને લીધે, જાણે બાલસૂર્ય ઉગેલો હોય; મુક્તા-કલાપને લીધે, જાણે ત્યાં તારાગણજ આવી રહ્યા હોય; ધારાગૃહને લીધે, જાણે વર્ષા સમય આવ્યો હોય; મયૂરોને બેસવાના સુવર્ણમય દંડને લીધે, જાણે વિજળિયો ઝબકતી હોય; અને પૂતળિયોને લીધે, જાણે ત્યાં ગૃહ-દેવતાઓજ આવીને વસી હોય એમ લાગતું હતું !!

શિવનું ભવન હોય તેમ ત્યાં દ્વાર પાસે દંડપાણિ પ્રતિહાર [ના] ગણ ઉભેલા હતા.[2] ઉત્કૃષ્ટ કવિનું રચેલું ગદ્ય હોય તેમ તેમાં વિવિધ **વર્ણશ્રેણિ** થકી અભિનવ **અર્થનો** સંચય થયેલો હતો.[3] અપ્સરાઓના મંડલની પેઠે તે **મનોરમારંભ [।]** યુક્ત હતું.[4] જાણે સૂર્યોદય હોય તેમ ત્યાં **પદ્માકરમાંથી** કમલની સુગંધ નીકળતી હતી.[5] રવિની પેઠે ત્યાં **કમલોપકાર લક્ષ્મી-કૃત** હતો.[6] નાટકની પેઠે તે **પતાકા** [તથા] **અંકથી** શોભતું હતું.[7] શોણિતપુરની સમાન તેમાં **બાણને** યોગ્ય આવાસ હતો.[8] પુરાણની પેઠે ત્યાં સકલ **ભુવન-કોશની** યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી.[9] પૂર્ણ ચંદ્રોદયની સમાન તેમાં હજારો મૃદુ **કરવડે રત્નાલયનું** સંવર્ધન થયું હતું.[10] દિગ્ગજની પેઠે ત્યાં **દાનનો** પ્રવાહ અવિચ્છિન્ન ચાલ્યાં કરતો હતો. બ્રહ્માંડની પેઠે ત્યાં સર્વ જીવલોકના વ્યવહારનું કારણ **હિરણ્ય ગર્ભ** [માં] ઉત્પન્ન થયું હતું.[11] મહાદેવના બાહુ-વનની પેઠે તેના **પ્રકોષ્ઠમાં મહાભોગીનાં** સહસ્ર મંડલનો વાસ હતો.[12] મહાભારતની પેઠે ત્યાં **અનન્ત** ગીત સાંભળીને **નર** આનંદ પામેલા

૧. સંબંધ વાક્યને છેડે આવતા "એમ લાગતું હતુ" એ શબ્દો સાથે લેવો. જુઓ વાસવ૦ પૃષ્ઠ ૨૨૧. **क्वचिदनवरतदह्यमानकृष्णागुरुधूमपटलैर्दर्शिताकालजलदोदयम् ।**

૨. શિવના દ્વાર પાસે દંડપાણિ નામનો ગણાધિપતિ, તથા પ્રતિહાર-દ્વારપાલ, અને ગણ-મહાદેવના અનુચર ઉભા હોય; અહીં, દંડપાણિ=પાણિ-હાથ-માં દંડ રાખીને, પ્રતિહારનો ગણ-સમૂહ ઉભેલો. ૩. રાજ-ગૃહમાં વિવિધ વર્ણ-વિવિધ જાતિના પુરુષો અને શ્રેણિ-કારીગરો-એમની પાસે (કર લેવા) થી અર્થ-દ્રવ્ય-નો સંચય થયો હતો. મહા કવિના ગદ્યમાં વર્ણ-શ્રેણી-અક્ષર-પંક્તિ-ની વિવિધ રચનાથી નવા નવા અર્થ નીકળે. ૪. અહીં મનોરમ-મનોહર, આરંભ કાર્યાદિકનો-યતો હતો. અપ્સરાઓમાં મનોરમા અને રંભા નામની બે મુખ્ય હતી. ૫. પદ્માકર=પદ્મા-લક્ષ્મી-નો કર; સરોવર (સૂર્યોદય સાથે લેવાં.) ૬. રવિ, પોતાની લક્ષ્મીથી કમલને ઉપકાર કરે છે-પ્રફુલ્લ કરે છે; અહીં કમલોપકાર-(પ્રજાનો) કમલાવડે-લક્ષ્મીવડે-કરેલો ઉપકાર, લક્ષ્મીકૃત-ચિહ્નીકૃત હતો (લક્ષ્મ=ચિહ્ન.) અર્થાત્ રાજગૃહનું ચિહ્ન એ હતું કે તેમાંથી લોકોને દ્રવ્યવડે ઉપકાર થતો હતો. ૭. પતાકા-ધ્વજ-રૂપી-અંક-ચિહ્નથી રાજગૃહ શોભતું; નાટકમાં પતાકા-મુખ્ય નાયક વા રસને દૂરથી પોષણ કરે એવા ઉપનાયક વિ૦ નો પ્રવેશ કરવાની રચના-તથા અંક હોય. ૮. બાણ=તીર; બાણાસુર, જેનું રાજનગર શોણિતપુર હતું. ૯. ભુવન-કોશ=પૃથ્વીનો ખજાનો, રાજગૃહમાં ગોઠવાયેલો; અને પુરાણમાં, ભુવન-કોશ-ભૂમંડલ-નું વર્ણન. ૧૦. કર=વેરો; કિરણ. રત્નાલય=રત્નનો ભંડાર; સમુદ્ર. બીજા અર્થ માટે જુઓ ટી. ૧ લી પૃષ્ઠ ૬૬. જુઓ ગીત-ગોવિંદ:—**जलनिधिमिव विधुमंडलदर्शनतरलित-तुंगतरंगम् ।** ૧૧. હિરણ્યગર્ભ-બ્રહ્મા-એમણે બ્રહ્માંડમાંથી ઉત્પન્ન થઇને સૃષ્ટિ રચી. અહીં હિરણ્ય-સુવર્ણ, જે ઉપર સર્વ વ્યવહાર ચાલે તે, ગર્ભમાં-અંદરના ભાગમાં હતું. ૧૨. બાહુ-વન=હાથરૂપી વન. મહાદેવને સહસ્ર ભુજ હોવાથી તે રૂપી 'વન' કહ્યું. જુઓ પૃ. ૨૦ લી. ૧૭. પ્રકોષ્ઠ=કંડાળ પાસેની જગા; હાથનું કાંડું. ભોગી-ભોગ કરનાર પુરુષો. ભોગ-ફેણ-વાળા, નાગ.

હતા.[1] યદુવંશની સમાન તેનું રક્ષણ કુલક્રમાગત **શૂર, ભીમ, પુરુષોત્તમ** [ના] **બલથી** થયેલું હતું.[2] વ્યાકરણ જેમ પ્રથમ, મધ્યમ તથા ઉત્તમ પુરુષ, વિભક્તિ, અનેક આદેશ, કારક, આખ્યાત, સંપ્રદાન, ક્રિયા, અને અવ્યયના પ્રપંચવડે તેમ તે પ્રથમ, મધ્યમ તથા ઉત્તમ પુરુષમાં વિભક્ત થયેલા અનેક આદેશકારકોએ આખ્યાત સંપ્રદાન ક્રિયાના વ્યય-પ્રપંચ-વડે સુસ્થિત હતું.[3] સમુદ્રની પેઠે તેની અંદર, ભયને લીધે **પક્ષકર્તિત** હજારો **ભૂધરોએ** પ્રવેશ કર્યો હતો.[4] ઓખા અને અનિરુદ્ધના સમાગમની સમાન ત્યાં **ચિત્રલેખ** [ા] વડે સકલ ત્રિભુવનનો વિચિત્ર આકાર દર્શાવાયલો હતો.[5] બલિરાજાના યજ્ઞની પેઠે તેની અંદર **પુરાણ પુરુષ વામન** બેઠેલા હતા.[6] શુક્લપક્ષના પ્રદોષ-સમયની સમાન ત્યાં પ્રફુલ્લ **ચંદ્રિકા** [જેવાં] **ધવલ અંબર** [નાં] વિતાન દેખાતાં હતાં.[7] નરવાહનદત્ત રાજાના ચરિતની પેઠે, ત્યાં ઉછરેલી **પ્રિયદર્શન** રાજકુમારિકાએ ગન્ધર્વને ઉત્કંઠિત કર્યા હતા.[8] મહાતીર્થની સમાન ત્યાં અનેક પુરુષોને **અભિષેકનું** ફલ સત્વર મળતું હતું.[9] યજ્ઞગૃહની પેઠે તે વિવિધ **આસવ**-પાત્રથી ભરેલું હતું.[10] નિશા-સમયના જેવું તે અનેક **નક્ષત્ર-માલાવડે** અલંકૃત હતું.[11] પ્રભાત સમયની સમાન તેમાં **મિત્રોદયનું** અનુમાન **પૂર્વમાં** દેખાતા **રાગવડે** થતું હતું.[12] ગાન્ધિક-ગૃહ જેવું તે સ્નાન ક્રિયા પછી ઉપયોગમાં આવતા ધૂપ, અંગલેપ તથા **વર્ણકથી** ઉજ્જ્વલ દેખાતું હતું.[13] તામ્બૂલિક-ભવનની પેઠે ત્યાં લવલી, લવિંગ, એલાયચી અને કંકોલ-પત્રનો સંચય કરી રાખ્યો હતો. પ્રથમ વેશ્યા-સમાગમની સમાન ત્યાં ચેષ્ટા-વિકારથી હૃદયાભિપ્રાય સમજાતા ન હતા.[14] કામી જનની પેઠે ત્યાં મધુર આલાપ તથા સુભાષિત રસના સ્વાદથી તાલ-શબ્દ અપાતા હતા.[15] ધૂર્ત-મંડલની સમાન ત્યાં મણિના અગણિત અલંકાર આપવામાં લેખ્યપત્ર થતાં હતાં.[16] ધર્મારંભના જેવું તે સર્વ લોકનાં મનને

---

૧. અનન્ત ગીત-ઘણાંજ ગીત-સાંભળીને આહીં પુરુષો આનંદ પામ્યા હતા; ભારતમાં અનન્ત-વિષ્ણુ-ના ગીતથી-તેમણે ગાયેલી ગીતાથી-નર-અર્જુન-આનંદ પામ્યા હતા. ૨. ગૃહનું રક્ષણ શૂરા, ભયાનક, અને ઉત્તમ પુરુષના બલથી-સૈન્યથી થતું. યદુવંશનું, શૂર-કૃષ્ણના પિતામહ. ભીમ-નામનો રાજા, પુરુષોત્તમ-વાસુદેવ; બલ-બલરામ-થી. ૩. વ્યાકરણમાં ત્રણ પુરુષ, વિભક્તિ, આદેશ-અક્ષરનો ફેરફાર, કારક-કર્તા કર્મ આદિ, આખ્યાત-તિઙન્ત ક્રિયાપદ, વિગેરે હોય છે. આહીં ઉત્તમાદિ પુરુષોમાં-થી રાખેલા આદેશકારકો-અમલદારો-ના કહેવા પ્રમાણે દાનક્રિયાનો ખરચ થતો. ૪. ભૂધર=રાજા: પર્વત. જુઓ પૃ. ૪૭. ટી. ૩. ૫. ગૃહમાં ચિત્ર લેખથી; ચિત્રલેખા નામની ઓખાની સખીએ અનિરુદ્ધ ઓળખવા સારૂ તેને સર્વ ચિત્રી બતાવ્યું હતું. ૬. આહીં પુરાણ પુરુષ=વૃદ્ધ-જન તથા વામન-ઠિંગણા પુરુષ હતા; બલિના યજ્ઞમાં પુરાણ-પુરુષ=વિષ્ણુ વામન રૂપે આવ્યા હતા ૭ અંબર=વસ્ત્ર; આકાશ. વિતાન=ચંદરવો. પ્રદોષ-સમયે ચંદ્રિકાથી ધવલ આકાશરૂપી ચંદરવો. ૮. પ્રિયદર્શન=રૂપવતી; તે નામની નરવાહનદત્ત રાજાની પુત્રી. ૯. અભિષેક=રાજ્યાભિષેક જે અવર નૃપતિઓને માત્ર તારાપીડ-ની આજ્ઞા થકીજ થતો હતો; અને સ્નાન. ૧૦. આસવ=મદિરા; સોમ રસ જે યજ્ઞમાં પીવાતો હતો. ૧૧. જુઓ પૃષ્ઠ ૮ ટી. ૬ ઠી. ૧૨. મિત્ર-સૂર્ય; દોસ્તદાર પૂર્વ=પૂર્વાવસ્થા; અને પૂર્વદિશા. રાગ=અનુરાગ; રક્તતા. ૧૩. ગાન્ધિક=સુગંધિ પદાર્થ વેચનાર (ગાંધી.) વર્ણક=ચંદન, સુગંધિ ભુકો. ૧૪. કોઈના અંતર્ગત ભાવ બહારની ચેષ્ટાથી સમજાતા ન હતા ૧૫. તાલશબ્દ=તાળી આપવાથી થતો શબ્દ અથવા ઉચ્ચ સ્વર. ૧૬. રાજકુલમાં (અન્તઃપુરની સ્ત્રિયોને વા કોઈને) આભપણ વિગેરે આપ વામાં આવે તેનો લેખ થાય; ધૂર્તમંડલમાં-દ્યુત રમનારાઓમાં જેટલું કોઈ હારે તેટલું આપવાનાં લેખ્ય-પત્ર-ખતમાં લખી-કરી આપે.

ખુશી કરતુ હતુ.[૧] મહા વનની પેઠે ત્યા વ્યાઘ્રાદિક પશુ અને દ્વિજનો ઘોષ સભળાતો હતે.[૨] રામાયણની પેરે તેમા **વાનરોની** કથા ચાલતી હતી.[૩] માદ્રી કુળની પેઠે તે **નકુલવડે** અલકૃત હતુ.[૪] જાણે સગીતશાળાના ઢોર તેમ ત્યા ઠેકાણે ઠેકાણે **મૃદગ** પડેલા હતા.[૫] રઘુકુળની સમાન ત્યા **ભરત** ગુણથી આનદ વ્યાપી ગયા હતો.[૬] જ્યોતિશશાસ્ત્રની પેઠે **તે ગ્રહણ, મોક્ષ** તથા **કલા-ભાગમાં** નિપુણ હતુ.[૭] નારદ પુરાણની પેઠે ત્યા રાજવસનુ વર્ણન થતુ હતુ. વાદિત્રની પેરે વિવિધ શબ્દ રસ ધરી તે મધુર લાગતુ હતુ. મૃદુક વ્યના જેવુ તે અનન્ય ચિતિત **સ્વભાવાભિપ્રાય** દર્શાવતુ હતુ.[૮] મહાનદીના પ્રવાહની પેઠે તે, **દુરિતનું** હરણ કરતુ હતુ.[૯] દ્રવ્યની પેઠે કોઇને તેનો અભાવ થતો ન હતો સન્ધ્યા સમયની સમાન ત્યા **ચંદ્રાપીડનો** ઉદય દેખાતો હતો.[૧૦] નારાયણના વક્ષ સ્થળની પેરે તે **શ્રી-રત્નની** પ્રભાવડે દિશાઓને પ્રકાશિત કરતુ હતુ.[૧૧] બલભદ્રની પેરે, કાદમ્બરીના વિશેષ રસનુ વર્ણન ત્યા અતિપ્રિય હતુ.[૧૨] બ્રહ્માની સમાન **પદ્માસનના** ઉપદેશવડે ત્યા ભૂમડળ દર્શિત હતુ.[૧૩] કાર્તિકેયની પેરે તે મયૂર ક્રીડાના આરભથી ચચળ હતુ.[૧૪] કુલીન સ્ત્રીના પ્રચારની સમાન તેમા **સર્વદા શંકા** રહેતી હતી.[૧૫] વેશ્યાની પેઠે તે સેવા વિધિમા ચતુર હતુ. દુર્જનની પેઠે તેને (પણ) **પરલોકનો**[૧૬] ભય ન હતો. ચડાલાદિક જેવુ તે **અગમ્ય-વિષયાભિલાષી** હતુ.[૧૭] **અગમ્ય વિષયને** આસક્ત છતા તે પ્રશસનીય હતુ.[૧૮] યમદૂત જેવુ તે કરેલા દુષ્કૃત સુકૃત વિચારવામા નિપુણ હતુ.[૧૯] સત્કાર્યની સમાન તે આદિ મધ્ય અને અતે કલ્યાણકર હતુ.[૨૦] વિશ્વના આરભ જેવુ તે પ્રકાશતા **પદ્મરાગવડે નિશાન્તને** રક્ત કરતુ

---

૧ ધર્મનુ કામ થતુ દેખી સર્વના મન પ્રસન્ન થાય તેમ આ ગૃહ જોઇ થતુ ૨ દ્વિજ=બ્રાહ્મણ, પક્ષી ૩ વાનર=સાધારણ વાનરા અને હનુમાન વિગેરે અહીં વાનરાના તોફાનની વાત થાય ૪ માદ્રી=પાડુ રાજાની બીજી ભાર્યા, અને સહદેવ તથા નકુલની માતા નકુલનો બીજો અર્થ નોળિયો ૫ મૃદગ=ઢોલક—બનેમા સામાન્ય અથવા અહિં મૃદ મૃત્તિકા ના રગ ધરાદિક હતા ૬ ભરત=નાટકકાર, નટ અને રામચન્દ્રનો ભાઇ ૭ ગ્રહણ=બદીખાને નાખવુ મોક્ષ કરવો=બદીવાનને છુટા કરવા કલાભાગ=વિવિધ કલા-હુન્નર રાજગૃહ સાથે લેતા જ્યોતિષમા સૂર્ય ચદ્રનુ ગ્રહણ અને મોક્ષ તથા તેમના કલાભાગ જુઓ પૃ ૭૨ ટી ૫ ૮ સ્વભાવાભિપ્રાય=સ્વભાવ તથા અભિપ્રાય સ્વાભાવિક વિચાર ૯ દુરિત=દુશ્ચરિત, પાપ ૧૦ ચદ્રાપીડ-રાજપુત્ર (જે ત્યા આવવાની તૈયારીમા હતો) ચદ્રરૂપી આપીડ=મસ્તકનુ ભૂષણ છે જેને એવા—મહાદેવ શિવ સર્વદા સાયકાળે તાડવ નૃત્ય કરે છે ૧૧ શ્રીરત્ન=શ્રીયુક્ત રત્ન=શોભીતા રત્ન શ્રી લક્ષ્મી, અને રત્ન-કૌસ્તુભમણિ ૧૨ કાદમ્બરી=મદિરા, બને સાથે લેતા બલરામને મદિરા બહુ વહાલી હતી ‘કાદમ્બરી’ ગ્રન્થથી ગ્રન્થાધિકારનો ધ્વનિ પણ નીકળે છે ૧૩ રાજગૃહમા પદ્મા રાજલક્ષ્મી-તેના આસન સ્થિતિ ને અર્થે થતા (નીતિના) ઉપદેશવડે ભૂમડલ (દૃષ્ટાન્તરૂપે) દર્શાવાતુ હતુ બ્રહ્માને પદ્માસન (લક્ષ્મીનુ આસન-આશ્રય-સ્થાન) નારાયણ-તેમને દીધેલા ઉપદેશવડે ભૂમડળ જણાયુ હતુ ૧૪ રાજગૃહમા મયૂરો ક્રીડા કરતા હતા કાર્તિકેયનુ વાહન મયૂર માટે તેની ક્રીડાથી તે ચચળ થાય-હાલે ૧૫ સામાન્ય રીતે બનેને લાગે એવા એક અર્થ તો સ્પષ્ટ છે રાજગૃહમા એમ પણ કહેવાય કે સર્વ સર્વ આપનાર-ઇશ્વર-ની આશકા હતી-ઇશ્વરનો ભય હતો ૧૬ પરલોક-રાત્રુ બીજી દુનિયા ૧૭ રાજગૃહમા અગમ્ય વિષય-દુર્લભ દેશ (સેવા)નો અભિલાષ ચડાલાદિકને અગમ્ય વિષય ધનાદિક-નો અભિલાષ હોય ૧૮ વિરાધાલકાર ૧૮ વિષય=ઉપભોગ દેશ ૧૯ અહીં મનુષ્યના સારા માઠા કર્મની મુજબ જાણવામા આવતી યમદૂત પણ મનુષ્યને તેના સહસા કાર્ય જોઇ દડ કરે ૨૦ કલ્યાણ કલ્યાણકારી (બનેને સામાન્ય) અથવા કલ્યાણ-સુખમાર્ગ ૮૩ રોગ-જેવા (જુઓ ૨ જો ૪)

હતું.[1] દિવ્ય મુનિ-ગણની પેઠે તે **કલાપિ** સહિત **શ્વેતકેતુ** વડે શોભતું હતું.[2] ભારતના રણ-ક્ષેત્રની સમાન તે **[કૃત] વર્મ [નાં]** બાણ અને ચક્ર વિગેરેના સમૂહથી ભયંકર લાગતું હતું,[3] પાતાલની સમાન ત્યાં હજારો મહા **કંચુકિયોનો** વાસ હતો.[4] વર્ષપર્વતના[5] સમૂહની પેઠે તેની અંદર **શૃંગી અને હેમ [ના] કૂટ** હતા.[6] મ્હોટાં દ્વાર છતાં પણ તેમાં પ્રવેશ કરવો દુર્લભ હતો.[6] તે અવન્તિ દેશમાં છતાં પણ **માગધ** જન ત્યાં વસતા હતા.[7] અને વૃદ્ધિમાન્ છતાં પણ ત્યાં **નગ્ન લોક** ભમતા હતા.[8]

( આ પ્રકારના રાજગૃહમાં પેસતાંજ, ) અહીં તહીંથી ભેગા થઈને પહેલેથી યોગ્ય સ્થલે ઉભા રહેલા, અને મુકુટ અતિશય નમાવવાથી શિથિલ થઈ ગયેલા ચૂડામણિના કિરણવડે વસુધા-તલને ચુંબન કરતા રાજલોક, પ્રતીહાર નિવેદિત કરતો ગયો તેમ તેમ, એકે એકે, આદર સહિત એને પ્રણામ કરવા લાગ્યા; તથા પગલે પગલે, આચારમાં કુશલ, અંતઃપુરની વૃદ્ધ સ્ત્રિયો અંદરથી બ્હાર આવી આવીને એને વધાવવા લાગી. એવી રીતે ત્વરામાં આવીને પ્રણામ કરતા પ્રતીહારોએ દર્શાવેલે માર્ગે આગળ જઇને, તથા ભુવનાન્તર જેવા, વિવિધ જાતિનાં હજારો પ્રાણિથી ભરેલા સાત ઓરડા ઓળંગીને તેણે અભ્યન્તરમાં, નિર્મલ પુલિનથી[9] શોભતા સ્વર્ગગંગાના જલમાં જેમ દેવ-ગજ તેમ, હંસ જેવા શ્વેત શયન ઉપર બેઠેલા પોતાના પિતાને જોયા. તેની ચોતરફ અહર્નિશ શસ્ત્ર ગ્રહણ કરવાથી શ્યામ પડી ગયેલી હાથેલિયોવાળા, તથા કર ચરણ અને ચક્ષુ શિવાય આખે શરીરે શ્યામ કવચ-થી ઢંકાઈ ગયેલા, અને તેથીજ ગજ-મદ-પરિમલના લોભથી નિરંતર મ્હોટી રહેલા ભમર-કુલથી ભરેલા જાણે ગજ-બંધન-સ્તંભ હોય એવા દેખાતા, કુલક્રમાગત, વિખ્યાત વંશના, (નૃપતિ ઉપર) અનુરાગ રાખતા, તથા મહાવીરતા અને અતિકર્કશતાને લીધે જેમનાં પરાક્રમ દાનવોની સમાન તેમના મન અને આકાર ઉપરથીજ કળી શકાય એમ હતાં એવા, શરીર-રક્ષાના અધિકારી પુરુષો[10] ઉભા રહેલા હતા, અને બંને બાજુએ વારાઙ્ગનાઓ તેને નિરંતર શ્વેત ચામર ઢોળ્યાં કરતી હતી.

---

૧. પદ્મરાગ—જુઓ પૃ. ૪૮ ટી. ૧૩. નિશાન્ત=ગૃહ; અને નિશા—રાત્રિ, તેનો અંત—પ્રાતઃકાળ. ૨. કલાપિ=મયૂર; શ્વેતકેતુ=ધોળો ધ્વજ; અને એ બંને મુનિયોનાં નામ પણ છે. ૩. રાજગૃહમાં વર્મ—કવચ, બાણ, ચક્ર વિ૦ હતું. ક્ષેત્રમાં કૃતવર્મ નામના યાદવનાં બાણ. ચક્ર વિ૦. ૪. કંચુકી=અન્તઃપુરના રક્ષાધિકારી; અને કંચુક કાંચળી—વાળા, સર્પ. ૫. વર્ષપર્વત=( પૂર્વે ગણાયેલી ) પૃથ્વીના જુદા જુદા વર્ષ—દેશ—ની વચ્ચે વચ્ચે આવેલા પર્વત જેવા કે હિમાલય, હેમકૂટ, નિષધ, નીલ, શ્વેત, શૃંગી, મેરુ વિ૦ રાજગૃહમાં શૃંગી—શૃંગવાળાં પ્રાણી, અને હેમ—સુવર્ણ—ના કૂટ—ઢગ હતા. ૬. વિરોધ સ્પષ્ટ છે. શમાવતાં અર્થ એ કે આજ્ઞા શિવાય પ્રવેશ મળવો દુર્લભ. ૭. અવન્તિમાં માગધ—મગધ દેશના લોક—રહે એ વિરોધ; માગધ=ભાટ, ચારણ. ૮. પૈસે ટકે સુખી છતાં લોક નગ્ન રહે એ વિરોધ. નગ્ન લોક=તે નાગના બૌદ્ધ ભિક્ષુક—સંન્યાસી.

રાજગૃહના આ વર્ણનમાં કવિયે શ્લેષ ઉપજાવવાની પોતાની અદ્ભુત શક્તિ તથા બુદ્ધિ-પ્રભાવની સીમા દર્શાવી છે એમ સર્વ વાચકોને સહજ સમજાશે. તેની સાથે આ કથામાં આવતાં નાયક નાયિકાનાં અને શ્વેતકેતુ—હેમકૂટ આદિનાં નામ પણ સૂચકરૂપે આણવાની ખૂબી વાપરેલી છે.

૯. પુલિન=રેતીનો કિનારો (Sand-bank) અથવા બેટ. ૧૦. શરીરરક્ષા કરનાર. (Body-guard).

પ્રતીહારે જુઓ ! એમ કહ્યું કે તરતજ ચંદ્રાપીડે ચૂડામણિ ચલિત થાય એમ મસ્તક અતિ દૂર નમાવી પ્રણામ કર્યો એટલે આવ આવ ! એમ બોલતાં બોલતાં રાજાએ દૂરથીજ બાહુ પ્રસારી, શયનતલ ઉપરથી જરા ઉંચા થઇ આનંદાશ્રુથી ભરાતાં લોચન સહિત,—રોમોદ્‌ગમને લીધે જાણે તે, વિનયથી નમેલા ચંદ્રાપીડને પોતાની સાથે સીવી લેતો હોય વા એક કરી દેતો હોય તેમ—આલિંગન દીધું.[1] ભેટીને છુટા પડ્યા પછી, પોતાની તામ્બૂલ-વાહિનીએ વાળીને સત્વર આસનના આકારમાં મુકેલા ઉત્તરીયને—લઇ જા એમ ધીમેથી કહી અંશુકથી ખસેડી મુકી, ચંદ્રાપીડ પિતાના ચરણાસન સમીપ ભૂમિ ઉપરજ બેઠો, અને તેની પાસે મૂકેલા આસન ઉપર, રાજાએ પુત્ર સમાન આલિંગન દીધા પછી, વૈશમ્પાયન બેઠો. ચામર ઉરાડવાં ભુલી જઈ નિશ્ચલ થઈ ગયેલી વારાઙ્‌ગનાઓ ત્યાં અભિલાષ યુક્ત, પવનથી હાલતાં કમલ-પત્રના હાર જેવા દીર્ઘ, અને વાંકી ફરતી કીકીઓથી વિચિત્ર લાગતા કટાક્ષ ચંદ્રાપીડ ઉપર ફેંકવા લાગી. એમ થોડીવાર બેઠા પછી,—જા બેટા, મળવાને વ્હાલથી તલપી રહેલી ત્હારી માતાને અભિવંદન કરી, સર્વ દર્શનોત્સુક જનનીઓને અનુક્રમે દર્શન આપી આનંદ પમાડ—એવું કહીને પિતાએ જ્યારે એને રજા આપી ત્યારે વિનય સહિત ઉઠી, સેવકજન શિવાય, માત્ર વૈશમ્પાયનને લઇ અંતઃપુરમાં પ્રવેશ કરવા યોગ્ય રાજ-પરિજને બતાવેલે માર્ગે તે અંતઃપુરમાં ગયો.

ત્યાં શ્વેત કંચુક પેહેરીને બેઠેલા હજારો અન્તઃપુર-જનની વચમાં હોવાથી જે ક્ષીર-સાગરના તરંગથી પરિવૃત લક્ષ્મી જેવી દેખતી હતી;[2] અતિશાન્ત આકૃતિવાળી, ભગવાં વસ્ત્ર ધારણ કરનારી, સંધ્યા જેવી સકલ લોકને નમવા યોગ્ય, દીર્ઘ કર્ણ-પાશ પેહેરતી, અનેક કથા-વૃત્તાન્ત જાણતી, પૂર્વે થયેલી વાર્તાઓ કહેતી, ઇતિહાસ-પુસ્તકો વાંચતી, ધર્મનો ઉપદેશ કરતી, તથા પવિત્ર કથાઓ નિવેદિત કરતી, વૃદ્ધ પ્રવ્રજિતાઓ[3] જેને વિનોદ કરતી હતી; સ્ત્રિયોના વેષમાં સ્ત્રિયોનીજ ભાષા બોલતા નપુંસકો વિકટ આભૂષણ પેહેરીને જેની સેવા કરતા હતા; નાના નાના વ્યજન[4] જેને નિરંતર ઉરાડવામાં આવતા હતા; વસ્ત્ર, આભૂષણ, પુષ્પ, પટવાસ,[5] તામ્બૂલ, વ્યજન, અંગલેપ અને ઝારિયો લઇને ટોળાંમાં બેઠેલી સ્ત્રિયો જેની સેવા બજાવતી હતી; પયોધર ઉપર લટકતા મોતીના હારવડે, બે પર્વતોની મધ્યે વહેતા ગંગા-પ્રવાહવાળી પૃથ્વી જેવી જે શોભતી હતી;[6] અને પાસેના દર્પણમાં સ્વમુખ-પ્રતિબિમ્બ પડવાથી, સૂર્ય-મંડલમાં પેઠેલા ચંદ્રબિમ્બવાળી આકાશ-લક્ષ્મી જેવી જે પ્રકાશતી હતી[7]—એવી પોતાની માતા પાસે જઇને રાજપુત્રે પ્રણામ કર્યા.

---

૧. આવો વિચાર શેક્સપિયરે પણ એક સ્થલે દર્શાવ્યો છેઃ—

"......and so locks her in embracing, as if she would *pin* her to her heart, that she might no more be in danger of losing." *Winter's Tale.*

૨. અહીંથી શરૂ થતાં વિશેષણ ચંદ્રાપીડની માતા વિલાસવતીનાં છે. માટે તેમને વાક્યને છેડે આવતા 'માતા' શબ્દ સાથે યોજવાં. ૩. જૈન વા બૌદ્ધ સંન્યાસિનીઓ. ૪. વીંજણા. ૫. અબિલ ગુલાલ વિગેરે સુગંધી પદાર્થ. ૬. આના જેવાજ અલંકાર સારૂ જુઓ પૃષ્ઠ ૭૭ લી. ૧ ટી. ૧. ૭. કોઇ 'આકાશલક્ષ્મી' ને બદલે 'અમાવાસ્યા' અર્થ લે છે, એનું કારણ આપીને કે ચંદ્રબિંબનો પ્રવેશ સૂર્યબિમ્બમાં ત્યારેજ થાય છે.

પેઠે, મ્હારના આંગણામાંજ અશ્વ ઉપરથી ઉતરી પડ્યો. પછી અશ્વને દ્વાર પાસે ઉભો રાખી, વૈશમ્પાયનનો હાથ ઝાલી, તે, આગળ દોડીને પરિજનોને ખસેડી મૂકતા ત્યાંના પ્રતિહાર-મંડલે બતાવેલે માર્ગે—સેવાર્થે બેઠાં થએલાં, ઢગી ગયેલી મુકુટ-કોટિવાળાં રાજાઓનાં ટોળાંના પહેલાંની પેઠેજ[1] ઉઠી દર્શન કરેલા પ્રણામ સહિત,—પ્રતિહારોના પ્રચંડ હુંકારના ભયથી ચૂપ થઈ જતા પરિજનવાળા, તથા પ્રચલિત વેત્રલતા વડે ચકિત થયેલા સામન્ત લોકના સેંકડો ચરણ (પડવા) થી કંપી ગયેલાં ભૂતલવાળા ઓરડા પહેલાંની પેઠેજ જોતો જોતો, પ્રથમ પ્રમાણેજ નવા નવા ચૂનાના લેપથી ધોળેલા હજારો મહેલથી ભરેલા, બીજા રાજ-ગૃહ જેવા શુકનાસ-ભવનમાં પેઠો. અને પ્રવેશ કરીને, અનેક સહસ્ર નરેંદ્ર વચ્ચે વિરાજતા, દ્વિતીય પિતા જેવા શુકનાસને તેણે વિનય સહિત મસ્તક દૂર નમાવી પ્રણામ કર્યો.

એટલે તો સર્વ રાજલોક અનુક્રમે ઉભા થઈ ગયા અને શુકનાસે વેગ સહિત ઉઠી, આદરથી ઘણાંક ડગલાં આગળ આવી, હર્ષને લીધે વિકાસ પામતાં લોચનમાં ભરાઈ આવેલાં આનંદાશ્રુ સહિત ચંદ્રાપીડને તથા વૈશમ્પાયનને પ્રેમયુક્ત ગાઢ આલિંગન દીધું. બેસીને,(?) પછી એટલે રાજપુત્ર, માનપૂર્વક આણેલા રત્નાસનને ત્યજીને ભૂમિ ઉપરજ બેઠો, અને પછી વૈશમ્પાયને પણ તેમજ કર્યું. ચંદ્રાપીડ નીચે બેઠો એટલે શુકનાસ શિવાય બીજું સર્વ નરેન્દ્ર-મંડલ (પણ) પોતાનાં આસન ત્યજીને ભૂમિ ઉપરજ બેઠું. પછી જરા વાર શાન્ત રહીને, પ્રીતિથી રોમાંચિત થયેલાં ગાત્ર વડે અતિશય હર્ષ દર્શાવતો શુકનાસ રાજકુમારને આ પ્રમાણે કહેવા લાગ્યો:—

તાત[2] ચંદ્રાપીડ! ઘણા કાળ પછી આજેજ મહારાજા તારાપીડને, આપને સર્વ વિદ્યા-સંપન્ન તથા યુવાવસ્થામાં આવેલા જોઈને ભુવન-રાજ્યફલ પ્રાપ્ત થયું, આજ સર્વ ગુરુજનોની આશિષ પૂર્ણ થઈ, અનેક જન્માન્તરે કરેલા શુભકર્મનું ફળ આજેજ મળ્યું; અને કુલદેવતા આજેજ પ્રસન્ન થયા! અપુણ્યશાલીને આપના જેવા, ત્રિભુવનને વિસ્મય પમાડનાર પુત્ર ક્યાંથી હોય? ક્યાં આ વય અને ક્યાં આ અમાનુષી શક્તિ! વળી ક્યાં આ અશેષ વિદ્યા ગ્રહણ કરવાનું સામર્થ્ય! અહો! ધન્ય છે તે પ્રજાઓને જેમના આપ ભરત-ભગીરથ જેવા પાલન કરનાર ઉત્પન્ન થયા છો! પૃથ્વીએ એવું તે શું વિશુદ્ધ કર્મ કર્યું હશે, કે એને આપના જેવા ભર્તા મળી ગયા? ખેર, વિષ્ણુના વક્ષ:સ્થલમાં વસનારી હઠે ચઢેલી લક્ષ્મીનું પણ દુર્ભાગ્ય છે કે તે શરીર સહિત આપની પાસે આવતી નથી. સર્વથા (અમારી આશિષ છે કે) વરાહાવતારમાં વિષ્ણુએ જેમ દન્ત-વલયથી તેમ આપ સ્વબાહુથી, પિતાની સાથે, પૃથ્વીનો ભાર કોટિ-કલ્પ સુધી વહન કરો.—એટલું કહી, આભૂષણ, વસ્ત્ર કુસુમ, અગરુ વિગેરેથી પોતેજ અર્ચન કરીને તેને વિદાય કર્યો. ત્યાંથી ઉઠી, અન્તઃપુરમાં જઈ, વૈશમ્પાયનની માતા મનોરમાને મળી, બહાર આવી, ઇન્દ્રાયુધ ઉપર અસ્વાર થઈ, પિતાએ પૂર્વથીજ કલ્પી રાખેલા, રાજગૃહનાજ પ્રતિબિમ્બ જેવા ભવનમાં કુમાર ગયો. ત્યાં દ્વાર પાસે શ્વેત કલશ ભરીને મૂકેલા હતા; હરિચંદન વૃક્ષ(નાં પાન)ની માળાઓ બાંધી દીધી હતી; હજારો

૧. જેમ રાજગૃહમાં એને સમાન આપ્યું હતું તેમજ—ઓરડા માટે રાજગૃહ "બીજા રાજગૃહ જેવા" એમ કહ્યું છે. ૨. બાળક ઉપર સ્નેહને લીધે આ શબ્દ વપરાય છે. એનો શબ્દાર્થ અર્થ ત્યાં સમજવો નહિ. જુઓ વૈ. ગ. શ્લો. ૮૯—

आमंस्मारं त्रिभुवनमिदं चिन्त्यतां नान नाहक ॥

શ્વેત ધ્વજ ફરફરતા હતા; વગાડેલાં મંગલ તૂર્યના[1] અવાજથી દિગન્તરો પૂરાઈ ગયાં હતાં; વિકસિત કમલ-પુષ્પના ઢગ ગોઠવ્યા હતા; થોડાજ વખત ઉપર અગ્નિકાર્ય સમાપ્ત થયું હતું; ઉજ્જ્વલ અને અગ્રજ પરિજન ફરતા હતા, તથા ગૃહ-પ્રવેશને યોગ્ય સર્વ મંગલ ક્રિયા કરેલી હતી. ત્યાં જઈ, શ્રીમંડપમાં મૂકેલા શયન ઉપર જરા વાર બેની. તેજ રાજપુત્રોએ ઉચિત તૈલ-સ્નાન-ભોજન વિગેરે દિવસ વિધિ કર્યો, અને ઇન્દ્રાયુધને આવાસ પોતાના નયનમંડળમાંજ રાખ્યો.

એમ કરતાં કરતાં તે દિવસ સમાપ્ત થયો. ગગનતલમાંથી ઉતરતી દિવસશ્રીનું, રત્ન-પ્રભાથી પૂરાઈ ગયેલા ગાળાવાળું, જાણે પદ્મરાગ નૂપુર હોય એવું રવિમંડલ, પાદ ઉન્મુક્ત કરીને પડી ગયું.[2] સૂર્ય-રથના ચક્રને માગ માગ, જલ-પ્રવાહની સમાન તડકો (પણ) પશ્ચિમ દિશામાં ગયો. દિવસે, અભિનવ પલ્લવ જેવા રક્ત તલવાળા, કર જેવા નીચે પ્રસરતા સૂર્ય-બિમ્બવડે, કમલ-રાગ બધો લૂછી નાખ્યો. કમલિનીના પરિમલ થકી આકર્ષાયેલી ભ્રમર-માલાથી ભરાઈ ગયેલા કંઠવાળું ચક્રવાક મિથુન, જાણે કાલ-પાશથી ખેંચાતું હોય તેમ વિખુટું પડી ગયું,[3] અને સૂર્ય બિમ્બે, કર-સંપુટવડે મધ્યાહ્નકાળ સુધી પીધેલા જાણે કમલ-મધુરસનું, રાતા તડકાના આકારમાં, ગગનમધ્યે ચાલ્યાના શ્રમે ખેદથી, વમન કીધું.[4]

પછી અનુક્રમે જ્યારે પશ્ચિમ દિશાનું રક્ત કર્ણ-કમલ સૂર્ય-મંડલ અન્ય લોકમાં ગયું; ગગન-સરોવરની વિકસિત કમલિની જેવી સંધ્યા જ્યારે દેખાવા માંડી; કૃષ્ણાગુરુની પત્રલતા જેવી તિમિર-લેખાઓ જ્યારે દિશાઓનાં મુખમાં પ્રસરવા લાગી, મધુકર-મલિન,[5] કુવલય-વન જેવા અંધકારે જ્યારે રક્ત કમલાકર જેવા સંધ્યારાગને દૂર કરવા માંડ્યો; કમલિનીઓએ પીધેલો તાપ સમૂલ કાઢી નાખવાને જ્યારે અંધકારના કર-પલ્લવ જેવા ભ્રમરના ટોળા, રક્ત કમલના ઉદરમાં પેસવા લાગ્યાં,[6] (પછી) ધીમે ધીમે જ્યારે નિશા રૂપી વિલાસિનીના મુખ ઉપરના કર્ણ-પલ્લવ જેવો સંધ્યારાગ ખરી પડ્યો; સંધ્યા-સમયે દેવ-પૂજામાં અર્પિત

---

૧. તૂર્ય=તુરી નામનું વાદિત્ર ૨. સૂર્ય-બિમ્બ પાદ—કિરણ—ઉંચા નાખીને પડ્યું, નૂપુર પાદ—પગમાંથી નીચે પડે. નૂપુર પદ્મરાગનું કહ્યું, કારણ કે તે મણિ રાતો હોય, અને આ વખતનો સૂર્ય પણ તેવો હોય. પરંતુ નૂપુર વચ્ચેથી પોલું હોય (એટલે પગમાં પહેરવાનો તેને ગાળો હોય) ને સૂર્યને તેવું કંઈ નહિ માટે એમ કહ્યું કે નૂપુરનો ગાળો જાણે મણિની પ્રભાથી પૂરાઈ ગયો હોય—એટલેજ તે શુદ્ધ સૂર્ય જેવું બધું લાગ લાગે અને સાદૃશ્ય યથાર્થ થાય ૩ જુઓ વાસ૦ પૃષ્ઠ ૧૮૫

कालपाशेनेव.... ... आकृष्यमाणं चक्रवाकमिथुनं विजघटे।

૪ કરસંપુટ=હાથનું સંપુટ, કિરણો. સૂર્યે આખો દિવસ કમલરસ પીધેલો, પરંતુ પ્રવાસ કરતે કરતે શ્રમ થયો તેથી જાણે તેણે તે રસ આ વખતે પોતાના રાતા તડકાના આકારમાં નાખી કાઢ્યો!! અલંકાર અપહ્નુત્યુત્પ્રેક્ષા. ૫ મધુકર જેવો મલિન (અંધકાર), મધુકર વડે મલિન (કુવલયવન) ૬. બ્હારનો સર્વ સૂર્યપ્રકાશ દૂર કર્યા પછી, કમલમાં જે ભરાઈ રહેલો હોય તે પણ કાઢવો એ અંધકાર (રૂપી તેના શત્રુ) નો સહજ ધર્મ છે માટે તેણે ભ્રમર રૂપી પોતાના જાણે કર-પલ્લવને તેમાં મોકલ્યા!! આ ઉત્પ્રેક્ષા સંધ્યાકાળે ભ્રમર કમલમાં પેસે છે (ને પ્રભાત સમયે ત્યાંથી નીકળે છે) એ કારણથી કરેલી છે. જુઓ ભ્રમરાષ્ટક —

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्। भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः॥
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे। हा हन्त हन्त नलिनीं गज उज्जहार॥

જ્યારે દિશાએ દિશાએ મૂકી દેવાયા; મયૂર-દંડના શિખર ઉપર અંધકાર વ્યાપી જવાથી, જ્યારે, મયૂર નહિ બેઠા છતાં પણ જાણે બેઠા હોય એમ લાગવા માંડ્યું; પ્રાસાદ-લક્ષ્મીનાં ર્ણ-કમલ જેવાં કપોત પક્ષી જ્યારે જાળિયોની અંદર ભરાઇ પેઠાં; અંતઃપુરના હિંડોળા પર જ્યારે સ્ત્રિયો બેહેલી નહિ હોવાથી, સુવર્ણની બેઠકો નિશ્ચલ થઇ ગઈ તથા ઘંટાનો સ્વર ાન્ત પડી ગયો; ભવનનાં આમ્ર વૃક્ષની શાખાઓ ઉપર લટકાવેલાં પંજરમાં જ્યારે મેના પટનાં ટોળાં બોલતાં બંધ પડી ગયાં; સંગીતને અંતે સ્વર બંધ કરી, વીણાઓ જ્યારે મૂકી ામાં આવી; સુંદરીઓનો નૂપુર-શબ્દ બંધ પડ્યાથી જ્યારે પાળેલા રાજહંસ નિશ્ચલ રહ્યા; ત્ત ગજોના કર્ણ-શંખ, ચામર-નક્ષત્રમાલા, વિગેરે આભરણ જ્યારે લઇ લેવાયાં,[1] તથા તેમના ડસ્થલ, ભ્રમર-કુલ ઉડી જવાથી શૂન્ય થયા; રાજપ્રિય અશ્વશાલાઓમાં જ્યારે પ્રદીપ દીપ્ત થયા; પ્રથમ પ્રહરની કુંજર-ઘટાઓ જ્યારે પ્રવેશ કરવા લાગી; વિઘ્ન-શાન્તિની વિધિ રીને જ્યારે પુરોહિત બ્હાર નીકળવા મંડ્યા; રાજલોક વિદાય થયા પછી પરિજન વિરલ રલ રહેવાથી જ્યારે રાજગૃહના ઓરડા જાણે વિસ્તાર પામ્યા હોય એવા દેખાવા લાગ્યા; જ્વાળેલા હજારો પ્રદીપનાં પ્રતિબિમ્બવડે ચુંબિત થયેલી મણિમય ભૂમિ ઉપર જ્યારે, ફુલ્લ ચંપક-પત્રનાં જાણે બલિદાન મૂક્યાં હોય એમ લાગવા માંડ્યું; ગૃહ-સરોવરમાં ાવાઓનો પ્રકાશ પડવાથી, રવિ-વિરહ વડે પીડાતી નલિનીના વિનોદને અર્થે જાણે બાલ-સૂર્ય ાવેલો હોય એમ જ્યારે ભાસવા લાગ્યું; પંજર-ગત સિંહ જ્યારે નિદ્રાવશ થઈ ગયા; ધનુષ્ ઢાવી બાણ લઇને જ્યારે પેહેરેગીર[2] જેવા કામદેવે અંતઃપુરમાં પ્રવેશ કર્યો; કર્ણપલ્લવ વાં સરાગ, સુરત-દૂતી-વચન જ્યારે કર્ણ ઉપર પડવા મંડ્યાં;[3] જાણે સૂર્યકાન્ત મણિમાંથી ગ્નિ લાગવાથી, જ્યારે માનિનીઓનાં શોકાર્ત હૃદય બળવા લાગ્યાં;[4] અને પ્રદોપ-સમય યો—ત્યારે ચંદ્રાપીડ, પ્રકટેલી દીપિકાઓ ગ્રહણ કરનાર પરિવાર સહિત, ચાલતો ચાલતોજ જગૃહમાં ગયો, અને પિતાની પાસે જરા વાર બેસી, વિલાસવતી માતાને મળી, પોતાને દિર આવ્યો; અને ત્યાં અનેક રત્નની પ્રભાથી વિચિત્ર દીસતા શયનતલ ઉપર, વિષ્ણુ જેમ પ નાગના ફણા-મંડલ ઉપર પોઢે તેમ પોઢ્યો.

પ્રભાત સમય થવા માંડ્યો એટલે ઉઠીને, પિતાની આજ્ઞા લઈ, કુમાર, અભિનવ ગયાના ઔત્સુક્યથી, સૂર્ય ઉગ્યો ન હતો એટલામાં તો ઇન્દ્રાયુધ ઉપર અસ્વાર થઈ, ઘણા ્થી, ઘોડા તથા પાયદલ સહિત, વન તરફ જવા નીકળ્યો. ગર્દભ જેવડા મ્હોટા મ્હોટા ાનને સોનાની સાંકળો બાંધી દોરી લાવતા શ્વપાલકો,[5] જેઓએ વૃદ્ધ વ્યાઘ્રના ચર્મરૂપી ચરંગી વસ્ત્રના કંચુક પેહેરેલા હતા, માથા ઉપર વિવિધ વર્ણના ફેંટા બાંધી દીધા હતા, ધેલી દાઢીને લીધે જેમનાં મુખ ભરાઇ ગયાં હતાં, એક એક કર્ણે જેઓએ સુવર્ણનાં આભૂ-ણ પેહેર્યા હતાં, કેડ સજ્જડ ભીડી હતી, અહર્નિશ શ્રમ લેવાથી જેમની જાંઘો જાડી થયેલી

---

૧. કર્ણ-શંખ—દૃષ્ટિ ન પડે એટલા સારૂ (અથવા આભૂષણ તરીકે) હસ્તિને કર્ણે શંખ પેહેરા-ામાં આવે છે. નક્ષત્રમાલા—જુઓ પૃ. ૮ ટી. ૬. ૨. મૂળ શબ્દ "માહરિક" છે. ૩. રાગ=રક્ત ; અને પ્રેમ. ૪. માનિની પતિ સાથે રિસાએલી સ્ત્રી—તેને ખરૂં તેનાં પ્રમાદિયને લીને હૃદયમાં અગ્નિ ેયો પણ તેનું કારણ સ્વપ્ન ઉત્પ્રેક્ષિત કર્યું છે. ૫. શ્વ=કૂતરા. તેને પાળનાર.

હતી. અને હાથમાં જેઓએ ધનુષ પકડી લીધાં હતાં તેઓ કિકિયારી કરતા કરતા ચંદ્રાપીડની આગળ દોડી દોડીને એના ગમનોત્સાહ દ્વિગુણ કરવા લાગ્યા. એવી રીતે વનમાં જઇને એણે ધનુષ્ટંકાર કરવા માંડ્યા એટલે તેના શબ્દથી ભયભીત થયેલી વનદેવતાઓ કટાક્ષથી એને જોવા લાગી; અને કર્ણ-પર્યંત ખેંચી છોડેલા વિકસિત કુવલય-પત્ર જેવા શોભતા ભાલાવડે, તથા મદમત્ત બાલ-ગજની કુમ્ભ-ભિત્તિયોને ભેદી નાંખતાં લોહમય બાણ વડે એણે હજારો વરાહ, સિંહ, શરભ,[1] ચમર તથા વિવિધ હરિણનો ઘાણ કાઢ્યો. બીજાં કેટલાંક પ્રાણીને તો એણે મહા બળને લીધે, જીવતાંજ ફફડતાં પકડી લીધાં

પછી મધ્યાહ્ન થયો એટલે—વનમાંથી[2] જાણે સ્નાન કરીને ઉઠ્યો હોય એમ સ્વેદ-બિન્દુઓનો જે વરસાદ વરસાવતો હતો, વારંવાર દાંત કકડાવીને જે તીક્ષ્ણ ચોકડાનો ખણખણાટ કરતો હતો શ્રમથી શિથિલ થયલા જેના મુખમાંથી ફીણ સાથે રુધિર-બિન્દુ ટપકતાં હતાં, પર્યાણ પટ્ટની કોરે કોરે જેને ફેન-લેખા બાઝલી હતી, અને પ્રફુલ્લ કુસુમથી વિચિત્ર લાગતું તથા ગણગણતા ભ્રમરનાં ટોળાથી ભરાઈ ગયેલું, પુષ્પના ગોટાનું કર્ણાભરણ જેણે વન-ગમન-ચિહ્ન તરીકે ધારણ કર્યું હતું એવા—ઇન્દ્રાયુધ ઉપર બેઠેલો;[3] સ્વેદથકી અંદર પલળી ગયેલા, તથા મૃગ-રુધિરના સેંકડો બિન્દુથી પંચરંગી બનેલા કવચ વડે અધિક અધિક શોભતો; અનેક મૃગની પાછળ દોડવાની ગરબડમાં છત્રધાર વિખુટા પડી જવાથી, છત્રના આકારમાં મૂકેલા નવ-પલ્લવ વડે તાપને દૂર કરતો; વિવિધ વન-લતાઓના પુષ્પ-પરાગ વડે ધૂસર થવાથી, જાણે શરીરવાન્ સાક્ષાત્ વસંત હોય એવો દેખાતો; અશ્વ-ખુરમાંથી ઉડેલી રજવડે મલિન થયેલા લલાટમાં સ્પષ્ટ દેખાતી સ્વચ્છ સ્વેદ-લેખાવાળો; અને પાયદળ દૂર વિખરાઈ જવાથી શૂન્ય થઇ ગયેલા પુરોભાગવાળો ચંદ્રાપીડ, વેગવાળા અશ્વો ઉપર બેઠેલા, અલ્પ શેષ રહેલા રાજપુત્રો સાથે—આમ મૃગપતિને (મેં માર્યો), આમ વરાહને (હણ્યો), આમ વન-મહિષને, આમ શરભને, આમ હરિણને—એવી એવી એ મૃગયાનીજ વાત કરતો કરતો પોતાને મહેલ આવ્યો.

ત્યાં અશ્વ ઉપરથી ઉતરી, સત્વર દોડતા પરિજનોએ આણેલા આસન ઉપર બેસી, કવચ ઉતારી, અશ્વારોહને ઉચિત સર્વ વેષ એણે કાઢી નાંખ્યો એટલે શ્રમ દૂર કરવા સારૂ આમ તેમ પંખા હલાવીને (સેવકો) એને પવન નાંખવા લાગ્યા. એવી રીતે ક્ષણવાર આરામ લીધા પછી પોતે મણિના તથા સોના રૂપાના સેંકડો કલશથી ભરેલી સ્નાન-ભૂમિમાં ગયો, જ્યાં સુવર્ણનો એક બાજઠ મૂકેલો હતો. ત્યાં સ્નાનવિધિ કીધા પછી, સ્વચ્છ વસ્ત્ર વડે શરીર લોહી, નિર્મલ વસ્ત્રનો ફેંટો બાંધી, (બીજાં) વસ્ત્ર પહેરી, દેવાર્ચન કરી જ્યારે તે લેપ કરવાના ઓરડામાં બેઠો હતો ત્યારે, મહાપ્રતીહારને આગળ કરીને રાજાએ મોકલેલા રાજકુલના સેવકો, કુલવર્ધના સહિત વિલાસવતી રાણીની દાસિયો, તથા સકલ અંતઃપુરે મોકલેલી પરિચારિકાઓ, પેટીઓમાં મૂકેલાં વિવિધ આભરણ, હાર, અંગલેપ અને વસ્ત્ર લઇને એની આગળ આવ્યાં. એકે એક તેમની પાસેથી તે લઇને પ્રથમ વૈશમ્પાયનને લેપ

૧. આઠ પગનું એક કલ્પિત પ્રાણી ૨. [illegible] ૩. 'બેઠેલો' 'શોભતો' [illegible] [illegible]

કર્યા પછી પોતાને લગાડી, પાસે બેઠેલા રાજપુત્રોને ઘટતાં આભૂષણ, વસ્ત્ર, અંગલેપ તથા પુષ્પ આપીને, રાજકુમાર, વિવિધ મણિનાં હજારો વાસણથી વિચિત્ર થયેલા, અને (તેથીજ) ચળકતા તારાગણવાળા શરદ્ ઋતુના આકાશ જેવા શોભતા આહાર-મંડપમાં ગયો.

ત્યાં વાળેલા ગાલીચા ઉપર બેસી, પાસે બેઠેલા અને તેના ગુણનું વર્ણન કરતા વૈશમ્પાયનને તથા મોને ઘટિત સ્થાને બેસાડેલા રાજપુત્ર લોક સાથે,—આ આમને આપો, આ એમને મૂકો—એમ બોલી બોલી પ્રસાદ-વિશેષ દર્શાવી, તેઓનો સેવા-રસ વધારીને એણે ભોજન કર્યું. ત્યાર પછી મુખ-પ્રક્ષાલન કરી, તામ્બૂલ લઇ, ત્યાં જરા વાર બેસી, પોતે ઇન્દ્રાયુધ સમીપ ગયો. ત્યાં જઈ ઉભે ઉભેજ તેના ગુણ-વર્ણનની વાત ચલાવી, આજ્ઞાની રાહ જોતા પરિજન પાસે છતાં પણ પોતેજ, તેના ગુણથી મોહિત થઇ જઇને, ઘાસ નાંખી, બ્હાર આવીને રાજગૃહ તરફ ચાલ્યો. ત્યાં પૂર્વનેજ ક્રમે પિતાને મળી, પાછા આવીને એણે રાત્રિ ગાળી.

બીજે દિવસ પ્રભાત સમયેજ એણે, સર્વ અંતઃપુરના અધિકારી અને પૃથ્વીપતિની માનીના કૈલાસ નામના કંચુકિને (પોતાની પાસે) આવતો જોયો. તેની પછવાડે પછવાડે એક પ્રથમ વયમાં આવેલી, અતિ ગંભીર આકૃતિની કન્યા ચાલતી હતી. રાજકુલમાં વસવાથી પ્રગલ્ભ થયા છતાં તેનામાં વિનયની ખોટ ન હતી. યૌવનનો તેનામાં કિંચિત્ કિંચિત્ પ્રકાશ થયો હતો. ઇન્દ્રગોપના[1] જેવા રક્ત વસ્ત્રનું તેણે આચ્છાદન નાંખ્યું હતું તેથી તે બાલસૂર્ય સહિત જાણે પૂર્વ દિશા હોય એવી દેખાતી હતી. તરત ભાંગેલા મનઃશિલાના[2] ચૂર્ણ જેવા વર્ણની, તેના અંગની લાવણ્ય-પ્રભાવડે, અમૃત-રસની નદીના પૂરથી જાણે તે આખા ભવનને પૂરી નાંખતી હતી. રાહુ-ત્રાસના ભયથી ચંદ્રમંડલ તજીને પૃથ્વી ઉપર આવેલી જાણે ચંદ્રિકા હોય, અથવા રાજગૃહની જાણે સાક્ષાત્ દેવતા હોય એવી તે શોભતી હતી. ઝણઝણાટ કરતાં મણિ-નૂપુર ચરણમાં પેહેર્યાથી, કૂજન કરતા કલહંસ વડે આકુલ થયેલાં કમલવાળી જાણે કમલિની હોય એવી તે દીસતી હતી.[3] મહામૂલ્યની સુવર્ણ-મેખલા તેણે કેડે પેહેરેલી હતી. તેના પયોધર જરા જરા ગાઢ તથા પ્રફુલ્લ થયેલાં હતાં. ભુજ-લતાના મંદ મંદ હાલવાથી નીકળતા નખ-કિરણના આકારમાં અહર્નિશ તે પોતાના લાવણ્ય-રસની જાણે ધારા વર્ષાવતી હતી. દિશાઓનાં મુખમાં પ્રસરતા, હારના કિરણમાં શરીર ડુબી જવાથી તે, ક્ષીર-સાગરમાંથી ઉદ્ય વદન કરીને નીકળતી લક્ષ્મી જેવી શોભતી હતી.[4] તેના અધર ઉપર, તામ્બૂલની એક શ્યામ લેખા બંધાઈ હતી. તેની નાસિકા સમ, સુવૃત્ત અને ઉંચી હતી. વિકસિત પુંડરીક જેવાં શ્વેત તેનાં લોચન હતાં. ગાલ ઉપર મણિ-કુંડલ વિગેરે આભૂષણના કોટિ કિરણનો પ્રકાશ પડવાથી તેનું મુખ જાણે સકર્ણ-પલ્લવ હોય એવું લાગતું હતું. તેના લલાટ ઉપર સુકાયેલા ધૂસર ચંદન-રસનું તિલક શોભતું હતું. ઘણાંખરાં આભૂષણ તેણે

૧. ઇન્દ્રગોપ–એ નામનો રાતો કીડો. ૨. તે નામની ધાતુના. ૩. કમલિનીને કન્યા સાથે, કમલને તેના ચરણ સાથે, અને હંસને તેના નૂપુર સાથે અહીં સરખાવેલાં છે. ૪. આ કન્યાએ કોટમાં હાર પેહેરેલા તેના શ્વેત કિરણ નીચે આખા શરીર ઉપર પડે તેથી, તે બધું તેમાં ડુબી ગયેલું; લક્ષ્મીનું શરીર ક્ષીરસાગરમાં, આનું [illegible] નહિ માટે [illegible] 'ક્ષીરસાગરમાંથી ઉંચુ [illegible]' એમ કહ્યું.

મોતીનાંજ પેહેર્યાં હતાં. કર્ણની રાજ્યલક્ષ્મીની પેઠે તેને **અંગરાગ** લાગ્યો હતો.[1] અભિનવ વન-લેખાની સમાન તેની **તનુ-લતા** કોમલ હતી.[2] ત્રયીની પેઠે તેના **ચરણ** સુપ્રતિષ્ઠિત હતા.[3] યજ્ઞશાલા જેવી તે **વેદિ-મધ્યા** હતી.[4] અને મેરુપર્વતની વન-લતા હોય તેમ તે **કનક-પત્રથી** અલંકૃત હતી.[5]

કંચુકીએ પ્રણામ કરી, આગળ આવી, પોતાનો જમણો હાથ ભૂમિ ઉપર મૂકી કહ્યું:– કુમાર ! મહાદેવી વિલાસવતીની એવી આજ્ઞા છે કે, મહારાજાએ પૂર્વે કુલૂતેશ્વરની[6] રાજધાની જીતી હતી ત્યારથી પત્રલેખા નામની આ તેમની પુત્રીને બાલપણમાંજ બન્દીજનો સાથે આણીને અંતઃપુરની પરિચારિકાઓમાં રાખી છે. એ અનાથ રાજપુત્રી છે એવું જાણી મને ખેદ ઉત્પન્ન થવાથી, અત્યાર સુધી મ્હેં એને પુત્રીની પેઠે લાડ લડાવીને ઉછેરી છે. હવે એ તમારી તામ્બૂલ-વાહિની થવાને ઉચિત થઈ છે એમ જાણી મ્હેં એને મોકલી છે, માટે આયુષ્માને એને અન્ય પરિજન જેવી ન ગણતાં બાલાની સમાન લડાવવી, સ્વ-ચિત્તવૃત્તિની સમાન દુરાચરણમાંથી વારવી; શિષ્યના જેવી ગણવી; અને મિત્રની સમાન એના ઉપર પરિપૂર્ણ વિશ્વાસ રાખવો. દીર્ઘ કાળથી મ્હારો પ્રેમ એના ઉપર વધતો ગયો છે તેથી મ્હારૂં અંતઃકરણ એને પુત્રી જેવીજ માને છે, અને મ્હારો પક્ષપાત એના ઉપર બલવાન્ છે. મ્હોટા કુળના રાજવંશમાં એ ઉત્પન્ન થયેલી છે માટે આ સર્વ કર્મને યોગ્ય છે. થોડાજ દિવસમાં એ પોતાની અતિવિનયયુક્ત વર્તણુકથી ખરેખર તમને સંતોષ તો આપશેજ, પરંતુ આ સંદેશો મોકલવાનું પ્રયોજન એટલુંજ છે કે એના ઉપરની મ્હારી પ્રેમ-પ્રવૃત્તિ ઘણા કાળથી વધતી આવીને અતિદૃઢ થયેલી છે, અને તમને એનો સ્વભાવ વિદિત નથી. માટે સર્વથા આયુષ્માને એવો પ્રયત્ન કરવો કે જેથી એ તમારી ઘણા કાળ સુધી યોગ્ય પરિચારિકા થઇ રહે.—એટલું કહી કૈલાસ શાન્ત પડ્યો ત્યારે માનપૂર્વક પ્રણામ કરતી પત્રલેખાને અનિમિષ-લોચનથી બહુ વાર નિહાળીને ચંદ્રાપીડે–જેવી માતાની આજ્ઞા–એમ કહી કંચુકીને રત્ન આપી.

પત્રલેખાને તો તે દિવસથી, એના દર્શનવડેજ સેવા-રસ ઉત્પન્ન થયો તેથી તે દિવસ અને રાત, સૂતેલા અથવા બેઠેલા, ચાલતા અથવા રાજગૃહમાં ગયેલા ચંદ્રાપીડની પાસેથી, તેની છાયાની સમાન, જરા પણ વિખુટી પડેજ નહિ. ચંદ્રાપીડને પણ એને જોતાંજ પ્રીતિ ઉત્પન્ન થઇ તે ક્ષણે ક્ષણે ઘણી વૃદ્ધિ પામતી ગઈ, અને પ્રતિદિવસ એ એને અધિક અધિક પ્રસાદ દર્શાવતો ગયો તથા પોતાના હૃદયથી જાણે અભિન્ન હોય એમ એના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવા લાગ્યો.[7]

---

૧. કર્ણ=કુન્તિ-પુત્ર. કન્યાને અંગરાગ–શરીર ઉપર સુગંધી લેપ—હતો. કર્ણના દેશનું નામ 'અંગ' માટે તેની રાજ્યલક્ષ્મીને તે 'અંગ' ઉપર રાગ—પ્રીતિ—હોય. ૨. તનુલતા=તનુ–શરીર–રૂપી લતા; તનુ–નાજુક–લતા. ૩. ત્રયી–ઋગ, યજુર્ અને સામ, એ ત્રણ વેદનો સમૂહ. ચરણ=પગ; વેદની શાખા. ૪. વેદિ–મધ્યા=વેદિના જેવો ( વચ્ચેથી પાતળો ) મધ્ય ભાગ છે જેનો એવી; વેદિ છે મધ્યે જેને એવી. જુઓ કુમાર. સ. ૧. શ્લો. ૩૯. **मध्येन सा वेदिविलग्नमध्या वलित्रयं चारु बभार बाला॥**

૫. કનકનું 'પત્ર' નામનું આભૂષણ કન્યાને; કનકનાં—સુવર્ણનાં અથવા ચંપકનાં–પત્ર–પાંદડાં–મેરુપર્વતમાં. ૬. 'કુલૂત' દેશ હાલ કુલુને નામે ઓળખાય છે અને તે સતલજ નદીને દક્ષિણ કિનારે આવેલો છે. ૭. દર્શન થતાંજ ઉત્પન્ન થઇ સત્વર વૃદ્ધિ પામતા આ અન્યોન્ય અનુરાગનું કારણ ચંદ્રાપીડના તથા પત્રલેખાના પૂર્વજન્મના સંબંધનો સંસ્કાર છે એમ, વાંચનારને ઉત્તર ભાગમાં જણાશે.

એવે પ્રકારે કેટલાક દિવસ વીતી ગયા પછી, ચંદ્રાપીડને યૌવરાજ્યાભિષેક કરવાની રાજાને ઇચ્છા થઈ તેથી તેણે સર્વ સાધન તથા સામગ્રીનો સંગ્રહ કરવા સારૂ પ્રતીહારોને આજ્ઞા કરી. અભિષેક-સમય પાસે આવતો જાણ્યો તેવામાં એક દિવસ દર્શન સારૂ આવેલા ચંદ્રાપીડને વિનયી છતાં અધિક વિનીત કરવાની ઇચ્છાથી શુકનાસે નીચે પ્રમાણે વિસ્તારીને કહ્યું.

તાત[1] ચંદ્રાપીડ ! જ્ઞાતવ્ય સર્વ તમને વિદિત છે અને સકલ શાસ્ત્રનું તમે અધ્યયન કર્યું છે એટલે જરાપણ ઉપદેશ તો તમને આપવાનો છેજ નહિ. પરંતુ એવું છે કે—યૌવન-નો અંધકાર સ્વાભાવિક રીતેજ, સૂર્ય વડે ભેદી શકાય નહિ, રત્નપ્રભા વડે છેદી શકાય નહિ, અને પ્રદીપ-પ્રકાશ વડે દૂર કરી શકાય નહિ એવો અતિ ગહન છે; લક્ષ્મીનો મદ એવો દારુણ છે કે પરિણામે પણ તે શાન્ત પડતો નથી; ઐશ્વર્ય રૂપી અન્ય તિમિરનું અન્ધત્વ એવું તો દુઃખદાયક છે કે તે અંજન આંજવાથી પણ મટતું નથી; ગર્વ રૂપી દાહજ્વરની ઉષ્ણતા એવી તો તીવ્ર છે કે શિશિર ઉપચાર પણ તેને હરી શકતા નથી; વિષય રૂપી વિષના સ્વાદથી થતો મોહ એવો તો વિષમ છે કે તે કદી મૂળ અથવા મંત્રથી ઉતરતો નથી; અનુરાગ રૂપી મેલનો લેપ એવો તો બળવાન્ છે કે નિત્ય સ્નાન કરવાથી અને શુદ્ધ રહેવાથી પણ તે ખસતો નથી; અને રાજ્ય-સુખની નિદ્રા એવી તો ઘોર હોય છે કે રાત્રિને અંતે તેમાં-થી કદી જગાતું નથી;—(આવું છે) માટે તમને જરા વિસ્તારથી કહું છું.—ગર્ભૈશ્વર્ય, નવયૌવન, અસામાન્ય રૂપ અને અમાનુષી શક્તિ એ સર્વ ખરૂં જોતાં એક મ્હોટી અનર્થ પરંપરા છે. એમાંનું એક એક છૂટું છૂટું પણ સર્વ અવિનયનું સ્થાન છે તો પછી સર્વના સમૂહની તો વાતજ શી ![2] યૌવનના આરંભમાં બુદ્ધિ, શાસ્ત્ર-જલના પ્રક્ષાલનથકી નિર્મલ થયેલી હોય તોપણ, ઘણું કરીને મલિન થઇ જાય છે. યુવાનોની દૃષ્ટિ ધવલ રહેતા છતાં પણ સરાગજ થાય છે.[3] **રજોભ્રાન્તિ** ઉત્પન્ન કરનાર પવન જેવી, યૌવન-સમયની પ્રકૃતિ પુરુષને શુષ્ક પત્રની સમાન સ્વેચ્છાએ અતિ દૂર ઘસડી જાય છે.[4] ઉપભોગ રૂપી આ અતિ-ગહન મૃગતૃષ્ણિકા સર્વદા ઇંદ્રિયો રૂપી હરિણોનું આકર્ષણ કરે છે. એનાં એજ વિષય-સ્વરૂપ જ્યારે નવયૌવનથી કષાય[5] થયેલા મનને ચાખવામાં આવે છે ત્યારે જલની સમાન અધિક અધિક મધુર લાગે છે. વિષયની અત્યાસક્તિ પુરુષને દિઙ્મોહની[6] પ્રમાણે ઉન્માર્ગ લઈ જઇને એનો નાશ કરે છે. માત્ર તમારા જેવાજ ઉપદેશને પાત્ર થાય છે, કેમકે સ્ફટિકમણિમાં જેમ ચંદ્ર-કિરણ, તેમ નિર્મલ મનમાંજ ઉપદેશ-ગુણ સ્હેલથી પ્રવેશ કરી શકે છે. ગુરુ-વચન અમલ હોય તોપણ તે જલની સમાન અભવ્ય પુરુષને કર્ણે મ્હોટું શલ ઉત્પન્ન કરે છે, પરંતુ હસ્તિ-ના શંખાભરણની[7] પેઠે ભવ્ય પુરુષોના મુખને અધિક અધિક શોભા આપે છે. પ્રદોષ-સમયના ચંદ્ર જેવો, ગુરુનો શાન્તિકારક ઉપદેશ, સંધ્યાકાળના અંધકાર જેવા અતિમલિન પણ સર્વ

---

૧. જુઓ પૃષ્ઠ ૮૯ ટી. ૨ જી. ૨. ગર્ભૈશ્વર્ય=જન્મથીજ સમૃદ્ધિમાં-સાહેબીમાં-રહેવું તે. જુઓ હિતોપદેશ પ્ર૦ શ્લો૦ ૧૦.—

**यौवनं धनसम्पत्तिः प्रभुत्वमविवेकता । एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम्॥**

૩. જુઓ પૃષ્ઠ ૯૧ ટી. ૩. ૪. રજોભ્રાન્તિ=રજોગુણથકી થતી ભ્રાન્તિ; ધૂળનું ઉડવું. ૫. રાગયુક્ત; તુરૂં. ૬. દિશાઓની ભ્રાન્તિ, ખરો રસ્તો આ કે આ તેની સમજ નહિ પડે એ 'દિઙ્મોહ.' ૭. શંખાભરણ—જુઓ પૃષ્ઠ ૯૧ ટી. ૧.

દોષને હરી લે છે. અને વૃદ્ધાવસ્થા જેમ મસ્તકના કેશને પલિત રૂપે નિર્મલ કરે છે તેમ તે સર્વ દોષને ગુણના રૂપમાં ફેરવી નાંખે છે. તમે હજી વિષય-રસનો સ્વાદ ચાખ્યો નથી એટલે ઉપદેશ ગ્રહણ કરવાનો તમારે આજ ઉચિત સમય છે.—કુસુમશરના શરપ્રહારથી હૃદય જર્જરિત થઈ ગયું એટલે તેમાંથી જલની સમાન ઉપદેશ ગળી પડે છે. જેની પ્રકૃતિ દુષ્ટ છે તેનું કુલ કે જ્ઞાન કંઇ વિનયનું કારણ થઈ પડતું નથી.[1]—શું ચંદન-વૃક્ષનો અગ્નિ નથી બાળતો? અને શાન્તિકારક જલથી પણ શું વડવાગ્નિ અધિક પ્રચંડ નથી થતો?[2] ગુરુનો ઉપદેશ તો પુરુષોના સર્વ મલનું પ્રક્ષાલન કરી શકે એવું, જલ વિનાનું સ્નાન છે; પલિતાદિ વૈરૂપ્ય વિનાનું અજર વૃદ્ધત્વ છે;[3] શરીર સ્થૂલ ન કરે એવું ગુરૂકરણ છે;[4] સુવર્ણ વિના ઘડેલું અગ્રામ્ય કર્ણાભરણ છે; જ્યોતિથી ચઢે એવો પ્રકાશ છે; અને ઉદ્વેગ ન કરે એવું જાગરણ છે;—તેમાં વિશેષે કરીને રાજાઓને, કેમકે તેઓને ઉપદેશ કરનાર થોડાજ હોય છે, અને સર્વ મનુષ્ય રાજાના વચનને પ્રતિ-શબ્દની સમાન ભયથી અનુવર્તે છે. ઉદ્દામ દર્પ રૂપી સોજાથી તેમનાં કર્ણવિવર બંધ થઈ ગયાં હોય છે તેથી તેઓ કોઇ ઉપદેશ દેનાર ( મળે તે ) ને પણ સાંભળતા નથી; અને કદી સાંભળે તોપણ, હસ્તિની પ્રમાણે ચક્ષુ બંધ રાખી, તેની અવધીરણા કરી, હિતોપદેશ આપનાર ગુરૂઓને ખેદ પમાડે છે. અહંકાર રૂપી દાહ-જ્વરની મૂર્છાથી અંધ થયેલી રાજ-પ્રકૃતિ વિહ્વલ હોય છે; દ્રવ્ય મિથ્યાભિમાનવડે ઉન્મત કરનાર છે; અને રાજ્યલક્ષ્મી, રાજ્ય રૂપી વિષ-વિકારની જડતા ઉત્પન્ન કરે છે.

આપ કલ્યાણની ઇચ્છા રાખો છો તો પ્રથમ એ લક્ષ્મીજ કેવી છે તે જુઓ. યોદ્ધાઓના ખડ્ગ-મંડલ રૂપી કમલવનમાં વિશ્રામ કરનારી એ ભ્રમરી, પારિજાત પલ્લવ પાસેથી **રાગ**, ચંદ્રકલા પાસેથી અતિશય **વક્રતા**, ઉચ્ચૈઃશ્રવસ્ પાસેથી **ચંચલતા**, વિષ પાસેથી **મોહન-શક્તિ**, મદિરા પાસેથી **મદ**, અને કૌસ્તુભમણિ પાસેથી અતિ **કઠિનતા**,—એટલાં વાનાં સહવાસ-પરિચયથી, વિયોગ-સમયે વિનોદ કરનાર ચિહ્નતરીકે લઇનેજ ક્ષીરસાગરમાંથી બ્હાર આવી છે.[5] એ અનાર્યા જેવું જગતમાં બીજું કોઈ અપરિચિત નથી. પ્રાપ્ત થયા પછી

1. કોઇ એમ પ્રશ્ન કરે કે વિષયી જન કુલીન વા જ્ઞાની હોય તો તેને ઉપદેશની અગત્ય નથી—તો તેના ઉત્તરમાં કહે છે કે જેની પ્રકૃતિજ દુષ્ટ છે તેને એ કુલ વા જ્ઞાન વિનયી કરી શકતાં નથી. 2. ઉપરનું સિદ્ધાન્ત દૃષ્ટાન્ત વડે દૃઢ કરે છે. વડવાગ્નિ=સમુદ્ર નીચે સળગેલો અગ્નિ. 3. પલિત—પળિયાં—વિના અજર રહીને—વૃદ્ધાવસ્થા આવ્યા વિના—ગુરૂના ઉપદેશથી પુરુષ વૃદ્ધ—પાકી બુદ્ધિનો—થાય છે. 4. ઉપદેશથી માણસ ભારે થાય છે—મોટો થાય છે પણ તેનામાં કંઇ ચરબી વધતી નથી. 5. સમુદ્રમાંથી મથન સમયે ચૌદ રત્ન નીકળ્યાં હતાં તે આ પ્રમાણે—

लक्ष्मीः कौस्तुभपारिजातकसुराधन्वन्तरिश्चंद्रमाः ।
गावः कामदुधा सुरेश्वरगजो रंभादिदेवांगनाः ॥
अश्वः सप्तमुखो विषं हरिधनुः शंखोमृतं चाम्बुधेः ।
रत्नानीति चतुर्दश (प्रतिदिनं कुर्वन्तु नो मंगलम् ॥

રાગ=રક્તતા; પ્રેમ. વક્રતા—બીજો અર્થ 'આડાઇ.' ઉચ્ચૈઃશ્રવસ્=ઇન્દ્રનો અશ્વ. ચંચલતા=ચપલતા; અસ્થિરતા. મોહન-શક્તિ=મૂર્છા પમાડવાની શક્તિ; મોહ પમાડવાની શક્તિ. મદ=કેફ; ગર્વ કઠિનતા=શરીરની અને મનની. જુઓ સં. ર. ભા. પૃ. ૭૯.

चाञ्चल्यमुच्चैःश्रवसस्तुरंगात् कौटिल्यमिन्दोर्विषतो विमोहः
इति श्रियाशिक्षि सहोदरेभ्यो न वेद्मि कस्माद्गुणवद्विरोधः ॥

પણ મહા કષ્ટે એ રહી શકે છે. ગુણ રૂપી પાશના દૃઢ બંધનથી એને નિશ્ચળ કરી રાખી હોય છે તોપણ એ નાસી જાય છે.[1] અતિગર્વ ધરાવતા હજારો યોદ્ધાઓએ ઉંચી કરેલી ખડ્ગ-લતાઓના પંજરમાં પૂરી હોય ત્યાંથી પણ એ જતી રહે છે. મદજલ રૂપી દુર્દિનનો અંધકાર કરી મૂકતા ગજની ઘન ઘટાથી એને ઘેરી લીધી હોય તેમાંથી પણ એ પલાયન કરી જાય છે. નથી એ પરિચય રાખતી; નથી ઉંચા કુળને જોતી; નથી રૂપને દેખતી; નથી કુલ-ક્રમને અનુસરતી; નથી શીલ ઉપર દૃષ્ટિ કરતી; નથી ચતુરાઇને ગણતી; નથી શ્રુતિને સાંભળતી; નથી ધર્મને માનતી; નથી ઉદારતાનો આદર કરતી; નથી વિશેષ જ્ઞાનનો વિચાર કરતી; નથી આચારને પાળતી; નથી સત્યને સંભાળતી; અને નથી લક્ષણનું પ્રમાણ ગણતી; પણ ગંધર્વ-નગર-લેખાની[2] પેઠે જોતા જોતામાં ઉડી જાય છે! હજી સુધી પણ એને મંદરાચલના ભ્રમણનો સંસ્કાર રહ્યો હોય એમ એ ભમ્યાં કરે છે. પદ્મ-સમૂહમાં ચાલવાથી જાણે કમલ-દંડના કાંટા વાગ્યા હોય એમ એ કોઈ સ્થલે પગ સ્થિર મૂકીને રહેતી નથી. મ્હોટા મ્હોટા મહીપાલોનાં મંદિરમાં એને મહા મહા પ્રયત્ને રાખી મૂકે છે તોપણ, વિવિધ ગંધગજનાં ગંડસ્થલનું મધુ પીવાથી જાણે મત્ત થઈ હોય એમ એ સ્ખલન કરે છે. જાણે **કઠિનતા** શીખવા સારૂજ ખડ્ગ-ધારાઓમાં વાસ કરે છે. જાણે **વિશ્વરૂપત્વ**[3] ગ્રહણ કરવાનેજ એણે શ્રી નારાયણનો આશ્રય લીધો છે. કેવળ અવિશ્વાસ રાખીને એ સંધ્યાકાળના કમલની પેઠે, અતિરૂઢ **મૂલ** દંડ તથા કોશ-મંડલવાળા પણ ભૂપતિનો ત્યાગ કરે છે.[4] લતાની પેઠે **વિટપ** સાથે જોડાઈ જાય છે.[5] ગંગા જેવી વસુ-જનની છતાં પણ એ **તરંગ-બુદ્બુદ** [જેવી] **ચંચલ** છે.[6] સૂર્યની ગતિની પેઠે વિવિધ સંક્રાન્તિ પ્રકટ કરે છે.[7] પાતાલની ગુહા જેવી **તમસ્થી** ભરેલી છે.[8] હેડમ્બાની પેઠે એનું હૃદય માત્ર **ભીમ-સાહસથીજ** હરી શકાય છે[9]

---

૧. ગુણ—બીજો અર્થ 'દોરી.' જુઓ સુ ૨ ભા. પૃ. ૭૮—

**अपि दोर्भ्याम् परिबद्धा बद्धापि गुणैरनेकधा निपुणैः ।**
**निर्गच्छति क्षणादिव जलधिजलोत्पत्तिपिच्छला लक्ष्मीः ॥**

૨. આકાશમાં દેખાતું એક કલ્પિત નગર જે ક્ષણ વાર દેખાઇને લુપ્ત થઇ જાય છે. જુઓ "વિદ્ધશાલભંજિકા" અંક બીજો—**राजा—दृष्टा हरिश्चंद्रपुरी (गन्धर्वनगरी) प्रनष्टा च।**

૩. વિશ્વરૂપ—એવું વિષ્ણુનું નામ પણ છે. જુઓ પૃ ૨ લી ૧૩. ૪. રાજાને મૂલ—દંડ—વંશક્રમાગત સૈન્ય, કોશ—ખજાનો, ને મંડલ રાજ્ય—હોય; કમલને મૂળ, દંડ ને કોશ-મંડલ—કળિયો-નો સમૂહ. કમલ સંધ્યાકાળે મીંચાઇ જાય માટે લક્ષ્મી તેનો ત્યાગ કરે છે એમ કહ્યું. ૫. વિટપ=લમ્પટ પુરુષ; વૃક્ષ ૬. વસુ=દ્રવ્ય, ગંગાના આઠ પુત્ર બુદ્બુદ—પરપોટા—ના જેવી ચંચલ-લક્ષ્મી; ને તટે ચપલ-ગંગા. લક્ષ્મી વિષે આનોજ વિચાર શ્રીમત્ શંકરાચાર્યે અપરાધ ક્ષમા-સ્તોત્રમાં દર્શાવ્યો છે—

**आयुर्नश्यति पश्यतां प्रतिदिनं याति क्षयं यौवनम् ।**
**प्रत्यायान्ति गताः पुनर्न दिवसाः कालो जगद्भक्षकः ॥**
**लक्ष्मीस्तोयतरंगभंगचपला विद्युच्चलं जीवितम् ।**
**तस्मान्मां शरणागतं शरणद त्वं रक्ष रक्षाधुना ॥**

૭. સંક્રાન્તિ=એકથી બીજા પાસે જવું; સૂર્યનું એકથી બીજી રાશિમાં. ૮. તમસ્=તમોગુણ; અંધકાર. ૯. હેડમ્બા—રાક્ષસી. ભીમની સ્ત્રી. ભીમ=ભયંકર; અર્જુન વિગેરેનો ભાઇ.

વર્ષા ઋતુના જેવી એ ક્ષણભંગુર જ્યોતિને ઉત્પન્ન કરનારી છે.[1] અને દુષ્ટ પિશાચિણીની સમાન અનેક પુરુષોની ઉંચાઈ દેખાડે છે.[2] અલ્પ પ્રાણીને એ ઉન્મત્ત કરી દે છે; સરસ્વતી-ના માનીતાને જાણે ઇર્ષ્યાથી આલિંગતી નથી; ગુણવાન્‌ને જાણે અપવિત્ર ગણીને સ્પર્શ કરતી નથી; ઉદારને જાણે અમંગલ ગણીને માન્ય કરતી નથી; સુજનને કુલક્ષણ હોય એમ જોતી (પણ) નથી; કુલીનનું સર્પની સમાન લંઘન કરે છે; શૂરાને કંટકની પેઠે તજી દેછે; દાતારને દુઃસ્વપ્નની સમાન સંભારતી નથી; વિનીતને પાતકી જેવો ગણી તેની સમીપ આવતી નથી; અને મનસ્વીને ઉન્મત ગણીને હસી કાઢે છે. ઇંદ્રજાલની[3] સમાન પરસ્પર વિરોધ દર્શાવીને જગત્‌માં એ પોતાનું ચરિત પ્રકટ કરે છે. તેમજ સર્વદા ઉષ્ણતા ઉત્પન્ન કરવા છતાં પણ એ **જાડ્ય**[4] આણે છે; ઉન્નતિ આપતાં પણ નીચ સ્વભાવ દર્શાવે છે; **જલરાશિ**માંથી ઉત્પન્ન થયેલી છતાં પણ **તૃષ્ણા** વધારેછે;[5] **ઇશ્વરતા** આપવા છતાં પણ પ્રકૃતિને **અશિવ** કરી દેછે;[6] બલ વધારતાં પણ લઘુતા પમાડી દે છે;[7] અમૃતની સહોદર છતાં પણ પરિણામે કડવી થઈ પડે છે;[8] **વિગ્રહવતી** છતાં પણ પ્રત્યક્ષ દર્શન દેતી નથી;[9] **પુરુષોત્તમને** અનુરક્ત છતાં પણ ખલ પુરુષની પ્રીતિ બાંધે છે;[9] અને જાણે ધૂલિમય હોય તેમ સ્વચ્છને પણ મલિન કરી મૂકે છે.

વળી જેમ જેમ એ ચપલા પ્રકાશે છે તેમ તેમ દીપ-જ્યોતિની સમાન એમાંથી કજ્જલ-મલિન કર્મજ કેવળ નીકળે છે.[10] કેમકે એ તૃષ્ણા રૂપી વિષ-લતાઓનું પોષણ કરનારી જલ-ધારા છે; ઇન્દ્રિયો રૂપી મૃગોને ( આકર્ષણ કરનારી ) વ્યાધ-ગીતિ છે;[11] સચ્ચરિત રૂપી ચિત્રોને ભુસી નાંખનારી ધૂમ-લેખા છે; મોહ રૂપી દીર્ઘ નિદ્રાની વિલાસ શય્યા છે; ધન-મદ રૂપી પિશાચિકાઓને વસવાની જીર્ણ વલભી છે; શાસ્ત્ર-દૃષ્ટિની તિમિરોત્પત્તિ છે; સર્વ અવિ-નયોની આગળ ઉડતી પતાકા છે; ક્રોધના આવેગ રૂપી મગરોને ઉત્પન્ન કરનાર નદી છે; વિષય રૂપી મધુપાન કરવાની ભૂમિ છે; ભ્રૂ-વિકાર રૂપી નાટ્યની સંગીતશાલા છે; દોષ રૂપી સર્પોને વસવાની ગુહા છે; સત્પુરુષોનો વ્યવહાર અટકાવનારી વેત્રલતા છે; ગુણ રૂપી કલ-હંસોની અકાલ વર્ષાઋતુ છે;[12] લોકાપવાદ રૂપી વિસ્ફોટકને વિસ્તાર પામવાની ભૂમિ છે; કપટ-નાટકની પ્રસ્તાવના છે; કામ રૂપી ગજની ધ્વજા છે; સાધુભાવની વધ્ય-શાલા છે; અને ધર્મ રૂપી ચંદ્ર-મંડલની રાહુ-જિહ્વા છે.

---

૧ ક્ષણ૦ જ્યોતિ—પ્રકાશ; વીજળી. ૨. લક્ષ્મી વિવિધ પુરુષોની ઉન્નતિ કરે છે; પિશાચિયો વખતે માયાના પ્રભાવથી આઠ દસ માથોડાં ઉંચી વધી જાય. ૩. ઇન્દ્રજાલ=જાદુ, કપટ. ૪. જાડ્ય=શીતલતા; મૂર્ખતા. ૫. જલરાશિ=પાણીનો ભંડાર; સમુદ્ર. તૃષ્ણા=તરસ; વાંચ્છા. ૬ ઇશ્વરતા-શિવપણું એને અશિવ=શિવ નહિ—એ વિરોધ. શમાવવામાં, ઇશ્વરતા=મ્હોટાઇ, ને અશિવ=અશુભ—એ અર્થ લેવા. ૭. દ્રવ્યથી પ્રભાવ તો વધે, પરંતુ બુદ્ધિની લઘુતા થવાનો સંભવ છે. ૮. વિગ્રહ=શરીર; કલહ. ૯. પુરુષોત્તમ=ઉત્તમ પુરૂષ; નારાયણ. જુઓ સુ. ૨. ભા. પૃ. ૭૯.

मुरारेर्योषित्सा सरसिरुहकिंजल्कनिलया
तथापि श्रीः—स्त्रीत्वात्प्रकृतिचपलालिंगति खलान् ॥

૧૦. અર્થાત્ જેમ જેમ મનુષ્યની ધન-તૃષ્ણા વૃદ્ધિ પામે છે તેમ તેમ તે કાળાં કર્મ કરવાનું શીખે છે. ૧૧. વ્યાધ-ગીતિ=પારધીઓનું ગાયન. ૧૨. વર્ષાઋતુ હંસને પ્રતિકૂલ છે તેમ લક્ષ્મી ગુણને. વર્ષા-ઋતુમાં હંસ સંતાઇ જાય છે અને મયૂરનું બલ વધે છે. શરદ્‌માં તેથી ઉલટું થાય છે. જુઓ પૃ. ૪૪ ટી. ૧૬-૧૭. વળી જુઓ 'શિશુપાલવધ' સર્ગ ૬. શ્લો. ૪૪.

समय एव करोति बलाबलम् प्रणिगदन्त इतीव शरीरिणाम् ।
शरदि हंसरवाः परुषीकृतस्वरमयूरमयूरमणीयताम् ॥

એવો કોઈ પુરુષ હું દેખતો નથી જેને આ અપરિચિત લક્ષ્મીએ ગાઢ આલિંગન દઈને પછી છેતર્યો નહિ હોય. ખરેખર, ચિત્રી હોય ત્યાંથી પણ જતી રહે, પુસ્તકોમાં હોય ત્યાંથી પણ દગો કરી જાય, કોતરેલી હોય તોએ ઠગી જાય, સાંભળતાં પણ છેતરી જાય, અને ચિન્તન કર્યાથી પણ વંચન કરે એવી એ છે. આવી દુરાચરણી છતાં પણ રાજાઓ કોણ જાણે કેમે દૈવયોગે એના પરિગ્રહથી વિકલ્વ બની જઈને સર્વ અવિનયોનું સ્થાન થઈ પડે છે. કેમ જે, અભિષેક-સમયેજ જાણે મંગલ કલશના જલથી તેઓનું દાક્ષિણ્ય ધોવાઈ જાય છે. જાણે અગ્નિ-કાર્યના ધૂમથી તેઓનાં હૃદય મલિન બની જાય છે. જાણે પુરોહિતની દર્ભાગ્ર રૂપી સાવરણી થકી તેઓની ક્ષમા દૂર જતી રહે છે. મસ્તક ઉપરના જાણે મુકુટજ આવનાર વૃદ્ધાવસ્થાના સ્મરણને ઢાંકી નાંખે છે. છત્ર-મંડલથીજ જાણે તેમને પરલોક-દર્શન બંધ થાય છે.[1] જાણે ચમરના પવનથી તેમની સત્યવાદિતા ઉડી જાય છે. જાણે વેત્રલતાઓજ તેમના સર્વ ગુણને હાંકી કાઢે છે. જય શબ્દના કલકલમાંજ જાણે સાધુવાદ ડુબી જાય છે; અને ધ્વજ-પટના પલ્લવથીજ જાણે તેમનો યશ ભુસાઈ જાય છે. તેમજ કેટલાક, શ્રમને લીધે શિથિલ બની ગયેલી પક્ષીની ડોક જેવી ચપલ, ખદ્યોતના પ્રકાશ જેવી ક્ષણ-મનોહર, અને મનસ્વી જનથી નિન્દિત સંપત્તિવડે લોભાઈ જઈને,—જરાક ધન મળવાથી ગર્વિષ્ઠ થઈ સ્વજન્મ ભૂલી જઈને,—અનેક દોષથી વૃદ્ધિ પામેલા દુષ્ટ રુધિર જેવા રાગાવેશથી પીડાઈને,—વિવિધ વિષય-રસ ચાખવાને ઇચ્છતી, પાંચ છતાં પણ અનેક સહસ્ર જેવી લાગતી ઇંદ્રિયોથી દુઃખ પામતા પામતા,—ચંચલ પ્રકૃતિને લીધે પ્રસાર પામીને, એક છતાં પણ શત-સહસ્ર જેવા થઈ પડેલા મન વડે આકુલવ્યાકુલ થઇ વિહ્વલ બની જાય છે. જાણે ગ્રહ તેમને ઘેરી લેછે; ભૂત જાણે પજવે છે; મંત્રનો જાણે તેમનામાં આવેશ થાય છે; વિકરાલ પ્રાણિઓ જાણે તેમને ગભરાવે છે; વાયુ જાણે તેમની વિડંબના કરે છે; પિશાચો જાણે તેમનું ભક્ષ કરી લેછે; કામબાણથી જાણે મર્મસ્થાન ભેદાયાં હોય તેમ તેઓ હજારો મુખ-વિકાર કરે છે; ધનની ઉષ્ણતાથી જાણે ઉકળતા હોય એમ ચેષ્ટાઓ કરે છે; જાણે ગાઢ પ્રહાર લાગ્યા હોય તેમ અંગ ધારી શકતા નથી, કરચલાની પેઠે વાંકા વાંકા ચાલે છે; અધર્મને લીધે ગતિ[2] ભંગ થવાથી, અપંગની પ્રમાણે તેઓ પરપુરુષથી દોરાય છે; અસત્ય વાદ કરવાથી પરિણામમાં જાણે મુખ-રોગ થયો હોય તેમ તેઓ મહા કષ્ટે બોલે છે; સમપર્ણ વૃક્ષની પેઠે **કુસુમના રજોવિકાર** વડે, પાસે બેઠેલાઓના મસ્તકમાં તેઓ શૂલ ઉત્પન્ન કરે છે;[3] મૃત્યુ જાણે પાસે આવ્યું હોય તેમ બંધુજનોને પણ ઓળખાતા નથી; નેત્ર જાણે અંજાઈ ગયાં હોય તેમ તેજસ્વી પુરુષોને તો દેખતાજ નથી; કૃષ્ણસર્પનો જાણે તેમને દંશ થયો હોય તેમ **મહામંત્રિયો** પણ તેમને જગાડી શકતા નથી;[4] લાક્ષામય હોય તેમ તેઓ **સોષ્મને** સહી શકતા નથી;[5] દુષ્ટ ગજેની પેઠે, **મહામાનસ્તંભ** સાથે નિશ્ચલ કર્યા છતાં પણ તેઓ ઉપદેશ ગ્રહણ

---

૧. આવાજ વિચાર સારૂ જુઓ કીર્તિકૌમુદી, સ. ૮, શ્લો. ૪૪.

मदान्धास्ते परे लोकं कथं पश्यन्तु भूभुजः।
तमोमंडलमध्यस्थाश्छत्रच्छायाच्छलेन ये ॥

૨. બીજો અર્થ "સત્કર્મ કરવાની વૃત્તિ." ૩. સમપર્ણ—તે નામનું એક (દુર્ગંધિ) [illegible] કુસુમ=ફૂલ; રજસ્=રજોગુણ; ધૂળ. ૪. મહામંત્રિયો=મહાઅમાત્ય [illegible] ૫. સોષ્મ (ધનની) ઉષ્ણતાવાળા (પુરૂષ); [illegible] [illegible]. અર્થાત્ જેમ [illegible] [illegible] [illegible] નથી તેમ તેઓ [illegible] [illegible] [illegible] ( [illegible] ) [illegible]

કરતા નથી;[1] તૃષ્ણારૂપી વિષની મૂર્છામાં પડવાથી સર્વ તેઓ કનકમય જુએ છે: તરવારોની પેઠે **પાનવડે** તીક્ષ્ણતા વધારીને, પર-પ્રેરણાથી તેઓ (કોઈનો) નાશ કરે છે;[2] દંડ વડ઼ે, દૂર રહેલાં પણ મ્હોટાં મ્હોટાં કુલને ફલની સમાન તોડી પાડે છે; અકાલ-કુસુમ-પ્રસવના જેવા તેઓ, મનોહર આકૃતિવાન્ છતાં પણ લોકના વિનાશ-હેતુ થઈ પડે છે;[3] શ્મશાનના જાણે અગ્નિ હોય તેમ તેમની **વિભૂતિ અતિરૌદ્ર** હોય છે;[4] અક્ષુ-રોગ-ગ્રસ્ત જેવા તેઓ **અદૂરદર્શી** હોય છે; અને કામી પુરુષોની સમાન તેઓનાં ભવન ક્ષુદ્ર જનથી અધિષ્ઠિત હોય છે;[5] શ્રવણ કર્યાથી પણ તેઓ પ્રેત-પટહની[6] સમાન ભય ઉત્પન્ન કરે છે; ચિન્તન કરવાથી પણ મહા પાતકના કાર્યની સમાન કંઈ કંઈ ઉપદ્રવ કરે છે; દિવસે દિવસે ભરાતા પાપથી જાણે તેઓ ફુલી જાય છે; અને એવી અવસ્થામાં સેંકડો વ્યસનમાં લપટાઈ જવાથી વલ્મીક[7] ઉપરના તૃણની ટોચે રહેલા જલબિન્દુઓની સમાન તેઓને પોતાના પડવાનું પણ ભાન રહેતું નથી.

વળી, કેવળ સ્વાર્થ સાધનારા ધૂર્તલોક—ધનરૂપી માંસનો ગ્રાસ કરનાર ગૃધ્ર પક્ષિઓ,—સભામંડપ રૂપી કમલિનીના બગલાઓ—ઠગ વિદ્યામાં પોતે કુશલ હોવાથી બીજા કેટલાક (રાજાઓ) ને એમ સમજાવે છે કે દ્યુત રમવું એ વિનોદ છે; પરસ્ત્રીનો સમાગમ કરવો એ ચાતુરી છે; મૃગયા એ કેવલ શ્રમ છે; મદ્યપાન કરવું એજ વિલાસ છે; પ્રમત્તતાનું નામજ શૌર્ય છે; સ્વપત્નીનો પરિત્યાગ કરવો એનું નામજ અવ્યસનિતા છે; ગુરુ વચનનો અનાદર કરવો એજ સ્વતંત્રતા છે; સેવક જનોને યથેચ્છ વર્તવા દેવા એનું નામજ સુખની સેવા છે; નૃત્ય, ગાન, વાદિત્ર અને વેશ્યાઓમાં આસક્ત રહેવુ એજ રસિક પુરુષનું લક્ષણ; મ્હોટા મ્હોટા અપરાધ ઉપર (પણ) લક્ષ ન આપવું એનું નામજ મહાનુભાવતા;[8] પરાજય સહન કરવો એજ ક્ષમા; સ્વચ્છન્દ વર્તવું એજ પ્રભુતા; દેવની અવગણના કરવી એનું નામજ મહાવીરતા; બંદિજનોનાં કરેલાં વખાણ તેજ યશ; મનની અસ્થિરતા તે ઉત્સાહ; અને ખરા ખોટામાં ભેદ ન જાણવો એજ નિષ્પક્ષપાત કહેવાય;—આ પ્રકારે સર્વ દોષોને પણ એ ધૂર્તો ગુણનું આરોપણ કરી દેખાડે છે, પરંતુ પોતે તો મનમાં હસતા જાય છે અને દેશતાઈ સ્તુતિ કરી કરીને તે રાજાઓને ઠગે છે. દ્રવ્ય-મદથી તેમનાં ચિત્ત મત્ત હોય છે માટે તેઓ વિચારહીન, એ બધું યથાર્થ માનીને મિથ્યાભિમાન ધરાવે છે; મર્ત્ય છતાં પણ જાણે દેવાંશી હોય એમ પોતાને સદૈવત તથા અલૌકિક માને છે; અને દિવ્ય પુરુષોને ઉચિત ચેષ્ટા તથા અનુભાવ કરવા માંડે છે, જેથી તેઓ સર્વ જનોના હાસ્યને પાત્ર થાય છે. સેવક જનો પોતાની વિડંબના કરે તેને પણ તેઓ અભિનન્દન કરે છે. મનમાં પોતાને દેવતાઓનું આરોપણ કરીને ઠગાવાથી, અસત્ય સંભાવનાવડે બુદ્ધિ-હીન થયેલા તેઓ, જાણે પોતાના બે હાથની અંદર બીજા બે હાથ પેઠેલા હોય એમ માને છે; લલાટની અંદર ત્વચાથી ઢંકાયેલું જાણે પોતાને ત્રીજું નેત્ર હોય એમ

---

૧. મહામાન-સ્તંભ=મ્હોટા માન રૂપી સ્તંભ; અને મ્હોટા માનના-કદના-સ્તંભ. ૨. પાન=મદ્યપાન; તરવારને પાણી પાય છે તે. ૩. જુઓ હિતોપદેશ-'વિગ્રહ'-શ્લોક ૨૩:—

अकालकुसुमानीव भयं संजनयन्ति ह ।

૪. વિભૂતિ=સંપત્તિ; રાખ. અતિરૌદ્ર=રુદ્ર-શિવ-ના કરતાં પણ ચડતી અને અતિ ભયાનક. ૫. ક્ષુદ્ર-હલકા-પુરુષોનું લક્ષણ રાજાઓને લ્યાં; પક્ષે વેશ્યા આદિનું. ૬. પ્રેત-પટહ=શ્મશાનમાં વગાડાતું વાજું. ૭. વલ્મીક—(Ant-hill.) [illegible]

શંકા કરે છે;[1] કોઇને દર્શન આપવું એ પણ મ્હોટો અનુગ્રહ છે એવું સમજે છે; દ્રષ્ટિપાતને પણ ઉપકાર-પક્ષે ગણે છે; સંભાષણ પણ એક પ્રકારનું દાન છે એમ જાણે છે; આજ્ઞા કરવી એ વરદાન આપવું એમ ધારે છે; ને પોતાના સ્પર્શને પણ પાવન ગણે છે. (વળી) મિથ્યા માહાત્મ્યના ગર્વમાં તણાઇને તેઓ દેવતાઓને (પણ) પગે લાગતા નથી; બ્રાહ્મણોને પૂજતા નથી; માન્યને માન દેતા નથી; પૂજ્યની પૂજા કરતા નથી; નમવા યોગ્યને નમતા નથી; તથા ગુરુઓને ઉઠીને સત્કાર કરતા નથી. વિદ્વજ્જનનો નિરર્થક શ્રમ થકી પોતાના વિષયોપભોગ-સુખમાં વિઘ્ન લાવે છે એમ ગણી તેમની હાસી કરે છે; વૃદ્ધજનના ઉપદેશને, વૃદ્ધાવસ્થાના વૈકલ્યનો પ્રલાપ છે એમ ધારે છે; પ્રધાનના ઉપદેશને અનુવર્તવું એ પોતાની બુદ્ધિનો પરાજય કહેવાય એમ જાણી તેને ધિક્કારે છે; હિતવાદી ઉપર કોપે છે; સર્વથા, જે અહર્નિશ હાથ જોડીને સર્વ અન્ય કાર્ય તજી દઇ, ઘડી ઘડી દેવતાઓની પેઠે તેમની સ્તુતિ કરે છે, અથવા તેમનું માહાત્મ્ય ઉત્પન્ન કરે છે, તેનુંજ તેઓ અભિનંદન કરે છે, તેની સાથેજ ભાષણ કરે છે, તેનેજ પાસે રાખે છે, તેનુંજ સંવર્ધન કરે છે, તેની સાથેજ સુખે રહે છે, તેનેજ દાન કરે છે, તેનેજ મિત્ર કરીને સ્થાપે છે, તેનુંજ વચન સાંભળે છે, તેના ઉપરજ બધો પ્રસાદ વર્ષાવે છે, તેનેજ બહુ માન આપે છે, અને તેનેજ પોતાનો બનાવે છે.

તેમજ જેઓ ઘણું ખરૂં અતિ દુષ્ટ ઉપદેશ આપનાર, ક્રૂર, કૌટિલ્ય-શાસ્ત્રનુંજ[2] પ્રમાણ માને છે; મારણાર્થક મંત્ર-સાધનાથી ક્રૂર પકેલી પ્રકૃતિવાળા પુરોહિતને પોતાના ગુરુ ગણે છે; પર પુરુષને ઠગવામાં તત્પર મંત્રિયો જેમના ઉપદેશક હોય છે; હજારો રાજાઓએ ભોગવી ભોગવીને તજી દીધેલી લક્ષ્મીમાં જેઓ આસક્ત રહે છે; હિંસાનો ઉપદેશ કરનાર શાસ્ત્રનો જેઓ અભ્યાસ કરે છે; અને સહજ પ્રેમથી પલળેલા અંતઃકરણવાળા, અનુરક્ત ભાઇયોનુંજ છેદન કરે છે તેમને સાંપ્રત શું (અને અસાંપ્રત શું)?[3]

માટે કુમાર! આવી અતિ કુટિલ તથા કષ્ટભરેલી હજારો ચેષ્ટાને લીધે દારુણ લાગતા રાજ્યતંત્રમાં, તથા આવા મહામોહકારી યૌવનમાં તમારે એવી રીતે વર્તવાને પ્રયત્ન કરવો કે મનુષ્યો તમારી હાસી કરે નહિ, સાધુ પુરુષો નિન્દા કરે નહિ, ગુરુઓ તમને ધિક્કારે નહિ, મિત્રો ઠપકો દે નહિ, અને વિદ્વાન્ લોક તમારે સારૂ શોકાતુર થાય નહિ. વળી, (તમારે એમ વર્તવું કે) લંપટ જન તમને ઠગે નહિ, કુશલ પુરુષો તમને હસે નહિ, કામી જનને તમારો સ્વાદ લાગે નહિ, સેવક રૂપી વરૂઓ તમને વળગે નહિ, ધૂર્ત જનો છેતરે નહિ, લલનાઓ લલચાવે નહિ, લક્ષ્મી તમારી વિડંબના કરે નહિ, મદ નચાવે નહિ, મદન ઉન્મત્ત કરી દે નહિ, વિષય ફંદમાં નાંખી દે નહિ, રાગ કંઇ વિકાર કરે નહિ અને સુખમાં તમે તણાઈ જાઓ નહિ. એ તો સત્ય છે કે તમારી પ્રકૃતિજ ધૈર્યવાન્ છે; પિતાએ તમને મહા મહા યત્ન કરીને સર્વ સંસ્કાર કરાવ્યા છે; અને દ્રવ્ય માત્ર ચંચલ હૃદયવાળાને તથા અજ્ઞાનેજ મદ ચઢાવે છે; પરંતુ, તમારા ગુણથી સંતોષ પામીનેજ હું આટલું બધું બોલ્યો છું; અને વળી આ તો હું તમને

૧. પોતાને દેવસમાન ગણે ત્યારે આકાર પણ તેવો જોઇએ માટે કહ્યું કે "જાણે બીજા બે હાથ વિ૦." ૨. 'કૌટિલ્ય'—એ પ્રખ્યાત ચાણક્યનું નામ છે; (ઉપહાસ-પક્ષે) પ્રપંચ. ૩. અર્થાત્ તેમને સર્વ સરખું છે, યોગ્ય અયોગ્યનો વિચાર કંઇ તેઓ કરતા નથી.

પુનઃ પુનઃ કહું છું કે વિદ્વાનને પણ, સચેતનને પણ, વીર્યવાનને પણ, કુલીનને પણ, ધીરાને પણ; અને પ્રયત્નવાનને પણ આ દુરાચરણી લક્ષ્મી ખલ બનાવી દે છે. સર્વથા પિતા જે તમને મંગલકારક યૌવન રાજ્યાભિષેક કરવાના છે તેનું તમે કલ્યાણવડે સુખ ભોગવો; પૂર્વપુરુષો એ વહેલી, કુલક્રમાગત રાજ્ય-ધુરાનું વહન કરો; શત્રુઓનાં શિરને નમાવો; બન્ધુવર્ગની ઉન્નતિ કરો; અને અભિષેક થઈ રહ્યા પછી દિગ્વિજયનો પ્રારંભ કરી, સર્વત્ર ભ્રમણ કરી કરી, સપ્ત-દ્વીપ રૂપી ભૂષણવાળી પૃથ્વીને પિતાએ જીતેલી છતાં પણ ફરી જીતો. આ સમય તમારે પ્રતાપ દેખાડવાનો છે; કેમકે જે રાજાનો પ્રતાપ બલવાન્ હોય છે તેની આજ્ઞા, ત્રૈલોક્યદર્શીના વચનની પેઠે સિદ્ધ થાય છે.—એટલું કહી એ શાન્ત રહ્યો.[1]

શુકનાસ બોલી રહ્યા પછી ચંદ્રાપીડ, ઉપદેશનાં આવાં નિર્મળ વચનથી જાણે પ્રક્ષાલિત થયો હોય, પ્રફુલ્લ થયો હોય, સ્વચ્છ થયો હોય, નિર્મૃષ્ટ થયો હોય, અભિષિક્ત થયો હોય, અભિલિપ્ત[2] થયો હોય, અલંકૃત થયો હોય, પવિત્ર થયો હોય, અને પ્રકાશ પામ્યો હોય તેમ હર્ષિત હૃદયે ત્યાં જરા વાર રહી, પોતાને મંદિર ગયો.

પછી થોડા દિવસ વીતી ગયા એટલે રાજાએ પોતેજ મંગલ કલશ ઉચકીને, એક શુભ દિવસે, પુરોહિતે રાજ્યાભિષેકની સર્વ મંગલ સામગ્રી તૈયાર કીધી હતી ત્યારે, શુકનાસ તથા અનેક સહસ્ર નરપતિ સાથે, કુમારને સર્વ તીર્થમાંથી, સર્વ નદિયોમાંથી, અને સર્વ સાગરમાંથી આણેલા,—સર્વ ઓષધિયો વડે, સર્વ ફલ વડે, સર્વ મૃત્તિકાઓ વડે અને સર્વ રત્નવડે પરિપૂર્ણ,—આનંદાશ્રુથી મિશ્ર,—મંત્રથી પવિત્ર કીધેલા—જલથી અભિષેક કર્યો. અભિષેકજલથી તેની કાયા ભીની થઈ એટલે લતા જેમ પોતાના મૂળ વૃક્ષને ત્યજ્યા વિના પણ અન્ય વૃક્ષનો આશ્રય લે તેમ રાજલક્ષ્મીએ તેજ ક્ષણે, તારાપીડનો ત્યાગ ન કરતાં તેનામાં પ્રવેશ કર્યો. પછી તરતજ સકલ અંતઃપુર સહિત વિલાસવતી રાણીએ પ્રેમાર્દ્ર હૃદયથી પોતે જ તેના શરીર ઉપર ઠેઠ પગતળીએથી, સુગંધિ અને ચંદ્રપ્રકાશ જેવા શ્વેત ચંદનનો લેપ કર્યો; અભિનવ, વિકસિત, શ્વેત કુસુમનો શેખર પેહેરાવ્યો; તેના શરીર ઉપર ગોરોચના છાંટી; ને દૂર્વા-પ્રબાલનાં તેને કર્ણપૂર ઘાલ્યાં. મ્હોટી કોરનાં, નવાં, ચંદ્ર જેવાં શ્વેત બે રેશમી વસ્ત્ર તેણે પેહેર્યાં. પુરોહિતે મંગલ-સૂત્ર બાંધીને તેના હસ્તને કાન્તિમાન્ કર્યો. નવી રાજ-લક્ષ્મી રૂપી કમલિનીના મૃણાલ જેવો તથા અભિષેકક્રિયા જોવાને ઉતરી આવેલા સપ્તર્ષિ-મંડલ જેવો હાર તેણે છાતી ઉપર પેહેર્યો. વળી શ્વેત પુષ્પની ગુંથેલી, જાનુને અડકતી, અને

---

૧. લક્ષ્મીના મદવિકારનું આ આપણા મહા કવિયે સેંકડો વર્ષો પહેલાં આપેલું અતિ અદ્ભુત ચિત્રમય વર્ણન આજ પણ અક્ષરશઃ સત્ય છે એમ સર્વ કોઇના અનુભવમાં આવ્યું હશેજ. શુકનાસને મુખે આવો અમૂલ્ય ઉપદેશ અપાવવામાં કવિયે પોતાની બુદ્ધિનું ગાંભીર્ય, પોતાની અદ્વિતીય અવલોકન શક્તિ, રાજાઓ સમીપ વસવા છતાં તેમના તેજથી અંજાઇ નહિ જતાં નિડરપણે તેમના દોષને પણ પ્રકટ કરવાની હિંમત, અને તેનું વર્ણન કરવાની ચમત્કૃતિ એવી ખુબીથી દર્શાવ્યાં છે કે આટલોજ ભાગ તેમની કલમથી જો કદાચિત્ લખાયો હત તો તેટલાથીજ તેઓ અમર કીર્તિ પ્રાપ્ત કરી શક્યા હત એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી એવી મ્હારી માન્યતા છે. આના જેવું વિદ્વત્તા ભર્યું, ઉછરતા પ્રત્યેક ગુજરાતીએ મનન તથા નિદિધ્યાસન કરવા યોગ્ય ભાષણ ભાગ્યેજ અન્ય કોઇ ગ્રંથમાં મળી આવશે.
૨. નિર્મૃષ્ટ=હોળાઇ ગયેલો. અભિષિક્ત=નવાડેલો. અભિલિપ્ત=લેપ પામેલો, (શ. ૧૯૭૨.)

ચંદ્રકિરણ જેવી કોમલ, જનોઇની પેઠે રેહેતી માલાઓથી તેનું શરીર નિરંતર ભરાઇ ગયું તેથી, અને તેનો વેષ સર્વ શ્વેત હતો તેથી તે ફેંકારેલી યાળવાળા નરસિંહ જેવો, ઝરતા નદિયોના પ્રવાહવાળા કૈલાસ જેવો, સ્વર્ગગંગાના મૃણાલથી જટિલ થયેલા ઐરાવત જેવો, અને ઉછળતી ફેન-લેખાથી આકુલ થયેલા ક્ષીરસમુદ્ર જેવો શોભવા લાગ્યો !! (પછી) એના પિતાએ તેજ ક્ષણે પોતેજ હાથમાં છડી લઇને આગળથી લોકને દૂર કરવા માંડ્યા[1] એટલે સભામંડપમાં જઇને, શશી જેમ મેરુ-શિખર ઉપર તેમ ચંદ્રાપીડ એક કાંચનમય સિંહાસન ઉપર વિરાજ્યો.

સિંહાસન ઉપર ચડીને તેણે સકલ રાજલોકને યોગ્ય સંમાન આપ્યા પછી થોડી વારે, દિગ્વિજયને અર્થે પ્રયાણ કરવાનો સમય થયો એવું દર્શાવતો, પ્રલયકાલની મેઘ-ઘટાના ઘોષ જેવા ઘર્ઘર ધ્વનિવાળો, સુવર્ણના દંડીકાથી વગાડેલો પ્રસ્થાન-દુંદુભિ, મંદરાચલના આઘાતથી જેમ સમુદ્ર, યુગાન્તે થતા ભૂકમ્પથી જેમ ભૂમિતલ, વિદ્યુદ્દંડના પાતથી જેમ પ્રલયમેઘ, અને વરાહ રૂપ વિષ્ણુની નાસિકાના પ્રહારથી જેમ પાતાલ-કુક્ષિ ગાજે તેમ, ગંભીર ગર્જના કરવા લાગ્યો. તેના ધ્વનિયે સર્વ ભુવનાન્તરને જાણે ફુલાવી દીધાં, ઉઘાડી દીધાં, પૃથક્ કરી દીધાં, વિસ્તાર પમાડી દીધાં, ગર્ભરૂપ કરી દીધાં, બધિર બનાવી દીધાં, અને આવર્તરૂપ કરી દીધાં; તથા દિશાઓના અન્યોન્ય સંધિબંધ જાણે તોડી નાંખ્યા. વળી તેના સ્વરને પાતાલમાં, ભયથકી સહસ્ર ફેણ માંડી, આડી અવળી ડોલાવીને શેષ નાગ જાણે આલિંગન દેતો હોય;[2] વારંવાર, સામસામે દંતના ઊર્ધ્વ પ્રહાર કરી કરીને દિશાઓમાં દિગ્ગજ જાણે બોલાવતા હોય; ત્રાસથી મંડલાકારે ભ્રમર કરતા, આકાશમાં સૂર્ય-રથના અશ્વ જાણે પ્રદક્ષિણા કરતા હોય; (એને) મહાદેવનું અપૂર્વ હાસ્ય ધારીને હર્ષથી હુંકાર કરતો હર-વૃષભ કૈલાસ-શિખર ઉપર જાણે આમંત્રણ કરતો હોય; ગંભીર કંઠ-ગર્જના કરીને ઐરાવત દેવલોકમાં જાણે એનો સત્કાર કરતો હોય; અને એવા અશ્રુતપૂર્વ નાદથી ગેપે ભરાઇ, શૃંગ વાંકાં નમાવી, યમ-ગૃહમાં યમ-મહિષ જાણે એને પ્રણામ કરતો હોય તેમ એ (સ્વર) સર્વ લોકપાલના કર્ણને ભયભીત કરતો કરતો, અખિલ ત્રિભુવનમાં ભમ્યો !! પછી, દુંદુભિ-સ્વર સાંભળી સર્વ લોક જય જય શબ્દ બોલવા લાગ્યા. એટલામાં સિંહાસન ઉપરથી ઉઠીને ચંદ્રાપીડે શત્રુઓની રાજલક્ષ્મી સાથે ચાલવા માંડ્યું.[3] અને આસપાસથી ઝટપટ ઉઠી પાછળ ચાલતા હજારો નરપતિ જેઓ, પરસ્પર અથડાવાથી તુટી ગયેલા હાર-સૂત્રમાંથી નીકળી પડતાં મોતીના સમૂહને દિગ્વિજય-પ્રસ્થાન-સમયના મંગલ-લાજ[4] હોય તેમ વેરતા હતા તેમની સાથે તે,—પારિજાત વૃક્ષ જેમ શ્વેત પુષ્પની કળિયો પાડતાં કલ્પતરુ સાથે, ઐરાવત જેમ શુણ્ડમાંથી જલ-કણ છાંટતા દિગ્ગજો સાથે, ગગન-વિસ્તાર જેમ તારાગણ વર્ષાવતા દિગન્તરો સાથે અને વર્ષાસમય જેમ સ્થૂલ જલ-બિન્દુ પાડતા જલધર સાથે નીકળે તેમ—સભામંડપમાંથી બ્હાર નીકળ્યો.[5]

---

૧. કેવો આત્મ-સંયમ ! કેવો રાજ-લક્ષ્મીનો સંપૂર્ણ પરિત્યાગ ! ૨. આવાં સર્વ વાક્યોનો સંબંધ આગળ આવતા, "તેમ એ (સ્વર)......ત્રિભુવનમાં ભમ્યો" એની સાથે છે. ૩. આ સહોક્તિ અલંકારનું દૃષ્ટાન્ત છે, અથવા અતિશયોક્તિનો એક ભેદ છે જેમાં કારણ પહેલાં કાર્ય થયેલું વર્ણવેલું હોય છે. ૪. 'લાજ'—જવ વિ૦ ની ધાણી, અથવા પલાળેલા ચોખા. એ વડે વધાવવાનો પૂર્વે ચાલ હતો. જુઓ રઘુ. સ. ૨, શ્લો. ૧૦—(तं अवाकिरन् बाललताः प्रसूनैराचारलाजैरिव पौरकन्याः॥

૫. અહીં સાદૃશ્યમાં પેહેલું ઉપમેય ચંદ્રાપીડ; ઉપમાન પારિજાત, ઐરાવત, ગગન અને વર્ષાસમય. બીજું ઉપમેય નરપતિયો; ઉપમાન કલ્પતરુ, દિગ્ગજો, દિગન્તરો, અને જલધર. ત્રીજું ઉપમેય

બ્હાર આવીને રાજકુમાર, પત્રલેખા જેના ઉપર પ્રથમથી ચઢીને એક આસને બેઠી હતી, તથા પ્રસ્થાન-યોગ્ય સર્વ મંગલ્ય અલંકાર જેને પહેરાવ્યા હતા એવી, મહાવતે ત્વરાથી આણેલી હાથિણી ઉપર ચઢ્યો; અને (મંદર) પર્વતના ભ્રમણથી ક્ષીરસાગરમાં થતા જલ-ભ્રમર જેવા શ્વેત, રાવણના બાહુ-દંડને આધારે રહેલા કૈલાસ જેવા શોભતા, મોતીની સેરોથી છવાઈ ગયેલા, સો સળીયોવાળા છત્ર વડે તેને છાયા થઈ એટલે તેણે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં (રાજગૃહની) અંદર રહે રહેજ તેણે, દ્વાર પાસે તેની વાટ જોતા ઉભેલા, પણ ફરતા કોટને લીધે નહિ દેખાતા રાજાઓના, કિરણ પ્રસારતા મુકુટમણિની, અલક્તક-રસ જેવી સુંદર પ્રભા રૂપી બાલ-સૂર્ય-પ્રકાશવડે દશે દિશાઓ જાણે રાજ્યાભિષેક પછી તરતજ પ્રસરેલા પોતાના પ્રતાપના અગ્નિથી બળતી હોય તેમ અતિશય લાલ પીળી થતી દીઠી; ભૂતલને તેણે યૌવરાજ્યાભિષેકથી ઉત્પન્ન થતા પોતાના અનુરાગ વડે જાણે રક્ત થતું હોય તેવું જોયું; આકાશ જાણે, પાસે આવેલા રિપુ-વિનાશને સૂચવતા દિગ્દાહથી રાતું થયું હોય એમ તેને લાગ્યું; અને દિવસ અભિમુખ આવેલી ભુવન-લક્ષ્મીના ચરણ ઉપરના અલક્તક-રસથી લાલ થઈ જતો હોય એવો તેને ભાસ્યો ![1]

બ્હાર નીકળ્યો કે તરતજ તેને, વેગથી હજારો ગંધગજને ચલાવતાં અવનિપાલોનાં ટોળાં—જેમનાં છત્રમંડલ અન્યોન્ય અથડાવાથી જર્જરિત થઈ ગયાં હતાં, માનપૂર્વક મસ્તક નમાવવાથી જેમના મણિ-મુકુટની પંક્તિ શિથિલ થઈ ગઈ હતી, રત્ન-કર્ણપૂર વાંકાં નમી ગયાં હતાં, તથા કુંડલ ખસી ખસીને ગાલ ઉપર આવી ગયાં હતાં તે, સેનાપતિ આજ્ઞાનુસાર નામ નિવેદિત કરતો ગયો તેમ તેમ પ્રણામ કરવા લાગ્યાં. પુષ્કળ સિંદૂરથી જે રક્ત થયો હતો, મ્હોટાં મ્હોટાં મોતીની સેરોનું જેનું કર્ણભૂષણ ભૂતલ ઉપર રગદોળાતું હતું, શ્વેત પુષ્પની માલાઓ વડે જેનું શિર વિચિત્ર દેખાતું હતું, અને તેથીજ જે,—સંધ્યા-સમયના સૂર્યપ્રકાશવાળા વાંકા વહેતા શ્વેત ગંગા-પ્રવાહવાળા, અને તારાગણથી છવાઇ ગયેલી શિખર-શિલાઓવાળા—મેરુ પર્વત જેવો શોભતો હતો તે ગંધમાદન નામનો ગજ તેની પછવાડે ચાલતો હતો.[2] કનકનાં આભૂષણની પ્રભાથી રંગાયેલાં જેનાં અવયવ ઉપર જાણે કુંકુમ-તિલક કર્યાં હોય એમ દેખાતું હતું એવા ઇન્દ્રાયુધને તેની આગળ દોરેલો હતો.—એ પ્રકારે પ્રથમ તો એ ધીમે ધીમે પૂર્વ દિશામાં સિધાવ્યો; અને ડોલતી ગજ-ઘટાઓ વડે કંપી જતાં શ્વેત છત્રવાળું અખિલ સૈન્ય (પણ), અસંખ્ય તરંગ-પરંપરા ઉપર પડેલાં હજારો ચંદ્ર-પ્રતિબિમ્બવાળું જાણે મહાપ્રલય-કાલનું સમુદ્ર-જલ હોય તેમ, સર્વ મહીતલને ડુબાવી દેતું, તથા અદ્‌ભુત કલકલ કરતું કરતું ચાલવા લાગ્યું.

ચંદ્રાપીડ નીકળ્યો કે તરતજ પોતાને મંદિરથી, સર્વ પ્રસ્થાન-યોગ્ય મંગલ ક્રિયા થઈ રહ્યા પછી શ્વેત વસ્ત્ર તથા શ્વેત પુષ્પથી શોભતો વૈશમ્પાયન, પાછળ ચાલતા મ્હોટા સૈન્ય સહિત, નરેન્દ્ર-વૃન્દ સહિત, તથા મસ્તક ઉપર ધરેલા શ્વેત છત્ર સહિત, બીજો જાણે યુવરાજ

---

મોતીનો સમૂહ; કંપમાન શ્વેત પુષ્પની કળિયો, જલ-કણ, તારાગણ, અને સ્થૂલ જલબિન્દુ.

૧. આ સર્વ ઉત્પ્રેક્ષાનો હેતુ એકજ છે;—બ્હારથી રાજાઓના મુકુટમણિના કિરણ સંખ્યાબંધ અંદર આવતા હતાં, અને તેથીજ એવો દેખાવ ઉત્પન્ન થતો હતો. ૨. 'ગંધમાદન' સારૂ જુઓ પૃષ્ઠ ૮૦. લીટી ૧૪. એના ઉપર સિંદૂર વિ૦ હતું તેથી એને સૂર્ય-પ્રકાશ વિ૦ વાળા મેરુ સાથે સરખાવ્યો છે.

હોય તેમ, ત્વરાથી ચાલતી હાથણી ઉપર બેસીને, સૂર્ય પાસે ચંદ્ર આવે તેમ તેની સમીપ આવી પહોંચ્યો. પછી, યુવરાજ બ્હાર નીકળ્યો એવું સાંભળી આમ તેમથી દોડી આવતાં સૈન્યના ભારવડે તે ક્ષણે પૃથ્વી જાણે ચલિત કુલ-પર્વતોથી બંધાયેલા સમુદ્ર-જલના તરંગમાં પેઠી હોય તેમ કંપવા લાગી. કેટલાક ભૂમિપતિયો સામા આવી આવીને રાજપુત્રને પ્રણામ કરવા લાગ્યા તેમના, કિરણ-જાલમાં ઢંકાઇ ગયેલી કલગીવાળા મણિ-મુકુટોના પ્રકાશથી, તથા બહુ તેજ મારતા, પત્રભંગ-યુક્ત બાજુબંધની પ્રભા થકી, દશે દિશાઓમાં કદિક જાણે ચાષ પક્ષીની પાંખનો ભૂકો વેર્યો હોય એવું થઇ રહ્યું; કદિક જાણે ઉડતા મયૂરોના સેંકડો હાલતા ચંદ્રકથી તે ( દિશાઓ ) રંગાઇ હોય એમ દેખાયું; કદિક અકાલ મેઘ તથા વીજળીથી જાણે તેઓ તરલ થઇ રહી; અને કદિક જાણે કલ્પ વૃક્ષના પલ્લવથી, કદિક જાણે ઇન્દ્રધનુષથી, તથા કદિક જાણે બાલ સૂર્યના પ્રકાશથી ભરેલી હોય એમ ભાસવા લાગી. વળી રાજાઓનાં છત્ર શ્વેત છતાં પણ, વિવિધ મણિથી વિચિત્ર થયેલા, ચૂડામણિમાંથી પ્રસરતા કિરણવડે, જાણે મયૂરોનાં ટોળાં હોય એવાં શોભવા લાગ્યાં !!

જોતા જોતામાં તો, મહીતલ બધું જાણે અશ્વમય હોય, દિશાઓ ગજમય હોય, અન્તરિક્ષ છત્રમય હોય, ગગન ધ્વજમય હોય, પવન મદ-ગંધમય હોય, પ્રજા-સૃષ્ટિ નૃપમય હોય, દૃષ્ટિ ભૂષણ-કિરણમય હોય, દિવસ મુકુટમય હોય, અને ત્રિભુવન જય-શબ્દમય હોય એવું દેખાવા લાગ્યું !! વળી સર્વ દિશાઓમાં ચાલતા, કુલપર્વતો જેવા મત્ત હાથીઓથી;[1] પ્રલય-સમયનાં ચંદ્રબિમ્બ જેવાં હાલતાં છત્રોથી; પ્રલય-મેઘના જેવો ગંભીર અને ભયંકર નાદ કરતા દુંદુભિથી; તારાઓના વર્ષાદની સમાન ગજ-શુણ્ડમાંથી પડતા જલકણથી; ધૂમકેતુના જેવા ધૂસર, પૃથ્વીમાંથી ઉત્પન્ન થતા રજઃસ્તંભથી; વજ્રપાત જેવા કઠોર અને [illegible] ઘોષવાળી હાથીઓની કંઠ-ગર્જનાથી; રુધિર-કણના વર્ષાદ જેવી, કરિકુંભસ્થલ ઉપરથી ઉડતી સિંદૂર-રજથી; ક્ષુભિત સમુદ્ર-જલના તરંગ જેવી ચંચલ, પ્રસરતી અશ્વ-પંક્તિઓથી; સર્વ દિશાઓમાં ઘોર અંધકાર કરીને અહર્નિશ પડતા, મદ-જલધારારૂપી દુર્દિનથી, [illegible] ભરાઇ ગયેલા કલકલથી, જાણે મહાપ્રલયકાળ આવ્યો હોય એમ દીસવા લાગ્યું ![2]

(આ સમયે) ધવલ ધ્વજના સમૂહથી નિરંતર [illegible] દિશાઓ, મહાસૈન્યના કોલાહલથી જાણે ભયભીત થઇ હોય તેમ કદિક [illegible]! મદમત્ત ગજઘટાઓનાં [illegible] કર્ણભૂષણથી રંધાઇ ગયેલું ગગનતલ, જાણે [illegible][3] સ્પર્શ કરવાની શંકાથી

---

૧. આ વિગેરે પંચમી વિભક્તિયોનો સંબન્ધ " [illegible] " સાથે લેવો. ૨ આ વાક્યમાં ઉપમાન સર્વ એવાં આપ્યાં છે કે તે [illegible] હોય છે. હોમર કવિ પણ સૈન્યને [illegible] સરખાવે છે:—

" Now, like a deluge, covering all around,
" The shining armies swept along the ground:
" Swift as a flood of fire, when storms arise,
" Floats the wide field, and blazes to the skies.
" Earth groan'd beneath them... ... "

*Iliad Bk. II. Lines 945—*

૩. [illegible]

અગ્નિ દૂર જતું રહ્યું ! અશ્વોની ખરીઓમાંથી ઉડતી રજ વડે મલિન થએલા પુરોભાગમાંથી રવિ-કિરણ, જાણે ઝવેરીઓની છરીઓથી દૂર કરવામાં આવ્યા હોય તેમ ખરી ગયા ! જેથી ઢંકાઈ ગએલા સૂર્ય-પ્રકાશવાળો દિવસ, જાણે ગજ-શુંડમાંથી નીકળતી જલ-કણિકા વડે શીતલ થઇ જવાના ત્રાસથી, નાસી ગયો ! સેનાના ભારથી જર્જરિત થયેલી, અને મદમત્ત ગજોના સેંકડો ચરણથી ઠોકાયલી ભૂમિ, જાણે બીજી પ્રયાણ-ભેરી હોય તેમ ભયંકર નાદ કરવા લાગી ![1] મદ ઝરાવતા હાથીઓનું, ઘુંટણ સુધી આવતું મદજલ, જેમાં અશ્વ-મુખમાંથી પડેલાં શ્વેત ફેન-પલ્લવ દેખાતાં હતાં તેમાં પગલે પગલે પાયદળનાં માણસ પડવા લાગ્યાં; અને હરિતાલના જેવા પરિમલ વાળી, અતિ તીક્ષ્ણ મદસુગંધ ભરાઈ જવાથી, ગજની પેઠે મનુષ્યની ઘ્રાણેન્દ્રિની (પણ) અન્ય ગંધ ગ્રહણ કરવાની શક્તિ બંધી જતી રહી !

વળી, અનુક્રમે પ્રયાણ કરતા સૈન્યની આગળ દોડતા જન-સમૂહના કોલાહલથી; નોબત નગારાંના અતિ તીક્ષ્ણ અને દીર્ઘ નાદથી; ખરિયોના ખડખડાટ સાથે મળેલા ઘોડાઓના ખાંખારાથી; વારંવાર થતા કર્ણ-તાલના સ્વર સાથે મિશ્ર થએલા, ગજોના ભૂષણ-શબ્દથી; (પ્રાણિઓના) ગળામાં ઘાલેલી ઘુઘરિયોના ઘોષ સાથે સંભળાતા, ગતિને લીધે વિષમ વાગતી ઘંટાઓના ટંકારથી; મંગલ શંખ-શબ્દ વડે વધેલા ધ્વનિવાળા, પ્રસ્થાન-દુંદુભિના નાદથી; અને વારંવાર અહીં તહીં વાગતા ડુમકાના સ્વરથી, મનુષ્યના શ્રવણ જર્જરિત થઇ જઇને તેમને જાણે મૂર્છા આવતી.

ત્યાર પછી સૈન્યની હચડા હચડીથી ધીમે ધીમે ઉત્પન્ન થયેલો ધૂળનો મ્હોટો ઢગ, પૃથ્વીના વિવિધ વર્ણને લીધે, કહિંક વૃદ્ધ મત્સ્યની છાતી જેવો ધૂમ્ર;[2] કહિંક ઉંટના વાળ જેવો ધૂસર; કહિંક વૃદ્ધ હરિણના રોમ જેવો મલિન; કહિંક રેશમી વસ્ત્રના તંતુ જેવો પાણ્ડુર; કહિંક જરઠ મૃણાલ-દંડ જેવો ધવલ; કહિંક વૃદ્ધ કપિના કેશ જેવો કપિલ; કહિંક હરવ્રષભના વાગોળવાથી થતા ફીણ જેવો શ્વેત; ગંગા-પ્રવાહની સમાન હરિ-ચરણમાંથી નીકળતો;[3] કોપેલો હોય તેમ ક્ષમાનો ત્યાગ કરતો;[4] પરિહાસ કરતો હોય તેમ નયનને રૂંધી દેતો;[5] તૃષિત હોય તેમ ગજ-શુંડમાંથી નીકળતા જલ-કણને પીતો; પક્ષવાન્ હોય તેમ ગગનમાં ચઢતો; ભ્રમર-કુલની પેઠે મદ-લેખાને ચુંબન કરતો; સિંહની સમાન કરિ-કુંભસ્થલ ઉપર ફાળ ભરતો; વિજળી હોય તેમ ધ્વજોનું ગ્રહણ કરતો; જરાગમની[6] પેઠે મસ્તકને ધોળાં કરતો; પાંપણો આગળ રહીને દૃષ્ટિને જાણે બંધ કરતો; કમલ-રસનાં મધુ-બિન્દુઓને ચોરીને, જાણે કર્ણોત્પલને સુંઘતો; મદમત્ત ગજના હાલતા કર્ણ વાગવાના જાણે ત્રાસથી તેમના કર્ણ-શંખની[7] અંદર ભરાઈ જતો; સન્મુખ રહેલાં રાજાઓનાં મુકુટ-મણિ, પત્રભંગ, વિગેરે ભૂષણોથી જાણે

---

૧.—" Along the region runs a deafening sound;
" Beneath their footsteps groans the trembling ground. "
*Iliad Bk. II. Lines 118–20.*

૨. અહીંથી ગદ્ય થતાં, ધૂળના ઢગનાં વિશેષણ વાક્યને છેડે આવેલા "ઉડવા લાગ્યો"—એ શબ્દ સાથે સંબંધ રાખે છે. ૩. હરિ=અશ્વ; વિષ્ણુ. જુઓ પૃષ્ઠ ૫૧ ટી. ૨. ૪. ક્ષમા=પૃથ્વી; તે નામનો ગુણ. જુઓ વાસવદત્તા પૃષ્ઠ ૨૯૬–**उत्क्षिप्ता इव मुंचन् क्षमाम्** ૫. રૂંધી દેતો=(આંખમાં) પેસી જતો; ઢાંકી દેતો. ૬. જરાગમ=જરા—વૃદ્ધાવસ્થાનો આગમ—આવવું. ૭. જુઓ પૃષ્ઠ ૯૨ ટી. ૧.

નીકળીને સર્વે દિશાઓમાં ખરતા, ક્ષીરસાગરના જલ જેવા શ્વેત જલકણના વર્ષાદથી, તેમનાં કર્ણ-પલ્લવ અથડાવાથી ગળીને વહેતા મદજલ-બિન્દુના દુર્દિનથી, અને હયના હણહણાટ સાથે ટપકતાં લાળરૂપી જલનાં બિન્દુના સમૂહથી રજ બધી શમી ગઈ તથા દિશાઓ ફરીથી દેખાવા લાગી ત્યારે, સમુદ્ર-જલમાંથી જાણે બ્હાર આવ્યું હોય એવું તે અસંખ્ય સૈન્ય નિહાળીને વિસ્મય પામી, સર્વત્ર દૃષ્ટિ ફેરવી, વૈશમ્પાયને ચંદ્રાપીડને કહ્યું:—

યુવરાજ! મહારાજાધિરાજ તારાપીડે શું નથી છત્યું કે આપ છતશો? કઇ દિશાઓ વશ નથી કરી કે આપ વશ કરશો? કયા દુર્ગ નથી લીધા કે આપ લેશો? કયા દ્વીપાંતર નથી સ્વાધીન કર્યા કે આપ સ્વાધીન કરશો? કયાં રત્ન નથી મેળવ્યાં કે આપ મેળવશો? કયા રાજાઓ નથી નમ્યા? કોણે પોતાના મસ્તક ઉપર, કમલની બાલ કલિ જેવી કોમલ સેવાંજલિ નથી રચી? કનક-મુકુટ-યુક્ત લલાટવડે કોણે સભા-મંડપની ભૂમિને નથી લિસ્સી કરી? કોના ચૂડામણિ ચરણાસન ઉપર નથી ઘસાયા? કોણે છડિયો નથી ઝાલી? કોણે ચામર નથી ઢોળ્યાં? કોણે નથી જય-શબ્દ ઉચ્ચાર્યા? મુકુટ વડે, જલધારા જેવી નિર્મલ એમના ચરણ-નખ-કિરણ-ની લેખાઓનું કોણે નથી પાન કર્યું? ચાર સમુદ્રના જલમાં સ્નાન કરવામાં અતિ મગ્ન રહેતાં[1] સૈન્યને લીધે મદમત્ત થયેલા આ,—દશરથ, ભગીરથ, ભરત, દિલીપ, અલર્ક, અને માન્ધાતા જેવા—પૃથ્વીના સર્વ કુલાભિમાની, સોમરસ પીનારા, ક્ષત્રિય રાજાઓ આપની મંગલકારક ચરણ-રજને અભિષેક-જલના સ્પર્શથી પવિત્ર થયેલા પોતાના ચૂડામણિમાં રક્ષાભૂતિની[2] પેઠે રાખી રહ્યા છે. બીજા આદિ-પર્વતો જેવા આ નરપતિયોવડે આખી પૃથ્વીનું ધારણ થયું છે. વળી દશે દિશાઓને ભરી નાંખતાં આ એમનાં સૈન્ય પણ આપની સેવામાંજ છે. જુઓ! જે જે દિશામાં દૃષ્ટિ ફેરવીએ છિયે તેમાં તેમાં એમજ લાગે છે કે જાણે પાતાલમાંથી સૈન્ય નીકળી આવે છે; વસુધામાંથી જાણે જન્મે છે, દિશાઓમાંથી જાણે તેનું વમન થાય છે; ગગન-માંથી જાણે તેનો વર્ષાદ વર્ષે છે, અને દિવસ જાણે (નવાં નવાં) સૈન્ય સુજે છે! આવા અસખ્ય સૈન્યના ભારથી દબાઇને પૃથ્વીને, મને લાગે છે કે, આજ મહાભારતનાં રણસંગ્રામનો સંક્ષોભ સાંભરી આવતો હશે! શિખર-દેશમાં પ્રતિબિમ્બિત થયેલો આ સૂર્ય, કૌતુકને લીધે ધ્વજાઓને જાણે, અચતો, હંસ જેમ, પતાકાઓમાં વસતી, અંદર જાણે છે! ઉત્તજલ છાંટતા દંતિઓ-ના, એલાયચી જેવા સુગંધિ તથા મહાવેગમાં વહેતા મદજલમાં સર્વત્ર નિરંતર ડુબેલી, અને અંદર પડેલાં ભ્રમર-કુલના કલકલથી ગાજી રહેલી પૃથ્વી જાણે યમુના-જલના તરંગથી ભરાઇ ગઇ હોય એવી દીસે છે! સૈન્યના ભારથી ચગદાઇ જવાના ભયને લીધે આકાશમાં ચઢેલી નદિયો જેવી આ ચંદ્રધવલ ધ્વજ-પંક્તિ, સર્વે દિશાઓને ઢાંકી નાંખે છે! સર્વથા મહા આશ્ચર્ય છે કે સેનાના ભારથી પૃથ્વીના સર્વ કુલપર્વત રૂપી સંધિ-બંધ તુટી જઇને એના હજારો કડકા થઈ જતા નથી, અથવા આવા ભારથી પીડાયેલી વસુંધરા ધારણ કરવાને અશક્ત થઇને, શેષનાગની ફણા રૂપી ભિત્તિયો ડોલી જતી નથી!!

એમ વાત ચાલતી હતી એટલામાં તો યુવરાજ આવાસ-ભૂમિમાં આવી પહોંચ્યો ત્યાં

૧. (પુરાણ-મત પ્રમાણે) પૃથ્વીને અંતે આવેલા ચાર સમુદ્રો-તેમાં સ્નાન કરવામાં મગ્ન-એમ કહીને કવિયે એવું સૂચવ્યું છે કે તેઓએ (તે સમયે જણાયેલી) આખી પૃથ્વી છતી લીધી હતી, અને તેના રક્ષા સારૂ ત્યાં ફરતાં હતાં. ૨. રક્ષા-ભૂતિ=રક્ષાકારક ભૂતિ-વિભૂતિ-રાખ.

નીકળીને સર્વ દિશાઓમાં ખરતા, ક્ષીરસાગરના જલ જેવા શ્વેત જલકણના વર્ષાદથી, તેમનાં કર્ણ-પલ્લવ અથડાવાથી ગળીને વહેતા મદ-જલ-બિન્દુના દુર્દિનથી, અને હયના હણહણાટ સાથે ટપકતાં લાળરૂપી જલનાં બિન્દુના સમૂહથી રજ બાઝી શમી ગઈ તથા દિશાઓ ફરીથી દેખાવા લાગી ત્યારે, સમુદ્ર-જલમાંથી જાણે બ્હાર આવ્યું હોય એવું તે અસંખ્ય સૈન્ય નિહાળીને વિસ્મય પામી, સર્વત્ર દૃષ્ટિ ફેરવી, વૈશમ્પાયને ચંદ્રાપીડને કહ્યુંઃ—

યુવરાજ! મહારાજાધિરાજ તારાપીડે શું નથી જીત્યું કે આપ જીતશો ? કઇ દિશાઓ વશ નથી કરી કે આપ વશ કરશો ? ક્યા દુર્ગ નથી લીધા કે આપ લેશો ? ક્યા દ્વીપાંતર નથી સ્વાધીન કર્યા કે આપ સ્વાધીન કરશો ? ક્યાં રત્ન નથી મેળવ્યાં કે આપ મેળવશો ? ક્યા રાજાઓ નથી નમ્યા? કોણે પોતાના મસ્તક ઉપર, કમલની બાલ કલિ જેવી કોમલ સેવાંજલિ નથી રચી ? કનક-મુકુટ-યુક્ત લલાટવડે કોણે સભા-મંડપની ભૂમિને નથી લિસ્સી કરી ? કોના ચૂડામણિ ચરણાસન ઉપર નથી ઘસાયા ? કોણે છડિયો નથી ઝાલી ? કોણે ચામર નથી ઢોળ્યાં? કોણે નથી જય-શબ્દ ઉચ્ચાર્યા ? મુકુટ વડે, જલધારા જેવી નિર્મલ એમના ચરણ-નખ-કિરણ-ની લેખાઓનુ કોણે નથી પાન કર્યુ ? ચાર સમુદ્રના જલમાં સ્નાન કરવામાં અતિ મગ્ન રહેતાં[1] સૈન્યને લીધે મદમત્ત થયેલા આ,—દશરથ, ભગીરથ, ભરત, દિલીપ, અલર્ક, અને માન્ધાતા જેવા—પૃથ્વીના સર્વ કુલાભિમાની, સોમરસ પીનારા, ક્ષત્રિય રાજાઓ આપની મંગલકારક ચરણ-રજને અભિષેક-જલના સ્પર્શથી પવિત્ર થયેલા પોતાના ચૂડામણિમાં રક્ષાભૂતિની[2] પેઠે રાખી રહ્યા છે. બીજા આદિ-પર્વતો જેવા આ નરપતિયોવડે આખી પૃથ્વીનું ધારણ થયું છે. વળી દશે દિશાઓને ભરી નાંખતાં આ એમનાં સૈન્ય પણ આપની સેવામાંજ છે. જુઓ ! જે જે દિશામાં દૃષ્ટિ ફેરવીએ છિયે તેમાં તેમાં એમજ લાગે છે કે જાણે પાતાલમાંથી સૈન્ય નીકળી આવે છે; વસુધામાંથી જાણે જન્મે છે; દિશાઓમાંથી જાણે તેનું વમન થાય છે; ગગન-માંથી જાણે તેનો વર્ષાદ વર્ષે છે; અને દિવસ જાણે ( નવાં નવાં ) સૈન્ય સર્જે છે ! આવા અસંખ્ય સૈન્યના ભારથી દબાઇને પૃથ્વીને, મને લાગે છે કે, આજ મહાભારતનાં રણસંગ્રામનો સંક્ષોભ સાંભરી આવતો હશે ! શિખર-દેશમાં પ્રતિબિમ્બિત થયેલો આ સૂર્ય, કૌતુકને લીધે ધ્વજાઓને જાણે ગણતો હોય તેમ પતાકાનાં વનની અંદર ભમે છે ! દાનજલ છાંટતા દંતિયો-ના, એલાયચી જેવા સુગંધિ તથા મહાવેગમાં વહેતા મદજલમાં સર્વત્ર નિરંતર ડુબેલી, અને અંદર પડેલાં ભ્રમર-કુલના કલકલથી ગાજી રહેલી પૃથ્વી જાણે યમુના-જલના તરંગથી ભરાઇ ગઇ હોય એવી દીસે છે ! સૈન્યના ભારથી ચગદાઇ જવાના ભયને લીધે આકાશમાં ચડેલી નદિયો જેવી આ ચંદ્રધવલ ધ્વજ-પંક્તિ, સર્વે દિશાઓને ઢાંકી નાંખે છે ! સર્વથા મહા આશ્ચર્ય છે કે સેનાના ભારથી પૃથ્વીના સર્વે કુલપર્વત રૂપી સંધિ-બંધ તુટી જઇને એના હજારો કકડા થઈ જતા નથી, અથવા આવા ભારથી પીડાયેલી વસુંધરા ધારણ કરવાને અશક્ત થઇને, શેષનાગની ફણા રૂપી ભિત્તિયો ડોલી જતી નથી ! !

એમ વાત ચાલતી હતી એટલામાં તો યુવરાજ આવાસ-ભૂમિમાં આવી પહોંચ્યો જ્યાં

૧. ( પુરાણ-મત પ્રમાણે ) પૃથ્વીને અંતે આવેલા ચાર સમુદ્રો-તેમાં સ્નાન કરવામાં મગ્ન-એમ કહીને કવિયે એવું સૂચવ્યું છે કે તેઓએ ( તે સમયે જણાયેલી ) આખી પૃથ્વી જીતી લીધી હતી, અને તેની રક્ષા સારૂ ત્યાં ફરતાં હતાં. ૨. રક્ષા-ભૂતિ=રક્ષાકારક ભૂતિ-વિભૂતિ-રાખ.

થતો ગયો પણ અ મના મહાવેગને લીધે તે એકલોજ, એક ક્ષણ માત્રમાં મૂળપ્રદેશથી એકદ પદર ગોજન દૂર જતો રહ્યો, અને જે કિન્નર-મિથુનની પછવાડે તે જોરથી દોડ્યો હતો તે એના જોતા જોતામાંજ સામેના ઉંચા પર્વત-શિખર ઉપર ચઢી ગયું.

તેના ચઢી ગયા પછી ચંદ્રાપીડે પોતાની દૃષ્ટિ તેની પાછળ જતી અટકાવીને જોયું તો પર્વતના શિખર ઉપર પડેલા પથ્થરને લીધે આગળનો માર્ગ પૂરાઈ ગયેલો દીઠો. તેથી તેણે અશ્વને ઉભો રાખ્યો, અને તે સમયે ઇન્દ્રાયુધનુ તથા પોતાનુ શરીર શ્રમ-સ્વેદથી ભીનું થઇ ગયેલુ જોઇને, જરા વાર થોભી, પોતેજ હસીને વિચાર કરવા લાગ્યો કે—શું કરવા મ્હેં આ બાલક-બુદ્ધિ કરીને મ્હારા આત્માને નિરર્થક શ્રમ આપ્યો ? આ કિન્નરદ્વંદ્વને પકડવાનું વા ન પકડવાનું મ્હારે શુ પ્રયોજન હતું ? પકડાયું હત તોએ શું થાત ? અને હમણાં નથી પકડાયું તોએ શુ ગયુ ? અહો ! આ કેવી મ્હેં મૂર્ખાઈ કરી ! કેવું વગર વિચાર્યુ કામ આદર્યું ? કેવા નિરર્થક કાર્યમા જીવ ઘાલ્યો ! આ કેવી મ્હારી છોકરવાદ થઇ! સારૂં ફલદાયક કર્મ કરતો હતો તે વૃથા ગયુ. અવશ્ય કરવા યોગ્ય ક્રિયા પૂરી થવા આવેલી વિફલ ગઈ. મિત્ર-કાર્ય કરવાનું તે બન્યુ નહિ. રાજધર્મનું પ્રવર્તન કરીને તે ચલાવાર્યો નહિ. ભારે કાર્ય આરંભીને પૂરૂં થયું નહિ. દિગ્વિજય કરવાનો મ્હારો પ્રયત્ન સિદ્ધ થયો નહિ. ગાંડા જેવો શું કરવા હું મ્હારો પરિવાર સર્વ તજીને આટલે બધે દૂર આવી પડ્યો ? અને શું કરવા હું આ કિન્નર-મિથુનની પાછળ નિરર્થક દોડ્યો ?—આમ જ્યારે વિચારૂં છું ત્યારે તો મ્હારો પોતાનો આત્માજ મને પરપુરુષની સમાન હસે છે. કોણ જાણે મ્હારી સાથે આવેલુ સૈન્ય અહીંથી કેટલુંએ દૂર પડ્યું હશે ! ઇન્દ્રાયુધ તો મહાવેગી છે, અને નિમેષ માત્રમાં એ ઘણે દૂર જતો રહે છે. વળી આવતે આવતે મ્હારી દૃષ્ટિ એ કિન્નર-મિથુન ઉપરજ ચ્હોટેલી હતી તેથી આ, સેંકડો વૃક્ષની ખીચોખીચ ગુંચવાઈ ગયેલી શાખાઓથી ભરાઇ ગયેલા, તથા નિરંતર ખરતાં શુષ્ક પત્રથી ઢંકાઇ ગયેલી ભૂમિવાળા મહાવનમાં, અશ્વના વેગને લીધે, મ્હારાથી માર્ગ પણ જોવાયો નથી કે હું પાછો વળીને જાઉં. તેમજ આ પ્રદેશમાં મહામહા પ્રયત્ને પણ ભટકવાથી કોઈ મનુષ્ય મળે એમ નથી કે તે મને સુવર્ણપુર જવાનો માર્ગ દેખાડે. પરંતુ મ્હે ઘણુ લોકને એવું કહેતાં સાંભળ્યા છે કે સુવર્ણપુર પૃથ્વીના ઉત્તર દેશોની સીમા છે; તેની પછી મનુષ્ય-સંચાર વિનાનું એક અરણ્ય આવે છે અને તે ઓળંગીને કૈલાસ પર્વત ઉપર જવાય છે. માટે આજ કૈલાસ હશે. તેથી હવે મ્હારે એકલાએ પાછા ફરીને જોતાં જોતાં કેવળ દક્ષિણ દિશામાંજ જવું. ખરેખર, પોતાનાં કરેલાં દુષ્કૃતનું ફલ પોતાનેજ અનુભવવાનુ છે !—આવો નિશ્ચય કરીને ડાબે હાથે લગામ ખેંચી તેણે ઘોડાને પાછો ફેરવ્યો.

અશ્વને પાછો વાળી પોતે ફરીથી વિચાર કરવા લાગ્યો કે—ઝગઝગતી પ્રભાથી પ્રકાશતો આ સૂર્ય હમણાં દિવસશ્રીના રસનામણિ જેવો મધ્ય-ભાગમાં બિરાજેલો છે, અને આ ઇન્દ્રાયુધ ઘણો થાકી ગયો છે. માટે એને કેટલાક દૂર્વાંકુર ખવરાવી, કોઈ સરોવરમાં, શિલાના ઝરણુમાં—વા નદી-જલમાં ન્હવરાવી, પાણી પાઈ, એનો શ્રમ ઉતારી હું પણ પાણી પી, કોઈ વૃક્ષની નીચે છાયામાં જરા વાર વિશ્રામ લઉં; પછી ચાલવા માંડીશ.—એમ વિચારી જલની શોધમાં વારંવાર આમ તેમ દૃષ્ટિ ફેરવતો ફેરવતો તે આગળ ચાલ્યો એટલે, નલિની-સમેત જલમાં નાહીને થોડાજ કાળ થયાં ગયેલા, પર્વત-વાસી, મ્હોટા વનગજના ટોળાના ચરણથી

ઉખડેલા કાદવવડે ભીનો થયેલો માર્ગ તેની નજરે પડ્યો, તેના ઉપર, શૂંડથી કાપેલાં કમલ, મૃણાલ મૂલ તથા દંડ સહિત પડેલાં હતાં. અતિશય ભીના શૈવલ-પ્રવાલ વડે તેનો કોઈક ભાગ જરા શ્યામ પડી ગયો હતો. તોડી નાંખેલી કમલ, કુમુદ, કુવલય તથા કલ્હારના કુસુમની કળિયો વચ્ચે વચ્ચે ત્યાં વેરાયેલી હતી. ખોદી નાંખેલાં કમલ-કંદ કાદવ સહિત પડેલાં હતાં. ભાગી નાંખેલી, પુષ્પનાં લુમખાંવાળી, વનની કોમલ શાખાઓ પથરાયલી હતી. કાપી નાખેલી વન-લતાઓનાં પુષ્પ ઉપર બેઠેલા ભ્રમર કુદાકુદ કરતા હતા; અને અભિનવ બકુલ-કુસુમનો પરિમલ આપતું, તમાલ-પલ્લવના રસ જેવું શ્યામ મદ-જલ તે માર્ગ ઉપર બધે છંટાઈ ગયું હતું.

તે ઉપરથી, એટલામાં કહિંક જલાશય હશે એવી શંકા કરીને તે સામોજ ચાલ્યો; અને કૈલાસતલ કે જે ઉંચી ડોકે જોવાય એવાં, ઉપરના ભાગમાં છત્ર-મંડલના આકારનાં, તથા અવિરલ છતાં પણ શાખાઓ વિના વિરલ જેવાં દેખાતાં સરલ સાલ અને સલ્લકી વિગેરે વૃક્ષથી ભરેલું છે;[1] જેની રેતી સ્થૂલ અને કપિલ છે; જ્યાં શિલાતલ બહુ હોવાથી ઘાસ વિગેરે થોડુંજ ઉગે છે; વનગજના દંતથી ભાગેલી મનઃશિલા (ધાતુ)ની ધૂળથી જે ધસર દેખાય છે; વળી ગયેલી, કોતરેલી હોય એવી શોભતી, પત્રભંગ જેવી કુટિલ, પાષાણ-ભેદ (વૃક્ષની) મંજરીઓ જેની શિલાઓની વચ્ચે વચ્ચે જથાબંધ પડેલી છે; અહર્નિશ ગળતા ગૂગળના રસથી જેના પથ્થર પલળી ગયેલા છે; શિખરમાંથી ઝરતા શિલાજતુ-રસથી[2] જેની શિલાઓ ચીકણી થયેલી છે; ટંકન જાતિના અશ્વની ખરિયોથી ખંડિત થયેલી હરિતાલના ચૂર્ણથી જે મલિન થયેલું છે; ઉંદરોએ ખોદેલાં દરની અંદર જ્યાં સુવર્ણ-રજ પથરાયલી છે; ચમર અને કસ્તૂરિકા-મૃગીઓનાં પગલાં જેની રેતીમાં પડેલાં છે; અવસ્થાથી દુર્બલ થયેલા રુરુ અને રલ્લક (જાતિના) મૃગની રુવાટીથી જે ભરેલું છે; વિષમ શિલાઓ ઉપર જ્યાં ચકોર પક્ષિયોનાં દ્વંદ્વ બેઠેલાં છે; જેની તટ-ગુહાઓના મુખમાં વનમાનુષનાં મિથુન વસે છે; સુગંધિ પાષાણનો જ્યાં પરિમલ આવે છે; અને જ્યાં બરૂના છોડ તથા વાંસ ઉગેલા છે—ત્યાં થઇને કેટલેક દૂર ગયો એટલે તેજ કૈલાસ-ગિરિના ઈશાન ખૂણામાં તેણે, જલ-ભારથી મંદ પડેલી મેઘ-માલા જેવી, તથા કૃષ્ણરાત્રિયોની ભેગી કરેલી અંધકાર-રાશિ જેવી એક અતિ વિસ્તીર્ણ વૃક્ષની ઘટા જોઈ. અને સામેથી આવતો, પુષ્પ-પરાગથી સુગંધી થયેલો, જલસંસર્ગથી શિશિર બનેલો, જલ-કણને લાવતો, ચંદન-રસના સ્પર્શ જેવો લાગતો, જલ-તરંગનો પવન જાણે તેને આલિંગન દેતો હોય, તથા કમલ-મધુ પીને મત્ત બનેલા કલહંસોનો શ્રોત્રહારી કોલાહલ જાણે તેને બોલાવતો હોય તેમ તેણે તેમાં પ્રવેશ કર્યો.

પેસતાંજ તે વૃક્ષ ઘટાના મધ્ય ભાગમાં તેણે ત્રૈલોક્ય-લક્ષ્મીના મણિ-દર્પણ જેવું, વસુંધરા-દેવીના સ્ફટિકમય ભૂમિ-ગૃહ જેવું, સર્વ સાગરોના નિર્ગમન-માર્ગ જેવું, દિશાઓના ઝરણ જેવું, ગગનતલના જલરૂપ અવતાર જેવું, દ્રવ પામેલા કૈલાસ જેવું, ગળી ગયેલા હિમાલય જેવું, રસ થયેલા ચંદ્ર-પ્રકાશ જેવું, મહાદેવના પીગળી ગયેલા હાસ્ય જેવું, સરોવરને આકારે રહેલા ત્રિભુવન-પુણ્ય-સમૂહ જેવું, સલિલ રૂપે દેખાતા વૈદુર્ય-મણિના ગિરિ જેવું, દ્રવ પામીને એક સ્થલે પડેલા શરદ્-મેઘ સમૂહ જેવું, અને વરુણ દેવના દર્પણ જેવું, એક અતિ મનોહર,

૧.—'ત્યાં થઇને ' વિ૦ આગળ આવતા શબ્દો સાથે સંબંધ લેવો. ૨, જેને 'શિલાજીત' કહે છે તેથી.

દૃષ્ટિને આલ્હાદન કરતું, અચ્છોદ નામનું સરોવર જોયું. તેની સ્વચ્છતાને લીધે તે જાણે મુનિયોનાં મનનું, સજ્જનોના સદ્‌ગુણનું, હરિણીની લોચન-પ્રભાનું, કે મુક્તાફલના કિરણપુંજ બનાવેલું હતું! ! પર્યંતસુધી પૂર્ણ છતાં પણ તેની અંદર સર્વ વૃત્તાન્ત સ્પષ્ટ દેખાવાથી તે જાણે ખાલી હોય એમ લાગતું! પવનથી ઉછળતા જલ-તરંગના કણ રૂપી વાળમાંથી ઉત્પન્ન થયેલાં, અને સર્વ દિશાઓમાંથી ભેગાં થયેલાં, હજારો ઇન્દ્ર-ધનુષ જાણે તેનું રક્ષણ કરતાં હતાં! શ્રી નારાયણની પેઠે તેણે (પણ) ઉદ્‌ભિન્ન પંકજવાળા પોતાના ઉદરમાં પ્રતિમારૂપે પેઠેલું,—વન, પર્વત, નક્ષત્ર અને ગ્રહોથી ભરેલું—ત્રિભુવન ધારણ કર્યું હતું![1] પાસેના કૈલાસમાંથી ઉતરીને ઉમાપતિ વારવાર ત્યાં ડૂબકી મારી બ્હાર નીકળતા તે સમયે થતા ક્ષોભમાં એમનો ચંદ્રચૂડામણિ ચલિત થયાથી ગળતો અમૃત-રસ જે, જલથી ધોવાયલા ગૌરીના ગાલમાંથી ગળેલા લાવણ્ય-પ્રવાહ જેવો દેખાતો તે, એ સરોજલમાં મિશ્ર થયો હતો. તેના સલિલ-પ્રદેશ, જેની અંદર પડેલાં, તટ ઉપરનાં તમાલ-વનનાં પ્રતિબિમ્બને લીધે અંધકાર થઈ રહેવાથી જાણે રસાતલના દ્વાર દેખાતાં હતાં, તે વડે એ સરોવર વધારે ગભીર લાગતું હતું. તેનાં નીલ-કમલનાં ગાઢ વનને ચક્રવાક-યુગલ, દિવસે પણ રાત્રિની શંકા થયાથી સજી દેતાં હતાં. બ્રહ્માએ વારંવાર પોતાનું કમંડલ તેમાંથી ભરીને તેના જલને પવિત્ર કરેલું હતું; વાલખિલ્ય[2] ઋષિયોનાં ટોળાંએ સેંકડો વખત ત્યાં સંધ્યોપાસના કરેલી હતી. જલમાં ઉતરેલી સાવિત્રીએ અનેક વાર દેવપૂજા સારૂ તેમાંથી કમલ ચુટેલાં હતાં. સપ્તર્ષિમંડલે સહસ્ર વાર સ્નાન કરીને તેને પાવન કર્યું હતું. સિદ્ધવધૂઓએ સર્વદા કલ્પ-લતાનાં વલ્કલ ધોઇને તેના સલિલને સુગંધિ કીધું હતું. જલક્રીડાને અર્થે આવેલી કુબેરના અન્તઃપુરની કામિનીઓનાં, કામદેવે ચઢાવેલા ચાપ જેવાં, અતિ વિકટ, તથા આવર્તવાળા[3] નાભિ-મંડલોએ તેનું જલ પીધું હતું. તેના કોઈક ભાગમાં વરુણ-હંસ, વિકસિત કમલવનમાં બેઠેલા હતા. કોઈ સ્થલે દિગ્ગજના સ્નાન કરવાથી જરઠ મૃણાલ-દંડ જર્જરિત થઈ ગયા હતા. કોઈક સ્થલે હર-વૃષભનાં શૃંગ-શિખરવડે તટ ઉપરની શિલાઓ તુટી ગયેલી હતી. કદિક યમ-મહિષે શૃંગાગ્ર વડે ફીણના ઢગ વેરેલા હતા; અને કદિક ઐરાવતના દંત-મુસલ વડે કુમુદખંડ ખંડિત થયા હતા. યૌવનની પેઠે તે ઉત્કલિકાથી ભરેલું હતું;[4] પ્રેમથી પીડાતા પુરુષની પેઠે તે મૃણાલ વલયથી અલંકૃત હતું.[5] મહાપુરુષની સમાન તેનામાં મીન, મકર, કૂર્મ તથા ચક્રનાં લક્ષણ પ્રકટ હતાં.[6] કાર્તિકેયના ચરિતની પેઠે, તેમાં **ક્રૌંચની** સ્ત્રીના વિલાપ સંભળાતા હતા.[7] ભારતની પેઠે તેમાં **પાણ્ડુ-ધાર્તરાષ્ટ્ર-કુલનાં પક્ષ** ક્ષોભ કરતાં હતાં.[8] અમૃત-મથન-સમયની સમાન ત્યાં તીરે ઉભેલા **નીલકંઠ**

૧. નારાયણની નાભિમાંથી કમલ નીકળ્યું હતું; અને આ સરોવર (ના ઉદર) માં પણ કમલ ઉગેલાં; નારાયણે આખી સૃષ્ટી દેખાડી હતી અને સરોવરમાં પણ આસપાસની ભૂમિ વિ૦ પ્રતિબિમ્બ રૂપે પડેલું હતું. ૨. ઋષિ-ગણનો એ એક ભેદ છે. ૩. આવર્ત=પાણીના ભમરા; નાભિની આસપાસ ઉગેલી રૂવાંટી જલ ભ્રમર જેવી હોય છે. ૪. ઉત્કલિકા=જલ તરંગ અથવા કળિયો; ઉત્કંઠા ૫. સરોવરમાં મૃણાલ ઉગેલાં: કામાગ્નિથી બળતા પુરુષો હાથે મૃણાલ-વલય પેહેરે. ૬. સરોવરમાં મીનાદિક જળચરો: પક્ષે, ચિહ્નરૂપ ચક્ર=ચક્રવાક; તે નામનું ગોળ રાસ. ૭. ક્રૌંચ=બક પક્ષી! તે નામનો પર્વત. કાર્તિકેય "ક્રૌંચરિપુ" કહેવાય છે, કારણ કે તેણે તેને ચીરી નાંખ્યો હતો ૮. સરોવરમાં પાણ્ડુ—શ્વેત, ધાર્તરાષ્ટ્ર—તે નામના હંસ—નાં કુલ-સમૂહ—ના પક્ષ—પાંખો—થી પાણીમાં ક્ષોભ થતો. ભારતમાં પાણ્ડુ અને ધાર્તરાષ્ટ્ર કુલના પક્ષનાં મનુષ્ય લડતા હતાં

t પિતા હતા.[1] શ્રીકૃષ્ણના બાલ-ચરિતની પેઠે ત્યાં તટ ઉપર ઉગેલા કદંબ વૃક્ષે ચઢીને હરિ-પ્રપાત રૂપી ક્રીડા કરતા હતા.[2] કામદેવના ધ્વજની સમાન ત્યાં મકરનો વાસ હતો.[3] દિવ્ય નેત્ર જેવું તે **અનિમિષ-લોચનથી** રમણીય લાગતું હતું.[4] અરણ્યની પેઠે ત્યાં **પુંડરીક** ઉત્પન્ન થતાં હતાં.[5] સર્પ-કુલની પેઠે તે **અનંત શતપત્ર પદ્મથી** શોભિત હતું.[6] કંસના સૈન્ય-પેઠે ત્યાં **મધુકર-કુલ કુવલયાપીડની** પાસે ગાન કરતાં હતાં.[7] કદ્રુના સ્તન-યુગની પેઠે હજારો **નાગ પયઃ**પાન કરતા હતા.[8] મલયાચલની સમાન તેનું **વન ચંદન-શીતલ**[9] અને અસત્ સાધનના જેવું તે **અદૃષ્ટાન્ત** હતું.[10]

એ જોતાંજ તેનો શ્રમ ઉતરી ગયો અને મનમાં વિચાર આવ્યો કે—અહો ! મ્હારૂં કિન્નર-મિથુનને અનુસરણ નિષ્ફલ છતાં પણ આ સરોવર જોવાથી સફલ થયું ! આજજ મ્હારાં ચક્ષુને દ્રષ્ટવ્ય દીઠાનું પૂર્ણ ફલ મળ્યું ! ખરેખર આ તો મ્હેં રમણીયતાનો અંત જોયો ! આનંદદાયક વસ્તુઓની અવધિ દીઠી ! મનોહર વિષયોની સીમા નિહાળી ! પ્રીતિજનક પદાર્થોની પરિસમાપ્તિ પ્રત્યક્ષ કીધી ! અને દર્શનીયમાં શ્રેષ્ઠનું દર્શન કર્યું ! આ સરોવરનુ જલ ઉત્પન્ન કર્યાં છતાં બ્રહ્માએ અમૃત ઉત્પન્ન કરીને સ્વસૃષ્ટિને જાણે પુનરુક્ત કીધી છે ! આ પણ અમૃતની પેઠેજ સર્વ ઇન્દ્રિયોને આહ્લાદન કરવા સમર્થ છે—એની અતિશય નિર્મલતાથી એ આંખને આનંદ આપે છે; શીતલતાથી સ્પર્શને સુખ આપે છે; કમલની સુગન્ધથી નાસિકાને તૃપ્ત કરે છે; હંસના સ્વરથી શ્રવણને સંતુષ્ટ કરે છે; અને સુસ્વાદને લીધે એ જીભને ભાવે છે. નક્કી આનેજ જોવાની તૃષ્ણાથી ભગવાન્ ગૌરીપતિ કૈલાસ મૂકીને બીજે કહીં વસતા નથી ! શ્રી કેશવે પોતાનું જલ-શયન યોગ્ય સ્થલે રાખ્યું નથી; કેમકે એ આવું અમૃત-રસ જેવું સુગંધિ સલિલ મૂકીને, લવણ રસથી કર્કશ થયેલા જલવાળા સમુદ્રમાં સુવે છે ! વળી ખરે ! આ સરોવર પ્રથમ નહિજ હોય, કારણ કે પ્રલય-મહાવરાહના નાસિકા પ્રહારથી ભયભીત થઇને પૃથ્વી, અગસ્ત્યમુનિયે પાન કરી માપેલા જલવાળા સમુદ્રમાં ઉતરી ગઈ હતી.[11] જો એમ ન

---

૧. નીલકંઠ=મયૂર; શિવ વિષ=જલ; ઝેર. મહાદેવે સમુદ્રમાંથી નીકળેલું કાલકૂટ નામનું વિષ પીધું હતું. ૨. હરિ=વ-નર; શ્રીકૃષ્ણ પોતેજ. જલ વિ૦=પાણીમાં ભુસકા મારવાની રમત. ૩. અહીં ખરેખરા મકર; ધ્વજમાં તેનું ચિહ્ન. ૪. અનિમિષ=મત્સ્ય; મીચ્યા વિનાનાં, જુઓ પૃષ્ઠ ૪૬ ટી. ઉંલી ટી ૬. દિવ્ય ચક્ષુ સર્વદા અનિમિષ રહે છે જુઓ નલોપાખ્યાન પૃ. ૨૬.

साऽपश्यद्विबुधान् सर्वानस्वेदान् स्तब्धलोचनान् ।
भूमिष्ठो नैषधश्चैव निमेषेण च सूचितः ॥

૫. પુણ્ડરીક=શ્વેત કમલ; તે નામની વનસ્પતિ. ૬. અનંત=અસંખ્ય, શતપત્ર=સો પાંખડીવાળાં, પદ્મ=કમલ-સરોવરમાં; અને એ ત્રણ સર્પની જાતિયો પણ છે. ૭. મધુકર=ભ્રમર (સમાન અર્થ), અથવા મધુ વનમાં કર છે જેમનો એવા—કંસાદિક (હાથી સાથે લેવાં.) કુવલયાપીડ=કુવલય-એક જાતિનું કમળ—રૂપી આપીડ=શિરોભૂષણ; તે નામનો હાથી જુઓ પૃ. ૨૭. ટી. ૩. ૮. કદ્રુ=સર્પ લોકની માતા. (જુઓ પૃ ૪૯ ટી. ૨) નાગ=હાથી; સર્પ. પય=જલ; દૂધ. ૯. વન=જલ; અરણ્ય. ચંદન૦=ચંદન જેવું અને ચંદન-વૃક્ષથી શીતલ. ૧૦ સાધન=(ન્યાયશાસ્ત્રમાં) હેતુ અથવા વ્યાપ્ય. અથવા અનુમાન. અદૃષ્ટાન્ત=અદૃષ્ટ+અન્ત=અન્ત જેનો દૃષ્ટિયે પડે નહિ તેવું; અ+દૃષ્ટાન્ત=દૃષ્ટાન્ત-ઉદાહરણ-રહિત. ૧૧ એટલે કે જો આ સરોવર તે કાળે હત તો પૃથ્વી સમુદ્રમાં સંતાવાને બદલે એમાં સંતાત કેમકે સમુદ્રનું પાણી તો અગસ્ત્ય ઋષિ પણ માપી શક્યા હતા, પરંતુ આ સરોવર એવું મ્હોટું છે કે એને કોઇએ માપી ગયું નથી !

હોય અને આ મહાસરોવરના અગાધ તથા અનેક પાતાલ જેવા ગંભીર જલમાં એ મળી કદી નિમગ્ન થતા હોય તો એક શું પણ હજારો મહાવરાહને તેનો પત્તો જડે નહિ ! ! નક્કી આમાંથીજ થોડું થોડું જલ લઇને મહાપ્રલય-કાલે પ્રલય-જલધરો પ્રલયના દુર્દિનથી દશે દિશાઓ અંધારી ઘોર કરી મૂકીને સર્વ ભુવનોને ઐકાર્ણવ ભરી દેતા હશે ! અને હું તો ધારું છું કે સૃષ્ટિની પૂર્વે જે બ્રહ્માંડરૂપે સલિલમય ભુવન હતું તેજ બધું ભેગું થઇને આ સરોવરના આકારમાં રહેલું હશે !

આવા વિચારમાં ને વિચારમાંજ ચંદ્રાપીડ તે સરોવરને દક્ષિણ તીરે આવી પહોંચ્યો. ત્યાંની ઘણીખરી રેતી પથરીઓને લીધે કર્કરી થયેલી હતી. વિદ્યાધર લોકોએ નાલસહિત કુમુદ પુષ્પ તોડીને ત્યાં રેતીમાંના એક સુંદર શિવ-લિંગ ઉપર ચઢાવેલાં હતાં. અરુંધતીએ સૂર્યને આપેલા અર્ધ-જલમાંથી પડેલાં રક્ત કમલ ત્યાં શોભતાં હતાં. તેની પાસેની શિલા ઉપર આવીને જલ-માનુષ તડકે બેઠાં હતાં. કૈલાસ ત્યાંથી પાસે હોવાથી સ્નાન કરવા આવેલી માતાઓનાં[2] પગલાંની પંક્તિ ત્યાં પડેલી હતી. ત્યાં પથરાયેલી ભસ્મ, સ્નાન કરી બ્હાર આવેલા, મહાદેવના સર્વ ગણે વિભૂતિ ચોળી હોય એમ સૂચવતી હતી. સ્નાન કરવાને ઉતરેલા ગણપતિના ગંડસ્થલમાંથી ગળેલા મદના ઝરણથી તે ભીનું થયું હતું. અને ત્યાં પડેલાં મ્હોટાં મ્હોટાં પગલાં, અંબિકાનો સિંહ તૃષિત થવાથી એ માર્ગે ઉતર્યો હશે એમ અનુમાન કરાવતાં હતાં.— એવે તીરે આવીને પોતે ઉતરી પડ્યો, અને પછી ઇન્દ્રાયુધ ઉપરથી પર્યાણ ઉપાડી લીધું. અશ્વ ભૂમિ ઉપર જરા આળોટીને ઉઠ્યો એટલે થોડુંક લીલું ઘાસ તેને ખવરાવી, સરોવરમાં લઈ જઈ, પાણી પાઈ, તેની ઇચ્છા પ્રમાણે ન્હાવા દઇ, ચંદ્રાપીડ તેને બ્હાર લાવ્યો: અને ચોકડું કાઢી લઈ, એક સુવર્ણમય સાંકળવડે તેના ચરણ, પાસે ઉગેલા વૃક્ષની મૂલ-શાખા સાથે બાંધી, નાના ખડ્ગથી કાપેલા કેટલાક, સરોવરની તીરે ઉગેલા દૂર્વાંકુરના કવલ તેની પાસે નાંખી, પોતે ફરીથી જલમાં ઉતર્યો. તેમાં પોતાના હાથ ધોઇ, ચાતકની પેઠે જલમય આહાર કરી, ચક્રવાકની પેઠે મૃણાલના કકડાનો સ્વાદ ચાખી, ચંદ્રની પેઠે કરાગ્રથી[3] કુમુદને સ્પર્શ કરી, સર્પની પેઠે જલ-તરંગના પવનને અભિનંદન કરી, કામબાણના પ્રહારથી જર્જરિત થયો હોય તેમ છાતી ઉપર કમલ-પત્ર રૂપી વસ્ત્ર મૂકી, વનગજની સમાન જલ-કણથી ભીના પુષ્કરવડે[4] સુશોભિત થયેલા કર સહિત, સરોવરમાંથી તે બ્હાર નીકળ્યો. પછી, તરતજ તોડેલાં હોવાથી શીતલ રહેલાં, તથા જલ-કણિકાથી ભરેલાં, મૃણાલયુક્ત કમલપત્રની, લતામંડપમાં પડેલા શિલાતલ ઉપર શય્યા રચી, માથા તળે ગોળ વાળેલા વસ્ત્રનો ટેકો મૂકી, રાજકુમાર ત્યાં સૂતો. એવી રીતે જરા વાર વિશ્રામ લીધો એટલામાં તો તેણે તેજ સરોવરના ઉત્તર તીર ભણીથી આવતો,—ઘાસ ખાવું મૂકી દઇ, કર્ણ નિશ્ચલ કરીને તે તરફ મ્હો ફેરવી, ઉંચી ડોકે પ્રથમ ઇન્દ્રાયુધે સાંભળેલો,—શ્રવણને મધુર લાગતો, વીણાના ઝંકાર સાથે મિશ્ર થયેલો, અમાનુષ ગીત-શબ્દ સાંભળ્યો.[5] સ્વર કર્ણે પડતાંજ,—આવા, માનવીઓના વાસ

૧. અર્થાત્ જો આ સરોવર પ્રથમથીજ હોય. ૨. માતાઓ=બ્રહ્માણી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઇન્દ્રાણી, ચામુંડા વિગેરે દેવીઓ. શિવ પાસે રહે છે તે. ૩. કરાગ્ર=નખ; કર-કિરણ. ૪. 'પુષ્કર' તથા 'કર' વિષે જુઓ પૃ. ૭૯ ટી. ૨. ૫. જુઓ પૃ. ૮૧ ટી. ૬. પશુઓને પણ સંગીત શબ્દની અસર થાય છે એમ શેક્સપિયર પણ સૂચવે છેઃ—

"For do but note a wild and wanton herd,"

વિનાના વનમાં વળી સંગીત-શબ્દ ક્યાંથી ?—એમ ઉત્સુક થઇને કમલ-પત્રની શય્યામાંથી ઉઠી, તેણે જે દિશામાંથી ગીત-ધ્વનિ આવતો હતો તેજ દિશા તરફ દૃષ્ટિ કરી. પરંતુ તે પ્રદેશ અતિ દૂર હોવાથી, મહા મહા પ્રયત્નથી આંખ ફેરવીને જોતાં પણ તેને કાંઈ દેખાયું નહિ, કેવલ તે ગીત શબ્દજ બંધ પડ્યા વિના સંભળાયાં કર્યો. આ કૌતુકને લીધે ગીત-ધ્વનિની ઉત્પત્તિ જાણવાની ઇચ્છાથી તેને જવાનું મન થયું એટલે ઇન્દ્રાયુધ ઉપર પર્યાણ માંડીને ચઢી બેસી, તેણે, ગીત ઉપરની પ્રીતિને લીધે આગળ દોડતાં વનહરિણોએ, વગર પૂછે બતાવેલે માર્ગે તે ધ્વનિનીજ શોધમાં ને શોધમાં,—સમપત્ર, બકુલ, એલાયચી, લવિંગ અને લવલીની લતાઓ ઉપર લટકતાં ફુલની સુગંધથી બ્હેકી રહેલી, ભ્રમરોના ગુંજારથી ગાજી રહેલી, તથા તમાલ વૃક્ષથી કાળી પડેલી, દિગ્ગજોની મદપંક્તિ જેવી, તે સરોવરના પશ્ચિમ તટ ઉપરની વન-લેખામાં થઇને ચાલવા માંડ્યું.

આગળ ચાલતાં કૈલાસગિરિમાંથી સામા આવતા, સુગંધિ, સુખકારક પવન જે સ્વચ્છ ઝરણાના જલકણવડે શીતલ થયેલા હતા, ભૂર્જ-વલ્કલને[1] જેઓ જર્જરિત કરતા હતા, હર-વૃષભના વાગોળવાથી થતાં ફીણનાં બિન્દુને જેઓ સાથે લાવતા હતા, કાર્તિકેયના મયૂરની શિખાને જેઓએ ચુમ્બન કર્યું હતું, અમ્બિકાના કર્ણ-પલ્લવને જેઓ વારંવાર નચાવતા હતા, ઉત્તર કુરુ દેશની[2] કામિનીઓનાં કર્ણ-કમલ જેઓ કંપાવતા હતા, કક્કોલ વૃક્ષને ડોલાવતા હતા, રુદ્રાક્ષનાં પુષ્પમાંથી પરાગ ખરાવતા હતા, અને હર-જટામાં બંધાયાથી ગભરાઈ ગયેલા વાસુકિ નાગે પીતાં જે શેષ રહેલા હતા,—તેઓથી સંતુષ્ટ થઇને કુમાર તે પ્રદેશ પાસે આવી પહોંચ્યો તો ત્યાં, તેજ સરોવરને પશ્ચિમ તીરે ચંદ્રિકા જેવી શ્વેત પ્રભાથી આખા પ્રદેશને ધવલ કરતી, ચન્દ્રપ્રભા નામે કૈલાસગિરિની ટેકરીની તળેટીપર બાંધેલું, શ્રીમહેશ્વરનું તેણે એક શૂન્ય દેવાલય જોયું. તે શિવાલયની આજુ બાજુ સર્વે દિશાઓમાં મરકત જેવાં લીલાં, મનો-હર હારીત પક્ષિયોના કુજનથી રમણીય લાગતાં વૃક્ષો આવી રહ્યાં હતાં. તેમની પાકી કળિયો ભમતા ભૃંગરાજ (પક્ષી) ના પંઝાથી જર્જરિત થઈ ગઈ હતી. તેમાંના આંબાની કોમલ શાખાઓ ઉન્મત્ત કોકિલ-કુલ કરડી ખાતાં હતાં, અને વિકસિત કળિયો ઉપર મદમત્ત ભ્રમ-રોનાં ટોળાં ગુંજાર કરતાં હતાં. તેમાંના મરિના છોડના અંકુર, અચકિત ચકોર પક્ષિયો માંહ્યથી

"Or race of youthful and unhandled colts,
"If they but hear per-chance a trumpet sound,
"Or any air of music touch their ears,
"You shall perceive them make a mutual stand,
"Their savage eyes turn'd to a modest gaze,
"By the sweet power of music." *Merchant of Venice, Act V., Sc. I.*
"..............................Then I beat my tabor.
"At which, like unback'd colts, they prick'd their ears,
"Advanc'd their eyelids, lifted up their noses,
"As they smelt music." *Tempest, Act IV., Sc. I.*

૧. ભૂર્જ-વલ્કલ=ભોજપત્રની છાલ. ૨. એ હિમાલયથી ઉત્તરે આવેલો એક દેશ છે.

ચાખતાં હતાં. પુષ્કળ ચંપક-પરાગથી પીળાં પડેલાં ચાતક પિપ્પલી-ફલ ખાતાં હતાં. ફલના ભારથી લચી ગયેલી ઘટ્ટ દાડમડીઓમાં ચકલીઓ માળા બાંધીને વિયાઇ હતી. રમતમાં કૂદતાં કપિકુલના કર-પ્રહારથી તાડીનાં વૃક્ષ ડગમગી જતાં હતાં. કલહથી અન્યોન્ય કોપેલાં કપોતની પાંખોથી તે વૃક્ષોનાં પુષ્પ ગરી પડતાં હતાં. પુષ્પ-પરાગ ( ઉજ્જા ) થી વિચિત્ર થયેલી મેનાઓ તેમનાં શિખર ઉપર બેઠેલી હતી. સેંકડો શુક પોતાનાં મુખ તથા નખાગ્રવડે તેમનાં ફલના કડકા કરી નાંખતા હતા. જલધર-જલ જાણી લોભથી આવેલાં, પણ પછીથી છેતરાયલાં મુગ્ધ ચાતકો ત્યાંની તમાલ વૃક્ષોની ઘટામાં કોલાહલ કરી મૂકતાં હતાં. હાથીનાં બચ્ચાંના પલ્લવ તોડવાથી લવલી-વલય કંપી જતાં હતાં. નવ યૌવનથી મત્ત થયેલાં પારાવત પાંખો ફફડાવીને બેસવાથી એ વૃક્ષોનાં પુષ્પના પુષ્કળ ઝુમખા તુટી પડતાં હતા. પવનની લ્હેરથી કંપતાં કોમલ કદલી-પત્ર ત્યાં પખાનું કામ સારતાં હતાં. ફલના અતિશય ભારથી નાળિયેરીનાં વન નમી જતાં હતાં. એ વૃક્ષોની આસપાસ કોમલ પત્રવાળાં સોપારીનાં ઝાડ આવી રહ્યાં હતાં. કોઈ નિવારણ કરનાર નહિ હોવાથી પક્ષિયો પોતાનાં મુખવડે મ્હોટાં ખજૂરનાં ઝુમખાં કોચી ખાતાં હતાં. વળી વચ્ચે વચ્ચે, મદથી ટૌકા કરતી મયૂરીનો મધુર રવ નીસરતો હતો. કળી શકાય નહિ એટલી કળિયોના કલાપવડે તે વૃક્ષો છવાઇ ગયાં હતાં. અહિં તહિં કૈલાસ-સરિતાના તરંગની છોળો રેતીવાળી ભૂમિ ઉપર વાગેલી હતી. વનદેવતાઓનાં કરતલ જેવાં, અલક્તક-રસનાં બિન્દુથી ભીનાં થયાં હોય એવાં, અતિ સુકુમાર પલ્લવ તે વૃક્ષો ઉપર ઉગેલાં હતાં. ગ્રંથિપર્ણક[1] ખાઇને ચમરીઓનાં ટોળાં તેમનાં મૂળ આગળ આનંદમાં બેઠાં હતાં. કર્પૂર તથા અગુરુ વૃક્ષની સંખ્યા તેઓમાં ઘણી મ્હોટી હતી. ઇન્દ્રધનુષની પેઠે તેઓનું સ્થાન **ઘન** હતું.[2] કુમુદની સમાન સૂર્યકિરણને માર્ગ નહિ આપવાથી તેમની અંદરનો ભાગ શીતલ રહેલો હતો. રામરાજાનાં સૈન્યની પેઠે તેમના પ્રાન્ત ભાગમાં **અ[ ]-જન-નીલ-નલ** હતા.[3] પ્રાસાદોની સમાન ત્યાં પારાવતનો વાસ હતો. ભવનતાપસોની પેઠે તેમની પાસે **વેત્રાસન** હતાં.[4] રુદ્રની સમાન તેમના **પરિકર** ઉપર **નાગ-લતા** વીંટળાયલી હતી.[5] સાગરને કાંઠે આવેલા પુલિનની સમાન ત્યાં નિરંતર **પ્રબાલ-લતાના** અંકુર ફુટેલા હતા.[6] અભિષેક-જલની પેઠે તેઓમાં સર્વ ઓષધિ, પુષ્પ, ફલ તથા પલ્લવ હતાં. ચિત્રગૃહ જેવાં તેઓ બહુ વર્ણનાં વિચિત્ર પિચ્છવાળાં સેંકડો પક્ષિયોથી શોભતાં હતાં.[8] કૌરવોની પેઠે તેમને **ભારદ્વાજ** સેવતા હતા.[9] મ્હોટાં રણ-સંગ્રામની પેઠે ત્યાં **પુન્નાગ** ઉપર **શિલીમુખ** આવીને પડતા હતા.[10] મહાગજની પેઠે તેઓ લટકતાં બાલપલ્લવ વડે ભૂમિને સ્પર્શ કરતાં હતાં.[11] અપ્રમત્ત

---

૧. તે નામની એક વનસ્પતિ. ૨. ઘન=મજબુત; અને મેઘ. ૩. અંજન જેવા નીલ-શ્યામ, નલ જાતના છોડ. સૈન્યમાં આંજન-અંજના-પુત્ર-હનુમાન, તથા નીલ નલ નામના બે વાનર. ૪. વેત્રાસન=વેત્ર અને અસન નામના છોડ; વેત્રાસન=વેત્રનાં બનાવેલાં આસન. ૫. પરિકર=પર્યન્ત ભાગ; કેડનો વા કછોટાનો ભાગ. નાગલતા=નાગરવેલ; સર્પ રૂપી લતા. ૬. પ્રબાલ-પલ્લવ-યુક્ત લતા; પ્રબાલ-પરવાળાં-ની લતા. ૭. અભિષેક જલમાં સર્વ ઓષધિ વિગેરે નાંખે છે તે સારૂ જુઓ પૃ. ૧૦૨ ટી. ૧૧. ૮. વૃક્ષોમાં ખરેખરાં પક્ષી; ચિત્રગૃહમાં માત્ર ચિત્રેલાં ૯. ભારદ્વાજ=તે નામનું પક્ષી (Sky-lark); દ્રોણાચાર્ય. ૧૦. પુન્નાગ=નાગકેશર; હાથી. શિલીમુખ=ભ્રમર; બાણ. ૧૧. વૃક્ષોને નાની નાની ડાળિયો ઉગેલી હોય, હાથીએ તે સુંઢમાં પકડેલી હોય.



મહાશ્વેતા અને ચંદ્રાપીડનો મેળાપ.

નરપતિયોની સમાન તેમની આસપાસ બહુ ગુલ્મ આવી રહ્યા હતા.[1] શસ્ત્ર સજ્જ હોય તેમ તેમની કાયા **ભ્રમર-કવચ** વડે ઢંકાયલી હતી.[2] પ્રમાણ ગ્રહણ કરવાને તત્પર હોય તેમ ત્યાં [વાં] **નર** કરાંગુલિથી ગુંજાને સ્પર્શ કરતા હતા.[3] પૃથ્વીપતિયોના શયનની પેઠે તેમના તળ **સિંહ-પાદથી** અંકિત હતા.[4] પંચાગ્નિ સાધન કરતા હોય તેમ તેમની આસપાસ ઉંચા શિખા-વાળા **શિખીઓ** શોભતા હતા.[5] દીક્ષિત હોય તેમ તેઓ કૃષ્ણ મૃગના શૃંગની વસાયના હતા.[6] વૃદ્ધ ગૃહ-મુનિયોની પેઠે તેઓ **જટાલ બાલ-કમંડલુધર** હતા.[7] અને જાદુગરની પેઠે **દૃષ્ટિને** હરી લેતા હતા.[8]

પવનથકી ઉડીને આમ તેમથી આવતી કેવડાની ગર્ભ રજ વડે સર્વ શરીર ધોળું થવાથી, મહાદેવનું દર્શન કરવા જતા જાણે બળાત્કારે કોઈ ભસ્મવ્રત ધારણ કરાવતું હોય, તથા પ્રવેશ કીધાથી થતા પુણ્યને[9] જાણે પરિગ્રહ કરતા હોય તેમ, કુમાર તે દેવાલયની અંદર પેઠો, અને ત્યાં તેણે સચરાચર ગુરુ ભગવાન્ મહેશ્વર, જેમના ચરણને સકલ ત્રિભુવન વંદન કરે છે તેમનું, નિર્મલ મુક્તા શિલાથી ઘડેલું ચતુર્મુખી લિંગ જોયું. તેની પ્રતિષ્ઠા ચાર સ્તંભવાળા નાના એક સ્ફટિક મંડપમાં કરેલી હતી, અને તરત ચુંટેલા હોવાથી ભીના રહેલા, તથા પવનની કોરેથી ટપકતા જલબિન્દુવાળા, સ્વર્ગ ગંગાના પવિત્ર પુંડરીક, જે ઉભા ચીરેલા ચંદ્રબિમ્બના કડકા જેવા, શિવના હાસ્યના અવયવ જેવા, શેષ નાગની ફેણના કડકા જેવા, વિષ્ણુના શંખના સહોદર જેવા, ક્ષીરસાગરના હૃદય જેવા, તથા મોતીના મુકુટ જેવા શોભતા હતા, તે વડે તેની પૂજા કરેલી હતી.

તે બાણની દક્ષિણ મૂર્તિની સામે, બ્રહ્માસન વાળીને તથા પાશુપત વ્રત ધારણ કરીને બેઠેલી તેણે એક કન્યા જોઈ. તે, સર્વ દિશાઓને ધુવાળી દેતા, પ્રવર કાળે ઉભરાતા ક્ષીર-

---

૧ ગુલ્મ=ઝાડી, સીમા-રક્ષક સેના. ૨ ભ્રમર કવચ=વૃક્ષોની ઉપર ભ્રમર બેઠેલા તેજ જાણે તેમના કવચ, યોદ્ધાઓને ભ્રમર જેવા શ્યામ કવચ. ૩ ત્યાંમાં વાનર અંગુલિથી ગુંજા-ચણોઠી, ને સ્પર્શ કરતા, પ્રમાણ તોલ-કરનાર પણ સૂક્ષ્મ વસ્તુ તોળવા સારૂ ચણોઠી (રતી) વાપરે છે. ૪ સિંહ પાદ=સિંહના પગના, અને સિંહાકારના પાદ-પાયા. ૫ શિખા-જ્વાળા, જ્વાળાવાળા. શિખી=મયૂર, અગ્નિ. ૬ વૃક્ષો ઉપર એ મૃગોએ પોતાના શૃંગ ઘસેલા, ને દીક્ષા લેનારાઓને પોતાના શરીર ઉપર એ શૃંગનો સ્પર્શ કરવો પડે છે. ૭ જટાલ બાલ કમંડલુ ધર=(વૃક્ષોમાં) જટા=મૂળ, અને આલવાલ-ક્યારા, તે યુક્ત કમંડલુ-વૃક્ષ હતા. અથવા જટાલ-જટાવાળા-મૂળવાળા, બાલ-નાના-કમંડલુ વૃક્ષ હતા, અથવા ત્યાં જટાલ-જટા રૂપ રહેલા, વાળ કેશ છે જેમના એવા કમંડલુધર-શિવ-હતા, અથવા જટાલ-વડના ઝાડ, અને બાલ-કમંડલુ હતા (મો. ટી.) ગૃહમુનિયોને જટાલ વાળ અને કમંડલુ-જલપાત્ર-હોય છે, અથવા જટાવાળા બાલ-બાલક, તથા કમંડલુ હોય છે. કેટલાક મુનિઓ પત્નીસહિત વાનપ્રસ્થાશ્રમ લે છે, તેમને પુત્રનો સંભવ છે. ૮ દૃષ્ટિ=આંખ, નજર. ૯ યશ, પુણ્ય, સદ્‌ગુણ, હાસ્ય વિગેરેનો વર્ણ સંસ્કૃત કવિયોએ શ્વેત કલ્પેલો છે, અને શાપ, પાપ આદિનો શ્યામ ગણેલો છે (જુઓ પૃ. ૩૮ થી ૧૮, ટિ.) ઇંગ્રેજી કવિઓ પણ તેમજ ગણે છે —

"No might nor greatness in mortality
"Can censure 'scape, back-wounding calumny
"The whitest virtue strikes. *Measure for Measure, Act III. S. II.*
The frequency of crimes has washed them white. *Cowper's Garden*

સમુદ્રના પૂર જેવા શ્વેત, અતિ દીર્ઘકાલથી સંચિત તપઃસમૂહની સમાન ફેલાતા. અને વૃક્ષોની વચ્ચે વચ્ચે ગંગાજલની પેઠે ભેગા થઇને વહેતા, પોતાની દેહ-પ્રભાના પ્રવાહ વડે, વન-ગિરિ સહિત તે પ્રદેશને જાણે ગજ-દન્તમય બનાવી દેતી હતી; કૈલાસ ગિરિને કોઈ અન્ય પ્રકારેજ ધોળી દેતી હતી; અને જોનારનાં ચક્ષુમાં થઇને (તે પ્રભા-પ્રવાહ) અંદર પેસવાથી, તેના મનને પણ જાણે શ્વેત કરી દેતી હતી !! તેના શરીરની આસપાસ અતિધવલ પ્રકાશ પ્રસરવાથી, તે જાણે સ્ફટિક-ગૃહમાં બેઠી હોય, ક્ષીરસાગરમાં ડુબી ગઈ હોય, નિર્મલ ચીનાઈ વસ્ત્રથી ઢંકાઈ ગઈ હોય, દર્પણ-તલમાં ઉતરેલી હોય, કે શરદ્-મેઘની નજો સંતાઈ ગઈ હોય તેમ તેનાં અવયવ પરિપૂર્ણ રીતે સ્પષ્ટ દેખાતાં ન હતાં. પચ મહાભૂત રૂપી, અંગ સૂજવાનાં દ્રવ્યાત્મક સાધન મૂકીને તેને જાણે કેવલ શ્વેત-ગુણથીજ ઉત્પન્ન કરેલી હતી !! ઉદ્ધત ગણલોક કેશ-ગ્રહણ કરશે એવા ભયથી જાણે દક્ષની યજ્ઞક્રિયાજ મહાદેવને સેવવા આવી હોય;[1] કામદેવના શરીરને અર્થે શિવની આરાધના કરીને તેમનો પ્રસાદ મેળવવા જાણે સાક્ષાત્ રતિજ આવી હોય; સહવાસ-પરિચયને લીધે ચન્દ્ર-શેખરની ચંદ્ર-લેખાને મળવાની ઉત્કંઠાથી જાણે ક્ષીરસાગર-ની અધિદેવતાજ આવી હોય; રાહુના ભયથી ચંદ્ર-મૂર્તિ જાણે શંકરને શરણ આવેલી હોય; ગજ-ચર્મ ઓઢવાની ઉત્કંઠાને લીધે મહેશ્વરે ધ્યાન કર્યાથી આવીને બેઠેલી જાણે ઐરાવત હાથીની છવિ હોય;[2] શંભુના દક્ષિણ મુખની હાસ્ય-છવિ જાણે બ્હાર નીકળી બેઠી હોય;[3] રુદ્રને ચોળવાની વિભૂતિ જાણે શરીર ગ્રહણ કરીને આવી હોય; નીલકંઠના કંઠનો અંધકાર છેદવાનો યત્ન કરતી, જાણે પ્રત્યક્ષ ચંદ્ર-પ્રભા હોય; દેહ ધારણ કરીને આવેલી જાણે પાર્વતીની મનઃશુદ્ધિજ હોય; કાર્તિકેયની જાણે સાક્ષાત્ કૌમાર-વ્રતની ક્રિયા હોય; હર-વૃષભના દેહની કાન્તિજ જાણે પૃથક નીકળેલી હોય; દેવાલયનાં વૃક્ષોની પુષ્પ-સમૃદ્ધિજ જાણે પશુપતિની પૂજા કરવા આવી હોય; બ્રહ્માની તપઃસિદ્ધિજ જાણે ભૂતલ ઉપર ઉતરી હોય; આદિયુગના પ્રજાપતિ ની કીર્તિજ જાણે સપ્ત લોકમાં[4] ભ્રમણ કરવાથી થાકીને વિશ્રામ લેવા આવી હોય; કલિયુગમાં ધર્મ-નાશ થયાથી શોકાતુર બની જઇને જાણે ત્રયી[5] પોતેજ વનવાસ કરવા આવી હોય; આવતા કૃતયુગની બીજ કલા જાણે યુવતી રૂપે રહેલી હોય; શરીરવાળી જાણે મુનિજનોની ધ્યાન સંપત્તિ હોય; દેવગજ-પંક્તિ જાણે સ્વર્ગગંગાના વેગથી ગરબડી ગઈ હોય; રાવણે ઉન્મૂલન કર્યાના ક્ષોભમાં નીચે પડી ગયેલી જાણે કૈલાસની લક્ષ્મી હોય; શ્વેત દ્વીપની[6] શ્રી જાણે અન્ય દ્વીપ જોવાની આતુરતાથી ત્યાં આવી હોય; કાશ કુસુમની વિકાસ-કાન્તિ જાણે શરત્ સમયની રાહ જોતી હોય; શેષ સર્પના શરીરની શોભા જાણે પાતાલ છોડીને બ્હાર નીસરી આવી હોય; બલરામની દેહ-પ્રભા જાણે મદિરાનો મદ ચઢવાથી ગળી પડી હોય; અને શુક્લ-

---

૧. અહીંથી શરૂ થતાં વાક્યોનો સંબંધ " એવી તે શોભતી હતી. " એ છેલ્લા શબ્દો સાથે લેવો. દક્ષે યજ્ઞ કર્યો ત્યારે શિવ-પાર્વતીને આમંત્રણ કર્યું ન હતું અને પાર્વતી ગયાં ત્યારે એમનો તિરસ્કાર કર્યો તેથી પોતે અગ્નિમાં પડી બળી ગયાં. એ ઉપરથી મહાદેવે ક્રોધાયમાન થઇ ત્યાં યુદ્ધ કર્યું તેમાં દક્ષ મરાયો અને યજ્ઞ-ક્રિયા ખેદાન મેદાન થઇ ગઇ. ૨. ગજાસુરનું મર્દન કર્યા પછી મહાદેવે તેનું ચર્મ ધારણ કરીને તાંડવ નૃત્ય કર્યું હતું, અને ત્યાર પછી પણ પ્રતિદિવસ તેમ કરતા એમ કહેવાય છે. ૩. જુઓ પૃ. ૧૧૭ ટી. ૯. દક્ષિણ મુખ કહેવાનું કારણ એ કે તે કન્યા દક્ષિણ મુખનીજ સામી બેઠી હતી. ૪. ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જન, તપઃ ને સત્ય લોક. ૫. જુઓ પૃ. ૯૪ ટી. ૩. ૬. જુઓ પૃષ્ઠ ૭૯ ટી. ૬.

પક્ષની પરંપરા જાણે ભેગી કરીને આણી હોય એવી તે શોભતી હતી !!! તેના શ્વેત વર્ણને લીધે, સર્વ હંસો સાથે જાણે તેણે સંવિભાગ કરેલો હતો; ધર્મના હૃદયમાંથીજ તે જાણે ઉત્પન્ન થયેલી હતી; શંખમાંથી જાણે કોતરી કાઢેલી હતી; મુક્તાફલમાંથી જાણે બનાવેલી હતી; મૃણાલનાંજ જાણે તેનાં અવયવ રચેલાં હતાં; હાથીદાંતના કડકાથીજ જાણે તે ઘડેલી હતી; ચંદ્ર-કિરણના કુંચાથી જાણે તે સ્વચ્છ થયેલી હતી; ચુનાથી જાણે છંટાયલી હતી; અમૃતના ફીણથી જાણે તે ધવલ બનેલી હતી; પારાની ધારાથી જાણે તેને ન્હવરાવેલી હતી; રૂપાના રસનું જાણે તેને મર્દન કરેલું હતું; ચંદ્રમંડલમાંથી જાણે તે કોતરેલી હતી; કુટજ, કુંદ તથા સિંધુવાર કુસુમની જાણે કાન્તિવડે તે શોભતી હતી; અને ધવલતાની જાણે સીમા હતી સ્કંધ સુધી લટકતી, ઉદયાચલ ઉપર ગયેલા સૂર્યબિમ્બમાંથી બાલ કિરણોની પ્રભા લઇને જાણે બનાવેલી, ચમકતી વીજળીના ચંચલ તેજ જેવી રાતી, તથા થોડીવાર થયાં સ્નાન કર્યાથી વિરલ વિરલ રહેલા જલકણને લીધે, જાણે પ્રણામ કરવાથી જગદીશ્વરના ચરણની ભસ્મ તેમાં ચ્હોટી હોય એવી જટા તે કન્યાના મસ્તકને શોભાવતી હતી. માથામાં જટા-પાશ ભેગી ગુંથેલી મણિમય, નામયુક્ત, ગૌરીપતિનાં પગલાંની જોડ તેણે પેહેરેલી હતી. સૂર્યરથના અશ્વોની ખરિયો વડે ખોદાયલા નક્ષત્રોના ચૂર્ણ જેવી શ્વેત ભસ્મવડે તેનું લલાટ અલંકૃત હતું તેથી શિખર-શિલાને અડકેલી શશાંક-કલાવાળી, શૈલરાજની મેખલા જેવી તે શોભતી હતી. અતુલ ભક્તિથકી અલંકૃત થયેલી, શિવલિંગ ઉપર નિબદ્ધ કરેલી, પોતાની, બીજી પુંડરીકમાલા જેવી દૃષ્ટિવડે તે ભગવાન્ ભવાનીપતિને ભજતી હતી. અહર્નિશ ગાન કરવાથી હાલતા હોઠને લીધે મુખમાંથી, શુદ્ધ હૃદયના કિરણ જેવા, સંગીત-ગુણ જેવા, સ્વર જેવા, તથા સ્તુતિના સાક્ષાત્ શબ્દ જેવા પ્રસરતા, અતિ સ્વચ્છ દંત-કિરણથી તે, ત્રિપુરારિને ફરીથી જાણે સ્નાન કરાવતી હતી ! પ્રજાપતિના મુખમાંથી નીકળી આવેલા સાક્ષાત્ વેદાર્થ જેવા, ગુંથેલા જાણે ગાયત્રી-વર્ણ જેવા, નારાયણના નાભિ-કમલમાંથી ચુટેલાં બીજ જેવા, કર-સ્પર્શથી પવિત્ર થવાની ઇચ્છાએ તારાનાજ રૂપમાં આવેલા સપ્તર્ષિ જેવા, અતિ નિર્મલ, આમળા જેવડા મ્હોટા મોતીના દાણાનું અક્ષ-વલય તેણે કંઠમાં પહેરેલું હતું, જેથી તે પરિવેષ સહિત ચંદ્રમંડલયુક્ત પૂર્ણિમાની રાત્રિ જેવી શોભતી હતી !! અધોમુખ રહેલા, શંભુના શિરઃકપાલના મંડલ જેવા, મોક્ષ દ્વાર પાસે મુકેલા કલશ જેવા કાન્તિમાન્ તેના સ્તન-યુગવડે તે, એકજ હંસમિથુન સહિત શ્વેત-ગંગા જેવી પ્રકાશતી હતી ! પાર્વતીના સિંહની યાળનુંજ જાણે બનાવ્યું હોય તેવું, ચામર જેવી સુંદર આકૃતિવાળું, કલ્પ-લતાનું વલ્કલ જેની ગ્રંથિ સ્તન-મધ્ય-ભાગમાં વાળેલી હતી તેનું તે કન્યાએ ઉત્તરીય રચેલું હતું. ઇશ્વરે પ્રસન્ન થઇને આપેલા ચૂડામણિ-ચંદ્રના કિરણનુંજ જાણે મંડલ બનાવ્યું હોય એવું બ્રહ્મસૂત્ર પેહેરીને તેણે પોતાની કાયાને પવિત્ર કીધેલી હતી. પગ સુધી પહોંચતું, અને શ્વેત રંગનું છતાં પણ બ્રહ્માસન બંધમાં ચત્તા રાખેલા ચરણતલની પ્રભાના સ્પર્શથી લાલ જેવું દેખાતું રેશમી વસ્ત્ર તેણે નિતંબ ઉપર પેહેરેલું હતું. યોગ્ય કાળે આવનાર, નિર્વિકારી તથા વિનયી શિષ્યના જેવું યૌવન પણ તેની સેવા કરતું હતું ! સ્વચ્છ લાવણ્યે પણ જાણે પુણ્ય કર્યા હોય તેમ તેનો પરિગ્રહ કીધો હતો ! સુંદર લોચનવાળું રૂપ પણ ચાપલ રહિત, દેવાલયના મૃગની પેઠે, તેની સાથેજ રહેલું હતું ! તેનો જમણો હાથ, જેની અંગુલિયો ઉપર શંખની સૂક્ષ્મ

ગીરીઓ આવી રહી હતી, વિધુંદ કરતાં નખોથી ભગવાવડે જે શ્વેત થયેલો હતો, જેના કાંઠા ઉપર નખાભરણ બાંધેલ હતું અને નખ કિરણ પ્રસરવાથી જાણે દન્તનો ગુંથણ કીધો હોય એવો જે દેખાતો હતો તેવી એ કન્યા ઉત્સંગમાં પોતાની પુત્રીની સમાન રહેલી દન્તમય વીણા વગાડતી હતી, જેથી તે પ્રસિદ્ધ ગન્ધર્વ વિદ્યા[2] જેવી શોભતી હતી. તેની આજુબાજુ મણિ મંડપના સ્તંભમાં, તેનાજ સમાન રૂપની વીણા લઈને બેઠેલી સહચરીઓ જેવી પ્રતિમાઓ પડેલી હતી. સ્નાન કરાવ્યાથી ભીના થયેલા શિવલિંગમાં તેનું પ્રતિબિમ્બ પડ્યાથી, તે જાણે અતિ પ્રબલ ભક્તિ જોઈ પ્રસન્ન થયેલા પ્રમથનાથના હૃદયમાં પેઠેલી હતી. હારલતા જેવી કંઠયુક્ત, ગ્રહ પંક્તિ જેવી ધ્રુવ-મગ્ન,[3] ક્રુદ્ધ સ્ત્રીના જેવી રક્ત મુખવર્ણવાળી,[4] મત્ત વનિતા જેવી ડોલતા ગભીર તાર [ક]વાળી,[5] ઉન્મત્ત યુવતીની પેઠે અનેક તાલ કરતી,[6] તથા મીમાંસાની પેઠે અસંખ્ય ભાવનાથી ભરેલી[7] ગીત સ્તુતિવડે તે કૈલાસનાથને વીણાથી રીઝવતી હતી. અતિ મધુર ગીત વડે આકૃષ્ટ થયેલા તથા કર્ણ નિશ્ચલ રાખીને જાણે ધ્યાન કરતા,—મૃગ, વરાહ, વાનર, ગજ, શરભ, સિંહ વિગેરે-વનચરોના ટોળા, તે સંગીત-યુક્ત વીણાસ્વર સાંભળતા હતા. દેવગંગાના જેવી તે સ્વર્ગમાંથી ઉતરેલી હતી. શિક્ષિત જનની વાચા જેવી તે અપ્રાકૃત હતી.[8] શંકરની ભાગ્ય શલાકા જેવી તે તેજોમય હતી. જાણે અમૃતપાન કીધું હોય એમ તે તૃષ્ણારહિત હતી. ચંદ્રશેખરની ચંદ્ર-કલાની પેઠે તેનામાં કદી રાગ દેખાતો ન હતો. અમથિત સમુદ્રની જલ સંપત્તિ જેવી તે અન્તરમાં પ્રસન્ન હતી. સમાસ વિનાની પદવૃત્તિ જેવી તે દ્વંદ્વ-રહિત હતી.[9] બૌદ્ધ બુદ્ધિના જેવી તે નિરાલંબન હતી.[10] યોગિનીની પેઠે તેણે જ્યોતિષ્માં પ્રવેશ કીધો હતો.[11] દ્યૂત રમવામાં કુશળ હોય તેમ તેણે અક્ષ-હૃદય વશ કરી લીધું હતું.[12] પૃથ્વીના જેવી તેની દેહ જલભૃત હતી.[13] હિમ સમયની પ્રભાત લક્ષ્મીની પેઠે તેણે સૂર્ય તાપ પીધો હતો. આર્યાના જેવી તેની માત્રા યતિ-ગણને યોગ્ય હતી.[14] ચિત્રેલી હોય તેમ તેનું સ્થાન અચલ હતું.[15] જાણે હિરણ્મય હોય તેમ શરીરની કાન્તિથકી તે ભૂતલને રંગતી હતી. તે મમત્વ, અહંકાર તથા મત્સર રહિત હતી. આકૃતિ

૧ કોણ=વીણા આદિ વગાડવાનો ગજ (Bow) ૨ સંગીત શાસ્ત્ર ૩ ધ્રુવ=ગીતનો વારંવાર ગવાતો ભાગ, ટેક (Burden), જેની આસપાસ સર્વ ગ્રહાદિ ફરે છે તે (Polar star) ૪ રક્ત=અનુરક્ત અથવા અનેક રાગ યુક્ત. મુખવર્ણ=મુખમાંથી નીકળતા, અથવા આદિના શબ્દ ગીતમાં, ક્રુદ્ધ સ્ત્રીનો મુખવર્ણ-રંગ, લાલ હોય. ૫ તાર=ઉંચો સ્વર, તારક=કીકી ૬ તાલ=સંગીતમાં કાલ માપવાને સારૂ તાળી અથવા ચીપી વિ૦ કરે છે તે. ગાંડા મનુષ્ય પણ તાળિયો પાડે છે. જુઓ પૃ ૧૯ ટી ૧૨ ૭ ભાવના=ચિન્તન, ધ્યાન પૂર્વ મીમાંસામાં કહેલી ક્રિયા વા વિધિ ૮ અપ્રાકૃત=દિવ્ય સંસ્કૃત ૯ દ્વંદ્વ રહિત=એકલી તે નામના સમાસ રહિત ૧૦ નિરાલંબન=નિરાધાર બૌદ્ધ લોક જગત્‌માં વિજ્ઞાન વિના અન્ય કોઈ આલંબનનું પ્રતિપાદન કરતા નથી ૧૧ જ્યોતિસ્=પરબ્રહ્મ અગ્નિ. સીતાએ સ્વ શુદ્ધિ સિદ્ધ કરવા સારૂ સર્વની સમક્ષ અગ્નિ પ્રવેશ કર્યો હતો. જુઓ રઘુ સ ૧૪ શ્લોક ૬૧ — वाच्यस्त्वया मद्वचनात् स राजा । वह्नौ विशुद्धामपि यत्समक्षम् ॥ मां लोकवादश्रवणादहासीः श्रुतस्य किं तत्सदृशं कुलस्य ॥

૧૨ અક્ષ હૃદય-અક્ષ-ઇંદ્રિયો, તથા હૃદય મને અક્ષ પાસાની રમતનું હૃદય રહસ્ય ૧૩ કન્યા જલ ઉપર નિર્વાહ કરતી. પૃથ્વી જલથી ભરેલી ૧૪ માત્રા દ્રવ્યાદિક યતિ ગણ-મુનિજન, આર્યા માટે લેતા અર્થ સ્પષ્ટ છે ૧૫ અચલ-અનંત ચાલે નહિ એવો. ચિત્ર, સ્થાન

તેની અલૌકિક હતી અને દિવ્ય સ્વરૂપને લીધે વય કળી શકાતુ ન હતું તે છતાં પણ જાણે લગભગ અરાઢ વર્ષની હોય એવી તે દેખાતી હતી

તે કન્યાને જોતાજ નીચે ઉતરી પડી, વૃક્ષની શાખાએ અશ્વ બાધી, ભગવાન્ ભવાની-પતિની પાસે જઇને ભક્તિથી પ્રણામ કરી, કુમાર તેજ દિવ્ય યુવતીની સામે, નિમેષ વિના, નિશ્ચળ દૃષ્ટિથી ફરીને જોવા લાગ્યો. તેની રૂપ સપત્તિ, કાન્તિ અને શાન્તિ વડે વિસ્મય પામી-ને તે વિચારમા પડ્યો કે અહો ! જગતમા પ્રાણિયોને કેવા કેવા અકલ્પિત ભિન્ન ભિન્ન વૃત્તાન્ત આવી બને છે ! મૃગયામા ને મૃગયામા અકસ્માત્ કિન્નર મિથુનને નિરર્થક અનુસરતા મ્હેં આ અતિમનોહર માનવીઓને અગમ્ય, અને દિવ્ય જનોનેજ ફરવા યોગ્ય પ્રદેશ જોયો ! વળી અહીં પાણી શોધતા શોધતા, સિદ્ધ પુરષો જેના જલનો ઉપયોગ કરે છે એવુ, હૃદય હારી સરોવર દીઠું ! તેને તીરે સૂતે સૂતે અમાનુષ ગીત સાભળ્યુ ! અને તેને અનુસરવાથી આ દિવ્ય કન્યા જેવુ દર્શન મનુષ્ય લોકને દુર્લભ છે તે જોઇ ! !—આ દિવ્ય છે એમા તો કંઈ સશયજ નથી કેમકે એની આકૃતિજ કહી આપે છે કે એ માનુષવર્ગમા ઉત્પન્ન થયેલી ન હોય. વળી આના ગન્ધર્વ ગીત ધ્વનિની (પણ) ઉત્પત્તિ મર્ત્ય લોકમા ક્યાથી હોય ? માટે જો આ મ્હારા દૃષ્ટિ ગોચરમાથી સહસા ખમી ન જાય, કે કૈલાસ શિખર ઉપર ચઢી ન જાય, અથવા ગગનમા ઉડી ન જાય તો હુ એની પાસે જઇને બધુ પૂછી લઉં કે તમે કોણ છો, તમારૂ નામ શુ અને શા માટે તમે યુવાવસ્થામા આ વ્રત ગ્રહણ કર્યું છે. આ સર્વ અતિ આશ્ચર્યકારક છે —એવો નિશ્ચય કરીને તે એજ નાના સ્ફટિક મડપની અન્ય બીજા એક સ્તભને ટેકો દઇને ગાયનની સમાપ્તિની રાહ જોતો બેઠો

પછી ગીતને અતે વીણા બધ કરીને, શાન્ત પડેલા મધુકરના મધુર ગુન્જારવાળી કુમુદિની જેવી તે કન્યા ઉઠી. પ્રદક્ષિણા કરી, મહાદેવને પ્રણામ કરી, પાછી વળી, સ્વભાવ થીજ શ્વેત તથા તપ પ્રભાવથી પ્રગલ્ભ થયેલી પોતાની દૃષ્ટિવડે જાણે ચદ્રાપીડને આશ્વાસન કરતી હોય, પુણ્ય વડે જાણે સ્પર્શ કરતી હોય, તીર્થ જલવડે સ્નાન કરાવતી હોય, તપવડે પાવન કરતી હોય શુદ્ધ કરતી હોય, વરદાન આપતી હોય અને પવિત્ર કરતી હોય તેમ કહેવા લાગી કે—ભલે પધાર્યા આપ મહાભાગના પગના આ ભૂમિમા ક્યાથી ? ચાલો ઉઠો, મ્હારો અતિથિ સત્કાર સ્વીકારો —તેના આ શબ્દ સાભળી, માત્ર સભાષણથીજ પોતે અનુગૃહીત થયો એમ માની રાજપુત્ર ઉઠ્યો, અને ભક્તિપૂર્વક પ્રણામ કરી,—જેવી ભગવતી ની આજ્ઞા,—એમ વિનય નમ્રિત પ્રયુત્તર દઈ, શિષ્યની પેઠે તે જતી હતી તેની પછવાડે પછવાડે ચાલ્યો

જતા જતા એને વિચાર આવ્યો કે ખરે ! મને દેખીને એ અન્તર્હિત તો ન થઈ ગઈ. તેથી હવે કુતૂહલને લીધે પ્રશ્ન કરવાની આશા મ્હારા હૃદયમા સ્થિર થઈ તપસ્વી જનને દુર્લભ આવા દિવ્ય રૂપવાળી છતા પણ એણે જે મને અતિશય સન્માનપૂર્વક સત્કાર બુદ્ધિ દર્શાવી તે ઉપરથી મને લાગે છે કે હુ એને જો પ્રાર્થના કરીશ તો એ પોતાનો સર્વ વૃત્તાન્ત કહી દેશે ખરી —એમ વિચારતે વિચારતે આશરે સોએક પગલા ભર્યા એટલે એક ગુફા તેની નજરે પડી. તેના આગલા ભાગમા દેવને પણ જાણે રાત્રિનો દેખાવ આપતા નિરન્તર ઉગેલા

તેમાલ-વૃક્ષોએ અંધકાર પ્રસારી દીધો હતો. પ્રફુલ્લ પુષ્પથી ભરેલી લતા-કુંજોમાં મંદ મંદ કૂજન કરતા મદમત્ત મધુકરોનો ગુંજાર, તેને ચારે છેડે વ્યાપી રહ્યો હતો. શ્વેત શિલાતલના પ્રતિઘાતને લીધે ઉછળવાથી ફેનમય થયેલાં, અતિ દૂર પડતાં પાણીના, ઊંચા ઊંચા ખડકાવડે ભેદાતા, મ્હોટા ઘુઘવાટ કરતા, અને આકાશની ઠંડી ફરફરનો ચારે પાસ વર્ષાદ વર્ષાવતા વેહેળાથી ત્યાં બધે ધુમસ ધુમસ વ્યાપી જતો હતો. હિમન્હાર જેવાં, અને હર-હાસ્ય જેવાં ધવલ, બંને પાસથી ઝરતાં ઝરણને લીધે, તેના દ્વાર ઉપર જાણે હાલતાં ચામર લટકાવ્યાં હોય એમ દેખાતું હતું! તેની અંદર કેટલાંક મણિમય કમંડલ મૂકેલાં હતાં. એક સ્થલે તે યોગિનીને પેહેરવાનું વસ્ત્ર લટકાવેલું હતું. એક ખીંટીને છેડે નાલિયેરીની છાલનાં બે સ્વચ્છ પગરખાં ભરવેલાં હતાં અંગ ઉપરથી ખ્હોટેલી ભસ્મને લીધે ધૂસર થયેલું વલ્કલ-શયન એક ભાગમાં પાથરેલું હતું. ટાંકણાવડે કોતરી કાઢેલું, ચંદ્ર-મંડલ જેવું એક શંખમય ભિક્ષાપાત્ર ત્યાં રાખેલું હતું. અને ભસ્મ ભરેલું એક તુંબીપાત્ર તેની પાસેજ મૂકેલું હતું. એ ગુહાના દ્વારપાસે ચંદ્રાપીડ એક શિલાતલ ઉપર બેઠો, અને તે કન્યાને વલ્કલ-શયનના ઉશીકા પાસે વીણા મૂકી, પત્રપુટવડે ઝરામાંથી અર્ઘ-જલ લઇ આવતી જોઇને કહેવા લાગ્યો કે—ભગવતિ! બહુ થયું, બહુ થયું! શું કરવા આપ આટલો બધો શ્રમ લ્યોછો? આ તો બહુ કૃપા થઇ, હવે ક્ષમા કરો, આ અત્યાદર જવા દો. સર્વ-પાપ-ક્ષયકારી, આપનું માત્ર દર્શનજ અઘ-મર્ષણની[1] પેઠે પવિત્ર કરી શકે એમ છે માટે આ સઘળું ર્હેવા દો.—એટલું કહેવા છતાં પણ જ્યારે એણે બહુ આગ્રહ કરવા માંડ્યો ત્યારે કુમારે અતિ નમ્રતાપૂર્વક તેના સર્વ અતિથિ-સત્કારનો માન સહિત સ્વીકાર કર્યો.

અતિથિ-પૂજન કરીને એક બીજા શિલાતલ ઉપર બેસી, જરા વાર શાન્ત રહી, તે દિવ્ય કન્યાએ જ્યારે રાજપુત્રને તેનો વૃત્તાન્ત અનુક્રમે પૂછ્યો ત્યારે તેણે દિગ્વિજયથી આરંભીને કિન્નર-મિથુનને અનુસરતાં ત્યાં આવી ચઢ્યા સુધીની પોતાની સર્વ વાત તેને કહી. તે વૃત્તાન્ત સાંભળી એ કન્યા ઉઠી, અને પોતાનું ભિક્ષાપાત્ર લઇ દેવાલયનાં વૃક્ષોની નીચે ફરવા લાગી. ત્યાં થોડીજ વારમાં એનું પાત્ર, સહજ પડેલાં ફલથી ભરાઇ ગયું એટલે પાછાં આવીને એ ફલનો આહાર કરવાનું એણે ચંદ્રાપીડને કહ્યું. એ સમયે કુમારને વિચાર થયો કે ખરેખર, તપને કંઇજ અસાધ્ય નથી! જ્યારે અચેતન વનસ્પતિયો પણ સચેતનની પેઠે આ ભગવતીને ફલ અર્પણ કરીને પોતાના ઉપર અનુગ્રહ ઉત્પન્ન કરાવે છે ત્યારે પછી એથી બીજું વધારે આશ્ચર્ય તે શું હોય? આ તો મ્હેં એક અદષ્ટપૂર્વ વિચિત્રતા જોઇ.—એમ અધિક અધિક વિસ્મય પામતો તે ઉઠ્યો, અને (જઇને) ઇન્દ્રાયુધને ત્યાંજ લઇ આવી, પર્યાણ ઉતારી, જરા દૂર બાંધીને પોતે ઝરણના જલમાં સ્નાન કરી આવ્યો. ત્યાર પછી, અમૃત-રસ જેવાં મધુર ફલ ખાઇ, હિમ જેવું શીતલ, પ્રવાહનું નીર પીને મ્હો ધોઇ, તે, જ્યાંસુધી એ કન્યા પણ જલ-ફલ-મૂલનો આહાર કરી રહી ત્યાં સુધી એકાન્તે રહ્યો.

એ પ્રકારે જમીને, સંધ્યાકાળને ઉચિત સર્વ ક્રિયા કરી રહી, જ્યારે, તે દિવ્ય કન્યા એક શિલાતલ ઉપર નિરાંતે બેઠી ત્યારે ધીરે ધીરે તેની પાસે જઇ, જરા દૂર બેસી, ચંદ્રાપીડ

1. જુઓ પૃષ્ઠ ૩૩ ટી. ૧૨.

થોડી વાર પછી વિનય સહિત કહેવા લાગ્યો કેઃ—ભગવતિ ! આપના પ્રસાદની પ્રાપ્તિથકી વૃદ્ધિ પામેલા કુતૂહલને લીધે આકુલ થયેલી, મનુષ્ય જાતિને સુલભ લઘુતા, મ્હારી ઇચ્છા ઉપરાંત પણ મને બલાત્કારે (કંઇક) પ્રશ્ન કરવાની પ્રેરણા કરે છે. ( આપ જાણો છો કે ) અસ્થિર પ્રકૃતિના પુરુષને, પ્રભુનો લેશમાત્ર પ્રસાદ પણ પ્રગલ્ભ બનાવી દેછે; એક સ્થલે સ્વલ્પ કાળ પણ સહવાસ થયાથી પરિચય ઉત્પન્ન થાય છે; અને થોડી થોડી પણ ઉપચાર-વિધિ પ્રણય ઉત્પન્ન કરાવે છે. માટે જો અતિ ખેદકારક જેવું કંઇ ન હોય તો આપની કથા કહેવાનો મને અનુગ્રહ કરો. આપને જોયાં ત્યારથીજ મને આ વિષે મ્હોટું કૌતુક ઉત્પન્ન થયું છે. આપના જન્મથી દેવ, ઋષિ, ગંધર્વ, ગુહ્યક કે અપ્સરાઓમાંથી કોનુ કુળ અલંકૃત થયું હશે? આવા કુસુમ જેવા સુકુમાર નવયૌવનમાં આપે કેમ વ્રતગ્રહણ કર્યું હશે? ક્યાં આ વય? ક્યાં આ આકૃતિ? ક્યાં આ અતિશય લાવણ્ય? અને ક્યાં આ ઇન્દ્રિયોનો નિગ્રહ? આ સર્વ મને અદ્ભુત જેવું ભાસે છે. શા કારણ આપ અનેક સિદ્ધ-સાધ્યથી[1] ભરેલા, સુર-લોકમાં સુલભ દિવ્યાશ્રમ ત્યજીને આ નિર્માનુષ અરણ્યમાં એકલાં રહ્યાં છો? વળી એ નાં એજ પંચ મહાભૂતનું બનેલું આ શરીર આટલું બધું ગૌર દેખાય છે એ શું? આવું તો મ્હેં પૂર્વે કહીં જોયું એ નથી અથવા સાંભળ્યું પણ નથી. માટે (કૃપા કરી) મ્હારૂં આ કૌતુક શમાવો અને સર્વ વાત વિદિત કરો.—

ચંદ્રાપીડનાં આ વચન સાંભળી, એ કન્યા કંઇક વિચારમાં પડી હોય એમ થોડી વાર છાની રહીને નિશ્વાસ મૂકી, અંતરની હૃદય-શુદ્ધિને જાણે બહાર લઇ આવતાં હોય, ઇન્દ્રિયોની સ્વચ્છતાનો જાણે વર્ષાદ વર્ષાવતાં હોય, તપ રૂપી રસનું ઝરણ ઝરાવતાં હોય, તથા લોચનની ધવલતાને પીગળાવીને પાડતાં હોય એવાં. અતિ સ્વચ્છ, નિર્મલ ગાલ ઉપર ટપકતાં, તુટેલા હારનાં મોતીની સમાન ત્વરાથી ગરતાં, હારબંધ નીકળતાં, વલ્કલથી ઢંકાયલા સ્તન-શિખર ઉપર જર્જરિત થઇ ઝીણા ઝીણા કણમાં વિખરાતાં, મ્હોટાં મ્હોટાં અશ્રુબિન્દુ પાડીને, જરા આંખ મીચી, નિઃશબ્દ રુદન કરવા લાગી.

તેને રોતી જોઇને ચન્દ્રાપીડને તત્કાળ વિચાર થયો કે અહો! અચિન્તિત વિપત્તિનું નિવારણ કેવું દુષ્કર છે!—આવી સર્વોત્કૃષ્ટ આકૃતિને પણ તે પોતાને વશ કર્યા વિના રહેતી નથી! સર્વથા જેને શરીર છે તેને પરિતાપનો સ્પર્શે નથી થતો એમ નથી; (સુખદુઃખાદિ) દ્વન્દ્વની પ્રવૃત્તિ બલવાન્ છે. આના અશ્રુપાતથી મ્હારા મનમાં વળી બીજું એક વધારે મ્હોટું કૌતુક ઉત્પન્ન થયું કે જેમ ક્ષુદ્ર વજ્રપાતથી પૃથ્વી ચલિત થાય નહિ તેમ આવી આકૃતિયો કંઈ જેવા તેવા કારણથી શોકને અધીન થાય નહિ.—એવી રીતે એને કુતૂહલ વધતું ગયું, અને પોતેજ તે શોક-સ્મરણનો હેતુ હતો એમ જાણી, પોતાને અપરાધી જેવો ગણી, ઉઠીને તે ઝરણમાંથી પોશ ભરીને તેનું મુખ ધોવાને જલ લઈ આવ્યો. એ કન્યાની આંખોમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં તોપણ રાજકુમારનું માન રાખી, તે, અંદરથી જરા લાલ થયેલાં પોતાનાં લોચન ધોઈ, વલ્કલના છેડાથી પોતાનું મુખ લ્હોઇને, દીર્ઘ તથા ઉષ્ણ નિશ્વાસ મૂકતી મૂકતી એને ધીમે ધીમે કહેવા લાગી કેઃ—રાજપુત્ર! મ્હારા જેવા અતિ ક્રૂર હૃદયવાળી,

૧. સિદ્ધ અને સાધ્ય એ બન્ને ભુવર્લોકમાં વસનાર દેવ ભેદ છે.

મદ ભાવ્યની, પાપી સ્ત્રીએ જન્મથી વૈરાગ્ય ગ્રહણ કર્યાનો અશ્રવણીય વૃત્તાન્ત શ્રવણ કર્યાથી શુ ફલ થવાનું છે? તો પણ જો આપને મ્હોટી જિજ્ઞાસા હોય તો કહું; સાંભળો.—

એ તો આપ—કલ્યાણની મૂર્તિ રાખનાર—ના સાંભળવામાં ઘણું કરીને આવ્યુંજ હશે કે દેવલોકમાં અપ્સરા નામની કન્યાઓ રહે છે. તેમના જે ચૌદ કુળ છે તેમાંનુ એક ભગવાન્ બ્રહ્માના મનમાંથી ઉત્પન્ન થયેલુ છે, બીજુ ચાર વેદમાંથી ત્રીજુ અગ્નિમાંથી, ચોથુ પવનમાંથી, પાંચમુ મથન થતા અમૃતમાંથી, છઠ્ઠુ જલમાંથી, સાતમુ સૂર્ય કિરણમાંથી; આઠમુ ચન્દ્રકિરણમાંથી, નવમુ ભૂમિમાંથી, દશમુ વીજળિયોમાંથી, અગિયારમુ મૃત્યુમાંથી; બારમુ કામદેવમાંથી, અને બાકીના બે, દક્ષ પ્રજાપતિની ઘણી કન્યાઓમાંના મુનિ અને અરિષ્ટા નામની જે બે હતી તેમના, ગંધર્વ સાથે થયેલા સમાગમથી ઉત્પન્ન થયેલા છે. એવી રીતે એ ચૌદ કુળ થયા. હવે ગંધર્વોમા જે બન્ને કન્યાઓવડે બે કુળ થયા તેમા ચિત્રસેનાદિ પંદર ભાઇયોથી ગુણમા ચઢતા, ચિત્રરથ નામના સોળમા મુનિ તનય ઉત્પન્ન થયા. એમનુ પરાક્રમ ત્રણે ભુવનમા પ્રખ્યાત થયેલું છે, સર્વ દાનવોની મુકુટમાલા જેના ચરણ કમલનુ વંદન કરે છે એવા ભગવાન્ ઇંદ્રે પોતાના મિત્ર કહીને એમનો પ્રભાવ અતિશય વધારી દીધો છે; અને બાલપણમાંથીજ એમણે ખડ્ગના કિરણથી શ્યામ પડતા પોતાના ભુજવડે સર્વ ગંધર્વોના અધિપતિની પદ્ગી મેળવી છે. અહીંથી જરા દૂર, આ ભારત દેશની ઉત્તરે, પાસેના કિંપુરુષ દેશમાં હેમકૂટ નામે જે વર્ષ-પર્વત છે[1] ત્યા એ વસે છે, અને એમના ભુજ યુગની છાયા નીચે અનેક લક્ષ ગંધર્વો પણ ત્યા રહે છે. ચૈત્રરથ નામનું આ અતિ મનોહર અરણ્ય એમણેજ બનાવેલુ છે. અચ્છોદ નામનુ આ મ્હોટુ સરોવર એમણેજ ખોદાવેલુ છે, અને આ ભગવાન્ ભવાનીપતિનુ સ્થાપન પણ એમણેજ કરેલુ છે. પેલા બીજા ગંધર્વ કુલમા અરિષ્ટાના તુંબુરુ વિગેરે છ પુત્રોમાં હંસ નામના જગદ્ વિદિત, જ્યેષ્ઠ ગંધર્વ પુત્ર થયા, તેમને ગંધર્વ-રાજ ચિત્રરથેજ અભિષેક કરીને બાલપણમાંજ (તે કુળનુ) રાજ્ય-પદ આપ્યુ. અસખ્ય ગંધર્વ-સૈન્ય રૂપી પરિવાર સહિત એ પણ તેજ પર્વત ઉપર વાસ કરે છે. ચન્દ્ર-કિરણમાંથી જે અપ્સરાઓનુ કુળ ઉત્પન્ન થયુ તેમા, કિરણ સાથેજ ગળેલા, ચન્દ્રની સર્વ કલાઓના સંપૂર્ણ લાવણ્યથીજ જાણે ઘડી હોય એવી, ત્રિભુવન નયનાનંદક, સાક્ષાત્ બીજીજ જાણે ગૌરી હોય એવી, ગૌરી નામે, ચન્દ્રકિરણ જેવાજ શ્વેત વર્ણની કન્યા ઉત્પન્ન થઇ, અને સ્વર્ગ ગંગાને જેમ ક્ષીરસાગરે તેમ તેને દ્વિતીય ગંધર્વ-કુલના અધિપતિ હંસે પોતાની પ્રિય પત્ની કરી. ભગવાન્ કુસુમાયુધને પરણવાથી જેમ રતિને, અને શરત્સમય સાથે યુક્ત થવાથી જેમ કમલિનીને, તેમ હંસ સાથે સંયોગ થવાથી ગૌરીને પણ સદૃશ સમાગમ વડે ઉત્પન્ન થતો અતિ મહાન્ પ્રમોદ થયો, અને એમના અખિલ અંત:પુરમા એને પ્રધાન-પદ પ્રાપ્ત થયુ.

એ બન્ને મહાત્માને કેવલ શોકાતુરજ કરવાને હું આવી વિલક્ષણ, અનેક સહસ્ર દુઃખનુ પાત્ર, એકજ પુત્રી ઉત્પન્ન થઈ! મ્હારા પિતાને પૂર્વે કંઈ નહિ હોવાથી મ્હારા જન્મ-સમયે તેમણે પુત્ર-જન્મ કરતા પણ અધિક ઉત્સવ કર્યો. દશ દિવસ થયા એટલે યથાયોગ્ય ક્રિયા કરીને, તેમણે મ્હારૂં 'મહાશ્વેતા' એવું યથાર્થજ નામ પાડ્યુ. પછી હું બાલપણમાં વીણાની

---

૧. વર્ષ પર્વત સારૂ જુઓ પૃ. ૮૬ ટી ૫. હેમકૂટ હિમાલયની ઉત્તરે આવેલો છે, અને તેની સાથેજ કિંપુરુષ દેશની સીમા ખતાવે છે એમ કહેલુ છે

સમાન મધુર મધુર બોલતી, અને એક ગંધર્વના ખોળામાંથી બીજાના ખોળામાં જતી; એવી રીતે મ્હેં, સ્નેહ શું, શોક શું, અને દુઃખ શું એનું કેવલ અજ્ઞાન હોવાથી મનોહર લાગતી મ્હારી બાલ્યાવસ્થા પિતાને મંદિર ગાળી.[1] ત્યાર પછી અનુક્રમે, વસંતમાં જેમ ચૈત્રમાસ, ચૈત્રમાસમાં જેમ નવ-પલ્લવ, નવ-પલ્લવમાં જેમ કુસુમ, કુસુમમાં જેમ મધુકર, અને મધુકરમાં જેમ મદ ( પ્રવેશ કરે ) તેમ મ્હારા શરીરમાં નવયૌવને પ્રવેશ કર્યો.

એક સમયે, સકલ જીવલોકને હૃદયાનંદક ચૈત્રમાસના દિવસોમાં જ્યારે નવાં કમલવન ખીલતાં હતાં; આંબાની કોમલ કળિયોનો કલાપ કામાતુરને ઉત્કંઠિત કરતો હતો; મલયાચલની ઠંડી પવનની લ્હેરોથી કામદેવનું ધ્વજ-પટ ફરફરતું હતું; મદમત્ત કામિનીઓના મુખમાંથી છાંટેલા મધુવડે જ્યારે બકુલ વૃક્ષો પુલકિત થતાં હતાં;[2] મધુકર-કુલ રૂપી કલંકવડે જ્યારે કલેયક (નામના) કુસુમની કળિયો કાળી પડેલી હતી; અશોક વૃક્ષને તાડન કરવાથી જ્યારે યુવતીઓનાં મણિ-નૂપુર સહસ્ર પ્રકારના ઝણઝણાટ કરી મૂકતાં હતાં; ઉઘડતી કળિયોના સુગંધથી ભેગા મળેલા ભ્રમરોનાં ટોળાંના મધુર ગુંજારને લીધે જ્યારે આમ્ર વૃક્ષો મનોહર લાગતાં હતાં; અવિરલ કુસુમધૂલિ રૂપી રેતીના પુલિનથી જ્યારે ધરાતલ ધવલ દેખાતું હતું; મધુમદથી મત્ત થયેલા મધુકર ગણ જ્યારે લતાઓ રૂપી હિંદોળા ઉપર હીંચતા હતા; પ્રફુલ્લ પલ્લવથી છવાઇ ગયેલી લવલી-લતાઓમાં ભરાતી મત્ત કોકિલાઓ મધુ-કણ ઉરાડી ઉરાડીને જ્યારે ભારે દુર્દિન કરી મૂકતી હતી; પ્રોષિત-ભર્તૃકાઓના જીવ હરવામાં હર્ષ પામતા પુષ્પ-બાણે ચઢાવેલા ચાપનો ટંકાર સાંભળી, ભયથી પ્રવાસીઓનાં હૃદય ફાટી જઇ ( તેમાંથી વહેતા ) રુધિરવડે જ્યારે માર્ગ બધા પલળી જતા હતા; અહર્નિશ પડતાં કામદેવનાં શર-પત્રના મુસવાટથી જ્યારે સર્વ દિશાઓ બધિર થઈ જતી હતી; દિવસે પણ જ્યારે અંતરમાં મદન-રાગ પ્રસરવાથી અંધ બનેલી અભિસારિકાઓનાં ટોળાં ઠામ ઠામ દેખાતાં હતાં; અને રતિ-રસ-સાગરના ભારે પૂરથી જ્યારે બધું છાકમછોળ થઈ જતું હતું ત્યારે—હું માતાની સાથે, વસંતને લીધે અધિક શોભતા,–વિકસિત અભિનવ કમલ, કુમુદ, કુવલય અને કલ્હારવાળા–આ અચ્છોદ સરોવરમાં સ્નાન કરવાને આવી હતી. અને અહીં સ્નાન કરવા આવેલાં પાર્વતીએ તટ-શિલાતલ ઉપર કાઢેલી ભૃંગરિટી સહિત[3] શિવમૂર્તિયો, જેમની આજુ બાજુ રેતીમાં ઉપાયેલી કૃશ પદ-પંક્તિથી એમ જણાતું હતું કે ત્યાં મુનિજનોએ પ્રણામ કરી પ્રદક્ષિણા કીધેલી હતી તેમને નમતી નમતી,—આ રહ્યો, ભ્રમરના ભારથી લચી ગયેલા ગર્ભ-તંતુવાળા જર્જરિત કુસુમ-સમૂહવડે રમણીય લાગતો લતા-મંડપ;[4] આ રહ્યું, કોકિલાએ કળિયો તથા

---

૧. " ... ... ... ... but hardly yet
" Knew the young child of sorrow, pain, or tears,
" Save as strange names for things not felt by kings,
" Nor ever to be felt " *The Light of Asia, Bk. I. P. 15.*

૨. જુઓ પૃષ્ઠ ૫૫ ટી. ૩. વળી જુઓ વાસવદત્તા પૃ. ૧૩૨—
**मधुमदमुदितकामिनीगंडूषसीधुसेकपुलकितबकुलः**

૩. ભૃંગરિટી=તે નામનો શિવનો અનુચર. ૪. આ નિર્દેશ વાક્યોનો સંબંધ " એમ ( કહેતી કહેતી ) ફરતી હતી " એ શબ્દ સાથે સેવાનો છે.

પતિ વિનાશથી શોકાતુર થઈ રુદન કરતી રતિના જાણે અશ્રુ બિન્દુઓનીજ રચેલી હોય એવી એક સ્ફટિકમય અક્ષમાલિકા ગ્રહણ કરેલી હતી તેની નાભિ મુદ્રા અનેક વિદ્યા રૂપી નદીઓના સંગમથી થતા જલભ્રમર જેવી શોભતી હતી! તેના કૃશ ઉદર ઉપર, આછી આછી, અંજન રજની લેખા જેવી જરાક શ્યામ, તથા અંતઃકરણમાંથી જ્ઞાન (રૂપી પ્રકાશે) કાઢી નાખેલા મોહાન્ધકારને બ્હાર નીકળવાની પદ્ધતી જેવી રૂંવાટી આવી રહી હતી. પોતાના તેજથી સૂર્યને જીતીને હરી લીધેલા પરિવેષ મંડલ જેવો મુંજ મેખલાનો દોરો તેના જઘન ભાગ ઉપર આવી રહ્યો હતો અને આકાશગંગાના જલમાં ધોયેલું, વૃદ્ધ ચકોરના લોચન જેવું લાલ, મંદાર વૃક્ષનું વલ્કલ તેના વસ્ત્રનું પ્રયોજન સારતું હતું. બ્રહ્મચર્યનો તે જાણે અવતાર હતો ધર્મનું જાણે યૌવન હતો. સરસ્વતીનો જાણે વિલાસ હતો સર્વ વિદ્યાઓનો જાણે સ્વયંવર-પતિ હતો. અને સર્વ શ્રુતિઓનો જાણે સંગ્રહ હતો. શ્રી મંગળની સમાન તે આષાઢ યુક્ત હતો[1] હિમસમયના વનની પેઠે તે પ્રફુલ્લ પ્રિયંગુ-મંજરી [જેવો] ગૌર હતો[2] વસંતની પેઠે તેનું મુખ કુસુમ-ધવલ તિલકની ભૂતિથી શોભતું હતું.[3] અને તેની પછવાડે ચાલતા સમાન વયનો એક બીજો ઋષિ કુમાર દેવ પૂજન માટે પુષ્પ ચુંટતો ચાલતો હતો.

વળી એ મુનિકુમારે કાને પહેરેલી, કોઈ નવીન જાતની, અમૃતબિન્દુ પાડતી, એક કુસુમ મંજરી મેં જોઈ ને વસંત દર્શનથી આનંદ પામેલી વનશ્રીની સ્મિત પ્રભા જેવી, મલય પવનને નચાવવા સારુ વસંતે છાંટેલી લાવણ્યજલ જેવી, કુસુમ લક્ષ્મીની યૌવન લીલા જેવી રતિને સુરતશ્રમથી થએલા સ્વેદજલ કણની ધાર જેવી, મદન ગજની ધ્વજ ચિહ્નરૂપ ચામર પિચ્છિકા જેવી, ભ્રમર રૂપી કામુકની અભિસારિકા જેવી અને કૃત્તિકા નક્ષત્રના તારાગણ જેવી શોભતી હતી મેં તો એ પુષ્પના સુવાસને લીધે "તો આ પરિમલ એનોજ હશે" એમ મનમાં નિશ્ચય કરીને તે યુવાન મુનિની સામું જોતી જોતી હું વિચારમાં પડી કે—અહો! વિધાતા પાસે અતિશય રૂપ સંપત્તિ આપવાના સાધનનો ભંડાર અખૂટજ છે! કેમ જે એણે આખા ત્રિભુવનના રૂપ કરતાં અદ્ભુત રૂપ આપીને ભગવાન્ કામદેવને ઉત્પન્ન કર્યો હતા પણ તેના કરતાં ચડતી કાન્તિવાળો વળી આ મુનિ માણસમય બીજો મદન બનાવ્યો!! મને લાગે છે કે બ્રહ્માએ અખિલ જગતને નયનાનંદક ચંદ્રબિમ્બ રચતાં, તથા લક્ષ્મીના લીલાગૃહ કમલ ઉત્પન્ન કરતાં, આ કુમારના વદનનો આકાર ઘડવામાં કુશલ થવા સારૂ પહેલેથી અભ્યાસજ કરી મૂક્યો હશે[4]!! નહિ તો મદન વસ્તુ રચવાનું શું કારણ? વળી એવું જે કહેવાય છે કે કૃષ્ણ પક્ષમાં ક્ષય પામતા ચંદ્રની સકલ કલાઓનું સુષુમ્ન નામના કિરણવડે સૂર્ય પાન કરે છે તે અસત્ય છે, એ તો બધીએ ખરેખર આનામાંજ નરીનમાં પ્રવેશ કરે છે.—નહિ તો રૂપનું હરણ કરતી, ક્લેશથી ભરપૂર તપશ્ચર્યા કરનારનું આવું લાવણ્ય ક્યાંથી હોય?—એમ હું ચિન્તન

1 આષાઢ—ખાખરાનો દંડ, તે નામનો માસ 2 પ્રિયંગુની મંજરી જેવો ગૌર કુમાર અને તેવડે ગૌર શ્વેત-વન 3 કુસુમ જેવા ધવલ તિલકની–ટીલાની ભૂતિ–વિભૂતિ–થી કુમાર શોભતો વસંત, કુસુમને લીધે ધવલ થએલા તિલક નામના ઝાડની ભૂતિ કાન્તિ થી. મુખ=મ્હોં અને આરંભ।
4 મુનિ-કુમારનું વદન ચંદ્ર તથા કમલ જેવું તો હતું પણ તેમનાથી જરા અધિક સુંદર હતું એમ દર્શાવવા સારૂ કવિ સંભાવના કરે છે કે એ વદન ઘડવા સારૂ બ્રહ્માએ ચંદ્ર કમલરૂપી નમુનાજ પહેલા તૈયાર કર્યાં હશે, અને પછી તેમાં સુધારો કરી એનું વદન ઘડ્યું હશે।

કરતી હતી એટલામાં તો, વસન્ત સમયનો મદ જેમ ભમરીને તેમ, ગમે તેમ નહિ જોતાં કેવલ રૂપનોજ પક્ષપાત કરતા નવયૌવન-સુલભ મદને, મને પરવશ બનાવી દીધી.

(તેણે કરીને) દીર્ઘ શ્વાસ મૂકતી મૂકતી હું,–નિમેષ રહિત, જરા જરા મીચેલી, વાંકી અને અતિ ચંચલ કીકીને લીધે અદરથી વિચિત્ર દેખાતી મ્હારી જમણી આંખવડે જાણે ઉમંગથી તેનું પાન કરતી હોઉં, તેની પાસે કંઇ માગતી હોઉં, હું ત્હારે અધીન છું એમ કહેતી હોઉં, સામે રહીને મ્હારા હૃદયનું તેને જાણે અર્પણ કરતી હોઉં, સર્વાત્માથી જાણે તેનામાં પ્રવેશ કરતી હોઉં, તન્મય થઇ જવાને જાણે ઇચ્છતી હોઉં, મદનથી ડરીને જાણે રક્ષણને અર્થે તેને શરણ જતી હોઉં, હૃદયમાં મને અવકાશ આપો એવી જાણે તેની યાચના કરતી હોઉં, તેમ—તેની સામું ઘણી વાર સુધી જોઇ રહી. અરેરે! મ્હેં આ કેવું અયોગ્ય, શરમ ભરેલું, કુલીન કુમારીઓને અઘટિત કામ આરમ્ભ્યું છે!—એમ જાણતાં છતાં મ્હારી ઇન્દ્રિયોને હું વશ રાખી શકી નહિ, જાણે સ્તબ્ધ થઇ ગઇ હોઉં, ચિત્રેલી હોઉં, કોતરેલી હોઉં, બાંધેલી હોઉં, મૂર્છામાં હોઉં, અથવા કોઇના હાથમાં હોઉં તેમ, તત્કાલ ઉત્પન્ન થયેલા અવષ્ટમ્ભને લીધે સર્વ મ્હારાં અવયવ નિશ્ચલ થઇ ગયા, અને કલા શીખવ્યા વિનાના, કહેવાય નહિ એવા, કેવલ મને પોતાનેજ જણાતા (કોઇક ભાવે) કે કોણ જાણે તેના અતિશય રૂપે, કોણ જાણે મ્હારા મને, કોણ જાણે મદને, કે નવયૌવને, કે અનુરાગે કે કોણ જાણે કોણે એ શીખવ્યું તે મને સમજાતું નથી.

મ્હારી ઇન્દ્રિયો મને ઉચકીને તેની પાસે જાણે લઇ જવા લાગી; આગળથી હૃદય જાણે મને આકર્ષણ કરવા લાગ્યું; અને પાછળથી પુષ્પબાણ જાણે પ્રેરણા કરવા લાગ્યો.—એવી અવસ્થામાં મ્હેં મ્હારા નિષ્પ્રયત્ન આત્માને મહા કષ્ટથી વારી રાખ્યો. પછી તરતજ, મદનને જાણે અંદર અવકાશ આપવાને પ્રસરતા હોય તેમ મ્હારા (શરીર)માંથી શ્વાસ પવન બ્હાર વાવા લાગ્યા. હૃદયમાં અભિલાષ ઉત્પન્ન થયો છે–એવું જાણે કહેવા માગતાં હોય તેમ, સ્તન યુગના મુખ કંપવા લાગ્યાં સ્વેદ બિન્દુની લેખાથી જાણે ધોવાઇ જતી હોય તેમ લજ્જા ગળવા લાગી. મકરધ્વજના તીક્ષ્ણ શરપ્રહારથી જાણે ત્રાસ પામતી હોય તેમ ગાત્ર-યષ્ટિ ધ્રુજવા લાગી. તેનું અતિશય રૂપ નિહાળવાના જાણે કુતૂહલને લીધે, આલિંગવાને તલપી રહેલા અવયવોમાંથી રોમોદ્‌ગમ થવા લાગ્યો. અને સ્વેદ-સલિલવડે નિર્ભય ધોવાઇ જઇને જાણે ચરણમાંથીજ રાગે મ્હારા હૃદયમાં પ્રવેશ કર્યો.[2]

વળી મને વિચાર થવા લાગ્યો કે—એવો શાન્ત પ્રકૃતિનો પુરુષ જેણે સુરત-સમાગમ દૂર કરેલો છે તેના ઉપર મને (મોહમાં) નાખતા આ અનાર્ય મદને કેવું અયોગ્ય કર્મ આચર્યું છે? ખરેખર, સ્ત્રીજનનું હૃદય એવું તો અવિમર્શ છે કે અનુરાગના વિષયની યોગ્યતાનો પણ વિચાર કરી શકતું નથી! ક્યાં આ ઝગઝગતું તેજ તથા તપનું ધામ, અને ક્યાં પ્રાકૃત જનને પ્રિય, મકરકેતુની ચેષ્ટા! નક્કી, આ કુમાર પોતાના મનમાં, મને મદન વિડમ્બિત

૧. ખરા અતઃકરણથી, અથવા પરિપૂર્ણ રીતે ૨ આ ઠેકાણે, સ્ત્રીઓને કામથી ઉત્પન્ન થતા કેટલાક સાત્વિકભાવ વર્ણવેલા છે જેવા કે–સ્વેદ, રોમાંચ, વેપથુ૦—

स्तंभः स्वेदोऽथ रोमाञ्चः स्वरभंगोऽथ वेपथुः ।
वैवर्ण्यमश्रु प्रलय इत्यष्टौ सात्विका मताः ॥

જોઇને હસતો હશે. વળી આ પણ વિચિત્રજ છે કે હું આટલું આટલું જાણુંછું તે છતાં મ્હારો વિકાર દૂર કરી શકતી નથી! બીજી ઘણીએ કન્યાઓ લજ્જા ત્યજીને પોતે પોતાના પતિ પાસે ગઈ હશે; ઘણી નારીઓને આ અવિનયી મદને ઉન્મત્ત કરી હશે—પરંતુ મ્હારી પેઠે તો કોઇનેએ નહિ થયું હોય. માત્ર આકારજ જોયાથી આકુલ વ્યાકુલ બની જઇને એકજ ક્ષણમાં મ્હારૂં અંતઃકરણ કેમ આમ પરવશ થઈ ગયું હશે? કામને દુર્નિવાર્ય કરનાર તો કાળ અને ગુણ છે! ત્યારે હવે જ્યાંસુધી હું સચેતન છું, અને જ્યાંસુધી એણે મ્હારામાં મદન-દુર્વિકાર-ની લઘુતા સ્પષ્ટ જોઈ નથી ત્યાંસુધીમાંજ ઉચિત છે કે આ પ્રદેશમાંથી મ્હારે જતાં રહેવું. મુનિજનને કોપાયમાન થવું કંઈ દુર્લભ નથી; વખત છે, અણગમતો આવો મોહ-વિકાર મ્હારા-માં જોઇને ક્રોધથી એ મને શાપ પણ દઈ બેસે—એમ વિચારી મને પાછાં ફરવાની ઇચ્છા થઈ, અને આવા સત્પુરુષોનું તો સર્વે જનોએ પૂજન કરવું જોઇએ એમ જાણી એના વદન તરફ દૃષ્ટિ ફેરવી, અચલિત પક્ષ્મમાલા સહિત, ગાલ ઉપરથી જરા ઉંચા થઈ ખસી ગયેલા કર્ણ-પલ્લવ સહિત, કેશની ચંચલ લટોને લીધે ફરફરતાં કુસુમ-કર્ણપૂર સહિત, તથા સ્કંધ ઉપર લટકતાં મણિકુંડલ સહિત, મ્હેં ભૂમિ ભણી જોયા શિવાય એને પ્રણામ કર્યાં.

ભગવાન્ અનંગના અનુલ્લંઘનીય શાસનને લીધે, ચૈત્રમાસની મદોત્પાદક શક્તિને લીધે, તે પ્રદેશની અતિ રમણીયતાને લીધે, નવયૌવનમાં ભરેલા બહુ અવિનયને લીધે, ઇન્દ્રિયોની ચંચલ પ્રકૃતિને લીધે, વિષયાભિલાષની દુર્નિવારતાને લીધે, મનોવૃત્તિની ચપલતાને લીધે, અમુક વસ્તુની અમુક ભવિતવ્યતાને લીધે,—ટુંકામાં, મ્હારા દુર્ભાગ્યને લીધે, અને એ કુમારને એટલો કલેશ સહેવો લખેલો હશે તેને લીધે, મ્હેં પ્રણામ કર્યાં કે તરતજ એનું ધૈર્ય મ્હારો વિકાર જોઇને ચલિત થઈ ગયું, અને પવન જેમ પ્રદીપને તેમ મન્મથે એને પણ વિહ્વલ કરી દીધો. તે સમયે એનામાં પણ, નવા પ્રવિષ્ટ થયેલા મદનને આવકાર આપતો હોય તેમ રોમોદ્ગમ થતો દેખાયો. મ્હારી સમીપ આવવાને નીસરેલા એના મનને જાણે માર્ગ દર્શાવતા હોય તેમ શ્વાસ આગળ આગળ ચાલવા લાગ્યા. વ્રત-ભંગ થવાની જાણે ભીતિથી, એના હાથમાંની અક્ષમાલા પ્રકમ્પને લીધે ધ્રૂજવા લાગી. એના ગાલ ઉપર ચ્હોટેલી સ્વેદ-જલકણની હાર, જાણે કર્ણમાં પ્હેરેલી બીજી કુસુમ-મંજરી હોય એવી દેખાવા લાગી. મને જોવાથી થયેલી પ્રીતિને લીધે વિસ્તાર પામેલાં, ઉંચી કીકીવાળાં, અને તે પ્રદેશને પુંડરીકમય હોય એમ દર્શા-વતાં એનાં ચક્ષુમાંથી પ્રસરતા,—અકસ્માત્ અચ્છોદ સરોવરના જલમાંથી નીસરીને ગગન ભણી ઉડતા વિકસિત કુવલયવન જેવા શોભતા, કિરણથી દશે દિશાઓ રંધાઈ ગઈ. આવી એની અતિપ્રકટ વિકૃતિ જોઇ મ્હારામાં બમણો કામાવેશ થઇ આવ્યો, અને તે ક્ષણે મ્હારી-અવસ્થા એવી થઈ ગઈ કે તેનું વર્ણન કરવું (પણ) અયોગ્ય કહેવાય. વળી મને વિચાર થયો કે—અનેક સુરત-સમાગમ રૂપી નૃત્ય-લીલાનો ઉપાધ્યાય કામદેવજ આ સઘળા વિલાસ (બધાને) શીખવે છે. નહિ તો, વિવિધ રસના સમવાય વડે લલિત લાગતાં આવાં કાર્યોમાં જેનું મન પ્રવિષ્ટ નથી એવા આ પુરુષની આ અપરિચિત દૃષ્ટિ કેમ કરીને આમ,—જાણે રતિરસ ઝરાવતી, જાણે અમૃત વર્ષાવતી, જાણે મદથી અર્ધી મીંચાયલી, જાણે ખેદથી મંદ પડેલી અને જાણે નિદ્રાથી જડ થયેલી હોય તેમ, આનંદના ભારથી ધીમી તથા ચંચલ કીકી સહિત ફરતી ફરતી, નિઃશંકપણે ભ્રૂલતાને નચાવી શકે? અને વળી આટલી બધી નિપુણતા એનામાં ક્યાંથી

હોય કે એક અક્ષરે બોલ્યા વિના માત્ર ચક્ષુથીજ, અંતર્ગત હૃદયાભિપ્રાય આમ જાણી શકે?

પછી મને આગળ ચાલવાની ગતિ આવી એટલે એની સાથેના બેઠેલા બીજા ઋષિકુમારની પાસે જઇને પ્રણામ કરી મેં પૂછ્યું કે—ભગવન્! આ યુવાન્ મુનિ કુમાર કોણ છે? એ કોના પુત્ર? કિયા વૃક્ષની આ કુસુમમંજરી એમણે કર્ણે પેહેરેલી છે? એમાંથી અનેરી, અનાઘ્રાત અને નહિ સુંઘેલા ગંધથી મ્હારા મનમાં એક મોટું કૌતુક ઉત્પન્ન થયું છે.—ત્યારે તે જરા હસીને મને કહેવા લાગ્યો કે—બાળા! એ પૂછવાનું ત્હારે શું પ્રયોજન છે? પણ જો જિજ્ઞાસા હોય તો કહું, સાંભળ.

સકલ ત્રિભુવનમાં જેમની કીર્તિ વિખ્યાત છે, તપ જેમનું અતિ ઉદાર છે અને દેવ દાનવ તથા સિદ્ધ લોકના વૃન્દ જેમના ચરણનું વંદન કરે છે એવા શ્વેતકેતુ નામના એક મહામુનિ દિવ્ય લોકમાં વસે છે. એ ભગવાનનું રૂપ અશેષ ત્રિભુવનમાં સુંદર હતું, કુબેરના પુત્રની કાન્તિ કરતાં પણ અધિક હતું, અને સુરાસુર લોકની સુંદરીઓને હૃદયાનંદક હતું. એ એક દિવસ દેવપૂજા સારૂ કમલ ચુંટવાને, ઐરાવત હાથીના મદજલ બિન્દુ થકી બંધાયેલા મકરંદના ચટકારથી ભરેલા જલવાળી, તથા હરહાસ્ય જેવા શ્વેત પ્રવાહવાળી, સ્વર્ગગંગામાં ઉતર્યા હતા તેવામાં એમને, કમલવનમાં સર્વદા વસનારી, પ્રફુલ્લ સહસ્ર પત્રવાળા પુંડરીકમાં બેઠેલી દેવી લક્ષ્મીએ દીઠા. એમને જોતાં જ એના, પ્રેમમદથી અર્ધા મીંચાઇ ગયેલા તથા આનંદ અશ્રુના તરંગથી ચપલ થયેલી કીકીવાળા લોચનવડે એમનાં રૂપનો રસ લેતાં જતાં, અને ભેટવાની ઇચ્છાથી બ્હાવરા થયેલા મુખ ઉપર હસ્ત પલ્લવ મૂકતાં લક્ષ્મીના મનમાં કામવિકાર ઉત્પન્ન થયો. પરંતુ દર્શનમાત્રથીજ તેને સુરત સમાગમનું સુખ પ્રાપ્ત થયું તેથી, જે પુંડરીકનું તેણે આસન કર્યું હતું તેમાં તે વેળાએજ તેનો મનોરથ કૃતાર્થ થયો. તેમાંથી પછી એક કુમારનો જન્મ થયો. અને એને ઉત્સંગમાં લઇને લક્ષ્મી જ્યારે—ભગવન્! આ તમારા પુત્રનું ગ્રહણ કરો—એમ કહી શ્વેતકેતુને આપી ગઇ ત્યારે એમણે પણ બાળકને ઉચિત સર્વ ક્રિયાઓ કરીને એનું નામ પુંડરીક પાડ્યું કેમકે એની ઉત્પત્તિ પુંડરીકમાંથીજ હતી. પછી એને એમણે વ્રત ધરાવ્યું અને સર્વ વિદ્યાઓ ભણાવી. તેજ આ છે.

હવે આ જે મંજરી છે તે દેવ દાનવોએ ક્ષીરસાગરનું મથન કર્યાથી જે પારિજાત વૃક્ષ નીકળ્યું હતું તેની છે. વ્રત વિરુદ્ધ એ જેવી રીતે એના શ્રવણમાં આવી છે તે પણ કહું. આજ ચતુર્દશી છે માટે કૈલાસવાસી ભગવાન્ ભવાનીપતિની પૂજા કરવાને અમે બંને સ્વર્ગમાંથી નન્દનવન પાસે થઇને આવતા હતા એટલામાં,—આસક્ત થયેલ વનલક્ષ્મીએ જેને પોતાના લલિત હસ્તનો ટેકો આપ્યો હતો, બકુલ માળાવાળી જેણે મેખલા પેહેરેલી હતી, પુષ્પ પરાગના ગુંથેલી તથા જાનુ સુધી લટકતી કરમાળાઓથી જેનું અંગ ગંભીર બની ગયું હતું, અને આમ્રના નવા અંકુરનું જેણે કર્ણપૂર પેહેરેલું હતું એવી, પુષ્પ મધુપાનથી મત્ત થયેલી નન્દનવનદેવતા એ બ્હાર આવી, આ પારિજાત પુષ્પની મંજરી આણીને પ્રણામપૂર્વક આને કહ્યું—ભગવન્! અખિલ ત્રિભુવનને નયનાનંદક આ તમારી આકૃતિને આ અલંકાર યોગ્યજ ઉચિત છે માટે કૃપા કરીને એનું ગ્રહણ કરો. તમારૂં કર્ણપૂર થવાના વિલાસની સ્પૃહા રાખતી આ મંજરીને શ્રવણમાં પેહેરો, અને પારિજાતનો જન્મ સફળ કરો!—વનદેવતાનું આ વચન સાંભળી

પોતાની રૂપ-સ્તુતિથકી લજ્જા પામી, નીચી દૃષ્ટિયે આ કુમાર તો એનો અનાદર કરીનેજ ચાલવા લાગ્યો; પણ મ્હેં એને પછવાડે પછવાડે આવતી જોઇને આને કહ્યું કે–ભાઈ! એમાં શો દોષ છે? જે એ પ્રેમથી આપે છે તેનો સ્વીકાર કર.—એટલું કહી આ મંજરી મ્હેં એના શ્રવણમાં એની ઇચ્છા ઉપરાંત બલાત્કારે પેહેરાવી.

તે ઋષિ-કુમાર જ્યારે આવી રીતે—પેલો યુવાન્ મુનિ કોણ હતો, એ મંજરી શાની હતી, અને શી રીતે એના શ્રવણમાં આવી હતી એ સર્વ વૃત્તાન્ત યથાસ્થિત વર્ણવી રહ્યો ત્યારે પુંડરીક પોતેજ જરા મંદ મંદ હાસ્ય કરીને મને કહેવા લાગ્યો:–કુતૂહલિનિ! આ પ્રશ્ન કરવાનો શું કરવા ત્હારે શ્રમ લેવો જોઇયે? જો તને આનો સુગંધી પરિમલ ગમતો હોય તો તુંજ આ મંજરી લે.—એટલું બોલી, મ્હારી પાસે આવી, એણે પોતાના કર્ણમાંથી કાઢીને, મધુર મધુકર-ગુંજારવવડે જાણે રતિ-સમાગમની પ્રાર્થના કરતી હોય એવી તે મંજરીને મ્હારા શ્રવણમાં પેહેરાવી. એના હસ્ત-સ્પર્શના લોભથી તે ક્ષણે, પારિજાત-પુષ્પ પેહેરવાને સ્થલે મ્હારું તો જાણે બીજું હૃદયજ આવીને બેઠું.[1] મ્હારા ગાલના સ્પર્શ-સુખથી એની અંગુલિયો ધ્રુજવા લાગી, તથા હાથમાંથી, લજ્જા સાથે પડી જતી પોતાની અક્ષમાલાને પણ એણે દીઠી નહિ. એ અક્ષમાલા ભૂમિ ઉપર પડી ન હતી એટલામાં તો મ્હેં ઝીલી લીધી, અને એ કુમારની ભુજાપાશ જાણે મ્હારા કંઠમાં પડી હોય તેમ કંઠગ્રહનું સુખ માની લઇને,[2] અપૂર્વ હાર-લતાની લીલા દર્શાવતી એ માલાને મ્હેં લીલા સહિત મ્હારા ગળામાં પેહેરી.

એ વખતે મને મ્હારી છત્ર ધરનારીએ કહ્યું—ભર્તૃદારિકા! દેવી તો સ્નાન કરી રહ્યાં છે, અને ઘેર જવાનો સમય થવા આવ્યો છે માટે તમે પણ ડુબકી મારી લ્યો.—તરત પકડાયેલી હાથણી જેમ પ્રથમ અંકુશપાતની તેમ હું એના આ વચનથી અનિચ્છાએ મહા મહા પ્રયત્ને પાછી હઠી; અને લાવણ્ય રૂપી અમૃત-પંકમાં જાણે ડુબી ગઈ હોય, ગાલ ઉપર ઉગેલા રોમાંચ રૂપી કાંટામાં જાણે ભરાઇ રહી હોય, મદન-બાણની સળિયોથી જાણે વિંધાઇ ગઈ હોય, તથા સૌભાગ્યની દોરથી જાણે સીવાઇ ગઈ હોય એવી મ્હારી દૃષ્ટિને એના મુખ ઉપરથી મહા મહા કષ્ટે પાછી ખેંચી લઇને, સ્નાન કરવા ચાલી. પણ મ્હેં ચાલવા માડ્યું એટલે પેલો બીજો મુનિ-પુત્ર પુંડરીકનું આવું ધૈર્ય સ્ખલન જોઇને જરા પ્રણય-કોપ દર્શાવતો હોય એમ કહેવા લાગ્યો:–

ભાઈ પુંડરીક! આ કંઇ તને છાજે નહિ. એ તો ક્ષુદ્ર જનને જવાનો માર્ગ છે. સાધુ પુરુષોએ તો ધૈર્ય રાખવું જોઇએ. (તેને બદલે) એક સાધારણ મનુષ્યની પ્રમાણે તું આમ વિહ્વલ થઈ જાય છે અને નિગ્રહ રાખવાનો કંઇ ઉપાય કરતો નથી એ શું કહેવાય? ક્યાંથી

---

૧. અર્થાત્ મ્હારા હૃદયની વૃત્તિ બધી તે તરફ આકૃષ્ટ થઇ. આવોજ વિચાર ઇંગ્લિશમાં પણ એક સ્થળે દર્શાવેલો છે.

"It was no longer the voice that made *my soul plant itself in the ear.*"
*The Caxtons, Vol. II. P. 410.*

૨. આવોજ વિચાર (પણ પુરુષમાં) રઘુ સ. ૬–શ્લો ૮૪ માં દર્શાવ્યો છે.

तया स्रजा मंगलपुष्पमय्या विशालवक्षःस्थललम्बया सः ।
अमंस्त कंठार्पितबाहुपाशाम् विदर्भराजावरजां वरेण्यः ॥

ત્હારામા આજ આ અપૂર્વ ઇન્દ્રિય ગજન્ય થઈ ગયુ કે તુ આવી વિકૃતિમા આવી પડ્યો ? ક્યા ગયુ ત્હારૂ એ ધૈર્ય ? ક્યા ગયો ત્હારો ઇન્દ્રિય વિજય ? ક્યા ગયુ એ સ્વચિત્તનુ વશીકરણ ? ક્યા ગઈ એ પ્રશાન્તિ ? ક્યા ગયુ એ કુલક્રમાગત બ્રહ્મચર્ય ? ક્યા ગઈ એ સર્વ વિષયોની નિરુત્સુકતા ? ક્યા નાખ્યા બધા ગુરુઓના ઉપદેશ ? ક્યા ગયુ ત્હારૂ જ્ઞાન ? ક્યા ગઈ એ વૈરાગ્ય બુદ્ધિ ? ક્યા ગયો ત્હારો ઉપભોગ દ્વેષ ? ક્યા ગઈ એ સુખની અરુચિ ? ક્યા ગયો એ તપ પ્રેમ ? ક્યા ગઈ એ ભોગની નિઃસ્પૃહા ? ક્યા ગયુ ત્હારૂ યૌવન વશી ગણુ ? ત્હારા જેવા પણુ જ્યારે અનુરાગ સ્પર્શથી મલિન થઈ જવા માડ્યા અને પ્રમાદથી ભ્રષ્ટ થવા લાગ્યા ત્યારે તો સર્વથા પ્રજ્ઞા બધી નિષ્ફલ ગઈ ! ધર્મશાસ્ત્રાભ્યાસ નિર્ગુણ નિપજ્યો ! સંસ્કાર નિરર્થક ગયો ! ગુરુનો ઉપદેશ વિવેક નિરુપયોગી થયો ! વિદ્વત્તા નિષ્પ્રયોજન થઈ ! જ્ઞાન નિરુપયોગી થયુ ! શુ તુ ત્હારા હાથમાથી પડતી અક્ષમાલાને કોઈએ લઈ લીધા છતા પણ કઈ જાણતો નથી ? અહો મૂઢતા ! આ માલા તો ગઈ પણ હવે ત્હારૂ હૃદય આ અનાર્યા હરી જાય તેને તો વારી રાખ ?

તેના આવા વચન સાભળી જરા લજ્જા પામ્યો હોય એમ પુંડરીકે પ્રત્યુત્તર દીધો – સખે કપિંજલ ! કેમ મ્હારા વિષે તુ આવી અસત્ય ધારણા કરે છે ? આ દુર્વિનીત કન્યાએ અક્ષમાલા ગ્રહણ કરીને જે અપરાધ કર્યો છે તે હુ ક્ષમા કરનાર નથી —એટલુ કહી, અમસ્ય કોપને લીધે સુંદર લાગતા, પ્રયત્નથી રચેલી ભીષણ ભ્રુકુટિ વડે શોભતા, ચુમ્બનેચ્છાથી ધ્રુજતા અધરવાળા મુખ થકી એવુ મને કહ્યુ કે —ચપલા ! આ અક્ષમાલા આપ્યા વિના ત્હારે આ પ્રદેશમાથી એક ડગલુ પણ ખસવુ નહિ —આ સાભળી, કામદેવના નૃત્યારંભ સમયની લીલા પુષ્પાંજલિ જેવી એકાવલિને[1] મ્હારા કંઠમાથી ઉતારી, ભગવન્ ! લ્યો તમારી અક્ષમાલા—એમ કહી મ્હારી તરફ જોઈ રહેલા એ શૂન્ય હૃદય કુમારના પ્રસારેલા હાથમા મૂકી, હુ સ્વેદ જલથી ન્હવાયેલી બીજી વારથી સ્નાન કરવા ગઈ. ન્હાઈ ઉઠ્યા પછી નદીની પેઠે મને મહા મહા પ્રયત્ને મ્હારી સખીઓ પાછી વાળીને લઈ ગઈ, અને તેમની તથા મ્હારી માતાની સાથે હુ એ કુમારનુ જ ચિન્તન કરતી કરતી અનાદરથી ઘેર આવી. ત્યા જઈને મ્હારા નિવાસમા પ્રવેશ કર્યા ત્યારથી એના વિરહને લીધે કેવળ શોકાતુર થવાથી હુ જાણતી નથી કે ત્યાની ત્યાજ ઉભી છુ, અટકી છુ કે સખીઓમા બેઠી છુ, ચૂપ રહી છુ કે બોલુ છુ, જાગુ છુ કે ઉંઘુ છુ, રોઉ છુ કે નથી રોતી, આ દુઃખ છે કે સુખ છે, ઉત્કંઠા છે કે કઈ વ્યાધિ છે, વિપત્તિ છે કે ઉત્સવ છે, દિવસ છે કે રાત્રિ છે, શુ રમ્ય છે અને શુ અરમ્ય છે—એ કઈ મને સમજણ પડી નહિ. વળી મદન વૃત્તાન્ત હુ બરાબર સમજતી ન હતી એટલે ક્યા જવુ, શુ કરવુ, શુ સાભળવુ, શુ જોવુ, શુ બોલવુ, કોને કહેવુ, અને શો એનો ઉપાય કરવો એ કઈ મને સુઝ્યુ નહિ, તેથી મહેલ ઉપર ચઢીને, સર્વ સખીઓને રજા આપી, કોઈ પરિજને અંદર પ્રવેશ કરવો નહિ એમ કહી, સર્વ કાર્ય ત્યજી દઈ, મણિમય જાળીમા મુખ મૂકીને તેજ[2] દિશા તરફ એકલી એકલી જોતી હુ ઉભી રહી. એ કુમાર તે રમણીય દિશામા હોવાથી મને એ અલંકૃત જેવી, કુસુમિત જેવી, મહારત્નના ભંડારથી ભરેલી હોય એવી, અમૃત રસ સાગરના પૂરમા ડુબી ગઈ હોય એવી, તથા પૂર્ણ ચંદ્રોદયથી શોભતી હોય એવી દેખાવા લાગી. તે બાજુએથી આવતા પવનને પણ —વન પુષ્પના પરિમલને પણ,—પક્ષીઓના સ્વરને પણ એની વાત પૂછી જોવાનુ

૧. એક સેરો હાર ૨ જ્યાં એ કુમાર એને ગજો હતો તે

હું ધારતી. એની વંચનાને લીધે તપનો શ્રમ વેઠવાને પણ હું ઇચ્છવા લાગી, જાણે એની પ્રીતિને લીધે ગૌરવ નત થઈ રહી, કામદેવે પક્ષપાત કરાવ્યાથી હું, મુનિવેષને એણે ગ્રહણ કરેલો માટે, અગ્રામ્ય કહેવા લાગી, યૌવન એનામાં રહેલું માટે તેને રમ્ય કહેવા લાગી, પારિજાત પુષ્પને એના કર્ણનો સ્પર્શ થયેલો માટે તેને મનોહર ગણવા લાગી, સુરલોકમાં એનો વાસ હોવાથી હું તેને રમણીય માનવા લાગી, અને એની રૂપસંપત્તિને લીધે કામને દુર્જયતાનું અધ્યારોપણ કરવા લાગી. એટલો એ દૂર હતો તોપણ, કમલિનીની જેમ સૂર્યની, સાગર વેલા જેમ ચંદ્રની, અને મયૂરી જેમ મેઘની, તેમ હું એનીજ સામું જોયા કરતી હતી. એના વિયોગથી અકળાઈને બ્હાર નીકળવા મ્હારા પ્રાણની રક્ષારૂપી જેની પેઠે અક્ષાવલીને મ્હેં એમ ને એમજ કંઠમાં રાખી મૂકી હતી.[1] અને એના સંબંધમાં રહસ્ય વાત કરતી હોય એવી, કર્ણમાં એમ ને એમજ પહેરેલી પેલી કુસુમમંજરીને લીધે, તથા એના હસ્તના સ્પર્શસુખથી ઉભા થયેલા,—કદંબકલિના કર્ણપૂર જેવા શોભતા—એવા ને એવાજ રોમાંચને લીધે મ્હારું એક ગાત્ર કંટકિત થયો હતો.

આવી રીતે હું સ્તબ્ધ થઈને ઉભી રહી હતી એટલામાં, તરલિકા નામની મ્હારી તામ્બૂલવાહિની જે મ્હારી સાથેજ સ્નાન કરવા આવી હતી તે પછવાડેથી જાણે બહુ વારે આવીને મને ધીરેથી કહેવા લાગી —ભર્તૃદારિકા! પેલા જે બે દિવ્ય સ્વરૂપવાળા મુનિકુમાર આપણે અચ્છોદ સરોવરને તીરે દીઠા હતા તેમાંનો એક જેણે તમારા કર્ણમાં દેવવૃક્ષની આ કુસુમમંજરી પહેરાવી હતી તે, પેલા બીજા કુમારથી છાનો છાનો તથા નતાંતો નતાંતો ચાલતો, પુષ્પથી છવાઈ ગયેલી લતાઓની ઘટા મધ્યે મ્હારી પાસે આવીને, હું આવતી હતી ત્યારે પછવાડેથી મને તમારા સંબંધી પૂછવા લાગ્યો કે —બાલા! એ કન્યા કોણ છે? કોની પુત્રી છે? એનું નામ શું? એ ક્યાં જવા નીસરી છે?—ત્યારે મ્હેં ઉત્તર આપ્યો કે —ભગવાન્ ચંદ્રમાના કિરણમાંથી ઉત્પન્ન થયેલી ગૌરી નામની અપ્સરા એની માતા છે. સર્વ ગંધર્વોના મુકુટમણિની કોરો ઘસાવાથી જેના ચરણનખ સુંવાળા થયેલા છે, પ્રેમથી રૂઠેલી ગંધર્વ-કામિનીઓના ગાલ ઉપરની પત્રલતાનું જેના ભુજવૃક્ષ શિખર ઉપર ચિત્ર પડેલું છે, તથા જેણે લક્ષ્મીના કરકમલનું ચરણાસન કરેલું છે એવા ગંધર્વાધિપતિ હંસ રાજા એના પિતા છે, મહાશ્વેતા એનું નામ છે, અને એ ગંધર્વોના અધિવાસ હેમકૂટ પર્વત ભણી જાય છે.—આ સાંભળી એ કંઈક વિચારમાં પડ્યો હોય એમ જરા વાર શાન્ત રહીને મ્હારી સામું એકાગ્ર દૃષ્ટિયે ઘણી વાર સુધી જોતો જોતો, મને કરગરીને જાણે યાચતો હોય તેમ ફરીથી કહેવા લાગ્યો કે —બાલા! બાલપણમાં પણ ત્હારી આ આકૃતિ અતિ રમ્ય, નિષ્કપટ અને અચપલ દેખાય છે માટે હું વિનતિ કરું છું કે મ્હારું એક કામ તું કરીશ?—આ સાંભળી મ્હેં સવિનય કર જોડી, આદર દર્શાવી, ઉત્તર આપ્યો કે —મહારાજ! તમારે એવું કહેવું ઘટે? હું તે કોણ માત્ર? સકલ ત્રિભુવનમાં પૂજવા યોગ્ય તમારા જેવા મહાત્માઓની, પુણ્ય વિના, અમારા જેવા ઉપર, સર્વ પાપ હરનારી દૃષ્ટિ પણ ન પડે તો પછી આજ્ઞા તો ક્યાંથીજ થાય? માટે

---

૧ વાંચનારને યાદ હશે કે જ્યારે પુંડરીકે અક્ષમાલા પાછી માગી હતી ત્યારે મહાશ્વેતાએ તે આપવાને બદલે પોતાનો એકાવલી હાર તેના હાથમાં નાખ્યો હતો.—જુઓ પૃ ૧૩૨ લી ૧૮

આપને જે કંઇ કામ હોય તે સુખેથી કરીને મ્હારા ઉપર અનુગ્રહ કરો,—આવું બોલી વ્હેનને નખો જેવી—ઉપકારી જેવી—પ્રતિવિધાન આપનારી જેવી ગણીને સ્નેહપૂર્ણ દૃષ્ટિથી અભિનંદન કરી, એણે પાસેના તમાલ વૃક્ષમાંથી એક પલ્લવ તોડીને પથ્થર ઉપર તેને વાટી, પોતાના ઉત્તરીય વસ્ત્રમાંથી એક ચીર ફાડીને તે ઉપર, ગંધગજના મદ જેવા સુગંધિ એના રસવડે, હાથની કનિષ્ઠ આંગળીના નખાગ્રથી લખીને—આ પત્રિકા તું, એ કન્યા એકલી હોય ત્યારે છાનીમાની એને આપજે—એમ કહી મને તે આપી. —એટલું કહી તરલિકાએ મને પાનદાનમાંથી કાઢીને એ પત્રિકા દેખાડી. મ્હેં તો—આનંદમય છતાં અંત:કરણમાં જાણે સ્પર્શ-સુખ ઉત્પન્ન કરતી, અને શ્રાન્ત ભાગ પડતાં છતાં, ગમનાથ થવાથી અતાગ પ્રવેશ સૂચવતી, એના સમધી આ વાત સાંભળતાંજ મદનાવેશ મનથી જાણે આવિષ્ટ થઇ ગઇ હોઉં તેમ,—તરલિકાના હાથમાંથી તે લઇ લીધી, અને જોયું તો તેમાં આ આર્યા લખી દીધી—

**માનસ-જન્મા** મ્હારા, સિત મિત **મુક્તા-લતા** બતાવીને,
લલચાવી, દઇ **આશા**, અતિ દૂર લીધો, હંસ જેમ, ત્હેં [1]

માર્ગે ચૂકેલાને જેમ દિશાઓની ભ્રાન્તિથી, અંધને જેમ ઘોર રાત્રિથી, મૂકને જેમ જિહ્વાચ્છેદથી, અંતર્દર્શીને જેમ જાદુગરની પીંછીથી, અસંબદ્ધ વક્તાને જેમ જ્વર પ્રતાપની પ્રવૃત્તિથી, વિષવિહ્વલને જેમ દુષ્ટ નિદ્રાથી, અધાર્મિકને જેમ નાસ્તિક મતથી, ઉન્મત્તને જેમ મદિરાથી અને અભિમાનીને જેમ દુષ્ટ આવેશ ક્રિયાથી,[2] તેમ મ્હારા કામાતુર ચિત્તમાં, આ આર્યા જોવાથી તત્કાળ દોષ વિકારની વૃદ્ધિ થઇ, અને નદી જેમ પૂરથી તેમ હું આથી આકુલ વ્યાકુલ બનીને વિહ્વલ થઇ ગઇ. વળી તરલિકાએ એ કુમારનું બીજી વાર દર્શન કર્યું હતું તેથી એ જાણે મહાપુણ્યશાળી હોય, સુરલોકમાં વસી આવી હોય, દેવતાથી અધિષ્ઠિત હોય, વરદાન પામી હોય, અમૃત પી આવી હોય, કે ત્રૈલોક્યનો રાજ્યાભિષેક પામી હોય એમ હું એને ગણવા લાગી! અથવા એ મ્હારી પાસે છતાં જાણે એનું દર્શન દુર્લભ હોય, અને અતિ પરિચિત છતાં પણ જાણે એ નવીજ આવી હોય એમ હું એને આદર સહિત બોલાવવા લાગી! મ્હારી પાસે બેઠેલી છતાં પણ જાણે એ સર્વ લોકની ઉપર હોય એમ હું એને નિહાળવા લાગી! એને ગાલે તથા એની ગુચ્છાવાળી લટાને, બાઝી બાઝીને સ્પર્શ કરવા લાગી! અને આવી રીતે સ્વામી-સેવકના સંબંધનો જાણે વ્યતિક્રમ દેખાડતી દેખાડતી હું પુનઃ પુનઃ એને પૂછવા લાગી કે—કહે તરલિકા! ત્હેં શી રીતે એને જોયો? તને એણે શું શું કહ્યું? કેટલી વાર તું એની પાસે ઉભી રહી? ક્યાંસુધી આપણી પાછળ પાછળ એ આવ્યો હતો?—આ ને આજ વાર્તામાં તેની સાથે તેજ મહેલમાં તેમ ને તેમજ, કોઈ પરિજનને પ્રવેશ કરવા દીધા શિવાય મ્હેં તે દિવસ ગાળ્યો.

---

1 પુંડરીક લખે છે કે સિત-સિત-કમલના તંતુ જેવી શ્વેત મુક્તાલતા=એકાવલી-બતાવીને મ્હારા માનસ-જન્મા-મનમાં જન્મનાર કામને ત્હેં લલચાવીને આશા આપી (હસતી સમાન) બહુ દૂર લીધો છે—ઘણો લંબાવ્યો છે. હંસ સાથે તેના માનસ જન્મા=માનસ સરોવરમાં જન્મેલો, મુક્તાલતા=મુક્તા જેવી નિર્મલ લતા, આશા=દિશા. અર્થાત્ હંસને જેમ તેવી લતા બતાવી, જે દિશાએ તે હોય તે દેખાડી, બહુ દૂર લઇ જવાય તેમ. ટિ૦ 2 આ સર્વને અનુસરતું આપણામાં કહેવત છે કે—ભૂત પિધાં ગાંડા ને ભાંગ પીધી!

પછી જાણે મ્હારા હૃદય સાથે રાગ-સંવિભાગ કરીને ગગનતલને છેડે લટકતું રવિબિમ્બ જ્યારે લાલચોળ દેખાવા લાગ્યું, સરાગ સૂર્યને દેખીને અનુરક્ત થયેલી, કમલરૂપી નેત્રવાળી દિવસ-લક્ષ્મી કામાતુર બની ગઈ હોય તેમ જ્યારે પીળી દેખાવા લાગી, રવિ કિરણો જ્યારે ગેરૂવાળા પર્વતમાંથી થતા જલ-પ્રપાતથકી રક્ત વન-ગજના ટોળાની પેઠે કમલવનમાંથી નીસરી નીસરીને ભેગાં થવા લાગ્યાં; ગગન ઉતરી વિશ્રામ લેવાને ઉત્સુક થયેલા રવિરથના અશ્વોએ નાકથી કરેલા ખોંખારાના પ્રતિશબ્દ સાથે જ્યારે દિવસ (નો પ્રકાશ) મેરુ પર્વતની ગુફાઓમાં પેસવા લાગ્યો; મીચાઈ ગયેલાં રક્ત-કમલ-સંપુટમાં જ્યારે ભ્રમરની હારો ભરાઈ પેઠી, રવિ વિયોગ જોઈ મૂર્છા પામવાથી તેમનાં હૃદય જાણે અંધ થઈ ગયાં હોય તેમ કમલિનીઓ જ્યારે મીચાવા લાગી, અને બન્ને જણે કરેલી સામાન્ય મૃણાલ-લતાના પોલાણમાં થઈને જાણે આવેલા એક એકના હૃદય લઈને જ્યારે ચક્રવાકનાં દ્વંદ્વ વિયુક્ત થવા લાગ્યાં ત્યારે મ્હારી છત્ર ધરનારી આવીને મને કહેવા લાગી કે —ભર્તૃદારિકા! પેલા મુનિ-કુમારમાંથી એક આપણે બારણે ઉભો છે અને કહે છે કે હું અક્ષમાલા લેવા આવ્યો છું.

મને તો મુનિ-કુમારનું નામ સાંભળતાંજ, તે સ્થાને બેઠેલી છતાં જાણે દ્વાર પાસે ગઈ હોઉં એમ લાગ્યું,[1] અને એજ આવ્યો હશે એમ ધારી મ્હેં કંચુકીને બોલાવી, તેને અંદર આવવાનું કહેવા કહ્યું. થોડી વારમાંજ મ્હેં એનો,—રૂપના યૌવન જેવો, યૌવનના મદન જેવો, મદનના વસન્ત સમય જેવો, વસન્ત સમયના દક્ષિણ પવન જેવો,[2]—અનુરૂપ મિત્ર કપિંજલ નામનો ઋષિ પુત્ર, વૃદ્ધાવસ્થાથી ધવલ થઈ ગયેલા કંચુકીની પાછવાડે પછવાડે, ચંદ્ર-પ્રકાશની પાછળ જેમ [illegible] આવે તેમ આવતો જોયો. મ્હારી પાસે એ આવી પહોંચ્યો ત્યારે એની આકૃતિ આકુલ વ્યાકુલ હોય, ખિન્ન હોય, શૂન્ય હોય કે યાચના કરતી હોય તેમ મને અસ્પષ્ટ જણાઈ. ઉઠીને આદર સહિત પ્રણામ કરી, હું પોતેજ એને માટે આસન લઈ આવી. તે ઉપર એ બેઠો એટલે એની ઇચ્છા ઉપરાન્ત બલાત્કારે મ્હેં એના ચરણ ધોયા, અને મ્હારા ઉત્તરીય વસ્ત્રના પલ્લવથી તેમને લૂછીને હું એની પાસે, આસ્તરણ વિનાની ભૂમિ ઉપરજ બેઠી. પછી થોડી વાર રહીને, જાણે કંઈ કહેવું હોય એમ એણે મ્હારી પાસે બેઠેલી તરલિકા ઉપર દૃષ્ટિ નાખી[3] એટલે હું સમજી ગઈ તેથી મ્હેં કહ્યું—ભગવન્! મ્હારામાં ને એનામાં કંઈ ભેદ નથી માટે જે આપને કહેવું હોય તે સુખેથી કહો.

ત્યારે કપિંજલે પ્રત્યુત્તર આપ્યો કે —રાજપુત્રિ! હું શું કહું? લજ્જાને લીધે કહેવાની વાત કહેતાં મ્હારી જીભ પણ ઉપડતી નથી. ક્યાં, કંદ મૂલ ફલ ખાનાર, શાન્ત, વનવાસી મુનિજન, અને ક્યાં અશાન્ત જનને ઉચિત, વિષયોપભોગના અભિલાષને લીધે મલિન, મદનના વિવિધ વિલાસથી ભરેલો, આ રાગમય પ્રપંચ!! જુઓ! દૈવે આ બધું એ કેવું અનુચિત આરંભ્યું છે? અરે! [illegible] મનુષ્યને કેવું ઉપહાસાસ્પદ બનાવી દે છે! મને સમજાતું નથી કે આ તે વલ્કલને યોગ્ય છે કે જટાને ઉચિત છે, તપને અનુરૂપ છે કે ધર્મોપદેશનું અંગ છે? આ તો એક અપૂર્વ વિડંબના થઈ છે. પણ મ્હારે અવશ્ય કહેવું તો જોઈએજ, કેમકે

---

૧ અર્થાત્ [illegible] બારણે પહોંચ્યો. ૨ [illegible] પ્રયોગ માટે જુઓ ૧૦૫ ટીકા ૩-૫. ૩ એવી ઇચ્છાથી કે અન્ય વાત કરવી છે માટે એને દૂર કરો.

અંતરમાં બળતા મદનાગ્નિના ધૂમથી અભ્યંતરમાં જાણે આકુલ થઈ ગયેલાં એનાં લોચનમાંથી પાંપણોની વચ્ચે વચ્ચે થઇને અસંખ્ય ધારાઓમાં અશ્રુ-જલનો વર્ષાદ વર્ષ્યા કરતો હતો. હૃદયને બાળી મૂકતા કામાગ્નિની, ઉંચી જતી જાણે જ્વાલા હોય એવી રક્ત અધર-પ્રભાને લઇને બ્હાર નીકળતા એના ઉચ્છ્વાસથી પાસેની લતાઓનાં કુસુમ-કેશર કંપતાં હતાં. ડાબા ગાલની તળે મૂકેલા કરતલમાંથી પ્રસરતા નિર્મલ નખ-કિરણવડે એનું કપાલ વિમલ થયાથી, અતિસ્વચ્છ ચંદન-રસનું તેમાં તિલક કર્યું હોય એમ શોભતું હતું. એના કર્ણમાંથી પારિજાત-પુષ્પની મંજરી થોડીજ વાર થયાં ગયેલી હતી તેથી શેષ રહેલા સુવાસવડે આકૃષ્ટ થયેલાં—મધુર ગુંજારના આકારમાં મદન-મોહિનીનો જાણે મંત્ર જપતાં—ભ્રમરનાં ટોળાંને લીધે તે (શ્રવણ) માં જાણે નીલ કમલ અથવા તમાલ-પલ્લવ પેહેર્યું હોય એમ દેખાતું હતું ઉત્કંઠાના જ્વરમાં થયેલા રોમાંચના રૂપમાં એણે જાણે, અગ ઉપર પ્રત્યેક રોમ-કૂપમાં પેઠેલાં કામ-બાણનાં કુસુમનો કાંટાના કડકાને ધારણ કરેલા હતા. નખ-કિરણથી છવાઈ ગયાથી, જાણે કરતલ-સ્પર્શના સુખને લીધે કંટકિત થઇ હોય એવી દીસતી—અવિનયની પતાકા—મુક્તા-વલિને છાતી ઉપર એણે જમણા હાથમાં રાખેલી હતી. મદનના વશીકરણ-ચૂર્ણ જેવા પુષ્પ-પરાગને વૃક્ષો એના ઉપર વેરતાં હતાં. પોતાનો રાગ જાણે એને આપતાં હોય તેમ પાસેનાં અશોક-પલ્લવ પવનથી હાલી હાલીને એને સ્પર્શ કરતાં હતાં. સુરતના અભિષેક-જલ જેવા, નવાં પુષ્પનાં લુમખાંના મધુ-કણવડે વનશ્રી એને સ્નાન કરાવતી હતી. ભ્રમરોનાં ટોળાં જેમનો પરિમલ પીતાં હતાં એવી ચંપક કલિયો એના ઉપર પડતી હતી તેથી, કામદેવ જાણે એને તપાવેલાં સધૂમ બાણરૂપી ભાલાનો પ્રહાર કરતો હતો.[1] વનમાંથી નીસરતા અતિશય સુવાસથી મત્ત થયેલા મધુકરના ગુંજાર વડે, દક્ષિણ પવન જાણે હુંકારથી એનો તિરસ્કાર કરતો હતો. વસન્તજય-શબ્દના કલકલ જેવા, મદકલ કોકિલ-કુલના કોલાહલવડે ચૈત્ર માસ એને આકુલ વ્યાકુલ કરી દેતો હતો. પ્રભાત-ચંદ્ર જેવો એ ફીકો દેખાતો હતો. ગ્રીષ્મ ઋતુના ગંગા-પ્રવાહ જેવો એ કૃશ થયેલો હતો. ચંદન-વૃક્ષની પેઠે અંતર્ગત અગ્નિથી કરમાઈ જતો હતો. અન્ય હોય, અદૃષ્ટપૂર્વ હોય, અપરિચિત હોય, જન્માન્તરે આવ્યો હોય, રૂપાન્તર ધારણ કરી લાવ્યો હોય, આવિષ્ટ હોય, મહાભૂતથી અધિષ્ઠિત હોય, ગ્રહથી ઘેરાઈ ગયો હોય, ઉન્મત્ત થઈ ગયો હોય, બદલાઈ ગયો હોય, અંધ થઈ ગયો હોય, બધિર બની ગયો હોય, મૂક થઈ ગયો હોય, વિલાસમય હોય વા મદનમય હોય, એવો એ, કામાવેશની છેલ્લી સીમાને પહોંચ્યાથી દેખાતો હતો: એની ચિત્તવૃત્તિ પરાધીન થઇ હતી, તથા એનો પૂર્વ આકાર જરા પણ ઓળખાતો ન હતો.

એવી અવસ્થામાં આવી પડેલા મ્હારા મિત્રને એકાગ્ર દૃષ્ટિથી ઘણી વાર સુધી જોતાં મને ખેદ ઉત્પન્ન થયો અને મ્હારા કમ્પતા અંતઃકરણમાં વિચાર આવ્યા કે—કામનો વેગ ખરેખર અતિદુઃસહજ છે. એણે એક ક્ષણમાં આની એવી દુર્દશા કરી નાંખી છે કે તેમાંથી બચવાનો ઉપાય જ નથી. પણ આવો જ્ઞાનનો ભંડાર એકદમ આમ કેમ વ્યર્થ થઈ જાય ? બાળપણમાંથીજ આની પ્રકૃતિ એવી તો ધીર હતી અને વૃત્તિ એવી તો અસ્ખલિત હતી કે હું તથા બીજા મુનિ-કુમારો એનું ચરિત જોઈ અતિ આશ્ચર્ય પામતા.—તે જ આજ જ્ઞાનનો

[1] ચંપકની કલિયો પીળી તથા તેમની પાછળ આવતા ભ્રમર ધૂમ જેવા કાળા માટે ઉત્પ્રેક્ષા કરી છે કે જાણે તપાવીને પીળાં કરેલાં ભ્રમનાં બાણ ધૂમસહિત ત્યાં પડતાં હતાં.

પરિભવ કરીને, તપઃપ્રભાવની અવગણના કરીને, તથા ગાંભીર્યનું ઉન્મૂલન કરીને ઇતર જનવત્ મદનથી જડ બની ગયો છે એ કેવું મ્હોટું આશ્ચર્ય! સર્વથા, નિર્વિકારી યૌવન દુર્લભ છે.—પછી એની પાસે જઇ, તેજ શિલાતલની એક કોરે બેસી, એના સ્કંધ ઉપર હાથ મૂકીને, એની આંખો મીંચેલી છતાં મ્હેં એને પૂછ્યું કેઃ—ભાઈ પુંડરીક! કહે તો ખરો તને આ શું થયું છે?—એટલે એ, દીર્ઘ કાળ થયાં બંધ રહ્યાથી જાણે ચ્હોંટી ગઈ હોય એવી, નિરંતર રુદન કરવાથી લાલચોળ થયેલી, અશ્રુ-જલના પૂરમાં ડુબેલી, ઝંખાઈ હોય અથવા વેદનાથી પીડાતી હોય એવી, સ્વચ્છ વસ્ત્રથી ઢંકાયલા રક્ત કમલ-વન જેવી શોભતી પોતાની આંખો અતિ પ્રયત્નથી ઉઘાડી, મંથર દૃષ્ટિથી મને ઘણી વાર સુધી નિહાળીને અતિ દીર્ઘ નિશ્વાસ મૂકી, લજ્જાથી ભાગ્યા તૂટયા થોડાક અક્ષરમાં, ધીમે ધીમે, કષ્ટથી કહેવા લાગ્યો કેઃ—મિત્ર કપિંજલ! સર્વ વૃત્તાન્ત વિદિત છતાં તું મને શું પૂછેછે?—મને તો એ સાંભળતાંજ એમ લાગ્યું કે આ અવસ્થામાં હવે કંઇ મદન-વિકારનો ઉપાય થાય એમ નથી, તથાપિ કુમાર્ગે ચ્હડેલા મિત્રને મિત્રે યથાશક્તિ પ્રયત્ન કરીને વારવો જોઇયે એમ ધારી હું બોલ્યો કેઃ—

ભાઇ પુંડરીક! એ તો મને સુવિદિત છે. પણ હું માત્ર એટલુંજ પૂછું છું કે ત્હેં જે આ આરમ્ભ્યું છે તે શું ગુરુઓએ શીખવ્યું છે? કે તું ધર્મશાસ્ત્રમાં ભણ્યો છે? કે કોઈ ધર્મ પ્રાપ્ત કરવાનો ઉપાય છે? કે કોઇ અન્ય પ્રકારનું તપ છે? કે સ્વર્ગે જવાનો માર્ગ છે? કોઇ ગુપ્ત વ્રત છે? કે મોક્ષ મળવાની યુક્તિ છે? કે કોઈ બીજાજ પ્રકારનો નિયમ છે? આ વિષયનું ત્હારે ચિન્તન કરવું પણ અયોગ્ય છે તો પછી એની વાત અથવા એનું આલોકન થાયજ કેમ? આ દુષ્ટ મદન તને ઉપહાસાસ્પદ કરવાને પ્રયત્ન કરે છે તે શું તું મૂર્ખની પેઠે નથી સમજતો? કામથી તો મૂઢ હોય તે પીડાય! સાધુ જનથી નિંદિત, પ્રાકૃત જનને ગમતા આવા વિષયોમાં તે તને શું સુખ મળે એમ છે? જે મૂઢ, પરિણામે અનિષ્ટ વિષયોપભોગમાં સુખની ઇચ્છા રાખે છે તે, ધર્મ સમજીને વિષ લતાના વનને સિંચે છે; કુવલય-માલા ગણીને ખડ્ગ-લતાને આલિંગે છે; કૃષ્ણાગુરુનો ધૂમ જાણી કૃષ્ણ સપને બાઝે છે; રત્ન જાણી બળતા અંગારાને સ્પર્શ કરે છે; અને મૃણાલ ગણીને દુષ્ટ ગજના દંત-મુસલને ખેંચી કાઢવા જાય છે!! સર્વ વિષયનું તત્વ જાણવા છતાં કેમ તું આવું ખદ્યોતના જ્યોતિ જેવું નિર્વીર્ય જ્ઞાન ધારણ કરે છે કે પ્રબલ **રજઃપ્રસરથી**[1] મલિન થઈ ગયેલી નદિયોની પેઠે ઉન્માર્ગ જતી ત્હારી ઇન્દ્રિયોને નિવારી શકતો નથી, અને ક્ષોભ પામેલા મનને નિયમમાં લાવી શકતો નથી? આ અનંગ તે કોણ માત્ર કહેવાય? ધૈર્ય રાખીને એ દુરાચારીનો તિરસ્કાર કર.—એમ હું કહેતો હતો તેવામાંજ વચ્ચે બોલી ઉઠી, પાંપણોમાં થઇને પડતા અશ્રુ-પ્રવાહને પોતાના હાથ વડે આંખમાંથી લોહી નાંખી, મ્હારો હાથ ઝાલીને એ મને કહેવા લાગ્યોઃ—

ભાઈ બહુ કહેવામાં શું ફલ છે? એટલુંજ કે તું (હજી) સ્વસ્થ રહેલો છે; સર્પ-વિષના વેગ જેવાં વિષમ આ કુસુમ-ધનુષ્નાં બાણ હજી તને વાગ્યાં નથી; અને બીજાને ઉપદેશ દેવો એ ઘણું સેહેલું છે.[2] જેની ઇન્દ્રિયો (જાગ્રત) હોય, મન ઠેકાણે હોય, જે જોઈ શકતો

---

૧. રજસ્=રજોગુણ; ધૂળ. ૨. જુઓ મિત્રલાભ શ્લોક ૧૦૨.

**परोपदेशे पाण्डित्यं सर्वेदा सुकरं नृणाम्।**

" * * * * for brother, men
" Can counsel, and speak comfort to that grief.

હોય વા સાંભળી શકતો હોય, સાંભળીને વિચાર કરતો હોય, કે શુભાશુભનો નિશ્ચય કરવા સમર્થ હોય તેને તો ઉપદેશ દેવો એ ઠીક, પણ મ્હારે તો એમાંનું કંઇ રહ્યું નથી. ગૌરવ, જ્ઞાન, ધૈર્ય, પ્રતિસંખ્યાન[1] એ બધું તો હવે અસ્ત થઇ ગયું છે. પ્રાણ કોણ જાણે કેમે, યત્ન-વિનાએ હજી આમ રહ્યા છે. ઉપદેશનો કાળ તો હવે ખરેખર દૂર જતો રહ્યો છે; ધૈર્યનો અવસર વીતી ગયો છે; પ્રતિસંખ્યાનની વેળા વહી ગઇ છે; ને જ્ઞાનાવષ્ટમ્ભનો સમય થઇ ગયો છે. આ સમયે ત્હારા શિવાય બીજો કોઇ મને ઉપદેશ દે તેમ નથી, અથવા કુમાર્ગે જતો અટકાવે એમ નથી; બીજા કોઇનું વચન હું માનું એમ નથી; અને જગતમાં ત્હારા જેવો મ્હારે બીજો કોઈ બંધુ નથી.—પણ શું કરૂં? મ્હારાથી મ્હારા જીવને વારી શકાતો નથી! મ્હારી કેવી દુષ્ટ અવસ્થા થઈ છે તે તો આ ક્ષણેજ ત્હેં જોઇ છે એટલે હવે કંઇ શીખામણ દીધે વળે એમ નથી. માટે મ્હારી આટલીજ ઇચ્છા છે કે જ્યાંસુધી મ્હારામાં પ્રાણ છે ત્યાં સુધીમાં કલ્પાન્તે ઉગતા દ્વાદશ દિનકરના કિરણમાંથી પ્રસરતા તાપ જેવો તીવ્ર, આ મદન-સંતાપ શમાવવાને તું કંઈ ઉપાય કર. મ્હારાં અંગ બધાં જાણે રંધાઈ જાય છે; હૃદય જાણે ઉકળી જાય છે; દૃષ્ટિ જાણે બળી જાય છે; આખા શરીરમાં ભડકે ભડકા લાગી રહ્યા છે, માટે આ સમયે જે કંઇ તને યોગ્ય લાગે તે કર.—એટલુ કહી એ શાન્ત પડી ગયો.

એમ કહેવા છતાં હું એને ફરી ફરી બોધ આપવા લાગ્યો. પણ જ્યારે શાસ્ત્રોપદેશથી વિમલ, દૃષ્ટાન્તયુક્ત, ઇતિહાસ-સહિત વચનથી, અનુનય તથા આલિંગન સાથે સમજાવતાં પણ એણે લક્ષ ન આપ્યું ત્યારે મ્હેં ધાર્યું કે હવે તો એ છેલી સીમાપર આવી ગયો છે એટલે એને પાછો વાળી શકાય તેમ નથી; ઉપદેશ બધા નિરર્થક છે; માટે એના પ્રાણનું રક્ષણ કરવાને પણ મ્હારે યત્ન કરવો જોઇએ—એમ નિશ્ચય કરીને હું ઉઠ્યો; અને પાસેના સરોવરમાંથી લીલી મૃણાલિકાઓ ચુંટી લાવી, જલબિન્દુવાળાં કમલ-પત્ર લાવી, તથા ગર્ભ-ધૂલિના પરિમલથી મનોહર લાગતાં કુમુદ-કુવલય તથા કમલ લાવી, મ્હેં લતાગૃહના તેજ શિલાતલ ઉપર એને શયન કરી આપ્યું. ત્યાં જ્યારે એ સુખે બેઠો ત્યારે, પાસે ઉગેલાં ચદનાદિ વૃક્ષોનાં કોમલ પલ્લવ વાટી, મ્હેં, તેનો સ્વભાવથીજ સુગંધિ તથા હિમ જેવો ટાઢો રસ એને કપાળે ચોપડ્યો, અને એના ચરણતલ સુધી બધે શરીરે લેપ કર્યો. પાસેના ઝાડની ભાગેલી છાલનાં છિદ્રમાંથી ગરતા કર્પૂરનો હાથથી ભૂકો કરીને (એને લગાવી,) સ્વેદનું પ્રશમન કર્યું. એની છાતી ઉપર, ચંદન-રસમાં બોળેલું વલ્કલ મૂકીને, સ્વચ્છ જલકણ જેમાંથી ઝરતા હતા એવા કદલી-પત્રથી એને પંખો ઉરાડ્યો. એમ વારંવાર કમલ-પત્રનાં શયન એક પછી એક બદલતે બદલતે, ઘડી ઘડી ચંદન-ચર્ચા રચતે રચતે, ઘડી ઘડી સ્વેદ-શમનના ઉપાય કરતે કરતે,

---

" Which they themselves not feel; but tasting it
" Their counsel turns to passion, which before
" Would give preceptial medicine to rage.
" Fetter strong madness in a silken thread,
" Charm ache with air, and agony with words." &c.
*Much ado about nothing.* Act V. Sc. I.

૧. અધ્યાત્મ-જ્ઞાન; સાંખ્યશાસ્ત્રમાં કહેલા પચીસ તત્ત્વસંબંધી એક જ્ઞાન-ભેદ.

તથા કદલી-પત્રથી નિરંતર પવન નાંખતે નાંખતે મ્હારા મનમાં ચિન્તા ઉત્પન્ન થઈ કેઃ—ખરે! મન્મનને કંઈજ અસાધ્ય નથી. ક્યાં આ હરિણ જેવો વનવાસમાં મસ્ત, મુગ્ધ સ્વભાવનો પુંડરીક અને ક્યાં વિવિધ વિલાસ-રસથી ભરપૂર ગંધર્વ-રાજ-પુત્રી મહાશ્વેતા!! સર્વથા જગત્‌માં એને કંઇ દુર્ઘટ, દુષ્કર, અસ્વાધીન કે અકર્તવ્ય નથી. દુઃસાધ્ય કાર્ય પણ એ અવજ્ઞાથી સાધે છે. એને પ્રતિકૂલ થવાની કોઇને શક્તિ નથી. સચેતનને તો શું પણ એને ગમે તો એ અચેતનને પણ સંયુક્ત કરી દે એમ છે.—કુમુદિની પણ રવિ-કિરણને અનુરક્ત થાય. કમલિની પણ ચંદ્ર-કિરણ ઉપર દ્વેષ તજી દે. રાત્રિ પણ દિવસની સાથે મિશ્ર થઈ જાય. ચંદ્રિકા પણ અંધકારને અનુવર્તે. છાયા પણ પ્રદીપને અભિમુખ રહે. વીજળી પણ મેઘમાં સ્થિતિ કરે. વૃદ્ધાવસ્થા પણ યૌવન સાથે સંચરે! હવે જ્યારે એણે આવો અગાધ ગામ્ભીર્ય-સાગર તૃણ જેવો લઘુ કરી નાંખ્યો ત્યારે એને બીજું શું દુઃસાધ્ય રહ્યું? ક્યાં એ તપ ને ક્યાં આ અવસ્થા! સર્વથા આ આપત્તિમાંથી ઉગરવાનો કંઇજ પ્રતીકાર નથી. હવે કરવું શું? શો રસ્તો લેવો? કઈ દિશાએ જવું? કોને શરણ જવું? શો ઉપાય કરવો? કોનું સાહાય્ય લેવું? શી રીતે ચાલવું? કંઇ યુક્તિ શોધવી? કોનો આશ્રય લેવો કે આના પ્રાણ બચી શકે? શી ચતુરાઇથી? કઈ યુક્તિથી? કયે પ્રકારે? કયા અવષ્ટમ્ભે? કઈ બુદ્ધિથી? કયા સમાશ્વાસનથી આ જીવી શકે?—આવા આવા સંકલ્પ મ્હારા ખિન્ન અંતઃકરણમાં ઉઠવા લાગ્યા. વળી મ્હેં વિચાર્યું કે આવી લાંબી લાંબી નિરર્થક ચિન્તા કર્યાથી શું વળવાનું છે? શુભ અથવા અશુભ, ગમે તે પ્રયત્ન કરીને આના પ્રાણનું તો રક્ષણ કરવુંજ જોઈશે. અને તેમ કરવાનો, એ બન્નેના સમાગમ સિવાય બીજો એકે ઉપાય નથી. આ તો બાલક અને અપ્રગલ્ભ છે એટલે આ મદન-વિકારને, પોતાના તપને વિરુદ્ધ તથા અનુચિત ઉપહાસ જેવો માને છે તેથી, શ્વાસમાત્રજ જીવ રહેવા છતાં પણ એ પોતે ત્યાં જઇને એ (કન્યા) નો અભિલાષ પૂર્ણ કરે એવું તો બને તેમ નથી. વળી આ વિકાર હવે જરા પણ વિલંબ ખમી શકે તેમ નથી, અને સાધુ પુરુષ એમ માને છે કે અતિ નિન્દિત—અકર્તવ્ય—કર્મ કરીને પણ સર્વદા મિત્રના પ્રાણનું રક્ષણ કરવું; માટે હવે, એ ઘણું શરમ ભરેલું અને ન કરવા યોગ્ય છતાં પણ મ્હારે અવશ્ય કરવું પડશે. બીજું કંઈ થાય એમ નથી અને બીજો કોઈ રસ્તો સૂઝતો નથી માટે આજ એની પાસે જાઉં અને આ આની અવસ્થા જણાવું.—એમ વિચારી, કદાચિત્ મને એ અયોગ્ય કર્મ કરવા જતો જોઇને, લજ્જાથી વારી રાખશે એમ જાણી, એને કહ્યા વિનાજ એ સ્થલેથી હું કંઈ બ્હાનું કાઢીને અહીં આવ્યો છું. હવે આવું બનેલું છે માટે જે આ અવસરને અનુકૂલ હોય, આવા અનુરાગને યોગ્ય હોય, મ્હારા આગમનને ઉચિત હોય, અને તમને ઘટિત હોય તે કરો.—એમ કહી, પ્રત્યુત્તર સાંભળવાની ઉત્કંઠાથી, મ્હારા મુખ ઉપરજ દૃષ્ટિ રાખીને એ છાનો રહ્યો.[1]

1. વાંચનારને સહજ વિચાર થશે કે આવે ત્વરાને પ્રસંગે કપિઞ્જલે આટલું બધું લાંબું ભાષણ કર્યું તેને બદલે ટુંકામાંજ જો પોતાના મિત્રની અવસ્થા વર્ણવીને એ પાછો ગયો હત તો કદાચિત્ મહાશ્વેતા તેની પાસે જરા વહેલી જઇ શકત અને પુંડરીકનો પ્રાણ જે મહાશ્વેતાના પહોચતા પહેલાં થોડીવાર ઉપરજ મુક્ત થયો હતો (એમ આગળ જણાશે) તે કદાચિત્ બચી શકત. પરંતુ ભવિતવ્યતા—દૈવેચ્છા—બલીયસી છે એ વિચાર જો કરીએ તો આનું સમાધાન થાય એમ છે.

હું તો આ બધું સાંભળીને સુધામૃતમય સરોવરમાં જાણે ડુબી ગઈ હોઉં,—રતિ-રસમય સમુદ્રમાં જાણે પડી હોઉં,—સર્વ આનંદની ઉપર જાણે બેઠી હોઉં,—સર્વ મનોરથની અગ્રે જાણે ચઢી હોઉં—સર્વ ઉત્સવની જાણે પરાકાષ્ઠાએ પહોચી હોઉં એવી થઈ ગઈ, અને તે સમયે લજ્જા આવવાથી મ્હારૂં વદન જરા નીચું નમેલું હતું તેથી ગાલને સ્પર્શ કર્યા શિવાય, એક પછી એક જાણે ગુંથેલાં હોય એમ ઉપરા ઉપરી પડીને માળાનો અનુક્રમ દેખાડતાં, તથા પાંપણોને ન અડકવાથી મ્હોટાં અને ભરેલાં દેખાતાં, નિર્મલ આનંદાશ્રુ-બિન્દુથી મ્હારા હર્ષનો ઉભરો બતાવતી બતાવતી તે ક્ષણે વિચારમાં પડી કે—ધન્ય ભાગ્ય કે મ્હારી પેઠે એને પણ આ અનંગ પીડા કરે છે! મને દુઃખ દેતાં દેતાં પણ એણે કંઈક અનુકૂલતા દેખાડી ખરી. જો આણે કહ્યું તેવીજ એની યથાસ્થિત દશા હોય તો પછી મદનના ઉપકારમાં મણા શી? શું હવે બાકી રહ્યું? એના જેવો વળી બીજો બાન્ધવ કોણ કહેવાય?—શાન્ત આકૃતિવાળા કપિંજલના આ મુખમાંથી સ્વપ્ને પણ અસત્ય વાણી તો ક્યાંથીજ નીકળે? હવે જ્યારે આમજ છે ત્યારે મ્હારે પણ શું કરવું? અને એને, મ્હોએ શો ઉત્તર આપવો?—એમ હું વિચારતી હતી એટલામાંજ પ્રતિહારી દોડતી આવીને, મને કહેવા લાગીઃ—ભર્તૃદારિકા! તમારા શરીરને આજ સુખ નથી એવું, પરિજન પાસેથી સાંભળ્યાથી મહાદેવી તમને જોવા આવે છે.—એ સાંભળી, પરિજનાદિકની મ્હોટી ભીંડ થશે એવી બ્હીકથી કપિંજલ તરતજ ઉઠ્યો અને મને કહેવા લાગ્યો—રાજપુત્રિ! વાર ઘણી થઈ ગઈ છે અને ત્રિભુવનનો ચૂડામણિ ભગવાન્ સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં છે માટે હુ તો જાઉં છુ. પણ હાથ જોડીને તમને વિનતિ કરૂં છું કે મ્હારા વ્હાલા મિત્રની પ્રાણ-રક્ષા રૂપી દક્ષિણા મને આપજો—એજ મ્હારો મ્હોટો વિભવ છે.—એટલુ કહી, પ્રત્યુત્તરની વાટ જોયા વિનાજ એ, કનકની છડી ઝાલીને માતાની આગળ પ્રવેશ કરતી પ્રતીહારીઓથી,—તામ્બૂલ, કુસુમ, પટવાસ, અને અંગરાગ લઇ ચાલતા કચુકિલોકથી,—અને કુબ્જ, કિરાત, બધિર, વામન, નપુંસક, વિકલ તથા મૂક જનોની આગળ હાથમાં ચામર લઇ ચાલતી દાસીઓથી દ્વારદેશ બધો રૂંધાઈ ગયો હતો તેમાંથી મહા મેહેનતે રસ્તો કાપી બ્હાર નીકળી ગયો. માતા મ્હારી પાસે આવી, બહુ વાર સુધી બેસી પોતાને મહેલ પાછાં ગયાં પણ તેમણે ત્યાં આવીને શું કર્યું, શું કહ્યું અને શી ચેષ્ટા કરી એ મ્હારા શૂન્ય હૃદયને લીધે મ્હેં કંઈ જાણ્યું નહિ.

એમના ગયા પછી જ્યારે, હારીત પક્ષી જેવા હરિત અશ્વવાળા, કમલિનીના જીવિતેશ્વર, ચક્રવાકના મિત્ર, ભગવાન્ સૂર્યદેવતા અસ્ત પામ્યા, પશ્ચિમ દિશાનુ મુખ જ્યારે લાલ ચોળ થવા માંડ્યું, કમલવન જ્યારે ઝાંખાં થવા માંડ્યાં, પૂર્વ દિશાનો ભાગ જ્યારે કાળો પડવા લાગ્યો, અને સર્વ જીવલોકમાં જ્યારે પાતાલ-પંક જેવો મલિન અંધકાર, મહાપ્રલયકાલના સમુદ્ર-જલના પૂરની સમાન પ્રસરવા લાગ્યો ત્યારે, શું કરવું એની સૂઝ નહિ પડવાથી મ્હેં તેજ તરલિકાને પૂછ્યુંઃ—અલિ તરલિકા! તું શું નથી જોતી કે મ્હારૂં અંત:કરણ અતિશય આકુલ વ્યાકુલ થઇ ગયું છે અને ઇન્દ્રિયો બેભાન થઇ વિહ્વલ બની ગઈ છે? શું કરવું એની જરા પણ મને સૂઝ પડતી નથી, માટે તું આ સમયે યોગ્ય હોય તે બતાવ. ત્હારી સમક્ષજ કપિંજલ બધી વાત કરી ગયો છે. જો હું ઇતર કન્યા સમાન લજ્જા મૂકીને, ધૈર્ય છોડીને, વિનય તજીને, જનાપવાદનો વિચાર ન કરીને, સદાચારનો અતિક્રમ કરીને, શીલનું ઉલ્લંઘન

કરીને, કુળની અવગણના કરીને, તથા દુષ્કીર્ત્તિનો અંગીકાર કરીને માત્ર પ્રેમમાંજ અંધ થઇ જઈ, પિતાની આજ્ઞા વિના તથા માતાના અનુમોદન વિના મ્હારી મેળેજ જઇને પાણિગ્રહણ કરાવું તો ગુરુજનનુ અપમાન થવાથી એમાં મ્હોટો અધર્મ થાય. હવે જો હું ધર્મને અનુવર્તાને અન્ય પક્ષને અવલમ્બન કરી પ્રાણત્યાગ કરૂં તો તેમાં પણ પ્રથમ તો પોતાની મેળે આવેલા પ્રથમ-પ્રણયી કપિંજલનો પ્રેમ-ભંગ થાય. વળી બીજું એ કે કદાચિત્ જો એ પુરુષના જીવની ત્હારાથી થયેલા આશા-ભંગને લીધે હાનિ થાય તો પણ મને મુનિજનના વધ રૂપી મહાપાતક બેસે.—એમ હું વાત કરતી હતી એટલામાંજ પુષ્પ-પરાગથી જેમ વસંત ઋતુની વનરાજિ તેમ ચંદ્રોદય-સમય પાસે આવ્યાથી વિરલ વિરલ પ્રકાશ વડે પૂર્વ દિશા ધૂસર બનવા લાગી.

તે સમયે ઇન્દુ-પ્રકાશનેલીધે પૂર્વ દિગન્તર, શશિ-સિંહના કર-નખરથી ભેદાઇ જતા અંધકાર રૂપી ગજ-ગંડસ્થલમાંથી નીકળેલા જાણે મોતીના ભૂકાથી[1] શ્વેત થઈ જતું હોય, ઉદયાચલની સિદ્ધ-સુન્દરીઓનાં સ્તન ઉપરથી ખરી પડેલા જાણે ચંદન ચૂર્ણના ઢગથી ધવલ થઈ જતું હોય,[2]—અને સમુદ્ર-જલના તરંગને કંપાવતા પવને ઉરાડેલી, રેતીના કિનારાની ધૂળથી જાણે ધોળું બની જતું હોય એવું દેખાયું. ધીરે ધીરે ચંદ્રદર્શન થવાથી મંદ મંદ સ્મિત કરતી નિશાની દંત-પ્રભા જેવી ચંદ્રિકા તેના મુખને શોભાવવા લાગી. ત્યાર પછી, રસાતલમાંથી પૃથ્વી ફાડીને બ્હાર આવતા શેષના ફણા-મંડલ જેવા ચંદ્ર-બિમ્બથી રજની પ્રકાશવા લાગી; અને સકલ જીવલોકને આનંદકારક, કામિની-જન-વલ્લભ, મદન-બંધુ, રાગયુક્ત, સુરતોત્સવના ઉપભોગનેજ યોગ્ય, અમૃતમય મૃગલાંછન અનુક્રમે જરા જરા બાલભાવ સજીને યૌવનની સમાન વધવાથી યામિની રમણીય લાગવા માંડી.

પછી, પારોના સમુદ્રમાંથી આવતી પ્રવાલ-પ્રભાથી જાણે રક્ત થયો હોય, ઉદયાચલના સિંહે પોતાના હરિણ ઉપર કરતલ-પ્રહાર કીધાથી જાણે તેના રુધિર વડે લાલ ચોળ થઈ ગયો હોય, અને રતિ-કલહમાં કોપેલી રોહિણી ( એ તાડન કીધાથી તે )ના ચરણના અલક્તક-રસથી છંટાઈ ગયો હોય એવો, ઉદય-રાગથી રક્ત, રજની-પતિ ઉગેલો જોઇને હું, અંદર મદનાગ્નિ બળવા છતાં પણ અંધ હૃદયવાળી, તરલિકાના ઉત્સંગમાં શરીર રહેલું છતાં પણ મદનને હાથ ગયેલી, ચંદ્ર સામી દૃષ્ટિ રાખ્યા છતાં પણ મરણ (ની વાટ) જોતી,[3] તે ક્ષણે વિચારમાં પડી કેઃ—એક પાસ મદન, મધુમાસ, મલય પવન વિગેરે ભેગા મળેલા છે, અને એક પાસ આ પાપકારી લુચ્ચો ચંદ્ર ખમી શકાય એમ નથી. વળી મ્હારૂં હૃદય આ અતિદુઃસહ મદન-વેદનાથી આતુર થઈ ગયું છે તેમાં આનું ઉગવું એ દાહ-જ્વરથી પીડાતા ઉપર અંગારાના વર્ષાદ

૧. નીચેના ( સુ. ર. ભા. પૃ. ૪૦૦ ) શ્લોકમાં પણ શશિને સિંહ સાથે તથા અંધકારને ગજ-ગંડસ્થલ સાથે સરખાવ્યા છે.

मयूखनखरत्रुटिततिमिरकुम्भिकुम्भस्थलोच्छलत्तरलतारकागणविकीर्णमुक्तागणः॥

* * तुषारकरकेसरी गगनकाननं गाहते ॥

૨. જુઓ કીર્તિકૌમુદી સર્ગ ૭, શ્લોક ૩૯—

चंदनैश्चर्चितेव द्यौर्दिशः काश्मीरैरिव श्रिताः ।
क्षीरेण क्षालितेवोर्वी शर्वरीशे विराजति ॥

૩. આ સર્વ વિરોધાભાસ છે.

જેવું છે; ટાઢમાં ઠરી ગયેલા ઉપર હિમ પડવા જેવું છે; અને વિષ ચડ્યાથી મૂર્છિત થયેલાને કૃષ્ણસર્પના દંશ જેવું છે.—એ ધ્યાનમાં ને ધ્યાનમાંજ, ચંદ્રોદયથી કરીને, કમલવનની મ્લાનિ રૂપી નિદ્રા જેવી મને મૂર્છા આવી અને મ્હારી આંખો મીચાઈ ગઈ. પણ થોડીજ વારમાં, તરલિકાએ ગભરાટમાં કરેલી ચંદન-ચર્ચાથી તથા ઉરાડેલા વ્યજન-પવનથી મને શુદ્ધિ આવી, ને મ્હેં જોયું તો જાણે સાક્ષાત્ વિશાદજ બેઠી હોય તેમ આકુલ વ્યાકુલ બની ગયેલી, મ્હારા લલાટ ઉપર ઝરતા ચંદ્રકાન્ત મણિની સળી મૂકીને રુદન કરતી, તથા અવિચ્છિન્ન અશ્રુધારા પડવાથી ઢંકાઈ ગયેલા મુખવાળી તે તરલિકાનેજ દીઠી. મ્હારાં લોચન ઉઘડેલાં જોઇ, મને પગે પડી. ચંદન-રસથી ભીના પોતાના બે હાથ જોડી એ કહેવા લાગીઃ—ભર્તૃદારિકા! શું કરવા હવે લજ્જા અથવા ગુરુજનની બ્હીક ગણો છો? કૃપા કરી મને મોકલો કે હું તમારા પ્રાણનાથને તેડી લાવું. નહિ તો તમે પોતેજ ઉઠીને ત્યાં જાઓ. પ્રબલ ચંદ્રોદયથી વધતી સેંકડો ઉત્કલિકા-વાળા, સમુદ્ર જેવા આ મકર-ચિહ્નને હવે વધારે વાર તમે સહી શકો એમ નથી.—ત્યારે મ્હેં એને પ્રત્યુત્તર આપ્યો કેઃ—અલિ ઉન્મત્ત! કામની શી વાત? સર્વ વિકલ્પ હરી લેનાર, સર્વે ઉપાયનું દર્શન દૂર કરનાર, સર્વ અંતરાયને આંતરનાર, સર્વ સંદેહને ટાળનાર, સર્વ શંકાઓને સંતાડનાર, લજ્જાનો વિનાશ કરનાર, સ્વાભિગમનથી લાગતો લઘુતાનો દોષ ફેંકી નાંખનાર, વિલંબને અટકાવનાર, મૃત્યુની વા તેનીજ પાસે લઇ જનાર, આ રજનીપતિ આવેલોજ છે, માટે ચાલ, જેમ તેમ કરી જઇને હું જીવું છું એટલામાં, આયાસકારી એ મ્હારા પ્રાણપ્રિયની આસના વાસના કરિયે.—એમ કહેતી કહેતી હું મદન-મૂર્છાના ખેદથી વિહ્વલ થયેલાં મ્હારાં ગાત્રને એનોજ ટેકો આપી, ઉઠી, પણ મ્હેં ચાલવા માંડ્યું કે તરતજ, કાંઈ માઠો પરિણામ થશે એમ સૂચવતું મ્હારૂં જમણું લોચન ફરકવા લાગ્યું. તેથી મને શંકા ઉત્પન્ન થઈ અને વિચાર થયો કે—હવે આ વળી બીજું કંઈક (વિઘ્ન) વચ્ચે નાંખ્યું.

આનંદમાં મગ્ન થઇ જઇને રતિ-રસમય હોય, ઉત્સવમય હોય, વિલાસમય હોય કે પ્રીતિમય હોય એવો બની ગયો હતો, ચંદ્રમણિમાંથી જ્યારે ઝરણ વહેવા લાગ્યાં હતાં, અને આનંદથી ગાન કરતા મયૂરના સ્વરવડે રમ્ય લાગતો પ્રદોષ-સમય જ્યારે થયો હતો—ત્યારે વિવિધ પુષ્પ, તામ્બૂલ, અંગરાગ અને પટવાસ-ચૂર્ણ લઈ પછવાડે આવતી તરલિકા સાથે હું,–મૂર્ચ્છા આવી હતી તે વેળા કપાળ ઉપર ચોપડેલા, જરા જરા સુકાઈ ગયેલા ચંદન-રસમાં ચ્હોંટી જવાથી ધૂસર બનેલી આકુલ લટો સહિત, ચંદન-રસની ચર્ચા રૂપી અંગરાગ વડે અતિશય ભીના થયેલા વેષ સહિત, તેમ ને તેમજ કંઠમાં પહેરેલી પેલી અક્ષમાલા સહિત, તથા શ્રવણ શિખરને ચુમ્બન કરતી પેલી પારિજાત મંજરી સહિત, પદ્મરાગ મણિના કિરણનું જાણે વણેલું હોય એવું રક્ત વસ્ત્ર માથે ઓઢીને, મ્હારા પણ કોઈ પરિજન દેખે નહિ એવી રીતે એ પ્રાસાદ-શિખર ઉપરથી ઉતરી

ત્યાંથી નીચે આવી કે તરતજ, પારિજાત-મંજરીના પરિમલથી લોભાએલા, આખી વાડી ખાલી કરીને તથા કુમુદવન લઈને દોડી આવતા, અને મ્હોં ઉપર જાણે મ્હેં નીલ વસ્ત્ર ઓઢ્યું હોય એવી શોભા આપતા ભ્રમરોનાં ટોળાં મ્હારી આસપાસ ભમવા લાગ્યાં, અને એવી રીતે હું પ્રમદવનના પક્ષદ્વારમાંથી બ્હાર નીકળીને એ કુમારના ભણી જવા નીસરી. જતે જતે, મ્હારી સાથે બીજા કોઇ પરિજન વિના માત્ર તરલિકાનેજ જોઇને મને વિચાર થયો કે–પ્રિયતમની પાસે જનારને બાહ્ય પરિજનનું શું કામ છે ? આ જ બધા[1] એની પરિજન-લીલા દર્શાવે છે ત્હો ! કેમકે કામદેવ ધનુષ્ય ચઢાવી, બાણ સજ્જ કરીને પછવાડે પછવાડે ચાલે છે. 'ચંદ્ર' પોતાના કર દૂર પ્રસારીને પ્રસ્ખલન થવાની બ્હીકથી જાણે હાથ ઝાલે છે. પગલે પગલે રાગ ટેકો દે છે. લજ્જાને પછવાડે મુકીને ઇન્દ્રિયો સહિત અંતઃકરણ આગળ આગળ દોડે છે, ને નિશ્ચયારોપણ કરીને ઉત્કંઠા દોરી જાય છે.—પછી હું કહેવા લાગી કે—અયિ તરલિકા ! આ લુચ્ચો ચંદ્ર જેમ મને ( લઈ જાય છે ) તેમ એને પણ જો કર ધરી કેશ-ગ્રહણ કરીને સામે લાવે તો કેવું સારૂં ?—ત્યારે તરલિકાએ પ્રત્યુત્તર દીધો—ભર્તૃદારિકા ! તમે તો મુગ્ધ છો. એ પોતેજ જાણે કામાતુર થયો હોય તેમ તમારી સાથે વિવિધ ચેષ્ટાઓ કરે છે એટલે પછી એને એ કુમારનું શું કામ ? પોતાના પ્રતિબિમ્બના આકારમાં એ, સ્વેદ-કણિકા-થી ભરેલા તમારા ગાલનું ચુંબન કરે છે; લાવણ્યપુષ્ટ તમારાં ભારે પયોધર ઉપર મૂર્છતો કર નાંખે છે, નમારા રસનામણિને સ્પર્શ કરે છે. નિર્મલ નખમાં પડેલી પોતાની મૂર્તિરૂપે એ તમારે પગે પડે છે; વળી કામાતુર જનની પેઠે એનું શરીર તાપથી **શુષ્ક-ચંદન-લેપ [જેવું] પાણ્ડુર** દેખાય છે; કર એના **મૃણાલ-વલય** [જેવા] **ધવલ** છે; પ્રતિમાના આકાર-માં એ સ્ફટિકમણિની ભૂમિયો ઉપર પડે છે; **કેતકી** [ના] **ગર્ભ-કેસર** [ની] **ધૂલિ** [જેવા] **ધૂસર પાદથી** કુમુદ સરોવરમાં સ્નાન કરે છે: જલકણથી ભીના થયેલા ચંદ્રમણિને પોતાના કરથી સ્પર્શ કરે છે; અને ચક્રવાકનાં દ્વંદ્વ જેમાં વિખુટાં પડેલાં છે એવાં કમલવનને દ્વેષથી જુએ છે[2]—એવી એવી એ કાળને ઉચિત વાર્તાઓ કરતે કરતે તેની સાથે હું એ પ્રદેશ-માં જઈ પહોંચી. ત્યાં આગળ, કૈલાસ-તટમાંથી ચંદ્રોદયને લીધે ઝરેલા ચંદ્રમણિનાં ઝરણમાં

૧. આજ=આ નીચે બતાવેલા છે તેજ—અર્થાત્ કામદેવ, ચંદ્ર વિ૦ ૨. "જેવા" ને બદલે "થકો" લેવાથી શ્લિષ્ટ વિશેષણો 'કામાતુર' તે લગાડાય છે.

જેણીનું, માર્ગે ચાલતાં ન્હોટેલાં લતા-પુષ્પ તથા ધૂળથી ધૂસર થઇ ગયેલા મ્હારા ચરણને ધોતી હતી તેવામાંજ, જે પ્રદેશમાં એ મુનિકુમાર હતો તેજ પ્રદેશમાંથી, અને એ સરોવરના પશ્ચિમતટ ભણીથી, અતિ દૂર હોવાને લીધે થોડો ઘણો સ્પષ્ટ સંભળાતો, કોઈ રૂદન કરતા પુરુષના જેવો ધ્વનિ મ્હારે કર્ણે પડ્યો. (નીકળતી વેળા) જમણી આંખ ફરકી હતી તેથી પ્રથમજ મ્હારા મનમાં કંઇક શંકા જેવું તો થયું હતું; અને તેમાં વળી આ સંભળાયું તેથી મ્હારૂં હૃદય તરતજ જાણે ફાટી ગયું; કંઇક અનિષ્ટ બન્યું છે એમ જાણે અંતરમાં કહેતો મ્હારો આત્મા અતિ ખેદ પામવા લાગ્યો, અને—ઓ તરલિકા ! આ શું હશે ?—એમ ભય-ભીત થઇને પૂછતી પૂછતી, કંપતી કંપતી હું ઘણીજ ત્વરાથી તેના ભણી ચાલી.

એટલે તો ચાલતે ચાલતે મ્હેં, મધ્યરાત્રિ થવા આવેલી તેથી દૂરથી પણ વરતાતો, ગદ્‌ગદ કંઠે પોક મૂકીને રોતા કપિંજલનો વિલાપ સાંભળ્યો:—હાય હાય ! હું માર્યો ગયો ! બળી ગયો ! ઠગાયો ! અરેરે ! આ શું થઈ ગયું ? શું બન્યું ? મ્હારૂં સર્વસ્વ જતું રહ્યું ? અરે દુરાત્મા, પાપી, ક્રૂર, પિશાચ મદન ! ત્હેં આ શું અકૃત્ય કર્યું ? ઓ પાપી, દુરાચરણી, દુર્વિનીત મહાશ્વેતા ! આણે તે ત્હારૂં શું બગાડ્યું હતું ? અરે પાપી, દુષ્ટ, ચંદ્ર ચાંડાલ ! હવે તું કૃતાર્થ થયો ? દાક્ષિણ્ય વિનાના લુચ્ચા દક્ષિણ પવન ! હવે ત્હારા મનોરથ પૂર્ણ થયા ! ત્હેં ત્હારૂં ધાર્યું કર્યું ! જા હવે જ્યાં જવું હોય ત્યાં. અરે ભગવન્ શ્વેતકેતુ ! પુત્રવત્સલ ! તમને ક્યાંથી ખબર હશે કે તમારે ત્યાં આવી ચોરી થઈ છે ? અરે ધર્મ ! હવે ત્હારૂં કોઈ ગ્રહણ કરે તેમ નથી. તપ ! હવે તું નિરાધાર થયું. સરસ્વતિ ! તું તો હવે આજથી વિધવા થઈ બેઠી. અરે સત્ય ! તું અનાથજ થયું. સુરલોક પણ આજથી શૂન્યજ થયો ! પ્રિય મિત્ર ! મને લેતો જા, હું એ ત્હારી પાછળજ આવું છું. ત્હારા વિના એક ક્ષણ પણ એકલો રહી શકું તેમ નથી. અરે ! તું કેમ આમ અપરિચિત હોય—અદૃષ્ટપૂર્વ હોય—તેમ મને એકદમ છોડીને જતો રહે છે ? ક્યાંથી તું આટલો બધો કઠિન થઈ ગયો ? કહે તો ખરો ત્હારા વિના હું ક્યાં જાઉં ? કોની પાસે માગું ? કોનો શરણાગત થાઉં ? અરેરે ! હું તો અંધ થઇ બેઠો. દશે દિશાઓ મ્હારે તો હવે શૂન્ય થઇ ! કલિન નિરર્થક થયું ! તપ નિષ્પ્રયોજન થયું ! આ લોક અને પરલોક બંને સુખરહિત થયા ! હાય હાય ! હું ફરીશ કોની સાથે ? વાત કોની સાથે કરીશ ? અરે ! જરા ઉઠ તો ખરો ? મને રડતાને જરા ઉત્તર તો આપ ? ક્યાં ગયો એ મ્હારા ઉપરનો ત્હારો પ્રેમ ? ક્યાં ગઈ ત્હારી હસીને બોલવાની ટેવ ?

આ વિલાપ સાંભળતાંજ મ્હારા તો પ્રાણ જાણે ઉડી ગયા, અને દૂરથીજ મ્હોટે સાદે હું રોવા લાગી. ચાલતાં ચાલતાં, સરોવરની તીરે ઉગેલી લતાઓમાં મ્હારૂં વસ્ત્ર ભરાઇને ફાટતું; યથાશક્તિ ત્વરા કરીને, સમવિષમ ભૂમિ જોયા વિના પગલાં ભરવાથી ડગલે ડગલે હું ઠોકર ખાતી:—એવી રીતે, જાણે કોઈ મને ખેંચીને લઈ જતું હોય તેમ હું તે પ્રદેશમાં જઈ પહોંચી, અને જોઉં છું તો સરોવરના તીરની પાસે, ઠંડા જલકણ જેમાંથી ઝરતા હતા એવા ચંદ્રમણિના શિલાતલ ઉપર પાથરેલા,—કુમુદ, કુવલય, કમલ તથા વિવિધ વન-કુસુમ-થી સુકુમાર રચેલા, મૃણાલમય, પંચબાણનાં બાણથીજ જાણે રચેલા શયન ઉપર સૂતેલા, તત્કાલ મરણ પામેલા એ મહાભાગને[1] મ્હેં પાપિણીએ—મંદભાગિનીએ દીઠા. અતિ પ્રશાન્ત

૧. અર્થાત્ પુંડરીકને—જે અતિશય કામવેદનાથી તત્કાલ મૃત્યુ પામ્યો હતો.

હોવાને લીધે એ જાણે મ્હારા પગનો શબ્દ સાંભળતા હતા. અનરૂપ મૃત્યુએ સર્વ મદન-સંતાપ શમાવી દીધેલો તેથી જાણે, તે ક્ષણે આરામ મળ્યાથી એ નિદ્રામાં પડેલા હતા. મનમાં ઉત્પન્ન થયેલા ક્ષોભના પ્રાયશ્ચિત્ત સારૂ એ જાણે પ્રાણાયામ કરી રહ્યા હતા. અતિશય ઝગઝગતા પોતાના અધરવડે—ત્હારે લીધે મ્હારી આવી દશા થઇ છે—એમ જાણે મને એ કહેતા હતા. ચંદ્ર-દૂષને લીધે અંદર ફરીને સુનાથી એમની પાસ ઉપર પડતા શશિ-કિરણ, મદનાગ્નિથી વિહ્વલ થયેલા હૃદય ઉપર મૂકેલા હાથના નખ કિરણના આકારમાં જાણે (પારાપાર) છિદ્ર પાડી નીકળ્યા હતા. સુકાઈ ગયેલા ધોળા રંગની, મદન વિનાશ કરવાનેજ ઉત્પન્ન થયેલી મદન-ચંદ્રકલા જેવી ચંદન લેખા એમના લલાટમાં શોભતી હતી. જરા જરા દેખાતી ફરી ગયેલી કીકીવાળી, નિરંતર રુદન કરવાથી લાલ ચોળ થયેલી, અને પ્રાણ ગયા પછી અશ્રુનો ક્ષય થવાથી જાણે રુધિર બિન્દુ પાડતી હોય એવી, થોડી મીંચેલી આંખોવડે એ જાણે મ્હારી સામું અસૂયાથી જોતા હતા—મ્હારા કરતા તને અન્ય જન અધિક પ્રિય છે—એમ જાણી જાણે કોપીને જીવે એમનો ત્યાગ કીધો હતો.[1] કામ પીડાની સાથે પ્રાણને (પણ) જાણે પોતાની મેળે ત્યજી દઇને એ નિશ્ચેતનતાનું સુખ ભોગવતા હતા. અનંગ રોગની વિદ્યાનું જાણે એ ધ્યાન કરતા હતા. અપૂર્વ પ્રાણાયામનો જાણે અભ્યાસ કરતા હતા. કામદેવે મને લાવી આપીને એમની પાસેથી જાણે પ્રેમથી પ્રાણ રૂપી બક્ષીસ લઇ લીધી હતી. એમના લલાટ ઉપર ચંદન-નું તિલક રચેલું હતું. સરસ બિસ સૂત્રનું એમણે યજ્ઞોપવીત ધારણ કરેલું હતું. એમના સ્કંધ ઉપર કેળના ગર્ભપત્ર રૂપી ચાર વસ્ત્ર વળગી ગયું હતું, એકાવની રૂપી વિશાલ અક્ષમાલા એમણે પેહેરેલી હતી. એમનું શરીર નિર્મલ કર્પૂરના ભૂકાની પુષ્કળ ભસ્મ ચોળ્યાથી ગૌર થયું હતું. મૃણાલ વલય રૂપી રક્ષા સૂત્ર બાંધ્યાથી એ મનોહર લાગતા હતા. મદન વ્રતનો વેષ પેહેરીને એ જાણે મ્હારા સમાગમનો મંત્ર સાધતા હતા. અનંગ શર રૂપી શલ્યની વેદનાથી જરા મીંચાયલા ચક્ષુ વડે એ મને—અરે કઠિન હૃદયની? આ અનુરક્ત જનને ફરીથી દર્શન સરખા-નો પણ અનુગ્રહ ન કર્યો?—એમ જાણે પ્રેમયુક્ત ઠપકો દેતા હતા. અધર જરા વિવૃત રહે-વાથી, પ્રાણ હરી લેવાને જાણે અંદર પેઠેલા ચંદ્રકિરણ બહાર નીકળતા હોય એવા દંતકિરણ વડે એમનો પુરોભાગ ધવલ થઈ ગયો હતો. મદન વ્યથાથી ફાટી જતા હૃદય ઉપર મૂકેલા ડાબા હાથવડે એ મને હૃદયમાં રહેલીને—પ્રાણપ્રિયા? પ્રાણની સાથે તું તો કૃપા કરીને ન જતી રહિશ—એમ કહીને જાણે ડાબી રાખતા હતા. નખ કિરણથી વિરમ થવાથી જાણે ચંદન ઝરાવતા, બીજા, ચતા રાખેલા હાથવડે એ જાણે ચંદ્રિકાને પોતાના ઉપર આવતી અટકાવતા હતા. ઉંચી ડોક રાખીને, થોડી વાર થયા ઉડી ગયેલા એમના જીવનો જાણે માર્ગ જોતો હોય એવો, તપશ્ચર્યા સમયનો મિત્ર કમંડલુ એમની પાસેજ હતો.[2] કંઠમાં પેહેરેલા મૃણાલ વલયને લીધે, એમને જાણે ચંદ્રકિરણની પાશથી બાંધીને કોઇક પરલોકમાં લઇ જતું હોય એમ લાગતું હતું. અને મને દેખી ઉંચા ઉંચા હાથ કરી,—મહા પાપ થયું! મહા પાપ થયું!—એમ, બમણું બમણું રુદન કરી ચીસો પાડતા કપિંજલે એમના કંઠમાં આલિંગન દીધું હતું.

આ જોતાંજ મને તો મૂર્છાના અંધારા આવી ગયા અને જાણે પાતાલને તળિયે ઉતરી

---

1 પુંડરીકના જીવે એમ જાણ્યું કે મ્હારા કરતા પણ એને મહાશ્વેતા વધારે વ્હાલી છે તેથી એ જાણે કોપીને એને ત્યજી ગયો! 2 જુઓ પૃષ્ઠ ૭૨ લી ૪-૫

ગઈ હોઉં તેમ તે વખતે હું ક્યાં ગઈ, મ્હેં શું કર્યું, અને હું શું બોલી એનું મને કંઇજ ભાન રહ્યું નહિ. કોણ જાણે મ્હારૂં મૂઢ હૃદય અતિ કઠિન હોવાને લીધે, કોણ જાણે આ દુષ્ટ શરીરને અનેક સહસ્ર દુઃખ સહેવાં લખ્યાં હશે તેને લીધે, કોણ જાણે દીર્ઘ શોક થવાનો હશે તેને લીધે, કોણ જાણે પૂર્વ જન્મે કરેલાં દુષ્કૃતને લીધે, કોણ જાણે દગ્ધ દૈવની દુઃખનુંજ દાન દેવાની દક્ષતાને લીધે, કોણ જાણે દુરાત્મા મદન-પિશાચની અતિશય પ્રતિકૂલતાને લીધે કે કોણ જાણે બીજા શા કારણથી તે ક્ષણે મ્હારા પ્રાણ ન ગયા તે પણ મ્હેં જાણ્યું નહિ. પરંતુ બહુ વખત પછી જ્યારે મને ભાન આવ્યું ત્યારે મ્હેં માત્ર એટલુંજ જોયું કે જાણે અગ્નિમાં પડી હોઉં એમ અસહ્ય શોકથી બળતી હું દુઃખિયારી ભૂમિ ઉપર તરફડિયાં મારતી હતી. એમનું આ અસંભવિત મરણ અને મ્હારૂં જીવવું એ ખરૂં નહિ હોય એમ માનતી ઉઠીને હું આર્ત સ્વરે—હાય હાય ! આ શું થઈ ગયું ! ઓ માતા ! ઓ પિતા ! અરે સખીઓ !—એમ બુમો પાડતી પાડતી,—અરે નાથ ! પ્રાણાધાર ! કહો તો ખરા, આમ નિર્દય થઈ, મને અશરણને એકલી સજીને ક્યાં જાઓ છો ? તરલિકાને તો પૂછો તમારે લીધે મ્હેં કેવું દુઃખ ભોગવ્યું છે ? સહસ્ર યુગ જેવો લાંબો દિવસ કેવો કષ્ટથી ગાળ્યો છે ? કૃપા કરી એક વાર તો મ્હારી સાથે બોલો ! ભક્ત વત્સલતા દેખાડો ! જરાક તો મ્હારા સામું જુઓ ! મ્હારા મનોરથ પૂર્ણ કરો ! હું પીડાયલી છું, તમારી દાસી છું, અનુરક્ત છું, અનાથ છું, બાલા છું, ગતિ વિનાની થઇ છું, દુઃખી છું, અનન્ય-શરણ છું, મદનથી હારેલી છું,—તોએ કેમ મ્હારા ઉપર દયા લાવતા નથી ? કહો તો ખરા મ્હારો શો અપરાધ થયો છે ? મ્હેં શી સેવા નથી બજાવી ? તમારી કઈ આજ્ઞા લોપી છે ? તમને અનુકૂલ કઈ વાતમાં લક્ષ નથી આપ્યું, કે આમ કોપાયમાન થઇ, દાસજનને અકારણ સજી દઈ નાશી જતાં લોકાપવાદથી ડરતા નથી ?—પણ હું એ ત્યારે તો હજી પણ જીવું છું એટલે, અસત્ય અનુરાગ દેખાડીને છેતરવામાં કુશલ, પાપી અને વામાજ થઈ તો ! ! અરે ! હું ભાગ્યહીણી વિનષ્ટ થઈ ! શું ત્યારે તમેએ મ્હારા નહિ, તાતે મ્હારા નહિ, વિનયે નહિ, બંધુવર્ગ અને પરલોક કોઇએ મ્હારૂં નહિ ? ધિક્કાર છે મને દુષ્કૃત કરનારીને કે મ્હારે લીધે તમારી આવી દશા થઈ ! હાય હાય ! મ્હારા જેવી તે ક્રૂર અંતઃકરણની કોણ હોય જે તમને આવા મૂકીને ઘેર જાય ? અરે ! મ્હારે ઘરે શા કામનું ? માતાએ શા કામની ? તાતનું પણ શું કામ ? બંધુઓનું પણ શું કામ ? પરિજનનું પણ શું કામ ? હવે હું કોને શરણે જાઉં ? અરે દૈવ ! જરા તો દયા લાવ ! તને પ્રાર્થના કરૂં છું કે મ્હારા પ્રાણનાથને પુનરુજ્જીવિત કર. ભગવતિ ભવિતવ્યતા ! કૃપા કરીને મુજ અનાથ અબલાનું રક્ષણ કર ! અરે વનદેવતાઓ ! મને ઉપકાર કરીને આમના પ્રાણ પાછા આપો ! અંબ વસુંધરા ! સકલ લોકને અનુગ્રહ કરનારી ! શું તને મ્હારી દયા નથી આવતી ! તાત કૈલાસનાથ ! હવે હું તમારે શરણ આવી છું, આપ દયાલુ થાઓ !—એવી એવી રીતે આક્રોશ કરતી, હું તે કેટલુંક સંભારૂં ?—જાણે ગ્રહથી ગૃહીત હોઉં, પિશાચથી આવિષ્ટ હોઉં, ઉન્મત્ત હોઉં, અથવા જ્વરથી પીડાતી હોઉં તેમ વિલાપ કરવા લાગી. (તે ક્ષણે) ઉપરા ઉપરી પડતી અશ્રુધારાના આકારમાં જાણે હું ગળી જતી હોઉં, દ્રવ પામી જતી હોઉં, વા પાણી પાણી થઇ જતી હોઉં એમ દેખાતું હતું. મ્હારાપ્રલાપના અક્ષર પણ, તેમની પછવાડે દંતકિરણ આવવાથી,

---

૧. એ આદિ વાક્યોનો સંબંધ-એવા 'રીતે.............વિલાપ કરવા લાગી' એની સાથે છે.

જાણે અશ્રુધારા સહિત બ્હાર નીકળતા હતા. માથાના વાળ પણ, તેમાંથી પુષ્કળ પુષ્પ ગરી પડવાથી, જાણે અશ્રુ-બિન્દુ પાડતા હતા. આભૂષણ પણ, વિમલ મણિ-કિરણરૂપી અશ્રુ પાડીને જાણે રુદન કરતાં હતાં.—એ બધાંની સાથે હું, એમના પુનરુજ્જીવનને તેમ મ્હારા મરણને ઇચ્છતી,' શબ રૂપ છતાં પણ એમના હૃદયમાં જાણે સર્વાત્માથી પ્રવેશ કરવાને ઇચ્છતી,—એમના ગાલ ઉપર, સુકાયલા ચંદન-લેપથી શ્વેત થયેલાં જટા-મૂલવાળા લલાટ ઉપર, સરસ મૃણાલથી ઢાંકેલા સ્કંધ ઉપર. અને ચંદન-રસમાં બોળેલું કમલપત્ર જ્યાં મૂકેલું હતું એવા હૃદય ઉપર હાથ ફેરવતી ફેરવતી,—પ્રિય નાથ! આમ છેક શું કઠિન થઇ જાઓ છો કે મને આવી દુઃખિયારીને પણ ગણતાજ નથી!—એમ એમને ઠપકો દેતી, વારંવાર અનુનય કરવા લાગી, વારંવાર ચુંબન કરવા લાગી, અને વારવાર કંઠે બાઝીને મ્હોટે સ્વરે રુદન કરવા લાગી.—અરે પાપિણિ! ત્હેં પણ મ્હારા આવતા સુધી આમના પ્રાણનું રક્ષણ ન કર્યું?—એમ પેલી એકાવલીને નિન્દવા લાગી.—અરે ભગવન્! તમે કૃપા કરી મ્હારા પ્રાણપ્રિયને પુનરુજ્જીવિત કરો—એમ કહી પુનઃ પુનઃ કપિંજલને પગે પડવા લાગી, ને ઘડી ઘડી તરલિકાની કોટે બાઝી બાઝીને રોવા લાગી. અદ્યાપિ વિચારતાં મને સમજાતું નથી કે તે કાળે એવાં અચિન્તિત, અશિક્ષિત, અનુપદિષ્ટ, અદૃષ્ટપૂર્વ, વ્હાલનાં દીન વચન મને પાપિણીને એટલાં બધાં ક્યાંથી આવ્યાં; એ બધા સંલાપ ક્યાંથી આવ્યા, અને એ અતિકરુણ તથા દીન રુદન ક્યાંથી થયાં. એ તો કંઇ અન્યજ પ્રકાર થઈ ગયો.—અન્તરમાંથી અશ્રુવેગના જાણે પ્રલય-તરંગ (તે સમયે) ઉઠવા લાગ્યા; અશ્રુ-પ્રવાહના જાણે જલયંત્ર છૂટવા લાગ્યા; પ્રલાપના જાણે પ્રરોહ ફૂટવા લાગ્યા; દુઃખનાં જાણે સેંકડો શિખર વધવા લાગ્યાં; અને મૂર્છાની જાણે પ્રસૂતિયો થવા લાગી.'

એમ પોતાનો વૃત્તાન્ત કહેતાં કહેતાંજ જાણે ભૂતકાળની અતિ કષ્ટદાયક અવસ્થામાં કોઇ પ્રકારે આવી પડી હોય તેમ એ, મૂર્છાથી અચેતન થઇ ગઇ, અને વેગથી શિલાતલ ઉપર પડતી હતી એટલામાંજ, શોકાતુર થયેલા ચંદ્રાપીડે ગભરાટમાં ત્વરાથી સેવકની સમાન હાથ લાંબો કરી એને ઝાલી લીધી. અશ્રુ-જલથી પલળી ગયેલા એનાજ ઉત્તરીય-વલ્કલના પલ્લવથી ધીરે ધીરે વા ઉરાડીને થોડી વારે એણે એને શુદ્ધિમાં આણી. દયા આવવાથી એના ગાલ ઉપર (પણ) અશ્રુજલનો પ્રવાહ ચાલવા લાગ્યો, અને એ સચેતન થઇ એટલે એને પોતે કહેવા લાગ્યો કેઃ—ભગવતિ! મ્હેં પાપીએ આ આપના શોકનું પુનરુદ્દીપન કરાવ્યું તેથીજ આપની આવી દશા થઈ ગઇ, માટે હવે એ કથા જવા દો,—આટલેથીજ સમાપ્ત કરો. મ્હારાથી પણ હવે એ સંભળાય એમ નથી. પૂર્વે થઇ ગયેલાં પણ મિત્રનાં દુઃખ ફરીથી વર્ણવાય ત્યારે અનુભવ-સમાન વેદના ઉત્પન્ન કરે છે. માટે, બલાત્કારે રહેલા આ અસુલભ પ્રાણને હવે આપ ફરીથી સ્મરણ-શોક રૂપી અગ્નિમાં બાળી નાંખશો નહિ.

કુમારનું આ વચન સાંભળી, મહાશ્વેતા દીર્ઘ તથા ઉષ્ણ નિશ્વાસ નાંખી, આંખમાં

---

૧. ચંદ્રાપીડના પૂછવાથી મહાશ્વેતાએ પોતાનો વૃત્તાન્ત કહેવા માંડેલો (જુઓ પૃ. ૧૨૪) તે અહિં અર્ધ રહી રહ્યો એમ કહી, પોપટ શૂદ્રકને આગળ વાત કહેવા માંડે છે અને જાબાલિ મુનિ પોતાના શિષ્યોને (તેમાં પોપટને પણ) આગળ સંભળાવે છે.

ઝળઝળિયાં સહિત નિર્વેદથી બોલીઃ—રાજપુત્ર ! જે અતિક્રૂર પ્રાણ એ અતિ દારુણ રાત્રિમાં સહજ ન ગયા તે હવે મને સહજ જશે એ તો અસંભવિતજ છે. ખરેખર ! ભગવાન્ મૃત્યુદેવ પણ મુજ પાપિણી અને દુષ્ટાથી અળગા અળગા રહે છે ! મ્હારા જેવી કઠિન અંતઃકરણવાળીને વળી શોક શાનોજ થાય ? એ તો સર્વ આ દુરાત્મા શઠ હૃદયના માત્ર જુઠા ચાળાજ છે. સર્વથા એ નિર્લજ્જે મને સર્વ નિર્લજ્જોની અગ્રેસર કરી મૂકી છે. વળી જે, મદન-વેદના સહીને વજ્રમય હોય તેમ આ સર્વ દુઃખ સહી શકી તેને એ (માત્ર) કહેવાથી શું થવાનું છે ? અને આના કરતાં બીજું વધારે કષ્ટદાયક કહેવાનું શું હશે જે સાંભળી વા કહી શકાય નહિ ? પણ હવે હું આપને, આ વજ્રપાત થયા પછી જે એક આશ્ચર્ય દેખાયું હતું તેજ કહું છું, અને મ્હારા પ્રાણ-ધારણના એક લઘુ પણ અવ્યક્ત કારણ જેવું જે બન્યું હતું તે વર્ણવું છું માટે, જે દુરાશા રૂપી મૃગતૃષ્ણિકામાં પડીને હું આ મૃતપ્રાય, પરકીય જેવું ભાર થઈ પડેલું, નિષ્પ્રયોજન, અકૃતજ્ઞ, દુષ્ટ શરીર ધારણ કરી રહી છું તેજ માત્ર આપ સાંભળો.—

પછી જ્યારે મ્હારી એવી અવસ્થા થઈ ત્યારે[1] કેવલ મરણનોજ નિશ્ચય કરીને, બહુ બહુ પ્રકારે વિલાપ કરી, તરલિકાને મ્હેં કહ્યુંઃ—અલિ કઠિન હૈયાની ! હવે આમ ક્યાં સુધી રો રો કરીશ ? ઉઠ, કાષ્ટ આણી ચિતા ખડક કે હું મ્હારા પ્રાણનાથને અનુસરૂં.—એવું કહેતામાં તો, ઝટ ચંદ્ર-મંડલમાંથી નીસરી, ગગનમાંથી ઉતરી,—કુમુદ જેવો ગોર, મહાપ્રમાણનો, મહાપુરુષનાં લક્ષણવાળો, દિવ્ય આકૃતિવાળો એક પુરુષ[2] જે પોતાના બાજુબંધને છેડે ભરાયેલું, અમૃત-ફેન જેવું ધોળું, પવનથી ફરફરતું ઉત્તરીય ખેંચતો હતો, બંને કર્ણમાં લટકતાં મણિ-કુંડલની પ્રભાથી જેના ગંડસ્થલ રક્ત દેખાતા હતા, તારા જેવાં મ્હોટાં મ્હોટાં મોતીનો ગુંથેલો અતિમનોહર હાર જેણે છાતી ઉપર પેહેરેલો હતો, શ્વેત રેશમી વસ્ત્રના પલ્લવનો જેણે પાઘ બાંધ્યો હતો, ભ્રમર જેવા શ્યામ તથા ગુંચળાંવાળા વાળ જેના વિકટ શિર ઉપર આવી રહ્યા હતા, પ્રફુલ્લ કુમુદ જેણે કર્ણમાં પેહેરેલાં હતાં, કામિનીઓના સ્તન ઉપરની કુંકુમ-પત્રલતાનું જેના સ્કંધ ઉપર લાંછન પડેલું હતું, અને સ્વચ્છ જલ જેવી શ્વેત દેહ-પ્રભાવડે જે દિગન્તરોનું જાણે પ્રક્ષાલન કરતો હતો તે,—પોતાના શરીરમાંથી ખરતા સુગંધિ, શીતલ, શીત-જ્વરને જાણે ઉત્પન્ન કરતા, હિમ જેવા અમૃત કણના વર્ષાદથી લેપન કરતો કરતો, જાણે ગોરોચનાનો રસ છાંટતો છાંટતો, ઐરાવતની શુંઢ જેવા જાડા, મૃણાલ જેવી ગોરી અંગુલિયોવાળા, તથા શીતલ સ્પર્શવાળા પોતાના હાથથી એ શબને ઉચકી લઇ, દુંદુભિ-નાદ જેવા ગંભીર સ્વરથી—પુત્રિ મહાશ્વેતા ! પ્રાણત્યાગ મા કર, ફરીથી ત્હારે આની સાથે સમાગમ થશે—એમ પિતાની સમાન આદરપૂર્વક કહી, એમની સાથેજ ગગનમાં ઉડી ગયો. હું તો આ જોઇને ભયભીત થઇ ગઈ-વિસ્મય પામી ગઈ, અને કૌતુકથી એ પુરુષની સામું જોતી જોતી કપિંજલને પૂછવા લાગી કે આ શું ? પરંતુ એ તો ગભરાટમાં ઉત્તર દીધા વિનાજ ઉભો થઇ,—અરે દુષ્ટ ! ક્યાં મ્હારા મિત્રને લઇને નાસી જાય છે?—એમ કહેતો કહેતો, કોપાયમાન થઇ, તેના સામી ને સામીજ દૃષ્ટિ રાખી, વેગથી પોતાના ઉત્તરીય-વલ્કલની કેડ બાંધી, તે

---

૧. જ્યારે મ્હારા પ્રાણનાથનું મરણ થયું, ને મ્હારી સર્વ આશા નિષ્ફલ થઇ ત્યારે. ૨. (અન્વય) ......શબને ઉચકી લઇ......ગગનમાં ઉડી ગયો.

ઉડતો હતો તેની પછવાડે પછવાડેજ અન્તરીક્ષમાં ઉડી ગયો; અને જોતા જોતામાં તો એ સર્વે તારાગણમાં પેસી ગયા.

કપિંજલના ગમનથકી મને જાણે બીજા પ્રિયતમનો નાશ થયો તેથી મ્હારો શોક બમણો વધવા લાગ્યો અને મ્હારૂં હૃદય અતિશય ફાટી ગયું. શું કરવું એની સૂઝ ન પડવાથી મ્હેં તરલિકાને પૂછ્યું:—અલિ ! તું એ નથી જાણતી કે આ શું થઇ ગયું ?–પણ એ બિચારી તો સ્વાભાવિક રીતે બ્હીકણુ, અને એ સઘળું જોયું એટલે તો તે ક્ષણે શોકને વેગળો મૂકતા ભયમાં પડીને ધ્રુજતી ધ્રુજતી, હું હવે મરી જઇશ એવી શંકાથી હૃદયમાં અતિ ખેદ પામતી, દીન થઈ બોલી કે:—ભર્તૃદારિકા ! હું પાપિણી એ કંઈ જાણતી નથી. પરતુ આ એક મ્હોટું આશ્ચર્ય થઇ ગયું. એ પુરુષની આકૃતિ કંઇ દિવ્યજ હતી, અને જતે જતે એણે પિતાની સમાન તમને અનુકંપાસહિત આશ્વાસન કીધું. ઘણું કરીને તો એવા દિવ્ય પુરુષો સ્વપ્નમાં પણ દર્શન દે છે ત્યારે (જે કંઈ કહે છે તે) સત્યજ હોય છે તો પછી સાક્ષાત્ મળે ત્યારે તો કહેવુંજ શું ? વિચાર કરતાં વળી, એને અસત્ય કહેવાનું કંઈ અલ્પ પણ કારણ મને જણાતું નથી. માટે હવે તો એજ યોગ્ય છે કે તમે વિચાર કરીને, આ પ્રાણ-પરિત્યાગનો નિશ્ચય ત્યજી દો, કારણ કે આવી અવસ્થામાં આ એક મ્હોટું આશ્વાસનનું સ્થાન છે. વળી કપિંજલ એ પુરુષની પછવાડે ગયોજ છે, અને તેની પાસેથી તમે સર્વ વૃત્તાન્ત સાંભળજો કે એ પુરુષ ક્યાંથી આવ્યો હતો, કોણ હતો, શું કરવા એણે શબ રૂપ પુંડરીકને ઉચકી લીધા, એમને એ ક્યાં લઇ ગયો, અને તમને એણે પુનઃસમાગમની અસંભવિત આશા આપીને શું કરવા આશ્વાસન આપ્યું—ત્યાર પછી જીવવું કે મરવું એનો નિશ્ચય કરજો. મરણનો નિશ્ચયજ જ્યારે કરિયે ત્યાર પછી કંઈ એ દુર્લભ નથી. અને એ તો પછી પણ થાય એમ છે. વળી જીવતો હશે તો કપિંજલ તમને મળ્યા વિના રહેશેજ નહિ. માટે એ પાછો આવે ત્યાં સુધી પણ તમે અ: પ્રાણને ધારણ કરી રાખો.–એમ કહેતી કહેતી એ મ્હારે ચરણે પડી; અને જીવિત-તૃષ્ણા મૂકવી સર્વેને કઠિન હોવાથી, સ્ત્રી-સ્વભાવની ક્ષુદ્રતાથી, એ પુરુષના વચનથી ઉત્પન્ન થયેલી દુરાશારૂપી મૃગતૃષ્ણિકાથી, તથા કપિંજલ પાછો આવશે એવી આકાંક્ષાથી મને પણ એમજ લાગ્યું કે તરલિકા કહે છે તે સત્ય છે, માટે મ્હેં તે ક્ષણે પ્રાણત્યાગ કર્યો નહિ.–આશા હોય તો શું ન થાય ?–એ પાપી, કાલરાત્રી જેવી, સહસ્ર વર્ષ જેવી, મરણ-કષ્ટમય, દુઃખમય, નરકમય વા અગ્નિમય હોય એવી આખી રાત મ્હેં ઉઘાડી આંખે, એમ ને એમજ, ભૂમિ ઉપર લોટ્યાં કર્યું; ધૂળથી ધૂસર થઈ ગયેલા, અશ્રુજલથી ભીના ગાલ ઉપર ચ્હોટેલા, છૂટા છૂટા વિખરાયલા વાળથી મ્હારૂં મુખ ઢંકાઇ ગયું હતું. મ્હોટી મ્હોટી ચીસો પાડીને રોવાથી મ્હારો સ્વર જર્જરિત થઈ ગયો હતો, અને કંઠ સુકાઇ ગયો હતો.—એવી રીતે મ્હેં સરોવરના તેજ કિનારા ઉપર તરલિકાની સાથે તે નિશા ગાળી.

પછી સવારમાં ઉઠી, તેજ સરોવરમાં સ્નાન કરી, દૃઢ નિશ્ચય બાંધી, એમના ઉપરની પ્રીતિને લીધે એજ કમંડલ, એજ વલ્કલ અને એજ અક્ષમાલા લઇને, સંસાર સાર-રહિત છે એમ સમજી, મ્હેં અલ્પ પુણ્યજ કર્યાં છે એમ જાણી, અચિન્તિત વિપત્તિયો પ્રતીકાર-રહિત તથા દારુણ હોય છે એવું જોઈ, શોકનું નિવારણ કરવું અતિ કઠિન છે એમ ધારી, દૈવ નિર્દય

છે એવું દેખી, સ્નેહ બંધ દુઃખથી ભરેલો છે એમ વિચારી, સર્વ ભાવ અનિત્ય છે એમ માની, સર્વ સુખ ક્ષણભંગુર છે એમ નિશ્ચય કરી, માતાપિતાને ન ગણકારી, પરિજન સાથે સકલ બંધુવર્ગનો ત્યાગ કરી, વિષય સુખમાંથી મનને વારી રાખી, ઇન્દ્રિયોનો નિગ્રહ કરી. બ્રહ્મચર્ય ગ્રહણ કરીને હું શરણને અર્થે, અનાથના શરણ આ ભગવાન્ ત્રૈલોક્ય નાથ શ્રી ઉમા પતિને આશ્રયે આવીને બેઠી. બીજે દિવસે કોઈથી મ્હારી ખબર સાંભળી હશે તેથી મ્હારા પિતા, માતાની તથા સકલ બંધુજનની સાથે અહીં આવ્યા, બહુ વાર સુધી એમણે શોક કર્યો તથા વિવિધ ઉપાયોથી, વળી ઘણી આજીજીથી, અનેક ઉપદેશથી, અને નાના પ્રકારના આશ્વાસનથી એમણે મને પાછી ઘેર લઈ જવાને મહા મહા પ્રયત્ન કર્યા પરંતુ જ્યારે એમને એમજ નક્કી થયું કે ગમે તે કર્યાથી પણ આ એના નિશ્ચયમાંથી ડગશે નહિ, ત્યારે એ નિરાશ થઈ ગયા. અને મ્હેં એમને વારંવાર ઘેર પાછા જવાનું કહ્યું તે છતાં પણ, દુહિતૃસ્નેહ ત્યજવો કઠિન લાગ્યાથી એ ઘણાક દિવસ મ્હારી સાથે રહીને પછી શોકમાં ને શોકમાંજ ધગધગતે હૈયે ઘેર ગયા. પિતાના ગયા પછી હું એ મહાપુરુષને સારૂ માત્ર અશ્રુપાત કરીને મ્હારી કૃતજ્ઞતા દેખાડતી,—એમના પ્રેમમાં કૃશ થઈ ગયેલું આ, પાપથી ભરેલું, નિર્લજ્જ, અમંગલ, અનેક સહસ્ર ક્લેશ તથા શ્રમને સહેતું મ્હ્ઝ શરીર વિવિધ નિયમ કરીને શોષવતી,—વનમાં જડતા ફલમૂલ તથા જલથી નિર્વાહ ચલાવતી,—જપના આકારમાં એમના ગુણગણની જાણે ગણના કરતી,—ત્રણે સંધ્યાસમયે અહીં સરોવરમાં સ્નાન કરતી, પ્રતિદિવસ ભગવાન્ પશુપતિનું પૂજન કરતી, તરલિકાની સાથે દીર્ઘ શોકમાં આ જ ગુહામાં બહુ દિવસ થયા રહું છું. આવી હું પાપી, ક્ષુદ્ર, નિર્લજ્જ, ક્રૂર, નિઃસ્નેહ, નૃશંસ નિન્દનીય, નિષ્પ્રયોજન ઉત્પન્ન થયેલી, નિષ્ફલ જીવતી, અનાથ, નિરાધાર અને દુઃખી છું, તો મને બ્રાહ્મણવધ રૂપી મહા પાતક કરનારીને, જોયાથી વા પૂછ્યાથી આપ મહાભાગને શું ફલ થવાનું છે? એમ કહી શરદ્ મેઘના કડકાથી જેમ શશિને ઢાંકે તેમ વલ્કલના શ્વેત પલ્લવડે પોતાના વદનને ઢાંકી દઈ, ભારે અશ્રુવેગને વારી રાખવાને અશક્ત હોવાથી, આર્ત સ્વરે એણે મ્હોટેથી ઘણું વાર સુધી રુદન કર્યું.

ચન્દ્રાપીડને તો પહેલેથીજ મહાશ્વેતાના રૂપથી, વિનયથી, દાક્ષિણ્યથી, મધુર વાણીથી, નિઃસંગતાથી, અતિ તપસ્વિતાથી, શાન્તિથી, નિરભિમાનતાથી, મ્હોટાઈથી તથા પવિત્રતાથી એના વિષે માનપૂર્વક સદ્વિચાર ઉત્પન્ન થયેલો હતો. પરંતુ સદ્ભાવ દર્શાવીને એણે પોતાનો આ સર્વ વૃત્તાન્ત કહ્યો તેથી તથા એની આવી કોમળતાથી એનું અંતઃકરણ મોહિત થયું, અને મહાશ્વેતા ઉપર એને વધારે વધારે પ્રીતિ ઉત્પન્ન થઈ હૃદય આર્દ્ર થઈ જવાથી એ એને ધીમે ધીમે કહેવા લાગ્યો —ભગવતિ! કષ્ટથી બ્હીનાર—અકૃતજ્ઞ—સુખના લાલચુ લોક આવા સ્નેહને યોગ્ય કર્મ કરી શકતા નથી, પરંતુ માત્ર નિષ્ફલ અશ્રુપાત કરીનેજ પોતાનો સ્નેહ દેખાડી રોયા કરે છે પણ આપે તો કર્મથીજ સત્ય પ્રેમ દર્શાવીને કંઈ બાકી રાખ્યું નથી તો શું કરવા રુદન કરો છો? જન્મ થયાંજ જેનો આપને પરિચય વધતો ગયેલો એવા પ્રિય બાંધવજન આગે એમને સારૂં અપરિચિત જેવા ગણીને ત્યજી દીધા છે પાસે છતાં પણ

---

1 ' The course of true love never did run smooth '

*Mid S. N. Dream, Act I, Sc. I,*

સુરલોકમાં લઈ ગયા. મહાત્માઓનો પ્રભાવ અકલિત છે. સંસારની વૃત્તિયો બહુ બહુ પ્રકારની છે. દૈવ પણ વિચિત્ર છે. તપની સિદ્ધિ અતિ આશ્ચર્યકારક છે, અને કર્મ કર્મની શક્તિમાં પણ ફેર છે. વળી ઉંડો વિચાર કરતાં પણ, એમને ઉપાડી જવામાં જીવિતદાન વિના બીજું શું કારણ નીકળે એમ છે ? આપે એમ ન ધારવું કે એ અસંભવિત છે, કેમકે એવું એવું તો પૂર્વે ઘણી વાર થયેલું છે. જુઓ કે ગધર્વરાજ વિશ્વાવસુ વડે મેનકામાં ઉત્પન્ન થયેલી પ્રમદ્વરા નામની કન્યાનું જ્યારે સર્પ-દંશથી મરણ થયું હતું ત્યારે સ્થૂલકેશના આશ્રમમાં, ભાર્ગવ મુનિના પૌત્ર તથા પ્રમતિના પુત્ર રરુ નામના મુનિકુમારે તેને પોતાના અર્ધ જીવિતનું દાન કર્યું હતું. તેમજ અર્જુન જ્યારે અશ્વમેધના અશ્વની પાછળ જતો હતો, અને યુદ્ધ થવાથી જ્યારે પોતાના પુત્ર બભ્રુવાહને શર-પ્રહાર કરીને એના પ્રાણ હરી લીધા હતા ત્યારે ઉલૂપી નામની નાગ-કન્યાએ એને સજીવન કર્યો હતો. વળી અભિમન્યુનો પુત્ર પરિક્ષિત્, અશ્વત્થામાના અસ્ત્ર-અગ્નિથી બળી જઇને ગર્ભમાંથી જ્યારે મુવેલોજ જન્મ્યો ત્યારે ઉત્તરાના વિલાપથી દયા લાવીને ભગવાન્ વાસુદેવે એના દુર્લભ પ્રાણ પાછા આણી દીધા હતા. અને ઉજ્જયિનીમાં સાંદીપનિ દ્વિજના પુત્રને યમગૃહમાંથી, ત્રિભુવન-પૂજ્ય ચરણવાળા એજ પ્રભુએ પાછો આણ્યો હતો.—એવી રીતેજ અહીં પણ કદાચિત્ થવાનુ હશે. તોપણ આમાં આપણે શું કરિયે એમ છે ? કોનો દોષ કાઢિયે એવું છે? વિધાતા મ્હોટો છે. દૈવ બલવાન્ છે. સ્વેચ્છાએ આપણે એક શ્વાસ પણ લેવાને સમર્થ નથી, અને એ અતિનિષ્ઠુર, દુષ્ટ દૈવના વિલાસ અતિ ક્રૂર હોય છે. નિષ્કપટ હોવાથી રમણીય લાગે એવો પ્રેમ દીર્ઘ કાલ સુધી રહે તે એ ખમી શકતો નથી. પ્રકૃતિ થકીજ સુખ ઘણું કરીને ક્ષણભંગુર અને દુઃખ ચિર-કાલ-સ્થાયી હોય છે. તેને લીધેજ પ્રાણીઓનો એક જન્મમાં કોઈ પ્રકારે સમાગમ થઇ જાય છે અને સહસ્ર જન્માન્તર સુધી વિરહ રહે છે. માટે આપના અનિન્દ્ય આત્માને નિન્દવો ઘટતો નથી. સંસારનો આ અતિ ગહન માર્ગ ઓળંગનારને આવા આવા વૃત્તાન્તો બને છે, ને ધીર હોય તેજ આપત્તિને તરી નીકળે છે.—આવી આવી રીતનાં મૃદુ આશ્વાસન-વાક્ય થકી એને શાન્ત પાડી ચંદ્રાપીડે ફરીથી અજલિમાં ઝરણનુ પાણી લાવી, ઇચ્છા ઉપરાંત પણ એને બલાત્કારે મુખ-પ્રક્ષાલન કરાવ્યું.

આ સમયે, સૂર્ય દેવના પણ જાણે મહાશ્વેતાનો વૃત્તાન્ત સાંભળી શોકાતુર બની ગયા હોય તેમ ત્રિસન્ધ્યાવાર સહજ દઇ, અધોમુખ થયા. પછી જ્યારે દિવસ આથમી જતાં (આકાશમાં) લટકતું રવિ-મંડલ જ્યારે પાકેલી પ્રિયંગુ-લતાની મંજરીની રજ જેવા પીળા રંગથી રંગાઇ ગયું; કસુમ્બાનાં કુસુમના રસથી રંગેલા વસ્ત્ર જેવો કોમલ, અસ્ત-સમયનો તડકો, દિશાઓનાં મુખમાંથી ધીમે ધીમે જ્યારે દેખાતો બંધ થયો; આકાશનો ભૂરો રંગ ઢંકાઈ જઇને જ્યારે ચકોરની કીકીના જેવો પિંગલ વર્ણ ત્યાં પથરાઇ ગયો; કોકિલના લોચન જેવા સંધ્યાના કપિલ પ્રકાશથી જ્યારે પૃથ્વી લાલ ચોળ થઈ ગઈ; મ્હોટા નાના તારાઓના ગણ જ્યારે અનુક્રમે દેખાવા લાગ્યા; વનમહિષના જેવા શ્યામ રંગનો તથા ગગન-વિસ્તારને ઘેરી લેતો, રાત્રિનો અંધકાર જ્યારે વધારે વધારે કાળો થતો ગયો; પોતાનો લીલો રંગ ગાઢ તિમિરમાં ઢંકાઈ જવાથી વૃક્ષની હારો જ્યારે ગહન દેખાવા લાગી; ઝાકળનાં બિન્દુથી શીતલ થયેલો, વન-કુસુમોના અતિશય પરિમલથી વર્ણાઈ આવતો, લતા અને વૃક્ષની શાખાઓને કંપાવતો પવન જ્યારે વાવા માંડ્યો, અને રાત પડવાથી જ્યારે પક્ષીઓ નિદ્રાવશ થઈ જઇને ચુપચુપ

વિષયો તૃણવત્ ગણીને ધિક્કારી કાઢ્યા છે. ઇન્દ્રના કરતાં પણ ચઢતી સમૃદ્ધિથી ઉત્પન્ન થતાં ઐશ્વર્ય-સુખનો ત્યાગ કીધો છે, મૃણાલિની જેવી અતિ કોમલ કાયાને પણ આપે પ્રતિદિવસ અનુચિત દુઃખ સહેવરાવીને શુષ્ક કરી નાંખી છે. બ્રહ્મચર્ય ગ્રહણ કીધું છે. મહાતપમાં આત્મા નિયુક્ત કીધો છે, અને અરણ્યવાસ સ્ત્રીજનને દુષ્કર છતાં પણ અંગીકૃત કીધો છે!! વળી દુઃખી જનનું જો મરણ થાય તો તે અનાયાસેજ થાય છે, પરંતુ અતિ મહાન્ યત્ન કરવાથી આત્માને તેઓ કેવલ ભારે ક્લેશમાંજ નાંખે છે પરલોક પામેલા પ્રિયજનની પાછળ પ્રાણ-ત્યાગ કરવો એ અતિ નિષ્ફલ છે. એ માર્ગ અવિદ્વજ્જનને જવાનો છે. પિતા અથવા ભ્રાતા અથવા મિત્ર અથવા પતિના મરણ પછી (કોઇએ) પ્રાણ ત્યજી દેવા એ ગાંડાઈ છે, અજ્ઞાન છે, વગર વિચાર્યું કામ છે, ક્ષુદ્ર દૃષ્ટિ છે. અતિ પ્રમાદ છે. અને મૂર્ખાઈનું સ્ખલન છે. પ્રાણ જો પોતાની મેળેજ ન જાય તો એમનો બલાત્કારે ત્યાગ કરવો ન જોઇયે. વિચાર કરીશું તો એમજ માલમ પડશે કે આ પ્રાણત્યાગ કરવો એ કેવલ સ્વાર્થ છે. કારણ કે પોતાની અસહ્ય શોક-વેદના મટાડવાનો એ એક ઉપાય છે; એમ કરવાથી મુવેલા માણસને તો કંઈ ગુણ થતો નથી—એ કંઈ પુનરુજ્જીવિત થતો નથી, એનો ધર્મ વધતો નથી, એ શુભ લોકમાં જતો નથી, નરકમાંથી છૂટતો નથી, દેખાતો નથી, અથવા એથી કંઈ પરસ્પર સમાગમ પણ થતો નથી. એ અવશ જન તો પોતાનાં કર્મના ફલને ઉચિત ભૂમિમાં જાય છે; અને પાછળ મરનાર-ને કેવલ આત્મઘાતનું પાતક લાગે છે. તે કરતાં જો એ જીવે તો જલાંજલિ વિગેરે આપીને ઘણે પ્રકારે તે મરનારને તથા પોતાને ઉપકાર કરી શકે. પરંતુ પ્રાણ ત્યાગ કીધાથી તો એમાંથી એકકેને સુખ થતું નથી. આપને સ્મરણ હશે કે સકલ અબલા જનનાં હૃદય હરનાર ભગવાન્ કામદેવ, મહાદેવે પ્રકટેલા અગ્નિથી બળી ગયા તોપણ તેમની એકની એક પ્રિય પત્નિ રતિયે પોતાના પ્રાણ તજ્યા ન હતા. વળી અવજ્ઞાથી જીતેલા સર્વ રાજાઓના મુકુટનાં કુસુમથી જેનું ચરણાસન સુગંધિ થયેલું હતું, તથા સકલ ભુવનમાંથી જેણે રાજભાગ ઉઘરાવ્યો હતો એવો, રૂપસંપન્ન પાણ્ડુ નામનો પતિ, કિન્દમ મુનિના શાપાગ્નિથી બળી ગયો તોપણ, યદુવંશના શૂર-સેન રાજાની પુત્રી કુન્તીએ પોતાનો દેહ પાડ્યો ન હતો. તેમજ બાલ ચંદ્ર જેવો નયનાનંદક, વિનયવાન્ અને શૂરો અભિમન્યુ મરણ પામ્યો તથાપિ વિરાટ રાજાની નાની પુત્રી ઉત્તરાએ પ્રાણત્યાગ કર્યો ન હતો; અને સો ભાઇઓના ખોળામાં રમીને લાડઘેલી થયેલી ધૃતરાષ્ટ્રની પુત્રી દુઃશલા, સિંધુરાજ જયદ્રથ નામનો પોતાનો અનિગનોદર ભર્તા, જેનો મહિમા મહાદેવે વરદાન આપ્યાથી વધ્યો હતો તે, અર્જુનને હાથે મરણ પામ્યો તોપણ તેની પછવાડે મરી ગઈ ન હતી. તેમજ વળી બીજી પણ રાક્ષસોની, દેવ-દાનવોની, મુનિ-મનુષ્યોની તથા સિદ્ધ-ગંધર્વોની હજારો કન્યા વિશે સાંભળવામાં આવ્યું છે કે તેઓ ભર્તૃ-રહિત છતાં પણ પ્રાણ ધારણ કરી રહી હતી.

તેમ કરતાં પણ કદી જો અનુમરણથી સમાગમ થવાનો જરાએ સંભવ હોય તો તે કરવું. પણ આપે તો પુનઃસમાગમની વાણીને પોતેજ સાંભળી છે એટલે એનો અનુભવ થવા-માં હવે શી શંકા રહે એમ છે? એવા અસાધારણ આકૃતિવાળા, સત્યવચની મહાત્માઓની વાચામાં જરાએ અસત્ય તે ક્યાંથીજ હોય? મરણ પામેલાની સાથે જીવતાનો સમાગમ થાય નહિ માટે એ મહાત્મા દયા લાવીને નિઃસંશય એમને પ્રત્યુજ્જીવિત કરવા સારૂજ ઉપાડીને

સુરલોકમાં લઈ ગયા. મહાત્માઓનો પ્રભાવ અકલિત છે. સંસારની વૃત્તિયો બહુ બહુ પ્રકારની છે. દૈવ પણ વિચિત્ર છે. તપની સિદ્ધિ અતિ આશ્ચર્યકારક છે, અને કર્મ કર્મની શક્તિમાં પણ ફેર છે. વળી ઉંડો વિચાર કરતાં પણ, એમને ઉપાડી જવામાં જીવિતદાન વિના બીજું શું કારણ નીકળે એમ છે ? આપે એમ ન ધારવું કે એ અસંભવિત છે, કેમકે એવું એવું તો પૂર્વે ઘણી વાર થયેલું છે. જુઓ કે ગંધર્વરાજ વિશ્વાવસુ વડે મેનકામાં ઉત્પન્ન થયેલી પ્રમદ્વરા નામની કન્યાનું જ્યારે સર્પ-દંશથી મરણ થયું હતું ત્યારે સ્થૂલકેશના આશ્રમમાં, ભાર્ગવ મુનિના પૌત્ર તથા પ્રમતિના પુત્ર રુરુ નામના મુનિકુમારે તેને પોતાના અર્ધ જીવિતનું દાન કર્યું હતું. તેમજ અર્જુન જ્યારે અશ્વમેધના અશ્વની પાછળ જતો હતો, અને યુદ્ધ થવાથી જ્યારે પોતાના પુત્ર બભ્રુવાહને શર-પ્રહાર કરીને એના પ્રાણ હરી લીધા હતા ત્યારે ઉલૂપી નામની નાગ-કન્યાએ એને સજીવન કર્યો હતો. વળી અભિમન્યુનો પુત્ર પરિક્ષિત, અશ્વત્થામાના અગ્ન્યસ્ત્રથી બળી જઈને ગર્ભમાંથી જ્યારે મુવેલોજ જન્મ્યો ત્યારે ઉત્તરાના વિલાપથી દયા લાવીને ભગવાન્ વાસુદેવે એના દુર્લભ પ્રાણ પાછા આણી દીધા હતા. અને ઉજ્જયિનીમાં સાંદીપનિ દ્વિજના પુત્રને યમગૃહમાંથી, ત્રિભુવન-પૂજ્ય ચરણવાળા એજ પ્રભુએ પાછો આણ્યો હતો.—એવી રીતેજ અહીં પણ કદાચિત્ થવાનું હશે. તોપણ આમાં આપણે શું કરિયે એમ છે ? કોનો દોષ કાઢિયે એવું છે ? વિધાતા મ્હોટો છે. દૈવ બલવાન્ છે. સ્વેચ્છાએ આપણે એક શ્વાસ પણ લેવાને સમર્થ નથી, અને એ અતિનિષ્ઠુર, દુષ્ટ દૈવના વિલાસ અતિ ક્રૂર હોય છે. નિષ્કપટ હોવાથી રમણીય લાગે એવો પ્રેમ દીર્ઘ કાલ સુધી રહે તે એ ખમી શકતો નથી. પ્રકૃતિ થકીજ સુખ ઘણું કરીને ક્ષણભંગુર અને દુઃખ ચિર-કાલ-સ્થાયી હોય છે. તેને લીધેજ પ્રાણીઓનો એક જન્મમાં કોઈ પ્રકારે સમાગમ થઇ જાય છે અને સહસ્ર જન્માન્તર સુધી વિરહ રહે છે. માટે આપના અનિન્દ્ય આત્માને નિન્દવો ઘટતો નથી. સંસારનો આ અતિ ગહન માર્ગ ઓળંગનારને આવા આવા વૃત્તાન્તો બને છે, ને ધીર હોય તેજ આપત્તિને તરી નીકળે છે.—આવી આવી રીતનાં મૃદુ આશ્વાસન-વાક્ય થકી એને શાન્ત પાડી ચંદ્રાપીડે ફરીથી અંજલિમાં ઝરણનું પાણી લાવી, ઇચ્છા ઉપરાંત પણ એને બલાત્કારે મુખ-પ્રક્ષાલન કરાવ્યું.

આ સમયે, સૂર્ય દેવના પણ જાણે મહાશ્વેતાનો વૃત્તાન્ત સાંભળી શોકાતુર બની ગયા હોય તેમ દિવસ-વ્યાપાર ત્યજી દઇ, અધોમુખ થયા. પછી જ્યારે દિવસ આથમી ગયો; (આકાશમાં) લટકતું રવિ-મંડલ જ્યારે પાકેલી પ્રિયગુ-લતાની મંજરીની રજ જેવા પીળા રંગથી રંગાઇ ગયું; કસુંબીનાં કુસુમના રસથી રંગેલા વસ્ત્ર જેવો કોમલ, અસ્ત-સમયનો તડકો, દિશાઓનાં મુખમાંથી ધીમે ધીમે જ્યારે દેખાતો બંધ થયો; આકાશનો ભૂરો રંગ ઢંકાઈ જઇને જ્યારે ચકોરની કીકીના જેવો પિંગલ ગર્ભ ત્યાં પથરાઇ ગયો; કોકિલના લોચન જેવા સંધ્યાના કપિલ પ્રકાશથી જ્યારે પૃથ્વી લાલ ચોળ થઈ ગઈ; મ્હોટા નાના તારાઓના ગણ જ્યારે અનુક્રમે દેખાવા લાગ્યા; વનમહિષના જેવા શ્યામ રંગનો તથા ગગનવિસ્તારને ઘેરી લેતો, રાત્રિનો અંધકાર જ્યારે વધારે વધારે કાળો થતો ગયો; પોતાનો લીલો રંગ ગાઢ તિમિરમાં ઢંકાઈ જવાથી વૃક્ષની હારો જ્યારે ગહન દેખાવા લાગી; ઝાકળનાં બિન્દુથી શીતલ થયેલો, વન-કુસુમોના અતિશય પરિમલથી વનાઈ આવતો, લતા અને વૃક્ષની શાખાઓને કંપાવતો પવન જ્યારે વાવા માંડ્યો, અને રાત પડવાથી જ્યારે પક્ષીઓ નિઃશબ્દ થઈ જઇને ચુપચુપ

ભરાઇ પેઠાં—ત્યારે મહાશ્વેતા ધીમે ધીમે ઉઠીને પશ્ચિમ સંધ્યોપાસના કરી, કમંડલુ-જલવડે પોતાના ચરણ ધોઈ, ખેદયુક્ત ઉષ્ણ નિશ્વાસ નાંખતી નાંખતી પોતાના વલ્કલ-શયન ઉપર જઇને બેઠી; એટલે ચંદ્રાપીડે પણ ઉઠીને ઝરણના નીરની સકુસુમ અંજલિ આપી, સંધ્યા-પ્રણામ કરી, પાસેના બીજા શિલાતલ ઉપર કોમલ લતા-પલ્લવ પાથરીને પોતાની શય્યા બનાવી. ત્યાં બેઠે બેઠે એના મનમાં એ ના એજ મહાશ્વેતાના વૃત્તાન્ત વિશેના વિચાર આવવા માંડ્યા, અને એને લાગ્યું કે—ખરેજ, આ દુઃસહ-વેગી કષ્ટદાયક કામદેવની ક્રૂરતા સામે કંઈજ ઉપાય ચાલે તેમ નથી, કેમ જે એણે હરાવેલા મહાપુરુષો પણ આમ કાલક્રમની અપેક્ષા વિના ધૈર્ય ત્યજી દઇને સત્વર પ્રાણમુક્ત થાય છે! સર્વથા, નમસ્કાર છે તને ત્રિભુવન વશ કરનાર ભગવાન કુસુમાયુધને!—એટલુ વિચારી વળી એ મહાશ્વેતાને પૂછવા લાગ્યોઃ—ભગવતિ! પેલી આપની વનવાસની સહીપણી અને દુઃખની સાથી, દાસી તરલિકા ક્યાં ગઇ છે?

ત્યારે તે બોલી કેઃ—મહાભાગ! મ્હેં જે આપને કહ્યું હતું કે અમૃતમાંથી એક અપ્સરા-ઓનું કુળ નીકળેલું છે, તે કુળમાં મદિરા નામની એક મદિરા જેવાં (ચળકતાં) અને દીર્ઘ ચક્ષુવાળી કન્યા ઉત્પન્ન થઈ. તેનું, સકલ ગંધર્વ કુળની મુકુટ-કલિ રૂપી આસન ઉપર ચરણ મૂકનાર દેવ ચિત્રરથે પાણિ-ગ્રહણ કર્યું, અને એના અગણિત ગુણગણથી મોહ પામીને એ મહારાજાએ એને, અન્ય સ્ત્રીને દુર્લભ, સર્વ અન્તઃપુરમાં શ્રેષ્ઠતા સ્થાપન કરતું, કનક-મુકુટ તથા છત્ર-વેત્ર-ચામર રૂપી ચિહ્ન પ્રાપ્ત કરાવતું મહાદેવીનું પદ પરમ પ્રીતિથી આપ્યું. પછી તેઓ અન્યોન્ય પ્રેમ વધારવાને યત્ન કરતાં કરતાં યૌવન-સુખ ભોગવતાં હતાં તેવામાં કાળે કરીને એમને,—માતાપિતાના અથવા સર્વ ગંધર્વ કુળનાજ, અથવા સકલ જીવલોકનાજ જાણે એક જીવ જેવું,—આશ્ચર્યકારક એક **કાદમ્બરી** નામનું પુત્રી-રત્ન ઉત્પન્ન થયું. એ તથા હું જન્મથીજ સાથે બેસતાં, સાથે સૂતાં, સાથે જલપાન કરતાં તથા સાથેજ જમતાં તેથી એના ઉપર મ્હારો અતિશય પ્રેમ થયો; સર્વ વિશ્વાસનું સ્થાન મ્હારે એજ થઈ અને જાણે બીજું અંતઃકરણ હોય એમ મ્હારે ને એને બાલપણથીજ મિત્રાચારી થઇ. અમે બંનેએ નૃત્ય-ગીતાદિ કલાઓમાં અભ્યાસ (પણ) સાથેજ કર્યો, ને બાલકને ઉચિત ક્રીડાઓ કરી કરીને અમે અમારી બાલ્યાવસ્થા નિયન્ત્રણ વિના સુખમાં ગાળી. પછી એણે આ મ્હારો અનિષ્ટ વૃત્તાન્ત સાંભળ્યો ત્યારે શોકાતુર બની જઇને નિશ્ચય કર્યો કે જ્યાંસુધી મહાશ્વેતા શોકમાં છે ત્યાં સુધી હું કદાપિ પણ મ્હારૂં પાણિ-ગ્રહણ કરાવનાર નથી; અને વળી સખીઓની આગળ એટલું પણ એ સોગન ખાઇને બોલી ગઈ કે જો મ્હારી ઇચ્છા ઉપરાંત બલાત્કારે પિતા કોઈ સાથે મને પરણાવવાનું ધારશે તો હું અન્ન ત્યજીને, અથવા અગ્નિમાં બળી જઇને અથવા ફાંસો ખાઇને, કે વિષ ભક્ષણ કરીને પણ નક્કી મ્હારો દેહત્યાગ કરીશ. પોતાની પુત્રીએ કરેલો આ નિશ્ચય તથા તેનું આ નિશ્ચલ વચન, તેના પરિજન પાસેથી ગંધર્વરાજ ચિત્રરથે પોતે કર્ણ-પરંપરાએ સાંભળ્યાં પછી જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ એને પ્રફુલ્લ નવયૌવનમાં આવતી જોઇને એમને અતિશય પરિતાપ થવા લાગ્યો, તથા એક ક્ષણ પણ નિરાંત રહી નહિ. એકનું એકજ છોકરૂં ને તે પણ અતિશય વ્હાલું એટલે એને મ્હોંએ તો કંઈ એમનાથી કહી શકાયું નહિ, પણ બીજો કોઈ ઉપાય ન જડવાથી, આટલું[1] અહીં ઉચિત છે એવું જાણી,

૧. આટલું=આ નીચે જે સંદેશો મોકલ્યો છે તે.

મહાદેવી મદિરાની સાથે વિચાર કરી, એમણે આજ સવારેજ ક્ષીરોદ નામના કંચુકીને મ્હારી પાસે મોકલ્યો, અને તેની સાથે મને એવો સંદેશો કહાવ્યો કે:—પુત્રિ મહાશ્વેતા! ત્હારા વિપરીત વૃત્તાન્તથીજ અમે હૃદયમાં બળી રહ્યાં છિયે ને તેમાં વળી આ એક નવું દુઃખ આવી પડ્યું છે; કાદમ્બરીને હવે મનાવવી એ ત્હારાજ હાથમાં છે.—એ ઉપરથી મ્હેં ગુરુવચનનું માન રાખી, સખીના પ્રેમથી, ક્ષીરોદની સાથે મ્હારી તરલિકાને મોકલી, ને એવું કહાવ્યું કે:—સખિ કાદમ્બરિ! શું કરવા તું દુઃખિયારીને પણ વધારે દુઃખ દેછે? જો મને જીવતી રાખવા ઇચ્છતી હોય તો ત્હારાં માતપિતાનું વચન યથાર્થ પાળ.—એના ગયા પછી થોડીજ વારે આપ આ ભૂમિમાં પધાર્યા.—એટલું કહી એ શાન્ત પડી.

ત્યારપછી, લાંછનના આકારમાં જાણે, શોકાગ્નિથી બળી ગયેલા મધ્યભાગ વાળા મહાશ્વેતાના હૃદયનું અનુકરણ કરતો હોય, મુનિ-કુમારની હત્યાનું જાણે મહાપાતક ધારણ કરતો હોય,[1]—ઘણા કાળથી ચ્હોટેલું, દક્ષ મુનિના શાપાગ્નિનું દાહ-ચિહ્ન[2] દર્શાવતો હોય, અને પુષ્કળ ભસ્મ ચોળ્યાથી શ્વેત થયેલો—કૃષ્ણ-મૃગ-ચર્મથી અર્ધ ઢંકાએલો—પાર્વતીનો વામ સ્તન હોય એવો, શંભુની જટાનો ચૂડામણિ, ભગવાન્ તારાપતિ ઉગ્યો. અને ધીમે ધીમે જ્યારે એ,—ગગન રૂપી મહાસમુદ્રનો પુલિન, સપ્ત લોકનો નિદ્રા-મંગલ-કલશ,[3] કુમુદબાંધવ, કુમુદવનને વિકસિત કરનાર, દશ દિશાઓને શ્વેત રૂપ આપનાર, શંખ જેવો ધવલ, માનિનીનું માન ઉતારનાર, શ્વેત છત્ર જેવો, ચન્દ્રમા વધારે વધારે ઉદય પામતો ગયો; ચન્દ્ર-કિરણ વડે ઢંકાઈ જવાથી તારાગણની પ્રભા જ્યારે ઓછી ઓછી થતી ગઈ; કૈલાસની શશિ-મણિ-શિલાઓમાંથી જ્યારે સર્વ દિશાઓમાં ઝરણના પ્રવાહ ખળખળવા લાગ્યા; મૃણાલનાં અંકુરથી ભરેલા અચ્છોદ સરોવરનાં કમલની શોભા જતી રહ્યાથી, ચંદ્ર-કિરણ જાણે લુટવાને તેના જલઉપર પડ્યા હોય એવું જ્યારે દેખાવા લાગ્યું; મોહ-નિદ્રામાં આવી પડેલાં, મ્હોટાં મ્હોટાં મોજાંની છોળોથી કંપતાં, વિરહી ચક્રવાકનાં ટોળાં જ્યારે ચીસો પાડવા લાગ્યાં; ચંદ્રોદય જ્યારે પૂર્ણ થઇ રહ્યો; અને નયનમાંથી આનંદાશ્રુબિંદુ રૂપી હિમપાત કરતી, આકાશમાં વિહાર કરનારી, મનોહર, વિદ્યાધરોની અભિસારિકાઓ જ્યારે દોડા દોડ કરી રહી ત્યારે ચંદ્રાપીડ, મહાશ્વેતાને નિદ્રાવશ થયેલી જોઇને પોતાના પલ્લવ-શયન ઉપર ધીમે રહીને સુતો, અને—આ વેળાએ મ્હારા વિશે વૈશમ્પાયન શું વિચાર કરતો હશે, બિચારી પત્રલેખા શું ધારતી હશે, રાજપુત્ર લોક શું વિચારતા હશે—એવી ને એવીજ ચિન્તા કરતો કરતો ઉંઘી ગયો.

રાત વીતી ગયા પછી પ્રાતઃકાલમાં સંધ્યા કરીને શિલાતલ ઉપર બેસી મહાશ્વેતા પવિત્ર અઘમર્ષણ (મંત્ર) નો જપ કરતી હતી, અને ચંદ્રાપીડ (પણ) સર્વ પ્રાભાતિક વિધિ સમાપ્ત કરી રહ્યો હતો તેવામાંજ ત્યાં તરલિકા આવી પહોંચી, અને તેની પછવાડે એક સોળ વર્ષની વયનો, સગર્વ તથા અગ્રામ્ય આકૃતિનો, રાજકુલ-સંપર્કથી ચતુર, કેયૂરક નામનો ગંધર્વ-પુત્ર, મદ-ખેદથી મંદ પડેલા ગજરાજના જેવાં ભારે ભારે પગલાં મૂકતો આવ્યો. સુકાયલા ચંદન-લેપથી એના બે ઊરુ-દંડ ધૂસર થયેલા હતા; કુંકુમના રંગથી એ લાલ પીળો દેખાતો હતો;

---

૧. પુણ્ડરીક કામ-પીડાથી મરણ પામેલો, ને તે પીડા ચંદ્રોદયથી વૃદ્ધિ પામેલી માટે કહ્યું કે "મુનિકુમારની હત્યા વિ૦." ૨. જુઓ મહાભારત, શાન્તિપર્વ, ૩૬ મો અધ્યાય ૩. જુઓ પૃ. ૬૪, ટી. ૧.

સુવર્ણના કંદોરાથી સજ્જડ કરેલું વસ્ત્ર, જેનો પલ્લવ કચ્છોટો મારવાથી લટકતો રહ્યાથી હાલ્યાં કરતો હતો, તેજ માત્ર એણે પેહેર્યું હતું; ઉદર બહુ નાનું હોવાથી એની કમર સ્પષ્ટ જણાતી હતી; છાતી વિશાલ હતી; હાથ લાંબા, ગોળ અને જાડા હતા; એના ડાબા કાંડા ઉપર માણિક્યનું કંકણ હાલ્યાં કરતું હતું; કર્ણાભૂષણના મણિમાંથી નીચે પ્રસરતા પંચરંગી કિરણ-સમૂહને એ રંગેલ વસ્ત્રના ઉત્તરીયની પેઠે એક સ્કંધ ઉપર ધારણ કરતો હતો; એનો અધર આમ્ર-પલ્લવના જેવો કોમલ, તથા વારંવાર તામ્બૂલ ખાવાથી લાગેલા રંગવડે શ્યામ દેખાતો હતો; કર્ણ સુધી પહોંચતાં, સ્વભાવથીજ શ્વેત પોતાનાં લોચનની ધવલતા વડે એ દિશાઓને જાણે ધોળી નાંખતો હતો, કુમુદવનનો જાણે વર્ષાદ વર્ષાવતો હતો, તથા દિવસને જાણે પુણ્ડરીકમય દર્શાવતો હતો; એના વિશાલ લલાટ ઉપર સુવર્ણનો મુકુટ શોભતો હતો; અને એના કેશ ભ્રમર-કુલ જેવા કાળા તથા સરલ હતા. આવતાંજ—આ કોણ છે?—એવું તરલિકાને કુતૂહલ ઉત્પન્ન થવાથી તે, ચંદ્રાપીડની સામે બહુ વાર સુધી જોયા પછી, મહાશ્વેતાની પાસે જઈ, પ્રણામ કરી, વિનય સહિત બેઠી; અને તરતજ કેયૂરક પણ મસ્તક અતિ દૂર નમાવીને પ્રણામ કરી, મહાશ્વેતાએ દૃષ્ટિથી બતાવેલા એક જરા દૂર પડેલા શિલા-તલ ઉપર બેઠો. ત્યાં બેઠે બેઠે, અદૃષ્ટપૂર્વ, કુસુમાયુધને પણ કોરે મૂકે એવા,—સુર, અસુર, ગંધર્વ અને વિદ્યાધરોથી પણ રૂપમાં ચઢતા—ચંદ્રાપીડની અતિશય કાન્તિ જોઈને એ ઘણો વિસ્મિત થઈ ગયો.

જપ સમાપ્ત થયા પછી મહાશ્વેતાએ તરલિકાને પૂછ્યું:—કેમ ત્હેં પ્રિયસખી કાદમ્બરી-ને કુશલ જોઈ? એ મ્હારૂં વચન પાળશે કે નહિ?—આ ઉપરથી તરલિકાએ જરા નમી ગયેલા કર્ણપાશ સહિત વિનયપૂર્વક શિરઃપ્રણામ કરી, અતિ મધુર વાણીએ વિનતિ કીધી:—ભર્તૃ-દારિકા! તમારી પ્રિયસખીને મ્હેં સર્વ પ્રકારે કુશલ દીઠી છે અને તમારો કહાવેલો બધો સંદેશો એને કહ્યો છે. પરંતુ તે સાંભળીને સ્થૂલ અશ્રુબિન્દુ પાડી, ચોધાર રુદન કરી, એણે જે પ્રત્યુત્તર કહાવ્યો છે તે, એણેજ મોકલેલો આ કેયૂરક નામનો એનોજ વીણાવાહક તમને કહેશે. એટલું એ કહી રહી કે તરતજ કેયૂરક બોલ્યો:—ભર્તૃદારિકા મહાશ્વેતા! દેવી કાદમ્બરી તમને દૃઢ કંઠાલિંગન દઈને વિનવે છે કે—તરલિકાએ જે મને આવીને કહ્યું તે શું ગુરુજનનું વચન પાળવા સારૂ છે, કે મ્હારા ચિત્તની પરીક્ષા કરવા સારૂ છે, કે હું ઘરમાં રહું છું તે અપ-રાધનો એક નિપુણ ઉપાલંભ છે,[1] કે પ્રેમ તોડી નાંખવાનો અભિલાષ છે, કે ભક્ત જનનો ત્યાગ કરવાનો ઉપાય છે કે પ્રકોપ છે? મ્હારૂં હૃદય સહજ પ્રેમના પ્રવાહથી ભરેલું છે એ તો તું જાણેજ છે તે છતાં તને આવો અતિ નિષ્ઠુર સંદેશો મોકલતાં શું જરા લાજે ન આવી? તું આવી મધુર બોલનારી, ને તને આવું અપ્રિય ભાષણ કોણે શીખવ્યું? સ્વસ્થ રહેલું પણ એવું કોઈ સહૃદય નહિ હોય જે આવા તુચ્છ—પરિણામે વિરસ— કાર્યમાં બુદ્ધિ પરોવે; તો પછી મ્હારા જેવી—દુઃખથી હૃદયમાં બળી રહેલી—ની તો વાતજ શી? મિત્ર-દુઃખથી ખિન્ન થયેલા મનને વળી સુખની આશા કેવી? નિર્વૃત્તિ કેવી? સંભોગ કેવા? અને હાસ્ય કેવાં? જેણે મ્હારી પ્રિયસખીને આવી દશામાં આણી મૂકી છે તે અતિ દારુણ—વિષવત્ અપ્રિય

૧ ઉપાલંભ=ઠપકો. અર્થ એ કે મ્હારે પણ ત્હારી જોડે આ સમયે વનવાસ કરવો જોઈએ, તેને બદલે હું ઘરમાં રહી સુખ ભોગવું છું તે સારૂ શું તું મને આવું મ્હેણું મારે છે?

સુવર્ણના કંદોરાથી સજ્જડ કરેલું વસ્ત્ર, જેનો પલ્લવ કચ્છોટો માર્યાથી લટકતો ર હાલ્યાં કરતો હતો, તેજ માત્ર એણે પેહેર્યું હતું; ઉદર બહુ નાનું હોવાથી એની કમર જણાતી હતી; છાતી વિશાલ હતી; હાથ લાંબા, ગોળ અને જાડા હતા; એના ડાબા ઉપર માણિક્યનું કંકણ હાલ્યાં કરતું હતું; કર્ણાભૂષણના મણિમાંથી નીચે પ્રસરતા પ કિરણ-સમૂહને એ રંગેલ વસ્ત્રના ઉત્તરીયની પેઠે એક સ્કંધ ઉપર ધારણ કરતો હતો; અધર આમ્રપલ્લવના જેવો કોમલ, તથા વારંવાર તામ્બૂલ ખાધાથી લાગેલા રંગથી દેખાતો હતો; કર્ણ સુધી પહોચતાં, સ્વભાવથીજ શ્વેત પોતાનાં લોચનની ધવલતા એ દિશાઓને જાણે ધોળી નાંખતો હતો, કુમુદવનનો જાણે વર્ષાદ વર્સાવતો હતો, દિવસને જાણે પુણ્ડરીકમય દર્શાવતો હતો; એના વિશાલ લલાટ ઉપર સુવર્ણનો મુકુટ હતો; અને એના કેશ ભ્રમર-કુલ જેવા કાળા તથા સરલ હતા. આવતાંજ—આ કોણ એવું તરલિકાને કુતૂહલ ઉત્પન્ન થવાથી તે, ચંદ્રાપીડની સામે બહુ વાર સુધી જોતા મહાશ્વેતાની પાસે જઈ, પ્રણામ કરી, વિનય સહિત બેઠી; અને તરતજ કેયૂરક પણ અતિ દૂર નમાવીને પ્રણામ કરી, મહાશ્વેતાએ દૃષ્ટિથી બતાવેલા એક જરા દૂર પડેલા તલ ઉપર બેઠો. ત્યાં બેઠે બેઠે, અદૃષ્ટપૂર્વ, કુસુમાયુધને પણ કોરે મૂકે એવા,—સુર, ગંધર્વ અને વિદ્યાધરોથી પણ રૂપમાં અદ્દતા—ચંદ્રાપીડની અતિશય કાન્તિ જોઈને વિસ્મિત થઈ ગયો.

જપ સમાપ્ત થયા પછી મહાશ્વેતાએ તરલિકાને પૂછ્યું:—કેમ ત્હેં પ્રિયસખી ક ને કુશલ જોઈ? એ મ્હારૂં વચન પાળશે કે નહિ?—આ ઉપરથી તરલિકાએ જરા નમ કર્ણપાસ સહિત વિનયપૂર્વક શિરઃપ્રણામ કરી, અતિ મધુર વાણીએ વિનતિ કરી દારિકા! તમારી પ્રિયસખીને મ્હેં સર્વ પ્રકારે કુશલ દીઠી છે અને તમારો કહાવેલો એને કહ્યો છે. પરંતુ તે સાંભળીને સ્થૂલ અશ્રુબિન્દુ પાડી, ચોધાર રુદન કરી, પ્રત્યુત્તર કહાવ્યો છે તે, એણેજ મોકલેલો આ કેયૂરક નામનો એનોજ વીણાવા કહેશે. એટલું એ કહી રહી કે તરતજ કેયૂરક બોલ્યો:—ભર્તૃદારિકા મહાશ્વેતા! દેવી તમને દૃઢ કંઠાલિંગન દઇને વિનવે છે કે—તરલિકાએ જે મને આવીને કહ્યું તે શું વચન પાળવા સારૂ છે, કે મ્હારા ચિત્તની પરીક્ષા કરવા સારૂ છે, કે હું ઘરમાં રહું છુ રાધનો એક નિપુણ ઉપાલંભ છે,[1] કે પ્રેમ તોડી નાંખવાનો અભિલાષ છે, કે ભક ત્યાગ કરવાનો ઉપાય છે કે પ્રકોપ છે? મ્હારૂં હૃદય સહજ પ્રેમના પ્રવાહથી ભરેલું તું જાણેજ છે તે છતાં તને આવો અતિ નિષ્ઠુર સંદેશો મોકલતાં શું જરા લાજે તું આવી મધુર બોલનારી, ને તને આવું અપ્રિય ભાષણ કોણે શીખવ્યું? સ્વસ્થ એવું કોઈ સહૃદય નહિ હોય જે આવા તુચ્છ—પરિણામે વિરસ— કાર્યમાં બુદ્ધિ પછી મ્હારા જેવી—દુઃખથી હૃદયમાં બળી રહેલી—ની તો વાતજ શી? મિત્ર-દુઃખ થયેલા મનને વળી સુખની આશા કેવી? નિર્વૃત્તિ કેવી? સંભોગ કેવા? અને હા જેણે મ્હારી પ્રિયસખીને આવી દશામાં આણી મૂકી છે તે અતિ દારુણ—વિષય

---

૧ ઉપાલંભ=ઠપકો. અર્થ એ કે મ્હારે પણ ત્હારી જોડે આ સમયે વનવાસ કરવો બદલે હું ઘરમાં રહી સુખ ભોગવું છું તે સારૂ શું તુ મને આવું મેહેણું મારે છે?

સ્ખલન થવામાં શીત્કાર—એ સર્વ પણ તેણે, અદ્વિતીય સુરત-વ્યાપાર જાણે કરતી હોય એમ તેઓમાં દીઠું.[1]

વળી ત્યાં એ કન્યાઓએ કપોલ-પ્રકાશ રૂપીજ મુખ-પ્રક્ષાલન કીધું હતું; લોચન રૂપીજ કર્ણોત્પલ પેહેર્યાં હતાં; હાસ્યચ્છવિ રૂપીજ અંગ-લેપ ચોળ્યો હતો; નિશ્વાસ રૂપીજ સુગંધ લગાવ્યો હતો; (ને) અધર-પ્રભા રૂપીજ કુંકુમ-લેપ કર્યો હતો;[2] એમના આલાપજ વીણાના શબ્દ હતા; ભુજ-લતાઓજ ચંપક-માલા હતી; કરતલજ લીલા-કમલ હતાં; સ્તનજ દર્પણ હતાં; દેહ-પ્રભાજ આચ્છાદન-વસ્ત્ર હતું; જઘન સ્થલજ વિલાસ રમવાનાં મણિ-શિલાતલ હતાં; કોમલ અંગુલિઓનો રંગજ ચરણનો અલક્તક-રસ હતો; અને નખ-મણિના કિરણજ, ભૂમિ ઉપર મૂકેલાં બલિ-પુષ્પના સમૂહ હતા. તેજ પ્રમાણે ત્યાં અલક્તક-રસ પણ એ કુમારીઓના ચરણને અતિભાર થઇ પડતો; બકુલ-માલાની મેખલા બાંધ્યાથી પણ ગમનમાં વિઘ્ન પડતું; ચોળેલા અંગરાગના ભારથી પણ અધિક અધિક શ્વાસ ચઢતો; વસ્ત્રના ભારથી પણ (શરીર) ગ્લાનિ પામતું; મંગલ કંકણ પેહેરવાથી પણ હાથ ધ્રૂજ્યાં કરતા; કર્ણ-કુસુમ ધારણ કરવાથી પણ શ્રમ થતો, અને શ્રવણમાં પેહેરેલા કમલ ઉપર ભમતા ભ્રમરોની પાંખનો પવન પણ આયાસકારક થઈ પડતો !!! વળી એ અન્તઃપુરમાં, સખીઓને મળવા સારૂ, હાથને ટેકો આપ્યા વિના ઉભાં થવું એ પણ કુમારિકાઓને અતિસાહસ લાગતું હતું; શૃંગાર સજતાં પેહેરેલા હારનો ભાર સહન કરવો એ સ્તનની કઠિનતાનોજ પ્રભાવ હતો; પુષ્પ ચુંટવામાં એકથી બીજું પુષ્પ ચુંટવું એ પણ યુવતિ-જનને અયોગ્ય હતું; કન્યાઓના અભ્યાસમાં માલ્ય-ગ્રથન પણ અસુકુમાર જનનું કામ ગણાતું હતું; અને દેવતાઓને પ્રણામ કરતાં મધ્ય ભાગનો ભંગ થતો એ કંઈ બહુ વિસ્મયકારક ન હતું.

એવા પ્રકારના એ કન્યાઓના અન્તઃપુરની જરા અંદર ગયો એટલે તેણે કાદમ્બરીની પાસે રહેનારી, આમ તેમ ફરતી દાસીઓના વિવિધ પ્રકારના અતિ મનોહર આલાપ સાંભળ્યાઃ—અલિ લવલિકા ! કેતકીનો પરાગ લઈ લવલી લતાઓની આજુબાજુ ક્યારા બાંધ. સાગરિકા ! ગંધોદકથી ભરેલાં કનકમય સરોવરમાં રત્નની રેતી પાથર. અલિ મૃણાલિકા ! કૃત્રિમ કમલિનીઓમાં ચક્રવાક-દ્વંદ્વ ઉપર કુંકુમના ભૂકાની મુષ્ટિયો ભરી ભરીને છાંટ. મકરિકા ! કર્પૂર-પલ્લવનો રસ રેડીને ગંધપાત્રોને સુગંધિ કર. રજનિકા ! તમાલ-વૃક્ષોની અંધારી કુંજમાં મણિ-પ્રદીપ મૂક. અલિ કુમુદિકા ! પક્ષીઓ દાડમ કરડી ખાય નહિ માટે તેમને મોતીની જાળથી ઢાંકી નાંખ. અલિ નિપુણિકા ! મણિમય પૂતળીઓનાં સ્તન ઉપર કુંકુમ-રસની આડ ચિતર. ઉત્પલિકા ! સોનાની સાવરણીઓ લઇ કદલી-ગૃહની મરકતમય વેદિને વાળી નાંખ.

---

૧. અહીં ખરૂ જોતાં તો કુમારીઓ પોતપોતાનાં યોગ્ય કાર્યમાં ગુંથાયલી હતી. તે કાર્ય ભિન્ન ભિન્ન વસ્તુઓ સાથે છતાં કવિયે એવી રીતે વર્ણવેલાં છે કે તે તે સર્વે રતિ-ક્રીડામાં થતા હોય એવાં દેખાય. ૨. અર્થાત્ ગાલ ઉપરનો પ્રકાશ એવો કે જ્હાં ધોવાનો ખપજ પડે નહિ. લોચન એટલાં લાંબાં કે કર્ણ સુધી પ્હોંચી કર્ણોત્પલનું કામ સારે...વિ૦. બાણભટ્ટે રચેલા શ્રીહર્ષચરિતના ત્રીજા ઉચ્છ્વાસમાં (પૃ. ૯૯) પ્રમદાઓની સુકુમારતાનું આવુંજ વર્ણન છેઃ—

यत्र प्रमदानां चक्षुरेव सहजं मुंडमालामंडनं भारः कुवलयदामानि कपोला एव सततमालोककरा विभवो मणिप्रदीपाः..........वि०

તોરણ જ્યાં બાંધેલાં હતાં એવા સાત ઓરડા ઓળંગીને ચંદ્રાપીડે, મહાશ્વેતાને દેખી દોડતા આવતા, દૂરથીજ પ્રણામ કરતા, હાથમાં સુવર્ણ-દંડ લઇને ચાલતા પ્રતીહારીએ બતાવેલે માર્ગે કન્યાઓના અંતઃપુરના દ્વારમાં પ્રવેશ કર્યો. અને પેસતાંજ એણે લાખ્ખો સ્ત્રીઓથી ભરેલો, બીજો જાણે નારીમયજ સંસાર હોય, સંખ્યા ગણવા સારૂ જાણે એકત્ર ભેગી કરેલી ત્રિલોકની સ્ત્રીઓથી ભરપૂર હોય, પુરુષ વિનાની બીજી સૃષ્ટિ હોય, અપૂર્વ ઉત્પન્ન થયેલો નારીમય દ્વીપ હોય, પાંચમો જાણે નારીયુગનો અવતાર હોય,[1] પુરુષદ્વેષથી પ્રજાપતિયે જાણે જગતનો બીજોજ ખેલ રચ્યો હોય, અનેક કલ્પમાં[2] કલ્પવા સારૂ સજીને તૈયાર રાખેલો સ્ત્રીજનનો કોષ હોય એવો, એ અંતઃપુરનો અંદરનો ભાગ જોયો. દિશાઓને પૂરી નાંખતું, દિવસને જાણે અમૃત-રસના પ્રવાહથી સિંચતું, અંતરીક્ષને જાણે ભીંજવતું, લલનાઓની લાવણ્ય-પ્રભાનું અતિવિસ્તીર્ણ પૂર ત્યાં બધે પથરાયેલુ હતુ તેથી એ અભ્યન્તર જાણે તેજોમય હોય, હજારો ચન્દ્રમંડલથી જાણે રચેલો હોય, ચંદ્રિકાથી જાણે ઘરેલો હોય, આભરણ-પ્રભાથી જાણે એની દિશાઓ બનાવેલી હોય, સ્ત્રીઓના વિભ્રમથીજ જાણે ત્યાં સર્વ ઉપકરણ સંપાદિત કરેલાં હોય, યૌવન-વિલાસથી જાણે એનાં સર્વ અવયવ ઉત્પન્ન કરેલાં હોય, રતિ-વિલાસનોજ જાણે ત્યાં સંચય કરેલો હોય, મદન-ચરિતથીજ જાણે ત્યાં અવકાશ કલ્પેલો હોય, અને અનુરાગથીજ જાણે તેનો સકલ પ્રદેશ અનુલિપ્ત હોય, એવો દેખાતો; તથા જાણે શૃંગારમય હોય, આશ્ચર્યમય હોય, સુરત-દેવતામય હોય, કુસુમ-શરમય હોય, કુતૂહલમય હોય, આશ્ચર્યમય હોય, સૌકુમાર્યમય હોય, અને પ્રેમમય હોય એવો શોભતો!!

એ કન્યાઓની અગણિત સંખ્યાને લીધે, તેમની આજુબાજુ મુખ-પ્રભા પ્રસરવાથી જાણે ચંદ્રબિમ્બની વૃષ્ટિ પડતી હોય; તેમના કટાક્ષથી, પૃથ્વી જાણે ચલિત-કુવલય-વનમય થતી હોય; ભ્રૂલતાઓના નિઃશંક ફરવાથી કરીને, કામ-ધનુષ્યનાં જાણે સૈન્ય ચાલતાં હોય; કેશ-કલાપના અંધકારથી કરીને, કૃષ્ણ-પક્ષના પ્રદોષ-સમૂહ જાણે ત્યાં ભેગા થતા હોય; સ્મિત-પ્રભાથી કરીને, પ્રફુલ્લ પુષ્પવડે ધવલ વસન્ત દિવસ જાણે ત્યાં સચરતા હોય; શ્વાસ-પવનના પરિમલને લીધે, જાણે ત્યાં મલયાચલના વા વાતા હોય; કપોલ-મંડલના પ્રકાશથી કરીને, ત્યાં જાણે હજારો માણિક્ય-દર્પણ ઝગઝગતાં હોય; હાથેલીઓના લાલ રંગથી કરીને, પૃથ્વી ઉપર જાણે રક્ત કમલનો વર્ષાદ વર્ષતો હોય; નખ-કિરણ ચળકવાથી, આઠે દિશાઓ જાણે હજારો મદન-બાણથી છવાઈ ગઇ હોય; ભૂષણ-કિરણનાં ઈન્દ્રધનુષથી, ગૃહનાં જાણે મયૂર-વૃંદ ઉડતાં હોય; અને યૌવન-વિકારથી, હજારો જાણે અનંગ ઉત્પન્ન થતા હોય—એવું ચંદ્રાપીડે દેખ્યું.[3] તેમજ તે કુમારિકાઓના ઉચિત વ્યાપારના છળમાં,—સખીઓના હાથ ઝાલવામાં પાણિ-ગ્રહણ, વેણુ વગાડવામાં ચુંબન, વીણા વગાડવામાં નખ-વ્યાપાર, દડા રમવામાં કરતલ-પ્રહાર, ગૃહ-લતાઓને સિંચવા સારૂ કલશને કેડે લેવામાં હસ્તાલિંગન, હિંદોળા ઉપર ઝુલવામાં નિતમ્બ તથા સ્તનનું ચલન, પાનની બીડી કરવામાં દન્તોપચાર, બકુલને કુસુમ લાવવામાં મધુગંડૂષનો છટકાવ, અશોક વૃક્ષને તાડન કરવામાં ચરણઘાત,[4] અને બલિ-કુસુમ ઉપર

---

૧. સત્યયુગ, ત્રેતા, દ્વાપર અને કલિ પછી પાંચમો. ૨. જુઓ પૃ૪ ૩૮ ટી. ૩. ૩. આ વાક્ય-વિશેષ પંચમી વિભક્તિવાળો ભાગ ઉપમેય રૂપ છે, ને તે પછીનો ઉપમાન છે. ૪. જુઓ પૃષ્ઠ ૫ા ટી. ૩-૪.

સ્ખલિત થવામાં શીત્કાર—એ સર્વ પણ તેણે, અદ્વિતીય સુરત-વ્યાપાર જાણે કરતી હોય એમ તેઓમાં દીઠું.[1]

વળી ત્યાં એ કન્યાઓએ કપોલ-પ્રકાશ રૂપીજ મુખ-પ્રક્ષાલન કીધું હતું; લોચન રૂપીજ કર્ણોત્પલ પેહેર્યાં હતાં; હાસ્યચ્છવિ રૂપીજ અંગ-લેપ ચોળ્યો હતો; નિશ્વાસ રૂપીજ સુગંધ લગાવ્યો હતો; (ને) અધર-પ્રભા રૂપીજ કુંકુમ-લેપ કર્યો હતો;[2] એમના આલાપજ વીણાના શબ્દ હતા; ભુજ-લતાઓજ ચંપક-માલા હતી; કરતલજ લીલા-કમલ હતાં; સ્તનજ દર્પણ હતાં; દેહ-પ્રભાજ આચ્છાદન-વસ્ત્ર હતું; જઘન સ્થલજ વિલાસ રમવાનાં મણિ-શિલાતલ હતાં; કોમળ અંગુલિયોનો રંગજ ચરણનો અલક્તક-રસ હતો; અને નખ-મણિના કિરણજ, ભૂમિ ઉપર મૂકેલાં બલિ-પુષ્પના સમૂહ હતા. તેજ પ્રમાણે ત્યાં અલક્તક-રસ પણ એ કુમારીઓના ચરણને અતિભાર થઇ પડતો; બકુલ-માલાની મેખલા બાંધ્યાથી પણ ગમનમાં વિઘ્ન પડતું; ચોળેલા અંગરાગના ભારથી પણ અધિક અધિક શ્વાસ ચઢતો; વસ્ત્રના ભારથી પણ (શરીર) ગ્લાનિ પામતું; મંગલ કંકણ પેહેરવાથી પણ હાથ ધ્રુજ્યાં કરતા; કર્ણ-કુસુમ ધારણ કરવાથી પણ શ્રમ થતો, અને શ્રવણમાં પેહેરેલા કમલ ઉપર ભમતા ભ્રમરોની પાંખનો પવન પણ આયાસકારક થઈ પડતો!!! વળી એ અન્તઃપુરમાં, સખીઓને મળવા સારૂ, હાથને ટેકો આપ્યા વિના ઉભાં થવું એ પણ કુમારિકાઓને અતિસાહસ લાગતું હતું; શૃંગાર સજતાં પેહેરેલા હારનો ભાર સહન કરવો એ સ્તનની કઠિનતાનોજ પ્રભાવ હતો; પુષ્પ ચુંટવામાં એકથી બીજું પુષ્પ ચુંટવું એ પણ યુવતિ-જનને અયોગ્ય હતું; કન્યાઓના અભ્યાસમાં માલ્ય-ગ્રથન પણ અસુકુમાર જનનું કામ ગણાતું હતું; અને દેવતાઓને પ્રણામ કરતાં મધ્ય ભાગનો ભંગ થતો એ કંઈ બહુ વિસ્મયકારક ન હતું.

એવા પ્રકારના એ કન્યાઓના અન્તઃપુરની જરા અંદર ગયો એટલે તેણે કાદમ્બરીની પાસે રહેનારી, આમ તેમ ફરતી દાસીઓના વિવિધ પ્રકારના અતિ મનોહર આલાપ સાંભળ્યાઃ—અલિ લવલિકા! કેતકીનો પરાગ લઈ લવલી લતાઓની આજુબાજુ ક્યારા બાંધ. સાગરિકા! ગંધોદકથી ભરેલાં કનકમય સરોવરમાં રત્નની રેતી પાથર. અલિ મૃણાલિકા! કૃત્રિમ કમલિનીઓમાં ચક્રવાક-દ્વંદ્વ ઉપર કુંકુમના ભૂકાની મુષ્ટિયો ભરી ભરીને છાંટ. મકરિકા! કર્પૂર-પલ્લવનો રસ રેડીને ગંધપાત્રોને સુગંધિ કર. રજનિકા! તમાલ વૃક્ષોની અંધારી કુંજમાં મણિ-પ્રદીપ મૂક. અલિ કુમુદિકા! પક્ષીઓ દાડમ કરડી ખાય નહિ માટે તેમને મોતીની જાળથી ઢાંકી નાંખ. અલિ નિપુણિકા! મણિમય પૂતળીઓનાં સ્તન ઉપર કુંકુમ-રસની આડ ચિતર. ઉત્પલિકા! સોનાની સાવરણીઓ લઇ કદલી-ગૃહની મરકતમય વેદિને વાળી નાંખ.

૧. અહીં ખરૂં જોતાં તો કુમારીઓ પોતપોતાનાં યોગ્ય કાર્યમાં ગુંથાયલી હતી. તે કાર્ય ભિન્ન ભિન્ન વસ્તુઓ સાથે છતાં કવિયે એવી રીતે વર્ણવેલાં છે કે તે તે સર્વે રતિ-ક્રીડામાં થતાં હોય એવાં દેખાય. ૨. અર્થાત્ ગાલ ઉપરનો પ્રકાશ એવો કે મ્હોં ધોવાનો ખપજ પડે નહિ. લોચન એટલાં લાંબાં કે કર્ણ સુધી પ્હોચી કર્ણોત્પલનું કામ સારે...વિ૦ બાણભટ્ટે રચેલા શ્રીહર્ષચરિતના ત્રીજા ઉચ્છ્વાસમાં (પૃ. ૯૯) પ્રમદાઓની સુકુમારતાનું આવુંજ વર્ણન છેઃ—

यत्र प्रमदानां चक्षुरेव सहजं मुंडमालामंडनं भारः कुवलयदामानि कपोला एव सततमालोककरा विभवो मणिप्रदीपाः..........वि०

કેસરિકા ! મદિરા-રસ લઇને બકુલ પુષ્પના મંડપ ઉપર છાંટ. અલિ માલતિકા ! કામદેવ-ગૃહના દંતમય જરૂખા ઉપર સિંદૂરના ભૂકાનો લાલ રંગ ચઢાવ. અલિ નલિનિકા ! ગૃહ-કલહંસને કમલનો મધુ-રસ પા. કદલિકા ! પાળેલા મયૂરોને ધારાગૃહમાં લઇ જા. અલિ કમલિનિકા ! ચક્રવાકનાં બચ્ચાંને મૃણાલમાંથી ક્ષીર-રસ કાઢીને ખવરાવ. આમ્રલતિકા ! પાંજરામાંના કોકિલને આંબાના મોરનો આહાર કરાવ. પલ્લવિકા ! ઘરનાં ખણુતરને મરીના છોડનાં કોમલ પલ્લવ-પત્ર ખવરાવ. અલિ લવંગિકા ! ચકોરનાં પાંજરાંમાં પિપ્પલી-પત્રના કકડા નાંખ. મધુકરિકા ! પુષ્પનાં આભરણ રચ. મયૂરિકા ! કિન્નર મિથુનને સંગીતશાલામાં મોકલ. અલિ કંદલિકા ! જીવંજીવ પક્ષીનાં દ્વંદ્વને ક્રીડાપર્વતના શિખર ઉપર ચઢાવી દે. અલિ હરિણિકા ! પંજરગત શુક-શારિકાઓને ઉપદેશ આપ.[1]

આ વિના બીજાં પરિહાસનાં વાક્ય પણ તેના સાંભળવામાં આવ્યાં કે:—અલિ ! ચામરિકા ! તું આમ મિથ્યા મુગ્ધતા દેખાડીને કોને છેતરવા ઇચ્છે છે ? અલિ યૌવન-વિલાસથી ઉન્મત્ત બની ગયેલી ! સ્તન-કલશના ભારથી શરીર નમી જવાથી તું મણિ-સ્તંભના મયૂરોને ટેકો દેછે તે અમે સમજ્યાં છીએ. અલિ પરિહાસની આકાંક્ષા રાખનારી ![2] તું તો રત્નમય ભીંતમાં પડેલા એ ત્હારા પ્રતિબિમ્બ સાથે વાત કરે છે. સખિ ! ત્હારૂં ઉત્તરીય વસ્ત્ર પવનથી ઉડી ગયું છે તેને સંકેલવાને બદલે તું તો હસ્તને શ્રમ આપી ત્હારા હારની પ્રભાને પકડે છે ! અલિ ! તું તો મણિભૂમિ ઉપર મૂકેલાં, પૂજાનાં કમલને પગ અડકશે એવી બ્હીકથી ત્હારાં પોતાનાં પ્રતિબિમ્બનેજ સજી સજીને ચાલે છે ! જાળિમાં પડતા પદ્મરાગ મણિના પ્રકાશને બાલ-સૂર્યપ્રકાશ ધારીને સખિ ! તું ત્હારા કરતલથી ઢાંકી દેતી દેખાય છે ! અલિ ત્હારા હાથમાંથી ખેદને લીધે ચામર પડી ગયું છે તે તો તું જાણતીએ નથી અને માત્ર ત્હારા નખ-મણિના કિરણનેજ હલાવ્યાં કરે છે !—આવાં આવાં વચન સાંભળતો સાંભળતોજ કુમાર કાદમ્બરીના મંડપ સમીપ ચાલ્યો.

ત્યાં જવાના માર્ગ ઉપર વાડીની લતાઓમાંથી પુષ્પ-પરાગનો ઢગ ખરી પડવાથી તે પુલિન જેવો શોભતો હતો. કૂજન કરતાં કોકિલોએ નખથી કોચેલાં, આંગણાંમાં ઉગેલા આંબાનાં ફલનો રસ ટપકવાથી ત્યાં દુર્દિન જેવું દેખાતું હતું. પવનથી ગભરાયલા, બકુલ વૃક્ષપર છાંટેલી મધુ-ધારાના કણને લીધે ત્યાં જાણે ઝાકળ પડ્યું હોય એમ લાગતું હતું. ચમ્પક-પત્રના ઢગથી, તે જાણે કાંચનદ્વીપ હોય એવો જણાતો હતો, અને કુસુમ- સમૂહમાં પડેલા મધુકર વૃન્દના અંધકારથી તે સ્યામ અશોકવન જેવો શોભતો હતો. વળી ત્યાં યુવતિઓ આમ તેમ ફરતી હતી તેમના ચરણ ઉપર ચોપડેલો અલક્તક-રસ ગળવાથી, જાણે રાગ-સાગર થયો હોય,—તેમના અંગલેપના સુવાસથી, એ જાણે અમૃતની ઉત્પત્તિનો દિવસ હોય,—તેમનાં દંતપત્રનાં મંડલથી, એ જાણે ચંદ્રલોક હોય,—ગોરોચનાનાં તિલકની લેખાઓ થકી, એ જાણે પ્રિયંગુ લતાઓનું વન હોય,—કૃષ્ણાગુરુથી રચેલી આડને લીધે એ જાણે સ્યામ થઇ ગયો હોય,—કર્ણમાં પહેરેલાં અશોક-પલ્લવને લીધે, એ જાણે રક્ત થઇ ગયો હોય,—શરીરે લગાવેલા

---

[1] આનીજ રીતનો મધુર આલાપ વાસવદત્તામાં ( પૃ. ૧૫૭, પૃષ્ઠ ૨૩૧-૨-૩ ) પણ જોવામાં આવે છે. [2] કોઇ સ્ત્રી પરિહાસની આકાંક્ષાથી પોતાના પ્રતિબિમ્બનેજ સખી રૂપ જાણી તેની સાથે વાત કરતી હશે તેને આ વચન કહેલું છે.

ઉચે ચઢીને જઘન ભાગને સ્પર્શ કરતો હતો. પ્રજાપતિને હાથે અતિશય દબાયલા મધ્યભાગમાંથી ગળી પડેલો, જઘન શિલાતલના પ્રતિઘાતથી જાણે દ્વિધા વિભક્ત થયેલો લાવણ્ય જલનો પ્રવાહ હોય એવું એનું ઉરુયુગલ શોભતું હતું. નવ કિરણોમાં લાંબા નાના કિરણ પ્રસારીને છબ્યાંથી જાણે પરપુરુષનું દર્શન રુંધતો હોય, કુતૂહલથી જાણે વધારે વધારે ફેલાતો હોય, અને સ્પર્શ સુખથી જાણે રોમોદ્‌ગમ પામતો હોય એવો મેખલાકલાપ એના નિતમ્બની આસપાસ પરિવેષના આકારમાં આવી રહ્યો હતો. (આકૃષ્ટ થઈને) પડેલા નવ યૌવનના હૃદયના ભારથીજ જાણે એના નિતમ્બ અતિ ગુરુ થયેલા હતા.[1] સ્તનનને લીધે મુખનું દર્શન નહિ પામવાથી, ચિન્તામાં ને ચિન્તામાં જાણે એનો મધ્યભાગ ક્ષીણ થઈ ગયો હતો[2]!! સુકોમળતાને લીધે, સ્પર્શ કરતા પ્રજાપતિની જાણે અંગુલિ મુદ્રા અંદર ડબી ગઈ હોય એવી, આવર્તયુક્ત એની નાભિ હતી. એની રોમ રાજિ, કામદેવે ત્રિભુવન વિજયની પ્રશસ્તિને અર્થે લખેલી વર્ણાવલી જેવી શોભતી હતી.[3] મદનનું ચંગણાસન, એનું સુંદર સ્તનયુગ,–કપોલતલનું પ્રતિબિમ્બ અંદર પડવાને લીધે, હૃદય જાણે અતિશય ભારતળે દબાઈ જવાથી હાથ ઉંચો કરી તેને ખસેડતું હોય તેમ–ઉદાર પડતું હતું.[4] એના બાહુ, કર્ણાભૂષણના નીલ પ્રસરતા દીર્ઘ કિરણ જેવા તથા નિર્મલ લાવણ્ય જલમાં ઉગેલા મૃણાલ દંડ જેવા શોભતા હતા. અને નખમાંથી વરસતા કિરણના વર્ષાદને લીધે, માણિક્યના ભારે કંકણ પેહેરવાથી જાણે શ્રાન્ત થઈ જઈને સ્વેદ જલ ધારા પાડતા હોય એવા એના બે કર દીસતા હતા. સ્તનના ભારથી નીચ નમી જતા મુખને જાણે ઉંચું કરતો હોય એમ ઉંચા કર કરીને હાર એના ચિબુકને સ્પર્શ કરતો હતો!! એના સુંદર ઓઠ, નવ યૌવનના પવનથી ક્ષોભ પામેલા રાગ સાગરમાંથી નીકળતા તરંગ જેવા, તથા પરવાળાના છોડ જેવા રાતા હતા. ગાલ લાલ, શ્વેત તથા સ્વચ્છ કાન્તિના હોવાથી, મદિરા રસ ભરેલી માણિક્ય શુક્તિના સંપુટ જેવા શોભતા હતા, અને એની નાસિકા, રતિની વીણા વગાડવાના રત્નમય "ગજ" જેવી સુશોભિત હતી. એનું ચક્ષુયુગલ જે મુખ લક્ષ્મીને વસવાનો લીલાગાર હતું અને જેના ખૂણા પોતાની ગતિના માર્ગમાં વિઘ્ન આણતા શ્રવણ ઉપર જાણે ક્રોધાયમાન થઈને રક્ત થયેલા હતા,[5] તે વડે આખી સૃષ્ટિને જાણે એ લોચનમય કરવાને તત્પર થયેલી હતી! મદમત્ત યૌવન કુંજરની મદલેખા જેવી બે ભમરો, અને રાગયુક્ત મનનું હૃદય જાણે વદન ઉપર ચોટયું હોય એવું, મનઃશિલાના રસથી કરેલું તિલક બિન્દુ એના લલાટમાં શોભતું હતું. કર્ણમાં એણે ઉંચા સુવર્ણના આભૂષણ પેહેરેલા હતા તથા મરકત અને માણિક્યના કુંડલ ડોલતા હતા તેથી, જાણે નીલા પરેલા કર્પુર કદલીમાંથી મધુ ધારા ટપકતી હોય એવી શંકા ઉત્પન્ન થતી હતી. લલાટને લાવણ્યમય કરી દેતા, સેંથાને અડકતા ચૂડામણિમાંથી નીકળતા કિરણથી કરીને એના નાગકેશ જાણે મદિરા રસમાં ધોવાતા હોય એવા શોભતા હતા. પોતાના અર્ધ દેહમાં પેઠેલા શંભુથી ગર્વિત થયેલી ગૌરીને જાણે

---

૧ જુઓ વાસવદત્તા એજ વિચાર–પૃ ૫૭—अशेषजनहृदयपतनसंजातगौरवा श्याम् नि० ૨ એજ વિચાર વાસવદત્તામાં પણ છે (પૃ ૫૫)—उन्नतपयोधरभारान्तरित-मुखचंद्रदर्शनाप्राप्तिजनितखेदेनेव. . क्षीणत्वरतामुपागतेन मध्यभागेनालंकृताम् ॥ ૩ જુઓ ના ૧ ૫૮—त्रिभुवनविजयप्रशस्तिरोमावली
૪ હૃદયને સ્તનનો ભાર લાગેલો માટે તે જાણે તેને ખસેડતું હતું તે ખસેડવામાં તેનું પ્રતિબિમ્બ હાથનું કામ સારતું હતું ૫ એજ વિચાર વાસવદત્તામાં છે (પૃ ૬૦)—

गतिप्रसररोधकश्रवणकृतकोपेनेवोपान्तलोहितेन नयनयुगलेन भूषिता ॥

હરાવવાની ઈચ્છાથી એ અંગે અંગે વ્યાપેલા અનંગ વડે પોતાનું અતિશય સૌભાગ્ય દર્શાવતી હતી !![1] છાતીનાં રમેલી એકજ લક્ષ્મીથી આનંદ પામતા વિષ્ણુનો ગર્વ હરી લેવાને એ, પ્રતિબિમ્બથી કરીને પોતાના રૂપમાંથી જાણે સેંકડો લક્ષ્મીને સૃજતી હતી !! મસ્તકમાં મૂકેલા એકજ ચંદ્રથી વિસ્મિત થયેલા મહાદેવનું અભિમાન મૂકાવવા સારૂ, પોતાનાં વિલાસયુક્ત સ્મિતથી એ જાણે દિશાએ દિશાએ હજારો ચંદ્ર ફેંકતી હતી !! નિર્દય થઇને પશુપતિયે એક મદન બાળી નાંખેલો તેથી જાણે રોષે ભરાઇને એ પ્રત્યેક હૃદયમાં લાખ્ખો મદન ઉત્પન્ન કરતી હતી !! વળી એ, રાત્રિ જાગરણથી ખિન્ન થઈ ગયેલા, પોતાના પાળેલા ચક્રવાક-મિથુનને સુવા સારૂ ક્રીડાનદીઓમાં કમલ-ધૂલી રૂપી રેતીના નાના નાના પુલિન કરાવતી હતી. પરિજનોના નૂપુરનો શબ્દ સાંભળી નાસી જતા, પોતાના વ્હાલા હંસ-મિથુનને મૃણાલની સાંકળથી બાંધી લાવવાની હંસ-પાલિકાને આજ્ઞા કરતી હતી. આભૂષણમાં જડેલા મરકત-મણિના કિરણને જિહ્વાસ્પર્શ કરતા, પાળેલા હરિણના બચ્ચાને, સખીના શ્રવણમાંથી કાઢીને એક યવાઙ્કુર આપતી હતી.[2] પોતે ઉછેરેલી લતાને પ્રથમ પુષ્પોદ્દગમ થયો છે એવું નિવેદન કરવા આવેલી માલણને સર્વ આભૂષણનું દાન આપીને તેનું સન્માન કરતી હતી. વિવિધ વન-કુસુમ તથા ફલથી ભરેલો પત્રપુટ લઇને આવેલી, ક્રીડા-પર્વત ઉપર રહેનારી ભીલડીની ભાષા નહિ સમજાયાથી હસી હસીને એની પાસે વારે વારે વાત કરાવતી હતી. હાથથી નીચે પછાડ્યા છતાં વારવાર ઉડીને ઉંચા આવતા, મુખ-પરિમલથી અંધ બની ગયેલા મધુકર વડે એ જાણે કાળા દડાની રમત રમતી હતી ![3] પાંજરામાં બેઠેલાં ખણુતરનો શબ્દ સાંભળી દુષ્ટ સ્મિત કરતી પોતાની ચામર-ગ્રાહિણીના મસ્તક ઉપર, હસતી હસતી એ એક લીલા-કમલ મારતી હતી. તામ્બુલ-વાહિનીના પયોધર ઉપર, મોતીથી ભરેલી પોતાની ચંદ્રલેખાનું પ્રતિબિમ્બ પડવાથી, ત્યાં સ્વેદ-બિન્દુથી ભરેલાં નખ-ચિહ્ન છે એવું જાણી, પટવાસની મુષ્ટિ ભરી તેના ઉપર એ ફેંકતી હતી.[4] રત્ન-કુંડલનું પ્રતિબિમ્બ ચામર-ગ્રાહિણીના ગાલ ઉપર પડવાથી, ત્યાં તાજા દાંત બેઠેલા છે એવું ધારી, પ્રસાદના છળમાં આપેલું પોતાનું કર્ણ-પલ્લવ મૂકીને હસતી હસતી તેને એ ઢાંકી દેતી હતી. પૃથ્વીની પેઠે એણે ઉચા કુલ [ના] ભૂધરોનો સંબંધ સજી દીધો હતો.

---

૧. સૌભાગ્ય=સ્ત્રીને પતિની હયાતી (પ્રીતિ વિ૦) નું સુખ. પાર્વતીના અર્ધ દેહમાં એકજ ગંભુ રહેલ: તેટલાથી એમને ગર્વ ચડેલો-(કે હું મ્હારા પતિની ઘણી માનીતી છું) તેને જાણે ઉતારવાને, અર્ધ દેહ તો શું પણ અંગે અંગે વ્યાપી ગયેલા કામ (રૂપી પતિ) થી પોતાનું સૌભાગ્ય દેખાડતી હતી. ૨. હરિણના બચ્ચાને લીલું ઘાસ ખાવાની ઇચ્છા થયાથી તે, મરકત-મણિના લીલા કિરણને ઘાસ ધારીને ચાટતું હતું તે જોઇ કાદમ્બરીએ પોતાની સખીના કર્ણમાંથી યવાઙ્કુર કાઢીને તેને ખાવા નાંખ્યું.

૩. જુઓ વિક્રમચરિત પૃ. ૯૧ શ્લોક ૬૧.

**काचित् क्षिपन्ती मधुपं विशन्तामितस्ततः पाणिसरोरुहेण।**
**बाल्ये कृतं कन्दुकताडनेषु श्रमं मृगाक्षी बहु मन्यते स्म ॥**

૪. ચંદ્રલેખા=ચંદ્રાકારથી ભરેલું એક આભૂષણ. કાદમ્બરીના એ આભૂષણનું પ્રતિબિમ્બ એની સખીની છાતી ઉપર પડેલું પણ તેમાંના અર્ધ ચંદ્રાકારનાં વક્ર પ્રતિબિમ્બ નખચિહ્ન જેવાં લાગતાં, અને મોતીનાં પ્રતિબિમ્બ જલબિન્દુ જેવાં દેખાતાં, તેથી કાદમ્બરીએ એમ ધાર્યું કે એના પ્રીતમના નખ ત્યાં પડ્યા હશે અને તેમાં સ્વેદબિન્દુ ચ્હોટ્યાં હશે !!

કાદમ્બરી, જાણે મહા શ્રમથી જેટલાક પગલા આગળ આવીને, મનુષ્યને દર્શન થવાથી ઉત્પત્તિ થયેલી મહાશ્વેતાને કંઈ ક્ષોભ તથા ઉત્સુકતાથી ભેટી પડી. મહાશ્વેતાએ પણ એને અતિદૃઢ આલિંગન દીધુ અને કહ્યું —સખિ કાદમ્બરિ! ભરતખંડમા પ્રજાની પીડા હરનાર તારાપીડ નામે નરપતિ રાજ્ય કરે છે, જેમણે પોતાના અસંખ્ય ઉત્તમ અશ્વોની ખરીઓના અગ્રભાગથી ભૂમિને ખોદીને ચારે સમુદ્રને મુદ્રિત કરેલા છે, તેમના આ, નિજ ભુજદંડ-શિલા સ્તંભ ઉપર વિશ્રાન્ત વિશ્વને વંદનીય ચન્દ્રાપીડ નામે પુત્ર છે. દિગ્વિજય કરવા નીકળ્યા પછી ફરતા ફરતા એ અહીં આવી ચઢ્યા છે. એમને જોયા ત્યારથી જ મ્હારે એમની નિષ્કારણ મૈત્રી થઇ છે, અને સર્વનો સંગ ત્યાગ કરીને નિઃસંગ થઈ ગયેલી પણ મ્હારી ચિત્તવૃત્તિ એમના અસાધારણ, સરલ સ્વભાવના ગુણથી આકૃષ્ટ થયેલી છે. આવા, નમ્રતાથી પરવશ, શુદ્ધ અંતઃકરણના, ચતુર, અકારણ મિત્ર મળવા દુર્લભ છે માટે હુ એમને અહીં બળાત્કારે લઈ આવી છુ કે એમને જોઇને મ્હારી પેઠે તુ પણ—રચનામા પ્રજાપતિની પ્રવીણતા, રૂપની અદ્વિતીયતા, લક્ષ્મીનો યોગ્ય સ્થાને રમ, પૃથ્વીનુ ભર્તાનું સુખ, માનવ લોકની દેવ લોક કરતા શ્રેષ્ઠતા, મર્ત્ય સ્ત્રીઓના નયનની સફલતા, સર્વ કલાઓનો એક સ્થાને સમાગમ, શોભા યુક્ત ઐશ્વર્ય, અને મનુષ્યોની અગ્રામ્યતા—જાણે. ઘણી વાર મિત્ર મેં એમને બહુ પ્રકાર સૂચના આપેલી છે માટે-એમને પહેલા કોઇ દિવસ જોયા નથી એમ ધારીને જો લજ્જા આવતી હોય તો તે દૂર મૂક—એમનો મ્હારે નવો પરિચય નથી—એમ ધારીને જો અવિશ્વાસ આવતો હોય તો તે છોડી દે,—એમના સ્વભાવથી હુ અજાણી છુ—એમ જાણીને જો શંકા આવતી હોય તો તે દૂર કરી, જેમ તુ મ્હારી સાથે વર્તે છે તેમ એમની સાથે પણ વર્તજે.—એ મ્હારા મિત્ર છે, બાંધવ છે, અને પરિજન છે—આ પ્રકારે મહાશ્વેતાએ કહ્યુ એટલે રાજપુત્રે પ્રણામ કર્યા, અને સ્નેહ સહિત કટાક્ષથી તેને પ્રણામ કરતો નિહાળી, કાદમ્બરીની કીકી જે એના અતિ દીર્ઘ લોચનના ખુણા તરફ જતી હતી તેમાથી જાણે શ્રમ-જલ બિન્દુઓ પડતા હોય તેમ આનંદાશ્રુ ટપકવા લાગ્યાં! અંતર આગળ દોડી ગયેલા હૃદયની પગલાં ઉડાડી ધૂળ હોય તેમ, અમૃત જેવી શ્વેત એની સ્મિત પ્રભા પ્રસરવા લાગી!! આ મનગમતા કુમારનુ, પ્રતિપ્રણામ કરીને સન્માન કર—એવુ જાણે મસ્તકને કહેવા માટે જ એની એક ભ્રમર જરા ઊંચી ચઢી!! અંગુલિઓ વચ્ચેથી મરકત મણિની વીંટીઓના કિરણ

---

ઇશ્વરી નિયમાધીન છે આપણા હાથમા નથી એવા પ્રેમને અંગ્રેજો "Love at first sight" કહે છે, અને તેજ અધિક સ્થિરતા પામે છે —

"Suddenly across the gaze of Percival St. John there flashed a face that woke him from his abstraction, as a light wakes the sleeper * * It was not the mere beauty of that face (and beautiful it was) that arrested his eye and made his heart beat more quickly—*It was rather that nameless and inexplicable sympathy which constitutes love at first sight a sort of impulse and instinct common to the dullest as the quickest, the hardest reason as the liveliest fancy* * * * Whatever of love sinks the deepest is felt at first sight, it streams on us abrupt from the cloud, a lightning flash—a destiny revealed to us face to face."

*Sir E. B. Lytton's Lucretia Vol I. P. 300*




કાદમ્બરી સાથે ચંદ્રાપીડનો પ્રથમ પરિચય

નીકળવાથી, લીનાસહિત જાણે પાનની બીડી લીધી હોય એવો દેખાતો એનો હાથ, બગાસું આવવાનું થયાથી ઉઘડેલા મુખ તરફ ગયો. સ્વેદ જલના કણ વડે સજલ લાવણ્ય ધોવાવાથી સ્વચ્છ થયેલા ગાત્ર અવયવોમાં સર્વ અંગને પ્રતિબિમ્બ પડ્યાથી ચંદ્રાપીડ જાણે ફરતો કામદેવ હોય એવો દેખાવા લાગ્યો – કેમ કે મણિભૂમિ ઉપર (કંપ્યે) આનેખતા એના પાતાળમાં જાણે મણિપુરના કુમારવડે એને સોના પેઠે ટોય તેમ એ ચરણ નખમાં આવી પડ્યો હતો! જોતાંજ મત્સર દોડી જઈને (કાદમ્બરીનું) હૃદય જાણે એને થઈ આવ્યું હોય તેમ એ એના ત્વનાભ્યન્તરના દેખાતો હતો! અને વિકસિત કુવલયની માળા જેવી દીર્ઘ દૃષ્ટિએ એનું પાન કર્યું હોય તેમ એ એના ગાત્ર ઉપર જોવામાં આવતો હતો! વળી તે સમયે, સૌ બેઠેલી સર્વ કન્યાઓ જે એને કુતૂહલના કટાક્ષ નાખી નાખીને જોતી હતી તેમની, ખૂણા સુધી ગયેલી, ચંચલ કીકીઓ જાણે બ્હાર નીકળી જવા ઇચ્છતી હોય તેમ, કર્ણપૂર ઉપરના ભ્રમરની સાથે ભમવા લાગી.

કાદમ્બરી લીલાયુક્ત પ્રતિપ્રણામ કરીને મહાશ્વેતાની સાથે પલંગ ઉપર બેઠી, અને લાગતી પરિજનોએ આણીને શયનના માથાભણી મૂકેલા, ધોળા વસ્ત્રથી ઢાંકેલા સુવર્ણના પાયાવાળા એક નાના આસન ઉપર ચંદ્રાપીડ બેઠો. એટલે તરતજ કાદમ્બરીના ચિત્તનો અભિપ્રાય સમજી જઈ, મહાશ્વેતાને સારૂ લગાડવાને સર્વ પ્રતિહારીઓએ, બીડેલા હોઠ ઉપર આંગળી મૂકી ચૂપ રહેવાની સંજ્ઞા કરી, વેણુના સ્વર, વીણાના ઝંકાર, ગીતના ધ્વનિ અને વાદ્યોના જયશબ્દ સર્વ અટકાવી દીધા. પછી એક દાસી તરતજ જળ લઈ આવી તે વડે, કાદમ્બરીએ પોતેજ ઉઠીને મહાશ્વેતાના ચરણનું પ્રક્ષાલન કર્યું, અને પોતાના ઉત્તરીય વસ્ત્ર વડે તેમને લૂછીને પછીથી તે શયન ઉપર બેઠી. ચંદ્રાપીડના પણ ચરણનું પ્રક્ષાલન, રૂપમાં કાદમ્બરીના જેવીજ તેની વિશ્વાસભૂમિ મદલેખા નામની પ્રાણપ્રિય સખીએ, ના ના કહેતાં છતાં બળાત્કારે કર્યું. પછી દર્પણનિશાનની પ્રભાથી ઝાંખી થયેલા (કાદમ્બરીના) ખભા ઉપર હાથ ફેરવતી ફેરવતી, ભમરના ભારથી લચી ગયેલા કર્ણપલ્લવને ઉછાળતી ઉછાળતી, ચામર પવનથી વિખેરાઈ ગયેલી કેશની લટોને સાંકળતી બાંધતી મહાશ્વેતા એને કુશલ સમાચાર પૂછવા લાગી. પણ કાદમ્બરી તો સખીનો આવો પ્રેમ જોઇ, પોતે ઘરમાં રહી એ જાણે એક મ્હોટો અપરાધ થયો એમ જાણી, કુશળતાથીજ લજવાતી, જરા કષ્ટથી બોલી શકી "– હા બ્હેન, હું સારી છું". આ સમયે પોતે શોકાતુર છતી, તથા મહાશ્વેતાના મુખ સામુજ જોઈ રહેવાને યત્ન કરતી હતી તોપણ ટાઢ લાગવાથી હાલતી ચંચલ કીકીને નીચે જેનો મધ્યભાગ વિચિત્ર દેખાતો હતો એવા પોતાના ચક્ષુને, ધનુષ ચઢાવી ઉભેલો અનંગ વારેવારે બળાત્કારે ચંદ્રાપીડને જાણે પીડવાનેજ (તેના ભણી) લઈ જતો હતો તેથી વારી શકી નહીં. તેજ ક્ષણે, પોતાની પાસે બેઠેલી સખીના ગાત્ર ઉપર ચંદ્રાપીડને જોઇને એને ઇર્ષા આવવા લાગી.[1] પોતાના સ્તન ઉપર રોમોદ્ગમ થવાથી, તેમાં પડેલું એનું પ્રતિબિમ્બ નાશ પામ્યું તે ઉપરથી એ વિયોગ દુઃખ બોલાવવા લાગી. સ્વેદથી ભીની થયેલી (ચંદ્રાપીડની) છાતીના પૂતળીની પ્રતિમા પડેલી દેખાયાથી એને એ સખી ઉપર રોષ આવવા લાગ્યો.[2]

[1] સખીના ગાત્ર ઉપર ચંદ્રનું પ્રતિબિમ્બ પડ્યું તે પણ જોઈ શકી નહીં ... [2] ... ને સપત્ની જેવી ગણી તેના ઉપર એ રોષે ભરાઇ.

તેમ પેલી પાનની બીડી ચંદ્રાપીડના હાથમાં મૂકી ! પણ સ્પર્શતૃષ્ણાથી ભુજ-લતાની સાથે સાથેજ આવેલું, કામ-બાણથી મધ્યે ભેદાઇ ગયેલું પોતાનું જાણે હૃદય હોય એવું રત્ન-વલય, ( બીડી આપીને ) હાથ પાછો ખેંચી લેતાં નીકળી પડ્યું તેનીએ એને ખબર પડી નહિ ![1] ત્યાર પછી બીજી બીડી લઇને એણે મહાશ્વેતાને આપી.

એટલામાં,—કુમુદ-કેસરના જેવા પીળા ચરણને લીધે, ચંપક-કલિના જેવા મુખને લીધે, તથા કુવલય-પત્ર જેવી શ્યામ પાંખોને લીધે, જાણે પુષ્પમય હોય એવી જે દેખાતી હતી, તથા જેની પછવાડે એક કુંડાળું વળેલા ઇન્દ્રધનુષ્ જેવો ત્રણ રંગનો કાંઠલો કોટમાં ધારણ કરતો, પ્રબાલના અંકુર જેવી લાલ ચાંચવાળો, અને મરકત જેવી ચળકતી પાંખોવાળો પોપટ મંદ ગતિથી દોડતો આવતો હતો, તે મેના એકદમ ઉતાવળી ઉતાવળી આવીને ક્રોધમાં બોલવા લાગી કેઃ—ભર્તૃદારિકા કાદમ્બરિ ! કેમ તમે આ, મિથ્યા સૌભાગ્યથી ગર્વિષ્ટ, નિર્મર્યાદ, લુચ્ચા પોપટને મ્હારી પાછળ પડતો અટકાવતાં નથી ? જો તમે એનું ધાર્યું કરવા દેશો તો હું ખરેખર તમારા પાદ-પંકજ-સ્પર્શના સમ ખાઇને કહુંછું કે નક્કી મ્હારા પ્રાણ લઇશ. આ સાંભળીને કાદમ્બરી તો મંદ મંદ હસવા લાગી પણ મહાશ્વેતાને એ વાત ખબર ન હતી તેથી તેણે મદલેખાને પૂછ્યું કે આ મેના તે શું કહે છે ? એણે કહ્યુંઃ—ભર્તૃદારિકા કાદમ્બરી-ની (પ્રાળેલી) આ કાલિન્દી નામની મેના છે; એને આ પરિહાસ નામના પોપટ સાથે એમણે પોતેજ પાણિગ્રહણ કરાવી પરણાવી છે. પણ આજ સવારમાં એણે એને કાદમ્બરીની તામ્બૂલ-વાહિની આ તમાલિકાને, એકલી હતી ત્યારે કંઇક કહેતાં જોયો ત્યારથી એને ઇર્ષ્યા આવી છે અને કોપથી રીસાઇને હવે નથી એ એની પાસે જતી, નથી બોલતી, નથી સ્પર્શ કરતી, ને નથી સામું જોતી. અમે બધાંએ એને ઘણે ઘણે પ્રકારે સમજાવી પણ હજી એ મનાતી નથી.—આ સાંભળી ચંદ્રાપીડ મ્હોં મલકાવી મંદ મંદ હાસ્ય કરી બોલ્યો કેઃ—એ વાત તો ખરી છે. રાજ્યગૃહમાં પણ એ વાત ચાલે છે, પરિજનો પણ મોંહો મોંહે એમજ વાત કરે છે, બ્હારના લોક પણ એમજ બોલે છે, બીજા દેશોમાં પણ એવીજ કથા સંભળાય છે અને એમ અમે પણ સાંભળ્યું છે કે દેવી કાદમ્બરીની તામ્બૂલ-વાહિની તમાલિકા સાથે પ્રેમમાં પડેલો પરિહાસ નામનો પોપટ એવો તો મદનવશ થઇ ગયો છે કે વીતી જતા દિવસોનું પણ એને ભાન રહેતું નથી ! હવે એ તો જાણે દુરાચરણી છે પોતાની સ્ત્રીને તજીને નિર્લજ્જ થઇ એની સાથે રહે. પણ દેવી કાદમ્બરીને શું-એ ઉચિત છે કે એવી ચપલા—દુષ્ટ-દાસીને વારતાં નથી ? અથવા દેવીએ પણ પ્રથમથીજ, આવા અવિનયી પોપટ સાથે આ બિચારી કાલિંદીનું લગ્ન કરીને પોતાની નિઃસ્નેહતા બતાવીજ આપી છે. એ બિચારી શું કરે ? શોક્યનું સાલ એ સ્ત્રીઓને કોપનું પ્રધાન કારણ છે, વિરાગ ઉત્પન્ન થવાનો મુખ્ય હેતુ છે, અને પરાજયનું મ્હોટું સ્થાન છે. એ તો આજ આટલી બધી ધીરી છે કે એણે આવા મ્હોટા દૌર્ભાગ્યને લીધે

૧. હૃદય ગોળ ગણીને કંકણ સાથે સરખાવ્યું, પરંતુ હૃદયને કંઇ વચ્ચે ગાળો—પોલાણ—ન હોય, ને કંકણને તો હોય, માટે તે ભિન્નતા કાઢી નાંખવા સારૂ એમ કહ્યું કે હૃદય કામ બાણ વાગવાથી મધ્યે ભેદાઇ ગયું હતું—તેથી બરાબર કંકણને મળતું આવતું !! આનાથી જરા ઉલટા સ્વરૂપની ઉત્પ્રેક્ષા પહેલાં પૃ. ૯૦ લી. ૬–૭ મીએ આવી છે, જ્યાં સૂર્યને નૂપુર સાથે સરખાવતાં નૂપુરનો ગાળો સૂર્ય-બિમ્બમાં ન હોવાથી દેખાતો ભેદ આવીજ ચતુરાઇથી કવિએ ઉડાવી દીધો છે.

વૈરાગ્ય આવી જવાથી વિષ-ભક્ષણ કર્યું નથી, અગ્નિ-પ્રવેશ કર્યો નથી અથવા આહારનો ત્યાગ કર્યો નથી ! સ્ત્રીઓને શોક જેવું બીજું કંઈ લઘુતા પમાડે એમ નથી. હવે આવો મ્હોટો અપરાધ કર્યા છતાં જો કદાચિત્ આ પોપટના અનુનયથી એ મનાઈ જશે તો તો ધિક્કાર છે એને. સર્વ એનાથી પછી તો અળગાં રહેશે અને માન-ભંગ થયાથી તિરસ્કાર કરીને દૂરથીજ એનો ત્યાગ કરશે. એની સાથે ફરીથી વાત કોણ કરશે ? કોણ એની સામુંએ જોશે ? અને કોણ એનું નામ પણ લેશે ?—કાદમ્બરી સહિત તે સર્વ કન્યાઓ જે આ મજાકનાં વચન સમજી ગઈ હતી તે, ચંદ્રાપીડના આ ભાષણથી ખડખડ હસવા લાગી. પણ રાજકુમારનાં નર્મ વચન સાંભળીને પરિહાસ પોપટ કહેવા લાગ્યો કેઃ—ધૂર્ત રાજપુત્ર ! એ કંઇ કાચી પોચી નથી; ચંચલ છતાં પણ તમારાથી અથવા બીજા કોઇથી એ છેતરાય તેમ નથી. આવી વક્રોક્તિ તો એ પણ સમજે છે. પરિહાસની વાતો એને પણ આવડે છે. રાજગૃહમાં રહેવાથી એની પણ મતિ ચતુર થયેલી છે, માટે હવે છાના રહો. અંહી કંઇ તમારાં કામુકોનાં નર્મ ભાષણ ચાલે તેમ નથી. એજ મધુર ભાષિણીને બધું વિદિત છે કે ક્રોધ કરવાનો તથા મનાવાનો કાળ કયો, કારણ કયું, પ્રમાણ કયું, વિષય કયો, અને પ્રસંગ કયો.

આ વખતે એક કંચુકીએ આવી મહાશ્વેતાને કહ્યું:–આયુષ્મતિ ! રાજા ચિત્રરથ તથા રાણી મદિરા તમને મળવા તેડે છે.—આ સાંભળી, ઉઠવાની ઇચ્છાથી એણે કાદમ્બરીને પૂછ્યુંઃ—સખિ ! ચંદ્રાપીડ ક્યાં ઉતરશે ?—ત્યારે, શું અનેક સ્ત્રીઓનાં હૃદય રૂપી સ્થાન એમને રહેવાને બસ નથી ?—એમ વિચારી જરા મનમાં હસીને કાદમ્બરીએ પ્રત્યુત્તર આપ્યોઃ—સખિ મહાશ્વેતા ! ત્હારે એવું શાસારૂ કહેવું પડે છે ? દર્શન દીધું ત્યારથી આ શરીરના પણ એજ પ્રભુ છે તો પછી મહેલની, વિભવની કે પરિજનની તે વાતજ શી ? જ્યાં એમને ગમે અથવા મ્હારી પ્રિયસખીને ગમે ત્યાં એ સુખેથી રહે.–આ સાંભળી મહાશ્વેતાએ કહ્યું કેઃ—ત્યારે તો આ ત્હારી હવેલીની પાસેના પ્રમદવનમાં ક્રીડાપર્વત ઉપર જે મણિમય મહેલ છે ત્યાંજ એમને ઉતારો આપજે.–એટલું કહી એ ગંધર્વરાજને મળવા ગઈ. ચંદ્રાપીડ પણ તેની સાથેજ બ્હાર નીકળ્યો; અને એના વિનોદને અર્થે કાદમ્બરીએ પ્રતીહારીને આજ્ઞા કરી મોકલાવેલી વીણા વગાડનારી, વેણુવાદ્યમાં નિપુણ, તથા સંગીતકલામાં પ્રવીણ કેટલીક કન્યાઓ સાથે, પૂર્વે જોયેલા કેયૂરકે બતાવેલે માર્ગે ક્રીડાપર્વત ઉપર મણિ-મંદિરમાં ગયો. એના ગયા પછી તરતજ ગંધર્વ-રાજપુત્રી સર્વ સખીજન તથા પરિજનને વિદાય કરી, માત્ર અમુક દાસીઓનેજ લઇને હવેલી ઉપર ચઢી. ત્યાં તેઓ વિનયથી ચુપચુપ દૂર ઉભે ઉભે એને કઇ કંઈ વિનોદથી રીઝવવા લાગી; પણ એ તો એકલી, શયનમાં પડી પડી, તે ક્ષણે—ચપલા ! આ તે ત્હેં શું કરવા માંડયું છે ? એમ કહીને જાણે લજ્જા એને પકડતી હોય,—ગંધર્વ રાજપુત્રિ ! આવું કામ તને છાજે કે ? એમ કહીને વિનય જાણે એને ઠપકો દેતો હોય,–ક્યાં ગયો ત્હારો અત્યાર સુધીનો એ અપરિપકવ બાલભાવ ? એમ કહીને જાણે મુગ્ધતા એની હાંસી કરતી હોય,—આપમતીલી ! એકલી એકલી, ત્હારી ઇચ્છા પ્રમાણે આવો અવિનય ના કર, એમ જાણે એને કુમારભાવજ કહેતો હોય,—અરે બીરુ ! આ કંઈ કુલીન કન્યાઓની રીત નહિ, એમ કહીને જાણે મહત્વ એને ખીજતું હોય,—દુરાચરણિ ! અવિનય કરતાં જરા લાજ, એમ કહીને આચાર જાણે એને તરછોડતો હોય,—અલિ મૂઢ ! મદને તો તને હલકી પાડી નાખી છે,

અલિ અવિશેષજ્ઞ![1] ચક્ષુ સ્વચ્છ કરીને ફરીથી જો કે એ પુરુષ પ્રત્યાખ્યાનને યોગ્ય છે કે નહિ—એમ જાણે તે સમયે આવેલાં અશ્રુએ એને કહ્યું હોય; અને—ત્હારું ધૈર્ય ને ત્હારો મદ હું પ્રાણની સાથે કાઢી નાંખીશ—એમ જાણે અનંગે એને કોપીને ઠપકો દીધો હોય તેમ ફરીથી પાછું એનું અંતઃકરણ પેહેલાંની પેઠેજ ચંદ્રાપીડને માટે તલપવા લાગ્યું. એ પ્રકારે સર્વ ઉપાય નિષ્ફલ થવાથી, પ્રેમાવેશને લીધે સ્વતન્ત્રતા ખોઇને પરવશ હોય તેમ ઉઠી, જાળિયે જઇ તેજ ક્રીડાપર્વતને જોતી જોતી એ ઉભી રહી. ત્યાં ઉભી ઉભી, (ચંદ્રાપીડ) આનંદજલથી કરીને (દેખાતો) ઢંકાઇ જશે એવી જાણે બ્હીકથી, ચક્ષુવડે જોવાને બદલે સ્મૃતિથી એને એ જોવા લાગી![2] અંગુલિયોમાંથી સ્વેદબિન્દુ ટપકવાથી રખેને એ લુસાઈ જાય એવી જાણે ભીતિથી, કલમ વડે ચિત્ર કાઢવાને બદલે માત્ર ચિંતનથીજ એને આલેખવા લાગી!! રોમોદ્ગમ થવાથી આચ્છાદન થશે એવી જાણે શંકાથી, છાતી વડે આલિંગન દેવાને બદલે એ હૃદયથીજ ભેટવા લાગી![3] અને એના સગમમાં થતો વિલબ સહન કરવાને જાણે અશક્ત હોય તેમ દાસી (સાથે સંદેશો) મોકલવાને બદલે પોતાના મનનેજ એની પાસે મોકલવા લાગી![4]

ચંદ્રાપીડ પણ, કાદમ્બરીનું જાણે બીજું હૃદય હોય એવા સ્વચ્છ મણિગૃહમાં પ્રવેશ કરીને શિલાતલ ઉપર પાથરેલું એક આસ્તરણ જેની બને બાજુએ ઉપરા ઉપરી ઘણાં ઉશીકાં મૂકેલાં હતાં તેમાં જ્યારે સુઈ ગયો, કેયૂરક એના ચરણને ઉત્સંગમાં લઇને બેઠો, ને પેલી કન્યાઓ બતાવ્યા પ્રમાણે એની આસપાસ ભરાઇ બેઠી, ત્યારે દોલાયમાન ચિત્તથી ચિન્તામાં પડ્યો કેઃ—ગંધર્વરાજપુત્રી કાદમ્બરીના શું સ્વાભાવિક વિલાસજ આવા સર્વ લોકનાં હૃદય હરી લે એવા હશે કે વગર આરાધનાએ પ્રસન્ન થઇને ભગવાન્ કુસુમાયુધે મ્હારે લીધે ઉત્પન્ન કર્યા હશે?[5] મ્હારી સામુ એ, અશ્રુથી ભરેલી, રાગયુક્ત, તથા હૃદયની અંદર વાગતાં કામબાણના પુષ્પની રજ પડી હોય તેમ જરા મીચાયેલી આંખથી કટાક્ષવડે જોયાં કરતી હતી. હું જ્યારે એના ભણી દૃષ્ટિ કરતો ત્યારે શરમાઈ જઇને એ શ્વેત સ્મિતપ્રભા રૂપી જાણે વસ્ત્રવડે પોતાનું આચ્છાદન કરતી હતી! મ્હારાથી શરમાઇને મુખ ફેરવી દઈ, જાણે મ્હારા

---

૧. સારા ખોટાની પરીક્ષા વિનાની. ૨. ખરેખરા ચં૦ ને પોતાની આંખથી તો એ જોઇ શકતી હતી નહિ, કારણ કે તે સામો હશે ન હતો; તે ઉપરથી, આંખે ન જોવાનું કારણ એવું કલ્પ્યું છે કે જાણે જોવાથી આનંદાશ્રુ આવે તો પાછો એ દેખાતો બંધ થઇ જાય માટે સ્મૃતિથી જોતું ઠીક.—તાત્પર્ય કે એ એનું ચિન્તન કરતી હતી.—એમ આગળ પણ બેસાડવું. ૩. ચં૦ ત્યાં ન હતો એટલે છાતીએ શેના ભેટ કયાંથી? આ ઉપરથી એમ ધાર્યું કે જો છાતીવડે આલિંગન દે તો હર્ષથી થનો રોમાંચ એની વચ્ચે આવે માટે અંદર હૃદયથી ભેટતી હતી—અર્થાત્ મનમાં ને મનમાં આલિંગન સુખ કલ્પતી હતી.

૪. "......Love's heralds should be thoughts,
"Which ten times faster glide than the sun's beams.
*Romeo and Juliet, Act II, Sc. V.*

૫. 'માલતીમાધવ'મા (પૃ. ૭૭) માલતીને માધવ સંબંધી આવી શંકા થાય છે.—
**प्रियसखि किंतावत्तस्य महानुभावस्य स्वाभाविका एव मुहूर्तसंनिधायिनो जनस्य निमर्लंभयितृका विलासा आहोस्वित्कथा प्रियसखी संभावयति ॥**

પ્રતિબિમ્બને પ્રવેશ કરાવવાની લાલચે એ પોતાના ગાલ રૂપી દર્પણને મ્હારી તરફ ધરતી હતી ! ! મને અવકાશ આપવાથી હૃદયે કરેલા પ્રથમ અવિનયની જાણે રેખાને એ પોતાના નખવડે શયન ઉપર દોરતી હતી ! મને બીડી આપતાં ખેદથી કંપતો પોતાનો હસ્ત, જેને રક્ત કમલ ધારીને ભ્રમરોનાં ટોળાં આજુબાજુ ભમ્યાં કરતાં હતાં તેમાં જાણે તમાલ-પલ્લવ લઇને એ પોતાના ખિન્ન થઈ ગયેલા મુખને જાણે પવન નાંખતી હતી !¹—વળી એ વિચારવા લાગ્યો કે—ઘણું કરીને આ, મનુષ્યજાતિને સુલભ લઘુતાજ મને આવા આવા હજારો મિથ્યા સંકલ્પ કરાવી કરાવીને છેતરતી હશે, અથવા તો વિવેક રહિત યૌવન-મદ કે મદન પોતેજ મને આવો ઉન્માદ કરાવતો હશે; કેમ જે રોગ-ગ્રસ્ત થયા હોય એવી યુવાનોની દૃષ્ટિને સ્વલ્પ કલુષ પણ અતિ મ્હોટા જેવું ભાસે છે. કિંચિત્ માત્ર સ્નેહને પણ જલની સમાન યૌવન-મદ બહુ વિસ્તીર્ણ કરી દે છે. પોતેજ ઉત્પન્ન કરેલી અસંખ્ય ચિન્તાઓને લીધે આકુલ થયેલી તરલતા, કવિની બુદ્ધિની પેઠે કોઇની ઉત્પ્રેક્ષા નથી કરતી એમ નથી ! ચતુર અનંગના હાથમાં આવેલી તરુણ પુરુષોની ચિત્તવૃત્તિ ચિત્ર કાઢવાની કલમની પેઠે, કંઈ નથી આલેખતી એમ નથી. સ્વ-રૂપથી ગર્વિષ્ટ થયેલી વેશ્યાના જેવી સ્વ-સંભાવના કહીં આત્માર્પણ નથી કરતી એમ નથી. મનુષ્યના મનોરથ, સ્વપ્નની સમાન અનનુભૂત વસ્તુનું પણ દર્શન કરાવે છે. જાદુગરની પીછી જેવી આશા, અસંભવિતને પણ લાવી લાવીને આગળ ધરે છે.—એવા વિચાર કરતાં કરતાં એને લાગ્યું કે—આમ મનને કેવલ વૃથા ખેદ આપવાથી શું થવાનું છે? જો કદાચિત્ એ શ્વેત-લોચનાની ચિત્તવૃત્તિ મ્હારી તરફ ખરેખર એવીજ થયેલી હશે તો થોડી વારમાં વગર પ્રાર્થનાએ પ્રસન્ન થયેલો એ ભગવાન્ કામદેવજ એને પ્રકટ કરી દેશે, અને એજ આ સંશય છેદી નાંખશે.—એવો નિશ્ચય કરી, ઉઠીને પોતે બેઠો થયો; અને પાસેની કન્યાઓ સાથે પાસાથી, ગાયનથી, વીણા-વાદ્યથી, પણવ વગાડવાથી, સ્વર-સંદેહના વિવાદથી, સુંદર વાર્તાઓથી અને એવા એવા બીજા આલાપ તથા સુકુમાર કલા-વિલાસથી વિનોદ કરવા લાગ્યો. આમ ત્યાં થોડી વાર બેઠા પછી બ્હાર જઈ, ઉપવન જોવાની ઇચ્છાથી એ ક્રીડાપર્વતના સિખર ઉપર ચઢ્યો.

કાદમ્બરીએ એને જોયો કે તરતજ—મહાશ્વેતાને આવતાં વાર લાગી માટે લાવ માર્ગમાં જોઉં-એવું બ્હાનું કાઢી, કામાતુર ચિત્તને લીધે પેલી જાળી છોડીને એ પોતાની હવેલીને છેક ઉપલે માળ, પાર્વતી જેમ કૈલાસ-શિખર ઉપર ચઢે તેમ ચઢી ગઈ. ત્યાં એની સાથે દાસીઓ થોડીજ હતી; પૂર્ણ ચંદ્રમંડલ જેવું શ્વેત સુવર્ણ-દંડવાળું છત્ર એના ઉપર છાયા કરવા ધરેલું હતું; રીણ જેવા પીળા ચાર નાના નાના પંખા ઉરાડીને દાસીઓ એને પવન નાંખતી હતી; અને માથા ઉપર, પુષ્પની સુગંધથી લલચાઇને ભમતા ભ્રમરો રૂપી શ્યામ આચ્છાદન-વસ્ત્ર દિવસે પણ ઓઢીને એ જાણે ચંદ્રાપીડની અભિસારિકા થવા સારૂ વેષ સજવાનો અભ્યાસ કરતી હતી ! ત્યાં રહી રહી, કોઈ વાર ચામર-શિખાને બાઝી બાઝીને, કોઈ વાર છત્ર-દંડને ટેકો દઇને, કોઈ વાર તમાલિકાના સ્કંધ ઉપર હાથ મૂકીને, કોઈ વાર મદલેખાને આલિંગન દઇને, કોઈ વાર પરિજનની અંદર સંતાઇ જઈ માત્ર આંખના ખૂણાથી દૃષ્ટિ કરીને, કોઈ વાર

¹ ૧. ઉત્પ્રેક્ષા એવી છે કે ભ્રમર જાણે તમાલ-પલ્લવ, અને હાથ જાણે તે તમાલ-પલ્લવ લઇ મુખને ના નાંખતો હોય-(કારણ કે તે હાલતો હતો)!'

ત્રિવલી વળી જાય તેમ ફરી ફરીને, કોઈ વાર પ્રતીહારીની છડીની ટોચ ઉપર ગાલ મૂકીને, કોઈ વાર નિશ્ચલ હાથમાં લીધેલી બીડી હોઠ આગળ ધરી રાખીને, તથા કોઈ વાર કમલ ફેંકી પ્રહાર કરવાથી દોડી જતી દાસીની પછવાડે કેટલાંક પગલાં ભરીને, હસતી હસતી એ ચંદ્રાપીડને જોવા લાગી, અને ચંદ્રાપીડ એને જોવા લાગ્યો. એમ કરતાં કરતાં ઘણો કાળ વીતી ગયો તે પણ એને જણાયો નહિ. પછી જ્યારે પ્રતીહારીએ આવીને મહાશ્વેતા ઘેર આવ્યાની ખબર કહી ત્યારે એ મહેલ ઉપરથી ઉતરી, અને સ્નાનાદિક દિવસવ્યાપાર નહિ ગમવા છતાં પણ એણે મહાશ્વેતાનું મન રાખવાને કર્યો. ચંદ્રાપીડ પણ (એના ગયા પછી) નીચે ઉતર્યો, અને પહેલેથીજ કાદમ્બરીએ મોકલી રાખેલી દાસીઓએ સ્નાન કરાવ્યા પછી એક સુંદર શિલાતલ ઉપર યથેચ્છિત દેવાર્ચન કરીને એજ ક્રીડાપર્વતમાં એણે આહારાદિ સર્વ દિવસકર્મ સમાપ્ત કર્યું.

ભોજન કરી રહ્યા પછી એ જ્યારે, ક્રીડાપર્વતના પુરોભાગમાં પડેલી એક મનોહર મરકત શિલા,—જે હારીત પક્ષીના જેવી લીલી હતી, હરિણના વાગોળવાથી જ્યાં ફીણનાં આછાં આછાં ટપકાં પડેલાં હતાં, બલરામના હળના ભયથી નિશ્ચલ થયેલા યમુનાજલ જેવી જેની કાન્તિ હતી,[1] તરુણીઓના ચરણ ઉપરના અલક્તકરસનો જ્યાં લાલ રંગ પ્રકાશતો હતો, પુષ્પ-રજ જેના તલ ઉપર પથરાયેલી હતી, લતા-મંડપમાં જે ઢંકાઈ ગઈ હતી, અને મયૂરોને નૃત્ય કરવાની સંગીત-શાલા હતી—તે ઉપર બેઠો હતો ત્યારે સહસાજ એની દૃષ્ટિયે કોઈ અતિશય ઝગઝગતો ધવલ પ્રકાશ પડતો દેખાયો, જે જલની સમાન દિવસને નિસ્તેજ કરી દેવા લાગ્યો, મૃણાલ-તન્તની પેઠે સૂર્યના તાપનું પાન કરવા લાગ્યો, ક્ષીરસાગરની સમાન પૃથ્વીને (પોતામાં) ડુબાવી દેવા લાગ્યો, ચંદન-રસના વર્ષાદ જેવો દિશાઓને ભીંજવવા લાગ્યો, અને અમૃતના જેવો આકાશને લેપ કરવા લાગ્યો. તે જોતાંજ એને એમ થયું કે—શું આ તે ઓચિંતો ચંદ્ર ઉગ્યો હશે? યંત્ર ફેરવવાથી ઉડતી હજારો શ્વેત ધારાઓ ધારાગૃહમાંથી છૂટી હશે? કે પવનથી પથરાતા જલકણવડે આખી પૃથ્વીને શ્વેત રૂપ આપતી દેવગંગા મહીતલ ઉપર ઉતરી આવતી હશે?

જિજ્ઞાસા ઉત્પન્ન થવાથી એણે જે દિશામાંથી એ પ્રકાશ આવતો હતો તે ભણી દૃષ્ટિ ફેરવી જોયુ તો, સેંકડો કન્યાઓની વચ્ચે મદલેખાને આવતી દીઠી. એના ઉપર ધવલ છત્ર ધરેલું હતું; આજુબાજુ બે ચામર ઉડતાં હતાં; કાદમ્બરીની પ્રતીહારીએ પોતાના ડાબા હાથમાં છડી તથા, ભીના વસ્ત્રના કડકાથી ઢાંકેલું, ચંદન-લેપથી ભરેલું નાળિયરનુ સંપુટ રાખીને, જમણા હાથમાં એનો હાથ મેળવેલો હતો; ફુંક મારતાં ઉડી જાય એવાં, સર્પન્તવચા જેવાં સ્વચ્છ, કલ્પ-લતાનાં બે ધોયેલાં વસ્ત્ર લઇને કેયૂરક માર્ગ દેખાડવાને એની આગળ ચાલતો હતો; હાથમાં માલતી પુષ્પના ગજરા લઇને તમાલિકા એની પછવાડે પછવાડે આવતી હતી, અને એ (મદલેખા)ની પાસેજ તરલિકા ચાલતી હતી, જેના હાથમાં શ્વેત વસ્ત્રથી ઢાંકેલી એક નાની છાબમાં, ક્ષીરસાગરની ધવલતાના હેતુ જેવો,[2] ચંદ્રના સહોદર જેવો, નારાયણના નાભિ-કમલના મૃણાલ-દંડ જેવો, મંદરાચલે ઉત્પન્ન કરેલા ક્ષોભથી ઉછળેલા અમૃતના ફેન-.

---

૧. જુઓ પૃ. ૩૦ ટી. ૧. શિલા અને જલ વચ્ચે સાદૃશ્ય સંપૂર્ણ જણાય માટે જલને નિષ્પન્દ કહ્યું બતાવ્યુ છે. ૨. ......એક...હાર હતો.

પિંડના સમૂહ જેવો, મંથન-સમયે શ્રમ થવાથી કાઢી નાંખેલી વાસુકિ નાગની ત્વચા જેવો, (સાગર રૂપ) કુલગૃહના વિયોગથી ગળી પડેલા લક્ષ્મીના હાસ્ય જેવો, મંદરાચલવડે મથન કરવાથી કચરાઇ ગયેલી સર્વ ચંદ્રકલાઓના ખંડ-સંચય જેવો, સાગરમાંથી ઉચકી લીધેલા અતિમા-તારાગણ જેવો, દિગ્ગજોની શુંઢમાંથી પડતા જલકણના સમૂહ જેવો, મદન-ગજના નક્ષત્ર-માલા રૂપી આભરણ જેવો,[1] શરદ્‌ના નાના નાના મેઘથી ઘડ્યો હોય કે કાદમ્બરીના રૂપને લીધે વશ થઇ ગયેલા મુનિજનોનાં હૃદયથીજ જાણે રચેલો હોય એવો, સર્વ રત્નોના શિરોમણિ જેવો, સર્વ સાગરોના જાણે એકત્ર ભેગા કરેલા યશઃસમૂહ જેવો, ચંદ્રના પ્રતિપક્ષ જેવો,[2] તથા શશિ-પ્રભાના પ્રાણ જેવો, પ્રકાશ મારતો એક અતિસુંદર હાર હતો. લક્ષ્મીના હૃદય જેવો તે, કમલ-પત્ર ઉપરના જલ-બિન્દુવત્ [શોભતા] **તરલ** [યુક્ત] હતો.[3] કામાતુરની સમાન તેના **કર મૃણાલ-વલય** [જેવા] **ધવલ** હતા.[4] શરચ્ચંદ્રની પેઠે તે **ધન-મુક્તાંશુ** વડે દિશાઓને શ્વેત કરતો હતો.[5] અને સ્વર્ગ ગંગાના પ્રવાહની પેઠે તેમાંથી દેવાંગનાઓનો સ્તન-પરિમલ નીકળતો હતો. તે હાર જોઇ,—ચંદ્રિકાને હરાવે એવી આ ધવલતાનું કારણ આજ છે એમ નિશ્ચય કરી, દૂરથી ચંદ્રાપીડે અત્યુત્થાનાદિ યોગ્ય ઉપચાર વિધિવડે, મદલેખા આવતી હતી તેનો સત્કાર કર્યો. આવીને એ તેજ મરકત-શિલાતલ ઉપર જરા વાર બેઠી, પણ પછી તરતજ ઉઠીને પેલા ચંદન-રસનો એણે ચંદ્રાપીડને લેપ કર્યો. પેલાં બે વસ્ત્ર એને પેહેરાવ્યાં, અને પેલા માલતી પુષ્પના ગજરા એને માથે ઘાલીને એ હાર લઈ કહેવા લાગી કેઃ—રાજપુત્ર ! અહંકાર રહિત આપની આ મનોહર કાન્તિ જોઇને પ્રીતિ-પરવશ જન શું ન કરે ? આપની સભ્યતાજ આવાં આવાને અવકાશ આપે છે.[7] આપની આ આકૃતિ કોનું ચિત્ત ન ચોરે ? આ આપનું નિષ્કારણ-સ્નેહમય ચરિત જોઈ કોણ બંધુ ન થાય ? આપનો આ મધુર પ્રકૃતિનો વ્યવહાર કોને મિત્ર ન કરી લે ? અને આ સ્વાભાવિક સુકુમાર વૃત્તિના આપના ગુણ કોને પ્રેમાર્દ્ર ન કરી દે ? ખરો દોષ તો આપની આકૃતિનોજ છે કે તે પ્રથમ દર્શનેજ આવો વિશ્વાસ ઉત્પન્ન કરે છે ![8] નહિ તો. આપના જેવા સકલ ભુવનમાં વિખ્યાત પુરુષો સાથે જે કંઈ આચરણ થાય તે અનુચિત જેવું લાગે—(અમારે) વાત કરવી એ પણ (આપને) હલકા પાડવા જેવું દેખાય; (આપનો) આદર સત્કાર કરવો એ (અમારી) પ્રભુતાના ગર્વ જેવું ગણાય; સ્તુતિ કરવાથી પણ સ્વાભિમાન જેવું કંઈક પ્રકટ થાય; ઉપચાર થકી પણ (અમારી) જાણે કે અણસમજણ દેખાય: પ્રીતિ દર્શાવવાથી પણ જાણે (અમારે) આત્મ-જ્ઞાન નથી એમ માલમ પડે; વિજ્ઞાપના કરવી એ પણ પ્રાગલ્ભ્ય જેવું લાગે; સેવા કરવી એ

---

૧. જુઓ પૃ. ૮ લી. ૬. ૨. જુઓ પૃ. ૧૭૪ લીટી ૩૨. ૩. આ હારમાં તરલ-મધ્યે આવેલો મણિ-હતો. લક્ષ્મીનુ હૃદય કમલ-પત્ર ઉપર હાલતા જલ-બિંદુ જેવું તરલ-ચંચલ-હોય. ૪. કર=કિરણ; હાથ. બીજો અર્થ મૃણાલ વલયથી ધવલ. ૫. ધનમુક્તાંશુ=ઘન-જાડા,-મોતીના કિરણ; ઘનથી મુક્ત-મેઘમાંથી નીકળતા, અથવા મેઘ વિનાના-સ્વચ્છ, અંશુ-કિરણ. ૬. હાર દેવ-સ્ત્રીઓએ પેહેરેલો માટે તેમના સ્તન-સ્પર્શને લીધે તેનો પરિમલ આવે. ગંગામાં એ સ્ત્રીઓ ન્હાય માટે ત્યાંથી પણ તે પરિમલ નીકળે. ૭. આવાં આવાંને=જે હું પ્રીતિદર્શક ચિહ્ન (હાર વિગેરે) લાવી છુ તેમને. ૮. આ વાક્ય મજાકમાં કહેલું છે.—અર્થ એવો કે આપને જોતાજ અમને કંઈક આપનો સહવાસ થયો હોય એમ લાગે છે: આપ નવા જેવા લાગતા નથી.

પણ ચાપલ જેવુ દેખાય; અને દાન કરવુ એ પણ પરિભવ જેવુ થઈ પડે[1]—પણ જેણે આવીને હૃદયનુંજ ગ્રહણ કર્યું છે તેને દાન કરવાનુંએ શુ રહ્યું? પ્રાણનાથને આપિયે પણ શુ?[2] અહીં પધારીને આપે જે મ્હોટા ઉપકાર પ્રતન કર્યા છે તેનો બદલોએ શી રીતે વાળિયે? દર્શનથીજ જેમણે અમારૂ જીવિત સફળ કર્યુ તેમનુ આગમન અને કયે પ્રકારે સફલ કરી શકિયે?—આ બ્હાને તો કાદમ્બરી આપને પોતાનો નાત પ્રેમ જણાવવા ચાહે છે—વિભવ નહિ કેમકે સજ્જનોનો વિભવ પરાર્થજ છે એ કઇ સિદ્ધ કરવુ પડે એમ નથી, માટે વિભવની વાત તો અહીં છેજ નહિ આપના જેવાની દાસી થઈને રહે તોપણ એ કઇ અયોગ્ય કરે છે એમ ન કહેવાય, પોતાનો આત્મા આપને સમર્પિત કરે તો કઇ છેતરાઇ એમ ન કહેવાય, ને જીવિતનુ અર્પણ કરે તો પણ એને કદી પશ્ચાત્તાપ ન થાય—કેમ જે સત્પુરુષોની મહત્તા પ્રણયિજનનુ પ્રત્યાખ્યાન કરવામા પરાઙ્મુખ, અને સભ્યતાથી કરીને પરવશ રહે છે.[3] આપના જેવાને કઇ આપતા જેટલી (અમને) શરમ આવે છે તેટલી તો માગતા પણ ન આવે! માટે આથી જરીને[4] જો કે કાદમ્બરી ખરેખર આપની જાણે અપરાધી થઈ હોય એમ પોતાને માને છે તોપણ એણે પોતાનો આ હાર એમ ધારી મોકલ્યો છે '—આ આભૂષણ આપનેજ શરીરે ગોભે—ચદ્રનુ યોગ્ય સ્થાન આકાશ છે, પૃથ્વી નહિ![5] અમૃત મથન સમયે ઉત્પન્ન થયેલા સર્વ રત્નમા આ હાર શેષ રહેવાથી શેષ નામે ઓળખાય છે, ને એજ કારણથી ભગવાન્ સાગરદેવને આ વણોજ પ્રિય છે તેમણે એક દિવસ જ્યારે વરુણ દેવ પોતાને ઘેર આવ્યા ત્યારે એમને આ અર્પણ કર્યો હતો પછી વરુણે ગધર્વપતિને ને તેમણે કાદમ્બરીને આપ્યો હતો જો કે આપ જેવા સત્પુરુષો પોતાના શરીરને ગુણગણરૂપી આભૂષણથી અલકૃત ગણીને, ઇતર જનને વ્હાલા આભરણ સજતા નથી તો પણ અહિંયા તો કાદમ્બરીની પ્રીતિ ઉપર જોવાનુ છે શુ ભગવાન્ નારાયણે કૌસ્તુભ નામનો શિલાનો કકડો લક્ષ્મીનો સહોદર છે એમ જાણી બહુ માનથી પોતાની છાતી ઉપર નથી પેહેર્યો? હવે નારાયણ કઈ આપના કરતા ચઢે એમ નથી, કૌસ્તુભમા પણ એવો કોઈ ગુણ લેશ નથી જે આ શેષ હારમા નહિ હોય, અને આકારની અનુકૃતિમા કાદમ્બરીની બરાબરી જરા પણ લક્ષ્મી કરી શકે એમ નથી, માટે આપે એનુ માન રાખવુ જોઇએ. પ્રીતિ કરવાને એ અયોગ્ય નથી, અને આપ જો એનો પ્રણયભગ કરશો તો નક્કી મહાશ્વેતાને હજારો મેહેણા મારી, દુઃખ દઇ, એ પોતાના પ્રાણ તજશે એવુ જાણીનેજ મહાશ્વેતાએ આ હાર લઇને તરલિકાને પણ આપની પાસે મોકલી છે અને કહાવ્યુ છે કે—મહાભાગ! કાદમ્બરીના આ પ્રથમ પ્રણય પ્રસરનો ભગ કરવા આપ મનમા પણ ધારશો નહિ.—આટલુ કહીને મદલેખાએ કનકગિરિના તટ ઉપર જેમ તારાગણ તેમ એના વક્ષ સ્થલ ઉપર શેષ હાર પેહેરાવ્યો

---

૧ મદલેખા એમ દેખાડે છે કે અમારી ને તમારી વચ્ચે અગાધ અતર છે તમારા આગળ અમે તુચ્છ જેવા છીએ એટલે કઇ પણ તમારી સેવા બજાવવાને અમે યોગ્ય નથી નહિ તો—જો તમારી કાન્તિ સરલતા સભ્યતા વિ૦ થી અમને છેક વિશ્વાસ જેવુ ન લાગતુ હોય તો ૨ દાન કરવાની અનુર્દ્વમા અમૂલ્ય વસ્તુ—અત કરણ—તે તો તમે હરી લીધુ હૃદય લીધુ એટલે બાકીનુ પણ બધુ તમારુ થયુ પછી અનારી પાસે શુ આપવાનુ રહ્યુ? ૩ આપના જેવા સત્પુરુષો સ્ત્રી જાતિનો પ્રણયભગ કરતા નથી વિ૦ ૪. આ હાર જેવી તુચ્છ વસ્તુ મોકલવાથી ૫ અહીં પ્રતિવસ્તૂપમા અલકાર છે સાદૃશ્યવાચક શબ્દ વિના માલમ પડે છે કે ચદ્ર, હાર સાથે—આકાશ, ચદ્રાપીડ સાથે અને પૃથ્વી, કાદમ્બરી સાથે સરખાવ્યા છે

પછી ચંદ્રાપીડે વિસ્મય પામીને પ્રત્યુત્તર દીધો:—મદલેખા! હું શું કહું? તું ઘણી નિપુણ છે. ગ્રહણ કેમ કરાવવું એ તું સમજે છે. બોલવામાં ત્હેં એવું તો ચાતુર્ય વાપર્યું છે કે મ્હારે ઉત્તર દેવાનો અવકાશજ રાખ્યો નથી! મુગ્ધા! હું તે કોણ માત્ર? મ્હારે તે વળી ગ્રહણ કરવું ને ન ગ્રહણ કરવું એ શું? એ વાત તો કરવીજ ન જોઇયે. તમે બધી સૌજન્યશાલી કુમારિકાએ એ મળીને મને તમારો કરી દીધો છે તો હવે ઇષ્ટ વા અનિષ્ટ વ્યાપારમાં મ્હારો યથેષ્ટ ઉપયોગ કરો. અતિ મર્યાદશીલ દેવી કાદમ્બરીના ગુણ કોઈ અસભ્યને પણ એમનો દાસ બનાવ્યા વિના રહે એમ નથી.—એટલું કહી કાદમ્બરી સંબંધીજ ઘણી વાર સુધી વાત કરી રાજપુત્રે મદલેખાને વિદાય કરી. તેના ગયા પછી થોડી વારે ક્રીડાપર્વત ઉપર, ઉદયાચલ ઉપર આવેલા ચંદ્ર જેવા, ચંદન વસ્ત્ર [તથા] હાર [થી] ધવલ દેખાતા[1] ચંદ્રાપીડને નિહાળવાને, છડી, છત્ર, ચામર વિગેરે રાજચિહ્ન કાઢી નાંખીને, સર્વ પરિજનને દૂર કરી, માત્ર તમાલિકા સાથે ચિત્રરથ-તનયા ફરીથી મહેલના તેજ શિખર ઉપર ચઢી. ત્યાં રહીને પહેલાંની પેઠેજ એ વિવિધ વિલાસ રૂપી તરંગથી ભરેલા, વિકારી કટાક્ષથી એનું મન હરવા લાગી.—કેટલીક વાર પોતાનો ડાબો હાથ નિતમ્બ ઉપર મૂકી, પહેરેલા વસ્ત્રની સાથેજ જમણો હાથ નીચે લટકતો રાખી, નિશ્ચલ દ્રષ્ટિએ, જાણે ચિત્રેલી હોય તેમ તેના ભણી એ જોયાં કરતી. કેટલીક વાર બગાસું આવવાનું થયાથી મુખ આગળ ધરેલા ચના હાથને લીધે, જાણે એનું નામ દેવાઇ જશે એવી બ્હીકથી પોતાનું મ્હોં બંધ કરીને જોતી! શ્વાસના સુગંધને લીધે ભમતા ભ્રમરોને વસ્ત્રના પલ્લવથી કોઇ કોઇ વાર ઝપટ મારવાથી તેઓ ગણગણાટ કરતા તે વડે જાણે ચંદ્રાપીડને એ આમંત્રણ કરતી! કોઈ કોઈ વાર જ્યારે પવનથી કરીને છાતી ઉપરનું વસ્ત્ર ઉડી જતું ત્યારે ગભરાટમાં પોતાના બંને (ઉપરા ઉપરી) વાળેલા હાથથી સ્તનને ઢાંકી દઈ, રાજપુત્રને જાણે, એ આલિંગનની સંજ્ઞા કરતી!! ઘણી વાર કેશમાંથી પુષ્પ લઈ લઇને પોતાની પોશ ભરી લીલા સહિત સુંઘવામાં, તેને જાણે નમસ્કાર કરતી!! બંને હાથની તર્જની[2] ઉપર વારે ઘડીએ મોતીનો હાર ઉછાળી ઉછાળીને એ પોતાના હૃદયમાં ઉત્પન્ન થતી ઉત્કલિકાને જાણે સૂચવતી!![3] કેટલીક વાર બલિ કુસુમ ઉપર પગ અડકવાથી કંપતા હાથ વડે એ જાણે મદનબાણના પ્રહારથી પોતાને થતી વેદના જણાવતી! કોઈ કોઈ વાર કંદોરાની સાંકળી ઉતરી જવાથી ચરણ બંધાઈ જતા તેથી જાણે કામદેવે બાંધીને એને અર્પણ કરી હોય એમ દેખાડતી!! ઘણી વાર ઉરુ-કંપ થવાથી એનું વસ્ત્ર શિથિલ થઇ જતું; ભૂમિ ઉપર ફરફરતા વસ્ત્રના માત્ર એક છેડાથીજ સ્તન ઢંકાયલાં રહેતાં; ચકિત થઇને પાછાં વળવાથી એની ત્રિવલી લતા તુટી જતી, સ્કંધ ઉપર લટકતા કેશને ભેગા કરવામાં એના હાથ રોકાતા; કટાક્ષ ફેંકવાથી કર્ણ-કમલ ધવલ થઇ જતું; તથા લજ્જાથી ઉત્પન્ન થતા હાસ્યામૃતની રજથી ગાલ ધુસર થઈ જતો. આ પ્રમાણે એણે સૂર્યપ્રકાશ ઝાંખો પડી જઈ દિવસ લાલ ચોળ દેખાવા લાગ્યો ત્યાં સુધી, મુખ વાંકુ વાળી વાળીને તેના સામે અનેક સરસ રચનાઓ કરી કરીને જોયાં કર્યું.

---

૧. ચંદ્ર સાથે લેતાં, ચંદન તેજ જેવા ધવલ એ અર્થ લેવો. ૨. અંગુષ્ઠ નજીકની અંગુલિ. ૩. હાર ઉછળે ને ઉત્કલિકા (=જલ તરંગ) જેવો લાગે માટે જાણે કે પોતાના હૃદયની ઉત્કલિકા (=ઉત્કંઠા-ભાગની ઉત્સુક્તા) દેખાડતી!

હોય એવી દેખાતી ચંદ્ર-કુમુદિનીના જે તીર ઉપરનાં પગથિયાં જલ-તરંગ વડે ધોવાયેલા ચૂનાને લીધે શ્વેત થયાં હતાં, નાનાં નાનાં ગોકળ રૂપી પખાનો જ્યાં પવન ઉડતો હતો, હંસ-મિથુન જ્યાં સુઇ રહ્યાં હતાં, તથા વિયોગથી ચક્રવાકનાં દ્વંદ્વ જ્યાં ગીતો પાડતાં હતાં—તે તીર ઉપર જઇને ચંદ્રાપીડ, કાદમ્બરીના પરિજનોએ બતાવેલી એક ચંદ્ર જેવી શીતલ મુક્તા-શિલા ઉપર સૂતો. એ મુક્તા-શિલાની કોરે કોરે કુમુદ-પત્રની હારોથી પત્રલતાઓ કાઢેલી હતી, ધોળાં સિંધુવાર પુષ્પના દર ત્યાં મૂકેલા હતા, તથા હરિચંદન વૃક્ષના રસથી એને ધોઇને સ્વચ્છ કરેલી હતી. ત્યાં એ સૂતો એટલામાં તો કેયૂરકે આવીને ખબર કરી કે દેવી કાદમ્બરી આપને મળવા આવ્યાં છે.

આ સાંભળી ચંદ્રાપીડ સત્વર ઉઠ્યો, અને જોયું તો થોડીક સખીઓની વચ્ચે, તે કાળે રમણીય લાગતા વેષને લીધે સાક્ષાત્ ચંદ્રોદય-દેવતા જેવી દીપતી કાદમ્બરીને તેણે મદલેખાનો હાથ ઝાલી આવતી દીઠી.—સર્વ રાજચિહ્ન એણે કાઢી નાખેલાં હતાં: સાધારણ સ્નાતી સમાન માત્ર એક એકાવલીનું આભૂષણ પેહેર્યું હતું; શરીર ઉપર સ્વચ્છ ચંદન-રસનો શ્વેત લેપ કરી દીધો હતો; એક કર્ણમાં દંતપત્ર પેહેરેલું હતું; (બીજામાં) ચંદ્રકલા રૂપી કલિ જેવું કોમલ કુમુદ-પત્ર કર્ણપૂર રૂપે શોભતું હતું: અને ચંદ્રિકા જેવાં શ્વેત, કલ્પવૃક્ષનાં બે વસ્ત્ર એણે પેહેરેલાં હતાં. આવીને પ્રીતિયુક્ત મધુરતા દર્શાવતી, પરિજનોને યોગ્ય ભૂતલ ઉપર પ્રાકૃત સ્ત્રીની સમાન એ બેઠી. (તે જોઇ) ચંદ્રાપીડ પણ,—રાજ-કુમાર! આપ તો શિલા ઉપર બેસી રહો—એમ મદલેખાએ ઘણી વાર કહ્યા છતાં ભૂમિ ઉપરજ બેઠો, અને સર્વ કન્યાઓ બેસી રહ્યા પછી જરા વારે કહેવા લાગ્યો:—દેવિ? આપના માત્ર દૃષ્ટિપાતથીજ સંતુષ્ટ થયેલા દાસજનને સંભાષણાદિ પ્રસાદનો પણ અવકાશ ન રહે તો પછી આવા મ્હોટા અનુગ્રહની તો શી વાત? ઘણું ઘણું વિચાર કરતાં પણ મ્હારામાં હું કોઈ એવો, જેવો તેવો એ ગુણ નથી દેખતો જે આવા મહાન્ અનુગ્રહને ઉચિત હોય. એ તો આપની સરલતા, અને નિરભિમાની મધુર સુજનતાજ (મ્હારા જેવા) નવા સેવક ઉપર પણ આવી કૃપા કરે છે. આપ મને કદાચિત્ એવા અસભ્ય ગણતાં હશો જેનુ મન ઉપચાર વડે હરણ કરવું પડે, (પણ) ધન્ય છે તે પરિજનને કે જેના ઉપર આપની નિયંત્રણા હોય! જે સેવકજન આપની આજ્ઞા પાળવાને ઉચિત છે તેના ઉપર વળી આટલો આદર હોય? આ શરીર તો પરોપકારને અર્થે છે, અને જીવિત તૃણ જેવું તુચ્છ છે—એ, આપે અત્રે પધારીને કીધેલા મ્હોટા અનુગ્રહના બદલામાં અર્પણ કરતાં હું લજવાઉં છું. (તોપણ) આ હું રહ્યો, આ શરીર રહ્યું, આ જીવ, આ ઇન્દ્રિયો—એમાંના ગમે તેનો પરિગ્રહ કરીને (તેનુ) માન વધારો—એવું એ બોલતો હતો એટલામાં મદલેખાએ વાત ઉપાડી લઇને જરા હસતાં હસતાં કહ્યું:—રાજ-કુમાર! અતિશય શું કરવા કહો છો? એથી મ્હારી સખી કાદમ્બરીને ઉલટું દુઃખ થાય છે. આપે શું કરવા એવું કહેવુ જોઇયે? કહ્યા વિના પણ એ સર્વ આપનું એણે અંગીકૃત કીધું છે, તો પછી નિરર્થક આમ બોલી બોલીને શું કરવા સંદેહમાં નાંખો છો?—એટલું કહ્યા પછી થોડી વાર રહીને એણે પ્રસંગ જોઇ પૂછ્યું:—તારાપીડ રાજાની શી ખબર છે? દેવી વિલાસવતીને કેમ છે? આર્ય શુકનાસ કેવા છે? ઉજ્જયિની નગરી કેવી છે? અહીંથી એ કેટલી દૂર હશે? ભરતખંડ કેવો છે? મર્ત્ય લોક રમણીય છે કે નહિ?—એ પ્રકારે ઘણી વાર

સુધી વાત થયા પછી કાદમ્બરી ઉઠી, અને ચંદ્રાપીડની પાસે અનંગ કેયૂરક તથા બીજા પરિજનને આજ્ઞા કરીને પોતાના શયન ગૃહના શિખર ઉપર ગઈ. ત્યાં જઈ શ્વેત વસ્ત્રના ચંદરવા નીચે પાથરેલા શયનમા સુતી. ચંદ્રાપીડ પણ એજ શૈલ તટ ઉપર સુઈ જઈને, કાદમ્બરીની નિરભિમાનતા વિશે, અભિરૂપતા વિશે તથા ગંભીરતા વિશે, મહાશ્વેતાની નિષ્કારણ વત્સલતા વિશે, મદલેખાની સુજનતા વિશે, સર્વ પરિજનની મોટાઈ વિશે ગન્ધર્વ-રાજ-લોકની અતિશય સમૃદ્ધિ વિશે, તથા તેમના દેશની રમણીયતા વિશે વિચાર કરતો હતો, કેયૂરક ચરણ ચાપતો હતો તેવામાંજ નિદ્રાવશ થઇ ગયો, એટલે આખી રાત એને એક ક્ષણ જેવી લાગી.

પછી કાદમ્બરીને જોવા સારૂ જાગી જાગીને થાકી જવાથી જાણે શયન કરવા જતો હોય તેમ,—તાલ, તમાલ, તાલી તથા કદલી વૃક્ષની કોમલ શાખાઓથી ભરપૂર, જલ તરંગની આછી આછી લહેરથી શીતલ થયેલી, કાંઠા ઉપરની વનરાજિમાં—રજનીપતિ ધીમે ધીમે ઉતરી ગયો. વિયોગ સમય પાસે આવ્યાથી શોકાતુર થતી કામિની એના જાણે ઉષ્ણ નિશ્વાસથીજ ચંદ્રિકા ફિકી પડી ગઇ: અને ચંદ્રાપીડને જોયાથી કામાતુર થઇ હોય તેમ, આખી રાત કુમુદમાં ગાળ્યા પછી લક્ષ્મી કમલ-સમૂહરાજને પડી! રાત વીતી ગયા પછી, ઝાંખા પડેલા શયન-ગૃહના પ્રદીપો, લલનાઓના કર્ણોત્પલ પ્રહાર સહન કરી સહન કરીને જાણે ઉદ્વેગિત થયા હોય તેમ જ્યારે દુર્બલ થતા ગયા, પળે પળે બાણ ખેંચવાથી થાકી ગયેલા અનંગના નિશ્વાસ જેવા, પ્રભાતના પવન, લતાઓના પુષ્પના સુવાસ સહિત જ્યારે વાવા લાગ્યા, અરુણોદયથી ઢંકાઈ જતા તારાઓ જાણે બ્હી બ્હીને મંદરાચલના લતા-મંડપોની ઝાડીમા જ્યારે ભરાવા લાગ્યા; અને ચક્રવાકના હૃદયમા વસવાથી લાગેલા અનુરાગને લીધે જાણે રક્ત થયું હોય[1] એવું સૂર્યમંડલ જ્યારે ધીમે ધીમે દેખાવા લાગ્યું, ત્યારે ચંદ્રાપીડ શિલાતલ ઉપરથી ઉઠ્યો, ઉઠીને મુખ પ્રક્ષાલન કરી, સન્ધ્યા-વંદન કરી, પાનની બીડી ખાઈ કેયૂરકને એ કહેવા લાગ્યો—જા જોઈ આવ, દેવી કાદમ્બરી ઉઠ્યા છે કે નહિ, અને (ઉઠ્યા હોય તો) હમણા ક્યાં છે. કેયૂરકે જઈ આવીને ખબર કરી કે—દેવ! મહાશ્વેતાની સાથે એ મંદર મહેલના નીચે આંગણામાં ચૂનાની વેદિ ઉપર ઉભા છે એ સાંભળી પોતે ગન્ધર્વ રાજપુત્રીને મળવા ચાલ્યો, અને ત્યાં આવ્યો એટલે એણે ભસ્મના શ્વેત ત્રિપુંડવાળી તથા હાથમા અક્ષમાલા ફેરવતી કેટલીક શિવ-વ્રત ધારણ કરનારી સ્ત્રીઓને જોઈ,[2] કેટલીક ગેરૂથી રંગેલા રાતા વસ્ત્રવાળી પરિવ્રાજિકાઓને જોઈ, પાકા તાલ-ફલ જેવા વલ્કલ રૂપી રક્તવસ્ત્ર પેહેરનારી કેટલીક રક્ત-પટ-વ્રત ધારણ કરતી સ્ત્રીઓને જોઈ,[2] અને કેટલીક બ્રહ્મચર્ય પાળતી તાપસીઓ તેણે દીઠી, જેમણે શ્વેત વસ્ત્રથી પોતાના સ્તન મંડલ દૃઢ બાંધી દીધા હતા, ધોળા વસ્ત્રના વીંજણા ઝાલેલા હતા, તથા જટા, ચર્મ, મૌઞ્જી, વલ્કલ, ખાખરાના દંડ, એ સૌ ધારણ કરેલા હતાં. સાક્ષાત્ મન્ત્ર-દેવતાઓજ હોય તેમ તે સર્વે ઉમાપતિની, ઉમાની, કાર્તિકેયની, કૃષ્ણની, જિનની, આર્ય વિલોકિતેશ્વરની, અર્હત્‌ની[3] તથા બ્રહ્માની પવિત્ર સ્તુતિ કરતી કરતી મહાશ્વેતાની આસપાસ બેઠેલી હતી. મહાશ્વેતા પોતે આખા અન્તઃપુરમા માન પામેલી ગન્ધર્વ-રાજ-કુલની મળવા આવેલી વૃદ્ધ સ્ત્રિયોને આદર-પૂર્વક નમસ્કાર કરી, બોલાવી, (મળવાને) સામી ઉઠી,

---

૧. ચક્રવાકને સૂર્ય વ્હાલો—કારણ કે દિવસે પોતાની પ્રિયા સાથ રહી શકે માટે સૂર્ય તેના હૃદયમાં વસે છે એમ કહ્યું. ૨ જુઓ પૃ ૮૮ ટી. ૩. ૩ આ બૌદ્ધ દેવ ભેદ છે.

પાસેનાં પેત્રાસન બેસવા આપીને તેમનો સત્કાર કરતી હતી. પછવાડે બેઠેલ કિંનરમિથુન, મધુર વેણુથી તાન દેતું હતું, અને ગીત સ્વરથી ગાન કરતી નારદની પુત્રી સર્વ મંગલકારી મહાભારત વાંચતી હતી તેમાં કાદમ્બરી લક્ષ આપતી હતી; આગળ મૂકેલા મણિદર્પણમાં, તામ્બૂલ રાગથી બંધાયેલી કાળી રેખાને લીધે શ્યામ પડતા અભ્યન્તરભાગ, દંત-પ્રભાથી ચળકતા, મીણ (ચોપડીને) સાફ કરેલા વસ્ત્ર જેવા લાલ પોતાના અધરનું પ્રતિબિમ્બ નિહાળતી હતી; અને ચૈત્રલની તૂંડથી મદનકલહંસ એના કર્ણમાં પહેરેલા શિરીષ પુષ્પ ઉપર દૃષ્ટિ રાખી આજુબાજુ ફરતો હતો તેથી જાણે પ્રભાત-ચંદ્ર ગમન-સમય થયાથી એની પ્રણામસહિત પ્રદક્ષિણા કરતો હોય એમ દેખાતું હતું!!—(કાદમ્બરીને જોઈ) તેની પાસે જઈ, નમસ્કાર કરી, રાજપુત્ર તેજ વેદિકામાં મૂકેલા એક આસન ઉપર બેઠો; અને થોડીવાર પછી મહાશ્વેતાના મુખ સામું જોઈ જરા મલકાઈને જરા હસ્યો. એટલા ઉપરથીજ એ એનો અભિપ્રાય સમજી ગઈ અને કાદમ્બરીને કહેવા લાગીઃ—સખિ! ચંદ્રકાન્ત જેમ ચંદ્રકિરણથી તેમ ચંદ્રાપીડ ત્હારા ગુણથી આર્દ્ર થઈ ગયા છે, એટલે બોલી શકતા નથી પણ એમને જવાની વૃત્તિ થઈ છે, કેમકે પછવાડે આખુ રાજચક્ર એમનો વૃત્તાન્ત જાણ્યા વિના દુઃખી થતું હશે. વળી દૂર રહ્યા છતાં પણ તમારી બન્નેની પ્રીતિ હવે તો કમલિની અને સૂર્ય તથા કુમુદિની અને ચંદ્રની (પ્રીતિની) પેઠે પ્રલયકાલ સુધી રહેવાની; માટે તું એમને જવાની અનુજ્ઞા આપ.

આ સાંભળી કાદમ્બરીએ પ્રત્યુત્તર આપ્યોઃ—સખિ! જેમ એમનો અંતરાત્મા તેમ હું અને મ્હારા સર્વ પરિજન કુમારને સ્વાધીન છિયે એટલે આમાં અનુરોધ જેવું શું છે?—એવું કહી, ગંધર્વ-કુમારોને બોલાવી એણે આજ્ઞા કરી કે જાઓ, રાજકુમારને એમના દેશમાં મૂકી આવો. એ પછી ચંદ્રાપીડે ઉઠીને પ્રથમ મહાશ્વેતાને અને પછી કાદમ્બરીને પ્રણામ કર્યો; તે વેળા એની પ્રેમાળ આંખ તથા મન પોતાના ભણી આકૃષ્ટ થયાથી એ કહેવા લાગ્યોઃ—દેવિ! શું કહું? બહુ બોલનારા ઉપર લોક વિશ્વાસ રાખતા નથી માટે (ટુંકામાં એટલુંજ કે) પરિજનકથામાં મને કૃપા કરીને સંભારશો.—એટલું કહી કન્યાઓના અન્તઃપુરમાંથી પોતે નીસર્યો. તેના ગુણગૌરવથી આકૃષ્ટ થયેલી, કાદમ્બરી સિવાય બીજી સર્વ કન્યાઓ જાણે પરવશ હોય તેમ, તે જતો હતો તેની પછવાડે બ્હાર તોરણ સુધી આવી. પછી તે બધી પાછી ગઈ એટલે રાજપુત્ર, કેયૂરકે આણેલા અશ્વ ઉપર બેસીને, પાછળ આવતા પેલા ગંધર્વ-કુમારો સહિત હેમકૂટમાંથી ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં ચિત્રરથ-તનયા કેવલ એના અન્તરમાંજ નહિ પણ બ્હારથી પણ સર્વ આશાનું અંતરરૂપ થઈ પડી—એનું મન તન્મય હોવાથી તે જાણે અસહ્ય વિરહવેદનાને લીધે પશ્ચાત્તાપે પોતાની પછવાડે આવતી હોય, આગળ આવીને જાણે માર્ગ રૂંધતી હોય, વિયોગથી વ્યાકુલ હૃદયમાં ઉત્પન્ન થતી ઉત્કલિકાના[2] આવેશથી જાણે આકાશમાં જતી રહી હોય, અને વિરહાતુર ચિત્તને લીધે વદન બરાબર નિહાળવાને જાણે ફેરરસ્તામાં આવીને બેઠી હોય એમ એ (સર્વ સ્થલે) તેને ને તેનેજ દેખવા લાગ્યો.[3] પછી ધીરે ધીરે જ્યારે મહાશ્વેતાના આશ્રમ પાસે એ આવી

1. આશા-અભિલાષ; દિશા. 2. ઉત્કલિકા—જુઓ પૃ. ૧૭૭ ટી. ૩. 3. માધવ પણ માલતીને આમજ સર્વ સ્થલે દેખે છેઃ—

पश्यामि तामित इतः पुरतश्च पश्चादन्तर्बहिः परित एव विवर्तमानाम्॥

પીડવા લાગ્યો તેથી તરફડિયાં મારી મારીને, આખી રાત એમણે, કોણ જાણે શીએ આંખ થયાથી—મંગલ પ્રદીપ, કુમુદ-સમૂહ અને ચક્રવાકની સાથેજ—ઉઘાડી આંખે મહા મહા દુઃખે વીતાડી. પછી સવાર પડતું લાગે મને બોલાવીને આપના સમાચાર લાવવા સારૂ જવાની આજ્ઞા કરી.

આ સાંભળીને ચંદ્રાપીડ જવાની ઇચ્છાથી—અશ્વ લાવો એમ કહેતો કહેતો ત્યાંથી બ્હાર નીકળ્યો; અને પ્રયાણ માંડીને અશ્વપાલે સત્વર આણેલા ઇન્દ્રાયુધ ઉપર સ્વાર થઈ, પછવાડે પત્રલેખાને બેસારી, સૈન્ય ઉપર વૈશમ્પાયનને સ્થાપી, સર્વ પરિજનને પાછા વાળી, બીજે ઘોડે બેસીનેજ પાછળ આવતા કેયૂરકની સાથે હેમકૂટ ભણી ચાલ્યો. ચાલતાં ચાલતાં કાદમ્બરીના મહેલના દ્વાર પાસે આવી પહોંચ્યો ત્યારે ઘોડેથી એ ઉતર્યો. ઉતરીને અશ્વ દ્વારપાલને સોંપી, કાદમ્બરીનું પ્રથમ દર્શન કરવાને ઉત્સુક પત્રલેખાને પછવાડે લઈ, મહેલમાં પ્રવેશ કરી, સામા આવતા એક વંઢલને પૂછવા લાગ્યો કેઃ—દેવી કાદમ્બરી ક્યાં છે? તેણે પ્રણામ કરી ઉત્તર દીધો કેઃ—દેવ! મત્ત મયૂરવાળા ક્રીડાપર્વતની નીચે કમલ-સરોવરને તીરે રચેલા હિમ-ગૃહમાં[1] દેવી વિરાજે છે.—આ સાંભળી, કેયૂરકે બતાવેલે માર્ગ પ્રમદ-વનમાં થઈને એ કેટલેક દૂર ગયો એટલે મરકત જેવાં લીલાં કદલી-વનની પ્રભાથી રવિ-કિરણ લીલા ઘાસ જેવા તથા દિવસ લીલો છમ હોય એવો દેખાવા લાગ્યો, અને તે વનની વચ્ચે કમલ-ગન્ધથી નિરંતર ઢંકાઈ ગયેલું હિમ-ગૃહ એની દૃષ્ટિયે પડ્યું. તેમાંથી બ્હાર નીકળતી, શિશિર ઉપચારમાં કુશલ, કાદમ્બરીની શરીર-સેવા કરનાર દાસીઓને એણે જોઈ.—તેઓ ભીનાં વસ્ત્રના છળમાં જાણે અચ્છોદ સરોવરના જલથી ઢંકાઈ ગઈ હોય એવી દેખાતી હતી; હાથ ઉપર રાખેલા મૃણાલ-વલયને લીધે આભૂષણથી જાણે તેમનાં અવયવ ધોળાં ધોળાં થઈ ગયાં હોય એવાં લાગતાં હતાં; તેમના એક કર્ણમાં પેહેરેલાં આછા શ્વેત રંગનાં કેતકી-ગર્ભપત્રનાં આભૂષણ દંતપત્રની શોભાને પણ હરાવતાં હતાં; તેમનાં મુખારવિંદ ઉપર સૌભાગ્ય-પટ્ટ જેવાં[2] ચંદન-તિલક રચેલાં હતાં; ગાલ ઉપર ચંદન-બિંદુનું તિલક કાઢ્યાથી દિવસે પણ જાણે સ્પર્શ-લોભથી ચંદ્ર-પ્રતિબિંબ ત્યાં આવીને રહ્યું હોય એમ દેખાતું હતું; શિરીષ કરતાં પણ શોભામાં ચઢે એવી શૈવલ-મંજરીઓનાં તેમણે કર્ણપૂર પેહેરેલાં હતાં; કર્પૂરની રજથી ધૂસર થયેલાં, આછો ચંદન-રસ ચોપડેલાં, બકુલાવલી રૂપી વલયવાળાં સ્તન ઉપર તેમણે કમલ-પત્ર રૂપી વસ્ત્ર મૂકેલાં હતાં; વારંવાર ચંદનલેપ લઈ જવાથી ધોળા થયેલા હોવાને લીધે, જાણે સંતાપ-રોગથી ચંદ્ર-કિરણ મસળી નાંખ્યા હોય એવા દીસતા હાથમાં તેઓએ મૃણાલ-દંડવાળાં બિસ-તન્તુમય ચામર લીધેલાં હતાં; ઉન્નાલ[3] કમલ, કુમુદ, કુવલય, કદલી-પત્ર, કમલિની-પત્ર તથા પુષ્પનાં ઝુમખાં છત્રના આકારમાં ધરીને તેઓએ છાયા કરેલી હતી; અને (ભેગી થવાથી) તેઓ જલદેવતાઓની જાણે સભા હોય, વરુણ-પ્રિયાઓની જાણે મંડળી હોય, શરદૃતુની જાણે સમાજ હોય, તથા સરસીઓની[4] જાણે શ્રેણી હોય એવી શોભતી હતી!!

---

૧. તાપ જ્યાં નડે નહિ એવું શીતલ ગૃહ. કાદમ્બરી મદન-દાહ મટાડવા તે સમયમાં એ હિમ-ગૃહમાં રહી હતી ૨. સૌભાગ્યનો પટ્ટો હોય એવાં. સૌભાગ્ય સારૂ જુઓ પૃ. ૧૬૩ ટી. ૧. ૩, ઉપર રાખેલા નાળ-દંડ-વાળાં. ૪. સરસી=નાની તળાવડી.

તે દાસીઓએ પ્રણામ કરી, પાદનખનો સાંધી દાહ થશે એવી જાણે બ્હીકથી સત્વર ખસી જઇ એને માર્ગ આપ્યો એટલે—જે કેળના તોરણ પાસે ચંદન-પંકની વેદિકો બનાવેલી હતી, પુંડરીકની કળિયો રૂપી જેમને ઘંટાઓ બાંધેલી હતી, વિકસિત સિંધુવાર પુષ્પની મંજરીનાં જેમને ચામર હતાં, મ્હોટી મ્હોટી મલ્લિકાની કળિયોના હાર જેમને લટકાવેલા હતા લવંગ-પલ્લવ તથા ચંદનની જેમને માલાઓ બાંધેલી હતી, કુમુદ પુષ્પના હારવાળી ધ્વજાઓ જ્યાં ફરફરતી હતી, અને મૃણાલની છડી હાથમાં લઇને, સુંદર કુસુમાભૂષણ ધારણ કરીને, સાક્ષાત્ વસંતલક્ષ્મી જેવી દ્વારપાલિકાઓ જ્યાં ઉભી રહેલી હતી—તે તોરણ તળે થઇને આગળ સર્વ બાજુએ જોતો જોતો એ ચાલ્યો તો કોઈ સ્થલે, બંને કિનારે તમાલ-પલ્લવ રોપીને કરેલી વન-લેખાવાળી, તથા કુમુદ-ધૂલિ રૂપી રેતીથી બનાવેલી પુલિન-માલાવાળી, ચંદન-રસની ગૃહ-નદીઓ એણે વહેતી દીઠી; કોઇ સ્થલે નિચુલ વૃક્ષની મંજરીના રક્ત ચામરવાળા બીના ચંદરવાની નીચે, સિંદૂરથી રંગેલાં ભૂતલ ઉપર, રક્ત કમલનાં શયન પથરાતાં જોયાં; કોઈ સ્થલે, સ્પર્શથીજ જણાય એવી સુંદર ભીંતોવાળાં સ્ફટિક-ગૃહમાં એલાયચીનો રસ છંટાતો જોયો; કોઈ સ્થલે, શિરીષનાં કેસરથી રચેલી નવતૃણમય ભૂમિવાળાં મૃણાલ-ધારાગૃહનાં શિખર ઉપર મૂકાતાં, ધારાકદંબ ( નામે વૃક્ષ ) ની ધૂળથી ધૂસર થયેલાં યંત્ર-મયૂરોનાં ટોળાં જોયાં; કોઈ સ્થલે, આંબાના રસમાં પલાળેલાં જંબુ-પલ્લવ પર્ણકુટીઓના અભ્યંતરમાં ઢંકાતાં જોયાં; કોઇ સ્થલે, કૃત્રિમ હાથીનાં બચ્ચાંની ક્રીડાથી આકુલ થતી કાંચન-કમલિનીઓ જોઈ; કોઈ સ્થલે, સુવર્ણ રૂપી ચૂનાનાં જ્યાં કામને અર્થે આસન બાંધ્યાં હતાં એવા, ગંધોદક ભરેલા કુવાઓમાં, કમલ-પત્રપુટના રેંટ જોયા, જેમના ચક્રની આરા સ્થૂલ મૃણાલ-લતા રૂપી દંડની બનાવેલી હતી, જેમનાં પાણીનાં વાસણ કેતકી પત્રનાં હતાં, અને જે કુવલયાવલી રૂપી રજ્જુઓથી ફરતા હતા; કોઇ સ્થલે, સ્ફટિકમય બગલાઓ ( નાં મુખ ) માંથી નીકળતી જલધારાઓ વાળી તથા ચિત્રેલા ઇન્દ્રધનુષવાળી, ફરતી, કૃત્રિમ-મેઘ-માલા જોઇ; કોઈ સ્થલે, જેમને તીરે ધોળા યવાઙ્કુર ઉગેલા હતા, તથા જેમના તરંગ તરતી માલતી-પુષ્પની નાની નાની કળિયોથી વિષમ દેખાતા હતા એવી, હરિચંદન-રસની વાપિકાઓમાં એણે હાર-લતાને શીતલ કરવામાં આવતી જોઈ; કોઈ સ્થલે, યંત્ર-વૃક્ષો એના જોવામાં આવ્યાં, જેમની આસપાસ મોતીના ભૂકાથી ક્યારા બાંધેલા હતા, તથા અહર્નિશ જેમાંથી સ્થૂલ જલબિંદુનો વર્ષાદ વર્ષતો હતો; કોઇ સ્થલે ફડફડતી પાંખોમાંથી ઉડતા જલકણવડે બધે ઝાકળ પ્રસારીને ભ્રમણ કરતી, પત્રનાં પક્ષિયોની યંત્રમય હારો દીઠી; કોઈ સ્થલે, પુષ્પ-હારના હિંદોળા જોયા જ્યાં ભ્રમર રૂપી ઘુઘરિયોની હારમાંથી અતિશય તીક્ષ્ણ સ્વર નીકળતો હતો; કોઇ સ્થલે, સુવર્ણ કલશનો એણે પ્રવેશ થતો જોયો, જેમનાં મુખ, અન્દર ઉગી બ્હાર નીકળી આવતાં, ઉંચા દંડવાળાં કમલનાં પત્રથી છવાઇ ગયાં હતાં; કોઈ સ્થલે, કદલી-ગર્ભ-સ્તંભ રૂપી દંડવાળાં, સુંદર વંશ જેવાં, પુષ્પનાં ઝુમખાંનાં છત્ર બંધાતાં જોયાં; કોઈ સ્થલે, મૃણાલ-તન્તુમય વસ્ત્રોને, હાથમાં ચોળેલાં કર્પૂર-પલ્લવના રસ વડે સુગંધિ કરવામાં આવતાં દીઠાં; કોઇ સ્થલે, લવલી-ફલના રસમાં મલ્લિકા-મંજરીનાં કર્ણપૂરને પલાળાતાં જોયાં; અને કોઇ સ્થલે પથ્થરનાં વાસણમાં ભરેલા શીતલ ઔષધિ-રસને કમલ પત્રના પંખાથી પવન નંખાતો જોયો;—આવા આવા પ્રકારનાં શિશિરોપચારનાં સાધન પરિજનોએ તૈયાર કરી રાખ્યાં હતાં તથા કરતા હતા તે સઘળાં જોતો જોતો રાજપુત્ર હિમગૃહના મધ્યભાગમાં આવી પહોંચ્યો. તે મધ્યભાગ જાણે હિમાલયના હૃદય



હિમગૃહમાં કાદમ્બરી.

જેવો, વરુણ દેવના જલક્રીડા-ગૃહ જેવો, સર્વ ચંદ્રકલાઓના પ્રસવ-સ્થાન જેવો, સર્વ ચંદન-વન-દેવતાઓના કુલગૃહ જેવો, સર્વ ચંદ્રમણિયોની જન્મભૂમિ જેવો, સર્વ માઘમાસની રાત્રિયોના નિવાસ જેવો, સર્વ વર્ષાઋતુઓના સંકેત-ગૃહ જેવો, સર્વ નદીઓને ગ્રીષ્મનો તાપ દૂર કરવાના સ્થલ જેવો, સર્વ સાગરોને વડવાગ્નિનો સંતાપ શમાવવાના સ્થાન જેવો, સર્વ જલધરોને વિદ્યુતનો અગ્નિદાહ શાન્ત કરવાના સ્થલ જેવો, કુમુદિનીઓને ચંદ્ર-વિયોગથી દુઃસહ થઈ પડતા દિવસ ગાળવાના સ્થાન જેવો, અને કામદેવને હર-હુતાશન ઓલવવાના ક્ષેત્ર જેવો હતો !! ત્યાં જલયંત્રમાંથી નીકળતી હજારો ધારાઓવડે દૂર થયેલા સૂર્ય-કિરણો પણ જાણે અતિ શીત સ્પર્શના ભયથી નિવૃત્ત થયા હોય તેમ આવતા ન હતા. કદંબ-કેસર સહિત વાતા પવન પણ જાણે કંટકિત થયા હોય એમ અનુગમન કરતા હતા.[1] આજુબાજુ આવેલાં કદલીવનનાં પત્ર પવનથી હાલતાં હતાં તેથી તે (વન) પણ જાણે શીતલતાથી કંપતાં હતાં ! પુષ્પના સુવાસથી મદમત્ત થઇને ગુંજાર કરતા ભ્રમરો પણ ત્યાં જાણે દંત-વીણાનો[2] શબ્દ કરતા હતા! અને નિરંતર ભરાયલાં ભ્રમર-વૃન્દથી ઢંકાઇ ગયેલી ત્યાંની લતાઓ પણ જાણે શ્યામ વસ્ત્ર ઓઢીને ઉભી હોય એવી શોભતી હતી !! ધીમે ધીમે અંતરમાં તથા બ્હાર ત્યાંનો અતિ દૃઢ, પિંડ રૂપે જાણે હરી શકાય એવો, અતિ શીતલ સ્પર્શ થવાથી રાજકુમાર પોતાના મનને ચંદ્રમય ગણવા લાગ્યો, ઇન્દ્રિયોને કુમુદમય ગણવા લાગ્યો ! અવયવોને ચંદ્રિકામય ગણવા લાગ્યો, અને બુદ્ધિને મૃણાલિકામય ગણવા લાગ્યો ! વળી સૂર્ય-કિરણને એ હિમમય ધારવા લાગ્યો, તાપને ચંદનમય, પવનને કર્પૂરમય, કાલને જલમય, અને સકલ ત્રિભુવનને તુષારમય ધારવા લાગ્યો !

એ પ્રકારના તે હિમગૃહના મધ્યભાગમાં એક પાસ સખીઓનાં ટોળાંની વચ્ચે ભગવતી ગંગા જાણે સર્વ સરિતાની સાથે હિમાલયની ગુહાને તળિયે ગઈ હોય એવી કાદમ્બરીને તેણે મૃણાલ-દંડની એક મંડપિકા, જેની આજુબાજુ ચક્રને આકારે કર્પૂર-રસનો પ્રવાહ નદીની પેઠે વહેતો હતો તેના તલ ઉપર કુસુમ-શયનમાં સૂતેલી દીઠી. હાર, બાજુબંધ, કંકણ, મેખલા અને નૂપુરના આકારમાં, કામદેવે ઈર્ષ્યાથી એને જાણે મૃણાલ-મય સાંકળોથી બાંધી લીધી હતી !! ચંદનથી ધવલ થયેલા એના લલાટમાં જાણે ચંદ્રે સ્પર્શ કીધો હતો !! અશ્રુજલ જેમાંથી વહેતાં હતાં એવાં ચક્ષુ ઉપર જાણે વરુણ દેવે ચુમ્બન કીધું હતું !! નિશ્વાસ-પવન જેમાંથી વધારે વધારે નીકળ્યાં કરતો હતો એવા મુખ ઉપર જાણે વાયુએ એને દંશ દીધો હતો !! સંતાપથી તપી ગયેલાં અંગે અંગમાં જાણે સૂર્યે વાસ કીધો હતો !! કામાગ્નિથી પ્રજ્વલિત અંતઃકરણમાં જાણે અગ્નિદેવે પ્રવેશ કીધો હતો !! સ્વેદ-યુક્ત શરીર ઉપર જાણે જલે આલિંગન દીધું હતું.—એમ જાણે દેવતાઓએ પોતેજ એનું સૌભાગ્ય સર્વ અવયવોમાંથી લૂટી લીધું હતું !! હૃદયની સાથે એનાં સર્વ અવયવ (પણ) પ્રિયતમ પાસે જાણે જતાં રહ્યાં હોય તેમ એ દુર્બલ દેખાતી હતી ! અહર્નિશ હારનો સ્પર્શ થવાથી જાણે મોતીનો કિરણ-સમૂહ ચ્હોટી રહ્યો હોય એવો એનો, જરા મુકાયલા ચંદન-લેપથી ધોળો થયેલો રોમાંચ શોભતો હતો !! સ્વેદ-

૧. પવન સાથે કદંબના કેસર—ઝીણા રેસા—આવે માટે એમ જણાય કે ટાઢથી એનાં જાણે રૂવાં ઉભાં થયેલાં ! ૨. દાંત કકડાવવાથી થતો શબ્દ. ભ્રમર ગણગણે તે જાણે ટાઢથી દાંત કકડાવતા હોય એવું લાગે. ૩. મતલબ કે અચેતનને પણ ત્યાં ટાઢ વાની હોય એમ લાગતું તો સચેતનની શી વાત !

જલકણથી ભરેલા એના ગાલ ઉપર પાંખોવડે પવન નાંખીને, કર્ણપૂર ઉપરના મધુકર જાણે પોતાની અનુકંપા દર્શાવતા હતા!! કર્ણપુર ઉપરના મધુકરના ગુંજાર રૂપી અગ્નિથી શ્રવણ દગ્ધ થયો હોય તેમ તેના ઉપર, આંખના ખૂણામાંથી નીકળતા અશ્રુ-પ્રવાહ વડે એ સિંચન કરતી હતી!! વેગથી વહેતા અશ્રુ-પ્રવાહને સારૂ પ્રણાલિકા રચતી હોય તેમ એ પોતાના કર્ણમાં કર્પૂર-કેતકીની કળિ પેહેરતી હતી. સંતાપથી ભય પામીને નાસી જતા દેહ-પ્રભાના સમૂહ જેવું એનું વસ્ત્ર દીર્ઘ દીર્ઘ શ્વાસથી કંપીને સ્તન-કલશ ઉપરથી ખસી જતું હતું. હાલતાં ચામરનાં પ્રતિબિમ્બ એ કુચ-કલશ ઉપર પડવાથી, પ્રાણનાથની પાસે જવાના ઔત્સુક્યને લીધે જાણે પાંખો ઉત્પન્ન કરી (ને તેઓ ઉડવા જતાં) હોય તેમ તેમને પોતાના હાથવડે એ દાબી રાખતી હતી!! વારંવાર હિમ શિલાની પૂતળીઓને ભૂજ-લતાથી ભેટતી હતી. વારંવાર કર્પૂરની પૂતળીઓને ગાલથી આલિંગન દેતી હતી. વારંવાર ચરણારવિંદવડે, ચંદન-પંકની પ્રતિમાને સ્પર્શ કરતી હતી. સ્તનમાં (પ્રતિબિંબ રૂપે) પડેલું એનું મુખ પણ જાણે આતુર થયું હોય તેમ વાંકુ વળી વળીને એની સામું જોતું હતું! કર્ણપૂરનું પલ્લવ પણ જાણે ઉત્કંઠિત થયું હોય તેમ, પોતાના પ્રતિબિમ્બ-સ્થલમા રહીને એના ગાલ ઉપર ચુંબન કરતું હતું! **મુક્તાત્મે**[1] હાર પણ જાણે મદન-પરવશ થયા હોય તેમ કર પ્રસારી એને આલિંગતા હતા. મણિ-દર્પણ એણે પોતાની છાતી ઉપર રાખ્યું હતું તેથી, ચંદ્રને જાણે એ જીવિત-સ્પર્શ-મય સોગન ખવરાવતી હતી કે—આજ ઉગીશ નહિ!![2] હાથણીની પેઠે એ સામે આવતા **પ્રમદવન** [ના] **ગંધ-વારણ** સારૂ **કર** પ્રસારતી હતી.[3] જાણે પ્રસ્થાન કરતી હોય તેમ એને **દક્ષિણ** [ભાગમાં] **વાતમૃગ**નું આગમન અશુભ લાગતું હતું.[4] મદનને સ્નાન કરવાની જાણે વેદિ હોય તેમ એની **પાર્શ્વે** ઉપર કમલથી ઢાંકેલા અને ચંદન વડે ધવલ થયેલા **પયોધર**-કલશ શોભતા હતા.[5] આકાશ-કમલિનીની પેઠે એનામાં સ્વચ્છ **અંબર** તળેથી મૃણાલ જેવું કોમલ ઊરુ-**મૂલ** દેખાઇ આવતું હતું.[6] કામદેવની ધનુર્લેખા હોય તેમ **મદન**ની આરોપેલી **ગુણ-કોટિથી** એ વધારે સુશોભિત લાગતી હતી.[7] વસંત-દેવતા જેવી એ **શિશિર-હારિણી** હતી.[8] ભ્રમરીની પેઠે એ **કુસુમ-માર્ગણથી** આકુલ વ્યાકુલ થઈ ગઇ હતી.[9] ચંદનનો લેપ કર્યા છતાં પણ એ **અનંગ-રાગિણી** હતી.[10] બાલા છતાં પણ **મન્મથ-જનની**

---

૧. મુક્તિ પામ્યો છે આત્મા જેગનો એવા; (બીજે અર્થે) મોતીના બનેલા. ૨. મણિદર્પણ ચંદ્ર જેવું ગણ્યું; તે છાતી ઉપર રાખેવું એટલે જીવને સ્પર્શ કરે. માટે જાણે એ ચંદ્રને સોગન ખવરાવી કહેતી વિ૦ વિ૦, કારણ કે કામપીડામાં ચંદ્રોદય ખમી શકાય નહિ. ૩. કાદમ્બરી પોતાની સામે આવતા પ્રમદવન-વાડી-ના ગંધનું વારણ કરના, ગંધને અટકાવવા-હાથ લાંબો કરતી; હાવણી, પ્રમદ-મદમસ્ત, વન-ગંધ-વારણ વનનો ગંધગજ સામે આવતો જોઇ શુંઢ પ્રસારે. ૪. કા૦ ને દક્ષિણ વાત-પવન, વળી મૃગ કસ્તૂરીનો વાસ-આવતો તે ગમતો નહિ; પ્રસ્થાન કરનારને શુકનમાં જો દક્ષિણે વાતમૃગ (એ નામનો મૃગ) આવે તો અશુભ ગણાય છે. ૫. પયોધર-કલશ=સ્તન રૂપ કલશ; અને પય.-પાણી, ભરેલા કલશ. પાર્શ્વ=બાજુ. ૬. જુઓ પૃ. ૧૬૪ ટી. ૯. ૭. મદન=કામદેવ; એ નામનું વૃક્ષ. ગુણ કોટિ=લાખો ગુણ; અને પણછની ટોચ. ૮. શિશિર૦=ઠંડા હાર વાળી; ટાઢને હરી લેનારી. ૯. કુસુમ૦=કુસુમનાં માર્ગણ-બાણ-વાળો-કામ; કુસુમનું માર્ગણ-શોધવું. ૧૦. અનંગ૦=અન+અંગ-રાગિણી=અંગરાગ-લેપ વિનાની, એ વિરોધ. શમાવતાં-અનંગ-રાગિણી=કામે ઉત્પન્ન કરેલા રાગવાળી, પ્રીતિવાળી

વનિતાની સ્ત્રીઓમાં પ્રજાપતિયે પક્ષપાત કર્યો દેખાય છે ! પત્રલેખાએ પ્રણામ કર્યો એટલે એણે આદર સહિત—આવ, આવ, કહીને એને પોતાની પાસે પાછળ સર્વ આશ્ચર્ય પામેલી દાસીઓના દેખતાં બેસારી; અને જોતાંજ અતિશય પ્રેમ ઉત્પન્ન થવાથી વારેવારે એને બાઝી બાઝીને એ પોતાનો કર-પલ્લવનો સ્પર્શ કરવા લાગી.

ચંદ્રાપીડના આગમનને ઉચિત સર્વ ક્રિયાઓ થોડીવારમાં થઈ રહી એટલે કાદમ્બરીને આવી અવસ્થામાં આવી પડેલી જોઇને એને વિચાર થયો કે.—મ્હારૂં અતિમૂઢ હૃદય હજી પણ માનતું નથી. માટે લાવ એને કંઇક યુક્તિબધ વાતચિત કરીને પૂછી જોઉં. એમ વિચાર કરીને એ કહેવા લાગ્યો:—દેવિ ! હુ જાણું છું કે તમે **કામરતિને** લીધે આ અતિસંતાપકારક તીવ્ર વ્યાધિ સહન કરો છો. સુતનુ ! ખરેખર અમને જેટલી એથી પીડા થાય છે તેટલી તમને નહિ થતી હોય; (માટે) દેહ-દાનથકી પણ તમને હુ સ્વસ્થ કરવા ઇચ્છું છુ. તમને કંપતાં જોઇ **અનુકંપ** [૨] કરતાં, તથા **કુસુમ** [માં] **પીડાથી** પડેલાં જોતાં મ્હારૂ હૃદય જાણે (નીકળી) પડે છે. તમારી કૃશ ભુજ-લતા **અનંગદ** થઈ છે. ગાઢ સંતાપને લીધે તમારી દૃષ્ટિમાં સ્થલ-કમલિનીની સમાન **રક્તતામરસ** [૨] દેખાય છે. અહર્નિશ અશ્રુબિંદુ પાડીને તમે વળી **મુક્તાભરણતા** ધારણ કરેલી છે. ( તો હવે ) **સ્વયંવરયોગ્ય** મંગલ ભૂષણ ગ્રહણ કરો, કેમ જે **નબાલતા** તો **કુસુમ-શિલીમુખ** સહિતજ શોભે.—કાદમ્બરી બાલ્યાવસ્થામાં હોવાથી સ્વભાવે હતી તો મુગ્ધા પણ જાણે કામદેવે બુદ્ધિને ઉપદેશ કર્યો હોય તેમ રાજકુમારનું આ સર્વ વ્યંગ્ય ભાષણ સમજી ગઈ પરંતુ એટલે બધે દૂર ગયેલા પોતાના મનોરથ સંભવિત નહિ હોય એમ ધારી શરમાઇ જવાથી ચૂપ રહી, મુખ-સુગંધથી ભરાયલા ભ્રમરોના અંધકારમાં ઢંકાઇ ગયેલા ચંદ્રપાદને જાણે જોવાને ઇચ્છતી હોય તેમ તેજ ક્ષણે, બીજું કંઈક બ્હાનુ કાઢી જરા સ્મિત-પ્રકાશ કરવા લાગી. પછી મદલેખાએ પ્રત્યુત્તર દીધો:—રાજપુત્ર ! શું કહું? આ સંતાપ અતિદારુણ અને કહી શકાય નહિ એવો છે. તેમાં વળી દેવી કુમાર-ભાવ-યુક્ત છે એટલે એમને શાની પીડા ન થાય ? કમલિની ને શીતલ પલ્લવ પણ એમને અગ્નિ-દાહ

---

૧. કે આ સઘળી પીડા એને મ્હારે લીધે થાય છે, ને મ્હારા ઉપર એ આસક્ત થઇ છે.
૨. આ ભાષણનો એક અર્થ કાદમ્બરી અને એના ચતુર પરિજનજ સમજી શકે તેવો, ને બીજો સાધારણ મંડળને લાગુ પડે તેવો છે. અહીં સભંગ શબ્દશ્લેષ હોવાથી બીજા શબ્દ મૂક્તાં અલંકારની ખુબી જતી રહે માટે એજ શબ્દ રાખવા પડ્યા છે, જો કે તેમ કરતાં એક બે સંસ્કૃત રૂપ પણ અંદર રહેવા દેવાની જરૂર પડી છે. કામરતિ=પ્રેમ; અને કામ=બોધક, અરતિ=મંદવાડ, દરદ. અનુકંપ=બીજાને કંપતાં જોઇ કંપવું; અનુકંપા=દયા. કુસુમ-પીડાથી=કામબાણની પીડાથી; કુસુમમાં=કુસુમના શયનમાં. અનંગદ=અનંગ—કામ—ને ઉત્પન્ન કરે એવી; ( અન+અંગદ ) અંગદ—બાજુબંધ—જ્યાં રહી શકે નહિ એવી પાતળી. રક્તતામરસ= રક્તતા ( મ. ) + અરસ=દુ:ખકારક રક્તતા—અનુરક્તતા, રતાશ; રક્ત + તામરસ=રાતાં કમલ ( તેના જેવાં લોચન દેખાય ). મુક્તાભરણ વિ૦=( પીડાને લીધે ) આભરણ મુક્ત કર્યાં છે—તજી દીધાં છે; ( અશ્રુ-બિંદુરૂપી ) મુક્તાભરણ—મોતીનાં આભૂષણ—પહેર્યાં છે. સ્વયંવ૦=સ્વયંવરને યોગ્ય; સ્વયં—પોતાની મેળે, વર—ઉત્તમ—(સ્ત્રી) ને યોગ્ય વિ૦. નબાલતા=જેને બાલતા નથી તે=યુવતી; ( બીજી વાર ) નવા લતા—નવી લતા ( એમ અર્થ લેવો ). જેમ નવી લતા કુસુમ-શિલીમુખ=કુસુમ અને શિલીમુખ-ભ્રમર સહિતજ શોભે તેમ યુવતી—કુસુમનાં શિલીમુખ, બાણ, છે જેને એવો—કામ સહિતજ શોભે.

આવી રીતે ( આજ્ઞા વિના ) જવાથી, મ્હારો સ્નેહ ફૂટ કપટથી ભરેલો છે એમ તમને દેખાશે; ભક્તિ, જુદા જુદા મીઠા શબ્દો બોલવાની કુશલતા છે એમ ગણાશે; માત્ર ઉપચારથી મધુર દેખાતું આત્માર્પણ ધૂર્તપણાને તોલે થશે, અને મ્હારી વાચા તથા મન વચ્ચે ભિન્નાર્થ જણાશે. હવે મ્હારી વાત તો કોરે મુકિયે, પણ દિવ્યયોગ્ય દેવીને પણ અસ્થાને પ્રસાદ અર્પણ કરાવીને મ્હેં શરમાવા થાય એવું કર્યું છે, કેમ જે અયોગ્ય સ્થાને વ્યર્થ નાંખેલી પ્રસાદામૃતમય દૃષ્ટિયો મહાજનોને પાછળથી વૈલક્ષ્ય ઉત્પન્ન કરે છે. વળી મ્હારૂં હૃદય દેવીના કરતાં મહાશ્વેતાના તરફ જોતાં વધારે લજ્જિત થાય છે. કેમકે એમણે અસત્ય આરોપણ વડે મ્હારા ગુણનાં વખાણ કર્યાંથી તથા અસ્થાને પક્ષપાત કર્યાંથી દેવી એમને ખરેખર વારંવાર મેહેણાં મારયા કરશે. પણ હવે મ્હારે કરવું શું? પિતાની મ્હોટી આજ્ઞા માત્ર મ્હારા દેહ ઉપરજ ચાલે છે પરંતુ હૃદયે તો હેમકૂટમાં વસવાનુ વ્યસન પડ્યાથી સહસ્ર જન્માન્તર સુધી દેવીના દાસ રૂપે રહેવાનું લખી આપ્યું છે. વનમાં ભ્રમણ કરનારને જેમ ઝાડીવાળો પ્રદેશ તેમ એને દેવીનો પ્રસાદ અહીંથી ડગલું પણ આગળ ભરવા દેતો નથી.—(તોપણ) સર્વથા પિતાની આજ્ઞાથી હું ઉજ્જયિની ગયો છું ( ને એટલુંજ માગું છું કે ) પ્રસંગોપાત સજ્જન-કથામાં ચંદ્રાપીડ ચંડાલને આપ સંભારશો. પણ એમ ન માનતાં કે જીવતો હશે તો ચંદ્રાપીડ ફરીથી દેવી-ચરણારવિંદને વંદન કરવાનો આનંદ અનુભવ્યા વિના રહેશે.'[1]—( વળી કહેજે કે ) પ્રદક્ષિણા સહિત, મસ્તક વડે મહાશ્વેતાના ચરણનું વંદન કરજે; મદલેખાને પ્રણામપૂર્વક અમારો અ-શિથિલ કોમલ કહેજે; તમાલિકાને ગાઢ આલિંગન દેજે; અમારા તરફથી સર્વ કાદમ્બરી-પરિજનને કુશલ સમાચાર પૂછજે અને અંજલિ રચીને ભગવાન્ હેમકૂટને આમંત્રણ કરજે.

આ પ્રમાણે સંદેશો કહેવાની એને આજ્ઞા કરી, પોતે, વૈશમ્પાયનને કહેવા લાગ્યો કે તમે પણ સૈન્યને ક્લેશ ન પહોંચે એમ ધીરે ધીરે લઇને આવજો; એમ કહી સૈન્ય ઉપર તેને રાખ્યો, અને પોતે તે ઘોડે બેઠો હતો તેમ ને તેમજ,—પ્રયાણ કરવાના હર્ષથી ખોંખારીને કૈલાસને કંપાવી દેતા, ખરીઓના ધબકારા રૂપી તાંડવવડે પૃથ્વીનું ખંડન કરતા—અશ્વગણ સૈન્યને પછવાડે લઇને, અભિનવ કાદમ્બરી વિયોગથી હૃદય શૂન્ય છતાં પણ, પોતાના પર્યાણ પાસે ચાલતા પેલા પત્ર લાવનારને ઉજ્જયિનીના સમાચાર પૂછતો પૂછતો નીકળી પડ્યો. ચાલતાં ચાલતાં માર્ગમાં એક શૂન્ય અરણ્ય આવ્યું જેમાં અતિશય જાડાં જાડાં થડવાળાં વૃક્ષો ઘણી ખરી જગાએ જોવામાં આવતાં હતાં; વૃક્ષ-સમૂહની આસપાસ માલિની-લતાઓના મંડપ બાંધી રહ્યા હતા; ગજપતિયે પાડી નાંખેલાં ઝાડ આડે આવવાથી માર્ગ વાંકો ચૂકો લેવો પડતો હતો; માણસોએ રચેલા, કોટિ તૃણ-પર્ણ-કાષ્ઠના કૂટ વીર પુરુષો અહીં મરાયા હશે એમ સુચવતા હતા;[2] કોઇ મ્હોટા વૃક્ષ-મૂલે વન-દુર્ગાની મૂર્તિ કોરેલી દેખાતી હતી, અને તૃષિત

---

૧. અહીં સુધી કાદમ્બરીને કહેવાનો સંદેશો કહી, બાકીનું મહાશ્વેતાદિને કહેવાનું કહે છે.
૨. તૃણ કિંવા ઘાસ પાંદડાં વિગેરેના બનાવેલા ત્રિકોણ વા ચતુષ્કોણના આકારના ઢગ. " કૂટ " નો અર્થ એક ટીકાકાર ' શિખર ' લે છે. આ સંબંધી નીચેનો લેખ વિશેષ પ્રકાશ આપે છેઃ—

".It is usual to place a small white triangular flag, fixed to a bamboo staff ten or twelve feet long, at the place where a tiger has destroyed a man. It is common for the passengers also to throw each a stone or brick

પથિક જને દલ ખંડિત કરીને નાંખી દીધેલાં આમળાં પડેલાં હતાં. ભાગી તુટી ગયેલા કેટલાક ત્યાં ¹કુવા હતા તેમના તટ ઉપર વિકસિત કરંજ ( વનસ્પતિ ) ની મંજરીની રજ વેરાયેલી હતી; કાંઠે ઉગેલાં વૃક્ષોએ છર્ણું વસ્ત્રનાં ધ્વજ-ચિહ્ન બાંધેલાં હતાં;² છોટા ઉપર સુકાં પલ્લવ પાથરીને બનાવેલી ખેહકાથી, પથિક જનોએ ત્યાં વિસામો ખાધો હશે એમ જણાતું હતું; તેમના કાંઠા ઉપર પડેલાં પલ્લવ, વિશ્રાન્તિને અર્થે બેઠેલા યાત્રાળુઓના ફાટી ગયેલા ચરણ ઉપરની ધૂળ લાગવાથી ધૂસર થઇ ગયાં હતાં; તેમનું જલ, વિવિધ જાતિનાં પત્ર પડવાથી દુર્ગન્ધિ, અશિશિર, પંકમય, વિવર્ણ તથા સ્વાદરહિત થઈ ગયું હતું; અને સંધાડેલા વેલાઓ સાથે બાંધેલી, પત્રપુટયુક્ત તૃણપૂલિયોનાં ચિહ્નથી તેઓ ઓળખાઈ આવતા હતા.—આ કુવાઓમાં (સ્વચ્છ) જલ અસુલભ હોવાથી એ પ્રદેશ વિકટ લાગતો હતો. વળી એ અરણ્યની વચ્ચે વચ્ચે, સુકાઇ ગયેલી કેટલીક ગિરિ-નદીઓથી કરીને ભૂમિ સમ-વિષમ થઈ ગઈ હતી; તેમનાં તીર મધુબિંદુ ટપકાવતાં સિંધુવાર પુષ્પની વનલેખામાંથી ઉડી આવેલી ધૂળથી ધૂસર થઇ ગયાં હતાં, કુબ્જક લતાઓ તેમના રેતીના કિનારા ઉપર નિરંતર ઉગેલી હતી, અને વટેમાર્ગુઓએ રેતી ખોદીને નાની નાની ત્યાં કુઇઓ બનાવેલી હતી તેમાંથી થોડું થોડું મલિન સલિલ મળી આવે એમ હતું.—આવા પ્રકારનું અરણ્ય જેમાં સંભળાતા કુકડા અને કૂતરાના શબ્દથી અનુમાન થઇ શકતું હતું કે ઝાડીની અંદર કોઇ નાનું ગામડું હશે ખરૂં, તેમાં આખો દિવસ ચાલ્યા પછી, જ્યારે રવિ-બિંબ આથમતું હતું તથા દિવસ તેને લીધે લાલચોળ દેખાતો હતો ત્યારે એ તે વનના એક પ્રદેશમાં આવી ચડ્યો જેમાં શિખર ઉપરજ એક પલ્લવ રહેલું હોવાથી છત્ર જેવી શોભા આપતાં, શાખા-રહિત કદંબ, શાલ્મલી તથા પલાશ વૃક્ષ ઉગેલાં હતાં; અને ઉંચા ઉંચા જેમાંથી ફણગા ફુટેલા એવાં સ્થૂલ થડની મૂલ-ગ્રંથિયોથી ભરેલાં, હરિતાલ જેવા પીળા પાકા વાંસની ડાળીઓની બનાવેલી વાડોવાળાં, પશુઓ ધાન્ય બગાડે એવી બ્હીકથી મૂકેલા તૃણ-પુરુષવાળાં, પકવ હોવાથી ¹પાણ્ડુ દીસતાં, તથા ફલિત પ્રિયંગુ વૃક્ષથી ભરેલાં વન-ક્ષેત્રો પાસે પાસે આવી રહ્યાં હતાં.—તે પ્રદેશમાં જૂના રક્ત-ચંદન-વૃક્ષની ઉપર બાંધેલો, તથા આમ તેમ વટેમાર્ગુઓના બલિદાનની જાણે વાટ જોતો એક મ્હોટો રક્ત ધ્વજ દૂરથીજ તેની નજરે પડ્યો. તે ધ્વજ ઉપર સરસ માંસના ગોળા જેવા અલક્તકપિંડ મૂકેલા હતા તથા અભિનવ રુધિર જેવો લાલ રક્ત-ચંદન-રસ છાંટેલો હતો. તેના દંડ ઉપર જિહ્વા-લતા જેવી લાલ રક્ત-પતાકાઓ હતી તથા કેશ-કલાપ જેવાં કાળાં ચામર અને વસ્ત્ર લટકતાં હતાં તેથી તરતજ મારી નાંખેલાં પ્રાણિયોનાં જાણે અવયવનાં તેને આભૂષણ સજાવ્યાં હોય એમ દેખાતું હતું ! ! મ્હોટી મ્હોટી કોડીઓથી, પરપોટાનો બનેલો હોય એવો અર્ધ-ચંદ્ર તેના ઉપર કાઢેલો હતો તેથી, તેના શિખર ઉપર જાણે પોતાના ¹સુત યમના મહિષની રક્ષાને અર્થે ઉતરી આવેલા સૂર્યે ચંદ્રને ઉતારી આણ્યો હોય એમ દીસતું હતું. તેના ઉપર, આકાશને અડકે એવડી એક સોનાની ત્રિશલિકા મૂકેલી હતી, જેના શૃંગ

near the spot, so that in the course of a little time a pile equal to a good waggon-load is collected. The sight of these flags and piles of stones imparts a certain melancholy, not perhaps altogether void of apprehension."

*Oriental Field Sports Vol. II.*

૧. દુરથી પણ મનામિગોને જણાય કે ત્યાં કુવો છે એટલા સારૂ.

સાથે બાંધેલી લોહ-શૃંખલાઓના હાલવાથી, ( ત્યાં ) લટકાવેલી ઘંટાઓનો ઘર્ઘર તથા ઘોર રવ ઉત્પન્ન થતો હતો, અને જેના ઉપર સિંહની યાળ જેવું સુંદર એક ચામર લટકાવેલું હતું.

એ જંગલની દિશામાં થોડુંક ચાલ્યા પછી તેણે કોલકીના કંટક-સમૂહ જેવાં ધોળાં વન-ગજ-દંતનાં દ્વારની અંદર ચંડિકાની એક મૂર્તિ જોઇ. ત્યાં દ્વારદેશ આગળ એક લોહ-તોરણ રચેલું હતું જેના ઉપરની રક્ત-ચામરાવલિ-યુક્ત ગોળ લોહ-દર્પણ-માલા, કપિલ કેશથી ભયંકર દીસતી શબર-મુખ-માલા જેવી લાગતી હતી.[1] ને દેવીની સામે શ્યામ શિલાની વેદિકા ઉપર એક લોહ-મહિષ બેસાડેલો હતો તેના ઉપર રક્ત ચંદનના થાપા મારેલા હતા તેથી, રુધિર વડે લાલ થયેલો યમદેવનો હાથ જાણે તેને વાગ્યો હોય એમ લાગતું હતું; અને રુધિર-બિંદુના લોભથી લલચાયેલી શૃગાલી તેનાં રક્ત લોચનને જિહ્વા-સ્પર્શ કરતી હતી. કહીંક કહીંક ત્યાં, શબર લોકે મારેલા વન-મહિષનાં લોચન જેવાં રક્ત કમલથી, કહીંક કેસરિયોના નખ જેવી અગસ્તિ પુષ્પની કળિયોથી, અને કહીંક સરુધિર વ્યાઘ્ર-નખ જેવી કિંશુક કુસુમની કળિયોથી, પવિત્ર પુષ્પનાં બલિદાન આપેલાં હતાં. અન્યત્ર, હરિણોનાં વક્ર શૃંગાગ્રથી ઉપહાર–હિંસા જાણે અંકુરિત થઇ હોય, લોહી ભરેલી સેંકડો કપાયલી જિહ્વાઓથી જાણે પલ્લવિત થઈ હોય, હજારો રક્ત નયનથી જાણે પુષ્પિત થઈ હોય, અને મુંડ-મંડલથી જાણે ફલિત થઈ હોય એમ દેખાતું હતું.[2] એના આંગણામાં ઉગેલાં રક્ત અશોક વૃક્ષની શાખાઓમાં વચ્ચે વચ્ચે નિરંતર રાતા કૂકડા ભરાઇ રહેલા હતા તેથી, ભયને લીધે તેઓ જાણે અકાલ કુસુમોદ્ગમ દર્શાવતાં હતાં ! બલિ-રુધિર પીવાની તૃષ્ણાથી આવેલા વેતાલ જેવાં તાલવૃક્ષ ફલરૂપી મુંડનો એને ઉપહાર આપતાં હતાં. પડોશમાં, જાણે શંકા-જ્વરથી કંપતાં કદલીવન, જાણે ભયથી કંટકિત થયેલાં શ્રીફલ વૃક્ષ, તથા જાણે ત્રાસથી ઉંચા થયેલા કેશવાળાં ખર્જૂર-વન ઉગ્યાથી અંધકાર વ્યાપી રહ્યો હતો. એ પ્રદેશની અંદર અંબિકાએ લડાવેલાં સિંહનાં બચ્ચાં ક્રીડા કરતે કરતે વન-ગજોનાં કુંભસ્થલ ફાડી નાંખતાં તેમાંથી ખરતાં લાલ ચોળ મોતીને,[3] નવ રુધિરથી રક્ત થયેલા ચોખાનું બલિદાન જાણીને મુગ્ધ કૂકડા લાલચથી લઇ લઈ પાછાં નાંખી દેતા હતા! અતિશય રુધિર જોઇને જાણે મૂર્છિત થઈ પડેલા, અસ્ત-સમયના લાલ ચોળ પ્રતિબિમ્બિત સૂર્યને લીધે વધારે લાલ લાલ દેખાતા રુધિર-પ્રવાહવડે ત્યાંનો ચોક ચીકણો થઈ ગયો હતો. લટકતા દીવાના ધૂમથી અંદરના મંડપના દ્વારદેશ પાસેનાં વસ્ત્ર રક્ત થયાં હતાં; મયૂરનાં ગળાંની માલા ત્યાં બાંધેલી હતી; પિષ્ટ-પિંડ જેવી ધોળેલી મ્હોટી ઘંટાઓની હાર ત્યાં લટકાવેલી હતી; તેનાં કમાડના મધ્યમાં શીસાના સિંહનાં મ્હોં હતાં તેમાં જતડાં લોખંડનાં કડાં નાંખેલાં હતાં તેનાથી દાંતનો એક આગળો દેવાતો હતો; અને ચળકતાં પીળાં, ભૂરાં તથા

૧. ગોળ લોહ-દર્પણ તે શબરનાં કાળાં મુખ જેવાં અને ચામરાવલિ તેમના કેશ જેવી કલ્પી.
૨. અહીં ખરેખરાં હોમ કરેલાં પશુઓનાં અંગ પડેલાં હતાં તેમને પુષ્પ, ફલ, પલ્લવ આદિ જોડે સરખાવીને ઉપહારહિંસા જાણે વૃક્ષ હોય એમ કલ્પ્યું છે. ૩. લોહી ચ્હોટેલું માટે લાલ. જુઓ પૃ. ૨ ટી. ૬; મેઘ; મત્સ્ય, સર્પ, ગજ, શંખ, વરાહ, શુક્તિ અને વેણુ એ આઠ સ્થલેથી મોતી નીકળે છે એમ કહેલું છે:–

जीमूतमत्स्याहिकरीन्द्रशंखवराहशुक्त्युद्भववेणुजानि ॥
मुक्ताफलानि प्रथितानि लोके तेषां तु शुक्त्युद्भवमेव भूरि ॥

રાતાં દર્પણમાં બુદ્‌બુદ-માલા[1] સ્ફુરિત થતી હતી. અંદરની બેસણી ઉપર પડતાં, સર્વ પશુઓના શરણાગત જીવ જેવાં, અલક્તકે રંગેલાં વસ્ત્રવડે એ દેવીનાં ચરણ-મૂલ ઢંકાઇ ગયાં હતાં. વળી ત્યાં પરશુ, ભાલા વિગેરે કેટલાંક જીવહિંસા કરવાનાં શસ્ત્ર હતાં—જેમાં પડેલાં કૃષ્ણ ચામરોનાં પ્રતિબિંબને લીધે, શિરચ્છેદ કરવાથી જાણે ત્યાં કેશ ચ્હોટી રહ્યા હોય એમ દેખાતું હતું—તેમની પ્રભાથી પ્રસરી ગયેલા ગાઢ અંધકારને લીધે એ ચંડિકાનો વાસ જાણે પાતાળમાં હોય એમ લાગતું હતું. બાલકોનાં મસ્તકના જાણે બનાવ્યા હોય એવા કેટલાક બિલ્વના હાર, જેમાં રક્તચંદન ચોપડેલાં હાલતાં ફલ-પલ્લવ મૂકેલાં હતાં તેમનું એણે આભૂષણ પેહેર્યું હતું. લોહી જેવા લાલ કદમ્બના ગોટાવડે પૂજાયલાં અને તેથીજ, પશુનું બલિદાન કરતાં વગાડેલા વાદ્યના તીક્ષ્ણ શબ્દથી ઉત્પન્ન થયેલા રસને લીધે જાણે રોમાંચિત હોય એવાં સર્વ એનાં અવયવ ક્રૂરતાનો દેખાવ આપતાં હતાં. એના લલાટ ઉપર સુંદર કનક મુકુટ પેહેરાવ્યો હતો; શબરસુંદરીઓએ સિંદૂરના તિલકનાં ટપકાં કીધેલાં હતાં; કર્ણમાં પેહેરેલાં દાડિમ પુષ્પની પ્રભાથી એના ગાલ લાલ લાલ દેખાતા હતા; રુધિર રૂપી તામ્બૂલથી ઓઠ રક્ત થયેલા હતા; રક્ત નયન ઉપર ભમરો ભ્રૂકુટિથી કુટિલ દેખાતી હતી; અને શરીર ઉપર કસુંબાથી રંગેલું લાલ રેશમી વસ્ત્ર હતું તેથી જાણે મહાકાલની અભિસારિકાનો વેશ ધારણ કર્યો હોય એવી એ શોભતી હતી. વળી, ભેગા થયેલા શ્યામ ગૂગલના ધૂપના ધૂમથી રક્ત થયેલી, અંદરના મંડપની દીપિકા-લતાઓ હાલતી હતી તે જાણે મહિષાસુરનાં રુધિર-બિંદુ પડવાથી લાલ થયેલી આંગળિયો હોય અને તે વડે, વન-મહિષને જાણે એ, ગર્દન ઉપર ચુંટ મટાડતાં ત્રિશૂલ-દંડ હલાવી નાંખીને કીધેલા અપરાધ સારૂ ધમકાવતી હોય એમ દેખાતું હતું! લાંબી લાંબી દાઢી વધારીને બકરા પણ જાણે વ્રત કરતા હોય; હોઠ હલાવી હલાવીને ઉંદરો પણ જાણે મંત્ર જપતા હોય; કૃષ્ણચર્મ ઓઢીને મૃગ પણ જાણે પ્રતિ-શયન[2] કરતા હોય; તથા મસ્તકમાં ઝળકતાં લાલ રત્નના કિરણને લીધે, કૃષ્ણસર્પોએ પણ જાણે માથે મણિદીપક લીધા હોય તેમ સર્વે એની આરાધના કરતા હતા, અને કઠોર વાયસો પણ સર્વ દિશાઓમાં કા કા કરીને એની સ્તુતિ કરતા હતા!!

એ ચંડિકાના મંદિરમાં એક વૃદ્ધ દ્રવિડ-ધાર્મિક રહેતો હતો. તેના શરીરને બંધ[illegible] ગયેલું ઘડ ધારીને જાણે ગોધા ગોલિકા અને કૃકલાસનાં ટોળાં[3] ત્યાં વસતાં હોય એવાં તેનાં જાડાં જાડાં નાડિયોનાં ગુંચળાંવી તેમાં ઝાળાં જાળાં પડી ગયા હતાં. તેના આખા શરીર ઉપર પડેલાં વિસ્ફોટકનાં ધારાં અલક્ષ્મીએ કોતરેલાં જાણે લક્ષણ-સ્થાન હોય એવાં લાગતાં હતાં. કર્ણપૂરને સ્થલે આણેલી તેની શિખા જાણે નાની રુદ્રાક્ષ-માલા પેહેરેલી હોય એવી શોભતી હતી. અમ્બિકાને પગે લાગવાથી તેના શ્યામ લલાટ ઉપર સોજો વધારે વધારે આવતો હતો.[4] કોઇક ઠુવાદીએ આપેલું સિદ્ધાંજન લગાવવાથી તેની એક આંખ ફુટી ગયેલી હતી તેથી અહર્નિશ બીજી આંખમાં અંજન આંજવા સારૂ એક સળીને તે ઝીણી કર્યા કરતો હતો. તેની

---

૧. બુદ્‌બુદ=જલ રુધિર આદિના પરપોટા. ૨. શુભ વા અશુભ ઇચ્છિત અર્થનું સ્વપ્નદ્વારા જ્ઞાન થાય એવા હેતુથી કોઇ દેવાલય વિ૦ માં ગુતું તે. ૩. ગોધા વિગેરે ત્રણ ઘરોળિયોની જુદી જુદી જાતિ છે. ૪. પ્રણામ કરવાથી ગાજતા નામથી[illegible] તાળુવાથી કપાળ ભૂમિ સાથે ઘસાય માટે સુજેલું.

દંતુરતાના[1] પ્રતીકારને અર્થે પ્રતિદિવસ તે કડવી તુંબડીનો સ્વેદ લેતો હતો. કંઇક કરતાં અસ્થાને ઇંટો વાગેલી તેથી, પોતાના એક શુષ્ક ભુજવડે ઉપશાન્ત (થયેલું પણ) મર્દન કર્યા કરતો હતો. ઉપરા ઉપરી કટુક-વર્તિ પ્રયોગ[2] કીધાથી તેના નેત્રમાં અંધકાર વધતો ગયો હતો. એક પથ્થર ઉપર તેણે વરાહના દાંત ભેગા કરી રાખ્યા હતા. ઇંગુદી (વૃક્ષ) ના કોશમાં ઔષધ તથા અંજનનો સંગ્રહ કરી રાખ્યો હતો. નાડીને સોયથી સીવી લેવાથી તેના ડાબા હાથની આંગળીઓ સંકોચાઈ ગઈ હતી. તેના રેશમી જોડા ઘસાઈ ગયાથી ચરણના અંગુષ્ટમાં ધારાં પડ્યાં હતાં. અપરિપક્વ રસાયન લીધાથી તેને અકાલ-જ્વર આવેલો હતો. વૃદ્ધ થયા છતાં પણ પોતે દક્ષિણ દેશનું અધિરાજ્ય પ્રાપ્ત કરવા સારૂ દુર્ગા દેવીને પ્રાર્થના કરી કરીને પીડતો હતો. કોઇ દુઃશિક્ષિત યતિએ બતાવેલું તિલક કરવામાં તેણે વિભવ મેળવવાની આશા બાંધી હતી. લીલાં પત્રનો રસ તથા કોયલાની બનાવેલી શાહીથી મલિન થયેલો એક ખડિયો પોતે લઇને ફરતો હતો. એક પટ્ટિકા ઉપર તેણે દુર્ગા દેવીનું સ્તોત્ર લખી રાખ્યું હતું. તેની પાસે તાલપત્ર ઉપર લખેલાં કેટલાંક જાદુનાં તથા તંત્ર મંત્રનાં નાનાં નાનાં પુસ્તકનો સંગ્રહ હતો જેમાંના અલક્તક રસના અક્ષર ધૂમથી રક્ત થઈ ગયા હતા. કોઇ પ્રાચીન મહાપાશુપતે શીખવેલો મહાકાલ-મત તેની પાસે લખેલો હતો. વળી તેને નિધિ-વાદનો વ્યાધિ થયો હતો;[3] ધાતુ-વાદનો વાયુ વાગ્યો હતો;[4] અને પાતાલમાં પ્રવેશ (કરવા) રૂપી પિશાચ વળગેલો હતો. કોઈ યક્ષ-કન્યા સાથે પ્રેમમાં પડવાની તેને મનગમતી ઘેલછા લાગી હતી. અદૃશ્ય થઈ જવાનાં કેટલાંક મંત્ર-સાધનનો તેણે સંગ્રહ કરી મૂક્યો હતો. શ્રીપર્વતમાં[5] થતી હજારો આશ્ચર્ય-વાર્તાઓથી તે જાણીતો હતો. ઘણી વાર તેણે સર્ષપ મંત્રીને પિશાચથી આવિષ્ટ પુરુષો ઉપર ફેંકેલા તેથી તેઓએ દોડી આવીને લપડાકો મારી મારીને તેના કાન ચપટા કરી નાંખ્યા હતા!! (દુર્ગા-પૂજન કરવા છતાં) તેણે સેવાભિમાન તજ્યું ન હતું. એક તંબુરાને આડો અવળો પકડીને તે વગાડ્યાં કરતો હતો તેનો શબ્દ સાંભળીને ઉદ્વેગ પામતા વટેમાર્ગુઓ તેની પાસે આવતા પણ ન હતા. આખો દિવસ માથું હલાવી હલાવીને તે કંઇક મચ્છરના ગણગણાટ જેવું ગાયાં કરતો હતો! સ્વદેશ-ભાષામાં રચેલા એક ભાગીરથી-સ્તોત્રને અનુસરીને નાચ્યાં કરતો હતો! પોતે અન્ધ-બ્રહ્મચર્ય[6] ગ્રહણ કરેલું હોવાથી, અન્ય દેશમાંથી આવી આવીને જે કોઈ વૃદ્ધ સંન્યાસિનીઓ ત્યાં વસતી તેમના ઉપર વારંવાર સ્ત્રી-વશીકરણ-ચૂર્ણ નાંખ્યાં કરતો હતો! પ્રકૃતિએ ઘણો તામસી હોવાથી, કોઇ વાર જ્યારે આડી અવળી મૂકેલી અષ્ટ-પુષ્પિકા[7] પડી જતી ત્યારે તે ક્રોધાયમાન થઇ જતો હતો. ચંડિકાને પણ મ્હોંના ચાળા કરીને ખૂબ હસતો હતો! કોઈ વાર વટેમાર્ગુઓને ઉતરવા દેવાની તેણે ના કહેલી તેથી તેઓએ કોપીને તેની સાથે મારામારી કરેલી તેમાં પડી જવાથી તેનો વાંસો ભાગી ગયો હતો! કોઇ વાર બાલકો

---

૧. દંતુરતા=દાંતનું બ્હાર નીકળી આવવું. ૨. કટુક—કડવું દ્રવ્ય, તેની ઘડેલી વર્તિકા—વાટ—નો પ્રયોગ. ૩. આમ આગ કરવાથી દ્રવ્યનો લાભ થાય—એ વાદ રૂપી વ્યાધિ. ૪. ધાતુવાદ=અન્ય ધાતુઓનું સોનું રૂપું કરી દેવાનો વાદ. ૫. શ્રીપર્વત—કૃષ્ણા નદીથી કેટલેક દૂર આવેલો એક પર્વત જ્યાં કાપાલિકો પોતાની મંત્ર-સિદ્ધિ દર્શાવતા. જુઓ પ્રો૦ ભાન્ડારકરની 'માલતી માધવ' ઉપર ટીકા પૃ. ૭. ૬. અર્થાત્ પ્રતિબંધને લીધેજ ગ્રહણ કરેલું,—ઇન્દ્રિય-નિગ્રહ કે વૈરાગ્યથી નહિ. ૭. કુમુદ આદિ આઠ પુષ્પનો સમૂહ.

કંઇંક અપરાધ કરીને દોડી ગયાં હશે તેથી ચીટાઇને પોતે પછવાડે દોડેલો, પણ દોડતાં દોડતાં ઠોકર ખાઇને ઉંધે મ્હોંએ પથ્થર ઉપર પડી જવાથી તેનું માથું તથા કપાળ ફુટી ગયાં હતાં અને ડોક ભાગી ગઈ હતી! ત્યાંના લોકોએ કોઈ વેળા કોઈ નવા આવેલા બીજા ધાર્મિકને આદર-સત્કાર કરેલો જોઇને પોતે તેમના ઉપર દ્વેષ રાખતો હતો; સંસ્કાર-રહિત હોવાથી ગમે તેમ વર્તતો હતો; લંગડો હોવાથી ધીમે ધીમે હિંડતો હતો; બ્હેરો હોવાથી સંજ્ઞાએ વાત કરતો હતો! રતાંધળો હોવાથી દિવસે જ બ્હાર નીકળતો હતો, અને લંબોદર હોવાથી આહાર અતિશય કરતો હતો! ઘણી વાર ફલ પાડવાથી ચીડાયલા વાનરોએ નખના ઉઝરડા ભરી ભરીને તેની નાસિકા ઉપર છિદ્ર છિદ્ર કરી દીધાં હતાં!! બહુ વાર પુષ્પ તોડવા ગયાથી ઉડેલા હજારો ભ્રમરોએ દંશ દઇ દઇને તેનું આખું શરીર ચારણી જેવું કરી નાંખ્યું હતું!! હજારો વાર, વાળ્યા ઝુડ્યા વિનાનાં શૂન્ય દેવાલયોમાં સુવા ગયેલો ત્યાંથી કૃષ્ણ સર્પ તેને કરડ્યા હતા! સેંકડો વાર શ્રીફલનાં વૃક્ષમાંથી શિખર તુટી પડવાથી તેનું મસ્તક કચરાઇ ગયું હતું!! અનેક વાર, ભાગી તુટી ગયેલાં દેવાલયોમાં રહેનારાં રીંછે નખ મારી મારીને એના ગાલ જર્જરિત કરી નાંખ્યા હતા!! હમેશ જ્યારે લોકો વસંત ખેલતા ત્યારે એક ભાગી તુટી ખાટલીમાં બેસારીને ઉચકી, કોઇ વૃદ્ધ દાસી સાથે પરણાવીને તેની હાંસી કરતા હતા!! ઘણાં ઘણાં દેવ-મંદિરમાં પ્રતિશયન કર્યાં છતાં તે કંઈ ફલ પામેલો ન હતો. તેની વિવિધ વ્યાધિથી પીડાતી દુઃસ્થિતિને પણ તે પોતાના કુટુંબની પેઠે પાળતો હતો!! બહુ અજ્ઞાનયુક્ત મૂર્ખતાએ જાણે અનેક પુત્ર-પુત્ર્યાદિક પ્રસવ્યાં હોય એમ દર્શાવતો હતો!! અનેક દંડ વાગ્યાથી શરીરે થયેલાં ઢીમડાંને લીધે, ક્રોધને પણ જાણે ફલ આવ્યાં હોય તેમ જણાવતો હતો!! સર્વે અવયવ ઉપર દીવાથી દાઝ્યાનાં ચાંદાં પડેલાં તેથી પોતાના ક્લેશને પણ જાણે તેટલાં મુખ થયાં હોય એમ જણાવતો હતો!! વગર કારણે બૂમો પાડીને લોકને બોલાવવાથી તેમણે પગ ઝાલી ઝાલીને તેને સેંકડો વાર ખેંચેલો તેથી તેનો પરિશ્રમ પણ જાણે સપ્રવાહ હોય એમ દેખાડતો હતો!! સુકી વન-લતાઓનો એક મ્હોટો કરંડિયો પુષ્પ ભરવાને, તથા વાંસની એક વાંકી પુષ્પ પાડવાને તેણે બનાવેલાં હતાં, અને કાળા કાંબળાના કકડાની એક ટોપીને ક્ષણ પણ તે કાઢી મુકતો ન હતો.—આ પ્રકારના (દ્રવિડથી અધિષ્ઠિત) ચંડિકા દેવીના મંદિરમાં જઇને ચંદ્રાપીડે સાંજ વિસામો કર્યો.

વિસ્તારીને તેણે આપેલું વર્ણન સાંભળીને રાજપુત્રને ઘણોજ આનંદ થયો. એના વિરહોત્કંઠિત હૃદયને એથી કંઇ જરા વિનોદ જેવું પણ મળ્યું. એમ જરા જરા પરિચય થવાથી એણે એને તામ્બૂલ અપાવ્યું. પછી જ્યારે ભગવાન્ સૂર્ય દેવતા અસ્ત પામ્યા હતા; સર્વે રાજપુત્રોએ, મળી આવ્યાં તેવાં ઝાડની તળે જ્યારે વાસો કરી લીધો હતો; અશ્વોનાં સુવર્ણ-પર્યાણ જ્યારે શાખાઓ ઉપર લટકાવવામાં આવ્યાં હતાં; ભૂમિ ઉપર આળોટીને ઉઠ્યાથી ભરાયેલી ધૂળને ખંખેરી નાંખવા સારૂ યાળને આમ તેમ ફેરવવાથી તેઓનો જ્યારે ઉત્સાહ જણાઈ આવતો હતો; થોડું થોડું ઘાસ ખાઇને તેઓએ જ્યારે જલપાન કીધું હતું; સ્નાનથી પલળેલી પીઠને લીધે તેમનો શ્રમ જ્યારે ઉતરી ગયો હતો; પાસે દાટેલી ભાલાની લાકડીઓએ તેમને જ્યારે બાંધવામાં આવ્યા હતા; દિવસે ચાલવાથી થાકી ગયેલા સૈનિક જનો પેહેરો ભરીને, ઘોડાઓની પાસેજ પર્ણ-શય્યા રચી, જ્યારે સુવાની તૈયારીમાં હતા; અને બહુ સ્થલે સળગાવેલા દેવતાની પ્રભાથી અંધકારનો નાશ થઈ ગયેલો હોવાથી આખો સેના-નિવેશ જ્યારે દિવસ જેવો પ્રકાશતો હતો;—ત્યારે ચંદ્રાપીડ, પરિજનોએ એક ભાગમાં બાંધેલા ઇન્દ્રાયુધની પાસે પાથરેલા, પ્રતિહારે બતાવેલા શયન આગળ ગયો. ત્યાં બેસતાંજ એના હૃદયમાં કંઇક દુઃખનો આવેશ થઈ આવ્યો. એ પીડાને લીધે એણે સર્વ રાજલોકનું વિસર્જન કર્યું, અને પાસે બેઠેલા અતિવલ્લભ જન સાથે પણ પોતે કંઈ વાતચીત કરી શક્યો નહિ. માત્ર નેત્ર મીચીને વારંવાર મનથી ગંધર્વ દેશમાં તે જવા લાગ્યો; અન્ય વસ્તુ ઉપર ધ્યાન નહિ ચ્હોટવાથી હેમકૂટનુંજ સ્મરણ કરવા લાગ્યો; મહાશ્વેતાની કૃપા તથા નિષ્કારણ બાંધવતા વિશે ચિંતન કરવા લાગ્યો; જીવિત સફલ કરે એવા કાદમ્બરીના દર્શનનો પુનઃ પુનઃ અભિલાષ રાખવા લાગ્યો; અભિમાન રહિત હોવાથી મનોહર લાગતા મદલેખાના પરિચયને ઘડી ઘડી ચાહાવા લાગ્યો; તમાલિકાને જોવાને ઉત્કંઠિત થવા લાગ્યો; કેયૂરકના આવવાની વાટ જોવા લાગ્યો; હિમગૃહને (મનમાં) જોવા લાગ્યો; ઉષ્ણ તથા દીર્ઘ નિશ્વાસની પુનરુક્તિ કરવા લાગ્યો; શેષ હારને વધારે વધારે પ્રિય ગણવા લાગ્યો; અને પછવાડે રહેલી પત્રલેખાને પુણ્યશાલી માનવા લાગ્યો.—એમ ને એમ જરા પણ નિદ્રાવશ થયા વિનાજ એણે તે રાત્રિ વીતાડી. પ્રાતઃકાળે ઉઠીને પેલા દ્રવિડધાર્મિકની ઇચ્છા પ્રમાણે દ્રવ્યનું દાન આપી, તેના મનોરથ પૂર્ણ કરી, યથારુચિ રમણીય પ્રદેશોમાં વાસ કરતો કરતો, થોડાકજ દિવસોમાં તે ઉજ્જયિની આવી પહોંચ્યો.

પોતાનું અકસ્માત્ આવવું જોઇ હર્ષથી ઘેલા થઇ ગયેલા નગરવાસીઓની, અર્ઘ-કમલ જેવી હજારો નમસ્કારાંજલિને સ્વીકારતો સ્વીકારતો રાજપુત્ર અણચિન્તવ્યોજ નગરીમાં પેઠો. સર્વથી પેહેલી ખબર લઈ જવાની આશાથી દોડતા, તથા અતિ હર્ષથી વિહ્વલ બની ગયેલા પરિજન પાસેથી જ્યારે એના પિતાએ સાંભળ્યું કે—દેવ! દ્વાર પાસે ચંદ્રાપીડ આવી પહોંચ્યા છે—ત્યારે એઓ અતિશય આનંદના ભારથી મંદ મંદ ગમન કરતા, મંદરાચલ જેમ ક્ષીરસાગરના જલને તેમ પોતે પોતાના નીચે પડી જતા નિર્મલ ઉત્તરીય વસ્ત્રને ખેંચતા ખેંચતા, કલ્પવૃક્ષમાંથી પડતા મોતીના વર્ષાદની પેઠે નેત્રમાંથી આનંદાશ્રુ પાડતા પાડતા, ચાલતા ચાલતાજ સામે મળવા આવ્યા; અને એમની પછવાડે તરતજ હજારો રાજાઓ આવ્યા, જેમનાં મસ્તક વૃદ્ધાવસ્થાને લીધે શ્વેત બની ગયાં હતાં; ચંદનનો જેમણે લેપ કર્યો હતો; કોરાં રેશમી વસ્ત્ર, બાજુબંધ, પાઘ, મુકુટ તથા હાર જેમણે પેહેર્યાં હતા; (તેથી કરીને)

જેઓ પૃથ્વીને બહુ કૈલાસમય વા બહુ ક્ષીરોદધિમય હોય એવી દર્શાવતા હતા; અને જેમણે ખડ્ગ, છડી, છત્ર, ધ્વજ, ચામર વિગેરે ગ્રહણ કર્યાં હતાં. પિતાને દૂરથી જોતાંજ ચંદ્રાપીડે અશ્વ ઉપરથી ઉતરી પડી, ચૂડામણિના કિરણથી ભરેલું મસ્તક ભૂમિ ઉપર નમાવીને પ્રણામ કર્યા. એટલે તો બાહુ પ્રસારીને—આવ! આવ! એમ કહી પિતાએ એને ગાઢ આલિંગન દીધું, અને તે સમયે પાસે ઉભેલા માનનીય (રાજાઓ) ને નમસ્કાર કર્યા પછી હાથ ઝાલીને નૃપતિ એને વિલાસવતીના મહેલમાં લઈ ગયો. રાણીએ પણ તેજ પ્રમાણે સર્વ અંતઃપુર-પરિવાર સહિત આગળ મળવા આવીને, એના આવવાથી પ્રસન્ન થઈ, સર્વ આગમન મંગલ-ક્રિયાઓ કરી; ત્યાં થોડી વાર સુધી દિગ્વિજય સંબંધીજ વાર્તા કરીને પોતે શુકનાસને મળવા ચાલ્યો. ત્યાં પણ એજ પ્રમાણે થોડી વાર બેસી, વૈશમ્પાયન સૈન્ય સાથે ક્ષેમ કુશલ રહેલો છે એમ કહી, મનોરમાને મળી, પાછા વિલાસવતીને મહેલ આવીને, જાણે પરવશ હોય તેમ સઘળી સ્નાનાદિક ક્રિયાઓ એણે સાંજ કરી. સાંજે પછી પોતાનેજ મહેલ ગયો. પણ ત્યાં તો મદનની પીડાથી મન ખેદ પામવા લાગ્યું એટલે કાદમ્બરી વિના એ કેવલ પોતાનેજ નહિ, પોતાના મહેલનેજ નહિ ને અવન્તી નગરીનેજ નહિ પરંતુ આખા મહીમંડલને પણ શૂન્ય ગણવા લાગ્યો!! એમ ગંધર્વ-રાજપુત્રીની વાર્તા સાંભળવાને ઉત્સુક થઇ રહેલો હોવાથી, પત્રલેખાનું આવવું જાણે મહોત્સવ હોય, ઇચ્છિત વર-પ્રાપ્તિનો સમય હોય કે અમૃતોત્પત્તિનો દિવસ હોય તેમ તેની વાટ જોવા લાગ્યો.

એમ કરતાં કરતાં કેટલાક દિવસ ગયા પછી મેઘનાદ પત્રલેખાને લઇને આવ્યો તથા એને રાજપુત્ર પાસે તેડી લાવ્યો. પત્રલેખાએ આવીને નમસ્કાર કર્યા કે દૂરથીજ સ્મિત-પ્રકાશ વડે પોતાની પ્રીતિ દર્શાવીને ચંદ્રાપીડે, મૂળથી વ્હાલી છતાં પણ કાદમ્બરીની પાસે રહેવાથી તેનો પ્રસાદ પામીને જાણે અન્ય સૌભાગ્ય સંપાદિત કરી આવી હોય તેમ તેને વધારે વ્હાલી ગણીને, ઉઠી, અતિશય આદર દર્શાવી આલિંગન દીધું. વળી પગે પડેલા મેઘનાદને વાંસે તેણે હાથ ફેરવ્યો, અને પછી બેસીને કહેવા લાગ્યો—પત્રલેખા! મહાશ્વેતા, તથા મદલેખા સહિત દેવી કાદમ્બરી સૌ કુશલ છે? તમાલિકા કેયૂરકાદિ સૌ પરિજન પણ સુખી છે?—એ સાંભળી પત્રલેખાએ ઉત્તર દીધો કે—દેવ! જેમ આપ પૂછો છો તેમ ત્યાં સૌ ક્ષેમ કુશલ છે, અને અંજલિ મસ્તક ઉપર ધરીને દેવી કાદમ્બરી સર્વે સખીજન તથા પરિજન સહિત આપનું અર્ચન કરે છે.—પત્રલેખાનું આ બોલવું સાંભળી એને મંદિરના અભ્યન્તરમાં લઈ જઈ સર્વ રાજલોકને કુમારે રજા આપી. મન તલપી રહેલ એટલે (વૃત્તાન્ત જાણવાની) જિજ્ઞાસા બહુ વાર સુધી તે દાબી શક્યો નહિ; તેથી સર્વ પરિજનને દૂર કરી, તેની સાથેજ એક ઓરડામાં જઇ, મ્હોટાં તથા ઉંચા દંડવાળાં જેનાં પત્ર છત્રનું કામ સારતાં હતાં એવી એક નાની સ્થલ-કમલિનીના મધ્યભાગમાં પેસી, સુખે સૂતેલા એક હંસ મિથુનને મરકત-પતાકા જેવા શોભતા એક પત્ર-મંડપની તળે ચરણારવિંદથી ખસેડી મૂકી, ત્યાં બેસી, પત્રલેખાને અતિ પ્રીતિથી પૂછવા લાગ્યોઃ—પત્રલેખા! કહે મ્હારા ગયા પછી તું ત્યાં કેવે પ્રકારે ને કેટલા દિવસ રહી? દેવીની કૃપા ત્હારા ઉપર કેવી રહેતી? શી શી ગોષ્ટીઓ ત્યાં થતી? વાતો શી ચાલતી? મને ત્યાં વધારેમાં વધારે કોણ સંભારતું? ને મ્હારા ઉપર વધારે પ્રીતિ કોણ રાખતું? રાજપુત્રનો આ પ્રશ્ન સાંભળી એણે ઉત્તર આપ્યોઃ—દેવ! કેવી રીતે ને કેટલા

દિવસ હું ત્યાં રહી, દેવીની કૃપા મ્હારા ઉપર કેવી હતી, ને અમારે કથા વાર્તા કેવી થઇ એ વિષે આપ ધ્યાન આપીને સાંભળો.—

આપ ત્યાંથી નીકળ્યા કે તરત કેયૂરકની સાથે પાછી જઇને હું ચંદ્રાપીડની પેઠેજ પેલા કુસુમશયન પાસે બેઠી અને નવા નવા દેવી પ્રસાદનો અનુભવ લેતી ત્યાં સુખે રહી. ટુંકમાં કહું તો ઘણું કરીને જ્યાં મ્હારી આંખ ત્યાંજ દેવીની, જ્યાં મ્હારૂં શરીર ત્યાંજ દેવીનું, જ્યાં મ્હારો કર ત્યાંજ દેવીનો કર પલ્લવ, મ્હારાજ નામાક્ષરની દેવીની વાણી, અને મ્હારીજ પ્રીતિ (સંપાદન કરવા) માં એમનું હૃદય, એમ સૌ તે આખો દિવસ રહ્યું. સાંજે મનેજ અવલંબન કરીને હિમગૃહમાંથી નીસરી, સર્વ પરિજનને આવવાની ના કહી, સ્વેચ્છાએ ફરતા ફરતા એ પોતાની ન્હાની બાગોદ્યાન ભણી ચાલ્યાં. ત્યાં જઇને, યમુના જલના તરંગમયજ જાણે હોય એવી એક મરકત મણિના પગથીઆની હાર ઉપર થઇને, ચુનાથી ધોળેલી પ્રમદવન વેદિકા ઉપર ચઢ્યાં, અને ત્યાં એક મણિસ્તંભને અઢીંગીને ઉભાં રહ્યાં. એમ જરા ઉભાં રહી, હૃદયમાં દીર્ઘ કાળ સુધી વિચાર કરીને મને કંઇક કહેવાની ઇચ્છાથી, કીકી તથા પાંપણ નિશ્ચલ રાખી, મ્હારા મ્હોં સામું ઘણી વાર સુધી એ જોઇ રહ્યાં. જોતે જોતે આરંભ કરીને મદનાગ્નિમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી એમણે સ્વેદજલના પ્રવાહમાં જાણે સ્નાન કર્યું. સ્વેદજલના પ્રવાહથી જાણે તરતાં થયાં હોય તેમ કંપવા લાગ્યાં, અને અંગ કંપવા લાગ્યું એટલે પડવાની જાણે બ્હીકથી વિષાદે એમને પકડી લીધાં !

આ ઉપરથી હું એમનો અભિપ્રાય સમજી ગઇ, અને એમના મુખ ઉપર નિષ્કંપ નયન રાખી ધ્યાનથી જોઇ રહીને મ્હેં જ્યારે વિનતિ કરી કે મને આજ્ઞા કરો, ત્યારે એમના અવયવ પણ કંપીને જાણે એમને વારી રાખવા લાગ્યા, ગુહ્ય વાત સાંભળી જશે એવી લજ્જાથી પોતાની પ્રતિમાને પગ જાણે કાઢી મૂકવા સારૂ ચરણાંગુષ્ઠ મણિભૂમિ ઉપર ફેરવી ને તેને એ ભુંસી નાખવા લાગ્યાં મણિભૂમિ ઉપર અંગુષ્ઠ ઘસવાથી ઝણઝણાટ કરતા નૂપુરવાળા ચરણારવિંદ વડે ભવન હંસોને પણ કાઢી મૂકવા લાગ્યાં કર્ણોત્પલ આગળ ભમતા ભ્રમરોને પણ, સ્વેદથી ભીના થતા વદન ઉપર વ્યજનનું કામ સારતા વસ્ત્રપલ્લવ વડે ઉડાડી મૂકવા લાગ્યાં, દાંતથી કરડેલા, પાનની બીડીના કકડા મયૂરને જાણે લાંચ આપવા લાગ્યાં, રખેને વનદેવતા સાંભળી જાય એવી જાણે બ્હીકથી આમ તેમ વારંવાર જોવા લાગ્યાં અને બોલવાની ઇચ્છા છતાં લજ્જાથી કંઠ ગદ્ગદ થઈ જવાથી કંઇ પણ બોલી શક્યાં નહિ એમની વાણી જાણે જ્વલતા મદનાગ્નિમાં પડીને નિઃશેષ બળી ગઈ હોય, અહર્નિશ વહેતા નયનજલમાં તણાઇ ગઈ હોય, પ્રવેશ કરતા દુઃખોથી પીડાતી હોય, (ઉપર) પડતા કામબાણવડે કપાઈ ગઈ હોય, બ્હાર આવતા નિઃશ્વાસની સાથેજ જાણે નીકળી ગઈ હોય, હૃદયમાં ભરેલી સેંકડો ચિન્તાઓથી જાણે રુંધાઇ ગઈ હોય, અને નિઃશ્વાસનું પાન કરતા મધુકરોના ગળામાં જતી રહી હોય તેમ, મહા મહા પ્રયત્ન કરવા છતાં પણ બ્હાર નીકળી શકી નહિ. પરંતુ જાણે દુઃખ સહસ્રની ગણતી કરવા સારૂ મોતીના દાણાની એક અક્ષમાલા બનાવતાં હોય તેમ એ મ્હોં નીચું રાખી, ગાલને સ્પર્શ ન કરે એવા, સ્વચ્છ અશ્રુબિંદુથી કેવલ દુર્દિન દર્શાવવા લાગ્યાં. તે વખતે, મને લાગે છે કે એમની પાસેથી લજ્જા પણ લજ્જાશીલતા શીખી, વિનય પણ અતિ વિનય શીખ્યો, મુગ્ધતા પણ મુગ્ધતા શીખી, ચાતુર્ય પણ ચાતુર્ય શીખ્યું,

ભય પણ ભીરુતા શીખ્યો, વિભ્રમ પણ વિભ્રમિતા શીખ્યો, વિષાદ પણ વિષાદિતા, અને વિલાસ પણ વિનાસ શીખ્યો ! ! એમની આ અવસ્થા જોઈ મ્હેં વિનતિ કરી કે–દેવિ ! આ શું ?–ત્યારે એમણે અદરથી લાલ થયેના પોતાના લોચન લોહી નાખી અતિશય દુ ખને લીધે જાણે ફાસો ખાવાનુ વારતા હોય એમ પોતાની મૃણાલકોમળ બાહુ-લતાવડે, તે વેદિકાની માનણે ગુથેની એક કુસુમમાલાને આનીને, મૃત્યુનો જાણે માર્ગ જોતા હોય એમ એક ભ્રૂલતા ઉંચી કરી દીર્ઘ અને ઉષ્ણ નિ શ્વાસ મૂકયો. એમનુ દુ ખ જોઇને મ્હેં વારે વારે આજીજી કરી પણ લજ્જાને લીધે, કહેવાની વાત જાણે લખીને આપતા હોય તેમ નખાગ્રથી કેતકી-પત્ર ઉપર એ કઈક આકા કરવા લાગ્યા, ઓનવાની ઇચ્છાથી ઓઠ ફફડાવવા લાગ્યા, નિ શ્વાસ મધુકરોની જોડે જાણે ગુપ્ત રીતે સંદેશો કહાવવા લાગ્યા, અને ભૂમિ ઉપર નિશ્ચલ નયન રાખીને ઘણી વાર સુધી એમ ને એમ ઉભા રહ્યા.

પછી ધીમે ધીમે ફરીથી મ્હારા મુખ તરફ દૃષ્ટિ નાખીને, મદનાગ્નિના ધૂમથી ધૂસર થયેલી પોતાની છાયાને પુન પુન ભરાતી આખમાથી પડતા અશ્રુબિંદુઓવડે જાણે ધોઈ નાખતે નાખતે–અને અશ્રુબિંદુઓ ॥ છળમા, ગભરાટમા ભુલી જવાયના અપૂર્વ અભિધેય વર્ણને વિનક્ષ સ્મિતથી ઝળકતા દંત કિરણોવડે જાણે ગુથતે ગુથતે,[1]– મહાપ્રયત્ને એમણે બોલવાની હિંમત ધરી, અને મને કહ્યુ –પત્રલેખા ! તને જોઇ ત્યારથીજ મને વલ્લભતાને લીધે જેટલી ત્હારા ઉપર પ્રીતિ ઉત્પન્ન થઈ છે તેટલી તો મ્હારા તાત ઉપરે નથી, માતા ઉપરે નથી, મહાશ્વેતા ઉપર નથી, મદલેખા ઉપર નથી અને મ્હારા જીવિત ઉપર પણ નથી હુ નથી જાણતી કે સર્વ સખીજન ઉપરથી ખસી જઈને મ્હારા અંત કરણને શા કારણને લીધે ત્હારા ઉપર વિશ્વાસ બેઠો ગયો છે. બીજા કોને હુ ઠપકો દઉં ? બીજા કોને મ્હોંયે મ્હારા પરિભવ ની વાત કહું ? બીજા કોને મ્હારા દુ ખમા ભાગ આપું ? આ સવ઼ગો અસહ્ય દુ ખભાર તને વિદિત કરીને હવે હુ મ્હારા પ્રાણ ત્યજી દઈશ જીવના સમ ( જો હું જુઠુ બોલતી હોઉં તો ) આ વૃત્તાન્ત મ્હારૂ હૃદય જાણે છે એટલાથીજ મને લજ્જા આવે છે તો પછી પરાયુ જાણે ત્યારે તો કેટલુ થાય ? મ્હારા જેવી સ્ત્રી ચદ્ર કિરણ જેવા શુભ્ર કુળને લોકાપવાદથી કરીને કેમ કલક લગાડશે ? કુળ ક્રમાગત લજ્જાનો કેમ સગ કરશે ? ને કન્યાઓને અયોગ્ય ચાપલમા કેમ ચિત્ત પરોવશે ? પિતાએ મ્હારો (દાન) સકલ્પ કર્યો નથી, માતાએ કન્યાદાન દીધુ નથી, અને ગુરુઓએ અનુમોદન કીધુ નથી એટલે હુ કોઈ પણ સદેશો કહાવનાર નથી કઇ મોકલનાર નથી, અને મ્હારૂ મ્હોં દેખાડનાર નથી જાણે દીન અને અનાથ હોઉં તેમ મને ગર્વિષ્ટ કુમાર ચદ્રાપીડે ગુરુજનના ઠપકાને બલાત્કારે પાત્ર કરી છે ! તુજ કહે કે શુ મહાપુરુષોનો આ આચાર કહેવાય ! શુ પરિચયનું ફલ આવુ હોય કે નવા મૃણાલ પલ્લવના તંતુ જેવુ સુકુમાર મ્હારૂ મન આવી રીતે એ દુ ખવે ? યુવાનોએ તો કુમારિકાઓનો કદિ પરિભવ કરવોજ ન જોઇયે —મદનાગ્નિ વળુ ખરૂ પહેલા તો લજ્જા બાળી મૂકે છે ને પછી હૃદય, અને કામબાણ પહેલા તો વિનયાદિકનુ ખડન કરેછે ને પછી મર્મસ્થાનનુ. હવે તે ત્યારે હુ તને પુનર્જન્માન્તરે

---

૧. દંત કિરણ રૂપી દોરી તેમા અશ્રુ-બિંદુ રૂપી મણકા=મણકા નહિ પણ અપૂર્વ અભિધેય વર્ણ=કહેવાના શબ્દો—ગુથીને જાણે માળા બનતી અર્થાત્ અશ્રુબિંદુથીજ કહેવાનો અભિપ્રાય સમજાતો

મળવાનું આમન્ત્રણ કરૂં છું; ત્હારા કરતે મને કોઈ વધારે વ્હાલી નથી. પ્રાણ-પરિત્યાગ રૂપી પ્રાયશ્ચિત કરીને હું તો મ્હારૂં કલંક હવે ધોઇ નાંખું છું.—એટલું કહી એ છાનાં રહ્યાં.

હું તો ખરૂં શું છે તે જાણતી ન હતી તેથી જાણે શરમાઇ ગઈ હોઉં, બ્હીના હોઉં—ગભરાઈ ગઈ હોઉં—બેભાન થઈ ગઇ હોઉં, તેમ ચિંતાતુર થઇને કહેવા લાગી કે:—દેવિ! મહારાજ ચંદ્રાપીડે શું કીધું છે? શો અપરાધ એમનાથી થઇ ગયો છે? ને તમારૂં કુમુદ-કોમલ અખેદનીય મન કેવા અવિનયથી એમણે ખેદમાં નાંખ્યું છે એ સઘળું હું જાણવા ઇચ્છું છું માટે કૃપા કરીને કહો. સાંભળીને પ્રથમ હું પ્રાણત્યાગ કરીશ ને પછી તમે.—મ્હારૂં આવું વચન સાંભળી એ ફરીથી બોલ્યાં:—લે કહું. ધ્યાન દઇને સાંભળ. પ્રતિદિવસ એ નિપુણ ધૂર્ત સ્વપ્નમાં આવી આવીને પાંજરામાંના મેના પોપટ રૂપી દૂત સાથે રહસ્ય સંદેશા મોકલે છે. હું સૂતી હોઉં છું ત્યારે, વ્યર્થ મનોરથથી મનને મોહ પમાડીને મ્હારા શ્રવણ ઉપરના દંતપત્રમાં સંકેતસ્થાન લખી જાય છે. સંમોહકારી કેટલાક મનોહર મદન-લેખ એવા મોકલે છે કે તેમના અક્ષર સ્વેદથી ભુસાઈ ગયેલા છતાં, તેમાં પડેલી અંજનયુક્ત અશ્રુબિંદુની પંક્તિજ એમની અવસ્થા શુદ્ધ રીતે બતાવી આપે છે. બલાત્કારે મ્હારા ચરણ ઉપર અલક્તક રસ જેવા પોતાના **અનુરાગના** એ રંગ ચઢાવે છે. અવિનયથી નિશ્ચેતન થઈ જઇને એ મ્હારા નખમાં પડેલાં પોતાનાં પ્રતિબિંબને પણ બહુ માને છે. ઉપવનમાં હું એકલી જ્યારે પકડશે એવી બ્હીકથી દોડતી હોઉં છું અને પલ્લવોમાં વસ્ત્રના છેડા ભરાઈ જવાથી ચાલવાને અશક્ત થઈ જાઉં છું ત્યારે લતા રૂપી સખીઓ મને પકડીને જાણે એમને અર્પણ કરી દે છે તેથી એ મિથ્યા-પ્રગલ્ભ પછવાડેથી મને આલિંગન દે છે. સ્તન ઉપર પત્રલતાઓ ચિત્રીને હઠીલાઇથી એ મ્હારા મુગ્ધ મનને જાણે **કુટિલતા**[1] શીખવે છે, શ્રમ-જલની કણિકા રૂપી તારાથી ભરેલા મ્હારા ગાલને એ, જુદાં જુદાં મધુર વચન બોલનાર, હૃદયોત્કંઠા રૂપી તરંગ ઉપર થઇને આવતા હોય એવા શીતલ મુખ-પવનથી ટાઢા પાડે છે. સ્વેદ-જલથી ઢીલું થઈ જઇને કમલ તો હાથમાંથી પડી ગયેલું હોય છે તોપણ એ દુર્વિદગ્ધ, યવાઙ્કુર જેવા પોતાના શુદ્ધ નખ કિરણનું કર્ણપુર મને પ્હેરાવે છે! મ્હેં મ્હારાં અતિ વ્હાલાં બાલ બકુલવૃક્ષ ઉપર છાંટવા સારૂ સુરાના ઘુંટડા મ્હોંમાં ભરી રાખ્યા હોય છે તે એ છકેલ મ્હારા કેશ પકડી પકડીને વારે વારે પોતાને પાઈ દેવાની યાચના કરે છે. મહેલના અશોકને તાડન કરવાને જ્યારે હું ચરણ ઉગામું છું ત્યારે મ્હારા પાદ-પ્રહારને ઝીલવા સારૂ એ પોતાનું મસ્તક ધરે છે!! કહે પત્રલેખા! મદનથી એમનું મન આમ વ્યામોહિત થઈ ગયું છે તો એ નિશ્ચેતનને કઈ રીતે હવે હું વારી રાખું? પ્રત્યાખ્યાનને તો એ ઈર્ષ્યા સમજે છે;[2] આક્રોશને પણ પરિહાસ ગણી કાઢે છે; અસંભાવણને પણ પ્રણય-કોપ સમજે છે; દોષ કહિયે તોપણ તે સ્મરણ કરવાનો ઉપાય હોય એમ માને છે; અવજ્ઞાને પણ નિયંત્રણ-રહિત પ્રણય ગણે છે, અને લોકાપવાદને પણ યશ ગણે છે!!

એમનું આવું બોલવું સાંભળીને મને અતિશય હર્ષ થયો અને હું વિચાર કરવા લાગી કે અહો! ચંદ્રાપીડની સાથે આ અતિશય પ્યારમાં લપટાઈ ગયેલાં છે! હવે જો કાદમ્બરી રૂપે

૧. કુટિલતા=ચિત્રેલી પત્રલતાના આકારની વક્રતા; અને મનની આડાઇ. ૨. હું પ્રત્યાખ્યાન કરૂંછું—એમનો પ્રણય ભંગ કરૂંછું—તો એ એમ માને છે કે મ્હારા મનમાં પરસ્ત્રી સંબંધી ઇર્ષ્યા છે ને તેથી હું તેમ કરૂં છું.

કામદેવની સાક્ષાત્ ચિત્તવૃત્તિજ મહારાજ ઉપર આમ ખરેખર પ્રસન્ન થઇ હોય તો તો એમના સહજ અને આદરથી સંવર્ધિત ગુણોએ હવે પ્રત્યુપકાર ખરેખરો કીધો! દશે દિશાઓને ધવલ કરી દીધી! યૌવને રતિ-રસ-સાગરના તરંગથી રત્નવૃષ્ટિ વર્ષાવી! યૌવન-વિલાસોએ ચંદ્રમાં નામ લખ્યું! સૌભાગ્યે નિજ શ્રીનો પ્રકાશ કર્યો! લાવણ્યે જાણે ચંદ્ર-કલાઓમાંથી અમૃત-વૃષ્ટિ કીધી!! તેમજ મલય-મારુતને ઘણે દિવસે હવે લાગ મળ્યો; ચંદ્રોદયને યોગ્ય અવસર પ્રાપ્ત થયો; વસંતની કુસુમ-સમૃદ્ધિને અનુરૂપ ફલ મળ્યું; મદિરા-મદનો દોષ ગુણ થઈ ગયો, અને મન્મથ યુગનો હવે અવતાર થયો!!—પછી હું જરા હસીને બોલી કેઃ-દેવિ! જો એમજ હોય તો તમે કૃપા કરીને કોપ સહી લ્યો. કામના અપરાધ તમારે એમને માથે ચઢાવવા ઘટતા નથી. આ સઘળાં તો લુચ્ચા મદનનાં તોફાન છે. એમાં કંઇ દેવનો વાંક નથી – આવું મને બોલતી સાંભળી કુતૂહલ સહિત એમણે પુનઃપ્રત્યુત્તર આપ્યો કેઃ—આ જે કામ અથવા એવો કોઈ છે તેનાં રૂપ કેવાં કેવાં છે તે મને કહે.—ત્યારે મ્હેં વિનતી કરી કેઃ-દેવિ! એને વળી રૂપ કેવું હોય? એ તો અંગ રહિત અગ્નિ છે, કેમકે જ્વાલાઓનો પ્રકાશ કીધા વિના એ સંતાપ ઉત્પન્ન કરે છે; ધૂમ પ્રકટ કર્યા વિના અશ્રુપાત કરાવે છે; ને ભસ્મ-રજ દર્શાવ્યા વિના પાણ્ડુતા બતાવે છે!! અખિલ ત્રિભુવનમાં એવું કોઈ પ્રાણી નથી જે એના શરગોચરમાં આવી ગયું નહિ હોય, આવતું નહિ હોય વા આવવાનું નહિ હોય. એનાથી કોણ ન બ્હીએ? કુસુમ ધનુષ્ લઇને બાણથી એ મ્હોટા મ્હોટા બલવાનને પણ વિંધી નાંખે છે; અને જે કામિનીઓ એને વશ થઈ જઈને ચિન્તામાં પોતાના પ્રિયના મુખ-ચંદ્ર-સહસ્ર જોયાં કરે છે તેમને તો આકાશ પણ સાંકડું લાગે છે; જેઓ પોતાના પ્રાણપતિયોના આકાર ચિત્રે છે તેમને તો આખી પૃથ્વી પણ નાની લાગે છે; જેઓ પોતાના વલ્લભના ગુણગણ ગણ્યાં કરે છે તેમને તો સંખ્યા પણ સ્વલ્પ લાગે છે; જેઓ પ્રિયતમની કથા સાંભળ સાંભળ કરે છે તેમને તો સરસ્વતી પણ થોડા બોલી લાગે છે; અને જેઓ પોતાના પ્રાણનાથના સમાગમ સુખનું ધ્યાન કરે છે તેમના હૃદયને તો કાળ પણ ઘણો ટુંકો લાગે છે!!!

એ સાંભળી થોડી વાર વિચાર કરી પાછો એમણે ઉત્તર દીધો કે.—પત્રલેખા! તુ કહે છે તેમજ મને મદને કુમાર ઉપર પક્ષપાત કરાવી દીધો છે. એનાં આ બધાં રૂપ અને બીજાં પણ મ્હારામાં થયેલાં છે. અંતઃકરણથી તુ કંઈ જુદી નથી માટે હવે હું તનેજ પુછુંછું કે આ કાળે જે કરવું ઉચિત હોય તે મને બતાવ. આવી બાબતોમાં હુ કંઇજ સમજતી નથી. મ્હારૂં અંતઃકરણ તો એમજ કહે છે કે ગુરુજન હવે વાત કરશે અને મ્હારે હમેશાં શરમાવુ પડશે માટે જીવવા કરતાં મરવું એજ વધારે સારૂ છે.—એમનું આ વચન સાંભળી મ્હેં ફરીથી કહ્યું કેઃ—દેવિ! બહુ થયું, બહુ થયું; નિષ્કારણ આમ મરણનો નિશ્ચય કરવામાં શું ફલ છે? ભગવાન્ મકરકેતુએ તો વગર આરાધનાએ પ્રસન્ન થઇને તમને વર આપ્યો છે અને વળી જ્યારે કામદેવ ગુરુની સમાન કન્યાનો સંકલ્પ કરે છે, માતાની સમાન અનુમોદન કરે છે, પિતાની સમાન દાન કરે છે, સખીની સમાન ઉત્કંઠા ઉત્પન્ન કરે છે, અને ધાત્રીની સમાન તરુણાવસ્થામાં રત્યુપચાર શીખવે છે ત્યારે એમાં ગુરુજનને બોલવાનુ શું રહ્યું? કહો તો કેટલીકે એવી ગણાવું જેઓ પોતાની મેળે પતિને વરેલી છે; પણ જો એમ ન થતું હોય તો ધર્મશાસ્ત્રમાં બતાવેલો સ્વયંવર-વિધિ અનર્થકજ થઇ જાય માટે દેવિ! ક્ષમા કરો. હું તમારા

પાદ પંકજ સ્પર્શથી સોગન ખાઈને કહું છું કે હવે તમે મરણની વાત મા કરો. મને કંઈક સંદેશો આપીને મોકલો કે હું જઈને તમારા પ્રાણપ્રિયને તેડી લાવું —આ સાંભળી પ્રીતિ-દ્રવથી આર્દ્ર થએલા ચક્ષુવડે મ્હારૂં જાણે પાન કરતા હતા,—અટકાવી રાખ્યા છતા, કામ બાણના પ્રહારથી જર્જરિત થઈ ગએલી લજ્જાને જાણે ભેદીને અંદર પ્રવેશ કરતા અનુરાગ વિભ્રમથી આકુલ વ્યાકુલ થતા થતા,-સ્વેદથી ન્હાઈ ગએલા પોતાના વસ્ત્રો, પ્રિય વચન શ્રવણ કર્યાથી થતા રોમોદ્‌ગમવડે જાણે ઉંચુ કરીને દાનમા આપતા આપતા,-તથા લટકતા કુંડળ માણિક્ય પત્ર અને મકરની કોટિને અડકતા પોતાના હારને, કામદેવે ગળામા નાખેલી ચંદ્રકિરણમય મરણ પાશ હોય તેમ કાઢી નાખતા નાખતા એ, છાતીથી અંતઃકરણ વિહ્વળ થયા છતા પણ કન્યાઓની સહજ લજ્જાને જાણે ધારણ કરીને ધીમે ધીમે બોલવા લાગ્યા —

હુ જાણુ છુ કે તુ મ્હારા ઉપર ઘણીજ પ્રીતિ રાખે છે, પણ કોમળ શિરીષ પુષ્પ જેવી મૃદુ પ્રકૃતિવાળી અબળાઓમા ને તેમા વળી વિશેષે કરીને બાળક કુમારિકાઓમા એટલુ બધુ પ્રાગલ્ભ્ય ક્યાથી હોય (કે સંદેશો મોકલે)[1] એ તો ખરી સાહસકારિણી હોય તેજ પોતે સંદેશો મોકલી શકે અથવા જઇ શકે. હુ તો બાળક છુ અને આવુ સાહસ કરીને સંદેશો મોકલતા શરમાઉં છુ.—પણ મ્હારે સંદેશાએ શો કહાવવાનો છે? જો એમ કહુ કે તમે મને બહુ વ્હાલા છો તો એ પુનરુક્તિ થાય, તમને હુ વ્હાલી છુ?—એ તો જડ પ્રશ્ન કહેવાય,[2]
[3] તમારા ઉપર મ્હારો પ્રેમ અતિશય છે—એ તો વેશ્યાનુ બોલવુ કહેવાય, તમારા વિના હુ જીવી શકતી નથી—એ તો અનુભવ વિરૂદ્ધ થાય, અનંગ મને બહુ પીડે છે—એ તો પોતાનોજ દોષ કાઢ્યો કહેવાય, મદને મને તમને અર્પણ કરી છે—એમ કહેવુ એ પાસે જવાનો ઉપાય ગણાય, મ્હેં તમને જોરથી પકડી રાખ્યા છે—એ કુલટાનુ પ્રાગલ્ભ્ય કહેવાય, તમારે અવશ્ય અહીં આવવુ—એ સૌભાગ્યનો ગર્વ ધરાવ્યો કહેવાય,[3] હુ પોતેજ તમારી પાસે આવુ છુ—એમ કહેવુ એ સ્ત્રી ચાપલ કહેવાય, આ દાસી અનન્ય રક્ત છે—એ તો સ્વભક્તિ દર્શાવવાની લઘુતા ગણાય, પ્રત્યાખ્યાનની શંકાથી હુ સંદેશો મોકલતી નથી—એમ કહેવુ એ તો સૂતાને જગાડવુ કહેવાય,[4] અનુજીવિ જનના દુઃખને ન ગણુ એવી હુ દારૂણ થઈ જાઉં—એ તો અતિ પ્રણય કહેવાય, ને મરણથી તમે મ્હારી પ્રીતિ જાણશો—એમ કહેવુ એ તો અસંભવિતજ છે[5]

---

૧ કારણ કે એ કંઈ શબ્દથી જણાવવાની જરૂર નથી પણ ચેષ્ટાદિકથી એની મેળેજ જણાવુ જોઇએ ૨ કારણ કે હુ વ્હાલી છુ કે નહિ એ તો વગર પૂછે મ્હારી મેળેજ વર્તી જવુ જોઇએ ૩ કેમકે એથી એવો અર્થ નીકળે કે હુ મ્હારા સૌભાગ્યનો ગર્વ ધરાવુ છુ—મ્હારૂં તમારાપર ચલણ છે ૪ તમો પહેલેથી પ્રત્યાખ્યાન કરવાનો પ્રણય ભંગ કરવાનો-વિચારજ ન હોય, પણ જો હુ આવુ કહાવુ તો શંકા ઉત્પન્ન થાય કે તે કરવુ કે નહિ માટે જે વાત તમને સાંભરતી ન હોય તે મ્હારે હાથે કરીને સંભારવી એવુ થાય ૫ આ વાક્યો એવી યુક્તિથી કહેલા છે કે તેમા લખ્યા પ્રમાણે પ્રત્યેક સંદેશા તરીકે મોકલવાને અયોગ્ય કર્યા છતા પણ, કાદમ્બરીનો ચંદ્રાપીડ પ્રતિ ગાઢ પ્રેમ તેમાથી યથાર્થ જણાઇ આવે છે 'કહાણી વાત મ્હારે કહેવાની નથી' એમ બોલવાથી જેમ તે વાત સમજાઇ જાય તેમજ આ સંદેશામા પણ સમજાય છે આવો પરિપૂર્ણ રત્નમય પ્રસંગ વર્ણવતા વર્ણવતાજ દૈવયોગે કવિશ્રીના જીવનની અકાલ સમાપ્તિ થવાથી સાહિત્યને કેટલી હાનિ થઇ છે, એનો વિચાર ક્યા સહૃદય વાચકને અતિશય ખેદ નહિ ઉત્પન્ન કરાવે?

## શ્રી બાણભટ્ટ વિરચિત પૂર્વભાગ સંપૂર્ણ.

# મંગલાચરણ વિગેરે.

(મનહર.)

બંધાયું એનું મળીને એક છે શરીર જેનું,
સંધિ ભેદ જણાય ન જેમાં કોઇ જરીએ;
વંદુ એવા, સૃષ્ટિ તણા ગુરુ ઉમા-મહેશને,
દુર્ઘટ કથાની આપે શ્રેય-સિદ્ધિ રીઝીને.[1]
યાળ આસપાસ ઉડે, લાગે વિકરાલ મુખે,
શંખ ચક્ર ગદા ખડ્ગ ઝળુકે જેને કરે;
પ્રકટિયું ઝટ એવું નરસિંહ રૂપ જેણે,
નમું એવા નારાયણ વિશ્વ સૃજનારને.
પૂજે લોક ઘેર ઘેર જેને નિત્ય ભક્તિ થકી,
પુણ્ય હશે મારે પામ્યો જન્મ હું જેના થકી,
રચી આવી અદ્વિતીય કથા જેણે બુદ્ધિ થકી,
વંદુ એવા વાગીશ્વર તાતને પ્રીતિ થકી.
પિતા, સ્વર્ગવાસી થતાં જગમાંથી છિન્ન થયો,
કથાનો પ્રબંધ તેની વાચાનીજ સાથ જે;
અસમાપ્તિ દેખી તેથી દુઃખી થતા સંત કેરૂં,
દુઃખ ટાળવા લખું હું—ન કવિત્વ-દર્પ એ.
કીધું ગદ્ય ગુરુએ છતાંએ આમ નિસર્યા જે
અક્ષર, એ પિતા મુજ તણોજ પ્રભાવ છે;
અનન્ય પ્રવાહવાળા અમૃતે ભરેલો ચંદ્ર,
તેના કર-સ્પર્શથીજ દ્રવે ચંદ્રકાન્ત છે.[2]
ગંગામાં પ્રવેશ કરી તન્મય ને સ્રોત થઇ
ઇતર નદીઓ પણ સાગરમાં જાય છે;
વચન-પ્રવાહ તેમ પિતાનો સમુદ્ર ગાની,
સંધાડવા કથા તેમાં નાખી વાણી વ્હેંચે છે.[3]
કાદમ્બરી તણે રસે કીધા આ સમસ્ત જન
મત્ત તેથી કંઇએ વિચારી તે જુવે નહિ;
માટે, રસ-વર્ણે હીન આવી મ્હારી વાણી થકી
સંધાડતાં દોષ તેનો મને છે ભીતિ નહિ.[4]
ઉત્તમ ભૂમિમાં વેરી વાવનારે પોતે જેને
યોગ્ય કર્મ કેરા બળે વિકાસ પમાડ્યાં છે;
ફલ આપવા સમર્થ, પોષણને પામતાં, આ
તેના તેજ બીજ તેના પુત્રે ભેગાં કીધાં છે.[5]

# મંગલાચરણ ઉપર ટીકા.

૧. બેનું=શિવ તથા પાર્વતીનું. સંધિ=સાંધો ઉમામહેશ=પાર્વતીયુક્ત શિવ. શેષ-સિદ્ધિ=બાકીના ભાગની સિદ્ધિ. ગૂઢ અર્થ એમ કાઢી શકાય કે બે શરીર ભેગાં થયા છતાં એ દેવના પ્રભાવથી તેમાં જેમ સંધિભેદ જરાપણ જણાતો નથી તેમજ બે કવિયોએ થઇને એક ગ્રંથ લખ્યા છતાં તેમાં કંઇ પણ સાંધો કે ભેદ જણાય નહિ એવી રીતે લખવાની શક્તિ માગવા માટે આવું વંદન કર્યું હશે.

૨. પિતાએ ગ્રંથ પૂરૂં કીધું તે છતાંએ આમ જે અક્ષર નીકળ્યા—આ બાકીનો ભાગ મ્હારાથી આવી રીતે લખાયો-એ મ્હારા પિતાનોજ પ્રભાવ—સામર્થ્ય છે. (દૃષ્ટાન્તથી આ વિચાર દૃઢ કરે છે.) બીજો પ્રવાહ જેનો કોઇ સ્થલે નથી એવા અમૃતથી ભરેલા ચંદ્રના કિરણના માત્ર સ્પર્શથીજ જેમ ચંદ્રકાન્ત દ્રવે છે-તેમાંથી જલબિંદુ છુટેછે.—તેમ (બીજો કોઇ જેની બરાબરી કરી શકે નહિ એવી વાણીવાળા) મ્હારા પિતાના માત્ર અનુગ્રહથીજ મ્હારામાંથી આવી વાણી નીકળે છે. એમ કહે છે કે બાણભટ્ટે મરણ સમયે પુત્રને એવી આજ્ઞા કરી હતી કે કાદમ્બરીનો બાકીનો ભાગ ત્હારે સંપૂર્ણ કરવો, અથવા એમ પણ ધારી શકાય કે મરણ-સમયે બાણભટ્ટે પુત્રના હાથમાં કેટલાંક સાધન એવાં મુક્યાં હશે—અથવા બાકીનો વૃત્તાન્ત એવી રીતે એને સમજાવ્યો હશે કે-જેથી એ શેષ સંપૂર્ણ કરવાને શક્તિમાન થાય.

૩. સ્ફીત—વિશાળ, બ્હોળી. ઇતર—હલકી નદીઓ પણ ગંગાને આશ્રયે જેમ વૃદ્ધિ પામીને સાગરને મળી શકે છે. તેમ મ્હારી વાણીને પણ થાય એમ ધારી મ્હેંયે તેને પિતાના સમુદ્રગામી--સમુદ્ર સુધી જતા-આખી પૃથ્વીમાં વિખ્યાત-વચનરૂપી પ્રવાહમાં ભેળવી દીધી છે.

૪. લોકો કાદમ્બરીના( = આ કથાના; પક્ષે મદિરાના ) રસથી એવા તો મત્ત થઇ ગયા છે કે હું જે કંઇ મિશ્રણ કરૂં તેનો દોષ જોઇ શકે એમ નથી. માટે વિ°

૫. ઉત્તમ ભૂમિ=(આ ઠેકાણે) કાદમ્બરીની કથા. વાવનાર=બાણભટ્ટ. યોગ્ય કર્મ=રસ આદિનું સિંચન, ખેતીવાડી સંબંધી અર્થ સ્પષ્ટ છે. મર્મ એટલો છે કે—આ કૃતિ મ્હારી નથી. મ્હેં તો માત્ર પિતાએ રોપેલાં, તૈયાર થવા આવેલાં બીજ ભેગાં કર્યા છે એટલુંજ, બીજી કંઇ બુદ્ધિ મ્હેં લડાવી નથી. યશ સર્વ મ્હારા પિતાનેજ છે.



૧. पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत्.
वै. श.

# ઉત્તર ભાગ.[1]



તેમ કરતાં હમણાં કુમારને તું લાવે તોએ તરલતાથી લજ્જિત લજ્જાજ દર્શન નહિ દે; કામ-વિકારની વેદના જોઈ વિલક્ષ બની ગયેલું વૈલક્ષ્યજ આગળ ઉભું નહિ રહે; અનિશ્ચય થકી ભય પામીને જડ બની ગયેલી જડતાજ પાસે નહિ આવી શકે; સ્વતઃ ઉપસર્પણ કીધાથી લઘુતા પામેલું લાઘવજ એમના (પ્રણયનો) નિશ્ચય નહિ કરાવી શકે; અને એમને બલાત્કારે અહીં આણ્યાના અપરાધથી બ્હીનેલી ભીતિજ સન્મુખ નહિ થાય.[2] વળી, જો કદાચિત્ ગુરુજનની શરમને લીધે, રાજકાર્યના અનુરોધને લીધે, બહુ કાળે જોયેલા—સાથે ઉછરેલા—બંધુજનના દર્શન-સુખને લીધે, મિત્રમુખ-કમલ નિરખવાની ઉત્કંઠાને લીધે, પુનરાગમનનો ખેદ ત્યજવાની ઇચ્છાને લીધે, નિજ ગૃહે રહેવાની રુચિને લીધે, જન્મભૂમિના સ્નેહને લીધે કે મ્હારા ઉપરથી મન ઉતરી ગયાને લીધે, એમને મ્હારી પ્રિય સખી પગે પડી પડીને પણ—મ્હારા ઉપર સ્નેહભાવને લીધે—પ્રયત્ન કરવા છતાં અહીં લાવી નહિ શકે તો પછી કંઈ બાકીજ નહિ રહે.[3] અને હમણાં શું અધિક થયું છે ? એની એજ હું કાદમ્બરી છું જેને, દૂર સુધી પ્રસરેલાં પત્રવાળાં કુમુદવનની સુવાસથી ઘેરાયેલી કુમુદિનીના તટ ઉપર;[4] ચન્દ્રકરના સ્પર્શથી શશિ-મણિ-શિખરમાંથી ખળખળ વહેતાં ઝરણવાળા ક્રીડાપર્વતના મધ્ય ભાગ ઉપર; મનોહર હરિચંદન રસની કણિકાના છળમાં જ્યાં એમના કરતલ-સ્પર્શ-સુખથી ઉત્પન્ન થતાં સ્વેદજલ-બિંદુ પડેલાં છે એમ લાગતું એવા તત્કાલ-રમણીય મુક્તા-શિલાપટ્ટ-શયન ઉપર; પુષ્પની સુવાસથી જ્યાં દશે દિશાઓ સુગંધી થએલી હતી અને હિમકણ પથરાયા છતાં પણ જ્યાં માત્ર મ્હારથીજ દેહ-દાહ શમતો હતો એવા, સર્વ રમણીયના સંગ્રહસ્થાન, હિમગૃહમાં, પ્રદોષ સમયે, જ્યારે મધુ મદથી ગુંજાર કરતાં મધુકરનાં ટોળાનો કોલાહલ થતો હતો, કોયલોના કરુણ કૂજનથી વિરહિજનનાં મનને દુઃખ થતું હતું, તથા વિકસિત પત્રવાળા કમલમાંથી નીકળતી સુવાસ સહિત મંદ મંદ વાતા પવન દશે દિશાઓને આનંદિત કરી દેતા હતા, કુસુમાયુધ જ્યારે પ્રફુલ્લ પુષ્પની વાસથી માનિનીઓનું માન મૂકાવતો હતો, અને કર્પૂર જેવા શ્વેત

---

૧. અહીં સુધીનો વૃત્તાન્ત લખીને બાણભટ્ટ દેવલોક પામ્યાથી આગળનો વૃત્તાન્ત તેના પુત્રે લખેલો છે. પૂર્વ ભાગને અન્તે જે કાદમ્બરીના ભાષણનો આરંભ થયો હતો તેજ હજી અહીં ચાલે છે એમ સમજવું, ૨ સારાંશ કે લજ્જા, વૈલક્ષ્ય, જડતા આદિ સર્વથી હરી ગએલી મ્હારાથી એમની સંમુખ નહિ જવાય. ૩. અર્થાત્ એ લઘુતાની સીમા થશે, અને ત્યારપછી જીવવું નિષ્પ્રયોજન છે ૪ (અન્વય) - "...આ કુમારે પુષ્પશય્યામાં પડેલી જોઈ હતી.

કર-સમૂહથી ચંદ્ર ત્યારે ચંદ્રિકા રૂપી જલનો પુષ્કલ વર્ષાદ વર્ષાવતો હતો. ત્યારે—આ કુમારે પુષ્પ શય્યામાં પડેલી જોઇ હતી. વળી, એમના દર્શનની અતિશય સ્પૃહા રાખતાં એનાં એજ મ્હારાં લોચન છે જેમણે એમને જોયા હતા. અજ્ઞાનથી શૂન્ય બનેલું આ હત-હૃદય પણ એનું એજ છે જે એમની અંદર પ્રવેશ કર્યા છતાં પણ ધારી શક્યું નહિ. એનું એજ આ શરીર છે, જે એમની પાસે પણ બહુ વાર સુધી તટસ્થ રહ્યું હતું. એનો એજ આ હાથ છે જેણે ગુરુજનની મિથ્યા અપેક્ષા રાખી પોતાનુ ગ્રહણ કરાવ્યું નહિ.પર-પીડા ન ગણનાર ચંદ્રાપીડ પણ એજ છે જે અહીં બે વાર આવી પાછા ગયા છે. અને મનેજ મારતાં મારતાં બાણ ખપી જવાથી અન્યન કંઇજ (પીડા) ન કરનાર મદન પણ એનો એજ છે જે ત્હેં મને વિદિત કર્યો હતો. વળી મહાશ્વેતાને મ્હોએ મ્હેં પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાંસુધી તું દુઃખી છે ત્યાં-સુધી હું મ્હારૂ પાણિ-ગ્રહણ કરાવીશ નહિ.—આ સાંભળી મ્હેં એમને ફરીથી કહ્યું કે દેવિ એ વાત મનમાં લાવશો માં. એ કુમતિ છે. આ પાપકારી મકરકેતુ અતિદારુણ છે, અને કદાચિત પ્રિયજનનું દર્શન ન થવાથી, હૃદયમાં ઉત્પન્ન થયેલા અનુરાગને લીધે જીવ પણ લઇ લે. ત્યારે એમણે કહ્યું:—મ્હારે તો એ પણ નથી.[1] કોણ જાણે મદને, કે દૈવે, કે વિરહે, કે યૌવને, કે અનુરાગે, કે મદે, કે હૃદયે, કે પછી બીજા કોઇએ મને સંકલ્પમય કુમારનું દાન કરેલું છે જે, લોકોની સમક્ષ છતાં પણ કોઇના દીઠામાં આવતા નથી અને સિદ્ધની સમાન સર્વદા મને દર્શન દીધાં કરે છે. વળી એમની પેઠે[2] આ નિષ્કારણ પરિત્યાગ કરે એવા કઠિન હૃદયના નથી; પોતેજ મ્હારા વિયોગથી ડરેછે; રાત દિવસ લક્ષ્મીની સાથે રહેતા નથી; પૃથ્વી-ના પતિ નથી; સરસ્વતીની અપેક્ષા રાખતા નથી; ને કીર્તિ –શબ્દની વૃદ્ધિ કરતા નથી.[3] કેવી રીતે હુ એ અન્નજનની વિડંબનાજ કરનાર, ઠગ કુમારને બેઠે બેઠે, ઉભે ઉભે, ફરતાં ફરતાં, સૂતે સૂતે, જાગતાં, મીચેલી આંખે, ચાલતાં, સ્વપ્નામાં, શયનમાં, શ્રીમંડપમાં, ગૃહ-કમલિ-નીઓમાં, ઉદ્યાનોમાં, લીલા-સરોવરમાં. ક્રીડાપર્વત ઉપર અને નાની ગિરિ-નદીઓમાં અહર્નિશ જોઉંછું તે મ્હેં તને કહેલુંજ છે.[4] માટે હવે એમને લાવવાની વાત જવાદે.—એમ કહેતાં કહેતાં અણુચિન્તવી જાણે મૂર્છા આવી ગઇ હોય તેમ આંખો મીચી દઇને, પાંપણો પાસે ભેગા થયેલા નયન-જલનો વર્ષાદ વર્ષાવતાં વર્ષાવતાં એ જાણે ગળી જતા હોય, તથા અંતરમાં ઉત્પન્ન થયેલા ક્રોધના વેગથી નીચોવાઇ જતાં હોય તેમ, વેદિકા ઉપરના ચંદરવાની મધ્યે લટકતા દોરડા સાથેના વસ્ત્રને એમને એમ વળગી રહેલી પોતાની બાહુ-લતિકા ઉપર,—સ્વચ્છ જલ-પ્રવાહમાં ઉગેલી મૃણાલિકા ઉપર જેમ પાણીની છોળો વાગવાથી સ્યામ પડેલુ રક્ત કમલ રહે તેમ—પોતાનું વદન મૂકીને જાણે કોતરેલાં હોય તેમ મુગાં મુગાં ઉભાં રહ્યાં.

એમના કહેલા શબ્દ સાંભળીને મને વિચાર થયો કેઃ—સંકલ્પમય આ જે પ્રિય કહ્યો તે સર્વદા વિયોગિની કુલીન સ્ત્રીઓને ને તેમા વિશેષે કરીને કુમારિકાઓને ખરેખરજ મ્હોટો જીવનાધાર તથા વિનોદ છે, કેમ જે આની સાથે, દૂતીઓએ પગે પડી પડીને દીનતા દર્શાવ્યા વિના ક્ષણે ક્ષણે (તેમના) સેંકડો સમાગમ થાય છે. અનિયમિત કાળે રમણીત લાગતાં

૧. એ=પ્રિયજનનું અદર્શન. અર્થાત્ હું તો સર્વદા એમને (મનમાં) જોઉંછુંજ એટલે જીવ જવાની વાત ક્યાં રહી ? ૨. એટલે ખરેખરા ચંદ્રાપીડની પેઠે. ૩. અર્થ એ કે ખરેખરા ચંદ્રાપીડને. લક્ષ્મી, પૃથ્વી, સરસ્વતી આદિ બીજી સ્ત્રીઓ છે પણ આમને તો હું એકલીજ છું ! ૪. જુઓ પૃષ્ટ ૨૦૧.

સ્વેચ્છાભિસરણનું સુખ તેઓ ભોગવે છે; ને કુમારીભાવને દૂષણ ન લગાડે એવી ક્રીડા થાય છે. ક્રીડામાં પણ રતન-વ્યવધાનનાં દુઃખ વિનાનાં આલિંગન દેવાય છે; ન્યૂ દેખાવાથી ઉત્પન્ન થતી લજ્જા વિનાનાં, નખ-દંત ક્ષતનાં સુખ મળે છે; ચોટલાને ઢીલો નાંખે નહિ એવા કેશ ગ્રહ-રૂપી મહોત્સવ થાય છે; શબ્દ રહિત ચુંબન દેવાય છે; અને બેહેના દાંત ગુરુજનની દૃષ્ટિયે પડવાથી થતા વૈલક્ષ્ય વિનાના, અધર-ખંડનના વિલાસ થાય છે. અંધકાર ગમે તેટલો હોય પણ તે આને[1] અદૃશ્ય કરી શકતો નથી; જલધર ધારઓ ઢાંકી શકતી નથી; અને તુષાર-સમૂહ સંતાડી શકતો નથી.—આમ હું વિચાર કરતી હતી તેવામાંજ અનુરાગ કથાના રસમાં જાણે પડવાથી દિવસ રક્ત થઇ ગયો. તે ક્ષણે રાગ પ્રકટ કરતું રવિમંડલ, લજ્જાથી પલાયન કરતું કાદમ્બરીનું હૃદય હોય એવું દેખાયું. રાત્રિયે પલ્લવ શયન જેવો સંધ્યારાગ રચ્યો. અને પ્રિય.રકની સમાન અંદોલે ચંદ્રકાન્ત શિલાતલનું શયન બનાવ્યું. એટલામાં પોતપોતાનું કામ અજવતી દીપિકા-ગ્રહણ કરનારી કન્યાઓ આવીને સુગંધી તેલમાંથી નીકળતી સુવાસવાળી દીપિકાઓવડે મંડલાકાર રચી આસપાસ ભરાઇ ગઇ. પછી, નિર્મલ લાવણ્યમાં દેખાતાં દીપપ્રતિબિમ્બ થકી, મદન બાણના સળગેલા કાંટા જાણે એમના અંગમાં લાગ્યા હોય, તથા નિરંતર નવી કળિયોથી ભરાઇ ગયેલી ચંપકલતા હોય એવાં એ દેખાવા લાગ્યાં. એમને એમ ને એમજ ઉભેલાં જોઇને મ્હેં ફરીથી વિનતી કરી કેઃ—દેવિ! કૃપા કરો. ખેદ સહન કરવા તમને સર્જેલાં નથી માટે હૃદયને ખેદકારી (આ) સંતાપ (હાથે કરીને) આણવો તમને ઘટતો નથી. શોકનો વેગ શમાવો. આ હું ચંદ્રાપીડને લઇને ઝટ આવું છું.—વિષ હરણ કરવાના મંત્રથી જેમ વિષ મૂર્છિત જન તેમ આપના નામયુક્ત મ્હારી આ વાણીથી એમણે ઝટ આંખ ઉઘાડી અને મ્હારી સામું આતુરતાથી જોઇ—અહીં કોણ છે?—એમ પરિજનને પુછ્યું.

એટલે કેટલીક શ્વેત વસ્ત્રથી શોભતાં ગાત્રવાળી કન્યાઓ-જેઓના અંગ દ્વાર-પ્રદેશમાં પ્રવેશ કરતાં સંકોચાતાં હતાં, (તેથી) જે પરશુરામના બાણમાંથી નીકળેલી કલહંસ પંક્તિયો જેવી શોભતી હતી; કલહંસના જેવા મધુર સ્વરથી જેમનાં નૂપુર જાણે પ્રત્યુત્તર દેતાં હતાં; કર્ણપૂર-પલ્લવના પડવાથી ઉલ્લાસિત થયેલા જેમના શ્રવણ આજ્ઞા શ્રવણ કરવાને જાણે દોડતા હતા; સ્કંધ ઉપર પડેલા જેમના મૌક્તિક-કુંડલનાં કિરણ-જાલ ચામર ઉચકયાં હોય એવાં શોભતાં હતાં; ગાલ ઉપર અથડાતાં કુંડલ જેમને જાણે જોરથી લઇ જતાં હતાં; અને શબ્દ કરતા કર્ણ-કમલમાંના મધુકરવડે જેઓ—શી આજ્ઞા છે?—એમ કહેતી હતી તે, પાસેથી દોડી આવી, અને આજ્ઞા સાંભળવાની ઇચ્છાથી (એમના) મુખ-કમલ તરફ જોવા લાગી એટલે અનુક્રમે સર્વ ઉપર દૃષ્ટિ ફેરવતાં ફેરવતાં એ મરકત શિલાતલ ઉપર બેઠાં અને બોલ્યાં કેઃ—પત્રલેખા! એમ ન સમજીશ કે આ હું તને સારૂં લગાડવાને કહું છું. (પણ) ખરે ખર તનેજ જોઇને હું મ્હારૂં ચિત્ત ધારણ કરી રહી છું. તથાપિ જો ત્હારો એવોજ વિચાર હોય તો તને ગમે તે કર—એમ કહી, પોતાને અંગે અડકેલાં વસ્ત્ર આભૂષણ ને તામ્બૂલ આપી, અતિશય કૃપા દર્શાવી મને એમણે વિદાય કરી.

આટલું બોલી પત્રલેખા જરા નીચું વદન રાખી ફરીથી ધીમે ધીમે કહેવા લાગીઃ—દેવ! નવા નવા દેવી-પ્રસાદથી પ્રગલ્ભ બની ગયેલી હું દુખિન થઇને વિજ્ઞાપન કરૂં છું કે આવી અવસ્થામાં આવી પડેલાં દેવીને મૂકીને આવ્યા તે શું આપે પણ આપની આસન-

---

૧. સંકલ્પમય પ્રિયને.

વત્સલ પ્રકૃતિને ઉચિત કીધું ?—પત્રલેખાની આવી ઉપાલંભયુક્ત વિજ્ઞપ્તિ સાંભળીને, તથા કાદમ્બરીનો આવો સ્નેહોક્તિથી ભરપૂર, ગંભીર, તાપયુક્ત, પરિહાસયુક્ત, યાચનાયુક્ત, અભિમાનયુક્ત, અપમાનયુક્ત, પ્રસાદયુક્ત, નિર્વેદયુક્ત, અનુરાગયુક્ત, નિર્દોષયુક્ત, ગૌરવયુક્ત, કોપયુક્ત, આત્માર્પણયુક્ત, સદ્ભાવયુક્ત, ઉપહાસયુક્ત, ઉપાલંભયુક્ત, અનુકોશયુક્ત, સ્પૃહાયુક્ત, નિશ્ચયયુક્ત, મધુર છતાં પણ દુઃશ્રવ, સરસ છતાં પણ શોષકારી, કોમલ છતાં પણ કઠોર, નમ્ર છતાં પણ ઉન્નત, વિનયયુક્ત છતાં પણ અહંકૃત, અને ઈર્ષિત છતાં પણ ગૂઢ આલાપ સાંભળીને, પક્ષ્મ અચલ થઇ જવાથી, દુઃસહ દુઃખને લીધે ઉત્પન્ન થતાં અશ્રુથી ભરાઇ ગયેલાં દીર્ઘ ચક્ષુવાળું એનું મુખ જોતો જોતો ચંદ્રાપીડ સ્વભાવે ધીર પ્રકૃતિનો છતાં પણ અતિશય આકુલ વ્યાકુલ થઇ ગયો.

પછી જાણે કાદમ્બરીના શરીરમાંથી આલાપ-પદનીજ સાથે આવેલા કોપે એના હૃદયમાં, જીવિતે કંઠમાં, કંપે અધર-પલ્લવમાં, નિઃશ્વાસે મુખમાં, સ્ફુરિતે નાસાગ્રમાં, અને અશ્રુએ ચક્ષુમાં સાથેજ વાસ કર્યો એટલે કાદમ્બરીને તુલ્ય વૃત્તિમય થઇને એ, અશ્રુપાતને લીધે ગદ્ગદ થયેલી વાણીએ ઉંચે સ્વરે કહેવા લાગ્યોઃ-પત્રલેખા ! હું શું કરૂં ? આ દુરાત્મા, દુઃશિક્ષિત, જ્ઞાનાભિમાની, (પોતાને) પંડિત માનનાર, દુર્વિદગ્ધ, દુર્બુદ્ધિમાન્, અસત્ય ધૈર્ય ધરનાર, સ્વયંકૃત મિથ્યા શતસહસ્ર વિકલ્પથી ભરેલા, અવિશ્વાસુ, મૂઢ હૃદયે, શૃંગાર-નૃત્યાચાર્ય ભગવાન્ કામદેવ અંતર્ગત વિકાર જણાવવા સારૂ એ બાલાને મ્હારે લીધે જે જે કંઇ અનેક પ્રકારે બલાત્કાર કરે છે તે સર્વે,-દિવ્ય કન્યાઓ પૂર્વે, નહિ જોયેલી તેથી, એ લીલા રૂપને અનુરૂપ હશે એમ ધારવાથી, અને એવો વિચાર પણ મ્હારા ઉપર આવે એ અસંભવિત લાગવાથી,—એ (બાલા) નું સ્વાભ વિકજ છે એમ મને વિકલ્પ-સંશયને હિંદોળે ચઢાવી મનાવીને, દેવીના આવા દુઃખનો તથા ત્હારા ઉપાલંભનો હેતુ બનાવ્યો છે. હું ધારૂં છું કે મને પણ આ કોઇ મનને વ્યામોહ કરનાર શાપજ લાગેલો હશે, નહિ તો અનુપમ હુને પણ જેમાં કંઇ સંદેહ ન પડે એવાં એવાં સ્ફુટ મદન ચિહ્નને વિષે પણ મનેકેમ આમ ભ્રમ થાય? અતિ સૂક્ષ્મ હોવાને લીધે દુર્વિભાવ્ય એ સ્મિત, એ કટાક્ષ, એ કથન, એ વિલાસયુક્ત અનુભાવ તથા લીલાયુક્ત લજ્જાના આવિર્ભાવ જે અન્યથા પણ સંભવે તેમને ન ગણીએ તોપણ, પોતાનો કંઠસ્પર્શ બહુ વાર અનુભવ્યાથી સૌભાગ્ય પામેલા આ હારને સુજ પુણ્યવન્તિના કંઠમાં તેજ ક્ષણે પેહેરાવીને એમણે શું નથી જણાવ્યું ? વળી હિમગૃહનો વૃત્તાન્ત તો ત્હેં પણ પ્રત્યક્ષજ દીઠો હતો. માટે દેવીએ પ્રણય કુપિત છતાંએ આમાં શું અપ્રાપ્ત કહ્યું છે ? આ સર્વે દોષ વિપર્યયે મ્હારો છે. તો હવે પ્રાણના પણ ઉપયોગથી હું એવી રીતે વર્તું કે દેવી મને આવો અતિ કઠિન હૃદયનો જાણે નહિ.—કુમાર આમ બોલતો હતો તેવામાંજ વેત્રધારી એક પ્રતિહારીએ કહાવ્યા વિનાજ પ્રવેશ કરી પ્રણામપૂર્વક વિનતિ કરીઃ—યુવરાજ! દેવી વિલાસવતીએ કહાવ્યું છે કે પરિજનના કહેવાથી મ્હેં સાંભળ્યું છે કે પછવાડે રહેલી પત્રલેખા આજ પાછી આવી છે. ત્હારામાં ને એનામાં મ્હારે કંઇ સ્નેહ વિશેષ નથી એવી રીતે મ્હેંજ એને ઉછેરી છે. તને પણ જોયે બહુ વાર થઇ છે માટે એને તેડીનેજ આવ. સેંકડો મનોરથે મળેલું ત્હારા મુખ-કમલનું દર્શન અતિદુર્લભ છે.

આ સાંભળી ચંદ્રાપીડને વિચાર થયો કેઃ-અહો! મ્હારૂં જીવિત સંદેહને હિંદોળે ચઢયું છે !

(એક પાસ) માતા આમ ક્ષણુ વાર પણુ મને નથી જોતાં- તો દુઃખી થાય છે; અને (બીજી પાસ) નિષ્કારણ વત્સલ દેવીએ પત્રલેખાને મ્હોંએ ત્યાં આવવાની મને આમ આજ્ઞા કરી છે. જન્મકાલથી બંધાયેલો જનની-સ્નેહ બલવાન્ છે, અને મ્હારૂં હૃદય વાંછાને લીધે આકુલ વ્યાકુલ થઇ ગયું છે. તાત-ચરણુની સેવનું સુખ ત્યજાય એમ નથી; અને દુષ્ટ મન્મથ અતિ પીડાકારી છે. ગુરુજનનાં લાડ મનોહર છે; ઉત્કંઠા (નાં દુઃખ) દુઃસહ છે. બાંધવજનની પ્રીતિ બાંધી રાખે એવી છે; અભિનવ પ્રાર્થના કુતૂહલ ઉત્પન્ન કરે છે. કુલક્રમાગત નૃપતિઓ (મ્હારા) મુખને જોનારા છે; (પણ) પ્રિયામુખ દર્શન જીવન-સફલકારી છે પ્રજા સર્વ અનુરક્ત છે; (પણ) ગંધર્વ-રાજપુત્રીનો પ્રેમ અનહદ છે. જન્મભૂમિ ત્યજવી કઠિન છે; (પણ) દેવી કાદમ્બરી સંમાનાર્હ છે. મનને વિલંબ દુઃસહ છે, (પણ) હેમકૂટ વિન્ધ્યાચલ વચ્ચે અંતર ઘણું છે. એમ વિચારતો વિચારતો પત્રલેખાનો હાથ ઝાલી, પ્રતિહારીએ બતાવેલે માર્ગે માતાની સમીપ ગયો, અને માતાએ લડાવેલાં અનેક પ્રકારનાં લાડનાં સુખમાં દુઃસહ હૃદયોત્કંઠા ભૂલી જઇને તે દિવસ એણે ત્યાંજ ગાળ્યો.

પણ સ્વચિન્તા જેવી, દશે દિશાઓમાં અંધકાર કરી મૂકતી, જ્યારે રાત પડી; અનિવાર્ય વિરહ વેદનાથી મનમાં ખેદ પામીને આકુલ વ્યાકુલ થતાં ચક્રવાકદ્વંદ્વ જ્યારે ઉંચે સ્વરે કરુણુ શબ્દ કરવા લાગ્યાં; અંકોલ-(ઓડ)ની ધૂળ જેવો ધૂસર પ્રકાશ પાડતા, ચંદ્રના અગ્ર-કિરણુ કામબાણુને ઉત્તેજિત કરીને જ્યારે પથરાવા લાગ્યાં; તથા વિકસિત થતી કુમુદિનીનો શ્વાસ-પરિમલ લઇને પ્રદોષ-પવન જ્યારે મંદમંદ વાવા લાગ્યા, ત્યારે ચંદ્રાપીડ શયન ઉપર સૂતો, પરંતુ નયન મીચ્યાં છતાંએ એને નિદ્રાવિનોદ મળ્યો નહિ; અને એનું મન, હેમકૂટથી આવતાં ઉપજેલા ખેદને લીધે નીચે પડીને જાણે (કાદમ્બરીના) પાદ-પલ્લવની છાયામાં વિશ્રાન્ત થયું હોય,—જંઘાને અનુસરીને અધિરોહણુ કરતાં, જાણે એ સંશ્લિષ્ટ ઊરુમાં સંયુક્ત થયું હોય, વિશાળ નિતંબ ફલક[1] ઉપર જાણે ખિન્ન થયું હોય, નાભિ-મુદ્રામાં જાણે ડુબી ગયું હોય, રોમ-રાજિમાં જાણે ઉલ્લસિત થયું હોય ત્રિવલી રૂપી પગથિયાંથી મનોહર લાવણ્યના મધ્યભાગ ઉપર જાણે ચઢી ગયું હોય, ઉન્નત અને વિસ્તીર્ણ સ્તનતટ ઉપર જાણે જઇ બેઠું હોય, બાહુમાં જાણે લીન થઇ ગયું હોય, હસ્ત ઉપર જાણે અવલંબન કરી રહ્યું હોય, કંઠમાં જાણે આલિંગિત થયું હોય, ગાલમાં જાણે પ્રવિષ્ટ થયું હોય, અધરપુટમાં જાણે કોતરાયું હોય, નાસિકા-સૂત્રમાં જાણે ગુંથાયું હોય, લોચનમાં જાણે પ્રફુલ્લ થયું હોય, લલાટશાલામાં જાણે સ્થિર થયું હોય, કેશકલાપના અંધકારમાં જાણે ભરાઇ ગયું હોય, અને સર્વ દિશાઓને ભરી નાંખતા લાવણ્ય-પૂરમાં જાણે તરતું હોય તેમ, મદન નિવાસ કાદમ્બરી-રૂપનું સ્મરણુ કરવા લાગ્યું!!

પછી આત્મીય બુદ્ધિ ઉત્પન્ન થઇ એટલે[2] અંતઃકરણુ અતિ સ્નેહાર્દ્ર થવાથી તે દિવસ-થીજ જાણે તેની રક્ષા કરવાને તત્પર થયો હોય તેમ, જ્યાં જ્યાં કુસુમ ધનુષ ચઢાવીને મદનને તેના ઉપર પ્રહાર કરતો જોતો લાગ્યો ત્યાં ત્યાં પોતે વચ્ચે પડવા લાગ્યો. કોમલ માલતી કુસુમ જેવા સુકુમાર શરીર ઉપર આમ નિર્દય પ્રહાર કરતાં શું તને લજ્જા નથી આવતી?—એમ જાણે, ચંચલ કીકીવાળી તથા અશ્રુ ભીની થયેલી દૃષ્ટિથી કામદેવને આપો ઠપકો

1. નિતંબ રૂપી ફલક ચિત્રાવાનું પાટિયું. 2. તે (કાદમ્બરી) પોતાની છે એમ લાગ્યું એટલે,

રેવા લાગ્યો, અને કામબાણના પ્રહારથી મૂર્છા પામેલી (કાદમ્બરી)ને જાણે સચેતન કરવા ઇચ્છતો હોય તેમ એ પોતાના અવયવ ઉપર સ્વેદ જલબિંદુ ધારણ કરવા લાગ્યો તથા દીર્ઘ દીર્ઘ નિશ્વાસ પવન નાંખવા લાગ્યો. તેના સચેતન થવાથી હર્ષ પામ્યો હોય તેમ, અંગે અંગે વ્યાપેલા રોમાંચને ક્ષણ પણ વિયુક્ત રાખતો નહિ. હૃદયથી વેદના સહન થાય છે કે નહિ—તેની ખબર કાઢવાને જાણે મોકલ્યું હોય તેમ તેનું મન શૂન્ય જણાવા લાગ્યું. જાણે તેના સમાચાર સાંભળવા સારૂ સર્વદા તે મૌનવ્રત ગ્રહણ કરીને રહેવા લાગ્યો. તેના મુખદર્શનથકી સર્વ ઢંકાઇ ગયું હોય તેમ અન્ય કંઇજ તે જોતો નહિ. ચન્દ્રબિંબપ્રતિ પણ એની દૃષ્ટિ ચેન પામતું નહિ. તેના આતાપથી જાણે શ્રવણ ભરાઇ ગયા હોય તેમ બીજું કંઇપણ તે સાંભળતો નહિ,—વીણાના ધ્વનિ પણ બ્હારજ રહેતા. સુભાષિતને પણ પ્રવેશ મળતો નહિ. મિત્રના બોધ પણ જાણે કંઠેન લાગતા (અને) બાન્ધવ જનના વચની પણ એને સુખ થતું નહિ. સ્વભાવ સમજી જશે એવી જાણે બ્હીકથી પૂર્વની પેઠે કોઇને પોતે દર્શન (પણ) દેતો નહિ. અહર્નિશ નિકળતી જ્વાલાવાળો મદનાગ્નિ અંતરમાં બળતા છતાં ગુરુજનની શરમને લીધે તે ચુરેલા ભીનાં કમળના શયન ઉપર એ સૂતો નહિ. શરમના માર્યો અંગ ઉપર રાખતો નહિ, જલબિંદુરૂપી મોતી વડે તારા ભર્યા દેખાતાં કમલપત્ર પાસે પણ મૂકતો નહિ, કુસુમ-પલ્લવનું શયન રચવાનું કહેતો નહિ, અવિરત ધારા પડવાથી ઉડતી શિશિર જલકણિક વડે જ્યાં દુર્દિન થઇ રહેતો એવાં ધારાગૃહને જોતો પણ નહિ. સારા પુષ્પ-રસ ગળવાથ શીતલ થયેલા અભ્યન્તરવાળા, મહેલની વાડીના લતામંડપમાં પણ જતો નહિ, ચંદન-જ છાંટેલી મણિભૂમિ ઉપર પણ સ્વેચ્છાએ આળોટતો નહિ, ચન્દ્રકિરણ પડવાથી મને હર લાગત લલનાઓના હાથમાં રહેલાં ચન્દ્રમણિ દર્પણમાં પણ પોતાનું પ્રતિબિંબ પાડી શકતો નહિ,—હુકામાં, જાડા હરિચંદન રસની ચર્ચા પણ ચરણતલથી કરાવતો નહિ.

એમને એમજ રાતદિવસ જપ્યા વિના રાજકુમાર, જલવિના છતાં પણ બાળેલા એવા બળતા પણ સ્નેહેંધનનો[1]ક્ષય ન કરતા, અને જાણે દુ:ખ સહન કરાવવા સારૂ શરમ નહિ કરતા મદનાગ્નિથી અંતરમાં તેમજ બ્હાર ઉકળાટ પામતો પામતો સુકાવા લાગ્યો. પરંતુ પ્રતિક્ષણે વધતી આર્દ્રતાને એણે ત્યજી નહિ[2] એવી રીતે પ્રતિક્રિયાના અભાવથી તથા (પ્રેમ) ત્યજવો દુષ્કર હોવાથી એણે મદનની વેદના સહન કરવા છતાં, લોક લોચનથી પોતાના આકારનુંજ રક્ષણ કર્યું, કામબાણથી પોતાના જીવિતનું નહિ! દેહમાંજ કૃશતા આવવા દીધી, લજ્જામાં નહિ, શરીર સ્થિતિમાંજ અનાદર દર્શાવ્યો, કુલક્રમની સ્થિતિમાં નહિ, પ્રજાઓનો અનુરોધ કર્યો, મદનોત્કંઠાનો નહિ, અને સુખનીજ અવગણના કરી, ધૈર્યની નહિ. આ પ્રમાણે કાદમ્બરીના રૂપ-ગુણને આધારે ઉત્પન્ન થયેલો બળવાન અનુરાગ એને આગળ ખેંચવા લાગ્યો, અને ગુરુજનના પ્રતિબંધને લીધે અધિક દૃઢ થયેલો મ્હોટો સ્નેહ પછવાડેથી એને વારવા લાગ્યો. પરંતુ પ્રકૃતિએ ગંભીર સમુદ્ર જેમ ચંદ્રથી તેમ એ (આથી) દૂર ઉછળવા છતાં આત્માને મર્યાદાથી અટકાવી રાખવા લાગ્યો, એમ થોડા છતાં પણ સહસ્ર જેવા લાગતા

---

૧ સ્નેહ=તેલ તથા ઇંધન=બળતણ તેનો, (પક્ષે સ્નેહ-પ્રેમ-રૂપી ઇંધનનો. ૨. સુકાવા છતાં પણ આર્દ્રતા ભીનાશ=ત્યજી નહિ એ વિરોધ, શમાવતાં આર્દ્રતા=અંતઃકરણનું પ્રેમથી પલળી જવું તે.

દિવસો કેમે કરીને વીતી ગયા પછી એક દિવસ, મદન-વેદનામાંથી જાણે જરા છુટ્યો હોય તેમ નગરીની બ્હાર જઇ, જલતરંગના સંગથી શીતલ જલકણ સહિત જ્યાં પવન વાતા હતા અને કલહંસ તથા ચક્રવાકનાં ટોળાં જેના સુરસ સુકુમાર પુલિન ઉપર મધુર મધુર શબ્દ કરતાં હતાં તેવા સિપ્રા નદીના તટને અનુસરતો અનુસરતો એ થોડેક સુધી ચાલતો ચાલતોજ ગયો. ફરતાં ફરતાં કાર્તિકેયના દેવાલય પાસે પહોંચ્યો એટલામાં વેગથી આવતા ઘણાક અશ્વ દૂરથીજ એની દૃષ્ટિયે પડ્યા, જેઓના પૂરપેટીએ દોડવાથી ખરીઓ ઝડપ ઝડપ ઉપડતી હતી; જેઓ ભેગા થઇ જતા હતા અને જૂદા પડતા હતા; પાસે પાસે આવતા હતા અને વિખેરાઇ જતા હતા; ઉત્સાહથી ચાલતા હતા અને ધીમા પડતા હતા; દોડી જતા હતા અને પંક્તિ તોડી નાંખતા હતા; સ્ખલન કરવા છતાં, પડતા છતાં, બેસી જતા છતાં અશ્વારો જેમને યથાશક્તિ ઉભા કરતા હતા; નિઃસહ થવાથી જેઓ દૂરાગમનનો ખેદ જણાવતા હતા; અને અતિત્વરામાં ચાલવાથી ભારે કાર્યને પ્રસંગે આવવું થયું હશે એમ સૂચવતા હતા. તેમને જોતાંજ કુતૂહલ ઉત્પન્ન થવાથી ખબર કઢાવા રાજપુત્રે એક પુરૂષને મોકલ્યો અને પોતે પણ ઝાંઘ સુધી આવતા સિપ્રાજલમાં થઇને, એ ખબર સાંભળવા સારૂ તેજ ભગવાન્ કાર્તિકેયના મંદિરમાં જઇને ઉભો રહ્યો.

ત્યાં રહે રહે કુતૂહલથી તેજ અશ્વવૃન્દ તરફ દૃષ્ટિ કરી, પાસે ઉભેલી પત્રલેખાને હાથથી ખેંચીને એ કહેવા લાગ્યોઃ—પત્રલેખા! જો, જો, પેલો સૌથી આગળજ આવતો અશ્વાર જેનું મુખ સૂર્ય કિરણનું નિવારણ કરવા સારૂં ધરેલી, ઉડતી ચંચલ દીર્ઘ શિખાવાળી, કર્પૂર પિચ્છમય છત્રિકાને લીધે ઢંકાઇ ગયેલું છે તે મને લાગે છે કે કેયૂરક છે.—એમ તેની સાથે નિહાળીને એ જોતો હતો તેવામાંજ, ખબર કાઢવા મોકલેલા પુરૂષ પાસેથી-ચંદ્રાપીડ ત્યાં ઉભા છે-એમ સાંભળી, દૃષ્ટિ પડતાંજ અશ્વ ઉપરથી ઉતરી પડી સમીપ આવતા કેયૂરકને એણે જોયો. દૂરથી વેગ સહિત આવતાં ઉડેલી ધુળવડે તેનું શરીર ધુસર તથા શ્યામ પડી ગયું હતું તેથી તેનો આકાર જાણે બદલાઇજ ગયો હોય એમ ભાસતું હતું; અને અંગરાગ સંસ્કાર વિના મલિન થઇ ગયેલા શરીરવડે, વિષાદથી શૂન્ય મુખવડે તથા અંતરનો દુઃખભાર દર્શાવતી દૃષ્ટિવડે, દૂરથીજ તે, વગર પૂછે પણ કાદમ્બરીની દુઃખી અવસ્થા બોલ્યા વિના જણાવતો હતો. તેને જોઇ, પ્રીતિથી—આવ, આવ,—કહી, ચંદ્રાપીડે, સત્વર પ્રણામ કરીને તે પાસે આવ્યો એટલે દૂર પ્રસારેલા પોતાના બાહુથી આલિંગન દીધું. પછી જરા પાસે ખસીને તેણે પુનઃ નમસ્કાર કર્યો એટલે તેના સર્વે સહાયોને કુશલ પ્રશ્ન પૂછી, આગળ ઉભેલા કેયૂરકને આતુરતાથી પુનઃ પુનઃ નિહાળી રાજપુત્ર કહેવા લાગ્યો.—કેયૂરક! ત્હારા દર્શનથીજ એટલું તો જણાય છે કે દેવી કાદમ્બરી સપરિવાર કુશલ છે. હવે અહીં આવવાનું કારણ વિશ્રાન્ત થયા પછી સુખે કહેજે.—એમ કહી; વેગથી આરોહકે આણેલી હાથણી ઉપર ચઢીને,—આ શરીરને તે સુખ ક્યાંથી?—એમ બોલતા કેયૂરકને પછવાડે બેસાડી, પત્રલેખાને લઇને ચંદ્રાપીડ પોતાને મંદિર ગયો. ત્યાં સર્વ રાજલોકનો પ્રવેશ બંધ કરાવી, વલભોદ્યાનમાં જઇ, પરિવારયુક્ત કેયૂરક સહિત એણે ઉત્કંઠિત ચિત્તને લીધે અચેતન રહીનેજ સર્વ દિવસ-વ્યાપાર કર્યો. પછી સર્વ પરિજનને દૂર કરી, એકલી પત્રલેખાનેજ રાખી, કેયૂરકને બોલાવી તે કહેવા લાગ્યોઃ—કેયૂરક! દેવી કાદમ્બરીનો, મદલેખાનો તથા મહાશ્વેતાનો જે સંદેશો હોય તે કહે.

ચંદ્રાપીડનો આ પ્રશ્ન સાંભળી, વિનયથી પાસે બેસી, કેયૂરક પણ કહેવા લાગ્યોઃ—દેવ! હું શું કહું? દેવી કાદમ્બરીનો, મદલેખાનો કે મહાશ્વેતાનો જરાએ સંદેશો મ્હારી પાસે કહેવાનો નથી. મેઘનાદને પત્રલેખા સોંપી, પાછો આવી, મ્હેં આપનો ઉજ્જયિની ગયાનો વૃત્તાન્ત કહ્યો કે તરતજ ઉંચુ જોઈ, દીર્ઘ અને ઉષ્ણ નિ:શ્વાસ નાંખી, નિરાશ થઈ,—એમ થયું!—એટલું બોલી, ઉઠીને મહાશ્વેતા પાછાં તપ કરવા સારૂ પોતાને આશ્રમેજ ગયાં. દેવી કાદમ્બરી પણ તત્કાળ હ્રદયમાં જાણે ઘણ વાગ્યો હોય—માથે જાણે અણચિન્તવ્યો વજ્રપ્રહાર થયો હોય—તેમ, અંતરની પીડાથી આંખ મીંચાઈ જવાથી મૂર્છિત હોય, સ્તબ્ધ હોય, પરિભૂત હોય, વંચિત હોય કે અંતઃકરણથી ઉન્મુક્ત હોય તેમ બહુ વાર સુધી રહ્યાં. પછી આંખો ઉઘાડી ત્યારે, મહાશ્વેતાના ગયાની ખબર જાણ્યા વિના, વિલક્ષ હોય, લજ્જિત હોય કે વિસ્મૃત હોય તેમ વિસ્મયથી સ્તબ્ધ દ્રષ્ટિએ જોતાં જોતાં—જા મહાશ્વેતાને કહે—એવું મને જાણે ક્રોધ સહિત કહેવા લાગ્યાં, અને મદલેખા તરફ મ્હોં ફેરવી વિલક્ષસ્મિત સહિત કહેવા લાગ્યાં કેઃ—મદલેખા! બીજું કોઈ એવું હશે કે જેણે કુમાર ચંદ્રાપીડના જેવું કર્યું હશે વા કરશે?—એટલું કહી, ઉભાં થઈ, સર્વ પરિજનને દૂર કરી, શયન ઉપર પડી, ઉત્તરીય વસ્ત્રથી મસ્તક ઢાંકી દઈ, સમાન દુ:ખી મદલેખા સાથે પણ કંઈ બોલ્યા ચ લ્યા શિવાય આખો દિવસ એમ ને એમ રહ્યાં. બીજે દિવસ પ્રાતઃકાળરૂજ હું એમની પાસે ગયો એટલે—તમે આવા અતિદ્રઢ શરીરવાળા બેઠા છો ને હું આવી અવસ્થા અનુભવું છુ!—એમ જાણે અમને ઠપકો દેતાં હોય—મ્હારે તમ જેવા પાસે રહેનારનું કામ નથી—એમ જાણે તિરસ્કાર કરતાં હોય,—કેમ મ્હારી પાસે ઉભો રહ્યો છે-એમ જાણે અંતરના ક્રોધાવેગથી તરછોડતાં હોય—તેમ, અશ્રુજલ છલકાઈ જવાથી કંપતી તથા આકુલ દ્રષ્ટિથી બહુ વાર મ્હારા સામુ જોઈ રહ્યાં. આ ઉપરથી, કુપિત દેવીની આવી દ્રષ્ટિ થકી મને જવાની આજ્ઞા મળી એમજ જાણીને હું એમને કહ્યા વિનાજ આપની પાસે ચાલી આવ્યો છું માટે, આપજ જેનું એક શરણ છો એવા જનના જીવિત રક્ષણને અર્થે આતુર કેયૂરકની વિજ્ઞાપના સાંભળવામાં લક્ષ આપવાની કૃપા કરશો એવી આશ છે.

સાંભળો મ્હારાજ! સુગંધિ મલયપવન જેવા આપના પ્રથમ આગમનથી જે વેળા એ સમસ્તજ કન્યકા લતાવન ચલિત થયું તે વેળાજ સકલ ભુવનને મનગમતા વસંત જેવા આપને જોઈને, રક્ત અશોક વૃક્ષની લતા જેવી દેવીમાં મદને પ્રવેશ કર્યો; અને હવે તો આપને લીધે દેવી કાદમ્બરી મહાન્ આયાસ ભોગવે છે. સૂર્યોદય થાય છે ત્યારથી, સૂર્યમણિના અગ્નિ જેવા નિ:શબ્દ, પવનની પ્રેરણા વિનાના, નિર્ધૂમ, ભસ્મરહિત, પ્રજ્વલતા એમના મદનાનલની, પરિજનના હસ્તવડે કોમલ પલ્લવ ઉરાડવાથી શાન્તિ થતી નથી; નાના નાના વ્યજનમાંથી ઉડતી શીતલ જલકણિકાઓના સિંચનથી તેની નિવૃત્તિ થતી નથી; સરસ હરિચન્દનનો લેપ લગાડવાથી તેનો છેદ થતો નથી; વાટેલાં મોતીની ઝીણી રજ નાખવાથી તે ઓલવાતો નથી, કોતરેલી યંત્રમય કલહંસ-પંક્તિમાંથી છૂટતી જલધારાવાળા ધારાગૃહવડે તે શમતો નથી; પરંતુ જલયંત્ર ચાલવાથી ગળતી અતિશીતલ જલકણિકાવડે તારાથી છવાઈ ગયેલી જલધારાઓ જેમ જેમ તેના ઉપર પડે છે તેમ તેમ વિદ્યુતના અગ્નિનો સહોદર હોય તેમએ મદનાગ્નિ જાગૃત થતો જાય છે. વળી શિશિર ઉપચાર કરવાથી, કુંદ કળિયોની મંજરીના

જેવી સ્વેદ-બિંદુની સંતતિ વધારે વધારે વિકાસ પામે છે. આશ્ચર્ય એ છે કે મદનાગ્નિમાં બળતાં છતાં અગ્નિ શૌચ વસ્ત્રની પેઠે એમનું લાવણ્ય સર્વદા નિર્મલ થતું જાય છે. મને લાગે છે કે સ્વભાવે મૃદુ છતાં મુક્તાફલ બનેલા જલની સમાન[1] અબળાઓનું હૃદય ઉત્કંઠાથી કઠિન થઈ જતું હશે, નહિ તો એટલો બધો સંતાપ છતાં પણ કેમ ન ઓગળી જાય? વલ્લભ જનના સંગમની આશા ખરેખર બલવાન્ છે, કેમકે વેદના સહન કરવાથી વિહ્વલ થયા છતાં પણ, અતિ કષ્ટ ભોગવતા પ્રાણ રહી શકે છે[2]-પણ હું શું કરું?-એ મ્હોટી ઉત્કંઠા શી રીતે કહું? કઈ રીતે વર્ણવું? કયે ઉપાયે દર્શાવું? કયે પ્રકારે જણાવું? કઈ યુક્તિથી પ્રકાશ કરું? કઈ વેદના જોડે સરખાવું?—સ્વપ્નમધ્યે પ્રણયિઓની વેદના ખરેખર જતી રહે છે, ને તેથીજ આપ પ્રતિબિમ્બ દેખાયા છતાં એની અવસ્થા જોઈ શકતા નથી.[3] સૂર્યના સહસ્ર કિરણનો અચંડ તાપ સહે એવાં કમલ એમના શયનતલ ઉપર રહેવાથી કરમાઈ જાય છે એવી તે એમની, સૂર્યના તાપથી પણ ચઢે એટલી, ઉષ્ણતા છે! અકરુણ તથા નિષ્કારણ પ્રતિકૂલ કામની પીડાથી એ આવી આવી વિવિધ ચેષ્ટાઓ કરે છે:—મદન-વેદના સહી શકે એવા અતિ કઠિન મનમાં આપ વસો છો માટે મૃદુ કુસુમ શયન ઉપર એ સખિઓના બલાત્કારથી સૂવે છે.[4] કુસુમ-શયનમાં સૂતા પછી સંતાપને લીધે પગે રહી ગળતા અલક્તક-રસથી રક્ત, ચગેલાં શૈવાલ-કુસુમ વડે, હૃદયમાંથી પડતાં સરુધિર કામબાણની શંકા કરાવીને સૌ સખિઓને ભયભીત કરે છે. કામબાણનું નિવારણ કરવા સારૂ પેહેરેલા કવચ જેવો, આપના સ્મરણથી ઉત્પન્ન થતો રોમાંચ ધારણ કરે છે. રોમાંચિત સ્તનયુગ ઉપર, શ્વસથી ખસી ગયેલા વસ્ત્રને મૂકતાં મૂકતાં, આપના પાણિ-ગ્રહણની તૃષ્ણાથી પોતાના જમણા હાથને જાણે કંટક-શયન-વ્રતની શોભા આપે છે! અને ડાબા ગાલના ભારથી જડ થઈ ગયેલી અંગુલિવાળા, ચળકતા પદ્મરાગ મણિના કંકણના કિરણથી રંગાતા-જવલના મદનાગ્નિમાં જાણે બળતા-ડાબા હાથને હલાવ્યા કરે છે. કમલ પત્રના વ્યજનના પવનથી એમના મુખ ઉપર કર્ણ-કુવલય-પત્ર હાલતાં કરે છે. તેથી, અહર્નિશ ગળતાં અશ્રુના ભયથી જાણે એમનાં ચંચલ લોચન પલાયન કરતાં હોય એમ ભાસે છે! ક્ષણે ક્ષણે એ દુર્બલ થતાં જાય છે તેથી, પડી જવાની બ્હીકથી, હાલતા મંગલ વલયનેજ નહિ પરંતુ હૃદયને પણ વારંવાર હસ્ત-પલ્લવથી પકડી રાખે છે. લીલા-કમલની

---

૧. જુઓ પૃ ૧૯૪. ટી. ૩. વળી જુઓ ભર્તૃહરિનું નીતિશતક શ્લોક ૬૭.

स्वात्यां सागरशुक्तिसंपुटगतं तज्जायते मौक्तिकम् ।

૨. જુઓ મેઘદૂત શ્લો. ૧૦ મો.—

आशाबंधः कुसुमसदृशं प्रायशो ह्यंगनानाम् ।

सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणाद्धि ॥

અને માલતિમાધવ પૃ. ૩૨૦—

आशातन्तुर्न च कथयताऽत्यंतमुच्छेदनीयः ।

प्राणत्राणं कथमपि करोत्यायताक्ष्याः स एकः ।

૩. (સ્વપ્નમાં) કાદમ્બરી આપને જુએ છે તોએ આપ એની દુઃખી અવસ્થા જોતા નથી તેનું કારણ એ કે સઘળી પીડા મનુષ્યને સ્વપ્નમાં શાન્ત પડી ગયેલી હોય એટલે કયાંથી દેખાય! ૪. આપ કઠિન સ્થલે છતાં પોતે કેમ કોમલ શયનમાં સૂવે !-માટે બલાત્કારે વિક્

માલા જેવી, શીતલ જલકણિકા ઝરાવતી, સખીઓની હસ્ત-પરંપરા શરીર ઉપર મૂકયાથી એ ચાલી જાય છે. વળી હમણાં એ ચરણ દ્વંદ્વ વડે મેખલા-કલાપને, વિસ્તારી નિતમ્બવડે મધ્ય ભાગને, સંગમની આશાવડે હૃદયને, હૃદયવડે આપને, છાતિયે કમલપત્રના આવરણને, કંઠે જીવિતને, હાથે ગાલને, આપ સંબંધી આલાપ વડે અશ્રુપાતને, કપાળે નાની ચંદન-લેખાને અને સ્કંધે વેણીને ધારણ કરે છે.[1] આપને જોવાની ઇચ્છાથી, હૃદય ફાટી જાય તો ઠીક એમ વાંછના કરે છે:[2] ગોત્ર-સ્ખલનથી[3] લજ્જા પામે તેવી જીવવાથી પામે છે. પ્રિયસખી જેવી મૂર્છા વારંવાર એમના મનને સ્પર્શ કરે છે. પરિજન જેવી કામોત્કંઠા એ પરવશને કુસુમ-શયનમાંથી ઉઠાડે છે. પરિચારિકા જેવી આધિ એમનાં શિથિલ ગાત્રોને ચલાવે છે. ઉત્કંઠા શમાવવાના વ્યજનને સારૂ પલ્લવ-ભંગ થશે એવા ભયથી જાણે કંપતા હોય તેવા, પવનથી હચહચી ગયેલા લતામંડપમાં વારંવાર એ રહે છે.[4] કારામાંથી નીકળી આવેલી સુંદર કલિયોને લીધે, મૃણાલ-વલયના સંરક્ષણને અર્થે જાણે અંજલિ રચતું હોય એવા સ્વચ્છ કમલિની-વનમાં વારંવાર સૂવે છે. રખેને ગળે ફાંસો ઘાલે એવી જાણે બ્હીકથી પલ્લવ વડે નિરંતર આચ્છાદિત લતા-પાશવાળી વાડીમાં એ ઘણી વાર જાય છે.[5] રોઇ રોઇને લાલ ચોળ કરી નાખેલી આંખના પ્રતિબિંબ પડવાથી, શયન ઉપર પથરાવાના ત્રાસથી જાણે કમલ કુમળતાં હોય એમ દર્શાવતા ઉપવન સરોજલમાં વારંવાર સ્નાન કરે છે. ત્યાંથી નીકળી તમાલ વૃક્ષોની હારોમાં ફરે છે. ત્યાં પોતાની ઉંચી કરેલી ભુજ-લતા વડે શાખાને ટેકો દઇ, તે ઉપર પોતાનું વદન મૂકી, આંખો મીચી દે છે તેથી ચંપક-પત્રની માલાનો જાણે ફાંસો ઘાલ્યો હોય એવી શંકા કરાવે છે. એમ જરા વાર વિશ્રામ લીધા પછી સંગીત ગૃહમાં પ્રવેશ કરે છે. ત્યાં મધુર મૃદંગ સ્વર અને લય યુકત લલિત નૃત્ય-લીલા વડે ખેદ પામી, મયૂરીની પેઠે છૂટતી જલધારાવાળા ધારાગૃહમાં જાય છે. ત્યાંથી પણ, ઘન જલધારાઓની કણિકાઓવડે શરીરે રોમાંચ થવાથી, કદમ્બકલિની પેઠે કંપતાં કંપતાં અંતઃપુરની કમલિનીને તીરે જાય છે. ત્યાંથી વળી ગૃહ-કલહંસનો સ્વર અસહ્ય લાગવાથી આગળ ચાલી, નૂપુર તત્કાલ ઉતારી મૂકી, દુર્બલતા જાણે સારી દેખાતી હોય[6] તેમ આનંદ પામે છે. વલય રચી રચીને મ્લાનિ પમાડેલાં મૃણાલને લીધે જાણે કોપાયમાન થયાં હોય તેમ ગૃહ-સરોવરમાં ચક્રવાક મિથુન એમને પોતાની ચીસોથી ખેદ પમાડે છે.[7] શય્યા-વિલાસમાં ચગદી નાંખેલાં કુસુમને લીધે જાણે રોષે ભરાઇને પ્રમદ-વનના

---

૧. અહીં અલંકાર દીપક છે. ૨. આપનુ પ્રત્યક્ષ દર્શન તો કયાંથી થાય? પણ આપ એમના અંતઃકરણમાં સર્વદા રહો છો, માટે એ એમ ધારે છે કે કંઇ કરતાં જો હૃદય ફાટે તો ત્યાં આપને જોઇ શકાય! ૩. ગોત્ર-સ્ખલન=ગોત્ર—નામ—દેવામાં સ્ખલન કરવું—ભૂલ કરવી. ભૂલથી પ્રિયતમનું નામ દેવાઇ જવું. ૪. અહીંથી શરૂ થતા વાકયોમાં કર્યંનાં કારણ કંઇક છતે કંઇક ઉત્પ્રેક્ષિત કર્યાં છે. લતામંડપ કંપે પવનથી પણ કવિ કહે છે કે તેને જાણે એવી બ્હીક લાગી હતી કે કા૦ની ઉત્કંઠાનો તાપ શમાવવા સારૂ વ્યજન-વીજણા જોઇએ તે મ્હારાં પલ્લવ તોડી તોડીને કરશે અને તે પલ્લવનેજ લેવા સારૂ એ આવ્યાં હશે—એમ ધારી ત્રાસથી જાણે એ કંપતો હતો. ૫ લતા-પાશ સ્વાભાવિક રીતે ઢંકાઇ ગયેલો પણ તેનું કારણ એમ કલ્પે છે કે જાણે કા૦ વખતે ફાંસો પણ ખાય માટે તેવી પાશ તેની દૃષ્ટિયે પડવી ન જોઇયે. ૬. "સારી બુદ્ધિ હોય" એમ એક ટીકાકાર અર્થ કરે છે. ૭. કા૦ કામાતુર માટે તેને ચક્રવાકની તેવી ચીસોથી ખેદ થાય પણ કવિ તેનું કારણ અન્ય કલ્પે છે:—મૃણાલ એ ચક્રવાકનો આહાર; તેમને કદમ્બરીનાં વલય કરવા સારૂ આણેલાં, ને તે કામજ્વરથી સુકાઇ ગયેલાં માટે પોતાના આહારની વસ્તુ બગાડનાર કા૦ છે એવા જાણે વિચારથી તેઓ ચીસો પાડી પાડીને એને ખેદ પમાડતાં! આમ હવે પછીનાં વાકયોમાં પણ સમજવું.

મધુકર પોતાના ગુંજારથી એમને ઉદ્વેગ પમાડે છે. પ્રબળ ઉત્કંઠા સમયના ગીતથી કોયલનાં સ્વરને હઠાવી દીધેલો માટે જાણે ક્રોધ પામી તેમનાં ટોળાં, આગણામાના આમ્ર વૃક્ષ ઉપર કલકલ કરીને એમને આકુલ વ્યાકુલ કરી દે છે મદન=વેદનાથી શ્વેત થઇ ગયેના ગાલવડે વાડીની કેતકીઓના ગર્ભ-પત્રની કાન્તિનો પરિભવ કરેલો માટે તેઓએ કાંટાથી વિંધી નાંખ્યાં હોય તેમ પીડા ભોગવે છે.—આવી આવી મદનની દુઃખદાયક ચેષ્ટાઓમાં એમનો આખો દિવસ જાય છે.

ચન્દ્રોદય સમયે એમનું ધૈર્ય જાણે તિમિરમય હોય તેમ નાશ પામે છે; હૃદય જાણે કમલમય હોય તેમ ખેદ પામે છે; મદન જાણે કુમુદમય હોય તેમ વિકાસ પામે છે; લોચન જાણે ચન્દ્રકાન્તમય હોય તેમ દ્રવ પામે છે, નિઃશ્વાસ જાણે સમુદ્ર-જલમય હોય તેમ વૃદ્ધિ પામે છે; અને મનોરથ જાણે ચક્રવાકમય હોય તેમ વિશ્લેષ પામે છે !! શીત-જ્વરથી પીડાત હોય તેમ એ મણિભૂમિમાં પડેના ચંદ્ર પ્રતિબિંબ ઉપર ધ્રુજારાથી કંપતી અંગુલિયોવાળા પોતાના હાથ પ્રસારીને શશિ સંતાપ વગર બોટવે જણાવે છે. સીત્કારમાં દેખાતા દંત કિરણના છળમા, મદન શરથી જર્જરિત થયેના હૃદયમા પેઠેના ચંદ્ર કિરણને જાણે વમે છે. પ્રકમ્પમાં કદલી-પત્ર રૂપી વ્યજનના કંપનો જાણે ઉપદેશ ગ્રહણ કરે છે. બગાસું ખાતાં, કંઠે આવેલા પ્રાણને બ્હાર જવાનો માર્ગ જાણે બતાવે છે. ગોત્ર સ્ખલન થવાથી ઉત્પન્ન થતા વિલક્ષ સ્મિતમાં, હૃદયમાં પડેલા મદન શરની પુષ્પ-રજનું જાણે વમન કરે છે ! રોતા રોતાં, મ્હોટા મ્હોટા આંસુની ધારા પડવાથી એ જાણે ઓગળી જાય છે. ચંદ્ર-મણિના દર્પણમા પડેલાં અનેક પ્રતિબિંબનાં આકારમાં એ જાણે સહસ્રધા વિભક્ત થઇ જાય છે ! કુસુમ શયન ઉપર, પરિમલની લોભાધીને આવેલા ભ્રમરો ભરાવાથી એ જાણે ધૂમાય છે ! નિર્મલ કમલ શય્યા ઉપર કમલ-તંતુએના પરાગથી પીળાં પીળાં બની જઇને જાણે બળતા હોય એમ ભાસે છે ! સ્વેદના પ્રતિકારને અર્થે ચોપડેલી, સ્વચ્છ કર્પૂરના ભૂકાની રજ વડે ધવલ થવાથી જાણે ભસ્મ રૂપ બની જાય છે! કોણ જાણે મુગ્ધતાથી, કોણ જાણે વિલાસથી કે કોણ જાણે ઉન્માદથી સંગીતમાં મૃદંગ-ધ્વનિ સાંભળીને, શબ્દ કરશે એવી શંકાથી એ, ધારાગૃહના મરકત-મણિમય મયૂરના મુખ ઢાંકી દે છે! સંધ્યા-સમયે વિયોગ થશે એવી બ્હીકથી, ભીંતે ચિત્રેલાં ચક્રવાક-મિથુનને મૃણાલ-સૂત્રથી સંયુક્ત કરી દે છે ! કલ્પિત રતિ-ક્રીડાના આરંભમા કર્ણ કમલ વડે મણિ-પ્રદીપોને તાડન કરે છે ! ઉત્કંઠાના લેખમાં, સંકલ્પ સમાગમના અભિધાન લખે છે; અને દૂતીઓ સાથે સ્વપ્ન સમયના અપરાધને સારૂ ઉપાલંભ કહાવે છે !!

વળી દક્ષિણ પવનની સાથે ચંદનની સુગંધ જેવી એમને મૂર્છા આવે છે; રાત્રિની સાથે ચક્રવાકના શાપ જેવો જાગરણનો ત્રાસ આવી નડે છે;[1] જરૂખા ઉપરનાં કપોતના સ્વર સાથે તેમના પ્રતિશબ્દ જેવાં દુઃખ ઉત્પન્ન થાય છે, અને વાડીના પુષ્પની સુવાસ સાથે ભ્રમર જેવો મરણાભિલાપ આવે છે. તેમજ એ જલ-કણિકાની પેઠે કમલ પત્ર ઉપર રહે રહે કંપે છે.[2]

૧. અર્થ એ કે દક્ષિણ પવનની સાથે ચંદનની સુગંધ આવે તેમજ તે પવનથી કા૦ ને (કામવૃદ્ધિ થયાને) મૂર્છા આવે નિદ્રા થઇ એટલે ચક્રવાકને (વિયોગનો) શાપ નડે અને કા૦ ને જાગરણનો ત્રાસ નિંદ્રા નહિ આવે એવી બ્હીક-નડે આમ આગલ પણ સમજવું.
૨. જલ-કણિકા કમલ પત્ર ઉપર હોય ને કા૦ કમલપત્રની શય્યા ઉપર

સ્ફટિકના પથ્થરમાં, જલમાં, મણિ-દર્પણમાં તથા મણિ-ભૂમિમાં પ્રતિચ્છાયા જેવાં એ દેખાય છે. કમલિનીની પેઠે ચંદ્રકિરણના સ્પર્શથી ગ્લાનિ પામે છે. હંસીની પેઠે સરસ મૃણાલિકાના [આ] હારથી જીવે છે.[1] શરદ્‌ની સમાન કુમુદ, કુવલય તથા કમલના સ્પર્શથી મનોહર ગંધ [વહ] આપે છે તથા સકુસુમ-બાણ વિજૃંભણ કરેછે.[2] ચંદ્રમૂર્તિની પેઠે કમલ-સમૂહમાં પાદ-પલ્લવ સ્ખલિત થયાથી ફરતાં ફરતાં નિશા નિર્ગમન કરે છે. કુમુદિનીની પેઠે ચંદ્રકિરણથી જાગૃત રહીને અસત્ય નિદ્રામાં દિવસ કાઢે છે. વિષ્ણુની જલ-શયન લીલાના જેવાં એ મંદઉચ્છ્વાસ [કરતા] શેષ સહિત, નયન મીચી દઇને કંઇક ચિન્તન કરે છે.[3] અલય-સરિત્‌ની પેઠે એ હરિચંદન વૃક્ષની કોમલ શાખાઓથી ઢંકાયલા શિલાતલ ઉપર પડેછે. કુંદ કલિની સમાન, ઝાકળથી ભીનાં થયેલાં પલ્લવમાં રહીને વન-પવનથી એ કંપે છે.[4] અસહ્ય સંતાપથી ભુજંગીની પ્રમાણે ચંદનને આલિંગન દઇને મયૂર-વૃંદના કેકાહલથી ખેદ પામે છે.[5] હરિણીના પેઠે કેશરિ-વનને પરિહરે છે,[6] કુસુમ [રૂપર] ના શિલીમુખ થકી મનો-હર લાગતા, મદન-ધનુષ્ જેવા પ્રમદવનથી એ ત્રાસ પામે છે.[7] જાનકીની પેઠે, નિશાચર જેવા પીત-રક્ત ચંપક અને અશોકથી ભય પામે છે.[8] ઉષાની પેઠે સ્વપ્ન સમાગમથી પણ પોતાને કૃતાર્થ માને છે. ગ્રીષ્મ-સમયની નિશા-લક્ષ્મીની સમાન દિવસે દિવસે એ અતિક્ષીણ થતાં જાય છે.[9]—સર્વથા, મદન-વેદનાએ કરીને એમનાં અંગ, દિવસે કરીને જીવિત-ધારણ કરનારી વસ્તુઓ, વલય-રચનાએ કરીને ગૃહ-કમલિનીનાં મૃણાલ, ઉપદેશે કરીને સખીવચન, શય્યા-રચનાથી કરીને વાડીમાંનાં પુષ્પ, અને અહર્નિંશ પ્રહાર કરી કરીને કામદેવનાં બાણ—નિઃશેષ ક્ષીણ થઇ ગયાં છે.[10] વધારે શું કહું?—હવે તો આપને નામે એ સર્વ સખીજનને બોલાવે છે; આપના સંબન્ધી ત્યાં સર્વ રહસ્ય ચાલે છે; આપના સમાગમના ઉપાય શોધવા સારૂ સર્વ મેળાવડા થાય છે; આપની વાર્તા મેળવવા સર્વ પ્રશ્ન થાય છે; આપનોજ વૃત્તાન્ત પરિજન કહ્યાં કરે છે; આપના આલાપથી સર્વ વિનોદ થાય છે; આપના આકારનોજ ચિત્ર-કલાભ્યાસ ચાલે છે; આપના ઉપાલંભથી સર્વ માગધી મંગલગીત ભરેલાં હોય છે; આપનાં પુનરુક્ત દર્શનયુક્ત સ્વપ્ન આવે છે; આપના પરિહાસમય, સર્વ મદન-જ્વર દાહના વિપ્રલાપ પ્રવર્તે છે; આપના નામગ્રહણ રૂપી એકજ ઉપાયથી મટી શકે એવી મહા ભયંકર મૂર્છા થાય છે......

---

૧. હંસીને મૃણાલિકાનો આહાર—ખોરાક; કા૦ને તેના હાર પહેરવાના. ૨. શરદ્‌માં પુષ્પના સુવાસથી મનોહર ગંધવહ—પવન આવે; કા૦ની પાસેથી તેનાં પુષ્પની સુગંધ આવે. શરદ્ 'સ-કુસુમબાણ' હોય એટલે તમાં 'બાણ' નામના છોડ સકુસુમ પુષ્પિત-હોય અને તે વિજૃંભણ કરે—વિકાસ કરે (તરુવરાદિકને.) કા૦ સ-કુસુમબાણ=પુષ્પ-બાણ સહિત=મદન અથવા તેનાં બાણ સહિત હતી—તેનામાં તેમનો વાસ હતો; અને વિજૃંભણ કરતી=બગાસાં ખાતી. (કામી જનનું આ એક ચિહ્ન ગણાય છે.) ૩. વિષ્ણુ 'જલશાયી' કહેવાય છે,—શેષ નાગ ઉપર સુવે છે માટે તે નાગ મંદ મંદ ઉચ્છ્વાસ કરે. શ્વાસ લે. કા૦ને કામજ્વર એટલો વ્યાપેલો કે તેનો જીવ માત્ર ઉચ્છ્વાસ-શેષ રહેલો—શ્વાસ ચાલે તેથીજ વર્તાય એવો હતો. ૪. કલિ પલ્લવમાં રહે અને કાદમ્બરી પલ્લવના શયનમાં. ૫. સંતાપ=(સૂર્યનો) તાપ; પીડા. ચંદન=તે નામનું વૃક્ષ; તેનો રસ. ૬ કેસારિ-વન=જેમા કેસરિ-સિંહ=રહે તે વન; કેસર—નાગકેસર—થી ભરેલું વન. ૭. મદન ધનુષને કુસુમનાં શિલીમુખ—બાણ—હોય; વનમાં કુસુમ ઉપર શિલીમુખ—ભ્રમર—બેસે. ૮. પીત-રક્ત=પીધું છે રક્ત—લોહી—જેમણે એવા નિશાચર; ચંપક અને અશોકમાં પહેલું પીત—પીળું, અને બીજું રક્ત—રાતું. ૯. ઉનાળામાં રાત ટુંકી થતી જાય; કા૦ દુર્બલ થતી. ૧૦. અલંકાર દીપક છે.

એવું કેયૂરક કહેતો હતો તેવામાં,—રહેવા દે, હવે મ્હારાથી વધારે સંભળાશે નહિ–એમ જાણે નયન મીચવાથી સંજ્ઞા-આપતી હોય એવી, કાદમ્બરીની વ્યથા શ્રવણ કરવાથી થયેલી વેદનાને લીધે ઉપજેલી અનુકમ્પાંથકી ચંદ્રાપીડને આવતી મૂર્છાએ તેને વારી રાખ્યો પણ અવસ્થા નિવેદન કરવાની સમાપ્તિયે નહિ![1]

આ પ્રમાણે, કાદમ્બરીનુંજ જાણે ધ્યાન કરતો હોય તેમ નયન મીચી ચંદ્રાપીડ મૂર્છામાં પડયો એટલે ગભરાટમાં તેનું શરીર કેયૂરકે (પોતાના ખોળામાં) લીધું, પત્રલેખા પંખો નાંખવા લાગી, અને એ બંનેએ તથા ભવિષ્ય વૃત્તાન્તનો અનુભવ આપવામાં તત્પર વિધિયે તેને શુદ્ધિમાં આણ્યો. જાગૃત થયા પછી તે, પોતે[2] કરેલી પીડાના અપરાધને લીધે જાણે ભયભીત હોય, લજ્જિત હોય કે વિલક્ષ બની ગયો હોય તેમ ચુપચુપ ઉભેલા કેયૂરકને, ભરાઈ આવતાં આંસુથી ગદ્ગદ કંઠે ભાગ્યા તુટયા અક્ષરમાં મહાકષ્ટથી કહેવા લાગ્યો કેઃ-કેયૂરક ! મ્હારા પુનરાગમનનો સંભવ દૂર કરી, મને કેવો અતિ કઠિન અંતઃકરણનો તથા પોતાના ઉપર પ્રેમ વિનાનોજ ગણીને દેવી કાદમ્બરીએ તને આવવાની આજ્ઞા આપી નથી, મહાશ્વેતાએ કંઇ સંદેશો મોકલ્યો નથી, અને સંબંધ ત્યજી દઇને મદલેખાએ ત્હારે મ્હોંએ મને કંઇ ઉપાલંભ કહાવ્યો નથી એ સર્વ મને પત્રલેખાએ જણાવ્યું છે. —એટલુંજ કે દેવી કાદમ્બરી કુલીનતાને લીધે, મહાનુભાવત્વને લીધે, ઉદારતાને લીધે, સમાન શીલતાને લીધે, દક્ષિણતાને લીધે તથા સ્વભાવની અતિ મધુરતાને લીધે પોતે પોતાને કળી શકતાં નથી. ચંદ્રમૂર્તિના દર્શનથી, ચંદ્રકાન્ત નામનો નિશ્ચેતન પાષાણ-ખંડ આર્દ્ર ભાવજ પામી શકે, તેના કરતું આકર્પણ કરી શકે નહિ મધુકર સર્વદા પક્ષપાતી છતાં પણ અભિગમનજ કરી શકે; પુષ્પરસનો લાભ તો તેને કળિના વિકસિત થવાથીજ મળે. દિવસના સંતાપથી ગ્લાનિ પામેલો કુમુદ-સમૂહ ઉન્મુખ થઇ રહે; પરંતુ તેનો વિકાસ તો ચંદ્રિકાથકી મનોહર લાગતી રજનીજ કરે. અંતરમાં સરસતા ઘણીએ હોય તોપણ વસંત-લક્ષ્મીના પરિગ્રહ વિના વૃક્ષ પલ્લવીતાશ શી રીતે દર્શાવી શકે ?[3]–માટે દેવી કાદમ્બરીનીજ આજ્ઞાનો અહીં અપરાધ છે, કેમકે માત્ર હોઠ હાલવાનીજ વાટ જોનાર દાસજન પાસે ઉભેલા છતાં એણે[4] નિષ્કરુણતાથી નહિ પ્રવર્તીને, સુખની શત્રુ, માન દુઃખદાનમાંજ નિપુણ, પર હૃદયની પીડા ન ગણનારી લજ્જાની અપેક્ષા કરી, પણ જીવિતને સંદેહમાં નાંખનારી દેવીની અવસ્થા જોઇ નહિ ! અથવા દેવીના પરિજનનો પણ આ કેવો વ્યામોહ કે તેમણે તેની ઇચ્છા ઉપરાંત પણ બલાત્કારે તેને પ્રવર્તાવી નહિ ?ચરણતલે બંધાયેલા દાસજનની લજ્જા કેવી ? ગૌરવ કેવું ? અનુરોધ કેવો ? વળી ચિત્તનો આ અવિશ્વાસ કેવો ! કે શિરીષ પુષ્પ જેવા કોમલ પોતાના આત્માને આની અતિદારુણ પીડા આપી પણ મ્હારો મનોરથ કૃતાર્થ કર્યો નહિ?—પણ અંતર્ધાન લલનાઓમાં ક્રમાગત હોય છે, ને તેમાં વિશેષે કરીને કન્યાઓમાં, જેમણે બાલભાવ નિઃશેષ ત્યજ્યો ન હોય અને જેમનામાં મુગ્ધ મદન બહુ પ્રદીપ્ત થયો ન હોય. દેવીએ પોતે તો મ્હારી સાથે

---

૧. કવિનો ભાવાર્થ એવો લાગે છે કે આ મૂર્છાથી કરીનેજ કેયૂરકને વૃત્તાન્ત કહેતાં બંધ રહેવું પડયું; નહિ તો હજી કોણ જાણે કેટલુંએ એણે લંબાણ કર્યું હોત ! ! ૨. કેયૂરકે. ૩. આ વાકયમાં ચંદ્રમૂર્તિ આદિ સ્ત્રીલિંગવાચક શબ્દો કાદમ્બરીના ઉપમાન તરીકે, અને ચંદ્રકાન્ત આદિ પુલિંગવાચક શબ્દો ચંદ્રાપીડના ઉપમાન તરીકે ગણવા. ૪. એ આજ્ઞાએ.

લજ્જા મૂકી (તે વાત કરી) નહિ, પણ મદલેખા તો એમનું બીજું હૃદય છે ને એણે કેમ આ દુરાત્મા સ્વયંભૂ કામદેવ[1]—જે, સંયમ રૂપી બ્હાર પહેરનારા મુનિઓનાં પણ રક્ષણ કરી શકાય નહિ એવી રીતે હૃદય હરનાર, પકડાય નહિ એવો ચોર છે; પવિત્ર જનને પણ સ્પર્શ કરનાર, બ્હાર કઢાય નહિ એવો ચંડાલ છે; અસંખ્ય પ્રાણીઓને ભસ્મમય કરનાર, ઓલવાય નહિ એવો સ્મશાનાગ્નિ છે; સર્વ દોષથી ભરેલો અશરીરવ્યાધિ છે; રૂપનું હરણ કરનાર અસત્ વ્યાધ છે; મર્મ ભેદનાર ધૂર્ત ધનુર્ધર છે;[2]તત્કાલ પ્રાણ હરનાર અકાલ મૃત્યુ છે; સ્થાનાસ્થાન જોયા વિના પ્રવર્તનાર છે; પરાપકારથી જે કૃતાર્થ થાય છે; હૃદયમાં વસે છે અને પરાયાનો વિશ્વાસ કરતો નથી—તેનાથી પીડા પામતા દેવીના શરીરની અપેક્ષા રાખી નહિ? હું ત્યાં હતો ત્યારેજ કેમ મ્હારે કાને એ વાત નાંખી નહિ? હવે જાણીને પણ શું કરું? જતે જતે દિવસ ઘણા થાય એમ છે. દેવીનું શરીર, મલયાચલનો પવન લાગવાથી લતામાંથી પડતા પુષ્પને પણ સહન કરી શકે એવું નથી, અને કામબાણ વજ્ર જેવા કઠિન હૃદયવાળાને પણ દુઃસહ છે (તો પછી દેવીની શી વાત?) નિમેશ માત્રમાં શું થશે તે કળાતું નથી. દેવીને પણ કદાચિત્ આ દુઃખ સહન કરવાનું લખેલુંજ હશે!—વળી દુઃખદાનમાંજ નિપુણ, દુર્ઘટ ઘટના રચવામાં પંડિત, યત્કિંચન કરનાર, નિષ્કારણ કુપિત હત વિધિનો જેમ જેમ હું સર્વ પાસથી અસ્થિર આરંભ જોઉં છું તેમ તેમ મને લાગે છે કે આટલેથીજ એ બંધ રહેશે નહિ. નહિ તો ક્યાં મ્હારૂં નિષ્પ્રયોજન કિન્નર મિથુનને અનુસરતાં અમાનુષ-ભૂમિમાં આવવું! ક્યાં ત્યાં તૃષા લાગવી અને અચ્છોદનું દર્શન થવું? તેને તીરે વિશ્રાન્ત થતાં ક્યાં એ અમાનુષ ગીત-ધ્વનિનું શ્રવણ થવું! તેની જિજ્ઞાસાએ જતાં જતાં ક્યાં મહાશ્વેતાનો મેળાપ થવો! તરલિકા સાથે તે સ્થલે ત્હારા આવવાથી ક્યાં મ્હારા ગમનનો પ્રસંગ નીકળવો! ક્યાં મ્હારૂં મહાશ્વેતા સાથે હેમકૂટ જવું! ક્યાં દેવી કાદમ્બરીના વદનનું દર્શન થવું! ક્યાં આ શરીર ઉપર દેવીના અનુરાગની ઉત્પત્તિ થવી ને અપરિપૂર્ણ મનોરથે ચાલી આવવાની ક્યાં મ્હારા પિતાની અનુલ્લંઘનીય આજ્ઞા મળવી!—માટે આ અયુક્ત કાર્ય કરનાર, અમારા કર્મ-ફલની આજ્ઞાને અનુસરવામાં ચતુર, દગ્ધ વિધિયે અતિ દૂર લઇ જઇને અમને ખરેખર પાડયા છે; તોપણ દેવીની સંભાવના કરવાને અમે પ્રયત્ન કરીશું.

ચંદ્રાપીડ આમ બોલતો હતો તે દરમાંજ—આ કાદમ્બરી-વૃત્તાન્તથીજ આ અતિશય સંતાપ પામ્યો છે તો વળી મ્હારા તેજથી શું કરવા મ્હારે એને સતાપવો જોઇયે?—એમ જાણે દયા ઉપજ્યાથી ભગવાન્ સૂર્ય દેવે તપ્ત કનકના દ્રવના કણ જેવો પીળો પ્રકાશ મારતા, દિશાઓમાં પથરાયલા શંભુના જટા-મંડલ જેવા પોતાના હજારો કિરણને સંકોચી લીધા. સૂર્યાસ્ત થયો એટલે દિવસ પણ ઉંચાં ઉંચાં વૃક્ષશિખર ઉપર રહેલા રક્ત આતપચ્છેદને આકર્ષતો આકર્ષતો જતો રહ્યો. પછી અનુક્રમે, દયા ઉપજી હોય એમ સંધ્યા પણ જ્યારે ભીના વસ્ત્ર જેવું પોતાનું રાગ-પટલ[3] (તેના) ઉપર પ્રસારી દેવા લાગી; શૂન્યતાથી વિકલવ બની ગયેલા (આ કુમાર)નું આમ દર્શન ન થાય તો ઠીક—એમ જાણે પ્રિય મિત્રની સમાન ધારીને

---

૧. "......થી પીડા પામતા દેવીના શરીરની અપેક્ષા રાખી નહિ?" એવો સંબંધ છે. ૨. ખરેખરા વ્યાધ હોય તે માંસનું હરણ કરે, પણ આ તો રૂપનું માટે 'અસત્.' ૩. રાગ= સંધ્યા-પ્રકાશ, તે રૂપી પટલ=ઢાંકણ.

નિશાગમ પણ જ્યારે ગળીવાળા લટકતા વસ્ત્રની સમાન તિમિરલેખાને સર્વત્ર ભ્રમણ કરાવવા લાગ્યો; શોષકારી સંતાપ દુઃસહ હોવાથી શય્યારચનામાં પોતાનો ઉપયોગ થશે એવી જાણે બ્હીકથી કમલ પણ જ્યારે મીચાવા લાગ્યાં; સ્વભાવે સ્વચ્છ હોવાથી અતિ આર્દ્ર કુમુદ પણ શયન-સંપાદન કરવાની જાણે હોંસાતુંશીથી જ્યારે પ્રફુલ્લ થવા લાગ્યાં; પ્રિયા વિરહથી ખેદ પામતાં ચક્રવાક પણ જ્યારે કાદમ્બરીની સમીપ જવાનો જાણે ઉપદેશ આપતાં હોય તેમ મધુર, કરુણ અને ઉંચા સ્વરથી વારંવાર ચીસો પાડવા લાગ્યાં; સમસ્ત ભુવનનું એક છત્ર—અમૃતથી ભરેલો રૂપાનો કલશ-પૂર્વ દિગ્વધૂના વદન ઉપરનું ચંદન તિલક[1]—ગગનલક્ષ્મીના લાવણ્યનું મ્હાસરોવર—સકલ લોકને આહ્લાદકારી ભગવાન્ ચંદ્ર પણ જ્યારે અમૃતમય કરથી (ચંદ્રાપીડને) જાણે સ્પર્શ કરવાને તથા આશ્વાસન કરવા સારૂ ચન્દ્રિકા રૂપી જલ છાંટવાને ઉદયગિરિના શિખર ઉપર ચડી ગયો, અને પ્રદોષ સમય જ્યારે પ્રૌઢ થયો, ત્યારે એજ વલભીગૃહ નમાં ચંદ્ર-પ્રકાશના સ્પર્શ થકી દેખાતાં સ્વચ્છ જલબિંદુઓને લીધે રમણીય લાગતા એક ચન્દ્રમણિ-શિલાતલ ઉપર અંગ નાખીને ચન્દ્રાપીડ ચરણ ચાંપવા આવેલા કેયૂરકને કહેવા લાગ્યોઃ-કેયૂરક! તું શું ધારે છે? અમે આ વિષે ત્યાં સુધી દેવી કાદમ્બરી પ્રાણ ધારણ કરી શકશે? મદલેખા એમને વિનોદ કરાવી શકશે? એમને આશ્વાસન કરવા સારૂ મહાશ્વેતા આવશે? મ્હારા પરિચયથી ઉદ્વેગ પામતા એ, શરીર સ્થિતિને અર્થે તેઓની વિનતિ કબુલ કરશે? અને હું એમનું હસતું, ચંચલ કીકીવાળું તથા ત્રાસ પામેલા હરિણના બચ્ચાના જેવાં દીર્ઘ લોચનવાળું મુખ[2]પુનરપિ જોઈ શકીશ?

કેયૂરકે કહ્યુંઃ—મહારાજ! ધૈર્ય રાખીને અહીંથી નીકળવાનો પ્રયત્ન કરો. પાસેના સખીજન વા પરિજનનું શું કામ છે? એમને તો આપના દર્શનની ઇચ્છાજ સ્વેચ્છાએ આંખ મીચવા પણ દેતી નથી, સમાગમની આશાએજ હૃદયને ધૈર્ય આપ્યું છે. શ્વાસજ મુખે રહેલો છે. રોમાંચજ એમના શરીરને ક્ષણ પણ મૂકતો નથી. અશ્રુપાતજ અહર્નિશ લોચન પાસે ઉભો રહે છે. જાગરણજ રાત્રે પણ લક્ષ આપ્યાં કરે છે. અરતિજ[3]એમને એકલા રહેવા દેતી નથી. અને જીવિતજ કંઠસ્થાન પામેથી ખસતું નથી.[4]

કેયૂરક આમ કહેતો હતો તેવામાં રાજપુત્રે તેને વિશ્રામ લેવાનું કહ્યું અને પોતે પણ ગમનચિન્તામાં પ્રવેશ કર્યોઃ—જો હું પિતા માતાને કહ્યા વિના, તેમને ચરણે પડ્યા વિના, તેમનાથી મસ્તકે ચુમ્બિત થયા વિના, તેમની આશિષ લીધા વિના, સહસા તેમની આજ્ઞા વગરજ ચાલી નીસરૂં તો ગયા છતાં પણ કયાથી મને સુખ મળે? શું મ્હારૂં શ્રેયસ્ થાય? કેમ કરીને ફલને લાભ થાય? ને કયી હૃદય-નિર્વૃત્તિ મળે?—અથવા આ ઉત્તર કાળની ચિન્તા તો જવા દઈયે, પણ હું અહીંથી ચાલી નીસરૂં એ શી રીતે? દુસ્તર યુદ્ધાર્ણવ તરવાના સેતુબંધ—યોગ્ય વાંછિત ફલનું દાન કરનાર કલ્પવૃક્ષ—શત્રુ-પરાક્રમના યશને નીકળવાના દ્વારના અર્ગલ-

---

૧. જુઓ વિક્રમચરિત પૃ. ૯૭ શ્લો. ૩૫—पूर्वदिक्तिलकबिन्दुरिवेन्दुः । અને પૃ. ૧૦૧ શ્લો. ૭૮—सोऽयं निमज्जति जगन्नयनाभिरामः । श्यामावधूवदनचंदनबिन्दुरिन्दुः ॥

૨. જુઓ ઉત્તરરામચરિત અંક ત્રીજો-त्रस्तैकहायनकुरंगविलोलदृष्टेः વિ૦ ૩. રતિ=સુખ, તેનો અભાવ. ૪. કેયૂરક કહે છે કે બાહ્ય પરિજનની જરૂર નથી. દર્શનની ઇચ્છા, સમાગમની આશા વિ૦, પરિજનનું કામ સારે છે!!

દંડ—અશેષ ભુવનને ઉચકી રાખનાર સ્તંભ—નિજ ભુજ—ઉપરથી ઉતારીને પિતાએ સર્વ રાજ્યભાર મ્હારે માથેજ નાંખેલો છે; માટે જો હું કલા વિના એક પગલું પણ ભરૂં તો, અસંખ્ય ગજ, અશ્વ અને રથના ગમનથી ધરણીને ક્ષોભ પમાડતા, ફરફરતી ધ્વજાઓના વનથી સૂર્ય-કિરણને આકુલ કરી મૂકતા, ઉચાં ધરેલાં શ્વેત છત્રમંડલની છાયાથી દિવસના પ્રસરમાં અંતરાય લાવતા, અતિશય ઉડતી ધૂળ વડે પૃથ્વીની ગુફાઓને નિરંતર પૂરી નાંખતાં, આગળ દોડતા વેગી અશ્વોવાળા તથા જોડે જોડે આવતા ગજમય સૈન્યવાળા રાજાઓ થાકી ગયા છતાં ને ભૂખ્યા છતાંએ ગતિમાં વિલંબ ન કરતાં સમુદ્ર પર્યંત આઠે દિશાઓમાંથી અવશ્ય મ્હારી પાછળ દોડી આવે. સેવા કરવાને તત્પર રાજાઓ તો રહ્યા પણ સુખ ભોગવનારી પ્રજાએ પણ પિતૃ-સ્નેહથી સ્ત્રીપુત્ર ત્યજીને મ્હારી પછવાડે લાગે એમ મને ભાસે છે. વળી તાતને પણ કોણ બીજો એવો છે કે જેના ઉપર મ્હારા જેવો સ્નેહ આણીને, ગયા પછી,—એ ગયો તોએ શું ને ન ગયો તોએ શું ?—એમ મ્હારા અવિનયને લીધે કોપાયમાન થઇ, આધાર રાખીને રહે ? બીજા કોનું મુખ જોઇને હૃદયમાં સુખ પામી, મને પાછો આણવા સારૂ શોકમય પ્રલાપ કરી, તાતનેજ માતા આકુલવ્યાકુલ ન કરે ? વળી પિતા જો પછવાડે આવ્યા તો તો અઢાર દ્વીપની માલાવાળી પૃથ્વીજ પછવાડે આવવાની. તે વખતે મ્હારે ક્યાં જવું ? ક્યાં રહેવું ? ક્યાં વિશ્રામ લેવો ? ક્યાં ચાલવું ? ક્યાં ભોજન કરવું ? ક્યાં દોડી જવું ? ક્યાં સંતાઇ જવું ? અને પકડાયો તો શું મ્હોં દેખાડવું ? પૂછે તો શો ઉત્તર આપવો ? વળી ધારો કે કદાચિત્ દૈવયોગે કેમે કરીને હું નીસરી ગયો, તોપણ અખેદનીય તાતને એવી રીતે મ્હોટા શ્રમમાં, અને તાતના પ્રસાદથી જેણે કદી દુઃખ જોયું નથી એવી માતાને મ્હારા નાસી જવાથી ઉત્પન્ન થતા શોક સાગરમાં નાંખવાં એ મ્હેં પાપીએ શું કર્યું કહેવાય ?—બહુ દિવસના પ્રવાસથી ખિન્ન થયેલું મ્હારૂં સૈન્ય પણ હજીએ નથી આવી પહોંચતું કે બીજી કોઇ યુક્તિ કરી અર્ધે રસ્તેથીજ પાછા વાળી ફરીથી દોડી જવાય ?—પિતા માતાને કહીને તેમની આજ્ઞા લઇ ઉત્તમ પ્રકારે જવાનું ધારૂં તો તેમાં પણ મ્હારે કહેવું શું ?—મ્હારા સ્નેહથી દુઃખ પામતી ગંધર્વ-રાજપુત્રી કાદમ્બરી મ્હારે લીધે કામદેવની પીડા ભોગવતી અતિ કષ્ટદાયક અવસ્થામાં છે એમ કહેવું ? કે મ્હારો એના ઉપર પ્રેમ બલવાન્ છે અને એનાં વિના હું પ્રાણ ધારણ કરી શકતો નથી એમ કહેવું ? કે એના અને મ્હારા બંનેના જીવિત નિબંધનની હેતુભૂત મહાશ્વેતાએ એને પરણવાનો મને સંદેશો કહાવ્યો છે એમ કહેવું ! કે એનું દુઃખ સહન કરવાને અશક્ત હોવાથી આ કેયૂરક એના ઉપરની ભક્તિને લીલે મને તેડવા આવ્યો છે એમ કહેવું ?—ફરીથી બ્હાર નીકળવા સારૂ બીજું કોઇપણ બ્હાનું કાઢીજ શકાય તેમ નથી. હમણાંજ હું આખી પૃથ્વી જીતીને ત્રણ વર્ષ કરતાં વધારે વખત પછી પાછો આવ્યો છું; અદ્યાપિ મ્હારૂં સૈન્ય નથી આવી પહોંચ્યું. વળી જવાનું કારણ કહ્યા વિના હું અહીંથી છુટો શી રીતે થઇ શકું ? પિતા-માતા કેમ મને જવા દે ?—ત્યારે આ મિત્રથી સધાય એવા અર્થમાં, કષ્ટ પામતો હું એકલો શું કરૂં ? વૈશમ્પાયન પણ મ્હારી પાસે નથી. હું કોને પૂછું ? કોની સાથે આ વાત વિચારૂં ! કોણ મને ઉપદેશ આપે ? બીજો કોણ મને નિશ્ચય કરી આપે ? બીજા કોની બુદ્ધિ-વિવેકી છે ? બીજા કોનું મ્હેં સાંભળ્યું છે વા સાંભળવા યોગ્ય છે ? બીજા કોને (યથાર્થ) બોલતાં આવડે છે ? બીજા કોનો મ્હારા ઉપર અસાધારણ સ્નેહ છે ? બીજા કોની સાથે હું સમાન દુઃખી થાઉં એમ છે ? હું દુઃખી તો દુઃખી ને હું સુખી તો સુખી એવો

બીજો કોણ છે? રહસ્ય નિવેદન કરવાનું સ્થાન બીજું મ્હારે કયું છે? બીજા કોના ઉપર કર્તવ્ય ભાર નાંખી હું નિર્વૃત્ત થઈને રહું એમ છે? બીજો કોણ મ્હારા કાર્ય સારૂ આકુલ થાય એમ છે? અને મ્હારા ઉપર ક્રોધ પામેલાં માતા પિતાને સમજાવી બીજો કોણ મને લઈ જવાને સમર્થ છે?

આવા ને આવાજ વિચારમાં એની તે રાત દુઃખથી દીર્ઘ લાગતા છતાં પણ વીતી ગઈ; અને પ્રાતઃકાળમાંજ એણે વાત સાંભળી કે સૈન્ય દશપુર[1] સુધી પાછું આવી પહોંચ્યું છે. આ સાંભળી, પ્રફુલ્લ અંતઃકરણે પોતે વિચાર કરવા લાગ્યોઃ-અહો! હું ભાગ્યશાળી છું. ભગવાન્ વિધિનો હું અનુગ્રાહ્ય થયો કે ધ્યાન કરતામાંજ મ્હારૂં દ્વિતીય હૃદય વૈશમ્પાયન આવી પહોચ્યો!=આમ હર્ષથી એ પરવશ થયો હતો તેવામાં કેયૂરકને એણે પ્રવેશ કરતો જોયો; અને દુરથીજ તેણે પ્રણામ કર્યો એટલે તેને કહેવા લાગ્યો કેઃ=કેયૂરક! હવે તો સિદ્ધિ કરતલમાં આવેલી ગણવી; વૈશમ્પાયન આવ્યો છે.

આ સાંભળી, ગમનમાં વિલંબ થશે એવી ચિન્તાથી શૂન્ય અંતઃકરણેજ તે—ઠીક થયું, મહારાજના હૃદયને મ્હોટી નિવૃત્તિ મળી–એમ કહતો કહતોજ પાસ જઈ, ચંદ્રાપીડની સમીપ બેસી, સંજ્ઞાથી સમસ્ત પરિજન ક્ષણ માત્રમાં દૂર કરવામાં આવ્યા એટલે વૈશમ્પાયનના આગમનના વાર્તાનાજ સંબંધમાં કહેવા લાગ્યો-મહારાજ સર્વત્ર ઝબકતી વિદ્યુત્ જેમ મેઘાગમનને (સૂચવે છે), શ્યામ પડી ગયેલી મેઘલેખા જેમ જલાગમનને, શ્વેત કાન્તિ દર્શાવતી પૂર્વ દિશા જેમ ચન્દ્રોદયને, પરિમલગ્રાહી મલય-પવનની આગતિ જેમ વસંત માસના અવતારને, મદનની ઉન્નતિ કરતી વસંત-લક્ષ્મી જેમ પલ્લવોદ્ગમને, પ્રકાશના લાલ રંગવાળી પલ્લવોત્પત્તિ જેમ કુસુમોદ્ભવને, તથા વિકસિત કાશ કુસુમની મંજરી જેમ શરદ્ના આરંભને તેમ આ અવસ્થાજ આપના નિઃસંશય ગમનને સૂચવે છે. મહારાજને અવશ્ય દેવીની પ્રાપ્તિ થશે.—ચન્દ્રિકા વિનાનો ચંદ્ર, મૃણાલિકા વિનાનો કમલાકર, કે લતા વિનાનો ઉદ્યાન-માર્ગ કોઇયે કોઇ વેળા જોયો છે? વળી ચૈત્ર માસ સર્વ જનને રમણીય છતાં પણ આમ્ર કુસુમની મંજરીના પરિગ્રહ વિના નજ શોભે. તેમજ દાન-લેખાની લક્ષ્મી વિનાનું ગજપતિનું વદન (પણ). પરંતુ વૈશમ્પાયન આવી પહોંચશે અને તેની સાથે આપ જવાની યુક્તિનો વિચાર કરશો એટલામાં અવશ્ય કેટલોક વિલંબ થશે. અને દેવીની અવસ્થા કેવી વિલંબ ન સહી શકે એવી છે તે મ્હેં આપને નિવેદિત કીધેલુંજ છે. સર્વે જન આશાથી જીવી શકે છે, પરંતુ

---

૧. દશપુર=ઉજ્જયિનાથી થોડે દૂર આવેલું એક શેહર. જુઓ અવ. અવ વિલ્સનની મેઘદૂત ઉપર ટીકાઃ-"Dasapura, according to its etymology, should mean a district; that of the ten cities. It is said, however, by the commentators, to be the name of a city; and by one of them, Mallinatha, to be that of the city of Rintideva; if he is correct; it may possibly be the modern Rintimpore or Rantompore, especially as that town, lying a little to the north of Chumbal, and in the time from Oajein to Tachnesar, is consequently in the course of the Cloud's progress, and the probable position of Dasapura."

*H. H. Wilson's notes to Meghaduta.*

દેવીના હૃદયને તો આપનું પુનર્દર્શન થવાની આશા હવે જતીજ રહી છે તો તે કયા આશ્વાસનથી રહી શકે ? હું જે સમાચાર કહીશ તે સાંભળીને એમને એટલો વિચાર થશે કે—મ્હારૂં જીવિતનું કામ છે માટે દુઃખને પણ સહન કરતાં કરતાં લાવ હું એ ધારણ કરી રાખું—આથી હું વિજ્ઞપ્તિ કરૂં છું કે અંતઃકરણ વડે તો આપ આગળ ગયેલાજ છો અને શરીરથી પણ (મ્હારે) પગલે પગલે આવશોજ, તો મ્હારે અહીં રહીને પણ હવે શું કરવાનું છે ? માટે આપના આગમન રૂપી ઉત્સવના સમાચાર કહેવા સારૂ, પ્રણય પ્રસાદજ દેખી રહેલું મ્હારૂં હૃદય હમણાંજ જવાની અનુજ્ઞા રૂપી પ્રસાદ મળવાની ઇચ્છા રાખે છે.

કેયૂરકની આવી વિજ્ઞપ્તિ સાંભળી, અંતરના સંતોષથી વિકસિત થયેલી, પ્રફુલ્લ નીલકમલના સમૂહની માલા જેવી દૃષ્ટિથી પ્રસાદ દર્શાવી ચંદ્રાપીડે પ્રત્યુત્તર દીધો કેઃ—"હું શું કહું? બીજો કોણ આમ અમારાં દુઃખ નહિ સહી શકીને પોતાની શરીર-શક્તિની (પણ) અપેક્ષા ન કરી (ત્હારા જેવો) ઉત્સાહ રાખે એમ છે ? બીજો કોણ આવી રીતે દેશકાલ જાણે છે ? અને બીજા કોની અમારા ઉપર આવી નિષ્કપટ ભક્તિ છે?—એ ત્હેં ઠીક ધાર્યું છે; દેવીના પ્રાણ ધારણ કરી રાખવા માટે તું જા; અને મ્હારા આવવાની ખાત્રી કરાવવા માટે પત્રલેખા પણ આગળથી ત્હારીજ સાથે દેવીના ચરણ પાસે આવશે. આ પણ દેવીનો પ્રસાદ-ભૂમિજ છે. હું ધારૂં છું કે આને પણ જોઇને દેવીને કેટલીક તો હિંમત અવશ્ય મળશે. વળી આને પણ દેવી ઉપર સ્નેહ અને ભક્તિ છેજ.—એટલું કહી—કેમ ખરૂં કે નહિ?—એવું, પછવાડે બેઠેલી પત્રલેખાને એણે પૂછ્યું, ત્યારે વદન જરા નીચું નમાવી એણે વિનંતી કરી કેઃ—મહારાજ ! આપની જે આજ્ઞા હોય તે સુખેથી કરો.—પછી એને જવાનો નિશ્ચય થયો એટલે મેઘનાદને બોલાવવા સારૂ એણે એક પ્રતીહારીને આજ્ઞા કરી; અને તુરતજ તે આવીને દૂરથી પ્રણામ કરી આજ્ઞાની વાટ જોતો હતો તેવામાં પોતેજ તેને બોલાવી, કૃપા દર્શાવી, કહ્યું કેઃ—મેઘનાદ! જે સ્થળે મ્હેં પૂર્વે તને પત્રલેખાને લાવવા સારૂ રાખ્યો હતો તે સ્થલ સુધી પત્રલેખાને લઇને તું કેયૂરકની સાથે આગળથી જા. હું પણ વૈશમ્પાયનને મળીને ત્હારે પગલે પગલેજ અશ્વો સાથે આવું છું—આ સાંભળી, જેવી દેવની આજ્ઞા એમ કહી, નમસ્કાર કરી, ત્વરાથી જવાની તૈયારી કરવા સાર મેઘનાદ ગયો એટલે—મહારાજ! હવે શું કરવા વધારે વિલંબ કરવો જોઇએ—એમ કહી. મેઘનાદના ગયા પછી ગમન-પ્રણામ કરી, કેયૂરક ઉઠતો હતો તેને સ્નેહ સહિત બોલાવી, ચંદ્રપીડે અશ્રુયુક્ત દૃષ્ટિયે પુનઃ પુનઃ નિહાળી, આલિંગન દઇ, રોમાંચિત થયેલા હાથવડે પોતાના કર્ણમાંથી કાઢી, અનેક વર્ણથી રુચિર લાગતું,[1] સંદેશા જેવું કર્ણાભૂષણ તેને કર્ણે આરોપ્યું, અને આંસુ ભરાઇ આવવાથી ગદ્‌ગદ કંઠે ભાગ્યા તુટ્યા અક્ષરમાં એ કહેવા લાગ્યો કેઃ—કેયૂરક! ત્હેં તો મ્હારે સારૂ કંઇ દેવીનો સંદેશો આપ્યોજ નથી, એટલે ત્હારી સાથે હું તેને અનુરૂપ શો અપૂર્વ સંદેશો મોકલું? દેવીને વિજ્ઞપ્તિ કરવાની છે તેમાં પણ ખોટા લજ્જાના ભારથી તને શું કરવા મ્હારે શ્રમમાં નાંખવો જોઇયે? પત્રલેખા દેવીના ચરણ સમીપ આવેજ છે માટે એ સર્વ કહેશે—આમ કહીને તરતજ એ, અતર્કિત આવી પડેલા પોતાના વિયોગથી પીડાતી, અશુભ ગણવાની

1. વર્ણ=રંગ (આભૂષણના); અક્ષર (સંદેશાના). આભૂષણ કર્ણમાં પેહેરાવ્યું તે જાણે કાનમાં સંદેશો કહ્યો હોય એવું હતું.

ચંકાથી યત્ન કરતાં પણ અશ્રુવેગને નહિ અટકાવી શકતી, (અશ્રુથી) છલકાતી તથા લક્ષ વિના અન્ય ફરતી દૃષ્ટિ વાળી, પગે પડવાને તત્પર થયેલી પત્રલેખાની સામે પ્રણયથી ઉભો રહી, હાથ જોડી કહેવા લાગ્યોઃ—

પત્રલેખા! અંજલિ સહિત શિરવડે મ્હારી વતી પ્રણામ કરી દેવી કાદમ્બરીને વિજ્ઞપ્તિ કરજે કે—પ્રથમ દર્શન સમયે પણ સ્વાભાવિક વત્સલતાથી દેવીએ અતિશય પ્રસાદ દર્શાવ્યો તે છતાં, સર્વ ખલ પુરુષોની ઉપર મૂકવા લાયક જે મનુષ્યે દેવીને પ્રણામ પણ કર્યા વિના ચાલી જઇને બુદ્ધિની જડતા, જ્ઞાનની મૂઢતા, ધીરતાની તરલતા, સ્નેહલતાની કઠિનતા, ગૌરવની લઘુતા, પ્રિયંવદતાની કટુતા, મૃદુ-હૃદયતાની નિષ્ઠુરતા, સ્થૈર્યની ચંચલતા, દયાલુતાની ક્રૂરતા, નિષ્કપટતાની માયાજાલ, સત્યવાદિતાની અસત્ય મધુર-ભાષિતા, દૃઢ ભક્તિની અવજ્ઞા, મધુરતાની કુટિલતા, લજ્જાની પ્રગલ્ભતા, ઉદારતાની ક્ષુદ્રતા, દાક્ષિણ્યની અમહાનુભાવતા, વિનયની અહંકૃતિ, કૃતજ્ઞતાની કૃતઘ્નતા, સદ્ભાવની દુર્બુદ્ધિ-એમ સર્વે ગુણના દોષ કરી દીધા તે કેમ બીજો ગુણ ધારણ કરીને પુનઃ પરિગ્રહની વિજ્ઞપ્તિ કરી શકે? અને કયે પ્રકારે દેવી (તેનો) અંગીકાર કરે? શું, અસત્ય આત્માર્પણ કરીને મ્હેં દેવીનું હૃદય નથી ઠગ્યું એમ (કહેવાશે)? શું, પ્રકૃતિથી પ્રેમાળ હૃદયને તજીને હું નથી ચાલી ગયો એમ? શું, આ પ્રાણ-સંદેહકારી શરીરાવસ્થાની મ્હેં નિષ્કરુણે નથી અવગણના કરી એમ? શું, એ (અવસ્થા)નું હું કારણ નથી એમ? કે આ સર્વ દોષનો આશ્રય છતાં મ્હેં અનુકૂલતા પ્રમાણે ચરણની આરાધના કરી છે એમ (કહેવાય તેમ છે)?—મારે હું તો સર્વ ગુણ વિહીન છું તથાપિ દેવીના ગુણનેજ આશ્રયે રહ્યો છું. પ્રકૃતિથી સરસ એમની આ સરલતાજ, હું દૂર છતાં મ્હારૂં મદનાગ્નિથી બળતાં રક્ષણ કરેજ છે. એમનો સ્નેહભાવ વારંવાર મને બોલાવેજ છે. પ્રતિજ્ઞા દૃઢ રાખવાની ટેવ મને (એમની તરફ) લઈજ જાય છે. દાક્ષિણ્ય પાસે બોલાવેજ છે. વત્સલતા મ્હારો અંગીકાર કરેજ છે. હૃદયની મૃદુતા ચરણે પડતાં તુચ્છકારતીજ નથી. મહાનુભાવતા મને ઉભો કરી સંભાવના કરેજ છે. એમની પ્રિયવાદિતા (મ્હારી સાથે) બોલેજ છે, અને એમની અત્યુદારતા હૃદયમાં અવકાશ આપેજ છે. વળી હું જે આવી રીતે જઇને, નિર્લજ્જ થઇ, ફરીથી વદન દેખાડવાનું સાહસ સાથે લઉં છું તેનું પણ કારણ સત્પ્રકૃતિવાળા દેવી પ્રસાદજ છે.-સ્વચ્છતાને લીધે, ઉદારતાને લીધે, સંગતિને લીધે એ સર્વે, ક્ષણ-પરિચિત છતાં પણ છવિતાશા આપીને કંઇ નથી કરાવતા એમ નથીઃ-દેવીની સેવા કરવાનું મને સ્મરણ કરાવે છે; ચરણારાધના કરવાને ઉત્સાહ આપે છે; સેવામાં ચાતુર્ય શીખવે છે; આરાધનાના ઉપાયનો ઉપદેશ આપે છે; મધુર ભાષણ કરવાની વારંવાર આજ્ઞા કરે છે; 'આવી રીતે રહેવું' એમ પોતેજ બતાવે છે; અયોગ્ય કાલે ઉપસર્પણ કરવાથી મુખ ઉપર દેખાતા કોપને અનુનયવડે દૂર કરે છે; સંતોષને અવસરે ગુણ ગાઇને અનુગ્રહ કરે છે; લજ્જાથી દૂર ગયો હોઉં ત્યારે બલાત્કારે ખેંચી આણી સમીપ લાવે છે; અને અન્યત્ર ક્ષણ પણ મને રહેવા દેતા નથી. વળી એ (પ્રસાદ) પોતાની અનુગ્રાહક શક્તિને લીધેજ અપરિત્યાજ્ય છે; ગુરુત્વરૂપી આધારથીજ ટકી રહ્યા છે; વિસ્તારથીજ અલંઘનીય છે; અને મ્હોટાઇથીજ અપરિહાર્ય છે.-માટે, હું અતિ દૂર છતાં, એ મને બલાત્કારે ખેંચી જઇ, આવવાની આજ્ઞા વિના પણ દેવીના ચરણ પાસે લાવે છે; અને જે વાણીએ ગમનાજ્ઞાની અપેક્ષા ન રાખતાં અનિયંત્રણથી

"હું ગયો છું" એમ કહાવ્યું હતું તેજવાણી હવે વિજ્ઞપ્તિ કરે છે કે જેમ મ્હારૂં આગમન નિષ્ફલ ન થાય અથવા જગત્ શૂન્ય ન થાય[1] તેમ દેવીએ જીવિત ધારણ કરી રાખવાને પોતેજ યત્ન કરવો.

એટલો સંદેશો કહીને વળી ફરી બોલ્યો કેઃ-પત્રલેખા! ત્હારે પણ માર્ગે જતાં જતાં મ્હારા વિયોગથી પીડા ભોગવવી નહિ; શરીર-સંસ્કારમાં અનાદર કરવો નહિ; ભોજન-વેલાનો અતિક્રમ કરવો નહિ; ગમે તે અજાણ્યે માર્ગે જવું નહિ; વિચાર કર્યા વિના ગમે ત્યાંજ ઉતરવું વા રહેવું નહિ; ગમે તેવા અજાણ્યા માણસને (અંતઃકરણમાં) અવકાશ આપવો નહિ; અને સર્વદા શરીરની સંભાળ રાખવાનું ભૂલવું નહિ. શું કરૂં? ત્હારાથી પણ દેવીના પ્રાણ મને અધિક પ્રિય છે તેથીજ આમ એકલી તેમના સંરક્ષણને અર્થે તને મોકલવી પડે છે. વળી મ્હારૂં જીવિત પણ ત્હારાજ હાથમાં છે. માટે નિઃસંશય યત્ન કરીને ત્હારે પોતાનું રક્ષણ કરજે-એમ કહી; સ્નેહથી આલિંગન દઈ, કેયૂરકને ફરીથી તેની સંભાળ રાખવાનું કહી, મહાશ્વેતાના આશ્રમ સુધી તું આનીજ સાથે મને તેડવા આવજે એવી આજ્ઞા કરી, તેમને વિદાય કર્યાં.

કેયૂરકની સાથે પત્રલેખા ગઈ એટલે,—એ શીઘ્ર જશે કે નહિ? માર્ગમાં કંઈ એમને વિલંબ થશે કે નહિ? કેટલા દિવસે એઓ ત્યાં પહોંચી જશે?—એવી ને એવીજ ચિન્તાથી શૂન્ય અંતઃકરણે ક્ષણવાર ઉભો રહી, સૈન્ય સંબંધી વાર્તા સ્ફુટ કરવા સારૂ એક દૂતને મોકલી બહુ દિવસે જેનું દર્શન થવાનું એવા વૈશમ્પાયનની સામે જવા સારૂ આજ્ઞા લેવાને પોતે પિતાની પાસે ગયો. ત્યાં બંને બાજુથી ઝટ પ્રતિહાર-મંડલના ખસી જવાથી પડેલો વિસ્તીર્ણ માર્ગ ઓળંગીને, દૂરથીજ દક્ષિણ જાનુ તથા કરતલ નિર્મળ મણિભૂમિ ઉપર મૂકવાથી પડેલી પ્રતિમાને લીધે બેવડા દેખાતા દીર્ઘ કેશ-કલાપ સહિત એણે પિતાને પ્રણામ કર્યો.

પછી તારાપીડ, એવી રીતે દૂરથીજ ચંદ્રાપીડને પ્રણામ કરતો જોઈ, પૂર્ણ સ્નેહથી ભરેલા, જલભારથી મંદ મેઘના ધ્વનિ જેવા ગભીર,[2] ધીરા સ્વરથી આવ! આવ! એમ કહી, એને બોલાવી, સત્વર દોડતાં પણ શુકનાશને પ્રણામ કરીને પાસે આવી જેવો એ ભૂમિ ઉપર બેસવા જતો હતો તેવો હાથી એને ખેંચી લઈ, વરાસન ઉપર બેસારી, અવલોકન-સ્પૃહા જેની તૃપ્ત થતી ન હતી એવા લોચનવડે બહુ વાર સુધી એને નિહાળી, સુરતરસને લીધે અધિક લાવણ્યમય લાગતાં એનાં અંગ પ્રત્યંગ ઉપર હાથ ફેરવી, શુકનાશને દેખાડી કહેવા લાગ્યોઃ—શુકનાશ! જુઓ આ,—બ્હાર નીકળતી કનકગિરિની મહાનીલમણિ-પ્રભા જેવી, ગંડસ્થલ ઉપર શોભતી ગંધગજની મદલેખા જેવી, શ્રેષ્ઠ કાન્તિ યુક્ત ચદ્રમાના કલંકનો છાયા જેવી, વિકાસ-શોભાની રાહા જોતી કમલાકરની ભ્રમરાવલી જેવી, રૂપના આલેખ્યને શોભાવનારી (સાક્ષાત્) શ્યામ અંજનની લેખા, પ્રફુલ્લ તારુણ્ય રૂપી મેનના પસરેલા રમા-મિકા, જ્વલતા મદન-પ્રદીપની કજ્જલ-શિખા, પ્રકાશના પ્રતાપાગ્નિના ધૂમરાજિ, મદનોદ્યાનના

---

૧. જુઓ ઉત્તર રામ ચરિત અંક ત્રીજા અને માલતી માધવ અંક નવમા.—

शून्यं मन्ये जगदविरतज्वालमन्तर्ज्वलामि ॥

૨. જુઓ ઉત્તરામચરિત પૃ. ૮૭—

अम्महे जलभृतमेघस्तनितगंभीरमांसलः कुतोऽन्वेष भारतीनिर्घोषः ॥

તમાલ-વલ્લી, કામવિકાર રૂપી નિશાગમનની બાલ-તિમિરોદ્ગતિ, અને લગ્નરૂપ મંગલ કાર્યની ભ્રૂસંજ્ઞા—આયુષ્માન્ ચંદ્રાપીડની મૂછ મુખ ઉપર ફુરવા માંડી છે. હવે આ વિવાહ-મંગલને યોગ્ય અવસ્થામાં આવી પહોંચ્યો માટે દેવી વિલાસવતી સાથે મળીને જગત્માંથી કોઇ અતિ રૂપવાળી રાજકન્યા શોધી કાઢો. જેનું દર્શન દુર્લભ હતું એવું પુત્રનું વદન જોયું; હવે વધુ-મુખ-કમલના દર્શનથી આનંદ પામિયે.—એટલું તારાપીડે કહ્યા પછી શુકનાસે પ્રત્યુત્તર આપ્યો:—

મહારાજે ઠીક વિચાર કર્યો. આં સહૃદય કુમારે તો હૃદયમાં સર્વે વિદ્યા આણેલીજ છે; સર્વ કલાઓ પ્રાપ્ત કરેલીજ છે; સર્વ પ્રજાઓ વશ કરેલીજ છે; સર્વ દિગ્વધૂઓના કર-ગ્રહેલાજ છે; રાજલક્ષ્મીને નિશ્ચલ કરી કુટુંમ્બિની-પદે સ્થાપેલીજ છે; અને ચાર સમુદ્રની મેખલાથી આભૂષિત પૃથ્વીને એ વરેલાજ છે—તો હવે શું બાકી રહ્યું છે જે એમનાથી ન પરણાય?—શુકનાસનાં આવાં વચનથી લજ્જિત થઇ, વદન નીચું નમાવી ચંદ્રાપીડ વિચાર કરવા લાગ્યો—અહો આ કેવો યોગે યોગ મળી ગયો કે કાદમ્બરી-સમાગમના ઉપાયની હું ચિન્તા કરતો હતો તેવામાંજ પિતાને આવી બુદ્ધિ ઉત્પન્ન થઇ!! આ જે કહેવાય છે કે અંધકારમાં પેઠેલાને પ્રકાશ મળે, વનગહનમાં ભરાયેલાને માર્ગદર્શક મળે, મહાસાગરમાં પડેલાને વહાણ મળે, અને મરતા ઉપર અમૃતવૃષ્ટિ થાય તેવું મને થયું! સર્વથા કાદમ્બરીની પ્રાપ્તિમાં અંતરાય માત્ર હવે મ્હારે વૈશમ્પાયનના દર્શનનોજ રહ્યો.—એમ એ વિચારમાં પડ્યો હતો તેવામાંજ મહિપતિ ઉઠયો. અને ઉઠીને, વિનયથી પૂર્વ કાર્યમાં નમી ગયેલા ચંદ્રાપીડનેજ ખભે, સકલ ભૂમંડલનો ભાર ઉદ્વહન કરવાથી ભારે થયેલા પોતાના હાથથી ટેકો દઇ ધીમે ધીમે ચાલતાં, પછવાડે આવતા શુકનાશ સહિત તે વિલાસવતીને ભુવન ગયો, ત્યાં જઇ, સત્વર ઉઠી આવકાર કરતી, ચંદ્રોદયના દર્શનથી ચંચલ થયેલી સમુદ્ર-વેલા જેવી વિલાસવતીને ઉભે ઉભેજ કહેવા લાગ્યો કે:—દેવિ! તને પણ વધૂમુખ જોવાના સુખની ઉત્સુકતા થતી નથી એમ જાણે ઠપકો આપતી હોય તેવી, પુત્રને મુખે દેખાતી આ,—પ્રફુલ્લ યૌવનારંભની સૂત્ર-પાત-રેખા[1]—આપણા તારુણ્ય-દુર્વિલાસની ઇચ્છાને અટકાવવાની આજ્ઞા—એની મૂછોની શોભા (આપણને) વિવાહ-મંગલ સંપાદન કરવાની સૂચના કરે છે. તું બીજી શી સૂચના કરે છે તે પૂછવાનું છે માટે કહે. આમ કહેતાં પણ કેમ તું આજ શરમાઇને વળી વદન આડું ફેરવી રહે છે, અને પૂછીયે છિયે તોએ કર્તવ્ય શું છે તે કહેતી નથી? તું તો હવે વરમાતા થઇ. હું જાણું છું કે ચંદ્રાપીડની ઉપર ત્હારી આ અપ્રીતિ છે તેથી તું આ કાર્યમાં અનાદર અને અવ-ધીરણા દર્શાવે છે!—આવાં આવાં નર્મ વચનથી અંતઃકરણમાં સુખ પામી, બહુ વાર ત્યાં રહી, શરીર સ્થિતિ કરવા સારૂ તે ત્યાંથી બ્હાર ગયો. ચંદ્રાપીડે પણ વૈશમ્પાયનને તેડવા જવા સારૂ શુકનાસને મ્હોંએજ રજા માગી લઇ, માતૃગૃહમાંજ સ્નાન-ભોજનાદિ કરી, વૈશમ્પાયનની સંમુખ જવાની તૈયારી કરવાના વિનોદમાંજ તે દિવસ ગાળ્યો.

પછી રાત પડી એટલે શયનમાં સૂતે સૂતે પણ મિત્ર-દર્શનના ઔત્સુક્યથી બે પ્રહર કરતાં વધારે વાર સુધી એ જાગૃતજ રહ્યો; અને, સ્વકાન્તિથી આકાશનો નીલ રંગ જાણે બદલી નાંખતા હોય,[2]વૃક્ષની ઘટાઓની લીલાશ હરી લેતા હોય, નીચે પણ છિદ્ર કરીને

૧. સુતરથી પાડેલી રેખા—જેવી સુતાર લોક પાડે છે તેવી. ૨. (અન્વય) એવા "ચંદ્રકિરણોએ જ્યારે મદનોત્સાહ દ્વિગુણ કરી દીધો...વિ૦"

જાણે પ્રવેશ કરતા હોય, તરુતલચ્છાયાને જાણે બ્હાર કાઢી મૂકતા હોય, ગુફાઓ અને કુંજોના અભ્યન્તરમાં પણ ભરાઈ રહેલા અંધકારને જાણે ન ખમી શકવાથી (તેમાં) પ્રવેશ કરી જડમૂલ તેનો નાશ કરતા હોય, વિવર-પ્રવેશના છળમાં જાણે રસાતળમાં જવાને તૈયાર થયા હોય, મહેલની ધવલતાને જાણે અન્યથા પુનર્ ધવલ કરતા હોય, કર્પૂરની રજથી જાણે દિશાઓનાં મુખ પૂરી નાંખતા હોય, જાડા ચંદન-રસથી જાણે રાત્રિને લિંપતા હોય, પૃથ્વીને જાણે ઉંચી કરતા હોય, આકાશને જાણે સમીપ લાવતા હોય, તારા ગૃહ અને નક્ષત્રમંડલને જાણે સંક્ષિપ્ત કરી દેતા હોય, નદિયોના પુલિનને જાણે વિસ્તારતા હોય, કમલવનને જાણે દાબી દાબીને પૃથક્ પૃથક્ રાખતા હોય, તથા પ્રફુલ્લ પત્રવાળા વિકસિત કુમુદાકરને જાણે સેવા કરતા હોય એવા ચંદ્રકિરણો—જે પર્વતનાશિખર ઉપર જાણે પથરાયા હતા, હવેલિયોને મથાળે જાણે ફેલાયા હતા. ભેગા થઈને શેરીના મુખમાં જાણે વહેતા હતા, જલતરંગ ઉપર જાણે તરતા હતા, રેતીવાળાં સ્થલમાં જાણે પ્રસારેલા હતા, હંસસાર્થ સાથે જે જાણે મળી ગયા હતા, અગાશીમાં સૂતેલી કામિનીઓના ગાલના લાવણ્ય સાથે જાણે સંભિક્ત હતા, ચંદ્રકાન્તમાંથી ઝરતી હજારો જલધારાથી જાણે ધોવાંઈ ગયા હતા, અને વળી ગર્ભગૃહમાં પણ જે વગર અડચણે પેઠા હતા, હાથીદાંતના જરૂખા કરતાં પણ ચડતા હતા, પદ્મિનીપત્રના ખંડ ઉપર પણ જેમની ધવલતા અખંડિત હતી, ઉદ્યાનમાં પણ જે દિવસબુદ્ધિ ઉત્પન્ન કરાવતા હતા, પરસ્પર ઉદ્ભેદને અનુક્રમે જેઓ સર્વ દિશામાં ચન્દ્રિકાપ્રવાહને જાણે વમન કરતા હતા, રેડતા હતા, પાથરતા હતા, વિસ્તારતા હતા, પ્રવર્તાવતા હતા અને વર્ષાવતા હતા, તથા કાદમ્બરી-સમાગમમાં ત્વરા કરવા સારૂ કામનાં જાણે સર્વે બાણુ છોડતા હતા—તે ચંદ્રકિરણોએ જ્યારે મદનોત્સાહ દ્વિગુણ કરી દીધો ત્યારે એણે ગમનસંજ્ઞા રૂપે શંખનાદ કરવાનો આદેશ કર્યો.

આજ્ઞા થઈ કે તરતજ, ગગનતલમાં પહોંચેલો, દિશાઓમાં જાણે પ્રસરતો, આકાશને અડકતા નગરીના કિલ્લાની અંદર જાણે ફરતો, ઉંચા ઉંચાં નગરદ્વાર અને અટારિયોનાં શિખર ઉપર જાણે ચડતો, હવેલિયોના અભ્યન્તરમાં જાણે ભમતો, ચોક ચકલાં ઉપર જાણે વિકાસ પામતો, રાજમાર્ગમાં જાણે ફેલાતો, ગૃહોના સાંકડા ભાગમાં જાણે ભટકતો, વાડીઓના વૃક્ષની ગુફાઓમાં જાણે પ્રવેશ કરતો, મહેલના ખુણામાં જાણે વૃદ્ધિ પામતો, તે ક્ષણેજ જાગેલાં ગૃહ-કમલિનીનાં સારસના અતિતીક્ષ્ણ તથા દીર્ઘ સ્વરથી જાણે અનુગત થતો, ગૃહકલહંસના સ્વાભાવિક ગદ્ગદ તથા મધુર કૂજનથી વારંવાર જાણે વિચ્છેદ પામતો, અને ગમન-વેલાએ પ્રણામ કરવાની ગરબડમાં પડેલી વારાંગનાઓનાં હાલતાં કંકણ નૂપુર તથા મેખલાના શ્રોત્ર-પ્રવેશી કલકલથી જાણે ઓળખાઈ આવતો, તીક્ષ્ણ તથા અતિ દીર્ઘ શંખનાદ થયો. તે થયો કે તરતજ હજારો અશ્વ, જેમાંના કેટલાક ઉભા કરાતા હતા અને કેટલાક ઉભા થયેલા હતા, કેટલાક આકર્ષાતા હતા અને કેટલાક આકૃષ્ટ હતા, કેટલાક ઉપર પર્યાણ મંડાતાં હતાં અને કેટલાક ઉપર માંડેલાં હતાં, કેટલાક લઈ જવાતા હતા અને કેટલાક લવાતા હતા, કેટલાક દાખલ થતા હતા અને કેટલાક ખસેડતા હતા, કેટલાક આવતા હતા અને કેટલાક આવેલા હતા, કેટલાક પૂજાતા હતા અને કેટલાક પૂજિત હતા, કેટલાક હારબંધ રહ્યા હતા, કેટલાક વાહનને અર્થે સજ્જ થતા હતા, કેટલાક ઉભા હતા અને કેટલાક રાહ જોતા હતા, રાજ-

દ્વારનું આંગણું જેમને માટે પૂરતું ન હતું, ચકલું જેમને નાનું પડતું હતું, અને આખી શેરીનો માર્ગ રોકી નાંખ્યાથી જેઓ અંદર અને બ્હાર નગરીના વિસ્તારને સંકોચાવી દેતા હતા,—તે અશ્વોને લીધે અંતરીક્ષ જાણે તે ક્ષણે ભાલાના વનથી ભરેલું હોય, પૃથ્વી જાણે ખરિયોના શબ્દમય હોય, કર્ણ-છિદ્ર જાણે ખોંખારાથી ભરેલાં હોય, યુવરાજના મહેલનું આંગણું જાણે ફીણના ગોટાથી ભરેલું હોય, દશે દિશાઓ જાણે ચોકડાના ખણખણાટથી વ્યાપી ગઇ હોય, અને ચંદ્રકિરણ જ્યારે અશ્વાલંકારની રત્નપ્રભાના બનેલા હોય એમ દેખાવા લાગ્યું !! પછી થોડી વાર થઇ એટલે સજ્જ થઇને, આંગણા આગળ ઉભા રાખેલા ઇન્દ્રાયુધ ઉપર ચઢી,—પ્રકાશ આપવા આવેલા દ્વિતીય ચંદ્રમંડલ જેવા, હંસવત્ શોભતા, આગળ લઇ જવાતા મંગલ છત્રથી પોતાનો નિર્ગમ સૂચવતો,—ચંદ્રાપીડ, દર્શનાનુક્રમે હજારો રાજપુત્ર અશ્વ ઉપર રહ્યે રહ્યેજ આમ તેમથી પ્રણામ કરતા હતા (તે સ્વીકારતો સ્વીકારતો), નગરવાસીઓ સૂતેલા હોવાથી, રાજમાર્ગ ઉપર ભીંડ ન છતાં અશ્વ જાતની મ્હોટી સંખ્યાને લીધે કષ્ટથી માર્ગ કરી ક્રમે કરીને નગરીની બ્હાર નીકળ્યો. બ્હાર નીકળ્યો કે પાસેજ, સ્વચ્છતાને લીધે જેનું જલ પ્રફુલ્લ ચંદ્રિકાના પૂરથી વર્તાય એમ ન હતું, (જલ) ઉપર મધુર કૂજન કરવાથી વર્તાઇ આવતા, ગભરાયલા હંસના ટોળાના ઉડવાથી જે અંગુલિના આકારમાં ઉંચે જતી હતી.[1] અને સર્વ દિશાઓથી થતા અતિશીતલ તરંગ-પવનના સ્પર્શ માત્રથીજ જેનું જલ સમીપ છે એમ લાગતું હતું તે સિપ્રા નદી ઉતરીને, દશપુર જવાનો માર્ગ જે અતિ વિશાલ તથા ભીંડ વિનાનો હોવાથી ગમનોત્સાહમાં જાણે વૃદ્ધિ કરતો હતો અને અતિ વિસ્તીર્ણ છતાં ચંદ્રકિરણથી જે જાણે વધારે વિસ્તાર પામ્યો હોય એવો દેખાતો હતો તે માર્ગે એ જવા લાગ્યો.

પછી, સકલ દિશાઓમાં પ્રસરેલા, વેગથી વહેતા ચંદ્રિકારૂપી જલપ્રવાહવડે જાણે તણાતા, વૈશમ્પાયનને જોવા સારૂ ઉતાવળા થયેલા ચંદ્રાપીડના મનનીજ તુલ્ય દોડતા ઇંદ્રાયુધના જંઘાનિલ[2] જાણે આકર્ષાતા અશ્વો સાથે એટલીજ પાછલી રાતમાં એણે ત્રણ યોજન તો કાઢી નાખ્યા. અને જ્યારે ચંદ્રિકા-જલમાં યથેચ્છ સ્નાન કરવાથી અતિશિશિર સ્પર્શવાન્ થયેલો, હિમ-કણને આકર્ષતો, વેગથી વિવિધ વન-પલ્લવને કંપાવતા વાયુથી શીતલ થયેલો, વિનિદ્ર કમુદિનીનો પરિમલ લાવતો, પરિમલને લીધે જડ બનેલો, રાત્રિનો વિરામ સૂચવતો, આહ્લાદકારી પવન જાણે માર્ગનો શ્રમ ઉતારવાને વાવા લાગ્યો; દુઃસહ રાત્રિ-વિરહની જાણે ચિન્તાથી, પાસે આવતા સૂર્યોદયના જાણે દુઃખથી, પ્રદોષ સમયથી આરંભીને કુમુદાકરે ઉંચે મુખે પીધેલા પોતાના તેજના જાણે ક્ષયથી, તથા ગગન-સરોવરનું જલ પીવાને આવેલા મેઘ જેવા, અશ્વની રજના જાણે સમૂહથી,-અનુક્રમે, પ્રભાત થવા આવ્યું એટલે, પશ્ચિમ દિગ્વધૂનું મુખ-ચુંબન કરતું ચંદ્ર-બિમ્બ જ્યારે શ્વેત પડી ગયું; ગગન-લક્ષ્મીનો તરત વિયોગ થવાથી સંતાપમાં કાઢી નાંખેલા ધવલ ઉત્તરીય જેવો ચંદ્રપ્રકાશ ચંદ્રમાંથી જ્યારે ગળી જવા લાગ્યો; ચંદ્રિકારૂપી જલ-પ્રવાહ જાણે પશ્ચિમ સમુદ્રમાં પડવાથી, ફીણના પરપોટાનો

૧. સૈન્યમાં ચાલતાં પ્રાણીઓના પગનો ખખડાટ સાંભળી ભય પામી ટોળામાં હંસ ઉડતા તે ઉપરથી ઉત્પ્રેક્ષા કરી કે નદી પોતેજ જાણે એ સિદ્ધ અંગુલિ જેવી હારના આકારમાં ઉંચે જતી હતી. ૨. જંઘાનિલ-ઇંદ્રાયુધના દોડવાથી તેના પગની પાછળ ઉડતો પવન-ખરેખરૂં જોતાં ધૂળ.

હાર જેવી તારાઓની પંક્તિયો સહસા જ્યારે નાશ પામવા લાગી; ગળતા હિમજલ વડે જાણે ધોવાઇ જવાથી, દિશાઓ જ્યારે ધીમે ધીમે મોતીના ભૂકાના જેવો શ્વેત ચંદ્રપ્રકાશ તજવા લાગી; સહજ શ્યામ કાન્તિ ફરીથી દેખાવાથી વૃક્ષવતા તથા શાખાઓ જ્યારે જલમાંથી જાણે તરી આવવા લાગ્યાં, પૂર્વ દિગ્વધૂના કર્ણમાં પેહેરેલા રક્ત અશોક-પલ્લવ જેવો, ગગન સરોવર-ના રક્ત કમલ જેવો, પ્રભાતરૂપી ગજના ગંડસ્થલ ઉપરના સિંદુર-રેણુ જેવો, તથા સૂર્ય-રથના રક્ત ધ્વજવસ્ત્ર જેવો, પ્રાતઃસંધ્યારાગ જ્યારે પ્રકાશવા લાગ્યો; પ્રાતઃસંધ્યા-સમયનો પ્રકાશ પડેલો હોવાથી જાણે દાવાનલ લાગ્યો હોય એમ દેખાતાં નિવાસ-વૃક્ષમાંથી પક્ષિયોનાં ટોળાં કલકલ કરતાં કરતાં જ્યારે નીસરવા લાગ્યાં; જરા નિદ્રામાં હોવાથી મંદ લાગતાં હરિણોનાં ટોળાં, બહુ વાર સુધી પ્રસારી રાખવાથી અકડાઇ ગયેલી જંઘા તથા પગને જોરથી ખેંચીને દીર્ઘ દીર્ઘ પગલાં ભરતાં જ્યારે ખારી ભૂમિ ઉપરથી સુઇ ઉઠીને દોડવા લાગ્યાં; તળાવને કાંઠે ઉગેલા મુસ્તાગ્રંથીના છોડને ઉખાડીને સ્વેચ્છાએ કરડતાં વરાહ-યૂથ અરણ્યની ગુફાઓ ભણી જ્યારે જવા મંડ્યાં; ગત્રિને અંતે ચરવા નીકળેલી ગાયોનાં ટોળાંને લીધે, ગ્રામ-સીમાને અંતે આવેલા અરણ્યસ્થલ આમ તેમ જ્યારે ધવલ દેખાવા લાગ્યાં; લોકો બ્હાર આવતા દેખાવાથી ગામને જાણે પ્રસવ થતો હોય એમ જ્યારે લાગવા માંડ્યું; જેમ જેમ સૂર્યકિરણ પ્રકાશતા ગયા તેમ તેમ જ્યારે પૂર્વ દિગ્ભાગ જાણે ઉંચો થતો હોય, દિશાઓ જાણે દૂર જતી હોય, અરણ્ય જાણે આઘાં આઘાં ખસતાં હોય, ગ્રામ-સીમા જાણે વિસ્તાર પામતી હોય, જલાશય જાણે વિશાલ થતાં હોય, પર્વતો જાણે અવચ્છિન્ન થતા હોય, પૃથ્વી જાણે ઉંચી થતી હોય અને કુમુદિનીઓ જાણે અદૃશ્ય થતી હોય એમ દેખાવા માંડ્યું; અદૃશ્ય કરનાર કાળા પડદા જેવા અંધકારને કરવડે ખમેડીને, વિરહથી પીડાતી કમલિનીને જોવાને સપ્ત-લોક ચક્ષુ ભગવાન્ સૂર્ય દેવતા જ્યારે ઉદયગિરિના શિખર ઉપર ચઢ્યા; ગગન-તલને પ્રકાશિત કરી, સકલ જગતના પ્રદીપ સૂર્યકિરણ જ્યારે દિશાઓને પ્રકાશિત કરવા લાગ્યા; અને જ્યારે દૃષ્ટિ પ્રસારી શકાય એવી વેલા થઇ—ત્યારે સહસાજ લગભગ ગાઉ એક ઉપર ચંદ્રાપીડે પોતાની આગળ, રાત્રિ-પ્રયાણ કરી આવીને પડાવ નાખતું તે સૈન્ય જોયું.

અંતરમાં ક્ષોભથી ભય પામેલું રસાતાળ તેનું જાણે વમન કરતુ હતું. મ્હોટા સમૂહનો ભાર અસહ્ય લાગવાથી પૃથ્વી જાણે આમ તેમ તેને ફેલાવતી હતી, પોતાનું પ્રમાણ ઓછું પાડવાથી દિશાઓ તેને જાણે સંકોચતી હતી. અપરિમિત રજથી રૂંધાઇ જવાની શંકાને લીધે ગગનમાર્ગ તેને જાણે પાથરી દેતો હતો. જાણે સૂર્યપ્રકાસની સાથે તે વિસ્તાર પામતુ હતું. દૃષ્ટિને લાંબી લાંબી પ્રસારી શ્રમ આપતાં પણ તેનો પર્યંત દેખાય એમ ન હતું અનુગમન કરનાર શત-સહસ ભૂધરો તેમાં વસેલા હતા (તેથી,) ફરતુ જાણે બીજું પૃથ્વીમંડલ હોય એવું એ શોભતું હતું. નદિયોના પ્રવેશ વિના (પણ) ગંભીર લાગતો, પ્રાણિમય, દુસ્તર, આઠમો જાણે મહાસમુદ્ર હોય એવું એ દિસતું હતું. ઉંચે ઉડતા રજના ઢગને લીધે તેનો સર્વ વૃત્તાન્ત સ્ફુટ દેખાતો ન હતો તથાપિ આમ તેમ ધવલ ધ્વજના ફરફરવાથી, નિરંતર ઉગેલી અનેક સહસ્ર હાથીઓની ઘટા પ્રકાશ પામતી હતી; તેથીજ તે અગણિત બગલાની પંક્તિથી શોભતી મેઘ-ઘટાવાળા મૂર્તિમાન્ જાણે મેઘ-સમયના આરંભ જેવું દેખાતું હતું; અને વળી આવાસ-ભૂમિ ગ્રહણ કરવાના સંભ્રમમાં દોડતાં અસંખ્ય ગજ અશ્વ તથા મનુષ્યની પરસ્પર ઉર્મિથી વ્યાપ્ત

હોવાને લીધે, જાણે મંદરાચલના અમંદ આસ્ફાલનથી છિન્નભિન્ન થઈ ગયેલી તરંગમાલાથી ભરેલો મહાસમુદ્ર હોય એમ શોભતું હતું !!

તે સૈન્યને જોઈને એણે વિચાર કર્યો કે જો હું અણુચિન્ત્યોજ જઈને વૈશમ્પાયનને મળું તો ઠીક થાય. એમ ધારી છત્ર ચામરાદિ સ્વચિહ્ન સાથે સર્વ રાજપુત્રોને મૂકી, અતિશય વેગવાળા ત્રણ ચાર અશ્વ લઈને વસ્ત્રથી મસ્તક ઢાંકી દઈ, વિશેષ વેગથી ચાલતા ઇંદ્રાયુધ ઉપર, અણુચિન્તવ્યોજ એ, વિવિધ વ્યાપારમાં વ્યગ્ર થયેલા લોકથી ભરેલા તે સૈન્ય આગળ આવી પહોચ્યો. પ્રવેશ કરીને આવાસે આવાસે જઈ પૂછવા લાગ્યો કે વૈશમ્પાયનનો આવાસ ક્યાં છે ?—ત્યારે ત્યાં પાસેની સ્ત્રિયોએ એને કોઈ અન્ય જાણી ઓળખ્યો નહિ એટલે પોતપોતાના આરંભેલા કર્મમાં વ્યગ્ર રહીનેજ, અશ્રુથી શૂન્ય લાગતાં વદને કહ્યું કે:—ભાઈ! શું પૂછો છો? અહિંયાં તે વૈશમ્પાયન ક્યાંથી હોય ?—આ સાંભળી,—અરે પાપિણીઓ ! કેમ આવું અસંબદ્ધ બોલો છો?—એમ, શૂન્યહૃદય થઈને,તેઓને ઠપકો દઈ અંતઃકરણ બેસાઈ ગયાથી બીજી કોઈ સ્ત્રીને પૂછ્યા વિના એમ ને એમજ, ત્રાસ પામેલા હરિણના બચ્ચા જેવો, યૂથમાંથી વિખુટા પડવાથી ગભરાતા નાના હાથી જેવો, ગાયના વિરહથી ઉત્કર્ણ વાછડાના જેવો એ કંઈ જોયા વિના, કંઈ બોલ્યા વિના, કંઈ વાત કર્યા વિના, કંઈ સાંભળ્યા વિના, કંઈ વિચાર્યા વિના, કહીં ઉભા રહ્યા વિના, કોઈને બોલાવ્યા વિના,—હું ક્યાં આવ્યો છું? શે અર્થે આવ્યો છું? ક્યાં નીકળ્યો છું? ક્યાં જાઉં છું? શું જોઉં છું? શું મ્હેં આરંભ્યું છે? ને હું શું કરૂં છું?—એ બધાના કંઈ ભાન વિના, અંધ હોય, બધિર હોય, મૂક હોય, જડ હોય, ગ્રહાવિષ્ટ હોય તેમ ઠેઠ સૈન્યના મધ્ય ભાગ સુધી એવાજ વેગથી અશ્વ લઈ ગયો.

પછી, ઇંદ્રાયુધને ઓળખવાથી, તથા વાત સાંભળીનેજ પાછળ દોડતા રાજપુત્રલોકના દર્શનથી, ચંદ્રાપીડ આવ્યા છે એમ જાણી ચારે પાસથી વેગ સહિત હજારો ક્ષત્રિય રાજાઓ ઉત્તરીય વડે આચન્તિત સ્ખલન પામતા દોડી આવ્યા; અને અશ્રુ ભરાવાથી શૂન્ય લાગતી દૃષ્ટિ સહિત, દૂરથીજ, લજ્જા તથા પ્રણામ ક્રિયામાં નીચે નમવા લાગ્યા. તેમનાં મુખ જોઈ ચંદ્રાપીડે પૂછ્યું કે વૈશમ્પાયન ક્યાં? તે ઉપરથી તે સર્વેએ સાથેજ વિચારી કહ્યું કે—આપ આ વૃક્ષતળે ઉતરો એટલે અમે જે બન્યું છે તે આપને નિવેદિત કરિયે. આ તેમની, સ્ફુટ આખ્યાન કરતાં પણ અધિક કષ્ટદાયક વાણીથી ચંદ્રાપીડના હૃદયની અંદર ભાલો વાગવાથી વે જાણે ચિરાઈ ગયું (પરંતુ) તે સમયે આવેલી મૂર્ચ્છાએજ કેવલ તેને ધારી રાખ્યું. અશ્વથી ઉતારી, ગાલીચા ઉપર બેસારી, એના પિતાની સમાન વયના અનતિક્રમણીય ક્ષત્રિય રાજાઓએ એના શરીરને (ખોળામાં) લીધું તોપણ એને તે વખતે ખબર પડી નહિ. મૂર્ચ્છા વળી ગયા પછી સચેત થવા છતાં પણ, વૈશમ્પાયનને ન જોવાથી તથા પોતાને જોવાથી,—આ શું છે? હું ક્યાં છું? મ્હેં આ શું કર્યું?—એમ (વિચારી વિચારી) ભ્રમમાં પડ્યો હોય તેમ ઇંદ્રિયો જાણે મોહ પામવા લાગી તેથી એ મુઝાવા લાગ્યો. સૈન્ય એકલું આવ્યું તે તાજ તેનો અભાવ જોઈ બીજું કંઈ નહિ માનતાં, અંતઃકરણમાં અસહ્ય પીડા ઉત્પન્ન થવાથી—હું રોઉં કે હૃદયને ધીરજ આપી છાનોમાનો બેસી રહું કે આત્મઘાત કરી બલાત્કારે પ્રાણત્યાગ કરૂં કે એકલો કોઈ દિશા તરફ જતો રહું કે શું કરૂં?—તેજ એને સમજાયું નહિ; (પણ) અંતઃકરણમાં જાણે દરતો હોય, બળતો હોય, તથા દુઃખથી સહસા ચીરાતું જતો હોય

તેમ એ વિચાર કરવા લાગ્યો કેઃ—અહો ! સંસાર રમ્ય છતાં પણ મ્હારે અરમણીય થયો! વસતી છતાં પણ પૃથ્વી શૂન્ય થઇ ! ચક્ષુ છતાં પણ દિશાએ અંધ થઇ ! ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયા છતાં જન્મ મ્હારો એળે ગયો! સુરક્ષિત છતાં જીવિત-રત્ન ચોરાઇ ગયું! હું કોને જોઉં? કોની સાથે બોલું? કોને ગુહ્ય વાત કહું? કોની સાથે સુખે બેસું? હવે હું જીવું તોએ શું અને કાદમ્બરી મળે તોએ શું ? વૈશમ્પાયનને સારૂ હું કયાં જાઉં? કોને પૂછું ? કોની યાચના કરૂં ? કોણ મને એવું મિત્રરત્ન ફરીથી આપે? વૈશમ્પાયન વિના મ્હારે તાતને અને શુકનાસને શું મ્હો દેખાડવું? પુત્રશોકથી વિહ્વલ થતી માતા મનોરમાને શું કહીને શાન્ત કરવી?—શું એમ કહેવું કે કોઇક ભૂમિ અજિત છે તેને લેવાને એ પછવાડે રહ્યો છે? કે એક નરપતિની સાથે સલાહ નથી થઇ તે કરવામાં એને પાછા વિલંબ થયો છે? કે એક વિદ્યા અમે શીખ્યા નથી તે શીખવા મ્હેં એને રાખ્યો છે?—આ અને આવા બીજા વિચાર બહુ વાર સુધી નીચું જોઇનેજ કર્યા પછી હૃદય ન ફાટી જવાથી પોતે વિલક્ષ હોય—અપરાધી હોય—મહાપાતકી હોય—એમ માનતો, મ્હો દેખાડયા વિના ધીમે ધીમે મહા મેહેનતે તેમને પૂછવા લાગ્યો કેઃ—

મ્હારા આવ્યા પછી શુ વચ્ચે એવું કોઈ યુદ્ધ થયું હતું કે કોઇ શીઘ્ર પ્રસરનાર અસાધ્ય વ્યાધિ ઉત્પન્ન થયો હતો, જેથી અચિન્તિત આ મહાવજ્રપાત આવી નડયો?—આવો પ્રશ્ન સાંભળી તે સર્વેએ સાથેજ કાને બે હાથ દઇ, વિજ્ઞપ્તિ કરી કે—મહારાજ! વિઘ્ન સૌ શાન્ત છે. આપની પેઠે વૈશમ્પાયન હજી સો વર્ષ કરતાં અધિક જીવશે.—આ સાંભળી જાણે ઉજ્જીવિત થયો હોય તેમ પુષ્કળ આનંદાશ્રુ પાડતો પાડતો ચંદ્રાપીડ સર્વેને આદર સહિત કંઠાલિંગન દઇ બોલ્યો કેઃ—વૈશમ્પાયન જીવતો હોય તો ક્ષણ પણ અન્યત્ર રહે એ અસંભવિત હોવાથી મ્હેં આપને એવો પ્રશ્ન કર્યો હતો. હવે એ જીવે છે એવા અક્ષર તો મ્હારે કર્ણે પડયા પણ હમણાં એને શુ થયું છે કે આવ્યો નથી? કયાં રહ્યો છે? શા પ્રસંગે રહ્યો છે? એને એકલો મૂકીને કેમ આપ સૌ ચાલી આવ્યા? બલાત્કારે પણ કેમ તેડતા આવ્યા નહિ?—એ જાણવાને મ્હારૂં હૃદય તલપી રહ્યું છે.—આ પ્રશ્ન સાંભળી તે સર્વેએ કહ્યું:—દેવ! સાંભળો જે બન્યુ છે તે.

સૈન્યની સંભાળ રાખી વૈશમ્પાયનની સાથે તમે સૌ ધીમે ધીમે પાછળથી આવજો—એવી આજ્ઞા કરી આપ જે દિવસે સિધાવ્યા તે દિવસે ઘાસ ઇંધન આદિ સૌ ઉપકરણ પુષ્કલ લીધેલું હોવાથી સૈન્યે પ્રયાણ કરવા દીધુંજ નહિ. બીજે દિવસે જ્યારે પ્રયાણ-ભેરી વગાડી અને સૈન્ય સૌ સજ્જ થતું હતું ત્યારે પ્રાતઃકાળમાંજ વૈશમ્પાયને અમને કહ્યું:—પુરાણમાં કહે છે કે અચ્છોદ નામનું સરોવર બહુ પવિત્ર છે. માટે એમાં સ્નાન કરી, એનાજ તીર ઉપર આવેલા દેવાલયમાં ભગવાન્ ભવાનીપતિ મહેશ્વર ચંદ્રશેખરને પ્રણામ કરીને આપણે જઇએ. દિવ્ય પુરુષે સેવેલી આ ભૂમિ કોઇ સ્વપ્ને પણ કોઇ વાર ફરી જોનાર છે ?—એટલું કહી ચાલતાં ચાલતાંજ એ અચ્છોદ સરોવરને તીરે ગયા. ત્યાં અતિ રમણીયતાને લીધે સર્વ પાસ દૃષ્ટિ કરી ફરતા હતા તેવામાં તટ ઉપર એક લતામંડપ એમણે જોયો જે, અમર-કામિનીઓને અગ્રશિખરે આરોહણ કરવાને યોગ્ય-તરંગ-પવનના સ્પર્શથી હાલતા-પોતાના પલ્લવ વડે, તથા પુષ્પ-રસના લોભથી નિરંતર ભરાએલા મત્ત ભ્રમરોના મધુર-ગુંજાર વડે દૂરથી જાણે

(એમને) બોલાવતો હતો; મરકત મણિ જેવી શ્યામ પોતાની પ્રભાવડે દશે દિશાઓને માથેજ જાણે લેપ કરતો હતો; રવિ કિરણનો પ્રવેશ નહિ થવાથી દિવસે પણ અંદરથી રાત્રિ જેવો દેખાવ આપતો હતો,[1] બહુ દિવસનો પરિચય છતાં પણ મેઘની શંકાથી વારંવાર મધુર સ્વર કરીને ઉંચી ડોકે વન-મયૂરો જેને જોઇ રહેતા હતા; મેઘ-મન્મથનું જે જાણે સ્થાન હતો; સર્વ સંતાપનો જાણે પ્રતિપક્ષ હતો; શીતલતાનો જાણે આવાસ હતો; ચૈત્રમાસનો જાણે નિર્ગમ-માર્ગ હતો; મદનનો જાણે આશ્રય હતો; કામોત્કંઠામાં રતિનું જાણે વિનોદ-સ્થાન હતો; સર્વ રમણીયતાનું સ્થલ હતો; અને અહર્નિશ વાતા સુગન્ધિ તથા શીતલ, અચ્છોદ સરોવરના તરંગ-પવનથી જેના અભ્યંતરનાં શિલાતલ ઠંડાં થયેલાં હતાં.

તે લતા-મંડપને દેખી, બહુ દિવસ થયાં નહિ જોયેલા જાણે કોઇ બાન્ધવને, પુત્રને કે મિત્રને જોતા હોય તેમ અન્યત્ર દૃષ્ટિ ન ફેરવતા નિમેષ રહિત ચક્ષુ વડે (તેનેજ) જોતા જોતા, સ્તબ્ધ થઇ ગયા હોય વા ચિત્રેલા હોય તેમ એ બહુ વાર સુધી ઉભાજ રહ્યા: અને અંગ ધારણ કરવાને જાણે શક્તિમાન ન હોય, મૂર્છાએ જાણે ઘેરાતા હોય, તથા ઇન્દ્રિયોથી જાણે ત્યજાતા હોય તેમ, તરતજ અંગ ઢીલાં થઇ જવાથી ભૂમિ ઉપર બેસી જઇ, મનમાં કંઇ સ્મરણ કરતા હોય વા ધ્યાન કરતા હોય તેમ નિર્વિકાર વદને, લોચનમાંથી ચોધાર અશ્રુ પાડતા ચુપચુપ નીચે મ્હોંયે રહ્યાં. એમની આવી અવસ્થા જોઇ અમારા હૃદયમાં ચિન્તા થઇ કે—વૃદ્ધકાળે ધીર બુદ્ધિવાળા પણ રસિક જન ગમે તેનાથી આકૃષ્ટ થાય છેજ તો પછી કુતૂહલથી ભરેલી પ્રથમ વયમાં આવેલાને એમ થાય એમાં શું આશ્ચર્ય; માટે નક્કી આ અતિ-મનોહર ભૂમિ જોઇને પ્રસન્ન થવાથી આમને આ આવી હૃદય વિકૃતિ થઇ—પછી થોડી વારે અમે એમને એવું કહ્યું કેઃ—દર્શનીય વસ્તુ જોની આ અવનિ જોઇ. માટે ઉઠો; હવે આપણે સ્નાનવિધિ કરિયે. વાર બહુ થઇ ગઇ સૈન્ય સર્વ સજ્જ થયું છે પ્રયાણ કરવાને તત્પર થયેલી સર્વ સેના તમારી વાટ જોઇ રહી છે તો અદ્યાપિ વિલંબ કર્યાનું શું ફલ છે?—આવું અમે કહ્યું તે છતાં પણ એ તો જાણે, અમારા શબ્દ સાંભળતા ન હોય, જડ બની ગયા હોય, મૂગા હોય કે બોલતાં ન શીખ્યા હોય તેમ કંઇ પણ ઉત્તર આપ્યા વિના, નિમેષ રહિત પાંપણો વાળી, નિશ્ચલ તથા સ્તબ્ધ કીકીવાળી, ચોધાર અશ્રુ પાડતી, જાણે ચિત્રેલી આંખે, કેવલ તેજ લતામંડપને જોતા બેસી રહ્યા.[2]

ફરી ફરીને અમે એમને આવવાને સારૂ આજીજી કરી ત્યારે ત્યાંની ત્યાંજ દૃષ્ટિ રાખી અમને નિશ્ચયથી નિષ્ઠુર શબ્દોમાં એ કહેવા લાગ્યા કે:—હું તો આ પ્રદેશમાંથી આવનાર નથી.

---

૧. જુઓ ઇંગ્રેજી કવિ ટોમ્સનનું 'વસંતવર્ણન' લી. ૫૧૯—૫૨૧.

"........Now the bowery walk.
"Of covert close, where scarce a speck of day.
"Falls in the lengthend gloom. protracted sweeps."

૨. વાંચનારને યાદ હશે કે પુંડરીક મહાશ્વેતાને દેખી વિહ્વલ બન્યો હતો ત્યારે અચ્છોદ પાસે એક લતામંડપમાં સુતો હતો તથા ત્યાંજ મૃત્યુ પામ્યો હતો. આગળ સમજાશે કે આ વૈશમ્પાયન પુંડરીકનોજ અવતાર હતો માટે તેને પૂર્વ જન્મનું કંઇક અવ્યક્ત પણ સ્મરણ જેવું—ભાન જેવું—થવાથી આ લતામંડપને જોઇને, આવો વિકાર થયો એમ કવિની સૂચવવાની ઇચ્છા જણાય છે.

આપ સૌ સૈન્યને લઈને જાઓ. ચંદ્રાપીડના ભુજબલથી રક્ષિત મહાસૈન્યને, તેમના ગયા પછી સોંપીને આ ભૂમિમાં તમારે ક્ષણ પણ રહેવું યોગ્ય નથી.–આવું એમણે કહ્યું ત્યારે–અકસ્માત્ કંઈક આમને દૈવયોગેજ વૈર અ-કારણ ઉત્પન્ન થયું–એમ શંકા કરી, અનુનય - હિત પુનઃ પુનઃ અમે એમને આવવાને સમજાવવા લાગ્યા, અને એવા અસંબંદ્ધ અનુકાનથી પીડા પામી નિષ્ઠુર શબ્દ પણ કહેવા લાગ્યા કેઃ—અમારે તો આમ રહેવું યોગ્ય નથી, પણ તમે મહારાજ તારાપીડથી નિર્વિઘ્ન શુકનાસથી જન્મેલા, દેવી વિલાસવતીના ખોળામાં લાડેલા, દેવ ચંદ્રાપીડની સાથે એકત્ર ઉછરેલા, તથા વિદ્યાગૃહમાં મહાપ્રયત્નથી એ પ્રકારે શીખેલા એટલે તમને તો આ ઘટે કે તમારા જ્યેષ્ઠ ભાઈ, મિત્ર, વ્હાલા સ્વામી, જગન્નાથ, (યુવરાજ ચંદ્રાપીડ) તમને સર્વ અર્પણ કરીને ગયા પછી તેનો ત્યાગ કરી તમારે અહીં રહેવું!! આવું કોણ આવો યુક્ત અયુક્તનો વિચાર કરે? અમારો તમારા ઉપરનો સ્નેહ તથા ભક્તિ તો કોરે રહ્યાં. પણ આ શૂન્ય અરણ્યમાં તમને એકલા મૂકીને અમે જઈએ તો ચન્દ્ર-શીતલ પ્રકૃતિના મહારાજ ચંદ્રાપીડજ અમને શું કહે? શું ચંદ્રાપીડ ને તમે જૂદા છો?–માટે આ સંમોહ ત્યજી દો અને ચાલવનો વિચાર કરો –આવું અમે કહ્યું ત્યારે જરા વિલક્ષ હાસ્યયુક્ત વચનથી અમને એમણે પ્રત્યુત્તર દીધો કેઃ–શું હું એટલું એ નથી સમજતો કે આપ મને આવવાને સમજાવો છો? વળી ચંદ્રાપીડના વિના હું ક્ષણ પણ અન્યત્ર રહી શકું એમ નથી. એ જ હું યથાર્થ સમજું છું. તો પણ શું કરૂં? આજ ક્ષણે મ્હારૂં પ્રભુત્વ સર્વ ન જતુ રહ્યું છે. કેમકે કંઈક જાણે સાભરી આવતું હોય તેમ મ્હારૂં મન અહીંથી બીજે કહીં પ્રસરતું નથી. દૃષ્ટિ જાણે કંઈક જોતી હોય તેમ અન્યત્ર પ્રસરતી નથી હૃદય જાણે કંઈક આસક્ત થયું હોય તેમ કંઈ પણ સમજતું નથી. સાંકળથી બાંધેલા હોય તેમ ચરણ એક પગલું પણ ભરવાને શક્તિમાન્ નથી. અને શરીર જાણે આજ સ્થાને જડાઈ ગયું છે. એટલે મ્હારી મળે ચાલી હું આવવાને અસમર્થ છું. હવે જો આપ બલાત્કારે મને લઈ જવા ધારતા હો તો તેમાં પણ, આ પ્રદેશમાંથી ખસ્યા પછી મ્હારો જીવ રહે એમ મને આશા નથી. પણ જો હું અહીં રહીશ તો જે આ અંદર હૃદયમાં કંઈક કળી શકાય નહિ એવું થાય છે–જેનાથીજ હું ગ્રસ્ત છું—તે વડેજ અવશ્ય મ્હારા પ્રાણ ટકશે એમ હું ધારૂં છું; માટે હવે આજ્ઞા રહેવા દો. આપ જાઓ, અને જીવિત પર્યંત ચંદ્રાપીડના દર્શનનું સુખ તૃપ્તિ થતા સુધી ભોગવો. મુજ અલ્પ પુણ્યવાનું તો એ પ્રસાદ છતાં પણ હાથેથીમાંથી દૈવે આમ છીનવી લીધું છે આવું સાંભળી કૌતુક ઉત્પન્ન થવાથી પુનઃ પુનઃ અમે એમને પૂછ્યું કેઃ—શા કારણથી તમે આમ માનો છો ને દેવ ચંદ્રાપીડના સમીપ આવતા નથી? ત્યારે એમણે કહ્યુંઃ––હું આમ બોલતા શરમાઉં છું. તથાપિ મિત્ર ચંદ્રાપીડનાજ જીવના મન સમ છે જો હું કંઈ જાણતો હોઉં કે શા કારણથી અહિંથી જવાને હું અશક્ત છું. વળી આ વૃત્તાન્ત આપના પણ પ્રત્યક્ષજ બનેલો છે માટે આપ પધારો.—એટલું કહી શાન્ત પડ્યા.

ક્ષણ એક પછી ઉઠીને, એ સર્વ અતિરમણીય વૃક્ષતલમાં, લતાગૃહમાં, સરોવરને તીરે અને તે દેવાલયમાં કંઈક જાણે નષ્ટ વસ્તુ શોધતા હોય તેમ બીજે કહીં દૃષ્ટિ ફેરવ્યા વિના ફરવા લાગ્યા. પછી ઘણીવાર સુધી ફરીને અંતરમાં ખિન્ન થઈ, નિરંતર રુદન ઉચ્ચ નિશ્વાસ મૂકી, ફરીથી એ પૂર્વ લતા-મંડપમાં જઈને બેઠા અમે પણ એમને સમજાવવાની

આશ્રામે લતાઓની સમીપ ઉભાજ રહ્યા. અને બેએક પ્રહર ઉપરાંત થયા પછી જ્યારે શરીરસ્થિતિ કરવાને અમે એમને વિનતિ કરી ત્યારે એમણે ઉત્તર આપ્યો કેઃ—મિત્ર ચંદ્રાપીડને આ પ્રાણુ સજીવિત કરતાં પણ ખરેખર વધારે વ્હાલા છે, તેથી, જો બલાત્કારે પણ મને એ ત્યજી જતા હોય તોએ એમને રોકી રાખવાને મ્હારે પ્રયત્ન કરવો જોઈએ પણ જતા નથીજ એટલે શું? મ્હારે ચંદ્રાપીડના દર્શનનુંજ કામ છે; મૃત્યુનું નથી. માટે આમાં તમારે આગ્રહ કરવાની જરૂર નથી.—એમ કહી, ઉઠીને સ્નાન કરી, કંદમૂલ તથા ફલથી એમણે વનવાસને ઉચિત ભોજન કર્યું. એમણે સ્નાન ભોજનાદિક કર્યું ત્યાર પછી અમે પણ કર્યું, અને આ વાજ ક્રમમાં રાતદિવસ—આ શું છે?—એમ એમના વૃત્તાન્તનુંજ ચિન્તન કરતા, અંતઃકરણમાં વિસ્મય પામતાં, ત્રણ દિવસ ત્યાં અમે રહ્યા. પછી એમના આવવાની કે એમને તેડી લાવવાની કંઇ આશા રહી નહિ એટલે ભાથું વિગેરે સારી રીતે આપી એમના શરીર-રક્ષકોને ત્યાં રાખીને અમે અહીં આવ્યા. આગળથી અમે કોઇ દૂત ન મોકલ્યો તેનું એક કારણ તો એ કે આપ માર્ગમાં જતા હો ત્યાં એ પહોચી શકેજ નહિ, અને બીજું એ કે બહુ દિવસે આપ નગરમાં માત્ર પેઠાજ હો એટલામાં આપને પુનરાગમનનો કલેશ થાય નહિ.

સ્વપ્નમાં પણ ન ધરાય એવો આ વૈશમ્પાયનનો વૃત્તાન્ત સાંભળી ચંદ્રાપીડના હૃદયમાં સાથેજ ઉદ્વેગ તથા વિસ્મય ઉત્પન્ન થયો અને એણે વિચાર્યું કે-સર્વે પરિત્યાગ કરીને વનવાસનેજ શરણ થવાનાં આવા વૈરાગ્યનું શું કારણ હશે? મ્હારો પોતાનો કંઇવાંક થયો હોય એમ તો મને લાગતું નથી પિતાના પ્રસાદથી મ્હારી પેઠે એને પણ સર્વ રાજાઓ ચરણતને ચૂડામણિ-સ્પર્શ કરીને અર્ચન કરેજ છે મ્હારી પેઠે એને પણ ઇચ્છાથી અધિકારસર્વ ઉપભોગમાં કંઇ પણ ન્યૂનતા રહેલી નથી. મ્હારી પેઠે એની પણ આજ્ઞાનું કોઇ ઉલ્લંઘન કરતુંજ નથી હું જેમ પ્રમાદ આપુ છું તેમ એ પણ આપેજ છે. અપનાથી જન જેમ મ્હારાથી તેમ એનાથી પણ સિદ્ધયેજ છે મ્હારે તેમ એને પણ સર્વ પ્રકારની નૃપત્તિ છે એને પણ જોઇને જાણે મને જોતા હોય તેમ લોકને સ્પૃહા ઉત્પન્ન થાય છે શું આરના આવના પિતાએ, માતાએ, આર્ય શુકનાસે કે મનોરમાએ તનયસ્નેહને ઉચિત નદ ન કરી એની સંભાવના નહિ કરી હોય! અતિઃ વિનય ઇચ્છતા તાત શુકનાસે કંઇ પીડાકારી કર્યું હશે? કે માર્યો હશે?-એમ હોય તોપણ એ કંઇ એવો નિઃસ્નેહ, કે પિશુન સ્વભાવનો કે ગુરુજન ઉપર ભક્તિ વિનાનો, કે ગુણ-ગ્રહણ કરવામાં વિમુખ કે તરલ ચિત્તનો, કે યત્કિંચિન કરનાર, કે અધમ પુરુષ કે જેનો ક્ષુદ્ર પ્રકૃતિનો, કે ધનાઢ્યનો પુત્ર હોવાથી ગર્વિત થયેલો, કે દુર્વિદગ્ધ, કે દુર્વિનીત, કે એકનો એકજ પુત્ર હોવાથી લાડકવાયો થઇ ગયેલો—નથી કે જન્મ સમયથી આજ સુધી સર્વ ઉપકાર કરનાર ગુરુજનને આવો ખેદ ઉત્પન્ન કરે અથવા મર્યાદા તોડી નાખે વળી આશ્રમ વૈરાગ્યનો પણ આ સમય નથી, હજી એ દ્વિજજાતને ઉચિત ગૃહસ્થાશ્રમમાંજ નથી પેઠો. હજી એણે દેવ, પિતા તથા મનુષ્યોનુ ઋણ પણ ઉતાર્યું નથી. અને ઋણ મુક્ત થયા વિના ત્રણે ઋણ લઇને એ કયાં જશે? નથી એણે પુત્ર પૈત્રાદિ સંતતિથી વંશની વૃદ્ધિ કરી નથી એણે અનન્ત દક્ષિણા આપી મહા યજ્ઞો કર્યા. નથી એણે ધર્મશાલા, કુવા, વાવ, મહેલ, તળાવ, વાડી વિગેરે કરીને પૃથ્વીને અલંકૃત કરી. નથી એણે કલ્પ કાળ સુધી રહે એવો, દિશાઓમાં પથરાતો યશ પ્રાપ્ત કર્યો. નથી એણે સેવા કરીને ગુરુઓને સુખ આપ્યું નથી

એણે વ્હાલા બંધુ જનને ઉપકાર કર્યો. નથી સ્નેહીઓને નિર્વિશેષ વિભવ આપ્યો. નથી સાધુઓની વૃદ્ધિ કરી. નથી અનુજીવિ જનને ભાગ આપ્યો; નથી અભ્યાગતોની તૃષા મટાડી. નથી એણે કામિનીઓ જોઈ વા સાંભળી. નથી એણે જન્મીને સંસાર-સુખનો લ્હાવો લીધો. નથી એણે પુરુષાર્થના સાધન-ધર્મ, અર્થ, કામ-માંથી એક પણ મેળવ્યું-ત્યારે એણે આ શું કર્યું ?

એમ અંતઃકરણ ઉભરાયાથી વિચાર કરતાં કરતાં બહુ વાર સુધી તેજ વૃક્ષ તળે બેસી રહ્યા પછી પોતે શૂન્ય-હૃદય છતાં પણ ઉચિત પ્રસાદ, સંમાન તથા સંભાવના કરી સર્વ રાજ-લોકને વિદાય કરી ઉઠ્યો, અને તેજ ક્ષણે રચેલા એક મંડપમાં પેઠો, ત્યાં ઉંચાં ઉંચાં તોરણ ઉપર ચંદન-માલાઓ બાંધેલી હતી. બંને બાજુએ મુકેલા, મુખ સુધી પૂર્ણ હેમ-કલશમાંથી જલ બ્હાર નીકળતાં હતાં. દ્વાર પાસે તીજ માર્ગે જલ છાંટીને સ્વચ્છ કરેલો હતો. તેની અંદર અને બ્હાર સુગંધિ પુષ્પ પાથરેલાં હતાં. કર્મકર લોક વિવિધ ઝારિયો લઈ આમ તેમ ફરતા હતા. મણિ-ચામર, વ્યજન, રત્ન-પાદુકા વિગેરે ઉપકરણ હાથમાં લઈને વારાંગનાઓ ત્યાં ચાલતી હતી. મદની સુવાસથી દિશાઓને ભરી નાંખતો ગંધમાદન રાજહસ્તિ તેની એક બાજુએ ચંદરવાની તળે ઉભેલો હતો. બીજી બાજુએ વળી ઇંદ્રાયુધને રહેવાનું સ્થાન રચેલું હતું. બ્હારનું આંગણું ભૂપતિને બેસવાની હાથણીઓથી ભરાઈ ગયું હતું. સર્વ દ્વાર પાસે બહુ છડીદાર ઉભેલા હતા. તેના મહત્વને લીધે, તેની ગંભીરતાને લીધે તથા એમાં થયેલાં અનેક પ્રાણીને લીધે તે મહાજલનિધિ જેવો દેખાતો હતો. કેમ જે પ્રહર સૂચક અનેક ગજઘટાને લીધે જાણે તટરત્ન યુક્ત હોય, ગંધમાદનને લીધે જાણે અંતઃપ્રવિષ્ટ મહાશૈલ સહવર્તમાન હોય, ત્વરાથી ફરતા કર્મકર લોકની ઉપરા ઉપરી આવતી જતી હારોને લીધે જાણે તરંગમય હોય, આહ્નિક જનના[1] ઉભેલાં ટોળાંને લીધે જાણે જલ-ભ્રમરથી ભરેલો હોય, સુંદર સ્ત્રિયોને લીધે જાણે સલક્ષ્મીક હોય, મહાપુરુષોને લીધે જાણે સરલ હોય, શ્વેત ધ્વજાઓને લીધે જાણે હંસમાલા યુક્ત હોય, પુષ્પના સમૂહને લીધે જાણે ફીણના ઢગથી છવાયેલો હોય, તથા વિષ્ણુ-ની પેઠે અનંત ભોગ મંડલ યુક્ત હોય એવો તે શોભતો હતો.[2]

તેની અંદર પ્રવેશ કર્યો કે તરતજ, શરીર-સત્કાર નહિ કીધાથી મલિન વેષ તથા ઉદ્વેગયુક્ત દીન મુખવાળી વારાંગનાઓ, યામિક લોક તથા કર્મકર લોક આમ તેમથી એને પ્રણામ કરવા લાગ્યા (પણ) પોતે તો શાન્ત રહી, છડીદાર જેવા મદ-સુગંધે સૂચવેલા ગંધ-માદન તરફ શૂન્ય દૃષ્ટિ કરી, ધીમે ધીને શયનગૃહ ભણી ચાલ્યો. ત્યાં જઈને વસ્ત્ર દિક ઉતારી શયન ઉપર સુતો એટલે સેવક જન વ્યજનથી પવન નાંખવા લાગ્યા, તથા અંગ ચાંપનારા ધીમે ધીમે માર્ગનો શ્રમ ઉતારવા લાગ્યા; (પરંતુ) આગલી રાતનો ઉજાગરો પડવાથી ખિન્ન થયા છતાં, મહાદુઃખને લીધે નિદ્રાસુખ નહિ મળવાથી પુનરપિ એ અન્ય દુઃખ ઉત્પન્ન કરનાર ચિન્તામાંજ પડ્યો કે: —જો હું માતા પિતાની અનુજ્ઞા વિના, એમને બેઉ મ્હોટા શોકસાગર-માં નાખીને, તથા પુત્ર વિરહના શોકથી વિહ્વલ થયેલા તાત શુકનાશને અને માતા મનોરમાને આશ્વાસન કર્યા વિના, આજ પ્રદેશમાંથી જતો રહું તો મ્હેં પણ વૈશમ્પાયનના જેવું કર્યું

1. પેહરગીરના, 2. અનંત=શેષનાગ; તેના ભાગ-ફેણ, ઉપર વિષ્ણુ સુવે છે. અહીં અનંત=અસંખ્ય ભોગ=વિલાસ.

કહેવાય 'અહીંથી પાછો ફરીને જાઉં, તો મને શંકા થાય છે કે જવાની આજ્ઞા મળશે નહિ. માટે હવે શું કરવું ?—અથવા, એ નહિ આજ્ઞા મળવાની શંકા મ્હારી ખોટીજ છે; પ્રિય મિત્રે પોતાનો તથા મ્હારો ત્યાગ કરતાં પણ, અન્ય પ્રકારે ગમન ઉત્પન્ન કરી, કાદમ્બરી સમીપ જવાના ઉપાયની ચિન્તામાં હું આકુલ થયો છું તેમાં મને ઉપકારજ કર્યો છે. હવે હું વૈશમ્પાયનને પાછો લાવવા જાઉં તેનાં પિતા કે માતા મને વારી શકે એમ નથી, તેમ આર્ય શુકનાશ પણ (અટકાવી શકે એમ નથી). અને અહીંથી ચાલ્યો કે વૈશમ્પાયનની સાથે તેજ બાજુએ થઇને હું આગળ જઇશ—આવો નિશ્ચય કરી, તત્કાલ થયેલા વૈશમ્પાયનના વિયોગ-દુઃખને પરિણામે સુખકર ઔષધની પેઠે સારૂં માની, ક્ષણ એક વાર વિશ્રામ લઇ, અંતને સુખ થયું એટલે તૃતીય અર્ધ યામનો શંખનાદ થતાં, નિત્ય કર્મ કરવાને પોતે ઉઠ્યો.

ઉઠીને,—જ્યાં કાદમ્બરી ત્યાં જ વૈશમ્પાયન છે—એમ પોતાના ધૈર્યના અવલંબે જ હૃદયને ધારી રહી શૂન્ય અંતઃકરણે ફરીથીજ સર્વ રાજલોકને ભેગા કરી એણે સ્નાન ભોજનાદિક કર્યું. આહાર કર્યા પછી, અંતરમાં જ્વલતા મદન અગ્નિને તથા વૈશમ્પાયન-વિરહના શોકાગ્નિને બ્હાર પણ સંતાપ આપવામાં જાણે સાહાય્ય કરવા સારૂ સૂર્ય જ્યારે—ઉપર રહે રહે આઠે દિશાઓમાં સાથેજ કર પ્રસારીને અત્યંતજ અતિ કષ્ટદાયક સંતાપ ઉત્પન્ન કરૂં—એમ જાણે વિચારીને ગગનતલના મધ્ય ભાગમાં આવ્યો; તડકાના આકારમાં રવિ-કિરણ જ્યારે, ઉનો ઉનો જાણે રૂપાનો રસ નાંખવા લાગ્યા; આતપ-કણિકાઓ જ્યારે શરીરને ભેદીને જાણે અંદર પ્રવેશ કરવા લાગી; ભેગા થતા પ્રાણીઓના સમૂહ સહિત વૃક્ષચ્છાયા જ્યારે તનપ્રવેશન લીધે સંકોચાવા લાગી; [1] દૃષ્ટિ જ્યારે બ્હાર જોવાને પણ અશક્ત થવા લાગી; દિશાઓ જ્યારે જાણે બળવા લાગી, ભૂમિ જ્યારે દુઃસ્પર્શ થવા લાગી; માર્ગ ઉપર અવરજવર શૂન્ય થવા લાગ્યો; વટેમાર્ગુઓ જ્યારે સાંકડી વાવ અને ઝુંપડીઓની અંદર જલપાન કરવાને ભેગા થવા લાગ્યા; તાપથી હાંફતાં હાંફતાં પક્ષિયો જ્યારે પોતપોતાના માળામાં ભરાઇ ગયા; મહિષ-વૃંદ તળાવના અંદર જલમાં ઉતર્યાં; કમલપત્રનાં કટકા તથા રેસાથી છવાઇ ગયેલા, અને સ્વેચ્છાએ હલાવતા ઉખડી ગયેલા મૃણાલ-દંડના કડકાથી વિષમ થયેલા, સરોવરનાં પંકમાં હાથીના ટોળાં જ્યારે જવા લાગ્યાં; કામિનીઓના કપોલના ઉપાન્ત જ્યારે રક્ત કમલ જેવા શોભવા લાગ્યા; ઉષ્ણતાથી ઉત્પન્ન થતી જલકણિકાની હાર, ભાંગેલા મોતીના ભૂકા જેવી જ્યારે દીસવા લાગી; ચંદ્રિકા જ્યારે સાંભરી આવવા લાગી; તુષારના ગુણ ગવાવા લાગ્યા; મૈત્ર સમયના આગમનની વાંછા થવા લાગી; દિવસ-પરિણામની ઇચ્છા થવા લાગી; અને સંધ્યા-સમય જોવાને હૃદય જ્યારે ઉત્સુક થવા લાગ્યાં,—ત્યારે ચંદ્રાપીડ ઉઠીને સરોવરને તીરે રચેલા એક જલ મંડપમાં ગયો, ત્યાં અહર્નિશ જલધારાનો વર્ષાદ પડવાથી સૂર્ય કિરણનો સંતાપ દૂર થયેલો હતો, તેની આસપાસ, પરંપરાએ પડતી અવિચ્છિન્ન ધારાના વેગથી વહેતી નદી જેવી

---

૧. આજ વિચાર નીચેના શ્લોકમાં છે :—

छाया संश्रयते तलं विटपिनां श्रान्तेव पान्थैः समम् ।
मूलं याति सरोजलस्य जडता ग्लानेव मीनैःसह ॥
आचामत्यहिमांशुदीधितिरपस्तप्तेव लोकैःसमम् ।
निद्रा गर्भगृहं सह प्रविशति क्लान्तेव कान्ताजनैः ॥

એક લહેર આવી રહેલી હતી. અંદર લટકાવેલાં જલજંબુ-પ્રવાલથી તેમાં અંધકાર થઇ રહ્યો હતો. તેમાંના સર્વ સ્તમ્ભ ઉપર, લટકતાં કુસુમ તથા પલ્લવવાળી લતાઓ વીંટાએલી હતી. જાડા હરિચંદન-રસના લેપથી તે ભીનો રહેલો હતો. સમસ્ત ભૂતલ ઉપર મરકત જેવાં શ્યામ કમલ-પત્ર પાથરેલાં હતાં. સુગંધિ તથા સરસ પ્રફુલ્લ કમલના ઢગ ત્યાં વેરેલા હતા. સરસ મૃણાલ-દંડ (અહીં તહીં) મૂકેલા હતા. આમ તેમ વર્ષતી શૈવલ-પ્રવાલની મંજરીને લીધે ત્યાં અકાલ-મેઘ-મમયની રચના કરેલી હતી. તત્કાળ સ્નાન કર્યાથી ભીના થયેલા કેશપાશ વાળી, જલદેવતા જેવી બહુ વાર અંગનાઓ ત્યાં ઉભેલી હતી. તેમણે સુગંધિ કોમલ જલાર્દ્ર વસ્ત્ર પરિધાન કીધાં હતાં; પાતળા પાતળા ચંદન-લેપથી તે મનોહર દીસતી હતી; હાર તથા કંકણ તાજ માત્ર તેમણે આભૂષણ રાખ્યાં હતાં; કુંળા શૈવલ-પ્રવાલ કર્ણે પહેર્યાં હતાં, અને મૃણાલના વ્યજન, કપૂરનો ભૂકો, હરિચંદન, ચંદ્રમણિનાં દર્પણ વિગેરે ઉપકરણ હાથમાં લીધેલાં હતાં. વળી (શીતલતાને લીધે) તે (મંડપ) ઉષ્ણ કાલનું જાણે પરિભવ-સ્થાન હોય, શીતકાલનું જાણે મુખ્ય કારણ હોય, જલધારાનો જાણે નિવાસ હોય, રવિકિરણનો જાણે તિરસ્કાર હોય, સરોવરનું જાણે હૃદય હોય, હિમાચલનો જાણે સહોદર હોય, શિશિરતનું જાણે સ્વરૂપ હોય, રાત્રિયોનો જાણે આવાસ હોય, તથા દિવસનો જાણે પ્રત્યાઘાત હોય એવો શોભતો હતો.

ત્યાં અતિરમ્યતાને લીધે ક્ષોભ પામતી મદનની હજારો ઉત્કલિકા[1] થકી વિષમ બનેલો તથા જલપાતની શીતલતાથી સળગેલા મિત્રવિયોગરૂપી અગ્નિવાળો, મહાસમુદ્ર જેવો ગંભીર તે દિવસ એણે એકલે, મહા મહા કષ્ટથી, સ્વધૈર્યરૂપી વ્હાણ વડે ઓળંગ્યો. પછી જ્યારે સંધ્યાકાળે સૂર્યપ્રકાશ લાલ લાલ થવા લાગ્યો ત્યારે બહાર આવી, જાડા ગોમયના લેપથી લીલા દીસતા, તથા મંદ મંદ વાતા પવનથી હાલતાં ધવલ પુષ્પ વડે શોભતા, સ્નાનગૃહના આંગણામાં ક્ષણ એક સભા કરી પાસેના રાજાઓ સાથે વૈશમ્પાયન સંબંધીજ વાત કર્યા પછી,—ત્રીજેજ પ્રહરે આપણે ચાલવું છે માટે સૈન્ય તૈયાર કરે—એમ સેનાપતિને આજ્ઞા કરી, તાંબૂલમાત્ર લેઇ સર્વ રાજલોકને વિદાય કરીને એ શયનગૃહમાં ગયો. થોડીવાર થઇ એટલામાં, બહુ દિવસ થયાં ઉજ્જયિની નહિ જોવાથી ઉત્સુક થયેલા સર્વે સૈન્યના લોક પ્રયાણ નાન્દી વિના પણ સજ્જ થઇ ચાલવા લાગ્યા; અને પોતે પણ, નિદ્રાવિનોદ નહિ મળવાથી, ત્રીજા પ્રહરને આરંભેજ, અશ્વ તથા હાથણીઓનાં વાહનવાળા થોડા ઘણા રાજલોક સહિત જ્યાં સૈન્યની ભીડ થોડી હતી તેવે માર્ગે ચાલ્યો. પછી માર્ગેજ માથે રજની જ્યારે ક્ષીણ થઇ, સર્વ વસ્તુઓ જાણે રસાતલમાંથી તરી આવવા લાગી, દૃષ્ટિ જાણે ઉઘડવા લાગી, જીવલોક ફરીથી જાણે અન્યથા સૃજાવા લાગ્યો,[2] નીચા ઉંચા પ્રદેશ વર્તાવા લાગ્યા, ગાઢ વન જાણે વિરલ થવા લાગ્યાં, તરુલતાની ઝાડીઓ જાણે સંકોચાવા લાગી, ગગનતલમાં ચઢતી દિવસશ્રીના, લાક્ષારસથી રક્ત પાદ જેવું,—ઝાંખું પડ્યાથી પૂર્વ દિશા રૂપી લતાને

---

૧. ઉત્કલિકા=ઉત્કંઠા; જલતરંગ સમુદ્રની તળે વડવાગ્નિ રહે છે એમ કહેવું છે.
૨. સૃષ્ટિના સાધારણ નિયમથી નહિ જન્મેલો માટે અન્યથા. આવોજ વિચાર નીચેના વાકયમાં છેઃ—

"The town was only languidly putting forth symptoms of returning life as I strode through the streets."—*The Caxtons*, *Vol. I. P. 272.*

ફુટના નવા પલ્લવ જેવું,—કમલિનીને રાગ દેનાર સૂર્યબિમ્બ જ્યારે દેખાવા લાગ્યું, અને પ્રભાત-સમય થવા લાગ્યો ત્યારે સૈન્યના લોકનીજ સાથે એ ઉજ્જયિની પહોચી ગયો.

ત્યાં, દૂરથીજ, અંજલિ રચી રહેલાં ભેગા થતા અને ભેગા થયેલા, ટોળાં બાધી ઉભેલા અને બેઠેલા, વળતા અને કેટલ ક શૂન્ય પગલાં ભરતા, પાછા ફરતા અને આવતા, ઉન્મુખ અને અધોમુખ, અશ્રુમય દૃષ્ટિવાળા અને વિવર્ણ તથા દીનવદનવાળા, 'મહાકષ્ટ' નો શબ્દ બોલતા અને અધિક દુઃખ થવાથી મૌન ગ્રહણ કરી રહેલા, નગરીમાથી આવેલા, સુખિયોને પણ, મુમુક્ષુને પણ, વૈરાગીને પણ, નિરપૃહીને પણ, તટસ્થને પણ, અને દુર્જનને પણ, સ્નેહથી પરવશ થઇને,—પિતા હોય, મિત્ર હોય અને વ્હાલા બન્ધુઓ હોય તેમ—અતિ દુઃખથી વૈશમ્પાયનનોજ વૃત્તાન્ત પૂછતા, કહેતા, વિચારતા તથા ચિન્તન કરતા એણે ચોપાસ સાભળ્યા.

આ સાભળીને એને વિચાર થયો કેઃ—બ્હારના લોકની પણ આ આવી સમવસ્થા છે તો પછી જેણે એને ખોળામા લડાવ્યો હોય, ઉછેર્યો હોય કે એના બાલપણના મધુર શબ્દ સાંભળ્યા હોય, તેની શી વાત ? હવે મ્હારે વૈશમ્પાયન વિના તાત શુકનાસને, કે માતા મનોરમાને મળવુ એ અતિ કષ્ટદાયક છે.—એમ વિચારતો વિચારતો, અશ્રુથી ભરેલી દૃષ્ટિ નીચી રાખી, સર્વ વૃત્તાન્ત જોયા વિનાજ એ ઉજ્જયિનીમાં પેઠો. ઉતરીને રાજગૃહના દ્વાર-માં પેસતાજ એણે સાભળ્યું કે દેવી વિલાસવતી સાથે રાજા આર્ય શુકનાસને મહેલ પધાર્યાં છે. આ સાંભળી, પાછો વળીને ત્યાંજ એ ગયો. અને જતાં જતા સમીપ આવી પહોચ્યો ત્યારે[1]—અરે પુત્ર વૈશમ્પાયન ! હજી તો તુ મ્હારા ખોળામાં લાડવા યોગ્ય બાળકજ છે તે કેમ તું એકલો, લાખ્ખો વાઘ વરૂથી ભયકર લાગતા એ નિર્માનુષ-શૂન્ય-અરણ્યમા રહ્યો ? ત્યાં પણ સવ ક્રૂર પ્રાણીને હણીને કોણે ત્હારા શરીરની રક્ષા કરી હશે ? કોણે ત્હારી, દુઃખ શમાવનાર શરીર રિવતિ કરી હશે ? કોણે ત્હારે સારૂ નિદ્રાસુખ આપે એવું શયન રચ્યુ હશે ? તું ભૂખ્યો હોઉં, કે તરસ્યો હે ઉં, કે સુવા ઇચ્છતો હે ઉ તેનું દુઃખ કોને લાગશે ? બેટા ! મ્હારો ઉત્સગ મૂકીને ત્હેં તુજ સમાન સુખ દુઃખ ભોગવે એવી વહુ પણ ન આણી ! તું આવશે કે તરત ત્હારા પિતાને વિનતિ કરી વહુનુ મુખ જોઇશ એમ મ્હે ધાર્યું હતુ તે જ મને પુણ્ય-વિનાનીને ન મળ્યું એટલુંજ નહિ પણ ત્હારૂ એ મુખદર્શન મ્હારે તો હવે દુર્લભ થયુ ! પુત્ર ! જ્યાં તને રહેવાની રૂચિ હોય ત્યાંજ મને પણ ત્હારા પિતાને વિજ્ઞપ્તિ કરીને લઇ જા. તને દીઠા વિના મ્હારાથી જીવાશે નહિ. તાત ! બાલપણમાએ ત્હેં મ્હારી અવગણના કરી નથી ને અણચિન્તવ્યોજ કેમ તુ આવો નિષ્ઠુર થઇ ગયો ? જન્મથી આજ સુધી જેનુ મુખ કદી કોપેલું જોયુંજ નથી તે તુ કેમ આમ મ્હારા ઉપર અકસ્માતજ કોપીને આમ મને ત્યજીને રહ્યો છ ? ગયેલો પણ આવ ! હું તને પગે લાગું છુ ! ત્હારા વિના મ્હારે બીજો કોણ છે ? શુ દેશાન્તરના પરિચયથી અમારા ઉપરનો સ્નેહ ત્હેં ઉતારી નાખ્યો ? ક્ષણ પણ જેને જોયા વિના તુ રહેતો નહિ એ ચન્દ્રાપીડ ઉપર કેમ ત્હારી આવી નિઃસ્નેહતા થઇ ? બેટા સુખી રાખવા યોગ્ય સર્વે ગુરુજનને દુઃખમાં નાખ્યાં એ ત્હેં સારૂં કર્યું નહિ ! હું નથી જાણતી કે આમ કરવાથી તને શુ મળશે.—આવા વચનથી, તત્કાલ થયેલા પુત્ર વિરહના શોકમા વિહ્વલ

---

૧. "એણે મનોરમાને નાચેનો વિલાપ કરતી સાભળી" એમ અન્વય કરવો.

બ્હારી જઇને અંતરભવનમાં બેઠે બેઠે, દેવી વિલાસવતીએ પે તે આશ્વાસન કરવા છતાં વિલાપ કરતી મનોરમાને એણે સાંભળી

આવા એના અતિ કરૂણ પ્રલાપ રૂપી વિષથી જાણે વિહ્વલ બની ગયો હોય કે નિદ્રાના જાણે ઘેનમાં પડયો હોય તેમ રાજપુત્ર નિશ્ચેતન થઇ ગયો. (પણ) મહા મહા કષ્ટે, સહજ સત્વનેજ આધારે પોતાને ધારણ આપી, મંદિરમાં પ્રવેશ કરી, પિતાને પણ દુ:ખ દર્શાવતા ચરમાશ્રને, સર્વ અંગ સ્તબ્ધ હોવાથી મંદરાચલ જેવા શોભતા શુકનાસની સાથે મથનને અંતે થમી ગયેલા મહા સમુદ્ર જેવા પિતાને નીચે મુખેજ પ્રણામ કરી આઘેજ બેઠો. તે બેઠો એટલે હાણ એક વાર તેના સામું જોઇ, અંતરમાં ભરાઇ આવતાં અશ્રુથી ગદ્‌ગદ થતા સ્વરે, વર્ષવાની તૈયારીમાં આવેલા મેઘની પેઠે રાજાએ કહ્યું —વત્સ ચંદ્રાપીડ! હું જાણું છું કે ભાઇ ઉપર તું ત્હારા જીવ કરતાં પણ અધિક પ્રીતિ રાખે છે. (પણ) કેવલ સુખના હેતુ વલ્લભજન તરફથીજ સંભવે નહિ એવી પીડા જો કદી થાય તો તેટલાથીજ મનુષ્ય શું ન કરે? માટે ત્હારા ભાઇ અને મિત્રનો આ—જન્મને સ્નેહને, વયને, શીલને, જ્ઞાનને, ગુરુજનની આજ્ઞાને, વિનયને—સર્વેને અનુચિત વૃત્તાન્ત સાંભળીને મ્હારા હૃદયમાં ત્હારા દોષની શંકા ઉત્પન્ન થાય છે.—[1]આમ નરપતિ બોલતો હતો તેવામાંજ, સાથેજ શોક અને ક્રોધથી જેના મુખ ઉપર અંધકાર વ્યાપી ગયો હતો એવો શુકનાસ વિદ્યુતને લીધે દુષ્પ્રેક્ષ્ય વર્ષાઋતુનાં આરંભ જેવો, કમ્પતા અધર સહિત જાણે ગર્જના કરીને વચ્ચે બોલ્યો કેઃ—

મહારાજ! ચંદ્રમાં જો કદી ઉષ્ણતા હોય, અગ્નિમાં અતિ શીતલતા હોય, સૂર્યમાં અંધકાર હોય, રાત્રીમાં દિવસ હોય, મહાસમુદ્રમાં શોષ હોય, સેષનાગમાં પૃથ્વીનું અધારણ હોય, સાધુજનમાં પરાર્થે અનુદ્યમ હોય કે સ્વજનના મુખમાં અપ્રિય વચન હોય તો યુવરાજમાં પણ દોષ હોય!! માટે કેમ આમજ વગર વિચારે એ અનાત્મજ્ઞ —મૂઢ પ્રકૃતિવાળા— દુર્જાત-રાજાનું અહિત કરનાર—માતા પિતાનો ઘાત કરનાર—મિત્રદ્રોહી—કૃતઘ્ન —કર્મચાંડાલ—મહાપાતકીને લીધે આપ કૃતયુગમાં અવતરવા યોગ્ય, ગુણવાન્ અતિ ઉદાર ચરિતના, આપના ચંદ્રાપીડને વિશે પણ શંકા કરો છો? ગુણવાનમાં ઇતર જન પણ દોષની સંભાવના કરે એના કરતાં બીજું કંઇ અધિક કષ્ટદાયી પીડા-કારણ નથી તો પછી ગુરુજન (એવી સંભાવના કરે તે)ની શી વાત? ગુણી હોય તેની તો ગુરુથીજ આરાધના કરવી જોઇયે એ પોતાનો ગુણવાન્ આત્મા (ગુરુજન વિના) બીજા કોને જણાવે? વળી જન્મથીજ જે મહારાજના અને દેવી વિલાસવતીના ખોળામાં લાડયા છતાં પણ નિગ્રહમાં ન રહી શકયો. તે—પવન જેવા દુર્ગ્રહ પ્રકૃતિના—ને ચંદ્રાપીડ પણ શું કરી શકે? એવા શરીરમાંથી ઉત્પન્ન થતા મહાકૃમિ, સર્વ દોષથી ભરેલા મહાવ્યાધિ, અંતરમાં વિષ રાખતા મહાસર્પ,

---

૧. તારાપીડ કહે છે કે આવો ડાહ્યા વૈશમ્પાયન અકારણ આમ વૈરાગ્ય ગ્રહણ કરીને રહે એ સંભવતું નથી. તેથી મને શંકા થાય છે કે કદાચિત્ ત્હેં કંઇક એને પીડાકારક વચન કહ્યું હશે ને તેથી એને સંસાર ત્યજી દઇ વિરક્ત થવાનું મન થયું હશે; કારણ કે જે પ્રિયજનને પોતાના બાંધવના સુખનીજ ઇચ્છા રાખતા હટે તેના તરફથીજ (કદી સંભવે નહિ એવી) પીડા જ્યારે તે બાંધવને થાય ત્યારે માત્ર તે પીડાથીજ તે શું ન કરી શકે?—અર્થાત્ એ મ્હેણાનો કે દુ:ખનો માર્યો તે ગમે તે સાહસ કરી બેસે, અને તેજ પ્રમાણે ત્હારે લીધે વૈશમ્પાયને કદાચિત્ આમ કર્યું હશે.

વિનાશ આણનારા મહાઉત્પાત, ભુજંગ વૃત્તિ (વાળા) મહાવાયુ,[૧] વક્રચારી મહાગ્રહ,[૨] તમોમય પ્રદોષ,[૩] મલિનાત્મક કુલ-પાંશુ, નિ:સ્નેહ ખલ,[૪] નિર્લજ્જ ક્ષપણક, સંજ્ઞારહિત પશુ, કાષ્ટરહિત અગ્નિ, ગુણ રહિત જાળવાળા,[૫] તીર્થ રહિત જલાશય,[૬] 'ગૌરવ રહિત' કઠોર પ્રકૃતિવાળા,[૭] શિવમૂર્તિ રહિત મહા વિનાયક વડે અધિષ્ઠિત-પોતાની મેળેજ જન્મે છે.[૮] તેઓ સકલંક ખડ્ગની પેઠે સ્નેહથીજ કઠિન થાય છે.[૯] સ્વભાવે મલિન ગજ-ગંડ-સ્થલની પેઠે દાનથીજ અધિક અધિક મલિન થતા જાય છે. વર્તિ વિનાના મણિ-પ્રદીપની સમાન પ્રસાદથીજ પ્રજ્વલે છે.[૧૦] અંગે લાગેલા ભુજની પેઠે દાક્ષિણ્ય-પરિગ્રહથીજ ઇતર (જન) વામ થાય છે.[૧૧] ગુણમુક્ત બાણ જેવા સપક્ષાશ્રય ફલથીજ દૂર જાય છે.[૧૨] સરાગ પલ્લવ જેવા, દિવસ ચઢવાથીજ અપરક્ત થાય છે.[૧૩] ભૂતિથી સ્પૃષ્ટ દર્પણ જેવા અભિમુખ રહીને સૌ ઉલટું ગ્રહણ કરે છે.[૧૪] અંતરમાં અસ્વચ્છ વૃત્તિના જલાશયની પેઠે ગાઢ અવગાહનથીજ કલુષ થાય છે.[૧૫] સ્નેહીઓ સાથે પણ તેઓ અકૃપાલુ થવ છે; પ્રમાણિક સાથે પણ વક્ર થાય છે; સાધુઓ સાથે પણ અસાધુ થાય છે; ગુણવાન્ સાથે પણ દુષ્ટ થાય છે; સ્વામી સાથે પણ સેવકભાવ રહિત થાય છે, વૈરાગી સાથે પણ ક્રુદ્ધ થાય છે;

---

૧. ભુજંગ=જાર, લંપટ; સર્પ. વૃત્તિ=વર્તણુક; આહાર. સર્પ વાયુભક્ષી કહેવાય છે. જુઓ વૈરાગ્ય શતક શ્લોક ૧૦-हिंसाशून्यमयत्नलभ्यमशनं धात्रा मरुत् कल्पितम् व्यालानाम् वि०

૨ વક્રચારી=વાંકા ચાલનારા—એક વર્તણુકમાં, બીજા ગતિમાં. ૩. તમોમય=તમો ગુણમય; તિમિરમય. ૪. અહીં શ્લેષ લઇએ તો લેવાય એમ છે. સ્નેહ-પ્રેમ-રહિત દુષ્ટ જન; સ્નેહ- લરહિત ખોળ. ૫. અહીંથી વિરોધાલંકાર છે. જાળ ગુણની-દોરીની હોય માટે 'ગુણ-રહિત' એ વિરોધ. શમાવતાં 'ગુણ' નો સાધારણ અર્થ લેવો. ૬. જલાશયનાં તીર્થ-ઉતરવાના પગથીઆં હોય શમાવતાં તીર્થ=ગુરુ ૭. કઠોર પ્રકૃતિવાળાને ગૌરવ-જડતા-હોય તે રહિત ગાઢે વિરોધ. બીજો અર્થ 'માન' ૮ શિવમૂર્તિ હોય ત્યાં વિનાયક-ગણપતિ-હોય; પક્ષે શિવમૂર્તિ-શુભમૂર્તિ રહિત; મહા વિનાયક=મહા વિઘ્ન ૯. ખડ્ગ સકલંક હોય-કટાયું હોય; આ લોકને કલંક-અપયશ હોય એવા ખડ્ગને સ્નેહ-તેલ ચોપડેથી કઠિનતા આવે; આ લોક સ્નેહ-પ્રેમ-રાખવાથી ઉલટા કઠિન થતા જાય. ૧૦. વર્તિ=વાટ, (?). પ્રસાદ=સ્વચ્છતા; કૃપા. ૧૧ ભુજ અંગે લાગેલા-શરીરે વળગેલા તેમાંથી-એકનો દાક્ષણ્ય પરિગ્રહ કરીયે -એકને દક્ષિણ-જમણો-ગણિયે તો ઇતર-બીજો-વામ થાય ડાબો ગણાય. (બહુવચન બન્નુ દ્વંદ્વને અર્થે સમજવુ.) ઇતર જન=અધમ વા પામર જન; તેઓ (આશ્રયદાયી જનને) અગે વળગીને-તેમની સાથે રહીને દાક્ષિણ્ય સભ્યતા વા માન પામવાથી ઉલટા વામ થાય છે-દુષ્ટ આચરણ કરે છે ૧૨. ગુણમુક્ત=પણછમાંથી ફેંકેલાં (બાણ); ગુણ-રહિત-દુર્ગુણી (મનુષ્યો) સપક્ષ શ્રય ફલ=પક્ષ બાણનાં પીછાં-તેની સાથે રહેલું (બાણનું) ફલ ફળું અગ્રભાગ; સંપક્ષ મિત્ર-તેને આશ્રયે રહેલુ-તેના થકી પ્રાપ્ત થતુ-ફલ લાભ, અથવા મિત્રના આશ્રય રૂપીજ લાભ ૧૩. સરાગ=લાલ; પ્રેમવાળા. દિવસ ચઢવાથી=(બીજો અર્થ) જેમ જેમ વયોવૃદ્ધિ થતી જાય તેમ તેમ. અપરક્ત=ફીકા; પ્રીતિરહિત. ૧૪. ભૂતિ=રાખ; તે વડે સ્વચ્છ કરીને અભિમુખ સામે-રાખેલા દર્પણમા જેમ ઉલટુંજ પ્રતિબિમ્બ પડે તેમ ભૂતિ સંપત્તિ-નો સ્પર્શ થયા પછી એ ખલ પુરુષો અભિમુખ રહીને બ્હારથી મિત્રતાનો ડોળ કરીને-સર્વ ઉલટુંજ ગ્રહણ કરે છે. ૧૫. જલમા જેમ ગાઢ અવગાહન કરવાથીજ-ઉંડા ઉતરી બહુ સ્નાન કરવાથીજ-તે કલુષ થાય-ડોળાઇ જાય-તેમ આ લોક સાથે ગાઢ સંબંધ રાખવાથીજ તેઓ કલુષ-કપટી-થાય છે. 'અંતરમાં' વિ૦ પણ બંને સાથે યોજવાનુ છે.

તૃષ્ણારહિત જનને પણ લૂટવા ઇચ્છે છે; મિત્રમાં પણ દ્રોહી થાય છે; વિશ્વસ્ત જનોનો પણ ઘાત કરે છે; ભયભીતને પણ પ્રહાર કરે છે; પ્રિયજન ઉપર પણ દ્વેષ રાખે છે; વિનીત સાથે પણ ઉદ્ધત થાય છે. દયાલુ સાથે પણ નિર્દય થાય છે; સ્ત્રિયો સાથે પણ શૂરા થાય છે; સેવક સાથે પણ ક્રૂર થાય છે; દીન સાથે પણ દારુણ થાય છે. વળી એ વિપરીત જનોને ગુરુ એજ લઘુ, નીચ એજ ઉચ્ચ, અગમ્ય એજ ગમ્ય, કુદૃષ્ટિ એજ સદ્દર્શન, અકાર્ય એજ કાર્ય, અન્યાય એજ ન્યાય, અસ્થિતિ એજ સ્થિતિ, અનાચાર એજ આચાર, અયુક્ત એજ યુક્ત, અવિદ્યા એજ વિદ્યા, અવિનય એજ વિનય, દુષ્ટ સ્વભાવ એજ સુશીલતા, અધર્મ એજ ધર્મ અને અસત્ય એજ સત્ય હોય છે. એવા ક્ષુદ્ર જનોની બુદ્ધિ બીજાને છેતરવા સારૂ હોય છે, જ્ઞાનને અર્થે નહિ; એમનું શાસ્ત્રજ્ઞાન માયાજાલને સારૂ હોય છે, શાન્તિને અર્થે નહિ; પરાક્રમ પ્રાણિયોના ઘાત સારૂ, ઉપકારને અર્થે નહિ; ઉત્સાહ ધન મેળવવા સારૂ, યશને અર્થે નહિ; સ્થિરતા વ્યસનના સંગ સારૂ, દીર્ઘ કાળ સુધી સમાગમને અર્થે નહિ; ધન-પરિત્યાગ કામને સારૂ, ધર્માર્થે નહિ.—વધારે શું કહું ? સર્વ વસ્તુ એમને દોષાર્થે હોય છે—ગુણાર્થે નહિ.[1] માટે આ પણ આવોજ કોઇ અપુણ્યવાન્ ઉત્પન્ન થયો છે જેને, આમ કરતાં વિચાર થયો નહિ કે હું ચંદ્રાપીડનો મિત્ર છું ને તેનો કેમ દ્રોહી થાઉં ? આચાર ભ્રષ્ટ થનારને દંડ કરનાર મહારાજા તારાપીડ, આમ કરવાથી હૃદયમાં પીડાઇને મ્હારા ઉપર કોપશે એમ પણ એણે મનમાં શંકા આણી નહિ ! માતાનું જીવિત ધારણ કરનાર એકલો હુંજ છું અને મ્હારા વિના એને શું થશે ?—એવું એ નૃશંસના હૃદયમાં લાગ્યું નહિ ! પિંડ આપવાને પિતાએ મને વંશ વૃદ્ધિને અર્થે ઉત્પન્ન કર્યો અને તેની અનુજ્ઞા વિના કેમ હું સર્વ પરિત્યાગ કરૂં છું ?—એ પણ એ મૂર્ખની બુદ્ધિને સૂઝયું નહિ ! આવી રીતે અસદ્ માર્ગમાં પ્રવૃત્ત થયેલા—નષ્ટાત્મ—એ વિમૂઢની કુદૃષ્ટિયે દુર્દર્શ્ય અદૃષ્ટ તો જાણે ન દીઠું પણ દીઠેલું એ જોણે ન દીઠું તે-અજ્ઞાનના તિમિરથી અંધ બનેલા—ને શું કરવું ? વળી એ જડ જેવાને મહા યત્નથી દેવે પોપટની ચેઠે ભણાવ્યો અને પાળ્યો છે !—અથવા, પક્ષિયો પણ વિનોદ આપીને એમને શી મરવાનો શ્રમ સફલ કરે છે; તેઓ પણ ઉછેર્યા હોય તો પોષણ કરનાર ઉપર સ્નેહ ભાવ રાખે છે; તેઓ પણ કૃતજ્ઞ હોય છે; તેઓ પણ પરિચયને અનુવર્તે છે; તેઓને પણ માતા પિતા ઉપર સ્વાભાવિક સ્નેહ હોયછેજ, પણ આને-આ ઉભય લોકથી ભ્રષ્ટ થયેલા, પાપી દુર્જનને—તો તેવું કંઇજ નથી ! ! એણે તો એ સર્વ નીચે મૂક્યું ! વળી જે દુરાત્માએ જન્મીને આપણે સર્વેને કેવલ સુખ નથી આપ્યું એટલુંજ નહિ પણ આવા પ્રકારના દુઃખાર્ણવમાં નાખ્યા છે તેને આવાં આચરણથી અવસ્યજ કોઇ પક્ષિ-યોનિમા પડવાનું છે. જેમનું ચિત્ત સ્વસ્થ હોય તે સર્વ સ્વહિત અને પરહિતને અર્થે પ્રવર્તે છે, પણ આણે તો આપણને આમ દુઃખમાં નાખતાં નથી સ્વહિત સંપાદન કર્યું, નથી પરહિત કર્યું ! મ્હારી બુદ્ધિનેજ સૂઝતું નથી કે આ આત્મદ્રોહીએ આ શું કર્યું ?—સર્વથા, એ પાપકર્મો-ગ્રહ-ગૃહીત—આપણને દુઃખ દેવાજ અવતર્યો છે.—એટલું કહી હેમન્તકાલની કમલિની જેવી. અશ્રુથી ભરેલી દૃષ્ટિ તથા કંપતા

---

1. આજ વિચાર નીચેના શ્લોકમાં છેઃ—

विद्या विवादाय धनं मदाय । शक्तिः परेषां परिपीडनाय ॥
खलस्य साधोर्विपरीतमेतत् । ज्ञानाय दानाय च रक्षणाय ॥

અધર સહિત, અંતર્માંથી બ્હાર નીસરવાને અશક્ત હોય રૂપી પૂરથી જાણે ફાટી જતો હોય તેમ નિઃશ્વાસ મૂકતો મૂકતોજ એ (શાન્ત) રહ્યો.

એવી અવસ્થામાં તારાપીડે એને પ્રત્યુત્તર દીધો કે—(આપ) આર્યને અમારા જેવાએ ઉપદેશ કરવો એ પ્રદીપથી અગ્નિનો પ્રકાશ કરવા જેવું, દિવસ-પ્રકાશથી સૂર્યને પ્રભા આપવા જેવું, તુષાર બિંદુથી શશીનું આહ્લાદન કરવા જેવું, મેઘ-જલબિંદુથી સાગર પૂરવા જેવું, અને વ્યજનના પવનથી વાયુને વધારવા જેવું છે ! ![1] તથાપિ બુદ્ધિમાન્ હોય, બહુશ્રુત હોય, વિવેકી હોય, ધીર હોય કે સત્ત્વવાન્ હોય તો પણ સર્વેનું મન, મહાદુઃખ આવી પડે ત્યારે, વર્ષાદના જલથી જેમ સરોવર તેમ, વિશુદ્ધ છતાં અવશ્ય કલુષ થઈ જાય છે; મન કલુષ થવાથી, 'આ શું છે ?' એ સર્વ દર્શન નાશ પામે છે; ચિત્ત ચિંતન કરતું નથી; બુદ્ધિ બોધ પામતી નથી, ને વિવેક પણ વિવેચન કરતો નથી; માટે હું કહું છું.—બીજી લોકરીતિ તો અમારા કરતા આપજ વિશેષ જાણો છો.—

શું, આ લોકમાં કોઇ એવો છે કે જેનું યૌવન નિર્વિકાર ગયું છે? યૌવનના અવતાર સમયે તો બાલભાવનીજ સાથે ગુરુજન-સ્નેહ જતો રહે છે વયનીજ સાથે અભિનવ પ્રીતિ વધે છે. છાતીનીજ સાથે વાંછા વિસ્તાર પામે છે. બલનીજ સાથે મદ વૃદ્ધિ પામે છે. બાહુ-યુગલનીજ સાથે બુદ્ધિ સ્થૂલ થતી જાય છે. મધ્યનીજ સાથે જ્ઞાન કૃશતા પામે છે. ઉરુ-દ્વંદ્વનીજ સાથે અવિનય વધતો જાય છે. મૂછોનીજ સાથે, મલિનતા આણનાર મોહ ઉત્પન્ન થાય છે. આકારનીજ સાથે હૃદયમાંથી વિકાર પ્રકટ થાય છે.[2] તેથી ધવલ છતાં પણ સરાગ ચક્ષુ દીર્ઘ થતા પણ દીર્ઘ દૃષ્ટિ કરી શકતાં નથી ! ! શ્રોત્ર અમલિન છતાં પણ તેમાં ગુરુજનનો ઉપદેશ પ્રવેશ કરી શકતો નથી ! હૃદય અરાગી છતાં તેમાં વિદ્યાને અવકાશ મળતો નથી ![4] અસ્થિર પ્રકૃતિની તરલતામાં એ (યુવાનો) સ્થિર રહે છે, અને પરિત્યાગ યોગ્ય વ્યસનમાં આસક્ત રહે છે.

સર્વ વિકારનું કારણ ઘણું કરીને સરસતા છે, અને તે સર્વેને જલપ્રાય કરતી કરતી વર્ષા[ા]ની અભિવૃદ્ધિથીજ ઉત્પન્ન થાય છે.[5] વળી દિવસ થકી દોષાગમ, દોષાગમ થકી દૃષ્ટિ-નિરોધ,[6] દૃષ્ટિ-નિરોધ થકી અમતદર્શન, અમત્ દર્શન થકી અવિવેક, અને

૧. અર્થાત્ તમે અમને શિખામણ દેવા યોગ્ય તેને બદલે અમારે તમને કંઇ કહેવું એ (આ દૃષ્ટાન્તની સમાન) વિપરીતજ કહેવાય. ૨. આવાજ અલંકાર તથા દૃષ્ટાન્ત સારૂ જુઓ પૃ. ૭૧ લીટી ૩—૧૨. ૩. એજ વિચાર સારૂ જુઓ પૃ. ૯૫ લી. ૧૯. ૪. હૃદય અરાગી છતાં વિદ્યા રૂપી સ્ત્રીને પ્રવેશ આપતું નથી ! ૫. વિકાર=રોગાદિકનો ઉપદ્રવ; મનોવૃત્તિની વિકૃતિ. સરસતા=ભીનાશ; રસિકતા. જલપ્રાય વિ૦=જલ જલ કરી દેતી અને ('ડલયોઃસાવર્ણ્યાત્'—ડ તથા લ સમાન ગણાય છે માટે) જડપ્રાય=જડ બનાવી દેતી. વર્ષાની વૃદ્ધિથી=અતિશય વર્ષાદ થવાથી; વર્ષની વૃદ્ધિથી=વયની વૃદ્ધિ થવાથી. અર્થ—જેમ અતિશય વર્ષાદથી ઉત્પન્ન થતી તથા સર્વત્ર જલ જલ કરી દેતી સરસતા=ભીનાશ—સર્વ ઉપદ્રવનુ મુખ્ય કારણ છે તેમ યુવાવસ્થાથી પ્રાપ્ત થતી તથા સર્વેને જડ બનાવી દેતી સરસતા—પ્રેમાર્દ્રતા—સર્વ મનો વિકારનું મુખ્ય કારણ છે. ૬ દિવસ પછી દોષા-રાત્રી—આવે અને તેથી દૃષ્ટિ-પ્રસર બંધ થાય વિ૦ વિ૦; તેમજ દિવસની વૃદ્ધિ થવા પછી—વયોવૃદ્ધિ થવા પછી—દોષ ઉત્પન્ન થવા માંડે—મનોવિકાર વિગેરે થવા માંડે—જેથી મનુષ્ય યથાર્થ આલોકન કરી શકે નહિ વિ૦ વિ૦ શેષ ભાગ બંને સાથે લેવો.

અવિવેક થકી અસત્ માર્ગમાં પ્રવૃત્તિ થાય છે. અસત્ માર્ગમાં પ્રવૃત્ત થયેલું મોહાન્ધ ચિત્ત ભ્રમણ કરતાં કરતાં અવશ્ય જ સ્ખલિત થાય છે. ચિત્ત સ્ખલિત થયું એટલે તેને વળગેલી લજ્જા પણ પડે જ છે, અને લજ્જાના આવરણ વિનાના શૂન્ય હૃદયમાં પ્રવેશ કરી તેને વધ કરતાં, દુર્નિવાર—સર્વ અવિનયના હેતુ—મદનને કોણ નિવારી શક્યું છે? વળી જેમ કામ વૃદ્ધિ પામતો જાય તેમ, સત્ત્વ જ નીચે જતું રહે એવાં હજારો છિદ્ર કેમ ન પડે? અને સત્ત્વ નીચે ગયું એટલે કોને આશ્રયે રહીને શીલ ન પડે? શીલ ગયું એટલે વિનયને કોનો આધાર રહ્યો? નિરાધાર ધૈર્ય કરે એ શું? બુદ્ધિ ક્યાં સ્થિર રહે? અને ગૌરવનું સમાધાન ક્યાં થાય? કોણે વળી બલથી ધારી રાખીને મન નિશ્ચલ કર્યું? કુમાર્ગે જતી ઇંદ્રિયોને કોણે નિયમમાં રાખી? જગત નિન્દે એવાં દુશ્ચરિત કોણે નિવાર્યાં? **તમસ્‌ની** વૃદ્ધિ કરનાર, દૃષ્ટિનો નાશ કરનાર, દોષ [૧] નો સંસર્ગ કિયે પ્રકાશ રૂપે દૂર કર્યો?[૧] બહુદર્શિત્વ ન હોય ત્યારે જોવાયે શું? અને તેવા કાળનો જ યુવાવસ્થામાં અસંભવ એટલે બહુદર્શિત્વ આવે પણ ક્યાંથી કે જેથી અન્વય-વ્યતિરેક વડે નિશ્ચય કરી મલિનતાનો ત્યાગ થાય? વળી વૃદ્ધાવસ્થામાં પણ પુણ્યશાળી કેટલાક પુરુષોનાં જ કેશની સાથે ચરિત ધવલ થાય છે. માટે મોહ જેનો વિષ છે એવા મહાસર્પ જેવું—મદવિકારયુક્ત ગંધગજ જેવું—દુર્વિલાસના એક રાજ્ય જેવું—ચિત્ત-નિદ્રા-નિવાસના મહેલ જેવું—અભિનવ સ્નેહરૂપી પલ્લવના ઉત્પત્તિ-સમયની લીનતાથકી વૃદ્ધિ પામતાં દુરાચરણ ઉપર ચક્રવર્તિત્વ ભોગવતું—તારુણ્ય જ્યારે આવે ત્યારે અતિ વિષમ વિષય માર્ગમાં પડેલા સર્વેને સ્ખલન થાય જ, તો, લાડ લડાવવા યોગ્ય અને પાળવા યોગ્ય બાલક ઉપર આપે શું કરવા આટલો મ્હોટો ક્રોધાવેશ આણીને, પુત્રસ્નેહને અનુચિત આવું આક્રોશયુક્ત ભાષણ કરવું જોઇયે? સ્વપ્નાવસ્થામાં પણ ગુરુજનના મુખમાંથી જે શુભ વા અશુભ ઉચ્ચારણ થાય તે અવશ્ય શિશુજનને ફળ્યા વિના રહે જ નહિ. કેમકે ગુરુ એ જ બાલકોના દેવ છે. ગુરુજનોએ દીધેલી આશિષ જેમ વરદાન રૂપ થાય છે તેમ જ આક્રોશ શાપ રૂપ થાય છે.[૨] માટે કોપાવેશમાં વૈશમ્પાયન વિષે આપે એવું અતિકઠોર ભાષણ કર્યું ત્યારે મ્હારા અંતઃકરણમાં ભારે પીડા ઉત્પન્ન થઇ. આપણે પોતે ઉછેરેલા વૃક્ષ ઉપર પણ આપણને સ્નેહ ઉપજે છે. તો પછી અંગમાંથી ઉત્પન્ન થયેલા બાલકની શી વાત? માટે વૈશમ્પાયન ઉપરનો આ ક્રોધાવેગ ત્યજી ઘો. એણે કંઇ પણ વિરૂપ આચરણ તો કીધું નથી. સર્વ પરિત્યાગ કરીને ત્યાં રહ્યો છે, તેનું પણ કારણ જાણ્યા વિના કેમ આમ આપણાથી દોષપટો નિરૂપણ થાય? કદાચિત્ એમ પણ બને કે આ જે, અવિનયથી ઉત્પન્ન થયું હોય તો દોષ ગણાવા યોગ્ય છે—તે જ ગુણ હોય માટે એને તેડાવો. આપણે જાણીયે તો ખરા કે એની વયને અનુચિત છતાં પણ આવો આ સંવેગ કેમ ઉત્પન્ન થયો? પછી જે યુક્ત હશે તે થશે.

તારાપીડનાં આ વચન સાંભળી ફરીથી શુકનાસ બોલ્યોઃ—મહારાજ! અતિઉદારતા તથા વત્સલતાથી આપ એવું કહો છો (પણ) યુવરાજને ત્યજી સ્વેચ્છાએ એ ક્ષણ પણ અન્યત્ર રહ્યો એનાથી બીજું શું વિરૂપ આચરણ જોઇયે છિયે?—શુકનાસ આમ બોલી રહ્યા

---

૧ તમસ્=તમોગુણ; અંધકાર. દોષ [૧]-ઉપર પ્રમાણે ૨. આ ઉપરના કાવ્ય એમ સૂચવે છે કે શુકનાસનો શાપ (જુઓ પૃ ૨૪૧) લી. ૨૮) ફળવો જોઇએ; અને તેમ જ થયું છે એમ આગળ સમજાશે.

પછી પિતાની આ દોષ-સંભાવનાથી અંતરમાં જાણે ચાબુક વાગી હોય તેમ અશ્રુપૂર્ણ દૃષ્ટિ સહિત એઠે એઠેજ સમીપ જઇ ચંદ્રાપીડ ધીમે ધીમે શુકનાસને કહેવા લાગ્યે :—આર્ય ! કહ્યું છે તે ઉપરથી જો કે હું જાણું છું કે મ્હારા દોષથી કંઇ વૈશમ્પાયન નથી આવ્યો એમ નથી તથપિ પિતાએ (એમ) ધાર્યુંજ; અને બીજા કોને એમ નહિ લાગ્યું હોય ? લોક, અને તેમાં વિશેષે કરીને ગુરુ જે માને તે મિથ્યા છતાં પણ સત્ય ગણવું આ જગત્‌માં પ્રસિદ્ધિ દોષ કે ગુણની થાય તેમ તેનું ફલ અપયશ કે યશ મળે છે; પરત્ર ફલદાયી પરમાર્થ ક્યાં જોવાય છે ?[1] માટે આ દોષ-સંભાવનાના પ્રાયશ્ચિત્તને અર્થે આપ પિતા પાસેથી મને વૈશમ્પાયનને લેવા જવાની અનુજ્ઞા અપાવો. મ્હારી દોષ-શુદ્ધિ અન્યથા થાય એમ નથી; કારણ કે વૈશમ્પાયન નહિ આવે ત્યાં સુધી તાતની આ સંભાવના નહિ જાય, અને મ્હારા ગયા વિના વૈશમ્પાયન આવશે નહિ. બીજો કોઇ જો લાવીજ શકે એમ હોય તો, (પિતા પણ જેમના વચનનું ઉલ્લંઘન કરતા નથી એવા હજારો નૃપતિઓ એને લાવ્યાજ હોત. માટે આપ મને જવાની અનુજ્ઞા અપાવવાની કૃપા કરો. અશ્વો સહિત જતા મને જોયેલી ભૂમિમા સ્વલ્પ પણ ગમન કલેશ થશે નહિ એટલે વૈશમ્પાયનને લઇને હું આવ્યોજ એમ આપ ધારજો. વળી બાલ ખેદ કરતાં એના વિયોગથી થતો અંતઃખેદજ મને તો (અધિક) અસહ્ય છે. મૈન્ય લઇને મ્હારી પાછળજ એ આવશે એમ ધારીને હું એના વિના આવ્યો. નહિ તો જન્મદિવસથી આજ સુધી વૈશમ્પાયનના વિના હું ક્યારે ગયો છું ? રહ્યો છું ? રમ્યો છું ? હસ્યો છું ? ક્યારે મ્હેં (એના વિના) જલ પીધું છે કે ખાધું છે ? ક્યારે હું (એના વિના) સૂતો છું કે જાગ્યો છું ? ક્યારે મ્હેં (એકલાએ) ઉચ્છ્વાસ પણ લીધો છે ? એનો વૃત્તાન્ત સાંભળી, તેજ પ્રદેશમાંથી હું જતો ન રહ્યો તે એટલાજ સારૂ કે હું એની તુલ્ય ગણાઉં. માટે આપ અપ્રતિગમનના દોષ થકી મ્હારૂં રક્ષણ કરો.

આવું ચંદ્રાપીડે કહ્યું એટલે અંતરની પીડાએ કરીને રક્ત કમલ તુલ્ય દીસતા મુખ ઉપર સપક્ષપાત ભ્રમરાવલી જેવી દૃષ્ટિ કરીનેજ—યુવરાજ જવાની વિજ્ઞપ્તિ કરે છે, મહારાજની શી આજ્ઞા છે ?—એ પ્રમાણે શુકનાસે ધીમે ધીમે રાજાને પુછ્યું. શુકનાસનો આવો પ્રશ્ન સાંભળી તારાપીડે કંઇક વિચાર કરી પ્રત્યુત્તર દીધો કેઃ—આર્ય ! મ્હેં ધાર્યું હતું કે આજ દિવસોમાં સંપૂર્ણ મંડલથી પ્રકાશતા ચંદ્રની ચંદ્રિકા જેવી કરાલમ્બન કરતી પુત્રની વધૂને હું જોઇશ; એટલામાં તો આ બીજો, આશા-પથને ઢાંકી દેતો મેઘસમય જેવો વિઘ્નકારી વૈશમ્પાયન-વૃત્તાન્ત પ્રતિકૂલ પ્રવૃત્તના વિધાતાએ વચ્ચે આણ્યો ! જેમ આયુષ્માને કહ્યુંજ છે, તેમ, અન્ય કોઇ એને લાવી શકે એમ નથી, અને એના વિના આ અહીં રહી શકે એમ નથી. માટે અવશ્યજ વ્યસનાર્ણવ આ યાનપાત્રથી તરવો જોઇએ. વૈશમ્પાયનને તેડવા સારૂ દેવી વિલાસવતી પણ આને મોકલશેજ એ મ્હારો નિશ્ચય છે. માટે જવા દો. પરંતુ એને અતિદૂર જવાનું છે માટે જ્યોતિષિઓ સાથે આપ આદરથી એને જવા સારૂ દિવસ તથા લગ્નનો નિશ્ચય કરો અને તૈયારી કરાવો.—શુકનાસને એટલું કહી, અશ્રુપૂર્ણ લોચન વડે ચંદ્રાપીડને બહુ વાર સુધી નિહાળી, બોલાવી, એને-વિનયથી અવનમ્રને-સ્કંધે, શીર્ષે, તથા એ બાહુએ હાથ ફેરવી તારાપીડે કહ્યું કે;—પુત્ર ! જા, તુંજ અંદર જઇ મનોરમા સાથે ત્હારી માતાને

1. પરમાર્થ-ખરી વાત-પ્રમાણે ન્યાય તો પરત્ર-બીજી દુનિયામાં-ઇશ્વર સમક્ષજ થાય છે.

ત્હારો ગમનવૃત્તાન્ત કહે. એવું ચંદ્રાપીડને કહી, રાજા શુકનાશની સાથે પોતાને મહેલ ગયો. અને ચંદ્રાપીડે કાદમ્બરીની વરમાલ જેવી સુંદર વર્ણયુકત ગમનાનુજ્ઞાને હૃદયે ધરી, અંતરમાં હર્ષ પામવા છતાં હર્ષ રહિત દૃષ્ટિયે પ્રવેશ કરી, નમસ્કાર કરી, માતાની સમીપ બેસી, પોતાના દર્શનથી દ્વિગુણ થતા વૈશમ્પાયનના વિરહ-શોક વડે વિહ્વલ બની ગયેલી મનોરમાને આશ્વાસન કરીને કહ્યું કેઃ—

માતા! ધીરજ રાખો. વૈશમ્પાયનને તેડી લાવવા સારૂ પિતાએ મને જવાની આજ્ઞા આપી છે માટે થોડાક દિવસમાં વૈશમ્પાયનના મુખ-દર્શનનો ઉત્સવ થશે એ વિશે નિઃશંક રહીને મનેજ તમે જવા દ્યો. આ સાંભળી એણે પ્રત્યુત્તર દીધો કેઃ—બેટા, ત્હારા જવાના શબ્દથી શું મને આશ્વાસન કરે છે? ત્હારામાં અને એનામાં મ્હારે શો ફેર છે? એ કઠિન હૃદયનાને તો હું દેખતી નથી, અને તું વળી જશે તો એના અદર્શનમાં જીવિત ધારણ કરવાનો હેતુ જે ત્હારૂં દર્શન તે પણ દૂર થશે. માટે પુત્ર! તું ન જઈશ. તમારા બેમાંથી એક વડે પણ અમે બે પુત્રવતી છિયે. એ નિષ્ઠુર અંતઃકરણનો ન આવે તો રહ્યો.[1]—મનોરમાના આ શબ્દ સાંભળી વિલાસવતી ધીમેથી બોલીઃ-પ્રિય સખિ! ત્હારે ને મ્હારે તો ત્હેં જેમ કહ્યું તેમ છે. પણ વૈશમ્પાયન વિના આ કોને જોશે? માટે (એ વાત) રહેવા દે. શું કરવા આને વારે છે? વાર્યા છતાં પણ આ નહિજ રહે. અને મને લાગે છે કે આના પિતાએ પણ એવોજ વિચાર કરીને જવાની અનુજ્ઞા આપી હશે. માટે જવા દે. આપણે બે કેટલાક દિવસ આ બંનેના પણ અદર્શનથી કલેશ ભોગવિયે એ ઠીક પણ વૈશમ્પાયનને ન જોયાથી દુઃખવડે દીન થયેલું પ્રતિદિવસ આનું મુખ જોવું એ સારૂં નહિ. માટે ઉઠ, વત્સ ચંદ્રાપીડને જવાની તૈયારી કરવા આપણે જઈએ.

એમ કહેતાં કહેતાંજ મનોરમાને હાથ ઝાલી ઉઠાડી, પાછળ આવતા ચંદ્રાપીડ સહિત એ પોતાને આવાસ ગઈ. ચંદ્રાપીડ પણ માતાની સાથે ગમન સંબંધી આલાપજ જરા વાર કરી પોતાને મહેલ ગયો. ત્યાં વસ્ત્રાદિક ઉતારી, જવાને ઉત્સુક થયેલા હૃદયને લીધે જ્યોતિર્વિદોને બોલાવી એકાન્તે કહેવા લાગ્યો કેઃ—આર્ય શુકનાસ કે મ્હારા પિતા પૂછે ત્યારે, જવામાં મને વિલંબ ન થાય એવો આપ સર્વે દિવસ બતાવજોઃ—આવો આદેશ સાંભળી તેઓએ વિજ્ઞપ્તિ કરી કેઃ—દેવ! સર્વે ગ્રહ જેમ રહેલા છે તેમ જોતાં તો અમારા મત પ્રમાણે હાલ આપને જવુંજ સારૂં નથી.[2] પણ કર્માનુરોધે રાજાની ઇચ્છા એજ કાળ છે. માટે દિવસ જોવાનું કંઇ કામજ નથી. રાજા કાળનું કારણ છે.[3] જે વેળાએ ચિત્તવૃત્તિ થાય તેજ વેળા સર્વ કાર્યમાં (ઉચિત છે).—આવી તેઓની વિજ્ઞપ્તિ સાંભળી ફરીથી ચંદ્રાપીડે કહ્યું;— પિતાએ આવો આદેશ કર્યો છે માટે હું કહું છું. બાકી તો પ્રતિક્ષણ ઉત્પન્ન થતાં અગત્યનાં કાર્યોમાં કાર્યાર્થી મનુષ્યોને દિવસ જોવડાવવાની વાતજ કેવી? માટે તમે એવું કહેજો કે

---

૧. મનોરમાનો સમભાવ તથા પ્રેમ કેવી ખુબીથી કવિયે આ પંકિતમાં દર્શાવ્યા છે તે પ્રત્યેક સહૃદય વાચકના સમજવામાં આવ્યા વિના નહિ રહે. ૨. આ શબ્દો અનિષ્ટ ભવિષ્ય સૂચક છે. ૩. જુઓ વિક્રમોર્વશી (મુંબઈની આવૃત્તિ) ઉપર ટીકા પૃ. ૧૦૧ :—

कालो वा कारणं राज्ञो राजा वा कालकारणम् ।
इति ते संशयो माभूद् राजा कालस्य कारणम् ॥

કાલેજ મ્હારે જવાનું થાય.—આ માંભળી–દેવની જેવી આજ્ઞા–એમ કહી તેઓ ગયા એટલે પોતે સ્નાન ભોજનાદિ કરવાને ઉઠ્યો; અને શરીર-સ્થિતિ કરી રહ્યો એટલામાં તે જ્યોતિ-ષિયોએ ફરીથી આવીને ધીમેથી કહ્યું કેઃ—આપનો આદેશ અમે પાળ્યો છે અને આર્ય શુકનાસ પુત્રવિયોગથી વિકલ થયા છે એટલે તે સિદ્ધ થયો છે. માટે કાલે રાત્રે આપ અહીંથી પ્રસ્થાન કરજો. આ સમાચાર સાંભળી,–ઠીક કર્યું–એમ કહી, આનંદ પામતા હૃદય-વડે તેમનાં વખાણ કરી, કાદમ્બરી તથા વૈશમ્પાયન દૃષ્ટિગોચરમાં આવ્યાંજ એમ માનતો,–પત્રલેખાએ પ્રવેશ કીધો નહિ હોય એટલામાંજ હું પહોંચી જઈશ એમ આગળ દોડતા અંતઃકરણ થકી ધારતો,–અને ચાર સમુદ્રના સારભૂત, ઈંદ્રાયુધના વેગને અનુગમન કરે એવા અશ્વો તથા અશ્વગમનના ખેદની અવગણના કરે એવા ઉત્સાહી અગણિત રાજપુત્રો વિષે તપાસ કરતો કરતો–તે, અન્ય કર્મ નહિ હોવાથી, એક રાત્રિ અને દિવસ મહા મહા મેહેનતે ત્યાં રહ્યો.

પછી, જાણે અનુરક્ત કમલિનીના સમાગમની અપ્રાપ્તિ થકી સંતાપ પામીને દિવસની સાથે સૂર્ય જ્યારે અસ્ત થયો; દિનપતિના પતન થકી ચિતાગ્નિ જેવા સંધ્યારાગમાં બીજી દિશાની સાથે જ્યારે પશ્ચિમ ગગનભાગે પ્રવેશ કર્યો; સંધ્યાગ્નિના તનખા જેવા તારા જ્યારે પ્રકાશવા લાગ્યા; દિવસના અંતથી થતા મૂર્છાગમ જેવા અંધકાર વડે દિશાઓનાં મુખ જ્યારે નિમી-લિત થવા લાગ્યાં;[1] પોત પોતાના માળા ભણી જતાં શબ્દ કરતાં પક્ષિઓ જાણે ગગનવિયોગના દુઃખથી આર્ત સ્વરે પ્રલાપ કરવા લાગ્યાં; પ્રકાશ ઉત્પન્ન કરતો જન્મજ દોષાગમ છે એમ જોઈને જગતે જ્યારે પ્રકાશ-રહિત ગર્ભ જેવા તિમિરમાં પુનઃ પ્રવેશ કર્યો;[2] જાણે જન્માન્તરે આવ્યો હોય એવો, ઉદયગિરિ ઉપરનો, પોતાની અતિશય કાન્તિથી નિષ્કલંક જેવો દીસતો ચંદ્ર સ્વપ્રકાશથી પૂર્વ દિગ્વધૂના વદનને વિકાશિત કરીને જ્યારે નક્ષત્ર-સમાગમનું સુખ ફરીથી ભોગવવા લાગ્યો; અને રાત્રી જ્યારે સ્પષ્ટ થઈ, ત્યારે પ્રસ્થાન સમયે મંગલ પ્રણામ કરવાને ચંદ્રાપીડ માતા પાસે ગયો. તેને, પીડાથી અંતરમાં જાણે ઓગળી જતી હોય એવી, અમંગલની શંકાથી પ્રયત્ન કરવા છતાં, અતિ દીર્ઘ લોચન વડે પણ અશ્રુવેગ અટકાવ-વાને અશક્ત, વિલાસવતીએ શોકના આવેગથી ગદ્ગદ કંઠે ભાગ્યા તૂટ્યા અક્ષરમાં કહ્યું કેઃ—

પુત્ર! ઉત્સંગમાં લડાવેલા ગર્ભરૂપેના પ્રથમ ગમન સમયે–ઉત્સંગમાંથી જ્યારે પ્રથમજ દૂર જાય ત્યારે—હૃદયને ભારે પીડા થાય એ તો યુક્ત છે. પણ મને તો ત્હારા હમણાં

---

૧. મૂર્છાગમથી નિમીલન થાય—ચક્ષુ મિચાઈ જાય; અંધકારથી મુખ ઢંકાઈ જાય ૨. જન્મસમયે પ્રકાશ તો ઉત્પન્ન થાય છે પણ તે દોષાગમ-દોષથી ભરેલો–છે. અર્થાત્ જન્મ લેવાથી પ્રાણીને સંસારમાં અનેક પ્રકારનાં દપાચરણ કરવા પડે છે, એમ જોઈને, તેને ન ઇચ્છતાં પ્રકાશ વિનાના ગર્ભમાં જેમ પુનઃપ્રવેશ કરે તેમ જગતે આ સમયે પ્રકાશ ઉત્પન્ન કરતા દોષાગમને–પ્રદોષને-જોઈને અંધકારમાં પુનઃપ્રવેશ કર્યો. કાદંબરીકારે ધારેલો અર્થ આ હશે એમ કહેવામાં અત્રે પ્રમાણ જેવું પણ છે. કેમકે ભાગવતના સ્કંધ ત્રીજાના અધ્યાય ૩૧માં ૨૦ મા શ્લોકમાં જ્યાં ગર્ભ સ્તુતિ કરે છે ત્યાં તે પણ ઈશ્વર પાસે-થી બ્હાર નીકળવાનું માગતો નથી, તે, ઉપર કહેલાજ કારણને માટે છેઃ—

सोऽहं वसन्नपि विभो बहुदुःखवासम् । गर्भान्न निर्जिगमिषे बहिरंधकूपे ॥
यत्रोपयातमुपसर्पति देव माया । मिथ्यामतिर्यदनु संसृतिचक्रमेतत् ॥

(આ સ્ફુટીકરણને માટે હું શાસ્ત્રીજી શંકરલાલ મહેશ્વરનો અનુગૃહીત છું.)

માતાને ચંદ્રાપીડે અતિ અવનમ્ર થઇ વિજ્ઞપ્તિ કરી કે:—માતા ! તે વેળા તો હું દિગ્વિજયને પ્રસંગે રહ્યો હતો પણ હવે તો તે સ્થલે જાઉં એટલીજ વાર છે, માટે આ વખતે મને આવતાં બહુ દિવસ થશે એમ ધારી જરા પણ પીડા હૃદયમાં ત્હારે થવા દેવી નહિ.—ચંદ્રાપીડની આ વિજ્ઞપ્તિ સાંભળી, અશ્રુપૂરને અટકાવી, મહા મેહેનતે ધીરજ આણી ગમન-મંગલ-ક્રિયા કરી, (સ્તનમાંથી) ફૂટતી ધારાવડે સિંચતાં માથે ચુમ્બન કરી, બહુ વાર સુધી ગાઢ આલિંગન દઇ, માતાએ જાણે નીકળી જતા પ્રાણ સહિત પુત્રને કષ્ટથી છોડ્યો.

માતા પાસેથી આવીને એ પિતાને પ્રણામ કરવા શયનગૃહમાં ગયો. ત્યાં–મહારાજ ! યુવરાજ ગમન-પ્રણામ કરે છે—એમ દ્વારપાલે જણાવ્યું એટલે પ્રવેશ કરી ભૂતલ ઉપર શિર મૂકી, દૂર રહે રહેજ એણે શયન સ્થિત પિતાના ચરણને પ્રણામ કર્યો. આવી રીતે એને પ્રણત જોઇ, પૂર્વકાય જરા ઉંચી કરી, શયનમાં રહે રહેજ પિતાએ એને બોલાવી, ચક્ષુથી જાણે પાન કરતાં કરતાં પ્રેમથી ગાઢ આલિંગન દઇ, અપ્રૌઢ હોય તેમ સહસા ભરાઇ આવતાં અવિરલ અશ્રુના વેગથી આકુલિત લોચન સહિત, અંતરના ક્ષોભના આવેગથી વિક્ષિપ્ત અક્ષરમાં કહ્યું કે:—વત્સ ! પિતાએ મ્હારી દોષ-સંભાવના કરી એમ જાણી મનમાં જરા પણ ત્હારે દુઃખી થવું નહિ. ત્હેં જ્ઞાન સંપાદન કર્યું ત્યારથી અમે ત્હારી યથાર્થ પરીક્ષા કરી છે; અને પરીક્ષા કરીને, ગુણગણથીજ પ્રાપ્ત થાય એવો રાજ્યભાર તને સોંપ્યો છે–તનય સ્નેહથીજ નહિ. આ જે રાજ્ય છે તે પૃથ્વી-ભારવડેજ અતિ દુરુદ્વહ છે;[1] મહીધરની ભીડથીજ અતિ સંકટ છે;[2] કુટિલ નીતિના પ્રચારવડેજ અતિ દુઃસંચર છે; ચાર સમુદ્ર સુધી પૃથ્વીની વ્યાપ્તિવડેજ અતિ મહત્ છે; મહા સાધન થકી વશ થાય માટેજ અતિ દુઃસાધન છે;[3] અનંત કાર્યતંત્રની જાલવડેજ અતિ ગહન છે; ઉચ્ચ વંશથી પ્રતિષ્ઠિત માટેજ એનો આરોહ દુષ્કર છે;[4] અને હજારો શત્રુઓના ઉદ્ધરણવડેજ એ અતિ દુર્ધર છે. વળી સમર્થત્તિતાને લીધેજ એ અતિ વિષમ છે; અનેક તીર્થ કલ્પનાથીજ એનું અવતરણ દુષ્કર છે;[5] કંટક-શોધનવડેજ

---

With nothing trembles; at something it grieves
More than with parting from my lord the king.
* * *

*Queen.* It may be so; but yet my inward soul
Persuades me it is otherwise; Howe'er it be,
I cannot but be sad; so heavy sad,
As—though, in thinking, on no thought I think—
Makes me with heavy nothing faint and shrink.
* * *

*Queen*..................................................
But what it is, that is not yet known; what
I cannot name; 't is nameless woe, I wot. *Richard II., Act II., Sc. 2*

૧. ઉચકી શકાય નહિ એવું. ૨. મહીધર=રાજાઓ; પર્વતો. ૩. સાધન=સૈન્ય; ઉપકરણ. ૪. વંશ=કુળ; વાંસ. ૫. તીર્થ=રાજ-સેવક-જેવા કે મંત્રી, પુરોહિત, સેનાપતિ વિગેરે. જુઓ 'પંચતંત્ર' માંનું ત્રીજું-પૃ ૪૮:–तीर्थशब्देनायुक्तकर्माभिधीयते ॥ બીજો અર્થ=પગથિયાં.

જવાથી જે પીડા થાય છે તેવી પીડા પ્રથમ ગમનસમયેપણ થઇ ન હતી. મ્હારૂં હૃદય જાણે ફાટી જાય છે. મર્મસ્થાન જાણે ચીરાઇ જાય છે. શરીર જાણે ઉકળી જાય છે. ચિત્ત જાણે નીકળી પડે છે. સધી બંધન જાણે તુટી જાય છે પ્રાણ જાણે નીસરી જાય છે. બુદ્ધિથી કંઇ સમાધાન થતું નથી. સર્વે મને શૂન્ય ભાસે છે. મ્હારી પેઠે હૃદયને ધારી રાખવાને હું અશક્ત છું. વારી રાખ્યા છતાં પણ મ્હારો અશ્રુવેગ બલાત્કારે આવે છે. તને મંગળક્રિયા કરવાને વારંવાર નિશ્ચય કર્યા છતાં મતિ મ્હારી ચલિત થાય છે. હું આગળ શું જોઉછું તે જાણતીજ નથી. શા કારણથી આ આવી મને હૃદયની પીડા થાય છે તે પણ હું સમજતી નથી. [1] શું બહુ દિવસે ક્રમે કરીને આવેલો મ્હારો વ્હાલો પુત્ર ફરીથી ઝટ જતો રહે છે માટે? કે વૈશમ્પાયનના વિયોગથી ઉદ્વિગ્ન થએલો તું એકલો કેમ જશે એમ જાણીને?—એમ તો નહિ હોય કે વૈશમ્પાયનનો વૃત્તાન્ત સાભળીને હુ પોતેજ દુઃખી થઇ છું માટે આમ થતું હશે? આવી પીડા થાય છે માટે વૈશમ્પાયનને તેડવા તુ ન જઇશ એમ કહેતાં મ્હારી જીભ ઉપડતી નથી. પણ હૃદય તો ત્હારા ગમનને ઇચ્છતુજ નથી. માટે આવી મ્હારી પીડા જાણીને, પહેલાંની પેઠે હવે કોઇ સ્થલે તુ અતિ દીર્ઘ કાળ સુધી નિવાસ કરીને રહિશ નહિ આ અર્થે, વ્હાલા પુત્ર! હુ અંજલિ સહિત શિર નમાવીને તને વિનતિ કરૂં છું.—એમ કહેતી પોતાની

---

૧. વિલાસવતીને ચંદ્રાપીડના આ ગમન સમયે આવી હૃદય-વેધક અશુભસૂચક પીડા થાય છે એમ દર્શાવીને કવિ યુક્તિથી ચંદ્રાપીડનું આગામિક મૃત્યુ સૂચવે છે. શુભ વા અશુભ ભવિષ્ય વૃત્તાન્ત કેવો થશે એ પૂર્વેથી સ્વપ્નના રૂપમાં, વા શકુનના આકારમાં, વા અકલ્પિત શોકના વિચારમાં દર્શાવવાનું ચાતુર્ય અંગ્રેજી મહાકવિ શેકસપિયરનામાં જેવું ગણાય છે તેવુંજ આપણા ગ્રંથકારમાં છે એમ કહીશું તો એ અઘટિત-અનર્હ-સ્તુતિ કરી એમ નહિ ગણાય. જુઓ 'રોમિયો ને જ્યુલિયેટ':—

> *Romeo*.........For my mind misgives
> Some consequence yet hanging in the stars,
> Shall bitterly begin his fearful date
> With this night's revels; &c. &c. Act I., Sc. IV.

વળી આગળ:—

> *Juliet*. O God! I have an ill-divining soul;
> Methinks, I see thee, now thou art so low,
> As one dead in the bottom of a tomb: &c. &c Act. III., Sc. V.

ચંદ્રનો ભવિષ્ય અનિષ્ટ વૃત્તાન્ત ન સમજવા છતાં તેજ કારણથી અતર્ક્ય પીડા ભોગવતી વિલાસવતીનું નિર્વિશેષ દૃષ્ટાન્ત શેકસપિયરના "બીજો રિચર્ડ" નામના નાટકમાં પણ મળે છે, જેમાં રિચર્ડની રાણીને પણ એ રાજાને આવી પડનાર વિપત્તિ ન જાણવા છતાં તેને લીધે પૂર્વથીજ હૃદયવેધક પણ અકલ્પિત આવાજ પ્રકારનો શોક થાય છે. એ આખો ભાગ આપતાં લંબાણ બહુ થઇ જાય માટે એમાંથી થોડોકજ ઉતારો અહીં કરેલો છે.

> *Queen*.........Yet I know no cause
> Why I should welcome such a guest as grief,
> Save bidding farewell to so sweet a guest
> As my sweet Richard: Yet again, methinks,
> Some unborn sorrow, ripe in fortune's womb,
> Is coming towards me; and my inward soul.

માતાને ચંદ્રાપીડે અતિ અવનમ્ર થઇ વિજ્ઞપ્તિ કરી કે:—માતા ! તે વેળા તો હું દિગ્વિજયને પ્રસંગે રહ્યો હતો પણ હવે તો તે સ્થળે જાઉં એટલીજ વાર છે, માટે આ વખતે મને આવતાં બહુ દિવસ થશે એમ ધારી જરા પણ પીડા હૃદયમાં ત્હારે થવા દેવી નહિ.—ચંદ્રાપીડની આ વિજ્ઞપ્તિ સાંભળી, અશ્રુપૂરને અટકાવી, મહા મેહેનતે ધીરજ આણી ગમન-મંગલ ક્રિયા કરી, (સ્તનમાંથી) છૂટતી ધારાવડે સિંચતાં માથે ચુમ્બન કરી, બહુ વાર સુધી ગાઢ અલિંગન દઇ, માતાએ જાણે નીકળી જતા પ્રાણ સહિત પુત્રને કષ્ટથી છોડયો.

માતા પાસેથી આવીને એ પિતાને પ્રણામ કરવા શયનગૃહમાં ગયો. ત્યાં—મહારાજ! યુવરાજ ગમન-પ્રણામ કરે છે—એમ દ્વારપાલે જણાવ્યું એટલે પ્રવેશ કરી ભૂતલ ઉપર શિર મૂકી, દૂર રહે રહેજ એણે શયન સ્થિત પિતાના ચરણને પ્રણામ કર્યો. આવી રીતે એને પ્રણત જોઇ, પૂર્વકાય જરા ઉંચી કરી, શયનમાં રહે રહેજ પિતાએ એને બોલાવી, ચક્ષુથી જાણે પાન કરતાં કરતાં પ્રેમથી ગાઢ આલિંગન દઇ, અપ્રૌઢ હોય તેમ સહસા ભરાઇ આવતાં અવિરલ અશ્રુના વેગથી આકુલિત લોચન મહિત, અંતરના ક્ષોભના આવેગથી વિક્ષિપ્ત અક્ષરમાં કહ્યું કે:—વત્સ ! પિતાએ મ્હારી દોષ-સંભાવના કરી એમ જાણી મનમાં જરા પણ ત્હારે દુઃખી થવું નહિ. ત્હેં જ્ઞાન સંપાદન કર્યું ત્યારથી અમે ત્હારી યથાર્થ પરીક્ષા કરી છે; અને પરીક્ષા કરીને, ગુણગણથીજ પ્રાપ્ત થાય એવો રાજ્યભાર તને સોંપ્યો છે—તનય સ્નેહથીજ નહિ. આ જે રાજ્ય છે તે પૃથ્વી-ભારવડેજ અતિ દુરુદ્વહ છે;[1] મહીશ્વરની ભીડથીજ અતિ સંકટ છે;[2] કુટિલ નીતિના પ્રચારવડેજ અતિ દુઃસંચર છે; ચાર સમુદ્ર સુધી પૃથ્વીની વ્યાપ્તિ વડેજ અતિ મહત્ છે; મહા સાધન થકી વશ થાય માટેજ અતિ દુઃસાધન છે;[3] અનંત કાર્યતંત્રની જાલવડેજ અતિ ગહન છે, ઉચ્ચ વંશથી પ્રતિષ્ઠિત માટેજ એનો આરોહ દુષ્કર છે;[4] અને હજારો શત્રુઓના ઉદ્ધરણવડેજ એ અતિ દુર્ધર છે. વળી સમવૃત્તિતાને લીધેજ એ અતિ વિષમ છે; અનેક તીર્થ કલ્પનાથીજ એનું અવતરણ દુષ્કર છે;[5] કંટક-શોધનવડેજ

---

With nothing trembles; at something it grieves
More than with parting from my lord the king.
* * *

*Queen*. It may be so; but yet my inward soul
Persuades me it is otherwise; Hewe'er it be,
I cannot but be sad; so heavy sad,
As—though, in thinking; on no thought I think—
Makes me with heavy nothing faint and shrink.
* * *

*Queen*..............................................
But what it is, that is not yet known; what
I cannot name; 't is nameless woe, I wot. *Richard II., Act II., Sc* 2

૧. ઉચકી શકાય નહિ એવું. ૨. મહીધ્વર=રાજાઓ; પર્વતો. ૩. સાધન=સૈન્ય; ઉપકરણ. ૪. વંશ=કુળ; વાંસ. ૫. તીર્થ=રાજ-સેવક-જેવા કે મંત્રી, પુરોહિત, સેનાપતિ વિગેરે. જુઓ 'પંચતંત્ર' માંનું ત્રીજું-પૃ ૪૮:-तीर्थशब्देनायुक्तकर्माभिधीयते ॥ બીજો અર્થ=પગથિયાં.

એ દુર્ગમ છે;[1] અખિલ પ્રજાના પાલનરૂપ વ્યવહારવડેજ દુષ્પાલ્ય છે; તથા સર્વ આશાની[2] પ્રાપ્તિથીજ દુષ્પ્રાપ્ય છે[2] જે મહાસત્વ રહિત હોય, અસ્થિર પ્રકૃતિનો હોય, અદાતા હોય, સ્થૂલ લક્ષ રહિત હોય,[3] અશુદ્ધ હોય, શૌર્યહીન હોય મહાઉત્સાહ રહિત હોય, અપ્રિયવક્તા હોય, આળસનો ભરેલો હોય, અબુદ્ધિમાન્ હોય અવિવેકી હોય, અકૃતજ્ઞ હોય, અનુદાર પ્રકૃતિનો હોય, મતિ નામ-શીલ રહિત હોય[4] અન્યાયવર્તી હોય, ધર્મમાં અરુચિ રાખતો હોય, આશ્રિત વત્સલ રહિત હોય અચતુર હોય,[5] ભક્તિહીન હોય, અકૃપાલુ હોય, અમિત્ર-વત્સલ હોય, પોતાને અવશ્ય હોય અજિતેન્દ્રિય હોય, વા અમેચક હોય, તેનામાં તો એ સ્થિતિજ કરતું નથી. (પણ) જે નમ્ર ગુણવડે[6] આકર્ષણ કરી બલાત્કાર એ-પ્રકૃતિવડી ચપલ-નો પ્રતિબંધ કરવાને સમર્થ હોય તેનામાં વાસ કરે છે; અને ગુરુઓ પણ પૂર્વાપર વિચાર કરી, સ્ખલનની ભીતિથી મુક્ત થઈને તેનજ એનું આરોપણ કરે છે માટે આવીજ વત્સ! ત્હારે જાણવું કે મ્હારામાં દોષ નથી.[7] વળી હવે કોના ઉપર ગન્ત્યભારનાંખીને તું આણુ પણ દેવાચરણ કરે? ત્હારેજ સકલ લોકનું રંજન કરવાને પ્રયત્ન કરવાનો છે. અમારો તો સમય ગયો. અમે સ્ખલિત ન થતાં બહુ વર્ષ સુધી સ્થાને રહ્યા છિયે. લોભથી પ્રજાને પીડી નથી. અપમાનથી ગુરુઓને ઉદ્વિગ્ન કર્યા નથી. મદથી સત્પુરુષોને વિમુખ કર્યા નથી ક્રોધથી આશ્રિતોને ત્રાસ આપ્યો નથી. હર્ષથી આત્માની હાસી કરાવી નથી. કામથી પરલોક ભોગ્યો નથી રાજધર્મનો અનુરોધ કર્યો છે; સ્વરુચિનો નહિ; વૃદ્ધની સેવા કરી છે, વ્યસનની નહિ; સજ્જનોના ચિત્તને અનુવર્તન કીધું છે, ઇન્દ્રિયોનું નહિ; ધનુષ્યને ઉન્નત કર્યું છે, મનને નહિ; વૃત્તની રક્ષા કરી છે, શરીરની નહિ; જનાપવાદની ભીતિ રાખી છે, મરણની નહિ; તેમજ સુરલોકને દુર્લભ સર્વ વિષયોપભોગનાં સુખ યૌવનેચ્છા તૃપ્ત થતા સુધી ભોગવ્યાં છે; અને અકાર્યના સંગથી તથા કાર્યના અનુષ્ઠાનથી પરલોકનું પણ સંપાદન કીધું છે-એમ હું ધારું છું. વળી ત્હારા જન્મથી હું કૃતાર્થજ છું. માટે આવો મ્હારો મનોરથ છે કે લગ્ન થયા પછી તું અભિષિક્ત થાય એટલે મ્હારો સર્વ રાજ્યભાર તને સોંપી, જન્મ-નિર્વાહથી લઘુ થયેલા હૃદયે, પૂર્વ રાજર્ષિઓએ સાધેલો માર્ગ લેવો. આમાં આ વૈશમ્પાયન-વૃત્તાન્તરૂપ અન્તરાય અતર્કિતજ મને આવી નડ્યો. (તેથી) મને લાગે છે કે હવે આ બનવાનુંજ નથી. નહિ તો ક્યાં વૈશમ્પાયન? ને ક્યાં આવું એનું-સ્વપ્નમાં પણ ધરાય નહિ એવું ચેષ્ટિત? માટે પુત્ર! તું જઈને પણ એવું કરજે કે આ મ્હારો મનોરથ બહુ વાર સુધી હૃદયમાં રહ્યો રહ્યોજ વિપરીત થાય નહિ- એટલું કહી, જરા ઉંચા કરેલા મુખવડેજ સંપીડિત[8] હૃદય જેવું તામ્બૂલ આપી એને વિદાય કર્યો.

પિતાની આવી સદ્ભાવનાથી અતિ ઉન્નત થયા છતાં અતિ અવનમ્ર રહીને સમીપ જઈ, પુનઃ પ્રણામ કરી પ્રફુલ્લ મનથી ચંદ્રાપીડ બ્હાર નીકળ્યો, અને શુકનાશને મંદિર ગયો.

---

૧ કંટક=કાંટો; કાંટા જેવા નડતા પુરુષો ૨. આશા=દશા; અભિલાષ ૩, મ્હોટાં મ્હોટાં ધારણા વિનાનો હોય. ૪. બીજાને કંઈ ભાગ આપવાની ટેવ જેને ન હોય. ૫. કોઈનું રક્ષણ કરતો ન હોય ૬. 'ગુણ' નો બીજો અર્થ 'દોરી. ૭ આથીજ=તને રાજ્યભાર સોંપ્યો છે તેટલાથીજ. અર્થાત્ જો ત્હારામાં દોષની શંકા હત તો તને રાજ્ય સોંપ્યુંજ ન હત. ૮. ક્ષોભ પામતું (હૃદય;) ચાવેલું (પાન). શું આ પિતાના પ્રેમની પરિસીમા નથી?



સ્વપ્નાવસ્થામાં કાદમ્બરી



મેઘકાળ.

મરણ રૂપી ઘોર અંધકારમાં પ્રવેશ છે, ઉત્કંઠિત કામિજન રૂપી હરિણને ફસાવનાર કાલપાશ છે, દિગ્ગજોનો અભેદ્ય લોહમય અર્ગલ-દંડ છે, અશ્વોની અછેદ્ય પદ-શૃંખલા છે, વટેમાર્ગુઓનો અત્યાજ્ય શૃંખલા-બંધ છે, પ્રોષિત જનની અલંઘ્ય વનલેખા છે, પ્રાણિમાત્રનો લોહ-પંજર-બંધ છે,—ભ્રમરના ટોળાથી ઢંકાયલા કુવલય જેવી મલિન ગર્જતી મેઘ-ઘટાના વિસ્તાર-થકી ભયંકર લાગે છે—વિષમ ધ્વનિથી ગડગડે છે, અવિરુદ્ધ વિષમ વિદ્યુતરૂપી પણછ ખેંચે છે, વિકટ ઇંદ્રધનુષ્ ચઢાવે છે, અહર્નિશ ધારારૂપી બાણની હેલીના વર્ષાદથી પ્રહાર કરે છે, વિરુદ્ધ હોય તેમ મુખ ઉપર અંધકાર કરી દઈ આગળથી માર્ગ રોકે છે અને શતસહસ્ર ખડ્ગના સંપાત જેવો રૂપ્રેક્ષ્ય હોવાથી આંખોને જાણે રુંધી દે છે તે (મેઘકાલ) ત્વરિત ગમનમાં વિઘ્નકારી થઇ પડયો.

તેમાં પ્રથમ તો એને અચેતન કરનાર મૂર્છાવેગથી દશે દિશાઓમાં અંધકાર વ્યાપી ગયો, પછી મેઘથી. પેહેલું એનું તલપી રહેલું અંતઃકરણ કહીંક જતું રહ્યું, પછી હંસ (ગયા).[૧] આગળ એના પરિમલ યુક્ત નિશ્વાસ પવન નીકળ્યા, પાછળથી સુગંધિ વાયુ. પૂર્વે એનાં નીલ-કમલ-વન જેવાં સુંદર નયનમાંથી જલ વર્ષ્યું, પછી મેઘવૃંદમાંથી. પ્રથમ સહસ્ર ઉત્કલિકાથી આકુલ વ્યાકુલ થતું એનું મન ઉદ્વેગથી ભરાવા માંડ્યું, પછી નદિયોનો પટ.[૨] વળી દુસ્તર નદી-પૂરનીજ સાથે એની મદન વેદના વધવા લાગી. વર્ષાદથી ચીમળાઇ ગએલા કમલ-સમૂહનીજ સાથે એની કાદમ્બરી-સમાગમની આશા ડુબી ગઇ. ધારાનો વેગ સહન કરવાને અશક્ત પલ્લવનીજ સાથે એનાં લોચન તામ્ર થયાં. મેઘકાળના પવન વાયાથી કદમ્બ કલિનીજ સાથે એનું કંટકિત શરીર કંપવા લાગ્યું. તીર ઉપર આવતા જલથી મૂલમાંથી ખોદાતા નદી-તટનીજ સાથે એના પ્રાણ પડ્યા.[૩] પરિમલમય માલતી-કુસુમ સાથેજ એનામાં મદન વિકસિત થયો. તેમજ ભારે ધડાકાથીજ એના મનોરથ ભાગી ગયા. અતિતીક્ષ્ણ અગ્રભાગવાળા કેવડાના કંટકથીજ એનાં મર્મ ભેદાઇ ગયાં. શિખા ઉંચી કરતા શિખિયોથીજ એનાં ગાત્ર બળી ગયાં[૪] દિશાઓને ઘેરી લેતા મેઘના તિમિરથીજ એનો મોહાન્ધકાર વૃદ્ધિ પામ્યો. (અને) અંધકારને ઢાંકી દેતા વિદ્યુત્-પ્રકાશથીજ એને સંતાપ થયો. (વળી) ઉપરા ઉપરી ગંભીર ગર્જના કરીને વસુંધરાના સંધિબંધને કંપાવતા, આકાશમાં, નવા મેઘથી;[૫] મેઘજલ ધારા પડવાથી ચંચુમાંથી શબ્દ કરતા, અંતરીક્ષમાં, ચાતકથી; મ્હોટે સ્વરે ડૂં ડૂં કરતાં, પૃથ્વી ઉપર, દેડકાઓથી; અહર્નિશ ઝંકાર જેવા શબ્દથી ધારાના જલકણને જર્જરિત કરતા, દિશાઓમાં, પવનથી; મદમત્ત થઇ ટેંહૂ ટેંહૂ કરતાં, વનમાં મયૂરોથી; વિષમ શિખરોમાં શિલાઓ ઉપર સ્ખલન થવાથી ખળખળતાં પર્વતોમાં ઝરણથી; (અને) ઉંચા ઉછળતા તરંગના આસ્ફાલનથકી વૃદ્ધિ પામતો વિષમ નિર્ઘોષ કરતાં, નદિયોમાં, પૂરથી; તેમજ સ્થલ ઉપર વિસ્તાર પામતા, ગુફાઓમાં ડબાઇ જતા, ગિરિયો ઉપર પ્રચંડ લાગતા, જલ ઉપર મધુર મધુર

---

૧. વર્ષાઋતુ હંસને પ્રતિકૂલ છે એ વિશે જુઓ પૃ. ૯૮ ટી૦ ૧૨. ૨. ઉત્કલિકા= ઉત્કંઠા; જલતરંગ. ઉદ્વેગ=ખેદ; ઉંચે જતો વેગ. ૩. અહીં અતિશયોક્તિજ સમજવી. ખરેખરા પ્રાણ ગયા એમ નહિ પણ તે તુલ્ય વેદના થઈ. ૪. શિખા=કલગી; જ્વાલા. શિખી=મયૂર; અગ્નિ. ૫. અહીંથી શરુ થતી પંચમી વિભક્તિયોનો સંબંધ આગળ આવતા " વધારે વધારે ઉત્કંઠા થતી ગઇ " એ શબ્દો સાથે લેવો.

જેની સ્ખલિત થતી હતી, પર્યાણ-બંધ જેના તુટી જતા હતા, ઉપરા ઉપરી નદીઓનાં નીર વારંવાર ઉતરવાથી જેના પૃષ્ઠભાગ પલળી ગયા હતા, અને બલ-વેગ તથા ઉત્સાહ જેનો ઘટતો જતો હતો—તે સૈન્ય પણ અનુગમન કરતું ગયું; અને રાજલોક સૌ ઉચિત ક્રિયા કરતા તે છતાં પણ શરીર-સંસ્કાર ન કરતા, જીવિત-ધારણને અર્થે માત્ર આહારજ કરતો કરતો એ આખો દિવસજ આગળ ને આગળ ચાલતો.

એમ ચાલતા ચાલતા એક તૃતીયાંશ ભાગ બાકી રહ્યો હતો તેવામાં એણે મેઘનાદને પાછો આવતો જોયો. [1]જોઇને, દૂરથીજ એણે નમસ્કાર કર્યો એટલે ચંદ્રાપીડ પૂછવા લાગ્યો કેઃ—પત્રલેખાના ગમન-વૃત્તાન્ત સંબંધી પ્રશ્ન તો હમણાં રહેવા દઇ પણ વૈશમ્પાયનના વૃત્તાન્તજ પૂછું છું કેમ ત્હેં વૈશમ્પાયનને અચ્છોદ સરોવર ઉપર જોયો? એને ત્યાં રહેવાનું કારણ પૂછી જોયું? પૂછ્યું હોય તો એણે કંઇ કહ્યું કે નહિ? અમારા પરિત્યાગથી હવે એ પશ્ચાત્તાપ કરે છે? અમને સંભારે છે? મ્હારા વિશે તને કંઇ એણે પ્રશ્ન કર્યો? એનો અભિપ્રાય કંઇ જણાયો? તમારે એને કંઇ વાતચીત થઇ? માતા પિતાને કંઇ સંદેશો એણે કહાવ્યો છે? અને ત્હેં કંઇ એને સમજાવ્યો હતો? અમારા આવવાની કંઇ ખબર કહી હતી? ત્યાંથી એ નાસી તો નહિ જાય? અમને મળશે ખરો? મ્હારો અનુનય માનશે? ફરીથી મ્હારી સાથે આવશે? આખો દિવસ એ શું કરે છે? ત્યાં એનો વિનોદ શાનો છે?

આવા પ્રશ્ન સાંભળી મેઘનાદે નિઃશ્વાસ કરી કેઃ—મહારાજ! વૈશમ્પાયનને મળાને ત્હારે પગલે પગલેજ અશ્વો સહિત હું આવું છું એવું કહીને આપે મને જવાની આજ્ઞા આપી હતી, (અને) અચ્છોદ સરોવર તરફ પાછા વૈશમ્પાયન ગયા હશે આવી તો વાતે થતી ન હતી—આપને આવતાં વિલંબ થયો ત્યારે પત્રલેખા તથા કેયૂરકે મને કહ્યું કે મેઘ-સમયનો આરંભ જોઇને આવે દિવસમાં દેવ તારાપીડ, દેવી વિલાસવતી એ તથા બાપ શુકનાસ યુવરાજને પ્રયત્ન કરતા છતાં પણ જવાની અનુજ્ઞાજ કદાચિત્ નહિ આપી હોય, અને ત્હારે એકલાએ આ ભૂમિમાં રહેવું જોઇએજ નહિ માટે અહીંથીજ તું પાછો જા. અમે તો હવે ચાલી પહોંચવાનાં છિયે.—આવું કહીને, અચ્છોદ સરોવર ત્રણ ચાર પ્રયાણ જેટલું દૂર હતું ત્યારેજ મને બલાત્કાર પાછો નાખ્યો છે—આટલું કહીને મેઘનાદ શાન્ત પડ્યો ત્યારે ચંદ્રાપીડે પુનઃ પ્રશ્ન કર્યો કેઃ—તું શું ધારે છે? પત્રલેખા આજ સુધીમાં પહોંચી ગઇ હશે કે નહિ? તેણે પ્રત્યુત્તર આપ્યો કે.—દેવ! માર્ગમાં જો કોઇ વિઘ્નકારી અંતરાય ન આવ્યો હોય તો તો નિઃસંશય પહોંચ્યાં જોઇએ એમ હું ધારૂં છું.

મેઘનાદ આમ બોલ્યો ત્યાર પછી સ્વાનુમાનથી કાદમ્બરીને મેઘ-સમય રૂપી વિસ્તારમાં વૃદ્ધિ પામતા મન્મથાર્ણવમાં પડેલી ધારી ધારીને ખેદ પામતો ચંદ્રાપીડ આ જલધર કાલપુરુષ જેવા, વાજલિથી મદનાગ્નિની જ્વાલા જેવા, ગડગડાટ પ્રેતપતિના પટહ સ્વર જેવા, જલધારાઓ કામબાણ જેવા, ગંભીર ગર્જનાઓ મદન ધનુષ્યની પણછના ટંકાર જેવા, મયૂર શબ્દ કાલદૂતના આલાપ જેવા, કેતક-સુગંધ વિષ-પરિમલ જેવો, ખદ્યોત પ્રલયાગ્નિના તણખા જેવા, ભ્રમર-વલય કાલપાશ જેવા, બગલાની પંક્તિઓ પ્રેતપતિની પતાકા જેવી, નદીઓ સર્વક્ષયકારી

૧. જુઓ પૃ. ૨૨૪ લી. ૨૧-૨૮ પત્રલેખા, કેયૂરક અને મેઘનાદ આગળ ગયાં હતાં. અને પહેલા એને મૂકીને મેઘનાદ પાછો આવતો હતો. ત્યાં જવાં ચંદ્રાપીડે એને રાહ જોવાનું કહ્યું હતું ત્યાં.

અહાપૂર જેવી, દુર્દિન કાળરાત્રિ જેવા, અને કુટજ વૃક્ષ યમના હાસ્ય જેવાં દેખાવા લાગ્યાં! વળી એના શરીરમાં પણ સત્વને બદલે બ્હીકણપણું, બલને બદલે ક્ષીણતા, કાન્તિને બદલે વૈવર્ણ્ય, મતિને બદલે મોહ, ધૈર્યને બદલે વિષાદ, હાસ્યને બદલે શોક, નયનમાં અશ્રુ, આલાપમાં મૌન, અંગમાં અસહનતા, ઇંદ્રિયોમાં અસુખ, અને સર્વેમાં અરતિ દેખાવા લાગી. પછી કેટલેક દિવસે એ,—અહર્નિશ વહેતા અશ્રુ પૂરના પ્રવાહથી જાણે ઘસાઇ જતું હોય, સર્વદા નાતા નિઃશ્વાસ પવનથી જાણે તુટી જતું હોય, ઉપરા ઉપરી આવતી મદન દુઃખની હજારો ઉત્કલિકાથી જાણે ખોદાઇ જતું હોય, મદનબાણના વર્ષાદથી જાણે આમતેમ જર્જરિત થતું હોય, અને શરીરની સાથેજ જાણે ક્ષીણ થતું હોય તેમ સ્વલ્પ શેષ રહેલું, તથા સંકલ્પમાં ચિત્રેલાં રત્ન સમાન વૃત્તિના કાદમ્બરી-શરીરનીજ સાથે કંઠે વળગેલું પોતાનું જીવિત મહા મહા કષ્ટે ધારી રાખતો રાખતો તેજ અચ્છોદ સરોવર પાસે આવી પહોચ્યો. તે સમયે ત્યાં વક્ષસ્થલ મેઘજલથી પલળી ગયાં હતાં; તેના તીર પાસેની નવતૃણમય ભૂમિ ઉપર જલ ફરી વળ્યું હતું; કિનારે આવેલાં લતાવનમાં પ્રવેશ થાય એમ ન હતુ; કિનારા ઉપરનું જલ નિરંતર પ્રવિષ્ટ થયાથી તેના પ્રાન્તભાગ મલિન થયા હતા; ઉંચા દંડનાળાં કુમુદ-પત્ર ત્યાં તુટી જતાં હતાં; કમલ-સમૂહ થોડા થોડા ડુબી ગયા હતા; સુકાઇ જતા કમલતંતુ તથા પત્રના કડકા જલ ઉપર તરતા હતા; કલ્હાર તથા કુવલયો શિથિલ થઇ ગયાં હતાં; (પુષ્પમાંથી) ભ્રમરનાં ટોળાં જતાં રહ્યાં હતાં; હંસ-સાર્થ ઉડી ગયા હતા; અસ્વસ્થ સારસ કરૂણ શબ્દ કરતાં હતાં; શેષ રહેલા પત્રતળે ઉચ્ચકિત ચક્રવાક-મિથુન ભરાઇ જતાં હતાં; કંપતા રાજહંસનાં ટોળાં તીર સમીપ બરૂઓમાં સંતાઇ જતાં હતાં; અને દીર્ઘ તથા મનોહર શબ્દ કરતાં મયૂર તથા બગલાનાં ટોળાં તટ ઉપરનાં વૃક્ષોમાં બેઠેલાં હતાં, વર્ષાઋતુના વિકારને લીધે જાણે અન્ય હોય તેમ દૃષ્ટપૂર્વ છતાં તે અદૃષ્ટપૂર્વ જેવું દેખાતુ હતું. દૃષ્ટિને સુખકર ન હતુ, હૃદયને આહ્લાદન કરતુ ન હતુ, અને મનને પ્રિય લાગતું ન હતુ-પણ દ્વિગુણ દુઃખ ઉત્પન્ન કરતું હતુ.

તે સરોવરની સમીપ જતાં જતાંજ એણે સર્વ અશ્વારોને આજ્ઞા કીધી કેઃ-વૈલક્ષણ્યથી કદાચિત્ એ આપણને જોઇને નાસવાજ માંડશે માટે તમે સૌ ચારે બાજુએ સંભાળથી રહેજો. એટલું કહી પોતે પણ. ખિન્ન છતાં જાણે અખિન્ન હોય એમ અશ્વ ઉપર બેઠે બેઠેજ લતા-ગહન, વૃક્ષમૂલ, શિલાતલ તથા પ્રફુલ મંડપ તપાસતો તપાસતો આસપાસ ભ્રમણ કરવા લાગ્યો. પણ ભમતાં ભમતાં કહીં પણ જ્યારે કંઇ અવસ્થાન ચિહ્ન એની દૃષ્ટિયે ન પડ્યું ત્યારે એણે વિચાર્યું કેઃ—નક્કી પત્રલેખા પ સેથી મ્હારા આવવાની ખબર જાણીને પહેલેથીજ એ નાસી ગયો હશે માટે અહીં અવસ્થાન-ચિહ્ન માત્ર પણ દેખાતુ નથી. કોઇ છુપી જગાએ ગયેલો માટે એ આમ ખોળ્યો તોએ મળ્યો નહિ. હવે તો મહા કષ્ટ આવી પડ્યું! વૈશમ્પાયનને જોયા વિના આ પ્રદેશમાંથી એક પગલું પણ આગળ ભરવાને મ્હારા ચરણમાંજ ઉત્સાહ નથી, અને કામબાણથી જર્જરિત થઇ ગયેલા, કાદમ્બરીના દર્શનની આશાએજ ટકી રહેલા, આ મ્હારા પ્રાણ ક્ષીણતાને લીધે ક્ષણ પણ વિલંબ સહન કરી શકે એમ નથી. સર્વથા હુ દુર્દૈવથી ઘેરાઇ ગયો છું, દેવી કાદમ્બરીનું દર્શન ન થયુ તેમ વૈશમ્પાયનનું પણ ન થયું!— આવો નિશ્ચય ઉત્પન્ન થયા છતાં, પ્રબલાશા ત્યજવી દુષ્કર હોવાથી,' એના મનમાં એમ થયું કે કદાચિત્ મ્હાશ્વેતાને પણ આ વૃત્તાન્ત ખબર હશેજ માટે પ્રથમ એને તો મળું, પછી

જે યુક્ત હશે તે કરીશ. એમ ધારી એના આશ્રમનીજ સમીપ અશ્વસૈન્યનો પડાવ કરી, સ્વારીનો વેષ ઉતારી, સર્પ-કંચુક જેવાં સૂક્ષ્મ, મેઘ-રહિત ચંદ્રિકા જેવાં સુંદર બે વસ્ત્ર પહેરી, એમ ને એમજ, રાખેલા પર્યાણવાળા ઇન્દ્રાયુધ ઉપર બેસી પોતે મહાશ્વેતાને આશ્રમે આવ્યો. ત્યાં પેસતાંજ અશ્વ ઉપરથી ઉતરી, મહાશ્વેતાને જોવાનાં કુતૂહલથી આકૃષ્ટ થયેલા ઇન્દ્રાયુધના પરિજન સહિત એ અંદર પેઠો. ત્યાં ગુહાદ્વાર પાસેજ એક શ્વેત શિલાતલ ઉપર નીચે મુખે બેઠેલી, અસહ્ય શોકના વેગથી અંગે અંગે કંપતી, નેત્રમાંથી નિરંતર અશ્રુધારા પાડતી, પ્રચંડ મેઘસમયના પવનથી કંપી ગયેલી લતા જેવી મહાશ્વેતાને એણે રુદનથી દીન દેખાતી તરલિકાએ મહા મહા પ્રયત્ને ઝાલી રાખેલી જોઇ. આવી એની અવસ્થા જોઇને એને વિચાર થયો કે—દેવી કાદમ્બરીને તો કંઇ અનિષ્ટ નહિ થયું હોય જેથી, મ્હારા હાર્દાદાથી આગમન છતાં મહાશ્વેતા આવી અવસ્થા અનુભવતી હશે?—આ શંકાથી એનું હૃદય ભેદાઇ ગયું અને ઉડી ગયેલાજ પ્રાણથી પગલે પગલે જાણે સ્ખલન કરતો કરતો, પડતો પડતો, મોહ પામતો પામતો પાસે આવી, તેજ શિલાતલના એક ભાગ ઉપર બેસી, ભરાઇ આવતા અશ્રુથી દીન વદને તરલિકાને એ પૂછવા લાગ્યો કે આ શું છે?—પણ એણે તો એવી અવસ્થામાં આવેલી પણ મહાશ્વેતાનાજ મુખ સામું જોયાં કર્યું.

એટલામાં શોકનો વેગ થંભી ન ગયા છતાં મહાશ્વેતાજ ગદ્ગદ કંઠે બોલી કે:—મહાભાગ! આ બિચારી શું કહે? દુઃખ સહન કરવાનેજ જેનું કઠિન હૃદય સર્જેલું છે અને જેણે દુઃખ-શ્રવણ કરવાને અનુચિતને પણ[1] પોતાનું દુઃખ પુનરપિ સંભળાવ્યું હતું તે હુંજ મંદભાગિની, મહાભાગનાં જીવિતમાં વિઘ્ન લાવનારી—નિર્લજ્જ—નિર્દય—આ દુઃશ્રવણ દુઃખ પણ આપને સંભળાવું છું. સાંભળો. કેયૂરક પાસેથી આપના ગયાની ખબર સાંભળી[2] મ્હારૂં મન ભેદાઇ ગયું કે ન મ્હેં ચિત્રરથનો મનોરથ પૂર્ણ કર્યો, ન મદિરાની પ્રાર્થના કૃતાર્થ કરી, ન મ્હારૂં કંઇ સારૂં કર્યું, ન ગૃહે આવેલા ચંદ્રાપીડનું પ્રિય કર્યું, ને ન મ્હેં પ્રિયસખી કાદમ્બરીને પણ પ્રાણ-વલ્લભના સમાગમથી સુખી થયેલી જોઇ.—એમ અનેક રીતે વૈરાગ્ય ઉત્પન્ન થવાથી, ગાઢ બંધન કર્તા કાદમ્બરી-સ્નેહ-પાશને પણ છેદીને હું ફરીથી કષ્ટતર[3] તપ આચરવાને અહીંજ આવી. તેવામાં મ્હેં આપનીજ સમાન આકૃતિના—શૂન્ય હૃદય, શૂન્ય શરીર તથા ગભરાયેલા મુખવાળા—એક, સુવાન્ બ્રાહ્મણને અશ્રુથી ભરાઇ ગયેલી, લક્ષ્ય રહિત, શૂન્ય દૃષ્ટિએ જાણે કંઇક પ્રનષ્ટ વસ્તુને આમ તેમ શોધતો જોયો. તે મ્હારી પાસે આવીને,—પૂર્વે નહિ જોયા છતાં પણ જાણે મને ઓળખી કાઢતો હોય, અપરિચિત છતાં પણ જાણે ચિર-પરિચિત હોય, સંભાવના વિના પણ જાણે પ્રૌઢ પ્રેમ ધરાવતો હોય, અસ્નિગ્ધ છતાં પણ જાણે પ્રેમથી પરવશ હોય, શૂન્ય છતાં પણ જાણે કંઇક સંભારી કાઢતો હોય, આકાર દુઃખિત છતાં પણ જાણે સુખ પામતો હોય, વગર બોલે પણ જાણે કંઇ યાચના કરતો હોય, અપૃષ્ટ છતાં પણ જાણે પોતાની અવસ્થા સૂચવતો હોય, અભિનંદન કરતો હોય, અનુશોચ કરતો હોય, હર્ષ પામતો હોય, ખેદ પામતો હોય, બ્હીતો હોય, અભિભવ કરતો હોય, મોહિત હોય, આકાંક્ષા રાખતો હોય,—નિમેષ રહિત, નિશ્ચલ તથા સ્તબ્ધ પાંપણો સહિત, અશ્રુપૂરથી ભરેલાં, કર્ણાન્તને ચુમ્બન કરતાં, વિકસિત જેવાં, અર્ધાં ઉઘાડી કીકીવાળાં નેત્રથી કંઇક સ્મરણ કરતો હોય,—

1. અર્થાત્ આપને. 2. જુઓ પૃ. ૨૧૪ લી. ૩—૬. 3. અતિશય કષ્ટદાયક (Severest).

મત્ત હોય, આવિષ્ટ હોય, વિયુક્ત હોય, પાન કરતો હોય, આકર્ષણ કરતો હોય, અને અંતરમાં પ્રવેશ કરતો હોય તેમ—બીજે કદીજ દૃષ્ટિ કર્યા વિના મ્હારી સામું બહુ વાર સુધી જોઇ રહી કહેવા લાગ્યો કેઃ—સુન્દરિ ! જગતમાં સર્વે જન જન્મને, વયને કે આકૃતિને સદૃશ આચરણ કરે તો તેમને કોઇ ઉપાલંભ દેતું નથી. પરંતુ ત્હેં અતિ વામ પ્રકૃતિના વિધિની પેઠે અસદૃશ અનુષ્ઠાનમાં શો આ પ્રયત્ન માંડયો છે કે કોમલ માલતી-કુસુમ સુકુમાર માલા જેવી,[1] કંદર્પ-પ્રણયનેજ યોગ્ય કાયાને અનુચિત આ કષ્ટતર તપના શ્રમથી તું ગ્લાનિ પમાડે છે? લતા જેવી આ સુમનોહારી (કાયા) નો, રૂપ-વયમાં અનુરૂપ રસાશ્રયી ફલ સાથે કેમ તું સંયોગ કરતી નથી?[2] રૂપ ગુણ વિહીન પ્રાણીને પણ જન્મથકી પ્રાપ્ત થતાં સંસાર-સુખ અનુભવ્યા પછી પરલોક સંબંધી તપશ્ચર્યાનો શ્રમ શોભે છે તો રુચિર આકૃતિ જેને છે તેની તો વાતજ શી ? માટે મૃણાલિની જેવી સ્વભાવે સરસ ત્હારી આ કાયા ઉપર હિમપાત જેવો તપઃક્લેશ જોઇને મને પીડા થાય છે. જ્યારે ત્હારા જેવી સંસાર-સુખથી દૂર રહી તપઃક્લેશ સહન કરે ત્યારે કુસુમધન્વા પોતાનું ધનુષ્ વૃથા ચઢાવી રાખે છે એમ કહેવાય; ચંદ્રનો ઉદય નિષ્કારણ ગણાય; વસંત માસનું આગમન વૃથા થાય; કુમુદ, કુવલય, કલ્હાર તથા કમલનાં વન નિષ્ફલ વિકસિત થાય; મેઘસમયના આરંભની ગર્જનાઓ નિષ્પ્રયોજન થાય; ઉપવન નિરર્થક થઇ જાય; ચંદ્રિકાનુંએ શું કામ ? લીલા-સરિતના પુલિનનુંએ શું કામ ? અને મલયાચલના પવનનુંએ શું ?

મને તો દેવ પુંડરીકનાજ વૃત્તાન્તને લીધે કૌતુક સર્વ જતું રહ્યું હતું તેથી, તેના આમ બોલતાં છતાં પણ—તું કોણ છે ? ક્યાંથી આવ્યો છે ? શું કરવા મને આવું કહે છે?—એવું પૂછ્યા વિનાજ હું તો બીજા પ્રદેશમાં જતી રહી અને ત્યાં જઇને દેવ-પૂજા સારૂ પુષ્પ ચૂંટતી ચૂંટતી, તરલિકાને બોલાવીને કહેવા લાગી કે—તરલિકા ! આ કોઇક બાલ્યાકૃતિનો યુવાન છે તેની દૃષ્ટિમાં તથા વાચામાં મને કંઇક અન્યજ અભિપ્રાય જણાય છે માટે એને વારી રાખ કે ફરીથી અહીં આવે નહી વાર્યા છતાં જો એ આવશે તો અવશ્ય એનું કંઇક અશુભ થશે. (આ ઉપરથી તરલિકાએ) વાર્યા છતાં, એ, દુર્નિવાર્ય વૃત્તિવાળા દુષ્ટ મદનના દોષથી કે અનર્થ ભવિતવ્ય હશે તેથી અનુગમન કરતો અટક્યોજ નહિ. એમ કરતાં કરતાં કેટલાક દિવસ ગયા પછી એક સમયે ગાઢ રાત્રિએ કામાગ્નિનું ઉદ્દીપન કરતા ચંદ્રિકા-પૂરનું જ્યારે ચંદ્ર-કિરણો જાણે વમન કરતા હતા, અને તરલિકા નિદ્રાવશ થઇ હતી ત્યારે સંતાપને લીધે નિદ્રાસુખ ન મળવાથી હું બ્હાર આવીને આજ શિલાતલ ઉપર ગાત્ર નાંખીને પડી હતી. કલ્હારની સુગંધ લાવનો અચ્છોદ સરોવરનો પવન તે સમયે મંદ મંદ વાતો હતો; અને ચંદ્રમા ચૂનાના કુંચા જેવા પોતાના કિરણથી દશે દિશાઓને ધવલ કરતો હતો; તેના ઉપર દૃષ્ટિ નાખીને હું અમૃત વર્ષાવતા, અખિલ જગતને આહ્લાદન કરતા કરથી આ ચંદ્રમા એ મ્હારા પ્રાણનાથને પણ વર્ષાવે તો કેવું સારૂં !—એમ આવાને પ્રસંગે દેવ પુંડરીકના કલ્યાણકારી નામનું સ્મરણ કરતી હતી અને વિચાર કરતી હતી કે—શું મુજ પાપિણીના અભાગ્યથી એના દિવ્ય આકૃતિના, આકાશમાંથી ઉતરેલા મહાપુરુષનું પણ ભાષણ અસત્ય નીવડ્યું ? અથવા—

1. કાયા કુસુમ જેવી, માલા કુસુમ વડે સુકુમાર. ૨. કાયા સુમનોહારા—સારા રીતે મ · હરણ કરતી; લતા સુમનસ—પુષ્પ—વડે સુંદર લાગતી.

જીવિત પ્રિય ગણનારી તપસ્વિની છો જેમ તેમ કરી જીવતી-એમ અનુકમ્પા લાવીને અમયું-જ એણે આશ્વાસન કર્યું, જે ફરીથી મને દર્શન દીધું નહિ? કલ્યાણકારી દેવ પુંડરીક શું કરે? એમને તો એ સવ રૂપેજ ઉપાડીને લઇ ગયો! પણ જીવતાં મુવા જેવો, નિષ્કરુણ, કપિંજલ કેમ આટલો બધો કાળ વીતી ગયો તથાપિ મને કંઇ વાર્તા એ ના કરી ગયો?—આવા આવા વિચાર કરતી કરતી, દુર્વિતથી સહાયલી હું જાગતીજ ત્યાં સુઇ રહી હતી.

એટલામાં, હિમથી નિરિંશેષ ચંદ્રપ્રકાશ વડે દૂરથી પણ દેખાતો, આવિષ્ટ જેવો, મત્ત જેવો, ઉન્માદથી ધીમે પગલે પાસે આવતો એજ યુવાન્ મ્હારી દષ્ટિયે પડયો. નિરંતર પડેલા કામબાણના શલ્યથી ભરાઇ ગયું હોય તેમ એનું શરીર ચરણ સુધી કંટકિત થયેલું હતું. વિકસિત કેતકીની રજના સમૂહ જેવો ધવલ હોવાથી, પ્રથમથીજ જાણે મદનાગ્નિયે બાળીને ભસ્મ કરી નાંખ્યો હોય એવો એ લાગતો હતો. સકલ જગતમાં જેનું શાસન અપ્રતિહત છે એવા કામદેવે અવશ્ય મરણાર્થે મોકલેલું જાણે આજ્ઞાવલય હોય એવું લીલું મૃણાલ-વલય એણે હાથે પેહેરેલું હતું. ભય તથા કંપથી હાલતી, કર્ણાને મ્હોટેથી, મદનના પ્રથમ સહાય ચંદ્રની કલા જેવી કેતકીની ગર્ભ-સૂચિ-હવે તું કયાં જનાર છે? ત્હારૂં મ્હેં મૃત્યું આણ્યું છે!—એમ એને તરછોડતી હતી. ઉદ્વેગથી નીકળતા નયનજલના પ્રવાહથી પોતાને એ જાણે જલાંજલિ આપતો હતો. સ્વેચ્છા એજ મ્હારૂં કર-ગ્રહણ કરવાને સ્વેદ-જલથી જાણે એ સ્નાન કરતો હતો. પર હૃદય જાણ્યા વિના ત્હારે જવું યુક્તજ નથી—એમ જાણે (કહીને) ભારે ઉરુસ્તમ્ભ પગલે પગલે એને વારી રાખતો હતો. મને આલિંગન દેવાની મિથ્યા આશા રાખીને દૂરથીજ એણે હાથ પ્રસારેલા હતા (તેથી) હજારો ઉત્કલિકાથી વિષમ થયેલા રાગ-સાગરને એ જાણે તરતો હતો. નિરંતર ચાલતા દીર્ઘ નિઃશ્વાસ-પવન જાણે એને આગળથી આકર્ષણ કરતા હતા. દિશાઓને ભરી નાંખતું ચંદ્રિકાનું પૂર એને જાણે તાણી લાવતું હતું. મદન વેદનાવી એ શૂન્ય લાગતો હતો. મુખ એનું સુકાઇ ગયું હતું. સત્વથી એ ત્યજાયલો હતો, કૃપણતાથી સ્વીકારાયલો હતો, ધૈર્યથી અનધીરિત હતો, તરલતાથી ગૃહીત હતો, લજ્જાથી વિસર્જિત હતો, ધાર્ષ્ટ્યથી અદ્દિત હતો, પરલોકના ભયથી દૂર હતો, સ્વરુચિથી અંગીકૃત હતો, યુક્ત અયુક્તના વિવેકથી વિમુક્ત હતો અને કેવલ મદનનેજ વશ હતો.

હું નિસ્પૃહી છતાં પણ એને એવો આવતો જોઇ અતિશય ભય પામી અને વિચાર કરવા લાગી કે-અહો આ કષ્ટ આવ્યું! ઉન્માદથી આવીને જો હસ્તથી પણ એ મને સ્પર્શ કરશે તો મ્હારે આ પુણ્યરહિત હત-શરીર તજવું પડશે અને દેવ પુંડરીકનું પુનર્દર્શન કરવાની આશાએ ઘણો કાળ થયાં અધિક અધિક દુઃખ ભોગવીને પણ પ્રાણ-સંધારણ કરેલું મ્હારૂં, વ્યર્થ જશે.—આમ હું ચિન્તન કરતી હતી એટલામાંજ મ્હારી પાસે આવીને એ કહેવા લાગ્યો કેઃ—ચંદ્રમુખિ! મદનનો સહાય આ ચંદ્ર મને હણવાને તત્પર થયો છે માટે હું ત્હારે શરણ આવ્યો છું. મુજ અશરણનું-અનાથનું—આર્ત્તનું તું રક્ષણ કર. બીજો કોઇ પ્રતીકાર મ્હારાથી સહન થાય તેમ નથી. મ્હારૂં જીવિત ત્હારે સ્વાધીન છે. શરણાગતનું પરિત્રાણ તો તપસ્વિયોનો પણ ધર્મ છે. માટે જો તું આત્મ-પ્રદાન વડે મ્હારૂં સંરક્ષણ નહિ કરે તો આ કુસુમશર તથા શીતકિરણ મને મારી નાખશે.—આ સાંભળીને મ્હારા મસ્તકમાંથી તો જાણે ધગધગતી જ્વાલા ઉઠી, અને રોષાગ્નિથી જાણે તેને બાળી નાખતી હોઉં તથા અશ્રુ રૂપી

અંગારા પાડતી દૃષ્ટિ થકી તર્જતી હોઉં તેમ, તે વખતે ચરણ સુધી શરીરે કંપતી કંપતી—આવિષ્ટ હોઉં તેમ મ્હારા પોતાના પણ ભાન વિના—ક્રોધાવેગથી હું કઠોર અક્ષરમાં બોલી કે:—અરે પાપી ! આવું મને કહેતાં કેમ ત્હારા મસ્તક ઉપર વજ્ર ન પડ્યું ? કેમ ત્હારી જિહ્વા-સહસ્રધા કપાઇ ન ગઇ ? કેમ ત્હારી વાણી વિહ્વલ ન થઇ ? કેમ ત્હારા અક્ષર વિનષ્ટ ન થયા ? આ ત્હારા શરીરમાં, મને તો લાગે છે કે, સકલ લોકના શુભાશુભ-સાક્ષિભૂત પંચ મહાભૂત છેજ નહિ, કેમ કે તને આમ બોલતાં અગ્નિએ બાળી નાખ્યો નહિ—વાયુ ઉપાડી ગયો નહિ—જલે ડુબાવી દીધો નહિ—પૃથ્વીએ રસાતલમાં દાટી દીધો નહિ—આકાશે પણ તત્ક્ષણ આત્મવત્ કરી નાખ્યો નહિ !! આ વ્યવસ્થિત લોકમાં તું આવો અવ્યવસ્થિત ક્યાંથી ઉત્પન્ન થયો જે પક્ષીની પેઠે કામવશ થઇને (બીજું) કઇએ જાણતો નથી ? જે કોઇ હતવિધિએ તને પોપટની પેઠે મુખ-રાગ દર્શાવતો માત્ર સ્વપક્ષપાત કરતો, સ્થાનાસ્થાનના વિવેક વિના આમ બોલતો બનાવ્યો તેણેજ કેમ તને એજ જાતિમાં નાખ્યો નહિ ? એમ હત તો આવું બોલતાં પણ સૌ તને હસી કાઢત અને કોઇને ક્રોધ આવત નહિ. ત્હારા વચનથી પીડાયેલી હું આટલો તને સંવિભાગ કરી આપું છું જેથી ત્હારી વાણીને અનુરૂપ જાતિમાં પડીને મ્હારા જેવી ઉપર તું કામાન્ધ થાય નહિ. એટલું કહી. ચંદ્ર સામું જોઇ, હાથ જોડી ફરીથી હું બોલી:—ભગવન્ પરમેશ્વર સકલભુવન-ચૂડામણિ ! લોકપાલ ! મ્હેં જો દેવ પુંડરીકના દર્શન પછી મનમાં પણ કોઇ અન્ય પુરુષનું ચિંતન ન કર્યું હોય તો આ મ્હારા સત્ય વચનથી આ દુષ્ટ કામી મ્હારી કહેલીજ જાતિમાં પડજો.—આટલું હું બોલી એટલામાંજ એ તો કોણ જાણે અસહ્ય વૃત્તિના મદનજ્વરના વેગથી, કે સત્વર ફલદાથી સ્વદુષ્કૃતના ગૌરવથી, કે મ્હારા વચનના સામર્થ્યથીજ, છિન્ન મૂલ વૃક્ષની પેઠે અચેતન થઇને ભૂમિ ઉપર પડ્યો ! એના મરણ પછી આક્રંદ કરતા એના પરિજન પાસેથી મ્હેં સાંભળ્યું કે એ તો આપ મહાભાગનાજ મિત્ર હતા.—એટલું કહી લજ્જાથી મુખ નીચું નમાવી, બોલ્યા વિનાજ એ, ભૂમિને મહાઅશ્રુવેગથી ડુબાવવા લાગી.

આ સાંભળી ચંદ્રાપીડનાં તો, કર્ણાન્તને સ્પર્શ કરતાં, દીર્ઘ લોચન મીંચાઇ ગયાં, દૃષ્ટિ શૂન્ય થઇ, વચન સૌંદર્ય ભ્રષ્ટ થયું, અને—ભગવતિ ! તમારા પ્રયત્ન છતાં મને અપુણ્યશાલીને આ જન્મમાં દેવી કાદમ્બરીનો ચરણ-સેવાનું સુખ ન મળ્યું માટે જન્માન્તરે પણ તે તમે સંપાદન કરાવજો—એટલું કહેતામાંજ, કાદમ્બરી-સમાગમની અપ્રાપ્તિ રૂપી દુઃખથીજ વિભિન્ન થવાને તત્પર થયેલું એનું સ્વભાવે સરસ હૃદય ભ્રમરના આઘાતથી પુષ્પ-મુકુલ ફાટે તેમ ફાટી ગયું. તે જોઇ, મહાશ્વેતાનું શરીર મૂકી દઇ, સંભ્રમ ચંદ્રાપીડનું શરીર (ખોળામાં) લઇ—આર્ત્ત દારિકા ! હવે લજ્જા શું રાખો છો ? જુઓ તો ખરા દેવ ચંદ્રાપીડ તો કંઇક અન્યજ લાગે છે ! એમની ગ્રીવા ભગ્ન થઇ હોય તેમ શિરને ધારી શકતી નથી ! હલાવ્યા છતાં કંઇ ચેતન જણાતું નથી ! કીકી અંદર પેસી ગઇ છે ! લોચન ઉઘડતાં નથી ! ગાત્ર જેમ તેમ પડ્યાં છે ! હૃદય ધડકતું નથી !—અરે દેવ ચંદ્રાપીડ ! ચંદ્રાકૃતિ ! કાદમ્બરી-પ્રિય ! એમને મૂકીને તમે ક્યાં જાઓ છો !—એમ કહી આર્ત્ત સ્વરે તરલિકા પ્રલાપ કરવા લાગી. વાચા વગી ગયેલા ચંદ્રાપીડના મુખ ઉપર નિશ્ચલ—સ્તબ્ધ—આંખે જોતી મહાશ્વેતા શૂન્યજ બની ગઇ. ઓ પાપી દુષ્ટ તાપસી ! ત્હેં આ શું કર્યું ? અખિલ જગતની પીડા હરનાર તારાપીડનું કુળ ઉચ્છિન્ન કર્યું !

પ્રજાઓને અનાથ કરી ! અમારી સાથે ગુરુના માર્ગ ભગ્ન કર્યા ! અર્થિ લોકની આશાઓમાં અર્ગલ દીધો ! હવે લક્ષ્મી કોનું વદન જોશે ? ભૂમિનો આધાર કોણ થશે ? સેવકો કોને સેવશે ? દેવ ચંદ્રાપીડ ! આપના વિના હવે સેવા વ્યસનજ, થઇ, સમાનશીલત્વ ગત થયું, પરિજનનાં વખાણ અસ્ત થયાં. સેવકજનનો આદર લઘુ થયો, પ્રિય આલાપ દૂર થયા, દાનની કથાઓ સમાપ્ત થઇ ! ! શું હવે આપ કથાવશેષજ થયા ? પૂર્વની આપની પ્રજા હવે કોને શરણ જશે? સાધુઓનું કર્યા હવે સમાધાન થશે ? આપ ધુરંધર અગ્રગા થયા તો હવે દેવ તારાપીડે વહન કરેલી ધુરા કોણ ઉપાડશે ? ધીર છતાં પણ કેમ કાયર હો તેમ આપનું હૃદય શોકથી ભેદાઇ ગયું ? દયાલુ છતાં કેમ આજ અમારા ઉપર આટલા નિર્દય થયા ? દેવ ! ક્ષમા કરો ! એક વાર તો આજ્ઞા કરો ! ભક્ત જનની પ્રાર્થના પૂર્ણ કરો! પ્રાણ ધારણ કરો ! આપના વિના પુત્રવત્સલ દેવ તારાપીડ કે દેવી વિલાસવતી કે આર્ય શુકનાશ કે મનોરમાં કે રાજાઓ કે પ્રજા એક ક્ષણ પણ જીવે એમ નથી ! સર્વને તજીને એકલા ક્યાં જતા રહ્યા ? એકાએકજ આટલા બધા નિષ્ઠુર ક્યાંથી થઇ ગયા? ક્યાં ગઇ આપની ગુરુજન ઉપરની એ ભક્તિ કે આમ (તેમની) અપેક્ષા વિના જતા રહો છો ?–એવી રીતે ભૂતલ ઉપર આળોટતા પરિજન વિલાપ કરવા લાગ્યા તે સાંભળી સાંભળીને–હા ! હા ! આ શું ?–એમ ઉદ્ભ્રાન્ત મનથી બુમો પાડતા પાડતા રાજલોક દોડી આવવા લાગ્યા; અને અશ્રુથી ભરાઇ ગયેલા ઉત્પક્ષ્મ નયનથી જોતા ઇંદ્રાયુધ ચંદ્રાપીડના મુખ ઉપર દૃષ્ટિ રાખીને અતિદીન શબ્દથી આક્રંદ કરવા લાગ્યો, ઉપરાઉપરી ચારે ખરિયો ઉપાડીને ભૂતલ ઉપર જાણે શોકથી પછાડવા લાગ્યો, તથા જાણે છૂટી જવા સારૂ, તીક્ષ્ણ ચોકડાને તથા સોનાની શાંકળના બંધને–અશ્વ જાતિમાંથી મોક્ષ ઇચ્છતો હોય તેમ–તોડી નાંખવા લાગ્યો.

એવામાં, પત્રલેખાએ ચંદ્રાપીડના આવવાની ખબર કહ્યાથી, ચંદ્રોદય થકી ઉલ્લાસ પામતી સમુદ્રની ભરતી જેવી મકરધ્વજ યુક્ત[1] કાદમ્બરી માતાપિતા પાસે મહાશ્વેતાને મળવાનું બ્હાનું કાઢી, શૃંગાર યોગ્ય વેષ તથા આભૂષણ પહેરી, આગમનનો ખેદ ન ગણતાં ચંદ્રાપીડના દર્શનને અર્થે તલપતી તલપતી સાંજ આવી. રણકતાં નૂપુરવાળી, શબ્દ કરતી મેખલાવાળી, રમ્ય ઉજ્જ્વલ વસ્ત્રવાળી, અનંગસૈન્યની શોભા ધારણ કરતી થોડીક દાસીઓ સુગંધિ માલા, અંગલેપ, પટવાસ આદિ ઉપકરણ લઇને એની પાછળ ચાલતી હતી. આગળ કેયૂરક માર્ગ દર્શાવતો હતો; અને પત્રલેખાને હાથે વળગી મદલેખા સાથે પોતે વાત કરતી હતી કે:—મદલેખા ! પત્રલેખા રોજ કહે છે પણ મને તો એ અતિ કઠિન હૃદયના, શઠ મતિના, ક્રૂર મનના; નિસ્પૃહી કુમારના આવવાનોજ વિશ્વાસ પડતો નથી. કેમ, તને નથી સાંભરતું કે તે દિવસ હિમગૃહમાં મ્હારી અવસ્થા ઉપર અચુરિશ્વાસ લાવીને એ દુર્વિદગ્ધ બુદ્ધિમાને મને દુ:ખ થાય એમ કેવું વક્ર ભાષણ કર્યું હતું? તે સમયે મ્હેં જરા હસીને ત્હારા સામું જોયું એટલે ત્હેંજ એમને ખરેખર અસરકારી પ્રત્યુત્તર આપ્યો હતો ! માટે એ તો મરણે પણ મ્હારી આવી અવસ્થા માનનારજ નથી. નહિ તો–મ્હારે લીધે આ આવું દુ:ખ ભોગવે છે—એવું એમને લાગ્યું હત તો એ એમ જાતજ નહિ. માટે જો આવ્યા હોય તોએ વાતચીત કંઇ પણ ત્હારેજ કરવી. હું તો જોઇશ તોએ બોલાવનાર નથી, ઠપકો દેનાર નથી અને ચરણે પડશે તોએ અનુનય ગ્રહણ કરનાર નથી; ત્હારે મને મનાવવી નહિ.

---

૧. મકરનગરરૂપી ધ્વજ ચિહ્ન યુક્ત; (બીજો અર્થ) મદન. ૨. જુઓ પૃ.૧૬૦.

એમ કહેતી કહેતીજ ત્યાં આવી એટલે અમૃત-રહિત સાગર જેવા, ચંદ્ર-રહિત નિશા-સમય જેવા તારાગણ-રહિત ગગન જેવા, કુસુમ-રહિત ઉપવન જેવા, ઉખાડેલી કર્ણિકાવાળા[1] કમલ જેવા, ખંડિત અંકુરવાળા મૃણાલ જેવા, મધ્ય મણિ વિનાના હાર જેવા, પ્રાણ રહિત ચંદ્રાપીડને એણે દીઠો. જોતાંજ સહસા—અરે ? આ શું ?--એમ (કહી) અધોમુખે ભૂમિ-તલ ઉપર પડતાં એને, આક્રંદ કરતી મદલેખાએ જેમ તેમ કરીને ઝાલી રાખી. પણ પત્રલેખા તો કાદમ્બરીનો હાથ મૂકી દઇ અચેતન થઇ ભૂમિ ઉપર પડી, બહુવારે સચેતન થયા છતાં કાદમ્બરી એમ ને એમજ, મૂઢ હોય તેમ નિશ્ચલ તથા સ્તબ્ધ દૃષ્ટિ સહિત, આવિષ્ટ હોય કે સ્તંભિત હોય તેમ નિષ્પ્રાણ રહી, શ્વાસ પણ લીધા વિના અંતરમાં રહેલા શોકના ભારથી જાણે નિશ્ચલ બની જઇ, ચંદ્રાપીડના મુખ ઉપરજ ચક્ષુ સ્થિર કરી,--શ્યામ પડેલા વદનને લીધે, ગ્રહણ સમયે રક્ત થયેલા ચંદ્રબિંબવાળી પૂર્ણિમાની નિશા જેવી,--ધ્રુજતા અધર-પલ્લવને લીધે, તીક્ષ્ણ પરશુના ઘાતથી કંપતી લતા જેવી,—સ્ત્રી સ્વભાવને વિરુદ્ધ મન રાખી,[2] ચિત્રિત હોય તેમ ઉભી રહી. આમ એને ઉભેલી જોઇ, આર્ત સ્વરે મદલેખા પગે પડીને કહેવા લાગી:—પ્રિયસખિ ; કૃપા કરીને આ શોકના ભારને રુદન વડે દૂર કર. અશ્રુ-પાત વડે આ શોકવેગ લઘુ ન કરતાં, અતિભારથી પીડાતા સરોવર જેવું સરસ તથા મૃદુ મ્હારૂં હૃદય સહસ્રધા ફાટી જશે.[3] માટે દેવી મદિરા તથા દેવ ચિત્રરથના સામું જો. ત્હારા વિના બંને કુળ ઉચ્છિન્ન થશે.

આવું મદલેખાનું વચન સાંભળી, કાદમ્બરીએ હસીને પ્રત્યુત્તર દીધો;—ઘેલી ! આ મ્હારૂં વજ્ર જેવું કઠિન હૃદય જે જોઇનેજ સહસ્રધા વિભિન્ન થયું નહિ તેને તે ફાટવાનું કેવું ? વળી જે જીવતી હોય તેને માતા, પિતા, બંધુ, આત્મા, સખિયો, પરિજન વિગેરે આ સર્વ છે, પણ હું તો મરતી હતી તેવામાં જેમ તેમ કરીને, મને આ જીવિત હેતુભૂત પ્રિયતમ-શરીર મળ્યું છે જે-જીવતું સંભોગથી, ન જીવતું અનુમરણથી-બંને પ્રકારે મ્હારાં સર્વ દુઃખ શાન્ત કરે એમ છે. માટે, મ્હારે સારૂ આવીને પ્રાણ-ત્યાગ કરી, જે શરીરને દેવે અતિગુરુત્વ પ્રાપ્ત કરાવ્યું છે તેને, માત્ર અશ્રુપાત વડે લઘુ કરીને શું હું પતિત કરૂં ? સ્વર્ગમાં જતા દેવને, રુદન વડે શું અમંગલ આચરૂં ? પાદ-ધૂલિ જેવી, દેવ-પાદને અનુગમન કરવાને તત્પર થયેલી શું હું હર્ષ-સ્થાને પણ રુદન કરૂં ? એવું શું મ્હારે દુઃખ છે ? હવે તો મ્હારાં સર્વ દુઃખજ દૂર થયાં ! શું હજીએ મ્હારે રોવું ? જેને અર્થે કુલ-ક્રમ ન ગણ્યો, ગુરુ જનની અપેક્ષા ન કરી, ધર્મનો અનુરોધ ન કર્યો, જનાપવાદની ભીતિ ન રાખી, લજ્જાનો ત્યાગ કર્યો, મદનોપચાર કરાવી કરાવીને સખીજનને ખેદ આપ્યો, મ્હારી પ્રિયસખી મહાશ્વેતાને દુઃખિત કરી, અને એને લીધે જે પ્રતિજ્ઞા લીધી હતી તે પણ ન પાળી ! એટલું એ મ્હેં વિચાર્યું નહિ–તે મ્હારા પ્રાણનાથે મ્હારા અર્થેજ પ્રાણત્યાગ કર્યા પછી મને-પ્રાણ રાખી રહેલીને-“હે” એવું કેમ કહ્યું ? આ સમયે તો મરણ એજ જીવિત, અને જીવિત એજ મરણ છે !! માટે જો મ્હારા ઉપર સ્નેહ

1. કર્ણિકા=કમલનો ડોડો 2. અર્થાત્ બાલ શોક કે વિલાપ ન કરતા ધૈર્ય રાખી
3. જુઓ ઉત્તરરામચરિત અંક ત્રીજો:—

पूरोत्पीडे तडागस्य परीवाहः प्रतिक्रिया ॥
शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते ॥

હોય અને મ્હારૂં પ્રિય વા હિત તું ઇચ્છતી હોય તો સ્નેહ-બદ્ધ છતાં પણ પ્રિયસખિ! ત્હારે એવો પ્રયત્ન કરવો કે તાત કે માતા કોઇ મ્હારા શોકથી પ્રાણત્યાગ કરે નહિ, અને મ્હારા સંબંધી વાંછિત મનોરથ ત્હારા થકી પૂર્ણ કરે, જેથી હું પરલોકવાસી થયા છતાં અંજલિ આપનાર પુત્ર થશે. મ્હારી સખિયો કે મ્હારા પરિજન મને સંભારે નહિ કે ભવન શૂન્ય જોઇને નાસી જાય નહિ એમ કરજે. મહેલના આંગણામાં ઉગેલા, મ્હારા પુત્ર, નાના આમ્ર વૃક્ષનું મ્હેં ધારેલીજ માલતી લતા સાથે તું પોતેજ લગ્ન કરજે. મ્હારા ચરણતલ વડે લડાવેલા બાલ અશોક વૃક્ષમાંથી કર્ણપૂરને અર્થે પણ પલ્લવ તોડશો નહિ. મ્હેં ઉછેરેલી માલતીનાં કુસુમ દેવાર્ચનનેજ અર્થે ચૂંટજો શયનગૃહમાં શિરોભાગે મૂકેલું મ્હારૂં કામદેવ-પટ ફાડી નાંખજે. મ્હેં પોતે રોપેલા આમ્ર વૃક્ષને જેમ ફલ આવે તેમ ઉછેરજો. પંજર બંધના દુઃખમાંથી બિચારી કાલિન્દી મેના તથા પરિહાસ શુક એ બંનેને છોડી મૂકજો[1] મ્હારા ખોળામાં સૂનારી નકુલિકાને[2] ત્હારા પોતાનાજ ખોળામાં સૂવાડજે. મ્હારા પુત્ર—બાલ હરિણ—તરલકને કોઇક તપોવનમાં મોકલાવજે. મ્હારે હાથે ઉછેરેલું ચકોર દંદ્ર ક્રીડા પર્વત ઉપર જેમ ન સોરે તેમ કરજે. ચરણ સાથે સંચરતા મ્હારા હંસને કોઇ મારી નાંખે નહિ એમ કરજે. ગૃહદાસને અપરિચિત, બલાત્કારે આણેલી બિચારી તે વનમાનુષીને વનમાંજ પાછી મોકલાવજે. ક્રીડા-પર્વત કોઇ શાન્ત તપસ્વીને અપાવજે. મ્હારાં વસ્ત્રાભૂષણનું બ્રાહ્મણોને દાન કરજે. પણ વીણાને તો ત્હારાજ ઉત્સંગમાં રાખજે. બીજું જે કઇ તને ગમે તે પણ લેજે. હું તો હવે ચંદ્રકિરણથી, લીલી ચંદન-ચર્ચાથી, ધારાગૃહના નિરંતર વર્ષાદથી, અસંખ્ય ઇન્દુ-કિરણવડે તારા ભર્યો ઉજ્વલ હાર પહેરવાથી, મણિદર્પણ ધર્યાથી, ચંદન-જલમાં બોળેલાં કમલપત્રના આસ્તરણથી, સરસ બિસ-પલ્લવ પાથરવાથી, કોમલ મૃણાલિનીની શય્યા રચવાથી, તથા વિકસિત કમલ, કુમુદ, કુવલયના શયનથી બળતાં શેષ રહેલું આ શરીર, દેવને કંઠે વળગીને ચિતામાં ઉજ્જ્વલ અગ્નિ થકી શાન્ત કરૂં છું.—એમ કહેતી કહેતીજ એ, અટકાવવાને પ્રયાસ કરતી મદલેખાને તરછોડી, મહાશ્વેતાની પાસે જઇ, કંઠાલિંગન દઇ, નિરંકાર વદનથીજ ફરી બોલી કે:—

પ્રિય સખિ! તને તો કંઇએ પણ આશા છે જેથી પ્રેમ-પરવશ થઇ પુનઃસમાગમની આકાંક્ષાએ ક્ષણે ક્ષણે મરણથી (પણ) અધિક અતિક દુઃખ ભોગવતી તું અસંજ્ઞાકારી, અશોચ્ય, અનુપહસનીય, અવાચ્ય જીવિત ધારી રહી છે. પણ મને તો—સર્વ પાસથી નિરાશ થયેલીને—તે પણ નથી. માટે પ્રિય સખિ! જન્માન્તરે પુનઃસમાગમને અર્થે હું તને આમંત્રણ કરૂ છું.—આટલું કહી, ઉત્પન્ન થતા રોમાંચ રૂપી તંતુથી શોભતી, વિષમ ભય રૂપી પવનથી કંપતી, ઉત્કંપ રૂપી તરંગથી તણાતી, આનંદાશ્રુ વેગ રૂપી ઉર્મિથી તરલ થતી, ગળતા સ્વેદ રૂપી પુષ્પ-રસનાં બિન્દુ વર્ષાવતી, મીંચાતા નયન રૂપી કુમુદ વાળી, ચંદ્રાપીડ રૂપી ચંદ્રના અસ્ત થકી શોકગ્રસ્ત થયેલી, કુમુદિની જેવી કાદમ્બરી પ્રાણનાથ એવી અવસ્થામાં છતા જાણે સમાગમ-સુખ ભોગવતી હોય તેમ, મસ્તક નમાવી, એકદમ ઉપર પથરાતા કેશમાંથી ખરતાં પુષ્પવડે ચંદ્રાપીડના ચરણની પૂજા કરી, ઝરતા સ્વેદામૃત થકી ભીના થયેલા પોતાના કરવડે તેમને

---

૧. એમને સારૂ જુઓ પૃ. ૧૬૯. ૨. નોળિયાની માદાને. ભાષણ કરિના સત્ય પ્રમાણે—નકુલિકા નામની હરણીને.

ઉપાડી ખોળામાં લઇને બેઠી. એટલામાં એના કર-સ્પર્શથી જાણે સજીવન થતાં ચંદ્રાપીડના દેહમાંથી તે આખા પ્રદેશને જાણે હિમમય કરતું, અવ્યક્ત રૂપનું, ચંદ્ર-ધવલ, કંઇક જ્યોતિ જેવું ઝટ બ્હાર નીકળ્યું અને તરતજ અંતરીક્ષમાં અમૃત ઝરાવતી હોય એવી, શરીર રહિત વાણી સંભળાઇ કે:—પુત્રિ મહાસ્વેતા! પુનરપિ હું જ તને સમાશ્વાસન કરું છું. ત્હારા પુંડરીકનું શરીર મ્હારા લોકમાં મ્હારા તેજથી પ્રફુલ્લ થતું ફરીથી ત્હારા સમાગમને અર્થે અવિનાશી રહેલું જ છે. આ બીજું મ્હારા તેજનું, પોતાની મેળેજ અવિનાશી અને વિશેષે કાદમ્બરીના આ કરસ્પર્શથી પ્રફુલ્લ થતું ચંદ્રાપીડનું શરીર શાપ-દોષથી વિમુક્ત છતાં પણ આત્માથી શરીર-સંક્રાન્તિ કરનાર યોગીના શરીર જેવું, અહીંજ તમારા બંનેના વિશ્વાસને અર્થે શાપ-ક્ષય સુધી ભલે રહે. એને અગ્નિ-સંસ્કાર કરવો નહિ, જલમાં ડુબાવવું નહિ, તેમ ત્યજી પણ દેવું નહિ, પરંતુ સમાગમ-પ્રાપ્તિ સુધી યત્નથી સેવવું.

આ વાણી સાંભળી,—આ શું હશે?—એમ હૃદયમાં વિસ્મય પામી પત્રલેખા શિવાય સર્વે પરિજન ગગનતલ ભણી નિમેષ રહિત દૃષ્ટિ કરી લિખિત જેવા ઉભા રહ્યા (પણ) પત્રલેખા તો તે જ્યોતિના તુષારવત્ શીતલ, આહ્લાદક સ્પર્શથી સચેતન થઇ, ઉઠીને જાણે આવિષ્ટ હોય તેમ વેગથી દોડી અશ્વપાલકના હાથમાંથી ઇદ્રાયુધને ઝુંટાવી લઇ,—અમારા જેવાને જે થાય તે ઠીક પણ ત્હારે તો વાહન વિના દેવ આમ એકલા દૂર ગયા. પછી ક્ષણ પણ રહેવું શોભે નહિ—એમ કહેતી કહેતી તે ઇંદ્રાયુધનીજ સાથે અચ્છોદ સરોવરમાં પડી.

તે બંને ડુબ્યાં એટલામાંજ તે સરોજલમાંથી ઉદ્વિગ્ન આકૃતિનો એક તાપસ-કુમાર સહસાજ બ્હાર નીકળ્યો. શૈવલ-સમૂહ જાણે માથે ચ્હોટ્યો હોય એવા તેના જટા-કલાપમાંથી, જલબિંદુનો વર્ષાદ વર્ષતો હતો તથા દીર્ઘ શિખા આમ તેમ લટકતી હતી, અને મુખ ઉપર વાળ પરસ્પર ચ્હોટેલા હોવાથી તથા સંસ્કાર વિના મલિન થવાથી, ચિરકાલ સુધી તેનું ઉર્ધ્વ બંધન થયું હશે એમ જણાતું હતું; જાણે શૈવાલ તંતુઓનું બનાવ્યું હોય એવું, સુંદર બ્રહ્મસૂત્ર તેના જલાર્દ્ર શરીરને આશક્ત હતું; કોમલ કમલિની-પત્રના પૃષ્ઠ જેવા પાંડુર, જીર્ણ મંદાર વૃક્ષના વલ્કલથી તેણે કેડ બાંધેલી હતી; મુખ ઉપર આવેલી જટાને હાથવડે તે ઉંચી કરતો હતો; અને અશ્રુજલના છલમાં, પીધેલા અચ્છોદ-જલને જાણે, તે, આતામ્ર નયનમાંથી ઉદ્‌ગમન કરતો હતો. તે મુનિકુમાર જલમાંથી નીકળી, દૂરથીજ, વેગ સહિત ભરાઇ આવતાં અશ્રુજલ વડે આકુલ થયેલી છતાં પણ એકાગ્ર દૃષ્ટિ વડે જોતી મહાસ્વેતાની સમીપ આવી શોકથી ગદ્‌ગદ કંઠે બોલ્યો:—ગંધર્વ-રાજપુત્રિ! જન્માન્તરે આવ્યા જેવું છતાં આ શરીર કંઇ ઓળખાય છે કે નહિ?—આ પ્રશ્ન સાંભળી શોકાનંદમાં વિભક્ત થતી મહાસ્વેતા સંભ્રમ સહિત ઉઠી, પાદ-વંદન કરી બોલી કે:—ભગવન્ કપિંજલ! શું હું એવી અપુણ્યવંતી છું કે તમને પણ ન ઓળખું?—અથવા દેવ પુંડરીકનો સ્વર્ગવાસ થયા છતાં પણ જે હું અનાત્મજ્ઞ, પરિપૂર્ણ વ્યામોહિત થઇને જીવું છું તેના સંબંધમાં આવી સંભાવના યુક્તજ છે. હવે કહો એમને ઉપાડી કોણ લઇ ગયું? શું કરવા લઇ ગયું? એમનું શું થયું? એ ક્યાં છે? તમને શું થયું હતું કે આટલો કાળ ગયા છતાં વાર્તા પણ ન કહી ગયા? અને દેવના વિના એકલા ક્યાંથી આવ્યા?—આ પ્રશ્ન સાંભળી કપિંજલ ઉત્તર દેવા લાગ્યો, અને વિસ્મયથી ઉન્મુખ થયેલા, ઉપરાઉપરી પડતા કાદમ્બરીના પરિજન તથા ચંદ્રાપીડને અનુગમન કરનાર રાજપુત્ર લોક તેની સામું જોવા લાગ્યા.

તે બોલ્યોઃ—ગંધર્વરાજપુત્રિ! સાંભળો. તમે આર્ત સ્વરે પ્રલાપ કરતાં હતાં તોએ તમને એકલાં મૂકી મિત્ર-સ્નેહથી હું કેડ બાંધી,—ક્યાં મ્હારા પ્રિય મિત્રને લઇ જાય છે?-એમ કહેતો કહેતો તે પુરુષની પાછળ વેગથી ઉડ્યો[1] પણ એ તો મને પ્રતિ વચન દીધા વિનાજ—વૈમાનિકો[2] જ્યાં વિસ્મયથકી ઉત્ફુલ્લ લોચન વડે એનું દર્શન કરવા લાગ્યા, આચ્છાદિત મુખવાળી દિવ્ય અભિસારિકાઓ એને ગગનમાં માર્ગ આપવા લાગી, તથા ચંચલ તારકયુક્ત ચક્ષુવાળી તારકાઓ[3] આમ તેમથી પ્રણામ કરવા લાગી, એવા દેવમાર્ગમાં થઇને ગગનને સરોવરનાં કુમુદાકર જેવા તારાગણનું અતિક્રમણ કરી ચંદ્રિકાને લીધે રમણીય લાગતા સકલ લોક વાળા ચંદ્રલોકમાં ગયો. ત્યાં મહોદયા નામની સભામાં ચંદ્રકાન્તમય એક મ્હોટા શયન ઉપર તે પુંડરીક-શરીર મૂકીને મને એ કહેવા લાગ્યોઃ-કપિંજલ! હું ચંદ્ર છું. જગદનુગ્રહને અર્થે ઉદય પામીને હું સ્વ-વ્યાપાર કરતો હતો તે વેળા, કામાપરાધથી પ્રાણ ત્યજતા આ ત્હારા પ્રિય મિત્રે મને નિરપરાધીને શાપ દીધો કેઃ—દુરાત્મન્ ચંદ્ર! કિરણથી સંતપ્ત કરીને ત્હેં મને અનુરાગ ઉત્પન્ન થયા છતાં પ્રાણ પ્રિયાના સમાગમ-સુખ વિના પ્રાણ-મુક્ત કર્યો છે માટે તું પણ કર્મભૂમીભૂત આ ભરતખંડમાં જન્મે જન્મેજ અનુરાગી થઇ, સમાગમ-સુખ પ્રાપ્ત થયા વિના, તીવ્રતર હૃદય-વેદના ભોગવી પ્રાણ ત્યજશે!-મને તો, આ એના શાપાગ્નિથી જાણે ક્રુદ્ધ જ્વલિત થયો હોઉં એમ, શા સારૂ આ આત્મ-દોષનું ફલ ભોગવતા નિર્વિવેકીએ મને નિરપરાધીને શાપ દીધો એમ વિચારી ક્રોધ ઉત્પન્ન થયો તેથી મ્હેં એને પ્રતિશાપ દીધો કે તું પણ મ્હારા તુલ્યજ સુખદુઃખ ભોગવશે.—પણ ક્રોધ શાન્ત થતાં સ્વસ્થ બુદ્ધિયે મ્હેં વિચાર્યું ત્યારે આનો મહાશ્વેતા સાથેનો સંબંધ મને જણાયો. પુત્રી મહાશ્વેતા તો મ્હારા કિરણથી પ્રકટ થયેલા અપ્સરાઓના કુલમાં ગૌરીમાંથી ઉત્પન્ન થઇ છે,[4] અને એનો આ ભર્તા સ્વયંવૃત છે! (પણ) હવે તો આને સ્વયંકૃત આત્મદોષથીજ મ્હારી સાથે મર્ત્યલોકમાં બે વાર તો અવશ્ય અવતરવું પડશે; નહિ તો જન્મે જન્મે એ પુનરુક્તિજ નિરર્થક થાય. માટે જ્યાં સુધી આ શાપ-દોષમાંથી મુક્ત થાય ત્યાં સુધી આત્મારહિત એનું શરીર વિનષ્ટ ન થાય એટલા સારૂ હું ઉપાડી લાવ્યો છું; અને પુત્રી મહાશ્વેતાને મ્હેં આશ્વાસન આપ્યું છે. તેથી આ અહીં મ્હારા તેજથી પ્રફુલ્લ થતું થતું શાપ-ક્ષય સુધી રહેશે. હવે તું જઇને આ વૃત્તાન્ત (એના પિતા) શ્વેતકેતુને કહી આવ; એમનો પ્રભાવ મહાન્ છે; કદાચિત્ અહીં પ્રતિક્રિયા પણ એ કંઇક કરે-એટલું કહી, મને મોકલ્યો.

હું તો મિત્ર વિના શોકાવેગથી અંધ બની જઇ દેવમાર્ગમાં દોડતો હતો તેવામાં એક અતિ ક્રોધી વૈમાનિકનું મ્હારાથી ઉલ્લંઘન થઇ ગયું એટલે એણે તો રોષાગ્નિથી ભસ્મ કરી નાંખતો હોય તેમ ભ્રુકુટિથી વિકરાલ થયેલા ચક્ષુથી મ્હારા સામું જોઇ કહ્યું કેઃ-દુરાત્મન્! મિથ્યા તપોબલ-ગર્વિત! આવા અતિ વિસ્તીર્ણ ગગનમાર્ગમાં અશ્વની પેઠે ઉન્મત્ત થઇને ચાલતાં ત્હેં મ્હારૂં ઉલ્લંઘન કર્યું માટે અશ્વજ થઇને તું મર્ત્યલોકમાં અવતરશે!—આ સાંભળી અશ્રુપૂર્ણ નયને હાથ જોડી મ્હેં તેને કહ્યુંઃ—ભગવન્! મિત્રશોકથી અંધ બની જઇને મ્હારાથી તમારૂં ઉલ્લંઘન થઇ ગયું, અવજ્ઞાથી નથી થયું માટે ક્ષમા કરી આ શાપનો ઉપસંહાર કરો.

---

૧. આ કથાના અનુસંધાન સારૂં જુઓઃ પૃ. ૧૪૯. ૨. વિમાનમાં બેઠેલા દેવ. ૩. ચંદ્રપત્નીઓ. ૪. જુઓ પૃ. ૧૨૪ લી. ૨૫.

એણે કહ્યું:—જે હું બોલ્યો તે અન્યથા થાય નહિ પણ આટલું હું કરૂં છું કે જેવું તું ચોક્કસ કાળ સુધી પણ વાહન થશે તેનુંજ મરણ થયે સ્નાન કરીને તું શાપમુક્ત થશે.—ત્યારે મ્હેં ફરીથી કહ્યું:—ભગવન્! જો એમ હોય તો હું (આટલી) વિજ્ઞાપના કરૂં છું કે તે મ્હારો પ્રિય મિત્ર પુંડરીક પણ ચંદ્ર સાથે શાપદોષથી મર્ત્યલોકમાંજ અવતરનાર છે માટે આપ દીર્ઘ ચક્ષુ વડે જોઇને મને એટલી પણ કૃપા કરો કે અશ્વ રૂપે પણ મ્હારો એજ પ્રિયમિત્રની સાથે અવિયોગમાં કાળ જાય.—આવું સાંભળી, ક્ષણ એક ધ્યાન કરી, ફરીથી મને એણે કહ્યું કે:—આ ત્હારા સ્નેહથી મ્હારૂં હૃદય આર્દ્ર થયું તેથી મ્હેં જોયું: ઉજ્જયિનીમાં પુત્રને અર્થે તપ કરતા તારાપીડ નામે રાજાને ત્યાં દૃષ્ટાન્ત સહિત ચંદ્રમા તનય રૂપે આવશે; ત્હારો મિત્ર પુંડરીક પણ એના શુકનાસ નામના મંત્રિનોજ પુત્ર થશે,[1] અને તું પણ એ મહોપકારી ચંદ્રાત્મક રાજપુત્રનું વાહન થશે.—આ વચન સાંભળતાંજ હું તો નીચેના મહાસાગરમાં પડ્યો. અને ત્યાંથી અશ્વ થઇને નીકળ્યો.[1] અશ્વ રૂપે પણ મને સંજ્ઞા રહી ખરી, જેથી હું આજ અર્થે, કિન્નરમિથુનને અનુસરણ કરતા ચંદ્રમાના અવતાર આ ચંદ્રાપીડને આ ભૂમિમાં લઇ આવ્યો. વળી પૂર્વ અનુરાગના સંસ્કારથી પ્રણય કરતાં જેને તમે અજાણતાં શાપાગ્નિથી ભસ્મ કરી નાંખ્યો એ પણ મ્હારા પ્રિયમિત્ર પુંડરીકનો અવતાર હતો!

આ સાંભળી—હા! દેવ પુંડરીક! જન્માન્તરે પણ મ્હારો સ્નેહ ન વિસ્મરનાર! મ્હારા ઉપર જીવનાર! મ્હારે શરણે રહેનાર! મ્હારૂં મુખ જોનાર! મનેજ સકલ જીવલોકમાં દેખનાર! શું, લોકાન્તરે ગયા છતાં, હુંજ રાક્ષસી આપનો વિનાશ કરવાને ઉત્પન્ન થઇ? દગ્ધ પ્રાણપાલનનું મને સરજવામાં તથા દીર્ઘ જીવિત આપવામાં શું આજ પ્રયોજન હતું કે પુનઃ પુનઃ આપનું વ્યાપાદન કરવું? પોતે હત્યા કરીને હું પાપિણી દોષ કોનો કાઢું? કહું શું? વિલાપ શો કરૂં? કોને શરણે જાઉં? કોણ મને દયા કરે? હવે હું પોતેજ માગું છું કે દેવ! ક્ષમા આણી દયા કરો! મને પ્રતિવચન દ્યો!—એ અક્ષર બોલતાં પણ હું લાજું છું! મને લાગે છે કે આપને પણ મુજ મંદભાગિની ઉપર વૈરાગ્યજ ઉત્પન્ન થયો હશે તેથી આટલો વિલાપ કરવા છતાં પણ પ્રતિવચન દેતા નથી! હા! જીવિત ઉપર આ મુજ અનિર્વેદવાળી હું તો હણાઇ!—એમ આર્ત સ્વરે, છાતી કૂટને કૂટને પ્રલાપ કરતાં મહાશ્વેતા ભૂમિ ઉપર પડી.

આમ તેને અતિશય વિલાપ કરતી જોઇ, કપિંજલ અનુકંપા સહિત બોલ્યો:—ગંધર્વ-રાજપુત્રિ! આમાં તમારો શો દોષ છે કે તમે તમારા અનિન્દનીય આત્માને નિન્દો છો? હવે માત્ર સુખ અનુભવવાનું છે તેમાં દુઃખનો એવો શો અવસર છે કે તમે શોક કરી કરીને પીડાઓ છો? જે અતિ અસહ્ય હતું તે તો તમે, આ જ સમાગમની આશા વડે હૃદય દૃઢ રાખી સહન કર્યું છે! શાપદોષ થકી તમને બંનેને આ દુઃખ ઉત્પન્ન થયું છે એ મ્હેં તમને કહ્યુંજ છે; અને ચંદ્રમાની પણ વાણી તમે સાંભળીજ છે, માટે તમને તથા મ્હારા મિત્રને અશ્રેયસ્કર થઇ પડે એવો આ શોકાવેગ ત્યજો. તમારા બંનેના શ્રેયસ્ને અર્થે જે તમે વ્ર-

૧. ચંદ્રાપીડના તથા વૈશમ્પાયનના જન્મ પહેલાં તેમના પિતાને જે ચંદ્ર તથા પુંડરીકના ચિહ્ન સ્વપ્નમાર્ગે જણાયાં હતાં તે હવે સાર્થક લાગશે. જુઓ પૃ. ૬૧ લી. ૧૫-૨૩ ટી. ૪. ૨. વાચનારને યાદ હશે કે ઇન્દ્રાયુધ અયોનિજન્મ, સમુદ્રથી ઉત્પન્ન થયેલો, જણાવ્યો હતો. જુઓ પૃ. ૭૨ લી. ૬; અને પૃ. ૭૪ ટી. ૩ મા કહ્યા પ્રમાણે એ કોઇ શાપ ભોગવતો મહાત્મા હતો.

અહણુને ઉચિત તપ કરવા માંડ્યું છે તેજ ચાલુ રાખો. યથાર્થ તપશ્ચર્યા કરી હોય તો તેને કંઇ અસાધ્ય નથી. પાર્વતીએ તપના પ્રભાવથી મહાદેવનું પણ દુર્લભ, દેહાર્ધ-પદ પ્રાપ્ત કીધું હતું, તેમ તમે પણ થોડા કાળમાં તેવીજ રીતે મ્હારા મિત્રના ઉત્સંગમાં, તમારા તપના પ્રભાવથી વિરાજશો.—આ પ્રકારે એણે મહાશ્વેતાને આશ્વાસન આપ્યું.

પછી મહાશ્વેતા શાન્ત પડી એટલે વિષાદથી દીન મુખે કાદમ્બરી કપિંજલને પૂછવા લાગી કે-ભગવન્! પત્રલેખાએ અને તમે બંનેએ આ સરોવરના જલમાં પ્રવેશ કીધો હતો માટે એનું શું થયું તે મને કૃપા કરીને કહો. આ ઉપરથી એણે પ્રત્યુત્તર આપ્યો કે:—રાજપુત્રિ! જલ-પ્રવેશ પછી કંઇ પણ એનો વૃત્તાન્ત મને વિદિત નથી. માટે, ચંદ્રાત્મક ચંદ્રાપીડનો તથા પુંડરીકાત્મજ વૈશમ્પાયનનો જન્મ ક્યાં થયો છે અને એ પત્રલેખાનું શું થયું છે એ સર્વે વૃત્તાન્ત જાણવાને હું, લોક ત્રય જેને પ્રત્યક્ષ છે એવા તાત શ્વેતકેતુના ચરણ સમીપ જાઉં છું.—એમ કહેતાં કહેતાંજ એ ગગનમાં ઉડી ગયો.

તેના ગયા પછી, વિસ્મયમાં ઢંકાઇ ગયેલા શોકવૃત્તાન્તવાળી કાદમ્બરી, ચંદ્રાપીડને જોઇ, અશ્રુ પાડી, પોતપોતાને સ્થાને પરિજન સહિત રાજપુત્રલોક ગયા એટલે મહાશ્વેતાને કહેવા લાગી;—પ્રિયસખિ! ત્હારૂં અને મ્હારૂં સમાન દુઃખ કરીને વિધાતાએ બહુ કાળે આજ મને સુખી કરી છે![1] આજ મ્હારૂં શિર ઉતર્યું! હવે તને વદન દર્શાવતી તથા પ્રિય સખિ! કહીને બોલાવતી હું લજવાતી નથી! ત્હારી પણ પ્રિય સખી હું આજેજ થઇ! હવે મને મરણથી વા જીવિતથી કંઇ દુઃખ થનાર નથી. બીજા કોને મ્હારે પૂછવાનું છે? બીજું કોણ મને ઉપદેશ દે એમ છે? માટે હવે આ સમયે જે કરવા યોગ્ય હોય તે તું મને કહે. હું પોતે કંઇ જાણતી નથી કે શું કર્યાથી શ્રેયસ્ થાય.—આ સાંભળી મહાશ્વેતાએ કહ્યું:—પ્રિયસખિ! પ્રશ્નનું કે ઉપદેશનું અહીં શું પ્રયોજન છે? જે જે આ અનતિક્રમણીય, પ્રિયતમ-સમાગમની પ્રત્યાશા કરાવે તે તે કરવું. પુંડરીકનો વૃત્તાન્ત હજી આજ કપિંજલને મુખે સ્પષ્ટ થયો; તે દિવસ તો માત્ર વાચાએજ સમાશ્વાસિત થઇને મ્હેં બીજું કંઇ કર્યું ન હતું. પણ ત્હારે તો આ, વિશ્વાસદાયક, ચંદ્રાપીડનું શરીર ઉત્સંગમાંજ છે એટલે બીજું શું કરવાનું છે? આમ જો ન હત તો કંઇ ચિંતા કરવાની હતી ખરી. પણ જ્યાં સુધી આ અવિનાશી છે ત્યાં સુધી એની અનુવૃત્તિ વિના બીજું શું કરવા યોગ્ય છે? અપ્રત્યક્ષ દેવતાઓની મૃણ્મય, પાષાણમય, કે કાષ્ઠમય પ્રતિમાઓ પણ પૂજા-સત્કારથી શ્રેયસ્કર થાય છે તો પછી ચંદ્રાપીડ નામ-ધારણ કરીને આવેલા પ્રત્યક્ષ દેવ ચંદ્રમાની, વગર આરાધનાએ પ્રસન્ન થયેલી મૂર્તિની શી વાત?

આમ જ્યારે મહાશ્વેતાએ કહ્યું ત્યારે કાદમ્બરીએ બોલ્યા વિનાજ ઉઠીને, તરલિકા તથા મદલેખાની સાથે ચંદ્રાપીડના અખેદનીય શરીરને ઉપાડી,—શીત, પવન, તાપ, વર્ષાદ આદિ સર્વ દ્વંદ્વ-દોષ રહિત એક શિલાતલ ઉપર, તેને ખેદ થાય નહિ એમ ધીમેથી મૂક્યું. પછી પોતે માત્ર મંગલ-ચિહ્ન તરીકે એક રત્ન-વલય રાખીને સર્વ શૃંગાર-વેશ તથા આભરણ ઉતારી નાંખ્યાં; સ્નાન કરીને શુદ્ધ થઇ; ધોયેલાં સ્વચ્છ બે વસ્ત્ર પેહેર્યાં; અને અધર-પલ્લવ ઉપરથી

---

૧. અત્યાર સુધી તું દુઃખી હતી અને હું સુખી હતી તે જોઇ મને દુઃખ થતું હતું પણ હવે આપણી સમાન સ્થિતિ જોઇ મને સુખ થયું છે.

આદ સમ તામ્બુલ-રાગ પુનઃ પુ પ્રક્ષાલિત કર્યો. બંધ કરતાંજ ઉપરા ઉપરી ભરાઇ આવતાં અશ્રુના વેગથી એનાં લોચન કંપવા લાગ્યાં; અને દુષ્ટ પ્રકૃતિના, અકાર્યં-પ ક્તિ, દગ્ધ વિધિના બલથી એ બિચારી બાલા (તે સમયે) અન્યજ કંઇક અચિન્તિત, અનુપ્રેક્ષિત, અશિક્ષિત, અનભ્યસ્ત, અનુચિત અને અપૂર્વ આચરવા લાગી; જે સુગન્ધિ પુષ્પ. ધૂપ, લેપ વિગેરે સુરતોપભોગને અર્થે લાવી હતી તેવડેજ એણે ચંદ્રાપીડની મૂર્તિની દેવવત્ પૂજા કરી;[1] સાક્ષાત્ શોકવૃત્તિજ જાણે હોય, આર્ત રૂપને લીધે તે ક્ષણેજ જાણે રૂપાન્તર પ્રાપ્ત થયું હોય, અને શૂન્ય મુખને લીધે જાણે પ્રાણ રહિત હોય એવી એ દેખાવા લાગી; ચંદ્રાપીડના મુખ તરફ દૃષ્ટિ કરતી કરતી, પીડાથી હૃદય ભરાઇ જવા છતાં અશ્રુપાતને વારી રાખવા લાગી; અને આ પ્રકારે અતિ પ્રબલ શોક કરતાં—મરણ કરતાં—પણ અધિક કષ્ટદાયક અવસ્થા અનુભવતાં અનુભવતાં, એમ ને એમજ ચંદ્રાપીડના ચરણને પોતાના ઉત્સંગમાં રાખીને એણે—દૂરાગમનથી ખિન્ન થયા છતાં, ક્ષુધિત છતાં, સ્નાન-પાન-ભોજન ન કર્યા છતાં શરીરનો અનાદર કરતા રાજપુત્ર લોક સાથે તથા સ્વ-પરિજન સાથે—નિરાહાર રહીને તે દિવસ ગાળ્યો.

જેવી રીતે તે આખો દિવસ તેવીજ રીતે તે ઘોર અંધારી રાત્રિ જે—ગંભીર મેઘવડે બિહામણી લાગતી હતી, નિરંતર સંભળાતા ગર્જનાના ધ્વનિથી હૃદય-બંધને કંપાવતી હતી, મધુર કલાપિ-કુલની કેકાના કોલાહલથી ચિત્તને આકુલ વ્યાકુલ કરતી હતી, મ્હોટે સ્વરે આરટતા દેડકાઓના શબ્દથી કર્ણને બધિર કરી દેતી હતી, દુર્દર્શ વિદ્યુલ્લતાના ઝબકારાથી ચક્ષુને પીડા કરતી હતી, વજ્રપાતની ગર્જનાથી ભુવન-જ્વર ઉત્પન્ન કરતી હતી, અને પ્રકાશતા બહુ ખદ્યોતને લીધે જર્જરિત થયેલા, વૃક્ષ ઘટામાંના તિમિર-પ્રસરને લીધે જે અધિક ભયંકર લાગતી હતી—તે (રાત્રિ) પણ, અબલા જનની સ્વાભાવિક ભીતિ દૂર કરી, ચંદ્રાપીડનાં ચરણ-કમલ ઉત્સંગમાંજ રાખી, સ્વશરીર-ખેદની અવગણના કરી, જાગતે જાગતે જાણે એક ક્ષણ વારજ બેસી રહી હોય એમ એણે વીતાડી. પ્રાતઃકાળે ચંદ્રાપીડનુ શરીર ચિત્ર જેવું ઉન્મીલિત થયેલું જોઇને, ધીમે ધીમે તેને હસ્ત-સ્પર્શ કરતી કરતી પોતે પાસે બેઠેલા મદલેખાને કહેવા લાગીઃ—પ્રિય સખિ મદલેખા! કોણ જાણે સ્વરુચિને લીધે કે કોણ જાણે નિર્વિકારતાથીજ, પણ મને તો એવું ને એવુંજ આ શરીર લાગે છે. માટે તું પણ જરા ધ્યાનથી જો.—આ સાંભળી મદલેખાએ પ્રત્યુત્તર દીધોઃ—પ્રિય સખિ! આમાં શું જોવાનુ છે? અંતરાત્માના વિયોગથી આને માત્ર વ્યાપારજ શાન્ત થઇ ગયા છે. બ કી મધું, વિકસિત કમલ જેવુ લક્ષ્મીથી

---

1. આવોજ વિચાર શેક્સપિયરે જ્યુલિયેટના મરણ સમયે દર્શાવ્યો છે.

"All things that we ordained festival,
"Turn from their office to black funeral:
"Our instruments to melancholy bells,
"Our wedding cheer to a sad burial feast;
"Our solemn hymns to sullen dirges change;
"Our bridal flowers serve for a buried corpse,
"And all things change them to the contrary."

*Romeo & Juliet Act IV., Sc. V.*

જરા પણ અવિરહિત આ વદન એવુંને એવુંજ છે. છેડેથી ગુંછળાં વળેલા આ કેશ તેવાજ સ્નિગ્ધ છે. ચંદ્રકલા જેવા આ લલાટની કાન્તિ તેવીને તેવીજ છે. જરા મીચાઇ ગયેલાં નીલકમલ જેવાં શોભતાં, કર્ણાન્ત સુધી પહોચતાં આ લોચન (પણ) તેવાંજ છે. હાસ્ય વિના પણ વિકસિત હોય એવા, ગાલને પ્રકાશિત કરતા, મુખના આ પ્રાન્તભાગ તેવાજ છે. અભિનવ પલ્લવ જેવો શોભતો અધર એવો ને એવોજ છે. પ્રવાલ જેવાં રક્ત હસ્તપાદનાં નખ, અંગુલી તથા તલ તેવાંજ છે. અને સહજ લાવણ્ય તથા સૌકુમાર્યથી અવિરહિત અવયવોનું આ સૌંદર્ય પણ તેવુંજ છે. માટે મને લાગે છે કે આપણે સાંભળેલી આકાશવાણી તથા કપિંજલે કહેલો શાપવૃત્તાન્ત સત્યજ છે.–આવુ મદલેખાએ કહ્યું ત્યારે આનંદથી પ્રફુલ્લ થઇને કાદમ્બરીએ મહાશ્વેતાને (તે શરીર) દેખાડીને, ચંદ્રાપીડને આશ્રયે જીવિત નિર્વાહ કરતા રાજપુત્રલોકને પણ તે દેખાડયું.

એટલે વિસ્મયથી પ્રફુલ્લ લોચન સહિત તે સર્વ રાજલોકે ભૂતલ ઉપર શિર મૂકી, ચંદ્રાપીડના ચરણને પ્રણામ કરી, હાથ જોડી, ઢીંચણે ઉભા રહી, કાદમ્બરીને વિજ્ઞપ્તિ કરી કેઃ—દેવિ !! અમને અપુણ્યશાળીને ત્યજીને દૂર ગયેલા દેવનું પણ તેવુ ને તેવુજ પ્રસન્ન ચંદ્રમંડલ જેવું કાન્તિમાન્ આ વદન અમે જોઇયે છિયે તે આપના પ્રભાવથી છે. પ્રથમના જેવુંજ આ ચરણ-યુગલ પ્રફુલ્લ રક્ત કમલ સમાન શોભે છે; અને (અમારૂં) હૃદય એમ ને એમજ પુનઃ પ્રસાદ અનુભવવાની આશાથી તલપે છે. અમે જેવુ જોયુ તેવું બીજું, મનુષ્ય-લોકમાં કોણે કયારે જોયુ હશે, સાંભળ્યુ હશે કે અનુભવ્યું હશે ?—આ પ્રમાણે રાજલોક બોલી રહ્યા પછી સખીજન તથા પરિજન સહિત ઉઠીને, પોતેજ દેવાર્ચન સારૂ પુષ્પ ચૂંટી લાવી, સ્નાન કરી, ચંદ્રાપીડના શરીરને પૂજા-સંસ્કાર કરી, તેઓ સર્વ દિવસવ્યાપાર કરી રહ્યા એટલે પોતે પણ મહાશ્વેતાએ આણેલાં ફલ તેની તથા પરિવારની સાથેજ ખાધાં; અને આહાર કર્યા પછી ફરીથી તેમને તેમજ ચંદ્રાપીડના ચરણને ઉત્સંગમાં લઇને તે દિવસ પણ ગાળ્યો. બીજે દિવસ, ચંદ્રાપીડનું શરીર અવિનષ્ટ રહેશે એમ અધિક વિશ્વાસ ઉત્પન્ન થયાથી એ મદલેખાને કહેવા લાગી;—પ્રિય સખિ ! પ્રાણનાથના આ શરીરની સેવામાં શાપ-ક્ષય સુધી અવશ્ય આપણે અહીં રહેવાનુ થશે. માટે તુ જા અને માતા પિતાને આ અતિ અદ્ભુત વૃત્તાન્ત વિદિત કરી આવ કે મ્હારા વિશે કંઇ તેઓ અન્ય ચિન્તા કરે નહિ અથવા દુઃખી થાય નહિ. મને આવી દુઃખીને તેઓ આવીને જુએ નહિ તેમ તું કરજે. તાતને તથા માતાને જોઇને મ્હારાથી શોકનો વેગ ધારી શકાશે નહિ. દેવને પ્રાણ-રહિતજ જોઇને જે હું રોઇ ન હતી તે, હવે જ્યારે એમનું જીવિત નિઃસંશય થયું છે ત્યારે શું કરવા રોઉં ?—એટલું કહીને એને ત્યાં મોકલી.

જઇને પાછાં આવી એણે કહ્યું :–પ્રિય સખિ ! ત્હારો અભિલાષ સિદ્ધ થયો છે. ચિત્રરથ તાતે તથા મદિરા માતાએ એવો સંદેશો કહાવ્યો છે કે ગાઢ આલિંગન દઇ, મસ્તકે સુગન્ધ કરી અમારી વતી પુત્રીને કહેજે કે અત્યાર સુધી તો અમારા મનમાં પણ એવું ન હતું કે તને જામાતૃ સહિત જોઇશુ ! માટે આજ અમારે પરમ આનંદ છે કે ત્હેં પોતે વર શોધી કાઢયો છે અને તે વળી લોકપાલ ભગવાન્ ચંદ્રમાનો અવતાર ! માટે થોડાજ સમયમાં, શાપને અંતે, કલ્યાણવડે અમે જામાતૃ સહિતજ ત્હારૂં આનંદાશ્રુથી ભીનકાશ જતું વદનારવિંદ

જોઇશું.—આ સાંભળી, શાન્ત અંતરાત્માથી ચંદ્રાપીડના શરીરની દેવ-પ્રમાન સેવા કરતી કરતી એ ત્યાં રહી.

એમ કરતાં કરતાં જ્યારે જલદ-સમય વીતી ગયો; મેઘ-નિરોધરૂપી બંધમાંથી સર્વ જીવલોક જ્યારે મુક્ત થયો; દિશાઓ જ્યારે જાણે પ્રસરવા લાગી; કણિશના ભારથી લચી જતી ડાંગરના ક્ષેત્રને લીધે ગ્રામ-સીમાઓ જ્યારે પીળી પીળી દેખાવા લાગી; કાશ કુસુમવડે જ્યારે અરણ્ય-સ્થલીઓ ધવલ થઇ; વૃક્ષતલ જ્યારે ઉપયોગમાં આવવા લાગ્યાં; કલ્હાર પુષ્પથી જ્યારે સરોવર મનોહર લાગવા માંડયાં; પુષ્પના સુગંધથી જ્યારે રાત્રિયો શીતલ થઇ; પ્રભાત સમયના પવન જ્યારે સેફાલિકા પુષ્પના પરિમલ સહિત વાવા લાગ્યા; ચંદ્ર-પ્રભાથી જ્યારે પ્રદોષ-સમય રમણીય થયા; પ્રફુલ્લ કમલના પરાગની વાસથી જલાશય જ્યારે સુગંધી થયા; તીર ઉપરની સુકુમાર રેતીની રેખાઓ જલના અપસર્પણને ક્રમે જ્યારે તરંગ જેવી દેખાવા લાગી; નદિયો જ્યારે સુખે તરાય એવી થઇ; પંકના અભાવથી શુષ્ક થયેલા રાજમાર્ગ જે પોતાની મેળે ઉગેલા ઘાસ વડે ઢંકાઇ ગયા હતા, અને (કોઇ કોઇ સ્થલે) જરા જરા લીલા રહેલા કાદવમાં જ્યાં નવાં નવાં પગલાં પડતાં હતાં, તેમનો જ્યારે પ્રવાસી જન ઉપયોગ કરવા લાગ્યા, અને કીચડ બધેથી જતો રહેવાથી ભૂમિ ઉપર જ્યારે અશ્વની ખરિયો લપસી જતી બંધ થઇ—ત્યારે એક દિવસ ચંદ્રાપીડના ચરણમૂલ-સમીપ બેઠેલી કાદમ્બરી પાસે આવીને મેઘનાદ વિનતી કરવા લાગ્યો કે:— દેવિ! યુવરાજને બહુ વાર લાગી એમ જાણી હૃદયમાં ખેદ પામતા દેવ તારાપીડે, દેવી વિલાસવતીએ, અને આર્ય શુકનાસે દૂત મોકલ્યા છે. તેમને અમે તમારોજ શોક-શલ્ય દૂર કરવા સારૂ, જેમ સર્વ બન્યું છે તેમ વર્ણવીને કહ્યું કે:— તમારી સાથે દેવ ચંદ્રાપીડને કંઇ સંદેશો પાછો મોકલવાનો છે નહિ; તેમ દેવી કાદમ્બરીને પણ નથી; માટે વિલમ્બ કર્યા વિનાજ જઇને તમે પ્રજાની પીડા હરનાર દેવ તારાપીડને આ અખિલ વૃત્તાન્ત વિદિત કરો.—આવું જ્યારે અમે કહ્યું ત્યારે અતિશય ખેદ પામીને તેઓ બોલ્યા કે;—તમે કહ્યું તે ખરૂં. અમારો ક્રમાગત સ્નેહ, ભક્તિ કે અનુવૃત્તિ તો જાણે કોરે રહી. પણ ગુરુ કાર્ય થકી થતું કુતૂહલજ અમને દેવનું દર્શન કરવાને બલાત્કારે પ્રેરે છે. જો તમે પણ આ વૃત્તાન્ત માત્ર સાંભળેલોજ હોય તો તો અમારે તમારી પાસેથી સાંભળીને પાછાં જવું યોગ્ય છે; પણ તમે દષ્ટિએ જોયો હોય તો અમે પણ કંઇ એવા અપુણ્યશાલી નથી કે દેવને ન જોઇએ. અમે પણ બહુ કાળ સુધી દેવના ચરણ સેવીને આત્મા પવિત્રજ કર્યો છે; અમને પણ સર્વદા દર્શન-ગોચરમાં રાખીને દેવ પ્રસાદ દર્શાવતાજ હતા; તો શા માટે અમને દેવના ચરણારવિંદને વંદન કરવાનો પ્રસાદ મળ્યા વિના પાછા મોકલો છો? એ ના એજ અમે પાદ-લગ્ન ચરણ-રજ છિયે; માટે દેવીને વિજ્ઞપ્તિ કરીને આપ, યુવરાજના પાદ-પ્રણામ વડે અમારો આગમન-પરિશ્રમ સફલ કરાવો. નહિ તો, આટલે સુધી આવીને, સંભવ છતાં યુવરાજના શરીરનું પ્રત્યક્ષ દર્શન કીધા વિના જો અમે જઇશું તો દેવ તારાપીડ અમને શું કહેશે? અને અમારે પણ દેવને શી વિજ્ઞપ્તિ કરવી?—હવે દેવીના જેવી ઇચ્છા —આટલું કહી મેઘનાદ શાન્ત પડયો. એટલે તે ક્ષણે આશ્ચર્યમિત ન થાય એવુ શ્વશુર-કુલનુ વૈકલ્ય જોઇને જાણે શોકથી ઓગળી જતી હોય તેમ, અંતરમાં ભરાઇ ગયેલા અશ્રુના, આકુલ તથા તરલ કીકીવાળાં લોચન વડે પાન કરતાં કરતાં કાદમ્બરીએ ગદ્ગદ કંઠે બહુ વારે મહાકષ્ટે પ્રત્યુત્તર દીધો

કેઃ—તેઓએ જવાની ના પાડી તે યોગ્યજ છે. દેવનું દર્શન કર્યા વિના એમ ને એમજ જો ગયા હત તો એમને શું કહેત? વળી આ વૃત્તાન્તજ એવો અલૌકિક છે કે તેમાં અવલોકનથી પણ વિશ્વાસ ઉત્પન્ન થાય એમ નથી તો પછી આલોકને ન હોય તો શું થાય? માત્ર દંભથી પ્રેમ દર્શાવનાર, (સ્વ) જીવિતને અતિવલ્લભ ગણનાર આપણે પણ જ્યારે દેવને જોઇયે છિયે ત્યારે સ્નેહ તથા સદ્‌ભાવનાથી પ્રાણ-વૃત્તિની અપેક્ષા ન રાખનાર સદ્‌ભૃત્યો ન જુએ એ અઘટિત કહેવાય. માટે વિલંબ વિના એમને અહીં પ્રવેશ કરાવ. ભલે તેઓ દેવને જુએ અને આગમન-પરિશ્રમ સાથે લોચન સફલ કરીને જાય.—આ આજ્ઞા થતાંજ મેઘનાદ તેમને તેડી લાવ્યો, અને (ચંદ્રાપીડને જોઇ) દૂરથીજ અશ્રુપાત સહિત, પાંચે અંગવડે ભૂતલને સ્પર્શ કરી, ઉત્પક્ષ્મ તથા નિશ્ચલ નયને તેના ચરણ-કમલને સદ્‌ભાવથી તેઓ વંદન કરવા લાગ્યા તે જોઇ, અનન્ય દૃષ્ટિથી બહુ વાર સુધી તેમને નિહાળી કાદમ્બરી પોતેજ કહેવા લાગીઃ—

ભદ્રજનો! ક્રમાગત સ્નેહ તથા સદ્‌ભાવથી થઈ આવતો આ શોકાવેગ જવા દ્યો. અવધિ જેની દેખાતી નથી અને જેને અંતે દુઃખજ છે એવા દુઃખથી તો ખરેખર, મરણનો ભય રાખનારને શોકાવેગ થાય, પણ જેને અંતે સુખ છે તે (વા દુઃખ) ને તો આગળ ઉભેલી સુખ-પ્રત્યાશાજ અટકાવીને હૃદયમાં પ્રવેશ કરવા દેતી નથી. આ વૃત્તાન્ત એવો છે કે એમાં શોકનો અવકાશ નથી એટલુંજ નહિ પણ, એથી ઉલટું, અતિ મહાન્ વિસ્મયનો અવસર છે. આ વિષે વધારે કહેવાનું શું પ્રયોજન છે? મનુષ્ય લોકમાં અન્યત્ર પૂર્વે નહિ જોયેલો આ વૃત્તાન્ત આપણે પ્રત્યક્ષજ દીઠો. વળી તમે પણ પૂર્વની પેઠેજ અવિકારી શરીર રહેલા દેવનું વદન જોયું. અને જે સંભાષણ દેવ વિના સંભવે નહિ તે પણ સાંભળ્યું. માટે હવે તમે, વાર્તા સાંભળવાને ઉત્સુક દેવ તારાપીડ પાસે જાઓ. પણ પ્રત્યક્ષ દીઠા છતાં આ, મૃત શરીરના અવિનાશનો વૃત્તાન્ત પ્રકાશ કરશો નહિ. એટલુંજ કહેજો કે અમે દેવને અચ્છોદ સરોવર ઉપર જોયા છે; કારણ કે મરણ તો પ્રાણિયોને અવશ્ય છે એટલે તેનો તો કદી વિશ્વાસ બેસે, પરંતુ પ્રાણ-રહિત જનના શરીરનો અવિનાશ દીઠા છતાં પણ કોઇ માનેજ નહિ. માટે આ વાત કહીને, સુદૂર રહેલા પણ ગુરુજનને હમણાં મરણ-સંશયમાં નાંખવાનું કંઇ પ્રયોજન નથી. જ્યારે જીવિતનાથ પુનરુજ્જીવિત થશે ત્યારે આ અતિ અદ્‌ભુત વાર્તા પોતાની મેળેજ ગુરુજનને પ્રકટ થશે.—આવી આજ્ઞા સાંભળીને તેઓ બોલ્યાઃ—દેવિ! અમે શું કહિયે? આ વસ્તુનું અજ્ઞાન બેથીજ થઇ શકે એમ છે.—અમારા ન જવાથી અથવા ન કહેવાથી. પણ અમારા હાથમાં તો એ બેએ નથી. યુવરાજ તથા વૈશમ્પાયનની વાર્તા વિના દુઃખ પામતા દેવ તારાપીડે, દેવી વિલાસવતીએ અને આર્ય શુકનાસે અમને માન સહિત અહીં મોકલ્યા છે અને અમારા જીવ ત્યાં છે એટલે ન જવાની વાત તો દૂરજ રહી. અને જઇને પણ, અતિશય વ્હાલા પુત્રની વાર્તા સાંભળવાને ઉત્સુક રાજા, રાણી તથા આર્ય શુકનાશનાં—દુઃખથી ફુલી ગયેલાં લોચન વાળાં—વદન જોઇને અમે નિર્વિકાર મુખે ઉભા રહીએ એ અશક્યજ છે.—આ સાંભળી 'એમજ છે!' એટલું બોલી, કાદમ્બરીએ મેઘનાદને કહ્યુંઃ—મેઘનાદ! હું સમજું છું કે ભક્ત જનને એ અનુચિત છે, તથાપિ ગુરુજનના ચિત્તને પીડા થશે એમ જાણી મેં એવું કહ્યું હતું. બીજું કોઇ પણ દુઃખ આ કરતાં અધિક હશે? (પણ) આ મહા વજ્રપાત સરખાનું શું કહેવું? માટે આટલું પણ કરજેઃ આમની સાથે ખાત્રીને સારૂ કોઈ એવો પુરુષ

મોકલજો કે જેના વચન ઉપર વિશ્વાસ રખાય. અને જેણે આ સકલ વૃત્તાન્ત પ્રસંગે દીઠો હોય —આવી આજ્ઞા સાંભળી મેઘનાદે વિનતિ કરી કેઃ—દેવિ! રાજલોકનું તો શું કહું? કંદ, મૂળ, ફલ ઉપર નિર્વાહ કરનાર સકલ આ સેવકવર્ગે પણ નિશ્ચય કરી બેઠા છે કે આપણામાંથી કોઇએ પણ દેવના વિના પાછા જવું નહિ! સેવક પણ તેજ જે સંપત્તિ કરતાં વિપત્તિમાં અધિક સેવા કરે; ઉન્નત કરવા જતાં અધિક અવનત થઇ જાય; સંભાષણ કરતાં સમાન આલાપ ન કરે; સ્તુતિ કરવાથી ગર્વિષ્ટ ન થાય; દોષ કાઢતાં માઠું ન લગાડે; વાત કરતાં સામું ન બોલે; (સલાહ) પૂછતાં હિત તથા પ્રિય વિજ્ઞપ્તિ કરે; કહ્યા વિના કાર્ય કરે; કરીને બકે નહિ; પરાક્રમ કરીને ફુલે નહિ; પ્રસંશા કરવાથી પણ લજવાઇ જાય; મહાયુદ્ધની અંદર ધ્વજ જેવા આગળ દેખાય; દાન-કાલે પલાયન કરી પાછળ ભરાઇ જાય; ધનથી સ્નેહને વધારે ચાહે; જીવવા કરતાં, આગળ મરવાને ઇચ્છે; ગૃહ કરતાં સ્વામિ-સમિપ સુખે રહે; તૃષ્ણા જેમની સ્વામીની ચરણ-સેવામાં, અશંતોષ હૃદયારાધનામાં, વ્યસન મુખ-દર્શનમાં, વાચાલતા ગુણ-ગ્રહણમાં, અને કાર્પણ્ય અપરિત્યાગમાં હોય; આત્મા છતાં જેમની સકલ ઇન્દ્રિયવૃત્તિયો સ્વાધીન ન હોય; દૃષ્ટિ છતાં જે અંધ જેવા હોય; શ્રવણ કરવા છતાં પણ બધિર જેવા હોય; વાચાલ છતાં પણ મૂક જેવા હોય; જ્ઞાન છતાં જડ જેવા હોય; કર-ચરણ અખંડ છતાં પણ અપંગ જેવા હોય; નપુંસક સમાન પોતે કંઇ કરતા ન હોય; (પણ) સ્વામીના ચિતરૂપી દર્પણમાં પ્રતિબિમ્બવત્ વર્તે. તે પ્રમાણે આ સર્વે સેવકવર્ગ તો એમ રહ્યો છે; (પણ) દેવને સ્થાને આપ છો માટે (હમણાં) આજ્ઞા પ્રમાણે થયું જાણો.—એટલું કહી, ત્વરિતક નામના એક, ચંદ્રાપીડના ખાસ સેવકને બોલાવી, તેઓની સાથે તેણે મોકલ્યો.

હવે, બહુ દિવસ પછી, વાર્તા વિના પીડાતી વિલાસવતી ચંદ્રાપીડનાજ આવવાને સારૂ અવન્તી નગરની દેવતાઓની આરાધના કરવાને એકવાર જ્યારે ત્યાંની માતાને મંદિર ગઈ હતી ત્યારે સહસાજ એણે વેગમાં દોડતા પરિજન પાસેથી સાંભળ્યું કેઃ—દેવિ! વધામણી છે! અવન્તીની માતાઓ તમને પ્રસન્ન થઇ છે! યુવરાજના સમાચાર લેવા મોકલેલા દૂત પાછા આવ્યા છે.—આ સાંભળી, આનંદાશ્રુથી છલકાઇ ગયેલી, જલાર્દ્ર કમલ-પત્રની માલા જેવી, દીર્ઘ પ્રસારેલી દૃષ્ટિ વડે જાણે અર્ચન કરતી હોય એમ બહુ વાર સુધી દિશાઓ નિહાળી, બાલકથી વિયુક્ત હરણીની પેઠે ફૂત્કાર કરતી કરતી, પ્રકૃત સ્ત્રીની પેઠે આર્ત થઇને એ પૂછવા લાગી કેઃ—વાણીના છલમાં કોણે આ મને અમૃતની વૃષ્ટિ કરી? મ્હારા ઉપર કોને અનુકમ્પા ઉપજી? કોણે એમને જોયા? કેટલે દૂર છે? એમણે શું કર્યું? મ્હારો પુત્ર કુશલ છે?—આ પ્રમાણે પૂછતી હતી એટલામાંજ એણે દૂરથીજ ત્વરિતક સહિત આવતા તે દૂતને જોયા. તેમને આવતા જોઇ જોઇ, ટોળામાં ને ટોળામાં દોડતા નરપતિની સેવામાંના તથા સેવા બ્હારના ઉજ્જયિની-વાસીઓ પૂછતા હતા કે.—કેમ, યુવરાજ આવ્યા કે? તમે એમને ક્યાં મૂકીને આવ્યા? આ દિવસોમાં એ ક્યાં હશે? તમે એમને ક્યાં જઇને મળ્યા હતા? સાધનમાં માત્ર વાહન સહિત, એમણે અતિ કષ્ટદાયક જલધર-સમય ક્યાં વીતાડયો હતો? અશ્વ ઉપર ગયા હતા એટલે મને લાગે છે કે એ તો ચાલતાંચાલતાંજ વીતી ગયો હશે! ત્વરિતકને એ ખબર હશે ખરી. પણ એ જાણ્યું તો એ શું? આટલુજ કહોને કે જેમને અર્થે યુવરાજે આ શ્રમ લીધો તે વૈશમ્પાયન તમે જોયા? એમને પાછા તેડી લાવ્યા કે નહિ? પત્રલેખા સહિત મેઘનાદ

એમને મળ્યો હતો કે ?[1]—કેમ, દેવવર્ધને કંઈ સંદેશો કહાવ્યો નથી કે ? એ તો મ્હારો મિત્ર થાય. આજથી ઉછાંછળા વેડા કરીનેજ પોતાની મેળે બળાત્કારે ગયેલા મ્હારા પુત્ર ભાલવર્મા-ના સમાચાર પૂછતાં પણ મને તો બ્હીકજ લાગે છે. યુવરાજે એને બક્ષીસ કરેલો પેલો અશ્વ જીવે છે કે ?—ભાઈ, કૃપા કરીને મને અશ્વવારોમાં પ્રથમ પૃથુવર્મા નામના મ્હારા મામાના સમાચાર કહો —અમને લાગે છે કે અશ્વ રોને પણ મહા શ્રમ પડયો હશે.—કેમ. મહાન અશ્વપતિ અશ્વસેન કુશલ છે ? એ અમારા શ્વસુર થાય —આ અતિ આશ્ચર્યકારક છે કે અમારા પિતાએ પણ તમારી સાથે કંઈ ચિહ્ન નથી મોકલ્યું ! એ તો બહુ કામમાંજ હોય છે.—યુવરાજના ભવનમાં મ્હારા ભાઈ ભરતસેનને તમે જોયો હતો કે ?—કેમ, ભદ્રસેન સેનાપતિ સપરિજન કુશળ છે ?—મ્હારો સેવા વ્યસની પુત્ર કુમારવર્મા ત્યાં રહ્યો !—સૈન્યાધિકારી અવન્તિસેનના શા ખબર છે ? આગળ પ્રયાણ કરવાને લીધે યુવરાજ કંઈ એમના ઉપર રોષે ભરાયા હતા ( એ ખરૂં ) કે ?—રાજકુલમાં કયા માનીતાની ચઢતી અને પડતી છે ? —આટલા દિવસમાં કોઇને કંઈ મળ્યું ?—આજીવિકાને અર્થે ખરે ખર નવા સેવકો બહુ થયા દેખાય છે —હશે, બીજી વાત તો સર્વ રહી, પણ જેણે જોયું હોય તે સર્વસેનના પુત્ર વીરસેનની વાત કહો. પિતાના મરણ પછી પ્રથમજ એ ( સેનાની ) યાત્રામાં પેઠો છે, અને એની માતાએ તરત થયેલા પતિ-મરણના શોકમાં ( નવું ) દુઃખ આવી પડવાથી ભોજન કરવુંજ છોડી દીધું છે ! આપણે નથી સમજતા કે આમ એ શી રીતે જીવશે —આવા અને એવા બીજા પ્રશ્ન પગલે પગલે પૂછવા છતાં તે દૂત લોક પ્રત્યુત્તર દીધા વિના, શોકદર્શક દૃષ્ટિ નાસાગ્રે સ્થિર કરીને, આવિષ્ટ હોય તેમ, માર્ગના શ્રમથી અંગ શિથિલ થઈ ગયા છતાં મ્હોટી મ્હોટી ફલંગો ભરીને ઉત્સાહ દેખાડવાથી ખિન્ન થયેલી ગતિયે ચાલતા હતા. તેમનાં જીર્ણ વસ્ત્ર અતિ મલિન થઈ ગયાં હતા. સંસ્કાર વિના કાયા (પણ) મલિન થઈ હતી. બહુ બહુ રીતે ઉંચા બાંધેલા તેમના કેશ માર્ગમાં ઉડેલી ધૂળથી કર્કશ થઈ ગયા હતા. માર્ગ-કલેશના તેઓ જાણે ધ્વજ હતા શ્રમના જાણે આશ્રમ હતા. પ્રવાસના જાણે આવાસ હતા. મનની અસ્વસ્થતાના જાણે પાદન્યાસ હતા, અને સર્વ દુઃખના જાણે સંગ્રહ હતા. તેમને જોઈ, તેજ માતાના મંદિરના આંગણામાં રહી, વિલાસવતીએ તેમને તેડી લાવવાની આજ્ઞા કરી.

આ સમયે અણધાર્યું (રાણીનું) દર્શન થવાથી તેમના દુઃખનો આવેશ દ્વિગુણ થયો; અને જાણે મૂર્છિત હોય, ઇંદ્રિય રહિત હોય કે કાષ્ઠમય હોય તેમ શૂન્ય શરીરે, નિર્જીવ જેવા તેઓ પાસે આવતા હતા, અને પ્રણામ તો કર્યો એ ન હતો એટલામાં એણે, અશ્રુથી અંધ થઈ જઈને પડતી હોય એમ ભયથી સ્ખલિત થતા ચરણે કેટલાક ડગલાં આગળ ભરીને ગદ્‌ગદ સ્વરે મ્હોટેથી કહ્યું:—ભદ્રજનો ! મ્હારા પુત્રની જે વાર્તા હોય તે મને ઝટ કહી દો. આ મ્હારૂં અંતઃકરણ તો કંઇક અન્યજ કહે છે ! એને વિશ્વાસજ પડતો નથી ! મ્હારા પુત્રને તમે જોયો કે નહિ ?—આ પ્રશ્ન સાંભળી, સહસા ભરાઈ આવતા અશ્રુને, ભૂતલ ઉપર મસ્તક મૂકી પ્રણામ કરવાના અપદેશમાં લોહી નાખી, મહા કષ્ટે ઉંચું વદન કરી, અભિમુખ રહીને તેઓએ વિનતિ કરી:—દેવિ ! અચ્છોદ સરોવરને તીરે અમે યુવરાજને દીઠા છે. બાકીનું આ

૧. હવે પછીના પ્રશ્ન જૂદા જૂદા પુરુષો પોતાના સંબંધીઓ વિશે પૂછે છે એમજ સમજવું.

ત્વરિતક વિદિત કરશે.—એમ તેઓ કહેતા હતા એટલામાંજ, અશ્રુથી છવાઇ ગયેલે મુખે વિલાસવતી બોલી ઉઠી:—આ બિચારો બીજું શું કહેશે? દૂરથી હર્ષ વિનાજ પાસે આવવાથી, પ્રતિલેખ-માલા વિનાના શૂન્ય મસ્તકથી, વિષાદવડે દીન મુખથી, પ્રયત્ને કરીને અટકાવેલાં અશ્રુપાતને લીધે પીડાતાં લોચનથી, અને મ્હારા મુખ સમક્ષ દૃષ્ટિ નહિ ધારી શકવાથી, જે કહેવાનું હતું તે તમેજ કહ્યું છે!—હા! વત્સ! જગદેકચંદ્ર- ચંદ્રાપીડ! ચંદ્રાનન! ચંદ્ર-શીતલ! ચંદ્ર સમ ગુણી! લોચનાનંદદાયક! તને શું થયું કે હજી તું આવ્યો નહિ! તાત ચંદ્રાપીડ! હું પીડાથી બોલું છું, કોપથી ઠપકો દેતી નથી:—'માતા! હું જરા પણ વિલંબ નહિ કરૂં'—એમ મ્હારી પાસે પ્રતિજ્ઞા લઇને બીજે કહીં પણ રહેવું તને છાજે નહિ. પુત્ર! તું જતો હતો ત્યારેજ મ્હેં આ હત હૃદયની શંકાથીજ જાણ્યું હતું કે ત્હારૂં પુનર્ મુખાવલોકન ભાગ્યેજ થશે! બલાત્કારે તું ગયો છે! હવે શું કરૂં? ત્હારો શો દોષ કાઢું? મ્હારાંજ મંદ ભાગિનીનાં અપુણ્યનો આ પરિણામ થયો! લોકમાં અપુણ્યવતીઓએ હોય છે, પણ મ્હારા જેવી કોઇ પાપિણી નહિ હોય જેનો તું એકનો એક આમ અણધાર્યોજ કહિંક ઝડપાઇ ગયો!! હાય હાય! દગ્ધ વિધિયે મને છેતરી! બેટા! દૂર છતાં પણ હું ત્હારે પગે પડું છું, એક વાર પાછો આવ! તને 'માતા!' કહેતો જોવાને મ્હારૂં અંતઃકરણ તલપી રહ્યું છે. દુર્લભ પુત્ર! હું સમજતીજ નથી કે જન્મ પછી ત્હારા બાલપણને સંભારીને શોક કરૂં, કે યૌવનને વિસ્તારતી વર્તમાન રૂપ-શોભાને, કે ભવિષ્યની અતિ ધૈર્યવાળી પ્રભુતાને વિચારી વિચારીને? આમ મને વિલાપ કરતી જોઇને, હૃદયમાં રહેલા પુત્ર! એમ ન ધારીશ કે ત્હારા વિના પણ વિલાસવતી જીવેજ છે. બેટા! ત્હારા વિના જીવતાં પણ મ્હારાથી ત્હારા પિતાને હવે શી રીતે મુખ દેખાડાશે? કોણ જાણે તું વ્હાલો છે તેથી, કે ત્હારી આકૃતિના સ્મરણથી કે સ્ત્રીજનની સ્વાભાવિક મૂઢતાથીજ અદ્યાપિ મ્હારૂં હૃદય ત્હારૂં અનિષ્ટ માનતું નથી, અને તેથી સહસધા ફાટતું નથી! ત્હારી વાર્તા ત્વરિતક પાસથી સ્ફુટ કરતાં હું બ્હીઉં છું. અશ્રવણીય શ્રવણ કર્યા પહેલાંજ હું મરી જાઉં તો કેવું સારૂં? પુત્ર! શું તું એમ કહે છે કે સુત-સ્નેહને અનુચિત, લોકલજ્જાકારી, આ વૈક્લવ્યથી શું થવાનું છે? લે ત્યારે, બેટા! ત્હારા વચનથી હું આ છાની રહી. હવે નહિ રોઉં.- એમ કહેતાં કહેતાંજ મૂર્છા આવવાથી પાસેની સખીઓએ એને ઝાલી લીધી.

એટલામાં વિલાસવતીના અનેક સહસ્ર પરિજને દોડતાં જઇ આ વૃત્તાન્ત વિદિત કર્યાથી, મંદરાચલના આસ્ફાલનથી ઉચ્છલિત મહાસાગર જેવો તારાપીડ અંતઃકરણમાં ગભરાતો ગભરાતો ઝટ ઉઠીને આર્ય શુકનાશ સહિત,—ચોકમાં ઉભેલી, વેગે ચાલતી એક હાથણી ઉપર બેસી,—વેગમાં જાણે આગળથી રાજમાર્ગનું પાન કરતો હોય તેમ,—'શું થયું? શું થયું?' એમ આર્ત્ત સ્વરે કલકલ કરતા, સર્વે પાસથી દોડી આવતા નગરવાસીઓનાં ટોળાંને લીધે પાછળથી જાણે નગર-દ્વાર, અટારિયો, કોટ, મંદિર તથા તોરણ સહિત ઉજ્જયિનીને આકર્ષણ કરતો હોય અથવા બ્હાર કાઢતો હોય તેમ—બ્હાર નીકળ્યો અને તે માતાના મંદિર પાસે આવીને ઉતરી પડ્યો તો તેણે દાસિયોને અશ્રુથી છવાઇ ગયેલાં શોકાતુર વદન વાંકાં ફેરવીને અર્ધ ઉઘડેલા લોચનવાળી, ઉષ્ણ કાળની કમલિની જેવી વિલાસવતીને ચંદન-જલ છાંટી, કદલી-પત્રથી પવન નાંખી, જલાર્દ્ર હસ્ત-પલ્લવથી ચાંપીને મહા મહા પ્રયત્ને સચેતન કરતાં જોઇ. આ જોઇ, સહસા ચાલતી અશ્રુધારા વડે, શેષ રહેલી મૂર્છા દૂર કરવાને જાણે સિંચ

કરતો કરતો પ એ બેસી, સ્પર્શામૃત વર્ષાવતો હાથ એના લલાટ ઉપર, ચક્ષુ ઉપર, ગાલ ઉપર, છાતી ઉપર તથા હાથ ઉપર ધીમે ધીમે ફેરવી, અશ્રુપકી ગદ્દગદ સ્વરે તે કહેવા લાગ્યોઃ— દેવિ! વત્સ ચંદ્રાપીડને જો ખરેખરજ કંઇ અનિષ્ટ થયું હશે તો તો જીવાશેજ નહિ માટે, પુત્રને અર્થે, સકલ લોકને સાધારણ આ વૈકલવ્ય દર્શાવીને શું કરવા હલકાં પડવું જોઇયે? આપણે કરેલાં શુભ કર્મ આટલાંજ હશે. બીજું શું કરિયે? અધિક સુખ ભોગવવાને આપણે ઉચિત નહિ હોઇયે. દૈવું કૂટતાં પણ અપ્રાપ્ત વસ્તુ ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થાય એમ નથી. વિધિ કોઇક અન્યજ પ્રકારનો છે. તેને જે ગમે તે કરે છે. કોઇને પણ તે આધીન નથી આમ જ્યારે સર્વ પરાધીન છે ત્યારે આપણને શું નથી મળ્યું? વત્સનો અતિ દુર્લભ જન્મોત્સવ આપણે કર્યો છે. ઉત્સંગમાં બેસાડીને એવું મુખ જોયું છે. ચતા સૂતેલાને ચુમ્બન કરીને મસ્તકે ચરણ મૂકયા છે. ઘુંટણે ચાલતાં આવડયા પછી ધૂળથી ધૂમર થયેલે શરીરે ઉત્સંગમાં રમતાં સ્પર્શ-સુખ અનુભવ્યું છે. અવ્યક્ત, મનોહર, એના પેહેલા બોલ સાંભળ્યા છે. રમતાં રમતાં એને બાલપણમાં કાલા કાલા મધુર શબ્દ બોલતો જોયો છે. વિદ્યાગ્રહણ કીધાથી ગુણવાન્ થયેલો જોઇ હૃદયમાં આપણે આનંદ પામ્યાં છિયે. યુવાવસ્થામાં આવ્યો ત્યારે એની અમાનુષી રૂપ-શોભા તથા શક્તિ પ્રસન્ન દીઠી છે. યૌવરાજ્યાભિષેક પામ્યા પછી મસ્તકે ચુમ્બન કર્યું છે. દિગ્વિજય કરી આવીને પ્રણામ કરતાં એનાં અંગને આલિંગન દીધું છે. ચિન્તન કરેલી ઇચ્છિત વસ્તુઓમાં માત્ર આટલુંજ શેષ રહ્યું છે કે એને વધૂ-સમેત મ્હારે સ્થાને પ્રતિષ્ઠિત કરીને તપોવનમાં ન જવાયું.—સર્વ વાંછાઓની પ્રાપ્તિ તો મહા પુણ્ય કર્યાં હોય ત્યારેજ થાય. વળી પુત્રને શું થયું એ તો અદ્યાપિ કોઇએ સ્ફુટ રીતે કહ્યું નથી. આટલું તો મ્હેં આજ પરિજન કહેતા હતા તેમની પાસેથી અવ્યક્ત સાંભળ્યું કે આપણે જે લેખહારક મોકલ્યા હતા તેમની સાથે ત્વરિતક નામનો, પુત્રનો એક બાલસેવક, આવ્યો છે તે સર્વ વૃત્તાન્ત જાણે છે. તેને પણ હજી પૂછ્યુંજ નથી, માટે હવે તેને તો પૂછી જોઇએ. પછી જીવિત વા મરણમાંથી એકનો નિશ્ચય કરીશું.—આ પ્રમાણે ભૂપતિ કહેતો હતો એવામાંજ, પરિજનની પાછળ બેઠેલા ત્વરિતકને બોલાવી,-જુઓ મહારાજ! એમ કહી, પ્રતિહારે તેને દૂરથી ભૂતલ-ઉપર મસ્તક મૂકી પ્રણામ કરતો બતાવ્યો.

રાજાએ તેને એ પ્રમાણે (પ્રણામ કરતો) જોઇ, ચંદ્રાપીડના સ્નેહથી 'આવ, આવ' એમ કહી, મસ્તક ઉપર હાથ ફેરવી કહ્યું:-કહે ભાઇ, કુમારને શું થયું કે મ્હેં, એની માતાએ, અને પ્રધાને લખ્યા છતાંએ ન આવ્યો, અને ન આવવાનું કારણ પણ કંઇ લખ્યું નહિ?- આવો રાજાનો પ્રશ્ન સાંભળી તેણે, જવાથી આરંભીને જે જે બન્યું હતું તે કહેવા માંડ્યું. (પણ) રાજાએ તો ચંદ્રાપીડનું હૃદય ફાટી ગયાનો વૃત્તાન્ત સાંભળ્યો કે અતિ ક્ષુભિત શોક-સાગરમાં પડવાથી વિહ્વલ બની જઇ, કર પ્રસારી, આર્ત સ્વરે ત્વરિતકને કહ્યુંઃ—ભાઇ હવે બંધ કર. કહેવાનું હતું તે ત્હેં કહ્યું. મ્હેં પણ સાંભળવાનું હતું તે સાંભળ્યું મ્હારી પ્રશ્નની ઇચ્છા પૂર્ણ થઇ. શ્રવણ કરવાનું કૌતુક શાન્ત થયું. કર્ણ કૃતાર્થ થયા. હૃદય આનંદિત થયું. પ્રીતિ ઉત્પન્ન થઇ. સુખ થયું.—અરે પુત્ર! ત્હેં એકલાએ ફાટી જતા હૃદયની વેદના અનુભવી. વૈશમ્પાયન ઉપર ત્હેં ખરી પ્રીતિ દર્શાવી. અમે દુખિયારા, ક્રૂર, કર્મ ચાંડાલ ત્હારૂં રૂપ હૃદય ફાટી ગયું સાંભળી નિર્વિકારજ રહ્યા છિયે!! દૈવ! વજ્રથી પણ આપણું હૃદય અધિક કઠિન

છે કે તે પોતાની મેળે સહસા ફાટતું નથી ! તેમ આ મરણ-દુઃખથી બ્હીતા પ્રાણ પણ પોતાની મેળે વત્સને અનુગમન કરતા નથી ! માટે ઉઠો, એકલો એકલો પુત્ર અતિ દૂર ન જાય એટલામાંજ એને અનુગમન કરવાને પ્રયત્ન કરિયે. અરે શુકનાસ ! હજી શું શોકમાં ને શોકમાં ઉભા રહ્યા છો ? સ્નેહ દર્શાવવાનો સમય આ છે. મહાકાલના મંદિર સમીપ સત્વર ચિતા રચવાને સેવકોને આજ્ઞા કરો., કાષ્ઠિકો ઝટ કાષ્ઠ લાવો ! કંચુકિયો ! કેમ આમ સંકોચાઇને ઉભા રહ્યા છો ? જાઓ, જઇને અગ્નિ-પ્રવેશનાં સાધન બ્હાર લાવો. હવે નિષ્કારણે રુદન કર્યે શું થવાનું? પુરોહિતો વિલંબ કર્યા વિના જઇને આખો ભંડાર બ્રાહ્મણોને અર્પી દ્યો હજી એને સારૂ પાલન કરવું મુજ પુણ્ય-રહિતનું, પાલનાદિ સર્વ કરણીયજ હવે ક્ષીણ થઇ ગયું! ભૂપતિયો ! જ્યાં જવું હોય ત્યાં જાઓ. હવે તમે સ્વતંત્ર છો. પ્રજા રે આજથી આ દુઃખ ન જણાય એમ કરજો. મ્હારા પુત્રની તો હવે માત્ર કથા શેષ રહી. બીજા કોને સોંપીને હું જાઉં?—આમ તારાપીડને આર્ત સ્વરે પ્રલાપ કરતો, તથા સ્વપ્ને પણ ન ગણતાં વિનાશનીજ ઝાલી રાખેલો જોઇ, શોકાતુર કંઠે ત્વરિતકે વિનતિ કરી કે—મહારાજ ! હૃદય ફાટી ગયા છતાં યુવરાજ હજી શરીરે જીવે છે. માટે એ તથા શાપ-દોષ વડે કરીને વૈશમ્પાયનનો કેવો જન્મ થયો છે એ બધું આપ સાંભળો.

તારાપીડને તો આ અદ્‌ભુત વાત સાંભળી, શોકમાં કૌતુક ઉત્પન્ન થયું તેથી તેણે નિમેષ રહિત ચક્ષુએ, જાણે આવિષ્ટ હોય તેમ, ધ્યાન દઇને, જે જે ત્વરિતક જોયા પ્રમાણે, સાંભળ્યા પ્રમાણે અને અનુભવ્યા પ્રમાણે કહેવા લાગ્યો તે તે સર્વે નિરવશેષ સાંભળ્યું અને, અનેક ચિહ્નથી વિશ્વાસ ઉત્પન્ન કરાવતો તથા મનાય નહિ એવો, અતિશય શોકકારક તથા વિસ્મય-જનક, દુઃશ્રવ તથા કૌતુકોત્પાદક, આ યુવરાજ વૈશમ્પાયનનો વૃત્તાન્ત સાંભળીને જરા મુખ મરડી, વિચારમાં સ્તબ્ધ થયેલી કીકીવાળી દૃષ્ટિ શુકનાસના નિર્વિકારી વદન ઉપર ટેકી નાંખી. મિત્ર તો તે જે પોતે દુઃખી હોય તો પણ આત્મ-દુઃખ ગુપ્ત રાખીને મિત્રનું દુઃખ નિવારણ કરવાનેજ યત્ન કરે.—તેમજ શુકનાસે એવી અવસ્થામાં છતાં સ્વસ્થ રહીને ભૂપતિને કહ્યું:—

મહારાજ ! સુખદુઃખમય દેવ, તિર્યગ્ જાતિ[1] તથા મનુષ્ય લોક જેમાં સંચરે છે એવા આ વિચિત્ર સંસારમાં નિર્ગુણાત્મક પ્રધાનનો પણ પરિણામ હોવાથી,[2]—પરમાણુથી માંડીને બ્રહ્માણ્ડ પર્યન્તની, ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનાર ઇશ્વરની ઇચ્છાથી, અથવા ધર્માધર્મના સાધન—ઇષ્ટ કે અનિષ્ટ ફળની પ્રાપ્તિ કરાવનાર—શુભાશુભ કર્મના વિપાકથી, અથવા પોતાની મેળેજ અનેક પ્રકારે ઉત્પન્ન થતા, રહેતા કે નાશ પામતા, નિયત વૃત્તિવાળા સ્થાવર-જંગમની કદચિત્ એવી કોઇ અવસ્થા નથી કે જે સંભાવિત નથી. ત્યારે શું કરવા આપ આમાં ખેદ કરો છો? જો એમ ધારતા હો કે આમાં કંઇ યુક્તિ હશે[3] તો,—આ સંસારમાં કેટલી બધી યુક્તિ-રહિત (વસ્તુઓ) શાસ્ત્રના પ્રમાણથીજ સમજી શકાય એવી છતાં ભ્રાન્તિ-રહિત

---

૧. પશુ, પક્ષિ આદિ (Organic world.) ૨. 'પ્રધાન' ના અર્થ; સારૂ જુઓ પૃ. ૪૮ ટી. ૮ માંનો બીજો અર્થ. પરિણામ=વિકૃતિ, અથવા રૂપાન્તર પ્રાપ્ત થવું તે. ૩. યુક્તિ—અનુમાન કે તર્ક-લગાડી શકાય એવું હશે.

જણાય છે ?[1] મુદ્રાબંધ વા ધ્યાન વડે, વિષથી મૂર્છિત થયેલાને ઉઠાડવામાં શી યુક્તિ છે? લોહચુમ્બકથી લોહના આકર્ષણ કે ભ્રમણમાં શી યુક્તિ છે? વૈદિક કે અવૈદિક મંત્રથી અનેક પ્રકારના કર્મની સિદ્ધિ મળે છે તેમાં શી યુક્તિ છે? વિવિધ દ્રવ્યસંયોગ વડે[2] મરણ મદનાદિ ઉત્પન્ન થાય છે તથા હરી લેવાય છે, અને વશીકરણ વિગેરે થાય છે તેમાં શી યુક્તિ છે?— બીજી એવી એવી બહુ વસ્તુઓ સ્વશક્તિથી ઉત્પન્ન થાય છે તે પ્રત્યેકમાં શાસ્ત્રજ પ્રમાણ છે. અને પુરાણ, રામાયણ, ભારત વિગેરે સર્વ ધર્મપુસ્તકોમાં અનેક પ્રકારની આશ્ચર્યવાર્તાઓ છેજ. તેના દૃષ્ટાન્તઃ—મહેંદ્રપદ પામેલો રાજર્ષિ નહુષ, અગસ્ત્યના શાપથી અજગર થયો હતો.[3] વસિષ્ઠ પુત્રના શાપથી સૌદાસ રાક્ષસ થયો હતો. શુક્રાચાર્યના શાપથી યયાતિ તરુણ અવસ્થામાંજ વૃદ્ધ થઇ વળી ગયો હતો. ત્રિશંકુ પિતાના શાપથી ચંડાલ થયો હતો. વળી એમ સંભળાય છે કે સ્વર્ગવાસી મહાભિષ નામે રાજા આ લોકમાં ભીષ્મ-પિતાને રૂપે અવતર્યો હતો. અને તેની પત્ની રૂપે રહેલી ગંગાના આઠે વસુઓ શાપ દોષથી મનુષ્યલોકમાં જન્મ્યા હતા. બીજા તો જાણે રહ્યા. પણ આ આદિદેવ ભગવાન્, જે અજન્મ છે તે પોતેજ (પરશુરામ રૂપે) જમદગ્નિના પુત્ર થયા હતા. વળી એમ સંભળાય છે કે પોતાના ચાર વિભાગ કરીને દશરથ રાજર્ષિને ત્યાં એ જન્મ્યા હતા, તેમજ મથુરામાં વસુદેવને ત્યાં. માટે મનુષ્યલોકમાં દેવતાઓની ઉત્પત્તિ કંઇજ અસંભવિત નથી. તેમ પૂર્વ મનુષ્યો કરતાં આપ કંઇ ગુણમાં હીન નથી અને ભગવાન્ નારાયણ કરતાં ચંદ્રમા ચડે એમ નથી.[4] તો હવે શું આમાં અસંભવિત લાગે એમ છે? વળી ગર્ભારંભે આપે દેવીના વદનમાં ચંદ્રનેજ પ્રવેશ કરતા જોયો હતો. તેમ મ્હેં સ્વપ્નમાં પુંડરીક જોયું હતું. માટે એ મુનેની ઉત્પત્તિ વિશે તો કંઇ સંદેહ છેજ નહિ. હવે જો એમ પૂછતા હો કે વિનષ્ટ થયા પછી શરીરનો અવિનાશ ક્યાંથી, અને પુનરુજ્જીવિતની પ્રાપ્તિ ક્યાંથી, તો એમાં પણ અખિલ લોકમાં જેનો પ્રભાવ પ્રખ્યાત છે એ અમૃતજ એક કારણ છે અને ચંદ્રમાં તે છે એવી વાર્તા પણ છેજ. માટે આ સર્વ સત્યજ છે એમ આપે માનવું. વળી એવા અખિલ લોકને આહ્લાદકારી આકારનો તથા કાન્તિનો અન્યત્ર સંભવજ નથી, માટે થોડાજ કાળમાં, શાપને અંતે ગંધર્વપુત્રી સાથે લગ્ન થયા પછી, વધૂ સાથે અશ્રુ સહિત પગે લાગતા, ચંદ્રાપીડ નામ ધારણ કરી પુત્ર રૂપે આવેલા લોકપાલ ચંદ્રમાનાજ— કલ્યાણમય થતા—દર્શન વડે, જન્મથી થયેલો આપનો સર્વ સંતાપ દૂર થશે. એમનો આ શાપ આપણે તો વરદાનજ થયો! માટે આ વિશે આપ કે દેવી જરા પણ શોક કરશો નહિ. (પરંતુ) મંગલ ક્રિયાઓ ચલાવો. અભિમત દેવતાઓની આરાધનાથી તથા દ્રવ્યના દાનથી, અન્ય જન્મમાં ઉપાર્જિત કુશલની વૃદ્ધિ કરો. અકુશલ હોય તેનો, પણ યમ, નિયમ, કષ્ટ, વ્રત, ઉપવાસાદિ તપઃક્લેશથી ક્ષય કરો. વળી બીજું જે કંઇ આમાં શ્રેયસ્કર કર્મ સમજાતું હોય કે જાણવામાં હોય તે આજથીજ આરંભીને (પૂર્ણ) કરો તથા કરાવો. વૈદિક કે અવૈદિક

૧. શુકનાસ કહે છે કે પ્રત્યેક વસ્તુમાં અનુમાન કે તર્ક લગાડીજ શકાય એમ નથી. ઘણી એવી નીકળશે કે જે તેના વિના શાસ્ત્રાદિકના પ્રમાણથીજ સિદ્ધ થઇ શકે, નીચેના દૃષ્ટાન્તથી આ અર્થ વધારે સ્પષ્ટ થશે. ૨. પદાર્થોની મેળવણી વડે ૩. નહુષના વૃત્તાન્ત વિશે જુઓ પૃ. ૧૭ ટી. ૧૦. ૪ જમદગ્નિ, વસુદેવ આદિ પૂર્વ પુરુષો જેવાજ આપ છો તો તેઓને ત્યાં જેમ ભગવાને તેમ આપને ત્યાં સાક્ષાત્ ચંદ્રમાએ અવતાર લીધો એમાં કંઇ આશ્ચર્ય નથી.

કર્મને કંઇ પણ અસાધ્ય નથી. મહાકષ્ટે પ્રાપ્ત થયેલા એ બંને પુત્રની ઉત્પત્તિ પણ આવેજ પ્રકારે થઇ હતી.

આવું શુકનાસનું ભાષણ સાંભળી, રાજાએ સશોકજ રહીને પ્રત્યુત્તર દીધોઃ—આપે જેમ કહ્યું તેમજ સર્વ છે- બીજો કોણ જાણનાર છે? બીજો કોણ અમને સમજાવે એમ છે? બીજા કોનું વચન અમારે સાંભળવાનું છે? પરંતુ વૈશમ્પાનનું દુઃખ જોઇ, મ્હારા પુત્રનું હૃદય ફાટી ગયું એ મ્હારી દૃષ્ટિ આગળજ રહીને,બીજા સર્વેને અંતરિત કરે છે. મને એનું એજ દેખાય છે. એ નું એજ સંભળાય છે. એ ના એજ વિચાર આવે છે. માટે જ્યાં સુધી પુત્રનું વદન પ્રત્યક્ષ જોવાશે નહિ ત્યાંસુધી મને ધીરજજ આવશે નહિ. જ્યાં હું આવી અવસ્થામાં છું ત્યાં દેવીને સમજાવવાની વાત તો દૂરજ રહી. માટે જીવિત સંધારણને અર્થે, જવા સિવાય બીજો ઉપાયજ નથી એ આપ નિશ્ચય કરજો.—આવું જ્યારે તારાપીડે કહ્યું ત્યારે, બહુ વારથી પુત્રને અર્થે પીડા ભોગવતી વિલાસવતી તેની આગળ લજ્જા મૂકીને હાથ જોડી મ્હોટે સ્વરે કહેવા લાગીઃ—આર્યપુત્ર! જો એમ હોય તો પણ વિલંબ શું કરવા કરવો જોઇયે? આપણે બ્હાર નિકળ્યાજ છિયે. પ્રયાણની આજ્ઞા કરો. પુત્રનું દર્શન કરવાને મ્હારૂં હૃદય તલપી રહ્યું છે. દુઃખના નિવારણને અર્થે એ (હૃદય) ચીરાઇ જાય એમ મ્હેં ઇચ્છયું હતું તે પણ હવે દર્શનની આકાંક્ષાથી ગમતું જ નથી. જાણું છું કે દીર્ઘ કાળ સુધી પણ દુઃખ ભોગવીને એક વાર પણ પુત્રના દર્શનને અર્થે જીવાય તો ઠીક. પણ અસહ્ય દુઃખ શમાવવાને હમણાંજ મરી જાઉં એ ઠીક નહિ. માટે, ફરીથી ઉપજેલી આશાએ બંધાઇ રહેલા, સર્વ દુઃખના નિવારણના ઉપાય, પુત્રનું મુખ જોવાને ઉત્સુક આ હૃદયને ગમનથી પણ વિનોદ થવા દ્યો.—એમ તે કહેતી હતી એટલામાંજ તેની પાસે આવીને, શુકનાસના એક અતિ વિશ્વાસુ, વૃદ્ધ, પટ્કર્મા[1] બ્રાહ્મણે સ્વસ્તિપૂર્વક કહ્યું કેઃ—દેવિ! સર્વે પાસથી આ અપરિસ્ફુટ વાર્તાનો કલકલ સાંભળી, હૃદયમાં આકુલ વ્યાકુલ થતાં મનોરમા પોતેજ દોડતાં દોડતાં આવ્યાં છે. પરંતુ રાજાની લજ્જાથી અહીં નહિ આવી શકવાથી માતૃગૃહની પાછળ ઉભાં છે, અને આપને પૂછે છે કે આ લોકો શું કહે છે? મ્હારો પુત્ર વૈશમ્પાયન જીવે છે? અથવા શરીરે સ્વસ્થ છે? યુવરાજની પાસે ફરીથી એ આવ્યો હતો? હમણાં ક્યાં છે? કેટલા દિવસ પછી એ બંને આવશે?—રાજા તો તેમના મૃત્યુની વાર્તા કરતાં પણ આ અધિક કષ્ટદાયી (પ્રશ્ન) સાંભળી, શોકથી જાણે ફાટી ગયો હોય તેવો થઇ, સોગણા વધેલા શોકથી રુદન કરતી વિલાસવતીને કહેવા લાગ્યોઃ—દેવિ! ત્હારી પ્રિયસખીએ બંને પુત્ર સંબંધી કંઇજ સાંભળ્યું નથી, અને બીજે કહીંકથી સાંભળશે તો કદાચિત્ પ્રાણથીજ વિયુક્ત થશે, માટે ઉઠ, તું પોતેજ ધૈર્ય રાખી, સર્વ વૃત્તાન્ત કહીને એવી રીતે ત્હારી પ્રિય સખીને આશ્વાસન કર કે આર્ય શુકનાસની સાથે તે આવે.—એમ કહી, ઉઠાડીને તેણે સપરિજન વિલાસવતીને ત્યાં મોકલી, અને પોતે પણ શુકનાસ સાથે જવાની સામગ્રી તૈયાર કરાવી.

---

૧. પટ્-છ-કર્મ (યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, ભણવું, ભણાવવું, દાન કરવું, દાન લેવું) જાણનાર.

इज्याध्ययनदानानि याजनाध्यापने तथा ।
प्रतिग्रहश्च तैर्युक्तः षट्कर्मा विप्र उच्यते ॥

પછી, આ પ્રમાણે ભૂપતિ ચાલ્યો એટલે, તેના અનુરાગથી, ચંદ્રાપીડના સ્નેહથી, આશ્ચર્ય જોવાના કુતૂહલથી તથા આગળ ગયેલા પિતા, પુત્ર, ભાઇ, મિત્ર અને સ્વજનને મળવા (ની આતુરતા) થી, ગૃહ-રક્ષક શિવાય, ઉજ્જયિનીના સર્વે લોક ચાલવા લાગ્યા. રાજા તો શીઘ્ર ગમનમા વિઘ્ન રૂપ થઇ પડતા (તે) સર્વેને મૂકીને, થોડાજ પરિચાર સહિત, માર્ગનું જાણે પાન કરતો હોય તેમ. એક દિવસેજ પહોંચી જવાને ઇચ્છતો,-થોડુંક ચાલ્યા ત્યારપછીજ, અશ્વ ઉપર બેઠેલા ત્વરિતકને બોલાવી બોલાવીને 'હજી આપણે ક્યાં સુધી આવી પહોંચ્યા છિયે ? કેટલા દિવસ પછી આપણે પહોંચી જઇશું ?' એ પ્રમાણે ઉત્કંઠિત અંતઃ-કરણે વારંવાર પૂછતો પૂછતો,-નિરંતર પ્રયાણ કરવાથી થોડાજ દિવસમાં અચ્છોદ સરોવર પાસે આવી પહોંચ્યો. ત્યાં આવ્યો કે અંતરાત્મા સેંકડો વિકલ્પને હિંદોળે ચઢી અસ્વસ્થ થવા-થી તેણે દૂર રહીનેજ પ્રથમ પોતાના અતિ વિશ્વાસુ અશ્વવારોને ત્વરિતક સહિત ખબર કાઢવા મોકલ્યા.

પછી જ્યારે તેઓની સાથે, આત્મ-સંસ્કાર ત્યાગ કીધાથી શરીરે મલિન તથા કૃશ થયેલા, જાણે ભૂતલમાં પ્રવેશ કરવાને ઇચ્છતા; પરસ્પર ઢંકાઇ જવાની હોંસાતુંશીમાં પોતાનું મ્હોં સંતાડતા,-અક્ષત છતાં પણ જાણે હણાયા હોય, વસ્ત્રાદિક છતાં પણ જાણે લૂંટાયા હોય, જીવતા છતાં જાણે મુવેલા હોય, અને ત્વરાથી આવવા છતાં જાણે ચરણ પાછા હઠાવતા હોય એવા,-અંગનીજ સાથે ગળી ગયેલા ઉત્સાહવાળા, અશ્રુનીજ સાથે મુક્ત થયેલા આત્મા-વાળા, કલવ્યનીજ સાથે ઉપસર્પણ કરતા, ચંદ્રાપીડના આશ્રયે જીવિત-નિર્વાહ કરતા, સર્વે રાજપુત્ર-લોકને આગળ ચાલતા મેઘનાદ સહિત તેણે આવતા જોયા ત્યારે ઉછળતા તનય-શોક રૂપી તરંગના વેગથી દુઃખી થયા છતાં જાણે ઉચ્છ્વસિત થઇને, ચંદ્રાપીડના શરીરના અવિનાશ વિશે અંતરમાં વિશ્વાસ દૃઢ થવાથી પાછાં વળીને, આવરણયુક્ત પર્યાણ ઉપર બેઠેલી વિલાસ-વતીને તેણે કહ્યુંઃ—દેવિ ! વધામણી છે ! પુત્રનું શરીર ખરેખરજ અવિનષ્ટ છે ! જો-એના ચરણ-કમલને આધારે જીવતા આ સર્વે રાજપુત્ર એના પાદ-મૂલ પાસેથી અહીં આવે છે.— આ સાંભળી એણે પોતાને હાથેજ આવરણ-વસ્ત્રનો છેડો જરા ખસેડી, નિશ્ચલ દૃષ્ટિએ, પુત્ર-સમાન તે રાજપુત્રલોકની સામુ બહુવાર સુધી જોઇ, નિરંતર અશ્રુધારા વહેતા છતાં, ધૈર્ય ત્યજી, ઉંચે સ્વરે બૂમ પાડી—અરે પુત્ર ! ત્હારી સાથે ધૂળમાં ભેગા રમનાર આટલા બધા રાજપુત્રલોકની વચ્ચે તુંજ એકલો કેમ દેખાતો નથી ?-આ પ્રમાણે એ રુદન કરતી હતી તેને આશ્વાસન કરી, દૂરથીજ રાજાએ, સર્વ લોકની સાથે ભૂતલ ઉપર શિર મૂકતા મેઘનાદને પાસે બોલાવી પૂછ્યુંઃ—મેઘનાદ ! કહે પુત્રનો શો વૃત્તાન્ત છે? —તેણે વિનતિ કરીઃ—મહારાજ ! ચેતન નહિ હોવાથી શરીરમાંથી માત્ર ચેષ્ટાજ ગયેલી જણાય છે, અને દિવસે દિવસે કાન્તિ અધિક અધિક થતી જાય છે.—રાજાને આ સાંભળી, પુનર્ જીવિત પ્રાપ્ત થવાની આશા ઉત્પન્ન થઇ તેથી,—દેવિ ! મેઘનાદનું વચન સાંભળ્યું ? ચાલો હવે ઘણે દિવસે દર્શન કરીને આપણે પુનઃકૃતાર્થ થઇયેઃ પુત્રનું વદન નિહાળિયે-એમ કહેતો કહેતોજ તે હાથણીને અધિક વેગથી ચલાવીને મહાશ્વેતાના આશ્રમ ભણી ચાલ્યો.

એટલામાં, ચંદ્રાપીડના ગુરૂજનનું આગમન સાંભળી આગળ પથરાતાં ઉજ્જ્વલ મુક્તા ફલ જેવાં અશ્રુબિન્દુ પાડતી મહાશ્વેતા,—અરે ! હું પાપિણી, જન્મદુઃખી, વિનષ્ટ થતી દુઃખ-

દાન કરવામાંજ પંડિત આ દગ્ધ વિધિ કોણુ જાણે ક્યાંસુધીએ દઝી મને, મરણુ ભૂલી ગયેલીને, અનેક પ્રકારે બ ળ્ય ખાળ્ય કરશે?—એમ બોલતી બોલતીજ રોડીને લજ્જાથી સહસાજ ગુહામાં પેસી ગઈ. કાદમ્બરી પણુ (તે સાંભળી) બોલ્યા ચાલ્યા વિનાજ મૂર્છાના અંધકાર-માં પડી, એટલામાં એની સખીઓએ સ્વર દોડી આવીને એને ઝાલી લીધી આવી અવસ્થા-માં એ બ ને ન્હાત્યા હતાં- તેવામાં શુકનાસને ટેકો દઈ ચાલતો રાજા આશ્રમપદમાં આવી પ્હોચ્યો. અને તેની પાછળ મનોરમાને ટેકો દઈ ચાલતી, અશ્રુથી ભરેલી અતિ દીર્ઘ દષ્ટિ આગળ નાખ્તી,—ક્યાં છે મ્હારો પુત્ર ?—એમ પૂછતી પૂછતી વિલાસવતી આવી. આવીને, જાણે નિદ્રાવશ હોય તેમ સહજ કાન્તિથીજ અવિરહિત તથા સર્વ પ્રયત્ન રહિત પોતાના પુત્રને જોઈ, એ પુત્રવત્સલ માતા, તારાપીડ આવ્યો ન હતો એટલામાં તો, ટેકો આપતી મનોરમાને પણુ તરછોડી દઈ, દૂરથીજ હાથ પ્રસારી. વેગથી ગરતી જર્જર અશ્રુધારા વડે તથા સ્તન-પ્રસ્રવ વડે મહીતલને ભીંજવતી,—આવ્ય, દુર્લભ પુત્ર ! બહુ દિવસે ત્હારૂં દર્શન થયું છે,[1] મને પ્રતિવચન દે ! એક વાર તો મ્હારા સામુ જો ! બેટા ! ત્હારે આમ રહેવું શોને નહિ; ઉઠીને ઉત્સંગમાં આવીને ત્હારો પુત્રને ઘટિત સ્નેહ દેખાડય ! બાલપણમાં પણુ ત્હેં કદી મ્હારૂં વચન ઉથાપ્યુ નથી તો આજ કેમ, હું આમ વિલ પ કરૂં છુ તોએ તું કંઇ સાંભળતો નથી ? બેટા ! કોણે તને દુભવ્યો છે? આ હુ પગે લાગીને તને મનાવું છુ! પુત્ર ચંદ્રાપીડ! સ્નેહથીજ આટલે બધે દૂર આવેના ત્હારા પિતાને પણુ સામો જઈને પ્રણામ તો કર ! ક્યાં ગઇ એ ત્હારી ગુરુ ભક્તિ? ક્યાં ગયાં એ ગુણ? ક્યાં ગયો એ સ્નેહ? ક્યાં ગઇ એ ધર્મજ્ઞતા ? ક્યાં ગયો એ પિતાનો પક્ષપાત ? ક્યાં ગઇ એ બંધુ પ્રીતિ ? ક્યાં ગઇ એ પરિજન વત્સલતા ? શુ મ્હારા મદભાગ્યથી સર્વનો એકાએક ત્યાગ કરીને તુ આમ તટસ્થ થઇ રહ્યો છે ;—અથવા, જેમ તને સુખ થાય તેમ રહે; અમે ત્હારા વિશે એમ શી રીતે રહિયે ?—એ પ્રમાણે આર્ત પ્રલાપ કરતી કરતી પાસે જઇ, વારંવાર તેના અંગને ગાઢ આલિંગન દઇ, શિર ઉપર તથા ગાલ ઉપર ચુમ્બન કરી, તેના ચરણુ મસ્તકે મૂકી મ્હોટે સ્વરે રોવા લાગી. તેને રોતી જોઇ, પોતાની પીડા દબાવી, તારાપીડે ચંદ્રાપીડને આલિંગન દીધા વિનાજ, સર્વ પ્રજાની પીડા હરવાને શક્તિ-માન્ પોતાના હાથથી ટેકો દઇ કહ્યું–દેવિ ! જો કે આપણુા સુકૃતથી પુત્ર રૂપે પ્રાપ્ત થયા છે તો પણુ (ખરે ખર) આ દેવતાજ છે એટલે અશોચ્ય છે. માટે મનુષ્ય લોકને ઉચિત આ શોક કરવાનું મૂકી દ્યો. શોક કર્યાથી આમાં કંઇ વળવાનું નથી. આક્રોશ કરવાથી કેવળ ગળું-જ ફાટશે, હૃદય નહિ ફાટે નિરર્થક પ્રલાપજ મુખમાંથી નીસરશે, પ્રાણુ નહિ. નિરાધાર નયન-જલજ પડશે, શરીર નહિ વળી પુત્રનુ માત્ર અદર્શનજ આપણુને પીડાકારી હતુ તે તો આ મુખ જોતાં દૂર થયુ ખીજું, આવી અવસ્થામાં આપણે બંનેએ પણુ મહા ધૈર્ય રાખીને મનોરમા તથા શુકનાસને ધીરજ આપવી જોઇએ, કેમકે એમનો વૈશમ્પાયન પરલોકવાસી થયો છે, એ પણુ જવા દઇયે, જેના પ્રભાવથી પુત્રની પુનર્ જીવિત પ્રાપ્તિનો અભ્યુદય-મહોત્સવ અનુ-ભવવાનો છે તેજ આ ગન્ધર્વરાજપુત્રી, તમારી વહૂ આપણુ આવવું સાંભળી શોકતરંગમાં ડૂબી જઇ મૂર્છિત થયેલી છે. અને નામ દઇ દઇને આક્રન્દ કરતી પ્રિયસખીઓના ખોળામાં

---

1. "........એ પ્રમાણે.......પ્રલાપ કરતી કરતી......રોવા લાગી "–એમ સંબંધ લેવો.

હજી પણ સચેતન થઇ નથી; માટે એને તો ઉઠાડીને ઉત્સંગમાં બેસાડી સચેતન કરો; પછી જેટલું ગમે તેટલું રુદન કરજો.

આ સાંભળી, ક્યાં છે મ્હારા પુત્રને જીવાડનાર એ વહૂ ?—એમ કહેતી કહેતીજ ઝટ પાસે જઇ, કાદમ્બરીને અચેતન અવસ્થામાંજ પોતાને હાથે ખોળામાં લઇ. મૂર્છાનાં નયન મીંચાઇ ગયાથી બમણું શોભતું એનું વદન નિહાળી, નિરંતર ગળના અશ્રુજલમાં સ્નાન કરવાથી ભીનો થયેલો, ચંદ્ર-કલા જેવો શીતલ પોતાનો ગાલ એના ગાલ ઉપર, લલાટ લલાટ ઉપર, અને લોચન લોચન ઉપર મૂકતી મૂકતી, તથા ચંદ્રાપીડના સ્પર્શથી શીતલ થયેલો હાથ હૃદય ઉપર ફેરવતી ફેરવતી વિલાસવતી કહેવા લાગીઃ—માતા ! ધીરજ ધર ! ત્હારા વિના આજ સુધી મ્હારા ચંદ્રાપીડનું શરીર કોણ ધારી શક્યું હત ? તું તો અમૃતમય જેવી છે તેથી પુત્રનું મુખ ફરીથી (અમે) જોયું.—ચંદ્રાપીડના આ નામ-ગ્રહણથી તથા તેનાથી નિર્વિશેષ, વિલાસવતીના સ્પર્શથી, કાદમ્બરી સચેતન થવા છતાં લજ્જાથી અવનમ્ર મુખે રહી, અને શું કરવું તેની સૂઝ નહિ પડવાથી, જાણે પરવશ હોય તેમ મદલેખાએ એને ખોળામાંથી ઉતારી, ગુરુજનને અનુક્રમે વંદન કરાવ્યું. તે સમયે તેઓએ—આયુષ્મતિ ! દીર્ઘ કાળ સુધી સૌભાગ્યવતી રહે !—એમ આશીર્વાદ દઇ, ધીરે ધીરે એને ઉઠાડી, વિલાસવતીની પાછળ ઘણીજ પાસ બેસાડી, ઝાલી રાખી. ચિત્રરથ-તનયાને સચેતન જોઇ, ચંદ્રાપીડનેજ ઉજ્જીવિત થયો માની, રાજા, એના અંગને ગાઢ આલિંગન દઇ, ચુમ્બન કરતો કરતો, નિહાળતો નિહાળતો, સ્પર્શ કરતો કરતો બહુ વાર રહીને, મદલેખાને બોલાવી કહેવા લાગ્યો કેઃ—અમારે માત્ર દર્શન-સુખજ પ્રાપ્ત થવાનું હતું તે થયું માટે જે ઉપચારથી આટલા દિવસ વહૂ પુત્રના શરીરને ધારણ કરતી હતી તેજ ઉપચાર અમે આવ્યા તેથી કે લજ્જાથી જરા પણ તજવો નહિ. અમે તો કેવળ નિષ્પ્રયોજન જોનારજ છિયે; અમે અહિં રહ્યા તોએ શું ને ગયા તોએ શું ? જેના કર-સ્પર્શથી પ્રફુલ થઇને આ અવિનાશી રહ્યું છે તે વહૂજ એની પાસે ભલે રહે—એમ કહી ત્યાંથી પોતે બ્હાર ગયો. બ્હાર જઇને, પોતાને સારૂ તૈયાર કરેલા આવાસમાં ન જતાં, તપસ્વીને વસવા યોગ્ય, આશ્રમની પાસેનાજ એક, શુદ્ધ શિલાતલયુક્ત લતામંડપમાં જઇને, સ્વ-સમાન દુઃખ ભોગવતા સર્વ રાજલોકને બોલાવી, બહુ માન સહિત તે કહેવા લાગ્યોઃ—આપે એમ નહિ સમજવું કે આજ શોકાવેગથીજ હું આનો અંગીકાર કરૂં છું પૂર્વેથીજ મ્હેં ધાર્યું હતું કે વહૂસહિત ચંદ્રાપીડનું મુખ જોઇને મ્હારો (રાજ્ય-)ભાર એને આપી, કોઇક આશ્રમપદમાં જઇને વૃદ્ધાવસ્થા ગાળવી, તે તો ભગવાન્ યમે કે પૂર્વે કરેલાં વિરૂપ કર્મે કરીને આમ વિપરીત થઇ ગયું ! આપણે બીજું શું કરિયે ? ભવિતવ્યતા અનતિક્રમણીય છે. સ્વપ્રયત્નથી ઉત્પન્ન થતું પુત્રનું સુખ નહિ મળવાનું હોય તે અનુભવાયું નહિ. પ્રજા-પાલનનું ફલ તો આપના ભુજ અક્ષત છે એટલે અવિરહિતજ છે. અમે અન્યથા આચરતા હતા ત્યારે, પણ તે સર્વ તેઓમાંજ હતું. માટે ઘણા કાળથી આકાંક્ષિત મ્હારો મનોરથ પૂરવાનું ઇચ્છું છું ધન્ય છે તેમને જેઓ વૃદ્ધાવસ્થામાં શરીર ક્ષીણ થયેથી પુત્રને પોતાનો ભાર સોંપી, શરીરે લઘુ થઇ, પરલોકગમન સાધે છે. કોઇક દિવસ પણ તે, ઇચ્છા વિનાએ ગળે બલાત્કારે પગ મૂકીને મૃત્યુ લઇ જનારજ છે.[1] તો કોઇ સુપાત્રને નિજ પદ આપી વૃદ્ધપણાથી જેતો અયુઃ

૧. જુઓ ભર્તૃહરિ કૃત વૈરાગ્ય શતક-શ્લોક ૧૨:—

-ચોર ખવાઇ જવાનો છે એવા, નિષ્પ્રયોજન રહેલા. સર્વ સુખ રહિત માંસ-પિંડથી જો પરલોકનાં સુખનું ઉપાર્જન થાય તો તે લાભજ છે. માટે આ વિશે મ્હારે તમને સૂચના કરવાની હતી.—એટલું કહી સમીપનાં પણ સર્વે ઉચિત સુખનો પરિત્યાગ કરી વનવાસના અનુચિત દુઃખનો અંગીકાર કરી, વૃક્ષ-મૂલને મહેલ ગણી, અંતઃપુરની સ્ત્રિયોની પ્રીતિ લતાઓમાં આણી, પરિચિત જનનો સ્નેહ હરિણ ઉપર, વસ્ત્રની રુચિ ચીર-વલ્કલમાં, કેશ રચનાનો પ્રયત્ન જટાઓમાં, આહારનો સ્વાદ કંદ-મૂલ ફલમાં, શસ્ત્ર ધારણ કરવાનું વ્યસન રુદ્રાક્ષમાલામાં, પ્રજા-પાલન-શક્તિ સમિત્ કુશ તથા કુસુમમાં, નર્મ આલાપ ધર્મ-કથામાં, યુદ્ધ-રસ ઉપશમમાં, જયની ઉત્કંઠા પરલોકમાં, કોશની સ્પૃહા તપમાં, આજ્ઞા મૌનમાં, સર્વ ઉપભોગનો રાગ વૈરાગ્યમાં, અને તનય-સ્નેહ તરુઓમાં રાખી, તપસ્વી જનને ઉચિત ક્રિયાઓ કરતો કરતો,—કાદમ્બરી તથા મહાશ્વેતા કેમે કરીને લજ્જા છોડી પ્રતિદિવસ ગંધર્વલોકને ઉચિત ઉપચાર કરતી હતી તે સ્વીકાર્યા વિના,—નિરંતર સાંજ સવારે ચંદ્રાપીડના દર્શનનું સુખ ભોગવતો તે રાજા દુઃખ ગણ્યા વિના, વિલાસવતી, શુકનાશ તથા પરિવાર સહિત ત્યાંજ રહ્યો.

---



---

अवश्यं यातारश्चिरतरमुषित्वाऽपि विषयाः।
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ॥
व्रजन्तः स्वातंत्र्यादतुलपरितापाय मनसः।
स्वयं त्यक्ता ह्येते शमसुखमनंतं विदधति ॥

આટલે સુધી કહીને ભગવાન્ જાબાલિયે વૃદ્ધાવસ્થાને લીધે શોભા રહિત લાગતું મંદ હસ્ય કરી હારીત વિગેરે સર્વે તે શ્રોતાજનને કહ્યું —જેવું આપ આયુષ્મતોએ અંત કરણ



હરણ કરનાર કથારસનું આ આક્ષેપ સામર્થ્ય[1] જે કહેવાનું મેં આરભ્યું હતું તે મૂકીને કથાના રસથી કહેતા કહેતા હું અતિ દૂર જતો રહ્યો છું હવે (આપ સમજ્યા હશો કે)

૧. જુઓ પૃ. ૪૫ ટી. ૧. આક્ષેપ=ખાડે રસ્તે લઈ જવું તે.

કામથી વિહ્વલ બની જઇ, પોતેજ કરેલા અવિનયને લીધે દિવ્ય લોકમાંથી ભ્રષ્ટ થઇને મર્ત્ય-લો-કમાં વૈશમ્પાયન નામે શુકનાશનો જે પુત્ર થયો હતો તેજ આ, ફરીથી પોતે કરેલા અવિનયથી કોપેલા પિતાના આક્રોશથી તથા મહાશ્વેતાના સતીત્વના પ્રભાવથી શુકજાતિમાં પડેલો છે.[1]

આ પ્રમાણે ભગવાન જાબાલિ બોલતા હતા તેવામાંજ, બાલક છતાં પણ મને જાણે ઉંઘમાંથી ઉઠ્યો હોઉં તેમ પૂર્વ જન્માન્તરે પ્રાપ્ત કરેલી સર્વ વિદ્યા જિહ્વાગ્રે આવી. સકલ કલાઓમાં કૌશલ ઉત્પન્ન થયું. ઉપદેશને અર્થે મનુષ્યના જેવી આ, વિસ્પષ્ટ વર્ણાભિવ્યાનયુક્ત વાણી પ્રાપ્ત થઇ, સર્વ વસ્તુ વિશે વિજ્ઞાન તથા સ્મરણ થયું. ટુકામાં, મનુષ્ય-શરીર વિના તે ક્ષણેજ મને બીજું સર્વ ઉત્પન્ન થયું—એ નો એજ ચન્દ્રાપીડ ઉપર સ્નેહ, એ ની એજ કામ-પરવશતા, એ નો એજ મહાશ્વેતા ઉપર અનુરાગ, અને એ ની એજ એને પ્રાપ્ત કરવાની ઉત્સુકતા. માત્ર મને તે સમયે પાંખો નહિ આવેલી તેથી પૂર્વ જન્મની શરીર-ચેષ્ટાજ ન હતી. આ પ્રમાણે અન્ય જન્મનો સકલ વૃત્તાન્ત પ્રત્યક્ષ થયો એટલે ઉત્સુક અન્ત:કરણે—માતા-પિતાનું શું થયું હશે? મિત્ર ચન્દ્રાપીડનું શું થયું હશે? પ્રથમ જન્મના મિત્ર કપિંજલનું, અથવા મહાશ્વેતાનું શું થયું હશે—એમ કોનું કોનું કેમ મને સ્મરણ થયું તે સમજાયુંજ નહિ—આમ અંતરમાં ઉત્સુક થઇ ભૂતલ ઉપર શિર મૂકી ઘણુ વાર પછી મ્હેં, મ્હારો અવિનય સંભળાવાથી ઉત્પન્ન થયેલી લજ્જાવડે જાણે વિલીન થતો હોઉં—પાતાળમાં પેસતો હોઉં—એમ, મહા કષ્ટે, ધીમે ધીમે ભગવાન જાબાલિને વિનતિ કરી કે—ભગવન્! આપના પ્રસાદથી મને સર્વ જ્ઞાન આવિર્ભૂત થયું છે. પૂર્વ જન્મના સર્વે બાન્ધવ મને હવે સાંભરે છે. હું મૂઢ હતો ત્યારે મને તેમનું સ્મરણ ન હતું તેમજ વિરહપીડા પણ ન હતી. પણ હવે તેઓ સાંભરી આવવાથી મ્હારૂં હૃદય જાણે ફાટી જાય છે.—વેગ જેવું હૃદય મ્હારૂં સ્ફટિક ભાંગતાજ ફાટી ગયું તે ચન્દ્રાપીડ સાંભરી આવવાથી જેટલું મને થાય છે તેટલું બીજાના સ્મરણથી થતું નથી. માટે એના પણ જન્મનો વૃત્તાન્ત કહેવાનો આપ પ્રસાદ કરો કે જેથી મ્હારો આ પક્ષિજાતિમાં જન્મ પણ એની સાથેજ વસવાથી પીડાકારી ન થઇ પડે.

આવું મ્હેં કહ્યું ત્યારે મ્હારા ઉપર જરા જાણે ક્રોધયુક્ત દૃષ્ટિ કરી, ભગવન્ જાબાલિએ સ્નેહ-ગર્જિત વાણીથી પ્રત્યુત્તર દીધો કે:—દુરાત્મન્! જે તરલ ચપલતાએ તને આવી દશામાં આણ્યો છે તેનેજ કેમ વળગી રહે છે? હજી તને પાંખોએ પૂરી નથી આવી. માટે આનતાં તો શીખ. પછી મને પૂછજે.—આવું જ્યારે તે ઋષિએ કહ્યું ત્યારે કુતૂહલ ઉત્પન્ન થવાથી હારીતે પ્રશ્ન કર્યો—તાત! મને એક મહાન વિસ્મય લાગે છે કે મુનિજાતિમાં છતાં આને એવી કામ પરવશતા ક્યાંથી થઇ કે જીવિત પણ ધારી શક્યો નહિ? અને દિવ્ય લોકમાં ઉત્પન્ન થયા છતાં એટલું સ્વલ્પ આયુષ્ કેમ થયું?—પુત્રનો આ પ્રશ્ન સાંભળી, ભગવાન જાબાલિ, નિર્મલ દન્ત કિરણ રૂપી જલધારાવડે પાપનો મલ જાણે પ્રક્ષાલિત કરતા કરતા બોલ્યા.—વત્સ! એનું કારણ સ્પષ્ટજ છે. આ કેવલ કામ-રાગ મોહમય, અલ્પ-સાર અને—

---

1 શુકનાશના આક્રોશ માટે જુઓ પૃ ૨૪૨ લી ૨૮ અને મહાશ્વેતાના શાપ માટે જુઓ પૃ. ૨૬૦ લી. ૧૭.

વીર્યથીજ ઉત્પન્ન થયો છે.[1] અને શ્રુતિમાં કહેલું છે કે જેમાંથી (પ્રાણી) જન્મે તેવોજ થાય. લોકમાં પણ ઘણું કરીને કારણના ગુણ પ્રમાણેજ કાર્ય થતાં જણાય છે. તેમ વળી આયુર્વેદમાં પણ કહે છે કે જે જન્તુ કેવલ, અલ્પ સાર સ્ત્રી-વીર્યથીજ ઉત્પન્ન થાય છે તે સારભૂત-સ્થૈર્ય નહિ હોવાથી, પુરુષ-વીર્યના અભાવથી કાં તો ગર્ભમાં વિલીન થઇ જાય છે, અથવા મૃત અવતરે છે, અથવા જન્મીને દીર્ઘ કાલ જીવતું નથી. તેમ આ ઉત્પન્ન જ એવી રીતે થયો તેથી એને એવો કામાવેશ થયો. મરણ પણ મદનના વેગથી થતો સંજ્વર ન સહી શકવાથી તેનું થયું. હજી પણ એવુંજ એને અલ્પ આયુષ્ય છે. (પણ) શાપની અવધિ પછી અક્ષય આયુષ્ય થશે.

આ સાંભળી, ફરીથી ભૂતલ ઉપર શિર મૂકી, પ્રણામ કરી, એ મહર્ષિને મ્હેં વિજ્ઞપ્તિ કરી કે:—ભગવન્! પક્ષિજાતિમાં પડેલો હું અપુણ્યવાન્ પોતાની મેળે કંઇજ કરવાને સમર્થ નથી. વાચા પણ મ્હારા મુખમાં આપની કૃપાથી હમણાંજ આવી, અને પૂર્વ જન્મનું જ્ઞાન (પણ) અંતરાત્માને (હમણાંજ થયું). હવે આયુષ્યની વૃદ્ધિ કરનાર કર્મને યોગ્ય શરીર નથી અને અન્ય જન્મમાં આપના પ્રસાદથી પ્રાપ્ત થાય તો મહાકર્મથી સાધ્ય એ અક્ષય આયુષ્ય કયે પ્રકારે મળે એ આપ કૃપા કરી કહો —આમ મ્હેં વિનતિ કરી ત્યારે સર્વે દિશાઓમાં દૃષ્ટિ ફેરવી એ ભગવાને કહ્યું:—એ પણ તને જેમ છે તેમ વિદિત થશેજ. હમણાં તો આ કથા રહેવા દો. રસના આક્ષેપથી આપણને જણાવા વિનાજ રજની વીતી જઇને પ્રભાત થવા આવ્યું છે. પ્રભા-રહિત થયાથી, રૂપાના અસ્વચ્છ દર્પણ જેવું આ, આકાશને પશ્ચિમ અન્તે લટકતું ચંદ્રબિમ્બ દેખાય છે! ઉદ્ગમને અનુસાર વિસ્તાર પામતી, જરક પદ્મ જેવી અરુણ, ફીકી ફીકી દેખાતી આ અરુણના અગ્ર કરની પ્રકાશ-રેખા, પૂર્વ દિશાના અંધકારરૂપી કેશપાશને જાણે સેંથી પાડતી હોય તેમ ઉલ્લસિત થાય છે! શેષ રહેલા તિમિરથી આકાશના એક ભાગમાં મલિન દેખાતા સૂર્યના પ્રકાશમાં સૂક્ષ્મતા પ્રમાણે અનુક્રમે આ તારાઓ પ્રવેશ કરવા માંડે છે. પમ્પા સરોવર પાસે સૂતેલાં પક્ષિઓનો પ્રબોધ સૂચવતો આ શ્રોત્રહારી કોલાહલ સંભળાવા માંડે છે. અને રાત્રિના સંપર્કથી શીતલ લાગતા, હાલતાં વન-કુસુમનો પરિમલ લાવતા, આ પ્રભાત સૂચક પવન વાવા માંડયા છે. હવે આપણે અગ્નિ લઇ જવાની વેળા થઇ,—એમ કહેતાં કહેતાંજ સભાનું વિસર્જન કરીને પોતે ઉઠયા.

પછી, ભગવાન્ જાબાલિ ઉઠયા એટલે તે સર્વે તાપસ લોક વિરાગી છતાં, નિષ્કૌતુક છતાં, તથા મોક્ષ માર્ગે રહેલા છતાં, કથા-રસથી ગુરુને ઉચિત આચરણ ભૂલી જઇને હજી જાણે સાંભળતા હોય તેમ કંટકિત કાયે, વિસ્મયથી પ્રફુલ્લ મુખે, સાથેજ શોકાનન્દનાં અશ્રુ પાડતા પાડતા, હા! અરેરે! એવા શબ્દ બોલતા બોલતા, જાણે સ્વપ્ન હોય તેમ બહુ વાર સુધી રહીને પોતપોતાને સ્થાને ગયા. અને હારીત, બીજા મુનિકુમાર સમીપ છતાં પોતાને હાથેજ મને ઉંચકીને પોતાની પર્ણશાલામાં લઇ જઇ, શયનના એક ભાગના ધીમેથી મૂકીને આહ્નિક ક્રિયા કરવાને બ્હાર ગયો. તે ગયો એટલે મને, એકે કાર્ય સાધી શકાય નહિ એવી પક્ષિજાતિમાં પડવાની હૃદયમાં થતી પીડાથી ચિન્તા થઇ કે:—અહો દૈવ, અનેક ભવમાં કરેલાં શત-સહસ્ર સુકૃતથી પ્રાપ્ત થાય એવો મનુષ્ય-દેહજ દુર્લભ છે; તેમાં વળી સર્વ જાતિથી ચઢતું બ્રાહ્મણ્ય; તેથી પણ ચઢતું, સત્વર મોક્ષદાયી મુનિત્વ; અને તેનાથી પણ કંઇક અધિક, દિવ્ય

1. લક્ષ્મીમાંથી પુંડરીકની ઉત્પત્તિ વિષે જુઓ પૃ. ૧૧૦.

લોકમાં નિવાસ. માટે જેણે આટલે (ઉચ્ચ) સ્થાનેથી સ્વદોષે કરીને આત્માને પતિત કર્યો તે હવે સર્વ ક્રિયા વિહીન, આ પક્ષિજાતિમાંથી પોતાનો શી રીતે ઉદ્ધાર કરી શકશે? વળી પૂર્વજન્મના સ્નેહીઓ સાથે કેમ કરીને સમાગમનું સુખ ભોગવશે? તે ભોગવ્યા વિના આમ નિરર્થક જીવિત-રક્ષણ કર્યાથી ફલ શું? ભલે આ દુઃખી શરીર ગમે ત્યાં પડે. કષ્ટને અર્થેજ સર્જેલા આ શરીરને સુખ તો મળવાનું છેજ નહિ. માટે લાવ એને ત્યજી દઉં. ભલે, મને દુઃખ દાન કરવાનીજ એક ચિન્તાથી અસ્વસ્થ થયેલા વિધિના મનોરથ પૂર્ણ થાય!—આ પ્રમાણે જીવિત ત્યજવાની ચિન્તામાં (ગરક થઇ) નયન મીચીને હું બેઠો હતો એવામાં, હસતે મુખે મને જાણે આશ્વાસન કરતો હોય એમ સહસા પ્રવેશ કરીને હારીત કહેવા લાગ્યોઃ-ભાઇ વૈશમ્પાયન! એક વધામણી લાવ્યો છું! ત્હારા પિતા ભગવાન્ શ્વેતકેતુ પાસેથી કપિંજલ તનેજ ખોળતો ખોળતો અહીં આવ્યો છે.

મને તો આ સાંભળી, તે ક્ષણે જાણે પાંખો ઉત્પન્ન થઇ હોય તેમ ઉડીને તેની સમીપજ જવાનું મન થયું, અને ઉંચી ડોક કરી, દૃષ્ટિ ફેરવીને મ્હેં તેને પૂછ્યું કે એ ક્યાં છે?—તેણે કહ્યું:—પિતાના ચરણ પાસે છે—ત્યારે મ્હેં ફરીથી એને કહ્યું કેઃ—જો એમ હોય તો મને ત્યાંજ આપ લઇ જાઓ. એને જોવાને મ્હારૂં હૃદય તલપી રહ્યું છે.—એવું હું કહેતો હતો એટલામાંજ—ગગનમાંથી આવવાના વેગથી જેનો જટા-કલાપ વાંકો ચૂકો થઈ ગયો હતો, પવનમાર્ગે ચાલવાથી જેના ઉત્તરીયનો એક છેડો ખસી ગયો હતો, વલ્કલથી જેણે સજ્જડ કેડ બાંધી દીધી હતી, અને તુટી ગયેલા યજ્ઞોપવીત સાથે જેની છાતી ઉપર અસ્થિ તરી આવતાં હતાં, આખો દેવમાર્ગ ઉતરીને આવવાથી શ્રમવડે જેનું શરીર હાંફતું હતું,—પવનથી અપહૃત છતાં, મરુત્પથમાં ઉડવાથી ઉત્પન્ન થતા ખેદવડે ધારણ કરાયલા, જલપ્રવેશથી ઝરતા સ્વેદને મુખે,[1] તથા મને જોયાથી થતા દુઃખને લીધે ભરાઇ આવતાં અશ્રુબિન્દુને નયનમાંથી જે સાથેજ કાઢતો હતો,—મુમુક્ષુ છતાં પણ જે મ્હારા સ્નેહથી અમુક્ત હતો, વિરક્ત છતાં પણ જે મ્હારા પ્રિય હિતમાં રક્ત હતો, નિઃસંગ છતાં જે મ્હારા સમાગમને અર્થે ઉત્સુક હતો, નિઃસ્પૃહી છતાં જે મ્હારો અર્થ સંપાદિત કરવાને આકુલ હતો, નિર્મમ છતાં જે ગાઢ સ્નેહી હતો, નિરહંકારી છતાં 'હું તેજ આ' એમ મને જે માનતો હતો. ક્લેશ ત્યજ્યા છતાં જે મ્હારે માટે ક્લેશ પામતો હતો,—લોષ્ટ, પાષાણ તથા કાંચનને સમાન ગણી સુખી છતાં મ્હારે દુઃખે જે દુઃખી હતો,—તે કપિંજલને મ્હેં—કૃતઘ્ને અકૃતઘ્ને, સ્નેહીપ્રકૃતિવાળાને કઠિન હૃદયવાળાએ, સુકૃતિને અપુણ્યશાલીએ, અનુગમન કરનારને વામ સ્વભાવવાળાએ, પ્રેમાર્દ્ર હૃદયવાળાને અતિનિષ્ઠુરે, મિત્રને વૈરીએ, વચન પાળનારને વચન ઉત્થાપનારે, મહાત્માને દુરાત્માએ—મ્હારી આગળ જોયો. જોતાંજ મ્હારાં નયનમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, અને એવડો હતો તોપણ મળવાને સામા જવાનો પ્રયત્ન કરી, ફૂત્કાર કરીને હું બોલ્યોઃ—મિત્ર કપિંજલ! બે જન્મ સુધી વિયોગ ભોગવ્યા પછી તને જોઇને ઝટ ઉઠી, દૂરથીજ હસ્ત પ્રસારી ગાઢ આલિંગન દઇને શું હું સુખ પામીશ? શું હાથ ઝાલીને આસને

1. પરસેવો પવને હરેલા પણ મરુત્-પથ—પવનના માર્ગ=માં ઉડવાથી ઉત્પન્ન થયેલા એ વિરોધ; સમાવતાં મરુત્-પથ=દેવ-માર્ગ, આકાશ, એ અર્થ લેવો. જલ-પ્રવેશ=આકાશમાંથી નીચે આવતાં મેઘ:મંડલમાં પ્રવેશ કરવો પડે તે.

બેસાડીશ? શું, સુખે બેઠેલાનાં ગાત્ર ચાંપીને હું શ્રમ ઉતારીશ?—આ પ્રમાણે હું મ્હારા વિશે શોક કરતો હતો તેવામાંજ કપિંજલ મને બંને હાથે ઉચકી, મ્હારા વિરહ-દુઃખથી દુર્બલ થયેલી છાતીએ ચાંપીને બહુ વાર સુધી જાણે અંતરમાં પ્રવેશ કરાવતો હોય તેમ મ્હારા આલિંગનનું સુખ એ પ્રકારે ખરેખર ભોગવી, મ્હારા ચરણ મસ્તકે મૂકીને મહા શોકાવેગથી ઇતર જનવત્ રોદન કરવા લાગ્યો.

મ્હારાથી તો માત્ર વાચાએજ પ્રતીકાર થઇ શકે એમ હતું તેથી, એને રોતો જોઇ હું ફરીથી કહેવા લાગ્યોઃ—મિત્ર કપિંજલ! સકલ ક્લેશથી પરિભૂત થયેલા મુજ પાપાત્મને હવે જે આ આરંભ્યું છે તે શોભે. પણ તને તો બાલ્યાવસ્થામાંએ આ સાંસારિક મુક્તિમાર્ગ શોધનાર રાગાદિ દોષનો સ્પર્શજ થયો નથી. ત્યારે શું કરવા તું હવે મૂઢજનને માર્ગે જાયછે? બેસીને સર્વ વાત યથાસ્થિત કહે.—તાત કુશલ છે! મને સંભારે છે! મ્હારે દુઃખે પોતે દુઃખી છે? મ્હારો વૃત્તાન્ત સાંભળીને શું બોલ્યા હતા? કોપાયમાન થયા હતા કે નહિ?—આમ મ્હેં કહ્યું ત્યારે હારીતના શિષ્યે આણેલા એક પલ્લવાસન ઉપર બેસી, મને ખોળામાં લઇને, હારીતે આણેલા જલ વડે મુખ પ્રક્ષાલન કરી એ કહેવા લાગ્યોઃ—

ભાઇ! પિતા કુશલ છે. આપણો આ વૃત્તાન્ત એમણે પ્રથમથીજ દિવ્ય ચક્ષુવડે જોયો હતો, અને જોઇને તેની પ્રતિક્રિયાને અર્થે કર્મ આરંભ્યું હતું તે કર્મ આરંભ્યું એટલેજ અશ્વજાતિમાંથી મુક્ત થઇને હું પિતા પાસે ગયો; હો. દૂરથીજ મને, અશ્રુથી ભરેલી આંખે તથા વિષાદથી દીન મુખે ભયથી પાસે ન જતો જોઇને બોલાવી એમણે કહ્યું કેઃ—વત્સ કપિંજલ! ત્હારો પોતાનો દોષ થયો હશે એવી શંકા મૂકી દે. એ તો મુજ શઠ-મતિનોજ આ સર્વ દોષ છે કે મ્હેં જાણીને પણ પુત્રના જન્મ સમયેજ આ દીર્ઘ આયુષ્ આપનાર કર્મ કીધું નહિ. હવે તો એ થવું ખરું સિદ્ધ થઇ ચૂક્યું છે માટે દુઃખી થવું નહિ. હમણાં તો તું મ્હારી પાસેજ રહેજે.—આવું પિતાએ કહ્યું ત્યાર નિર્ભય થઇને મ્હેં વિનતિ કરી કેઃ—તાત! જો આપની કૃપા હોય તો જ્યાં એ ઉત્પન્ન થયો છે ત્યાંજ મને જવાની આજ્ઞા આપો.—આ ઉપરથી એમણે ફરીથી કહ્યું કેઃ—પુત્ર! એ તો શુક જાતિમાં પડેલો છે. એટલે જઇને પણ તું હમણાં એને ઓળખી શકશે નહિ. તેમ એ પણ તને ઓળખશે નહિ. માટે થોડા દિવસ, અહીં રહે.—આજ પ્રાતઃકાલેજ પાછો મને બોલાવીને એમણે કહ્યું કેઃ—વત્સ કપિંજલ!, જાબાલિ મહામુનિના આશ્રમમાં ત્હેરો મિત્ર આવ્યો છે, અને જન્માન્તરનું એને સ્મરણ થયું છે માટે હવે એને મળવા જા. મ્હારી આશિષ્ સહિત એને કહેજે કે;—પુત્ર! જ્યાંસુધી આ કર્મ સમાપ્ત થાય ત્યાં સુધી ત્હારે આ જાબાલિ મુનિના ચરણ સમીપજ રહેવું. વળી, ત્હારે દુઃખે દુઃખી થયેલી ત્હારી માતા લક્ષ્મી પણ એજ કર્મમાં પરિચારિકા થયેલી છે, અને એણે પણ મસ્તકે ચુમ્બન કરીને આ તું આજ ફરી ફરી કહાવ્યું છે.—આટલું કહી, કોમલ શિરીષ પુષ્પની શિખાના જેવાં સૂક્ષ્મ પીછાં ઉગવાથી શું ઝાળાં થયેલાં મ્હારા ગાત્ર ઉપર ફરી ફરી હાથ ફેરવી, એ, અંતઃકરણમાં ખેદ પામવા લાગ્યો. આમ એને ખિન્ન થતો જોઇ મ્હેં કહ્યુંઃ—સખે કપિંજલ! શું કરવા તું ખેદ કરે છે? ત્હેં પણ મુજ મંદ-પુણ્યને અર્થે અશ્વ થઇને, પરાધીન વૃત્તિમાં બહુ બહુ દુઃખ ભોગવ્યાં છે. સોમપાનને યોગ્ય આ મુખે તીક્ષ્ણ તપ્ત રુધિર કાઢતા, તીક્ષ્ણ ચોકડાના ઘસારા કેમ કરીને સહ્યા હશે? કોમલ પદ્મ શયનમાંજ સૂનાર આ સુકુમાર પૃષ્ઠ ઉપર સદા પલાણ રહેવાથી કેમ એ લાગ્યા વિના રહી હશે? પુષ્પ

ચુંટતાં પાતી બાલ વન-લતાનો સ્પર્શ પણ ન ખમી શકે એવાં આ ગાત્રોએ ચાબુકોના ફટકા કેમ સહન કર્યા હશે ? અને યજ્ઞ-સૂત્ર પેહેરનાર આ દેહે ચર્મના બંધથી કેવી પીડા ભોગવી હશે ?—આવા પ્રકારની પૂર્વ વૃત્તાન્તની વાત કરવામાં તે કાળે હું પક્ષિ જાતિનું મ્હારૂં દુઃખ વિસરી જઇને ત્યાં સુખે રહ્યો.

પછી મધ્યાહ્ન થતાં આવ્યો એટલે હારીતે કપિંજલને તથા મને યથાયોગ્ય આહાર કરાવ્યો, અને આહાર કરી રહ્યા પછી જરા વાર રહીને કપિંજલ મને કહેવા લાગ્યો કે:—પિતાએ મને તને આશ્વાસન કરવાને તથા કર્મ-સમાપ્તિ સુધી ત્હારે જાબાલિ મુનિના ચરણ પાસેથી ખસવું નહિ એમ કહેવાને મોકલ્યો હતો. હું પણ એજ કર્મમાં વ્યગ્ર છું. માટે હવે જાઉં છું —આ સાંભળી ઉતરી ગયેલે મ્હોંએ મ્હેં એને કહ્યું —સખે કપિંજલ ! એમ છે ત્યારે હું શું કહું ? અને પિતાને કે માતાને શો સંદેશો મોકલું ? તુંજ સર્વ જાણે છે.—આવું મ્હેં કહ્યું ત્યારે મ્હારે ત્યાં રહેવા વિશે મને તથા હારીતને પુનઃ પુનઃ કહીને મને આલિંગન દઇ, એ વિસ્મયથી ઉન્મુખ રહેલા મુનિકુમાર જોતા હતા તેવામાંજ અન્તરીક્ષમાં થઇને ક્ષણેક અદૃષ્ટ થઇ ગયો. એના ગયા પછી મને આશ્વાસન દઇ, હારીત સૌ સ્થિતિ કરવા ઉઠ્યો, અને મ્હારી પાસે એક મુનિકુમારને બેસાડીને બ્હાર ગયો. સ્નાનાદિ ક્રિયા કરી રહ્યા પછી પોતાની સાથેજ તેણે મને સાયાહ્ન-સમયે ફરીથી ભોજન કરાવ્યું.

આ પ્રમાણે ધ્યાન દઇને હારીત મને ઉછેરતો હતો એટલે થોડાકજ દિવસમાં મને પૂરે પૂરી પાંખો આવી; અને ઉડતાં આવડ્યાથી મ્હેં વિચાર કર્યો કે:—ચાલવાને તો હું શક્તિમાન્ થયો છું. હવે ચંદ્રાપીડની ઉત્પત્તિ ક્યાં હશે એ જાણવાનું રહ્યું. મહાશ્વેતા તો હજી એની એજ-છે. ત્યારે જ્ઞાન મળ્યા છતાં શામાટે મ્હારે એનાં દર્શન વિના નિમેષ પણ દુઃખમાં રહેવું જોઇએ ? લાવ ત્યાંજ જઇને રહું.—આવો નિશ્ચય કરી, એક દિવસ આહારને અર્થે પ્રાતઃકાલે હું બ્હાર ગયો હતો ત્યારેજ ઉત્તર દિશાતરફ ઉડ્યો. (પણ) ઉડવાનો અભ્યાસ બહુ દિવસનો નહિ તેથી થોડુંકજ ગયો એટલામાં તો મ્હારાં અંગ શ્રમથી શિથિલ થઇ ગયાં. તૃષાથી તાળું સુકાઇ ગયું, અને નાડીઓને ધમધમાવતા શ્વાસથી કંઠ કંપવા લાગ્યો. આવી અવસ્થામાં, શિથિલ થતી પાંખે, આ પડ્યો, આ પડ્યો, એમ પડવાની તૈયારીમાં છતાં ઉડવાનો યત્ન કરતો કરતો હું, કૃષ્ણપક્ષની રાત્રિયોના તિમિર-સમૂહની પેઠે સૂર્યકિરણને ઢાંકી દેતી, લીલાં પલ્લવની ઘટાના ભારથી લચી જતી, પાસેની એક, સરોવરના તીર ઉપરની વૃક્ષ-કુંજ ઉપર જઇને બેઠો. બહુ વારે ત્યાં વિશ્રાન્ત થયો એટલે નીચે આવી શીતલ વૃક્ષ-છાયામાં બેસીને મ્હેં, આસપાસ આવી રહેલી પત્રની ઘટાને લીધે ઠંડુ રહેલું કમલના તંતુ તથા પરાગની વાસથી સુગંધિ થયેલું, મૃણાલ-રસથી કષાયિત, પીતા પીતાંજ પુનઃ પાન કરવાની સ્પૃહા ઉત્પન્ન કરતું પાણી તૃપ્ત થતા સુધી પીધું, તથા કોમલ કમલની કર્ણિકાના બીજ, તીરે ઉગેલાં તરુઓના પત્ર અંકુર અને ફલ જે મળ્યાં તે ખાધાં. પછી સાયાહ્નસમયે હવે કટલોક માર્ગ કાપીશ એમ ધારીને હું માર્ગના શ્રમથી નિઃસહ થઇ ગયેલાં અંગને વિશ્રામ આપવાને અવિચ્છિન્ન છાયાવાળી એક શાખા ઉપર ચઢીને વૃક્ષને મૂલ પાસેજ રહ્યો. ત્યાં મને, થાકી ગયેલાને ઝટ નિદ્રા આવી. (પણ) બહુ વારે જાગ્યો ત્યારે તો મ્હેં જોયું કે તોડી શકાય નહિ એવા તંતુ-જાલથી હું બંધાઇ ગયો હતો; અને મ્હારી પાસે એક પાશ-વિરહિત કાલ પુરુષ જેવો, શરીર

અતિકઠિન તથા શ્યામ હોવાથી જાણે કેવલ લોહ-પરમાણુથીજ બનાવેલો,[1] બીજા પ્રેતપતિ જેવો, પુણ્ય-રાશિના પ્રતિપક્ષ જેવો, પાપના ભંડાર જેવો,-હોર કારણ વિના પણ ચઢાવી રાખેલી ભીષણ ભ્રુકુટિથી અતિભયાનક દીસતા મુખને લીધે,[2] તથા અતિરક્ત કીકીવાળાં નયનને લીધે, સકલ જનને ભયંકર ભગવાન્‌યમને પણ જાણે ભય ઉપજાવે એવો,—હૃદયમાં તથા કેશમાં અસ્નિગ્ધ, મુખમાં તથા જ્ઞાનમાં અંધકારિત, વર્ણમાં તથા ચરિતમાં કૃષ્ણ, વસ્ત્રમાં તથા કર્મમાં મલિન, અને શરીરમાં તથા વાચામાં કઠોર પુરુષ ઉભેલો હતો, જેની ક્રૂરતાનું અનુમાન, (પૂર્વે) જોયા કે સાંભળ્યા કે અનુભવ્યા વિના પણ આકાર ઉપરથીજ થઇ શકતું હતું. તેને એવો જોઇને સર્વે આશા ત્યજી દઇ મ્હેં પૂછ્યું:-ભાઇ! તું કોણ છે? શું કરવા ત્હેં મને બાંધ્યો છે? જો માંસની તૃષ્ણાથી હોય તો કેમ મને નિદ્રામાંજ મારી નાખ્યો નહિ? મને નિરપરાધીને બંધન-દુઃખ શા માટે આપે છે? જો કેવલ કૌતુકથીજ બાંધ્યો હોય તો (હવે) તે થઇ રહ્યું માટે કૃપા કરીને મને છોડ. વલ્લભ જનના દર્શનની ઉત્કંઠાથી મ્હારે દૂર જવાનું છે, અને મ્હારું હૃદય વિલંબ ખમી શકે એમ નથી. તું પણ પ્રાણી ધર્મ જાણે છે— આ સાંભળી તેણે કહ્યું-મહાત્મન્! હું તો ક્રૂર કર્મ કરનાર, જાતિયે ચાંડાલ છું. મ્હેં તને કંઇ માંસના લોભથી કે કુતૂહલથી બાંધ્યો નથી. મ્હારો સ્વામી, ચંડાલવાડાનો અધિપતિ, અહીંયાં થોડેક દૂર ચંડાલ લોકની ભૂમિમાં રહે છે. તેની પુત્રી કૌતુકમય પ્રથમ વયમાં આવેલી છે. તેને કોઇ દુરાત્માએ કહ્યું હતું કે જાબાલિ મુનિના આશ્રમમાં એક આવા આવા ગુણવાળો મહાઆશ્ચર્યકારી પોપટ આવેલો છે. તેણે આ સાંભળ્યું ત્યારથી કૌતુક ઉત્પન્ન થવાથી તને પકડવાને મ્હારા જેવા બીજા ઘણાએ મોકલ્યા છે. તેમાં પુણ્યે કરીને આજ તું મ્હારા હાથમાં આવ્યો છે. માટે હું તને તેની પાસે લઇ જઇશ. તને રાખવો કે છોડી દેવો એ હવે એના હાથમાં છે.

મને તો આ સાંભળીને મસ્તકમાં જાણે શુષ્ક વજ્રપ્રહાર થયો હોય તેમ લાગ્યું, અને હૃદયમાં ગભરાટ સહિત વિચાર આવ્યા કે:—અરે! મુજ મંદ-પુણ્યનાં કર્મનો આ કેવો અતિ દારુણ પરિણામ થયો! દેવ-દાનવો જેના ચરણ-કમલને શિરઃશેખર વડે વંદન કરે છે એવી લક્ષ્મીમાંથી હું ઉત્પન્ન થયેલો, ત્રણે જગતને નમવા યોગ્ય મહામુનિ શ્વેતકેતુએ પોતાને હાથે મને ઉછેરેલો, અને દ્વિજ લોકના આશ્રમમાં હું રહેલો—ને મ્હારે, મ્લેચ્છ જાતિ પણ જેનો દૂરથી ત્યાગ કરે એવા ચંડાલવાડામાં હવે પેસવું પડશે!! ચંડાલ લોક સાથે એકત્ર રહેવું પડશે!!વૃદ્ધ ચંડાલ-સ્ત્રિયોએ હાથે ભરાવેલા કોળિયાથી જઠર ભરવું પડશે!!ચંડાલ-બાલકોની રમત થવું પડશે!! દુરાત્મન્ પાપી પુંડરીક! ધિક્કાર છે ત્હારા જન્મ-લાભને કે ત્હારાં કર્મનો આવો પરિણામ થયો! કેમ તું પ્રથમ-ગર્ભમાંજ સહસ્રધા છુંદાઇ ગયો નહિ!--ચરણ-પંકજે અશરણ જનને શરણ દેનારી ઓ લક્ષ્મી માત! આ અતિ ગહન-ભયંકર-મહાનરક-પાતમાંથી મને ઉગારો! ત્રિભુવન તારવાને સમર્થ તાત! આ એક કુલ-તંતુનું પરિત્રાણ કરો! તમેજ મને ઉછેર્યો હતો. મિત્ર કપિંજલ! દોડી આવીને તું જો મને આ પાપમાંથી ન મુક્ત કરે તો જન્માન્તરે પણ ફરી મ્હારા સમાગમની આશા રાખીશ નહિ.—આ ને એવા બીજા વિલાપ અંતઃકરણમાં કરીને ફરીથી મ્હેં એને દીન સ્વરે પ્રાર્થના કરીઃ—

---

૧. જુઓ પૃ. ૨૫ ની ૭ લી લીટી. ૨. જુઓ પૃ ૨૬ લી. ૨૩. આ ચંડાલનું વર્ણન એ શબરસેનાપતિના વર્ણન ઉપરથી લીધેલું છે.

ભાઈ! મને સાંભરે છે કે પૂર્વ જન્મે હું જાતિયે મુનિ છું. માટે આ મહા પાપસંકટ-માંથી જો મને ઉગારશે તો તને પણ અદષ્ટ-સુખદાયક ધર્મ થશેજ. મને છોડતાં તને કોઈ જોનાર નથી અને જોશે તોએ તને કંઇ દોષ થાય એમ નથી. માટે મને (કૃપા કરીને) મુક્ત કરય.—આવું કહેતો કહેતોજ હું એને પગે પડ્યો. ત્યારે હસીને એ મને કહેવા લાગ્યોઃ—અરે મોહાન્ધ! શુભાશુભ કર્મના સાક્ષિભૂત, હારા પોતાનાજ શરીરમાં રહેલા પંચ લોકપાલ જોઈ શકતા નથી તો તું બીજા કોના ભયથી અકાર્ય ન કરે? માટે હું તો તને સ્વામીની આજ્ઞાથી લઇ જાઉંછું.– એમ કહેતો કહેતોજ મને ઉપાડીને એ ચંડાલવાડા તરફ ચાલ્યો.

આ એના વચનથી મસ્તકમાં જાણે ઘા વાગ્યો હોય તેમ હું તો ચૂપજ થઇ ગયો, અને કિયાં કર્મનું વળી મને આ ફલ મળ્યું?—એમ મનમાં વિચારીને પ્રાણ-ત્યાગ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો. જતાં જતાં, મુક્ત થવાની આશાએજ આગળ દૃષ્ટિ કરીને જોયું તો (કેટલાક) ભૂત ગ્રસ્ત હોય તેમ બીભત્સ રચના કરતા, (કેટલાક) દૂર રહેલા, (કેટલાક) વ્યતને જલ-ભ્રમરમાં ફેરવવામાં ગુંથાયલા, મૃગોએ ફાડી નાંખેલી જીર્ણ જાલને ગુંથવામાં (કેટલાક) વ્યગ્ર થયેલા, (કેટલાક) તુટી ગયેલા કૂટપાશને સમું કરવા મંડેલા, (કેટલાક) હાથમાં ધનુષ્યબાણ લઇ ઉભેલા, (કેટલાક, લટકાવેલી) પાશ વડે પ્રચંડ દીસતા દંડ હાથમાં લઇ ઉભેલા, (કેટલાક) ભાલા ગ્રહણ કરી ઉભેલા, લાકડિયો વાળા, લાસક પક્ષિને પકડનારા, વિવિધ ગ્રાહક પક્ષિયોને વાચાલ *કરવામાં કુશલ, શ્વાનને છોડવામાં તથા ચલાવવામાં ચતુર, ટોળામાં ને ટોળામાં દિશાએ દિશાએ મૃગયા રમતા ચંડાલ-શિશુઓ વડે દૂરથીજ જણાઇ આવતો, કેવલ અપુણ્ય કર્મથકીજ ભરેલો, મ્હેં ચંડાલવાડો દીઠો. આમ તેમથી આવતા, અપકવ માંસના જેવી દુર્ગંધવાળા ધૂમે કરીને ત્યાં ગાઢ વાંસના વનની પાછળ ગૃહ-સમૂહ હશે એમ અનુમાન થઇ શકતું હતું. વાડને રસ્તે ઘણું ખરૂં ખોપરીઓજ પડેલી હતી. શેરીઓમાં કચરાના ઢગલામાં હાડકાંજ દેખાતાં હતાં. ઝુંપડિયાનાં આંગણાં પાસે ઘણું ખરૂં, કાપેલા માંસનો, ચરબીનો તથા લોહીનોજ કિચ્ચડ થયેલો હતો. ત્યાં (ના લોક)ની આજીવિકા વિશેષે કરીને મૃગયા ઉપર ચાલતી હતી; આહાર વિશેષે કરીને માંસનો હતો; સ્નેહ વિશેષે કરીને ચરબીમાં હતો; વસ્ત્ર વિશેષે કરીને કીડાઓએ કાઢેલા રેશમનાં હતાં; આસ્તરણ વિશેષે કરીને ચર્મનાં હતાં; પરિવાર વિશેષે કરીને શ્વાનનો હતો; વાહન વિશેષે કરીને ઘોળી ગાયનું હતું; પુરુષાર્થ વિશેષે કરીને સ્ત્રી-મદ્યમાં હતો; દેવતાઓની બલિપૂજા વિશેષે કરીને રુધિરથી થતી હતી; અને ધર્મ-ક્રિયા વિશેષે કરીને પશુ-બલિદાનમાં હતી. સર્વ નરકની તે જાણે ખાણ હતો; સર્વ અકુશલનું જાણે કારણ હતો; સર્વ સ્મશાનનો જાણે સમૂહ હતો; સર્વ પાપનું જાણે નગર હતો; અને સર્વ કષ્ટનો જાણે આલય હતો. સ્મરણ થતાં પણ તે ભયંકર લાગતો હતો; શ્રવણ કરતાં પણ ઉદ્વેગ ઉત્પન્ન કરતો હતો; અને દર્શન થકી પણ પાપજનક હતો. જન્મ-કર્મથી (પણ) ત્યાંના જન અધિક મલિન હતા. જન થકી (પણ) લોક-હૃદય અધિક ક્રૂર હતાં. લોક-હૃદય થકી પણ સમસ્ત પુરના વ્યવહાર અધિક ક્રૂર હતા. બાલક, યુવાન કે વૃદ્ધના આચારમાં ત્યાં કંઇ ભેદ ન હતો. અને સ્ત્રી-સંયોગમાં ગમ્ય કે અગમ્યની વ્યવસ્થા ન હતી.

નરકવાસીને પણ ઉદ્વેગ કરે એવા આ ચંડાલવાડાને જોઈને મને તો કમકમાટ છૂટ્યો અને વિચાર થયો કેઃ—એ ચંડાલ-પુત્રી મને દૂરથીજ જોઇને દયા લાવી છોડી દે, અને સ્વ-

જાતિ-સદશ વર્તે નહિ તો કેવું સારું? એવાં મ્હારાં પુણ્ય હશે? એમ હોય તો એક નિમેષ માત્ર પણ હું અહીં રહું નહિ.—આમ હું આશા રાખતો હતો એવામાંજ એ ચંડાલે મને, સાદે વેષે એકલી તે કન્યા પાસે લઇ જઇ, દૂર રહે રહેજ પ્રણામ કરી, 'આ હું આને લઇ આવ્યો' એમ કહી, દેખાડ્યો, મને જોઇ એનું વદન તો અતિશય પ્રહૃષ્ટ થયું, અને 'ઠીક કર્યું' એમ કહી, તેના હાથમાંથી મને પોતાના હાથમાં લઈ,—અરે પુત્ર! (આખરે) તું હાથમાં આવ્યો છે![1] હવે ક્યાં જનાર છે? ત્હારું સર્વે આ કામીપણું હું કાઢી નાંખું છું—એમ કહેતાં કહેતાંજ એણે, દોડતા ચંડાલ બાલકે આણેલા,—અર્ધા સૂકાયલા વાળ વાળા, દુર્ગંધી ગોચર્મની સાટે લટકાવેલા,—દૃઢ-ગુઢ કાષ્ઠમય પાન-ભોજન-પાત્ર વાળા કાષ્ઠ-પંજરમાં, જરાક દ્વાર ઉઘાડીને મને, મહાશ્વેતાને મળવાના મનોદર્શન સાથે પૂરીને દ્વાર બંધ કરી કહ્યું કેઃ—હવે અહીં નિરાંતે રહે.—આટલું કહીને તે શાન્ત પડી. આવી રીતે પંજર-ગત થવાથી મને વિચાર આવ્યો કે—આ તો મહાસંકટ આવી પડ્યું. હવે જો હું મ્હારી અવસ્થા દર્શાવીને શિર નમાવી, મને મુક્ત કરવાની એને વિનતિ કરું તો જે મ્હારો ગુણ દોષ રૂપ થઇને બંધન-હેતુ થઇ પડ્યો છે તેજ સંવર્ધિત થાય. હું સારું બોલું છું એટલા માટેજ એણે મને પકડી મંગાવ્યો છે. મ્હારી બંધન-પીડાથી એને શી પીડા થવાની હતી? નથી હું એનો પુત્ર, નથી ભાઇ કે નથી બંધુ. હવે જો મૌન ગ્રહીને રહું તો તેમાં પણ મ્હારું શઠપણું જોઇ કોપાયમાન થઇને એ કદાચિત્ આ કરતાં પણ અધિક કષ્ટદાયક અવસ્થામાં મને નાંખે. આ જાતિ સૌથી ક્રૂરમાં ક્રૂર છે.—અથવા, ભલે આના કરતાં પણ અધિક દુઃખ પડે, પણ ચંડાલ સાથે તો ભાષણ કરવું નહિ, વખત છે, હું મૌન ગ્રહણ કરીને રહું તો કદાચિત્ નિર્વેદથી એ મને છોડી પણ દે. પણ જો બોલ્યો તો કદી મને છોડનારજ નથી.—વળી, **દિવ્ય લોકમાંથી જે હું ભ્રષ્ટ થયો, મર્ત્ય લોકમાં જન્મ્યો, પક્ષિ જાતિમાં પડ્યો, ચાંડાલને હાથ ગયો, અને પંજરગત થઇને આ પ્રકારનું દુઃખ ભોગવું છું—એ સર્વે, ઇંદ્રિયો અનિયત રાખ્યાનોજ દોષ છે.**[2] માટે, એકલી વાચા તો શું પણ સર્વે ઇંદ્રિયોને હવે મ્હારે નિયમમાં રાખવી.—આવો નિશ્ચય કરીને મ્હેં મૌન-ગ્રહણ કર્યું; અને મને બોલાવવા માંડ્યો, તરછોડવા માંડ્યો, મારવા માંડ્યો, તથા બલાત્કારે (મ્હારી પાંખો) તોડવા માંડી તોએ હું કંઇ પણ બોલ્યો નહિ. કેવલ ઉંચે સ્વરે મ્હેં ચીત્કારજ કર્યા કર્યો અન્ન પાણી આણીને મ્હારી પાસે મૂક્યું તોએ મ્હેં તે દિવસ નિરાહાર રહીનેજ કાઢ્યો બીજે દિવસે મ્હારે ખાવાનો સમય વીતી જતો જોઇ જાણે હૃદયમાં ખેદ પામતી હોય તેમ તે કન્યા પોતાને હાથે વિવિધ પક્વ તથા અપક્વ ફલ, અને સુગંધિ તથા શીતલ જલ લઇને આવી; (પણ) મ્હેં જ્યારે તેનો ઉપયોગ કર્યો નહિ ત્યારે મ્હારા સામી દૃષ્ટિ માંડીને જાણે સ્નેહથી કહેવા લાગી કેઃ—નિર્વિચાર ચિત્તવૃત્તિનાં, ક્ષુધા તૃષાથી પીડાતાં પશુ-પક્ષિઓ, આહાર પાસે આવ્યા

---

* ૧. આ ચંડાલ કન્યાના તથા વૈશમ્પાયનના સબંધ વિશે જુઓ પૃષ્ઠ ૨૯૮ ટી. ૧. 'પુત્ર'ના સંબોધનથી તે વર્તાય એમ તો છે. ૨. મને લાગે છે કે વૈશમ્પાયનના અવિનયનાં ફલ દર્શાવતા આ વાક્યમાં આખી કથાનો સાર (moral) આવી ગયો છે.

विवेकभ्रष्टानाम् भवति विनिपातः शतमुखः

એના પિતાએ મને કહ્યું કે અવિનયને માર્ગે જે કોઈ જાય છે તે પશ્ચાત્તાપ વિના પાછો ફરતો નથી. આ હારો પુત્ર કદાચિત્ આ પરિજાતિમાંથી ગણુ નીચે પડશે માટે આ કર્મ પરિસમાપ્ત થાય ત્યાં સુધી એને પકડીને મર્ત્ય લોકમાંજ રાખ; અને જેથી એને પશ્ચાત્તાપ થાય એવો ઉપાય કર.'—આ ઉપરથી આને શિક્ષા આપવાને મ્હેં આ બધું રચ્યું હતું હવે એ કર્મ સમાપ્ત થયું છે, અને શાપનો અંત થવા આવ્યો છે. શાપને અન્તે આપ અને એ બને સાથેજ સુખમાં રહેશો એમ જાણી મ્હેં આપના પાસે આને આણ્યો છે આમાં પણ જે ચાંડાલજાતિ કહેવડાવી તે લોક સંપર્ક લજવાને માટે. હવે આપ અને એ બેએ, જન્મ-જરા-વ્યાધિ-મરણાદિ દુઃખથી ભરેલાં આ શરીર સાથેજ સજીને ઇષ્ટ જનના સમાગમનું સુખ ભોગવો.—આ પ્રમાણે કહેતી કહેતીજ એ રણકતાં ભૂષણના સ્વરથી અન્તરિક્ષને બધિર કરતી, પૃથ્વી ઉપરથી ઝટ ગગનમાં ઉડી ગઈ અને ઉત્ફુલ્લ લોચનથી લોક એની સામું જોતા રહ્યા.

લક્ષ્મીનું આ વચન સાંભળતાંજ રાજાને પૂર્વ જન્મનું સ્મરણ થયું અને—સખે વૈશમ્પાયન રૂપ પુંડરીક ! ભલું થયું કે આપણા શાપનો અન્ત સાથેજ આવ્યો—એમ કહેતાં કહેતાંજ એના મનમાં,—કર્ણ સુધી ધનુષ્ ખેંચી, કાદમ્બરી રૂપ પરમ અસ્ત્ર આગળ કરી, જીવ લેવા સારૂ શત્રુની સમાન સર્વ આશા રુંધી દઈ,—કામદેવે પ્રવેશ કર્યો. તેના પ્રવેશથીજ જાણે નિર્વાસિત થયું હોય તેમ અંતઃકરણ કાદમ્બરીને શરણ ગયું તેના સરપ્રહારના જાણે ભયથી દેહ સજીને ઉષ્ણ શ્વાસ-પવન બ્હાર આવવા લાગ્યા. તેનાં બાણ-પક્ષના પવનનો જાણે સ્પર્શ થયો હોય તેમ તરલ શરીર કંપવા લાગ્યું. તેનાં બાણના કાંટાથી જાણે ભરાઇ ગઈ હોય તેમ કાયા રોમાંચિત થઈ. તેનાં શરની રજ જાણે નયનમાં પડી હોય તેમ તેમાંથી અશ્રુજલ વહેવા લાગ્યું, અને મુખની શોભા તરતજ પીળી પડી ગઈ. તેના ધનુષ્ની પણછનો શબ્દ સાંભળી ભયભીત થયું હોય તેમ હૃદય-વેદનાથી નયન-યુગલ જરા મીંચાવા લાગ્યું. અંતર્માં જ્વલનાર મદનાગ્નિનો જાણે ધૂમ લાગ્યો હોય તેમ કંપતું અધરપલ્લવ શુષ્ક થવા લાગ્યું. તે અગ્નિના તાપથી વિરસ થયેલું, નિષ્પીડિત, સરાગ હૃદય જેવું તામ્બૂલ મુખમાંથી બ્હાર પડ્યું. [1]કાષ્ટતન્ આર્દ્ર એનું અંગ બળવાથી દારુણ દ્રવ જેવો સ્વેદ તેમાંથી નીકળવા લાગ્યો.[2] મદન-શર પેસી ગયાં હોય તેમ તેજ ક્ષણેથી એનાં સર્વ અંગ પરવશ થઈ ગયાં. વળી કાદમ્બરીને આગળ કરીને મદન એને જે પીડા કરવા લાગ્યો તે પીડા, તાપ હરી શકે એવી વસ્તુઓ પણ શમાવવાને સમર્થ થઈ નહિ, કારણ કે, તેનાં[3] અવયવની રૂપ શોભાએ તેમને હરાવેલી હતી—જેમકે, કમલ-પલ્લવને હાથ પગે, કુવલયપત્રની માલાઓને દૃષ્ટિએ, મણિદર્પણને કપોલે, મૃણાલને બાહુ લતિકાએ, ચંદ્રકિરણને નખ કિરણે, કર્પૂરધૂલિને સ્મિત પ્રભાએ, મુક્તાહારને દંતકિરણે, ચંદ્રબિમ્બને મુખે, ચંદ્રિકાને લાવણ્યે, અને મણિવેદિકાની ભૂમિને નિતંબે. આ પ્રમાણે સર્વ બાલોપચાર એને વિફલ થયા, અને હૃદયમાં પણ બીજા કોઈ વિનોદ-

---

૧. વિરસ=રસ વિનાનું શુષ્ક (તામ્બૂલ); દુઃખદાયક. નિષ્પીડિત=ચવાયલું; અતિશય પીડિત. તામ્બૂલને પહેલાં પણ હૃદય સાથે સરખાવ્યું છે—જુઓ પૃ. ૨૫૦ લી. ૨૭. ૨. આર્દ્ર=ભીનું, લીલું; પ્રેમથી પલળેલું. મૂળમાં 'દારુણ' શબ્દ શ્લિષ્ટ છે. તેનો એક અર્થ 'ભયંકર' અને બીજો અર્થ દારુ=કાષ્ટ—એ શબ્દની પાંચમી વિભક્તિનું રૂપ લેવાથી મળે છે. ભાષાન્તરમાં તેમ બની શકતું નથી. ૩. તેનાં=કાદમ્બરીનાં.

છતાં ઉપયોગ ન કરે એ અસંભવિતજ છે. પણ તું જો એવો કોઈક ભોજ્યાભોજ્યનો વિવેક જાણનાર, પૂર્વ જાતિ સ્મરનાર હોય ને તેથી અમારો આહાર ત્યજતો હોય તોપણ ભક્ષ્યાભક્ષ્ય-વિવેક રહિત પક્ષિજાતિમાં પડ્યા પછી ત્હારે અભક્ષ્ય શું છે કે ભક્ષણ કરતો નથી? જેણે ઉત્તમમાં ઉત્તમ જાતિમાં જન્મીને પોતેજ એવું કર્મ કર્યું કે પક્ષિજાતિમાં પડ્યો તે તું હવે શું વિચારે છે? પ્રથમજ ત્હેં આત્માને વિવેકમાં ન રાખ્યો તો હવે સ્વકર્મે વડી પ્રાપ્ત થયેલી જાતિને સદૃશ આચારવામાં તને કંઈ દોષ છેજ નહિ [1]વળી જે લોકોને સારૂ ભક્ષ્યાભક્ષ્યનો નિયમ છે તેમને પણ આપત્કાલે પ્રાણનું સંધારણ અભક્ષ્યના ઉપયોગથી પણ કરવાનું (શાસ્ત્રમાં) કહેલુંજ છે. તો ત્હારા જેવાને શું? તેમ હું ત્હારે સારૂ કંઈ એવું લાવી નથી કે જેમાં તને ચંડાલના આહારની શંકા થાય. ફલ તો તેમની પાસેથી પણ લેવાયજ છે. જલ પણ ચંડાલના વાસણમાંથીએ ભૂમિ ઉપર પડે એટલે પવિત્રજ થાય એમ લોક કહે છે. ત્યારે શા માટે તું ક્ષુધા તથા તૃષાથી પીડાય છે અને મુનિજનને ઉચિત આ વન ફલ ખાતો નથી કે પાણી પીતો નથી?—મને તો આ એના ચંડાલ જાતિને અનુચિત વચનથી તથા વિવેકથી અંતઃકરણમાં ઘણો વિસ્મય થયો, અને એણે કહ્યું તે માન્ય કરીને મ્હેં—શાપને અધીન થયેલાએ—કમકમાટ લાવી દઈ, જીવિત-તૃષ્ણાથી ક્ષુધા-તૃષા શમાવવાને આહારાદિક કર્યું પણ મૌન તો ત્યજ્યું નહિ.

એમ કરતાં કરતાં કેટલેક દિવસે હું તરુણાવસ્થામાં આવી પહોંચ્યો ત્યાર પછી એક વેળા જ્યારે પ્રભાત થવા આવ્યું હતું ત્યારે નયન ઉઘાડીને મ્હેં જોયું તો આ કનક-પંજરમાં હું બેઠેલો હતો એમ મને માલુમ પડ્યું ! ! પેલી ચંડાલ-કન્યા પણ જેવી થઈ તેવી આપે પણ જોઈજ છે. તે સમયે આખા ચંડાલવાડાને અમરપુર જેવો થઈ ગયેલો જોઈને ચંડાલવાસનો ત્રાસ દૂર થવાથી અંતરમાં વિસ્મય પામી, આ શું? એ કુતૂહલથી પૂછવાની ઇચ્છાએ હું મૌન ત્યજતો હતો એટલામાંજ એ કન્યા મને લઈને આપના ચરણ સમીપ આવી. માટે, એ કોણ છે, શા સારૂ એણે ચંડાલરૂપ ધારણ કર્યું છે, શા સારૂ મને પંજરમાં પૂર્યો છે અને પૂરીને શા સારૂ અહીં આણ્યો છે—એ વિશે હું પણ આપના જેવો અજ્ઞ જ છું.

શૂદ્રક રાજાને આ સાંભળી વધારે કુતૂહલ ઉત્પન્ન થયું તેથી તેણે એ કન્યાને બોલાવવાની, પાસે ઉભેલી પ્રતિહારીને આજ્ઞા કરી. પછી થોડીજ વારમાં તે પ્રતિહારીએ દર્શાવેલે માર્ગે પ્રવેશ કરીને તે કન્યાએ સન્મુખ ઉભે ઉભેજ જાણે પોતાના તેજથી તથા પ્રભાવથી રાજાનો અભિભવ કરતી હોય એમ તેને કહેવા માંડ્યુ:—ભુવન-ભૂષણ ! રોહિણીપતે ! તારાનાથ ! કાદમ્બરી-લોચનાનંદક ! ચંદ્ર ! આ દુર્મતિનો તથા આપનો પોતનો પૂર્વ જન્મનો સર્વ વૃત્તાન્ત આપે સાંભળ્યોજ છે. આ જન્મમાં પણ, પિતાએ ના કહ્યા છતાં, કામાવેશથી અંધ બનીને પિતાની આજ્ઞા ઉલ્લંઘીને આ વધૂ-સમીપ જવા નીસર્યો હતો તે પણ એણે પોતેજ કહ્યું છે. હું આ દુરાત્માની માતા લક્ષ્મી છું. દિવ્ય ચક્ષુવડે, એને એ પ્રમાણે બ્હાર નીસર્યો જોઈ

---

૧. વાચનારને અહિં સહજ કૌતુક થશે કે આ ચંડાલ-કન્યાને વૈશમ્પાયનનો પૂર્વ વૃત્તાન્ત વિદિત ક્યાંથી ! પણ આગળ સમજાશે કે એ કન્યા પુંડરીકની માતા સાક્ષાત્ લક્ષ્મીજ હતી. અને તેટલા માટેજ આ ગ્રંથના આરંભમાં કવિયે તેને ચંડાલકન્યા છતાં દિવ્યરૂપ આપી લક્ષ્મી સમાનજ વર્ણવી છે.

એનાં પિતાએ મને કહ્યું કે અગ્નિપને માર્ગે જે કોઇ જાય છે તે પશ્ચાતાપ વિના પાછો ફરતો નથી. આ ત્હારો પુત્ર કદાચિત્ આ પતિજાતિમાંથી રણ નીચે પડશે માટે આ કર્મ પરિસમાપ્ત થાય ત્યાં સુધી એને પકડીને મર્સ લોકમાંજ રાખ; અને જેથી એને પશ્ચાતાપ થાય એવો ઉપાય કર્‌.—આ ઉપરથી આને શિક્ષા આપવાને મ્હેં આ બધું રચ્યું હતું હવે એ કર્મ સમાપ્ત થયું છે, અને શાપનો અંત થવા આવ્યો છે. શાપને અન્તે આપ અને એ બંને સાથેજ સુખમાં રહેશો એમ જાણી મ્હેં આપની પાસે આને આણ્યો છે આમાં પણ જે ચાંડાલજાતિ કહેવડાવી તે લોક સંપર્ક લજવાને માટે. હવે આપ અને એ બેએ, જન્મ-જરા-વ્યાધિ મરણ દિ દુઃખથી ભરેલા આ શરીર સાથેજ સજીને ઇષ્ટ જનના સમાગમનું સુખ ભોગવો.—આ પ્રમાણે કહેતી કહેતીજ એ રણકતાં ભૂષણના સ્વરથી અન્તરિક્ષને બધિર કરતી, પૃથ્વી ઉપરથી ઝટ ગગનમાં ઉડી ગઇ અને ઉત્ફુલ્લ લોચનથી લોક એની સામું જોતા રહ્યા.

લક્ષ્મીનું આ વચન સાંભળતાંજ રાજાને પૂર્વ જન્મનું સ્મરણ થયું અને—સખે વૈશમ્પાયન રૂપ પુંડરીક! ભલું થયું કે આપણા શાપનો અન્ત સાથેજ આવ્યો—એમ કહેતાં કહેતાંજ એના મનમાં,—કર્ણ સુધી ધનુષ્ ખેંચી, કાદમ્બરી રૂપ પરમ અસ્ત્ર આગળ કરી, જીવ લેવા સારૂ શત્રુની સમાન સર્વ આશા રુંધી દઇ,—કામદેવે પ્રવેશ કર્યો. તેના પ્રવેશથીજ જાણે નિર્વાસિત થયું હોય તેમ અંતઃકરણ કાદમ્બરીને શરણ ગયું તેના સર-પ્રહારના જાણે ભયથી દેહ તજીને ઉષ્ણ શ્વાસ-પવન બ્હાર આવવા લાગ્યા. તેનાં બાણ-પક્ષના પવનનો જાણે સ્પર્શ થયો હોય તેમ તરલ શરીર કંપવા લાગ્યું. તેનાં બાણના કાંટાથી જાણે ભરાઇ ગઇ હોય તેમ કાયા રોમાંચિત થઇ. તેના શરની રજ જાણે નયનમાં પડી હોય તેમ તેમાંથી અશ્રુજલ વહેવા લાગ્યું, અને મુખની શોભા તરતજ ફીકી પડી ગઇ. તેના ધનુષ્‌ની પણછનો શબ્દ સાંભળી ભયભીત થયું હોય તેમ હૃદય-વેદનાથી નયન-યુગલ જરા મીંચાવા લાગ્યું. અંતરમાં જ્વલનાર મદનાગ્નિનો જાણે ધૂમ લાગ્યો હોય તેમ કંપતું અધર-પલ્લવ શુષ્ક થવા લાગ્યુ. તે અગ્નિના તાપથી **વિરસ** થયેલું, **નિષ્પીડિત**, **સરાગ** હૃદય જેવું તામ્બૂલ મુખમાંથી બ્હાર પડ્યું. [1]કાષ્ટતનૂ આર્દ્ર એનું અંગ બળવાથી દારુણ દ્રવ જેવો સ્વેદ તેમાંથી નીકળવા લાગ્યો.[2] મદન-શર પેશી ગયાં હોય તેમ તેજ ક્ષણેથી એનાં સર્વ અંગ પરવશ થઇ ગયાં. વળી કાદમ્બરીને આગળ કરીને મદન એને જે પીડા કરવા લાગ્યો તે પીડા, તાપ હરી શકે એવી વસ્તુઓ પણ શમાવવાને સમર્થ થઇ નહિ, કારણ કે, તેના[3] અવયવની રૂપ શોભાએ તેમને હરાવેલી હતી—જેમકે, કમલ-પલ્લવને હાથ પગે, કુવલયપત્રની માલાઓને દૃષ્ટિએ, મણિ-દર્પણને કપોલે, મૃણાલને બાહુ લતિકાએ, ચંદ્રકિરણને નખ કિરણે, કર્પૂર-ધૂલિને સ્મિત પ્રભાએ, મુક્તાહારને દંતકિરણે, ચંદ્રબિમ્બને મુખે, ચંદ્રિકાને લાવણ્યે, અને મણિ-વેદિકાની ભૂમિને નિતમ્બે. આ પ્રમાણે સર્વ બાહ્યોપચાર એને વિફલ થયા, અને હૃદયમાં પણ બીજા કોઇ વિનોદ-

---

૧. વિરસ=રસ વિનાનું શુષ્ક (તામ્બૂલ;) દુઃખદાયક. નિષ્પીડિત=ચવાયલું; અતિશય પીડિત. તામ્બૂલને પહેલાં પણ હૃદય સાથે સરખાવ્યું છે—જુઓ પૃ. ૨૫૦ લી. ૨૭. ૨. આર્દ્ર=ભીનું, લીલું, પ્રેમથી પલળેલું. મૂળમાં ‘દારુણ’ શબ્દ શ્લિષ્ટ છે. તેનો એક અર્થ ‘ભયંકર’ અને બીજો અર્થ દારુ=કાષ્ટ—એ શબ્દની ષષ્ઠી વિભક્તિનું રૂપ લેવાથી મળે છે. ભાષાન્તરમાં તેમ બની શકતું નથી. ૩. તેના=કાદમ્બરીનાં.

થી સુખ થયું નહિ. કેવલ તેનુંજ એ ધ્યાન કરવા લાગ્યો; તેનીજ ઉત્પ્રેક્ષા કરવા લાગ્યો; તેનોજ અભિલાષ રાખવા લાગ્યો; તેનેજ જોવા લાગ્યો; તેનીજ સાથે વાત કરવા લાગ્યો; તેનેજ આલિંગન દેવા લાગ્યો; તેની સાથે રહેવા લાગ્યો; તેને કોપાયમાન કરવા લાગ્યો; તેનો અનુનય કરવા લાગ્યો; તેને પગે પડવા લાગ્યો; તેની સાથે નીલા કરવા લાગ્યો; અને તેની સાથે રમવા લાગ્યો. બીજી સર્વ ક્રિયાઓ એણે તજી દીધી. દિવસે પણ એ આંખ મીચતો નહિ; રાત્રે પણ સૂતો નહિ; મિત્રો સાથે પણ વાત કરતો નહિ; ગુરુઓને પણ નમતો નહિ; ધર્મ-ક્રિયા પણ કરતો નહિ; સુખની પણ ઇચ્છા રાખતો નહિ; દુઃખથી પણ ઉદ્વેગ પામતો નહિ; મરણથી પણ બ્હીતો નહિ; ગુરુઓની પણ લજ્જા રાખતો નહિ; પોતાના ઉપર પણ સ્નેહ રાખતો નહિ;—ટુંકામાં કાદમ્બરીના સમાગમને અર્થે પણ એ ઉદ્યમ કરતો નહિ; (પરંતુ) વારંવાર આવતી મૂર્છાના છલમાં, કેવલ શરીરને પ્રાણત્યાગને યોગ્ય કરતો. વિહ્વલ[1] છતાં પણ વિવિધ ઉપકરણ ધારણ કરતા, નયનમાંથી અશ્રુ પડતાં છતાં શુષ્ક મુખવાળા, અને વચનનો અવકાશ ગયા છતાં વૈશમ્પાયનનો આક્રોશ કરતા એના પ્રિય પરિજન વારંવાર ચરણ સુધી ચંદનની ચર્ચા કરતા; ચરણ તલ ઉપર ભીનાં કમલપત્ર મૂકતા; કર્પૂર છાંટીને હાથમાં હિમ-ખંડ આપતા; હૃદય ઉપર ભીના હાર મૂકતા; ગાલ ઉપર સ્ફટિક મણિનાં દર્પણ મૂકતા; લલાટ ઉપર ચંદ્રમણિ મૂકતા; સ્કંધ ઉપર મૃણાલ દંડ મૂકતા; કદલી-પત્રના વ્યજન રાખતા; પંખા હલાવતા; જલાર્દ્ર પવન નાંખતા; કુસુમશય્યાઓ રચતા; ધારાગૃહના જલયંત્ર ચલાવીને એની પીડાનું શમન કરતા; મણિ-ભૂમિને પ્રક્ષાલિત કર્યા કરતા; સજલ કમલ-કેસર તથા કલ્હારના સમૂહનો ઉપયોગ કરવામાં ગભરાઇ જતા; શીતલ ભૂમિગૃહના અભ્યંતરમાં યોગ્ય સંભાળ લેતા; વાપિઓનાં સરોવરને તટે લતાઓના ગહન મંડપમાં જલ છાંટીને સંતાપ હરણ કરતા; અને અગાશિયોમાં ચંદન-જલ ધ્યાન દઇ દઇને છાંટતા—તોપણ એની દેહ કાષ્ટ જેવી થઇ ગઇ અને કામાગ્નિનું બલ ઝટ સીમા-રહિત વધી ગયું.[2] મહાશ્વેતાને અર્થે ઉત્કંઠિત થતા, પુંડરીકાત્મ વૈશમ્પાયનની પણ દશા રાજાનેજ તુલ્ય થઇ

એવામાંજ, એ કામાગ્નિને જાણે પ્રજ્વલિત કરવા સારૂ,—સરસ પલ્લવયુક્ત લતાઓને નૃત્યોપદેશ આપવામાં ચતુર દક્ષિણ પવનનું[3] પ્રવર્તન કરતો, લટકતાં લોલ પલ્લવવાળાં અશોક વૃક્ષને કુસુમિત કરતો, વિકસિત કલિ તથા મંજરીના ભારથી બાલ આમ્રવૃક્ષને નમાવી દેતો,—કુરવક સહિત બકુલ, તિલક, ચંપક તથા કદંબને કલિકા લાવતો,—કિંકિરાતવડે દિશાઓને પીળી પીળી કરતો, અતિમુક્ત લતાનો સુવાસ પ્રસરાવતો, કિંશુકવનને પ્રફુલ્લ કરતો, કામિ-જનનાં મનને નિરંકુશ કરતો, (સ્ત્રિયોના) રોષનું નિર્મૂલન કરતો, લજ્જા ત્યજાવતો, કોપ કાઢી નાંખતો, અનુનય દૂર કરતો, હસ્તચુમ્બન આલિંગન વિગેરેની સ્પૃહા ઉત્પન્ન કરાવતો,

---

૧. હરત રહિત; વ્યાકુલ. (વિશેષ) ૨. શાપની અસર કવિયે પ્રથમથીજ ગુઢ રીતે સૂચવેલી છે. જુઓ પૃષ્ઠ ૪ લીટી ૨૧. ૩. આવોજ ચિતાર નીચેના શ્લોકમાં છે.

लतानामेतासामुदितकुसुमानां मरुदयम् ।
मतं लास्यं दत्वा श्रयति कुसुमामोदमसमम् ॥

મકરધ્વજના રક્તધ્વજ જેવા કિંશુકને નચાવતો,—સર્વે જીવલોકને જાણે સુવર્ણમય, રાગમય, મદનમય, ઉન્માદમય, પ્રેમમય, ઉત્સવમય, વા ઔત્સુક્યમય કરી દેતો,—સર્વ મહાઅરણ્ય, વન તથા ઉપવનનાં વૃક્ષને પલ્લવિત કરતો, ઉત્ફુલ્લ આમ્રવૃક્ષની સુગંધથી દશે દિશાઓને વ્યાપ્ત કરતો, મધુમદથી મધુર લાગતા કોકિલના આલાપ વડે પાન્થ-જનના શ્રવણને દુઃખ દેતો, અહર્નિશ પુષ્પ-રસના કણના વર્ષાદથી દુર્દિન કરીને સકલ જીવલોકનાં હૃદયને ઉન્મત્ત કરતો, મદમત્ત થઈ ભ્રમણ કરતા ભ્રમરોના ગુંજારથી વિરહાતુર જનની મનોવૃત્તિને ચકિત કરતો, મદનની જ વૃદ્ધિ કરતો ચૈત્રમાસ ખરે ખરો બેઠો.

તે, મકરકેતુના પરમ અસ્ત્ર, વસન્ત સમયવડે હૃદયમાં આકુલ વ્યાકુલ થતી કાદમ્બરીએ ભગવાન્ કામદેવનો મહોત્સવ આવ્યો ત્યારે મહા મહા પ્રયત્ને જેમ તેમ કરી દિવસ વીતાડીને સાયાહ્ને જ્યારે દશે દિશાઓ શ્યામ થવા માંડી ત્યારે સ્નાન કરી, કામદેવનું પૂજન કરી, તેની આગળ અતિ સુગંધી તથા શીતલ જલવડે ચંદ્રાપીડને સ્નાન કરાવ્યું; કસ્તૂરીનો સુવાસ આપતું હરિચંદન તેના ચરણ સુધી ચોળ્યું; સુગંધી કુસુમના હારવડે તેના કેશ અલંકૃત કર્યા; પલ્લવયુક્ત અશોકનાં પુષ્પનું એક કર્ણે કર્ણપૂર પેહેરાવ્યું; કર્પૂર-કુસુમાદિકનાં આભૂષણ પેહેરાવ્યાં; અને નિમેષ રહિત, ભાવાર્દ્ર દૃષ્ટિયે તેનું જાણે પાન કરતી હોય તેમ બહુ વાર સુધી જોઇ રહીને અસહ્ય ઉત્કંઠાથી પુનઃ પુનઃ નિઃશ્વાસ મૂકી, ગભરાટમાં કંપી કંપી, સર્વે અંગે નીકળતા સ્વેદ સહિત, રોમાંચિત શરીરે, શુષ્ક અધરયુક્ત મુખે, રખેને મહાશ્વેતા જોતી હોય એવા ભયથી વારંવાર દિશાએ દિશાએ ચકિત દૃષ્ટિ ફેરવતે ફેરવતે પુનઃ પુનઃ તેની પાસે જઈ, આવિષ્ટ હોય કે પરવશ હોય તેમ બહુ વાર ઉભાં રહી, ત્રિભુવનને ઉન્મત્ત કરનાર ભગવાન્ મદને બલાત્કારે લજ્જા સહિત અબલા જનની સહજ ભીતિ ત્યજાવ્યાથી પોતાનું મન ધારી રાખવાને અશક્ત તથા નિસઃહ થઇને, એકાન્તે સહસા તેને બાથમાં લઇ, નયન-કમલ મીચી દઇ, જાણે જીવતો હોય તેમ કંઠે આલિંગન દીધું !!

ચંદ્રાપીડને તો આ, અમૃત-રસવડે આહ્‌લાદન કરતા, કાદમ્બરીના આલિંગનથી, દૂર ગયેલા પણ પ્રાણ કંઠસ્થાનમાં સત્વર પુનઃ પ્રાપ્ત થયા. દિવસના તાપથી મીંચાઇ ગયેલું કુમુદ શરચ્ચંદ્રિકા પડવાથી બંધનમાંથી વિકસિત થાય તેમ એનું હૃદય ઉચ્છ્‌વસિત થયું. પ્રભાત-સમયની કમલ-કલિની શોભા સહિત એનાં કર્ણ સુધી પહોચતાં નયન ઉઘડી ગયાં, અને પંકજની સમાન એનું વદન પ્રફુલ્લ થયું. આ પ્રમાણે, સૂઇ ઉઠયો હોય એમ ફરીથી સર્વ અંગચેષ્ટા પામેલો ચંદ્રાપીડ કાદમ્બરીને એવી કંઠ-લગ્ન જોઇને, બહુ દિવસના વિરહથી દુર્બલ થયેલા હસ્તવડે અધિક ગાઢ આલિંગન દઇ,—પવનથી હાલી ગયેલી બાલ કદલિની પેઠે ભયથી શરીરે કંપતી, વધારે વધારે નયન મીચતી, હૃદયમાંજ જાણે પ્રવેશ કરવાને ઇચ્છતી, ન મૂકી દેવાને કે ન પકડી રાખવાને સમજતી—પ્રિયાને શ્રોત્રહારી, હૃદયાનંદક, શ્રુતપૂર્વ સ્વરે આહ્‌લાદન કરતો કરતો કહેવા લાગ્યોઃ—

ભીરુ ! હવે ભય ત્યજી દે! ત્હારાજ આ કંઠાલિંગનથી હું પુનર્ ઉજ્જીવિત થયો છું. તું તો અમૃતમાંથી ઉત્પન્ન થયેલા, અપ્સરાઓના કુલમાં જન્મેલી છે. મ્હેં તને કહ્યું હતું કે તે તેજનું બનેલું આ શરીર સ્વતઃજ અવિનાશી છે તેથી, અને વિશેષે કરીને કાદમ્બરીના કર-સ્પર્શથી પ્રફુલ્લ રહેશે—તે શું તને નથી સાંભરતું ? આટલા દિવસ સુધી ત્હારા હસ્તનો

સ્પર્શ થયા છતાં હું પુનર્ ઉજ્જીવત થયો ન હતો એ શાપનો દોષ હતો. આજ એ મ્હારા શાપનો અંત આવ્યો છે. ત્હારા વિરહથી દુઃખદાયી થઇ પડેલી, માનુષ લોકમાં મ્હારી શૂદ્રક નામની કાયા મ્હેં ત્યજી દીધી છે. પણ આ તો, તને આમાં રુચિ ઉત્પન્ન થઇ એમ જોઇને ત્હારી પ્રીતિથી ધારી તથા પાળી રાખી છે. માટે આ લોક અને ચંદ્રલોક એ બંને હવે ત્હારે ચરણે છે. વળી ત્હારી પ્રિયસખી મહાશ્વેતાનો પણ પ્રિયતમ મ્હારી સાથેજ શાપમુક્ત થયો છે.—આ પ્રમાણે, ચંદ્રાપીડના શરીરમાં રહેલો ચંદ્ર બોલતો હતો એટલામાંજ,—ચંદ્રલોકમાં રહેવાથી અંગે લાગેલો કેવલ અમૃત-પરિમલજ અધિક આપતો, જે વેષે મહાશ્વેતાની ઉત્કંઠાથી મરણ પામ્યો હતો તેજ વેષ ધારણ કરતો, તેમજ કંઠે એકાવલી ધારણ કરતો, તેવાંજ પીડાથી નિઃસહ થયેલાં અંગવાળો, તેવાજ ફીકા તથા નિર્માંસ કપોલયુક્ત મુખવાળો—પુંડરીક કપિંજલનો હાથ ઝાલી ગગનતલમાંથી ઉતરતો તેમને દેખાયો.

તેને દૂરથીજ જોયો કે તરત ચંદ્રાપીડનું વક્ષઃસ્થલ મૂકી દઇ, કાદમ્બરીએ પોતેજ દોડીને મહાશ્વેતાને આલિંગન દઇ, પુંડરીકના આગમન-મહોત્સવની વધામણી ખાધી ન હતી એટલામાં તો ઉતરી આવીને પુંડરીક પરમોપકારી ચંદ્રાપીડ રૂપ ચંદ્ર પાસે જઇ પહોંચ્યો. ચંદ્રાપીડે એને કંઠાલિંગન દઇ કહ્યું:—સખે પુંડરીક! પૂર્વ જન્મને સંબંધે જો કે તું મ્હારો જામાતા છે; તોપણ પછીના જન્મમાં ઉત્પન્ન થયેલા મિત્રસ્નેહ તથા સહભાવથીજ ત્હારે મ્હારી સાથે વર્તવું:—આમ ચન્દ્રાપીડ બોલતો હતો એવામાંજ ચિત્રરથને તથા હંસને વધામણી આપવાને કેયૂરક હેમકૂટ ગયો. મદલેખા પણ દોડતી દોડતી બ્હાર જઇ, મૃત્યુંજયનો મંત્ર જપવામાં વ્યગ્ર થયેલા તારાપીડને તથા વિલાસવતીને પગે લાગી, અત્યંત આનંદથી મ્હોટે સ્વરે કહી આવી કેઃ—મહારાજ! દેવીને તથા આપને વધામણી છે! યુવરાજ અને વૈશંમ્પાયન પ્રત્યુજ્જીવિત થયા છે! રાજા તો આ સાંભળી, શરીર-સંસ્કાર વિના ઉગેલા અવિરલ, દીર્ઘ, કઠોર પલિતથી છવાઇ ગયેલાં કાંડાવાળા પોતાના હાથથી એને આલિંગન દઇ હર્ષમાં નિમગ્ન થઇ, વિલાસવતીને કંઠે અવલમ્બન કરી, વૃદ્ધાવસ્થામાં પડેલી કરચલીને લીધે શિથિલ થઇ ગયેલા બાહુવડે ઉત્તરીય વસ્ત્રનો છેડો ઉંચો કરતો કરતો, લય-શિક્ષા રહિત હોવાથી જેમ તેમ પડતા ચરણે પોતેજ જાણે નૃત્ય કરતો કરતો,—આસપાસ વિંટળાઇ વળેલા, પ્રફુલ્લ વદનવાળા હજારો નરપતિને લીધે, મલય-પવનથી ચલિત થયેલા કમલાકર જેવો શોભતો,—'એ ક્યાં છે? ક્યાં છે?' એમ પુનઃ પુનઃ મદલેખાને પૂછતો પૂછતો, નિર્વિશેષ હર્ષમાં લીન થઇ ગયેલા શુકનાસને વળી વળી કંઠ-ગ્રહ દેતો દેતો તેની પાછળ પાછળ ત્યાંજ આવ્યો; અને ચંદ્રાપીડને એ પ્રમાણે પુંડરીકને કંઠે બાઝી ઉભેલો જોઇ, અત્યંત આનંદથી શુકનાશને કહેવા લાગ્યો:—ઠીક થયું કે પુત્રના પ્રત્યુજ્જીવનોત્સવનું સુખ મ્હેં એકલેજ ભોગવ્યું નહિ—ચંદ્રાપીડે આમ હર્ષમાં નિમગ્ન થયેલા પિતાને જોયા કે ઝટ પુંડરીકને મૂકી દઇ, તેની આગળજ ભૂતલ ઉપર મસ્તક મૂકી પ્રણામ કર્યો. તે સમયે સત્વર પાસે જઇ એને ઉભો કરી તારાપીડ બોલ્યો:—પુત્ર! શાપ-દોષથી કે મ્હારા પુણ્યથી જો કે હું ત્હારો પિતા થયો છું તોપણ તું તો જગદ્વંદનીય લોકપાલ છે. વળી મ્હારામાં પણ જે કંઇ નમવા યોગ્ય અંશ હતો તે પણ મ્હેં તનેજ આપ્યો છે. માટે ઉભયથા પણ તુંજ નમસ્કાર યોગ્ય છે.—એમ કહેતાં કહેતાંજ હજારો રાજપુત્ર સહિત એ

---

૧. આ કથા સાર જુઓ પૃષ્ઠ ૨૬૫, લીટી ૧૯ મી.

ઉતરી એને ચરણે પડ્યો. (પણ) ત્રિનાસત્તીએ તો એને ફરી ફરી મસ્તકે, વળી લલાટે અને વળી ગાલે ચુંબન કરી, બહુ વાર સુધી ગાઢ ગાઢ આલિંગન દીધુ, અને માતા પાસેથી મુક્ત થયો ત્યારે શુકનાશની પાસે જઇ એણે તેને પ્રણામ કર્યો. શુકનાસે આ જોઇ એને વળી આશિષ્ દીધી એટલે અનુક્રમે પાસે જઇને એણે—આ તમારો વૈશમ્પાયન છે—એમ કહી, વિનયથી વિલક્ષ બની અવનમ્ર મુખે ઉભેલા પુંડરીકને પ્રથમ પિતાને, પછી માતાને, પછી શુકનાસને અને પછી મનોરમાને બતાવ્યો.

આજ પ્રસંગે પાસે આવીને કપિંજલે શુકનાશને કહ્યુ—ભગવાન્ શ્વેતકેતુએ આપને એવો સંદેશો કહાવ્યો છે કે,—આ પુંડરીકને મ્હેં તો માત્ર ઉછેર્યો જ છે. પણ પુત્ર તો એ તમારો છે એને પણ આપ સર્વ ઉપરજ સ્નેહ લાગ્યો છે માટે આ વૈશમ્પાયન છે એમજ ગણીને એને અવિનયમાંથી વારજો એ કોઇ અન્ય છે એમ ગણીને એની ઉપેક્ષા કરશો નહિ શાપ રહિત છતા મ્હેં મ્હારી પાસે એને બોલાવ્યો નથી તેનું કારણ એજ કે એ તમારોજ છે વળી ચંદ્ર જેટલાજ આયુષ્યવાળા આ પુત્રમાં પોતાનું સ્થાપન કરીને કૃતાર્થ થઇ, મ્હારૂ સત્વ નામનુ જ્યોતિ હવે આ દિવ્ય લોકની પણ ઉપર જવાને તત્પર થયુ છે, આ સાભળી શુકનાસે, વિનયથી નીચુ જોતા પુંડરીકને ખભે હાથ ફેરવી કપિંજલને કહ્યું,—ભગવાને, સકલ જગતના મનોરથ વિદિત છતા શુ કરવા આ સંદેશો મોકલ્યો? ખરેખર સ્નેહનો આ અસંતોષ છે—આવા આવા પૂર્વજન્મવૃત્તાન્તના સ્મરણાલાપમાં પરસ્પર દર્શનસુખ થકી પ્રફુલ્લ નેત્રવાળા એવા તે સર્વની રાત અજાણ્યતાંજ વીતી ગઇ[1] પ્રાતઃકાલ થયો એટલામાંજ સકલ ગંધર્વ-લોકસહિત તથા મદિરા અને ગૌરી સહિત ગંધર્વરાજ ચિત્રરથ અને હંસ એ બંને રાજા સાથે આવ્યા આવીને તેઓ પોતાની લજ્જિત પુત્રિઓને જોઇ હૃદયમા હર્ષ પામ્યા, જામાતૃ દર્શનથી તેમનાં વદન પ્રફુલ થયાં, અને તારાપીડ તથા શુકનાસ સાથે સંબંધને ઉચિત સંવાદ વર્તી કરતાં કરતાં તેમણે જાણે સહસ્ર ગણો મહોત્સવ રચાવ્યો

એ ચાલતો હતો એટલામાંજ ચિત્રરથે તારાપીડને કહ્યુ—અમારૂં મંદિર છતાં શામાટે અરણ્યમાં મહોત્સવ કરવો જોઇયે? જો કે પરસ્પર રુચિથી ઉત્પન્ન થયેલો આ જ આપણો ધર્મ્ય વિવાહ છે તોપણ લોક વ્યવહારને અનુસરવુંજ જોઇએ. માટે અમારે ત્યાં ચાલો પછી (જેમ અનુકૂલ પડે તેમ) આપના દેશમાં વા ચંદ્રલોકમાં પધારજો.—તારાપીડે આ સાભળી પ્રત્યુત્તર દીધો:—ગંધર્વરાજ! જ્યાં નિરતિશય સંપત્સુખ મળે તેજ વન છતાં પણ ભવન સમજવું, અને આવુ સંપત્સુખ મને બીજે ક્યાં મળ્યુ છે! વળી હવે તો મ્હેં સર્વ ગૃહજ આપના જામાતૃને આપ્યા છે. માટે આપ વધૂસહિત એનેજ તેડીને ગૃહ સુખના અનુભવને અર્થે સિધાવો.—આ વચન સાંભળી—રાજર્ષિ! જેવી આપની ઇચ્છા—એમ કહી ચિત્રરથ ચંદ્રાપીડને લઇને હેમકૂટ ગયો ત્યાં જઇને તેણે કાદમ્બરી સહિત પોતાના સર્વે રાજ્ય-નું ચન્દ્રાપીડને અર્પણ કર્યુ. પુંડરીકને પણ મહાશ્વેતા સહિત નિજપદ હંસે આપ્યુ પણ તે બંનેએ તો, હૃદય રુચિત વધૂના લાભથીજ કૃતાર્થ થઇ બીજું કંઇ પણ સ્વીકાર્યુ નહિ

બીજે દિવસ, જન્મમાં વાંછિત હતુ તે લાભ મળવાથી મુદિત થયેલી અને સખી-સ્વજન મધ્યે જઇ નિવૃત થયેલી છતા કાદમ્બરી નયનમાં અશ્રુસહિત શોકાતુર મુખે ચંદ્રાપીડ રૂપ ચંદ્ર

1 જુઓ ઉત્તરરામચરિત—
अविदितगतयामा रात्रिरेव व्यरंसीत्।

શયનમાં ગયો ત્યારે પૂછવા લાગી કે:—આર્યપુત્ર ! આપણે સર્વે તો મૃત છતાં પ્રત્યુજ્જીવિત થઇને પરસ્પર સંયુક્ત થયાં. પણ પેલી બિચારી પત્રલેખા આપણામાં દેખાતી નથી ! એ ભોળીનું શું થયું તે કંઇ સમજાતું નથી.—આ સાંભળી, એણે પ્રસન્ન થઇ પ્રત્યુત્તર આપ્યો:- 'પ્રિયે ! અહિંયાં એ ક્યાંથી હોય ? એ તો મ્હારે દુઃખે દુઃખ પામતી રોહિણી હતી. તેણે, મને શાપ થયો સાંભળી, મર્ત્યલોકમાં વસવાનું દુઃખ આપ એકલા કેમ ભોગવશો ?—એમ કહી મ્હેં વારી રાખ્યા છતાં પ્રથમથીજ, મ્હારા ચરણની સેવા કરવા મર્ત્ય લોકમાં જન્મ લીધો હતો. મ્હારું મૃત્યુ થયા પછી શરીર-ત્યાગ કરી ફરીથી પાછી એ મ્હારા બીજા જન્મ-સમયે મર્ત્યલોકમાં અવતરતી હતી, તે વેળા બલાત્કારે મ્હેં વારીને એને ચંદ્રલોકમાંજ રાખી છે, માટે ત્યાં તું એને હવે દેખશે.—આ સાંભળી, કાદમ્બરી તો રોહિણીની એવી ઉદારતા, સ્નેહનતા, મહાનુભાવતા પતિવ્રતા, અને મધુરતાથી અંતઃકરણમાં વિસ્મય પામી બહુ લજવાઇ ગઇ અને જરા પણ બોલી શકી નહિ.

ત્યાર પછી થોડી વારે, કાલ-પ્રભુ ચંદ્રમાને, જન્મ-દ્વયમાં આકાંક્ષિત જાણે કાદમ્બરી સંભોગ-સુખ આપવાને દિવસ અપસરણ કરી ગયો; અનુરાગ-પતાકા જેવી પશ્ચિમ સંધ્યા પ્રકાશવા લાગી; વધૂની લજ્જા જાણે ઢાંકવાને નિશા પ્રસરવા લાગી; અને સર્વે જગત્ ચંદ્રોદયથકી રમણીય થઇ રહ્યું. એ પ્રમાણે જ્યારે રાત્રિ થોડી ઘણી વીતી ત્યારે ચંદ્રપીડે શિથિલ નીવિ-બંધ બની પ્રસારેલા કરનું વારંવાર નિવારણ કરતી કાદમ્બરીનું દીર્ઘકાલથી ઇચ્છિત ઉન્મીલિત નયન-કમલયુક્ત, પ્રેમાલિંગન સુખયુક્ત, પ્રાર્થિત સુરતના સમાપ્તિ-સમયની લજ્જા વડે સુભગ—પ્રથમ સુરત-સુખ અનુભવ્યું; અને જાણે એકજ દિવસ રહ્યો હોય એમ દશ રાત્રિ રહીને, હૃદયમાં સંતુષ્ટ શ્વશુર શ્વશ્રુની આજ્ઞા લઇ, ત્યાંથી એ પિતા પાસે આવ્યો.

ત્યાં આવીને, સાથેજ જેમણે ક્લેશ ભોગવ્યો હતો એવા રાજલોકને આત્મ-સમાન કરી, સર્વ રાજ્યભાર પુંડરીકને સોંપી, પિતામાતાની ચરણ સેવા કરતો કરતો કદાચિત્ એ, જન્મ-ભૂમિના સ્નેહથી ઉજ્જયિનીમાં વસતો, જ્યાં અતિ પ્રફુલ્લ નયને નગરવાસીઓ એનું દર્શન કરતા; કદાચિત્ ગંધર્વરાજના આદરથી, અનુક્રમે તથા અતિ રમણીય હેમકૂટ ઉપર, વસતો; કદાચિત્ રોહિણીના બહુમાનથી, અમૃતના પરિમલવડે સુગંધી તથા શીતલ થયેલા, ગુણ પ્રોચને લીધે મનોહર લાગતા ચંદ્રલોકમાં વસતો; કદાચિત્ પુંડરીકની પ્રીતિથી, અહર્નિશ પ્રફુલ્લ રહેતા કમલ સમૂહવાળા, લક્ષ્મીને વસવાના સરોવરમાં, અને કાદમ્બરીની રુચિ પ્રમાણે સર્વત્રજ વસતો; અને બીજાં પણ વિચિત્ર રમ્ય રમ્ય સ્થાનમાં તેની સાથે જન્મદ્વયની આકાંક્ષાને લીધેજ અપરિસમાપ્ત તથા અપુનરુક્ત નાના પ્રકારનાં સુખ ભોગવતો ભોગવતો માત્ર ચન્દ્રમા કાદમ્બરીની સાથે રહ્યો એટલુંજ નહિ પણ કાદમ્બરી મહાશ્વેતાની સાથે, મહાશ્વેતા પુંડરીકની સાથે અને પુંડરીક પણ ચન્દ્ર સાથે—એમ સર્વે પરસ્પર સર્વ કાલ અવિયુક્ત રહીને સર્વે સુખ અનુભવતાં અનુભવતાં આનંદની ખરેખરી સીમા પામ્યાં.

## સંપૂર્ણ.